# ગુજરાત



આદ્યતંત્રી :

**શ્રી. કનૈયાલાલ મા. મુનશી**

સાહિત્ય સંસદ તરફથી

**તંત્રી મંડળ :**



—❀—

વાર્ષિક લવાજમ :

હિન્દમાં : રૂ. ૫-૦-૦
પરદેશ : ૧૨ શીલીંગ
સંસદના સભ્યો માટે
લવાજમ : રૂ. ૪-૦-૦

—❀—

## સાહિત્ય સંસદનું મુખપત્ર

દર મહીનાની તા. ૧૫ મીએ પ્રગટ થાય છે

શ્રી. કનૈયાલાલ મુનશીની નવી નવલકથા

# જય સોમનાથ

તે ઉપરાંત જુદા જુદા લેખકોની ટુંકી વાર્તા

ચન્દ્રવદન મહેતા, ઉમાશંકર જોશી, સુંદરજી બે.

વગેરેના કાવ્યો, દોહન, વર્તમાનસાર, સમાલો

વગેરે નિયમિત પ્રકટ થાય છે.

## રાષ્ટ્રપતિ અને સ્વયંસેવિકાઓ



મુંબઈમાં મહાસભાની કારોબારી સમિતિ અને અખિલ હિન્દ મહાસભા સમિતિની બેઠકો તાજેતરમાં મળી તે પ્રસંગે સ્વયંસેવિકાઓ સાથે રાષ્ટ્રપતિનું આ ચિત્ર લેવાયું હતું.



ડૉ. દેશમુખના બીલને ટેકો.

ડૉ. દેશમુખના હિન્દુ સ્ત્રીઓના વારસા હક્કને લગતા બીલને આપવા મળેલી બે સભાઓના ફોટો ચિત્ર ઉપર ભાટીયા સ્ત્રી સભાનું ચિત્ર છે. નીચે મુંબઈની વિદ્યાર્થીનીઓની સભાનું ચિત્ર



# ગુણસુંદરી

અને સ્ત્રીહિતોપદેશ

વાર્તા અંક

પુસ્તક ૨૭મું | સપ્ટેમ્બર : ૧૯૩૬ | અંક ૧ લો


## મારો વાસ

(૧)

નવરંગી વ્યોમ માંહી તારા ઘૂમે,
ઘૂમે ઘૂમે ને મારી આંખો ચૂમે:
પચરંગી લોક માંહી ફૂલો ખીલે,
ખીલે ખીલે ને મારી આંખો ઝીલે.

(૨)

આકાશે ચમકે છે તારા અપાર,
પૃથ્વીએ મલકે છે ફૂલોની હાર,
ફૂલોથી નીતરે દૂધની ધાર,
તારાથી નીતરે અમૃતની ધાર

(૩)

માળા તારાની મારી બ્હેની ગૂંથે,
માળા ફૂલોની મારો ભાઈ ગૂંથે,
તારામા દેવોના નયનો હસે,
ફૂલોમાં દેવોના નયનો રમે.

(૪)

ફૂલો ને તારલા સાગરે રમે,
પંખીની પાંખમાં નિત્ય એ ભમે,
ફૂલો ને તારામાં હોજો મારો વાસ,
સાગરને પાંખોમાં હોજો મારો વાસ

મોહિનીચન્દ્ર

# કયમ વિસરે ?

મહિયર મનગમતું મીઠડું,
મીઠલડા ત્યાં માને બાપ,
માડી કયમ વિસરે ?

સાસરિયું અકારૂં સહુસંગે,
માલે ત્યાં સાસુજીનો સંતાપ,
સાસુ કયમ સાંભરે ?

માવલડીનાં શબ્દે સુધા સરે,
શબ્દે શબ્દે શાંતિ સોહાગ,
માડી કયમ વિસરે ?

સાસુજીની જીભે તણખા ઝરે,
સજનિ ! ઉઠે અંતરિયે આગ,
સાસુ કયમ સાંભરે ?

માડી આલે નાવણુ કેડી કુંડીઉ,
મહીં ભરીયેલ ગંગાજીનીર,
માડી કયમ વિસરે ?

આલે સાસુજી હાણી કુંડીયું,
એના નીરે ચડે મેલ ચીર,
સાસુ કયમ સાંભરે ?

મનગમતાં માવલડી ભોજન ધરે,
જમતાં ભોજન ઠોળે વાય,
માડી કયમ વિસરે ?

આલે દાહાં લુખ્ખાં અન્ન સાસરે,
સાસુ વળા વળા જોતી જાય,
સાસુ કયમ સાંભરે ?

માડી આલે મુખવાસે એલચી,
મીઠાં સોનલ વરણાં પાન,
માડી કયમ વિસરે ?

આલે સાસુ મુખવાસે મરીજિયાં,
માસુજીને સોપારીની આણ,
સાસુ કયમ સાંભરે ?

માડી આલે પોઢણિયે ઢોલિયાં,
હીરે જડી હિંડોળા ખાટ,
માડી કયમ વિસરે ?

આલે સાસુ ફાટી તૂટી ધાબળી,
કાં તો આલે માંકડભરી ખાટ,
સાસુ કયમ સાંભરે ?

વાડીલાલ હ. શાહ

બંગાળના મશહૂર નવલિકાકાર શ્રી પ્રભાતકુમાર મુખોપાધ્યાયની એક મનોરમ્ય પ્રસાદી: શ્રી નગીનદાસ પારેખ અત્રે રજુ કરે છે

# નીલુદા

નીલમણિના સસરા મોટા દરજ્જાના અમલદાર હતા. લગ્ન કરતી વખતે તેના બાપે ધાર્યું હતું કે મારા દીકરાને એક મુરબ્બી મળ્યા. વસ્તુતઃ જો નીલમણિ બી. એ. પાસ થઈ જાત અને તેના સસરા જીવતા રહેત તો તેઓ અનાયાસે જ નીલમણિને એકાદ ડેપ્યુટીની જગા અપાવી શકત પણ તેનું નસીબ એવું ફૂટેલું હતું કે બેમાંથી એક પણ વાત ન બની. નીલમણિ આજે માસિક ૬૫ રૂપિયાના પગારનો કારકુન છે!

ભીમદાસની ચાલમાં એક નાની ઓરડી ભાડે રાખીને નીલમણિ સકુટુંબ રહે છે. તેને બે કન્યા અને એક પુત્ર છે. બંને કન્યાઓ મોટી થયેલી છે. કમલાની ઉંમર અગિયાર વરસની અને સરલાની પાંચ વરસની. પુત્ર સુશીલ સરલા કરતાં બે વરસે નાનો છે.

આવા ટૂંક પગારમાં કલકત્તામાં કુટુંબ સાથે રહેવું પડે એટલે જીવ જવા જેવું થાય છે. આપદાનો પાર જ રહેતો નથી. જે ઘરમાં એ રહે છે તેની સ્થિતિ જોઈને જ આંખમાં પાણી આવે. નીચેનો ભાગ ખૂબ અંધારો અને ભેજવાળો હતો. ઉપરનો ભાગ પણ અહીંથી ભાંગેલો તહીંથી તૂટેલો છાપરું ક્યારે તૂટી પડશે તે કાંઈ કહેવાય નહિ સમરાવવાનું કહેતાં જ ઘરવાળો કહે કે ભાડું વધારે આપો-સમરાવી આપું છું. ઘરમાં એક ચાકરડી છે-તે મહિનામાં અરધા દિવસ તો ગચ્છંતિ કરી જાય છે. દશવેંઢા પગાર કરતાં જગ વધારે આપે ત્યારે તે મંતોષાતી અને બજારમાં ખરીદી કરવા જતી ત્યારે પૈસા મારી ખાતી નહિ. એ ગુણોને લીધે જ નીલમણિ તેને છોડી શકતો નહોતો ચોખ્ખું દૂધ તો નીલમણિના છોકરાંએ નજરે દીઠું જ નહોતું. કટકો મિઠાઈ પણ કોઈ વાર નસીબજોગે મળતી તે જ. શેરીને નાકેની દુકાનેથી એક એક પૈસાના મમરા લાવીને તેઓ નાસ્તો કરતા. નીલમણિના ઘરનાં સ્ત્રી પુરુષો બંને વખત દાળભાત ખાઈને જ દહાડા કાઢતા.

વળી નીલમણિ એક વખત ખૂબ શોખીન હતો એક દિવસ એવો હતો જ્યારે તે મરતું કાપડ ખરીદતો નહિ, સોધા બૂટ ખરીદવા એ અપમાન જનક માનતો, પિયર્સ અથવા વિનોલિયા વિના બીજો સાબુ વાપરતો નહિ, સામાન્ય કટકાએ ડીલ લૂછતો નહિ ટુવાલ જ વાપરતો. તેની સ્ત્રી પણ બાળપણમાં ધનવાન પિતાને ત્યાં ઉછરેલી હતી તેની જુદી જુદી બહેનપણીઓ ધનવાનના હાથમાં જ પડેલી હતી. આથી એને કેટલું દુઃખ થતું હશે એ કલ્પી શકાય એવું છે. મૂગે મોઢે ઘરનું કામકાજ કર્યા કરે પણ ન જ સહેવાય ત્યારે પણ સ્વામીને દોષ નહોતી દેતી. પોતે જ બેઠી બેઠી રડતી. આથી નીલમણિનું દુઃખ બમણું વધતું નહોતું.

પોષ મહિનો હોવાથી ઓફિસ બંધ હતી. અગિયાર વાગે જમી કરીને નીલમણિ બજાર જવા તૈયાર થયો. કમલાને માટે એક ફલાલીનનું બદન ખરીદવું હતું, અને

છોકરાને માટે એક ગળપટ્ટો અને બે જોડ મોજાં. ગૃહિણીએ પેટી ઉઘાડી ચાર રૂપિયા લાવી સ્વામીના હાથમાં મૂકયાં.

નીલમણિ બોલ્યો—" એકાદ રૂપિયો વધારે મળશે ? "

" કેમ ? "

" સરલાને માટે એક ઢીંગલી લાવતે. થોડા દિવસ પહેલાં પડોશની એક છોકરીના હાથમાં શણગારેલી ઢીંગલી જોઇને સરલાએ ભારે હઠ લીધી હતી. તે વખતે નીલમણિએ કહ્યું હતું,—" વારુ, રડ નહિ પગાર આવશે ત્યારે લાવી આપીશ. "

ગૃહિણીએ કહ્યું,—" એક રૂપિયાની ઢીંગલી લાવી શકીએ એવી આપણી સ્થિતિ છે ? કયાંથી લાવશું ? "

નીલમણિએ કહ્યુઃ—" એક રૂપિયામાં શું ? હોય તો આપ. આહ–બિચારી ખુબ રડી હતી. "

ગદ્દગદ્ કંઠે ગૃહિણીએ કહ્યું—" રડી હતી એ વાત પણ ખરી અને રૂપિયાની કંઇ ઝાઝી વિસાત નથી એ વાત પણ સાચી. છોકરાંને રમકડાં લાવી આપવાં કયાં માબાપને ભારી પડે છે ! પણ આપણા નસીબમાં જ કયાં છે ! " એમ કહીને ગૃહિણીએ આંખે પાલવ દીધો.

એક ઊંડો નિસાસો નાખીને, ચાર રૂપિયા ગજવામાં ઘાલી નીલમણિ બહાર ચાલ્યો ગયો.

ધોરી રસ્તા પર જઈ તે ટ્રામની રાહ જોતો ઊભો હતો એવામાં એક સેકંડ કલાસ ગાડી તેના મોં આગળથી પસાર થઇ ગઇ. બીજી જ ક્ષણે અંદર બેઠેલા માણસે મોં બહાર કાઢી બૂમ મારી, " ગાડીવાળા, ગાડીવાળા, ઉભી રાખ. " ગાડી ઉભી રહેતાં જ બારણું ઉઘાડી એક વ્યકિતએ કૂદી પડી ઝપાટાભેર નીલમણિ પાસે આવી કહ્યું,—" નીલુદા ! "

નીલમણિએ માણસના મોં તરફ જોયું પણ ઓળખી શકયો નહિ. તેના શરીર પર અંગ્રેજી પોશાક હતો, માથે હેટ, હાથમાં કીમતી લાકડી, ઉંમરમાં ચિરુદ વય આશરે ૩૨ હતી. મોટામસ ગોળ ચહેરો, અને રંગ પણ સુંદર ગોરો હતો. ઓળખી ન શકયો એટલે નીલમણિ તેના તરફ ટગર ટગર જોઇ રહ્યો.

અરધી મિનિટ આમને આમ વહી ગઇ. નવા માણસે કૌતુકભર્યા સ્વરે કહ્યું, " કેમ નીલુદા ન ઓળખ્યો ? તું યે જબરો ! બહુ મોટો માણસ થઇ ગયો કે શું ? શી નોકરી કરે છે ? જજ બજ થઇ ગયો હશે. " એમ કહીને તે હા હા કરતો હસવા લાગ્યો.

માથું ડોલાવતો ડોલાવતો તેને હસતો જોઇને નીલમણિની સ્મરણશકિત જાગ્રત થઇ. તે બોલ્યો,—" ઓહ–સુધાંશુ ? "

નવા માણસે નીલમણિને મશ્કરીમાં સલામ ભરીને કહ્યું,—" જી હજૂર. એજ બંદા. બાળપણમાં આટઆટલી દોસ્તી હતી . અને આજે ઓળખી ન શકયો. "

" ઓળખી શી રીતે શકું, ભાઇ ? આજ લગભગ પંદર વરસ થયાં તને જોયો નહોતો. ત્યારે તું સુકલો હતો–શામળો હતો–અત્યારે ખૂબ ગોરો થઇ ગયો છે. મોટો થઇ ગયો છે, ખૂબ લાંબો પહોળો વધી ગયો છે."

" કેમ જાડો ન થાઉં ? પશ્ચિમમાં રહું છું. હવાપાણી પણ સારાં છે. ઘી દૂધ સસ્તાં છે. શા માટે જાડો ન થાઉં ? તું અત્યારે કયાં રહે છે ? "

"પાસેજ–નંબર ૧૭, ભીમદાસની ચાલમાં."

" શું કરે છે ? "

" બંગાળના જુવાનોનો જે મુખ્ય આધાર છે તેજ તો–કારકુની. "

" હું લખનૌમાં નોકરી કરતો હતો. પણ તે નોકરી છોડીને થોડા દિવસ થયાં કલકત્તા આવ્યો છું. વેપાર કરવો છે. ગ્રેટઇસ્ટર્નમાં

ઓરડામાંથી પથારી વગેરે ખસેડી લઇને બે છોકરીઓની મદદથી ત્યાં સાફસૂફ કરવા લાગ્યો. એક સાવરણી લાકડીએ બાંધી ચારે બાજુની દિવાલ સારી રીતે સાફ કરી નાખી. બાલદી બાલદીએ પાણી નાખી જમીન પણ ધોઇ નાખી. દીવાલ પર ઠેકઠેકાણે ડાઘા હતા. પાનમાં ખાવાના ચૂનાને પાણીમાં મેળવી તે બધાં ઢાંકી દીધા.

એટલાના એક ખૂણામાં એક ભાંગ્યું તૂટ્યું કેમ્પટેબલ ઘણા દિવસની ભેગી થયેલી ધૂળમાં પોતાની જાતને સંતાડીને પડી રહેલું હતું. તેને ખેંચી કાઢી, ધોઇ, લૂછી ઘરમાં ગોઠવ્યું. તેના ચારે પાયા છેક હાલી નીકળ્યા હતા. પાસે બેસી તેના પર જરા ભાર દેતાંજ કચકચ અવાજ કરતું સામી બાજુએ ઢળી પડતું હતું. આમ તેમ પથરા નળિયાં ગોઠવવાથી પણ કંઇ ખાસ પરિણામ ન આવ્યું. ત્યારે નીલમણિએ એક દોરડી લઇને પાયા ધરીને ખુબ મજબુત રીતે બાંધી દીધા. ત્યારે ટેબલ જરા સ્થિર થયું. ઘરમાં માત્ર બેજ ખુરશીઓ હતી. એક નેતરની અને બીજી લાકડાની. નેતરની પર સુધાંશુને બેસાડવો અને લાકડાની પર નીલમણિએ પોતે બેસવું એવી ગોઠવણ થઇ. ટેબલની શોભા માટે એક સારો કટકો જોઇતો હતો—આમ તો એટલા માટે કે ન ઢાંકે તો દોરી વગેરે દેખાઇ જાય. ગૃહિણીનો એક ધાબળો તેની ઉપર બિછાવી દેવામાં આવ્યો.

આ બધી તૈયારી કરવામાં ચાર વાગી ગયા. પછી નીલમણિએ હુક્કાને રાખ વતી સારી પેઠે માંજી નાખ્યો અને તેના નળમાં ગજ કરી પાણી બદલી મૂક્યું. એકાએક યાદ આવ્યું કે તે તો સાહેબ છે; હુક્કો ન પીએ તો ! તેને ચિરૂટ પીતા નીલમણિએ જોયો હતો. આથી પૈસા લઇને નીલમણિ ચિરૂટની શોધમાં બહાર પડ્યો. પરંતુ પાસેની કોઇ પણ દુકાને સારી ચિરૂટ મળી નહિ. પૈસાની બે વાળી લાલ દોરો બાંધેલી પાનની દુકાને મળતી હલકી ચિરૂટ સુધાંશુના હાથમાં શી રીતે અપાય ? આઘે જઇને સારી દુકાનેથી ચિરૂટ લઇ આવવા જેટલો વખત પણ નહોતો. પડોશમાં ચિરૂટ પીનાર એક વકીલ રહેતા હતા. તેમની પાસે જઇ નીલમણિ પાંચ સારી ચિરૂટ માગી લાવ્યો. તે અને દિવાસળીની એક પેટી ખૂમચામાં મૂકી ટેબલ પર ગોઠવી દીધો.

સાંજ પછી ચોખ્ખાં કપડાં પહેરી નીલમણિ મિત્રની રાહ જોતો બેસી રહ્યો. આઠ વાગી ગયા, સાડા આઠ વાગ્યા, નવ વાગ્યા. ક્યાં છે ! હજી યે સુધાંશુ દેખાતો જ નથી ! ભૂલી ગયો કે શું ? નીલમણિ અને તેની સ્ત્રી બંને ઉત્કંઠિત થઇ ગયાં. જો ન આવે તો આટ આટલો ખરચ કરીને કરેલી બધી તૈયારી ફોકટ જશે ! સ્ત્રીએ કહ્યું,—"તેઓ તો મોટા માણસ છે—વિલ્સનની હોટલમાં રાજભોગ છોડીને ગરીબને ઘેર ખાવા શાના આવે ? "

નીલમણિએ કહ્યું,—" સુધાંશુ એવો માણસ નથી—પહેલાં તો એવો નહોતો. "

તે આમ બોલતો હતો એવામાં અવાજ અને અજવાળાથી તે નાની ગલીને ભડકાવતી એક મોટર આવીને નીલમણિના ભાગેલા ઘર આગળ ઊભી. નીલમણિએ એકદમ બારણાં ઉઘાડી નાખ્યાં ને જોયું તો સુધાંશુ ઊતરીને રસ્તામાં ઊભેલો હતો. અને મોટરમાં બેઠેલા એક અંગ્રેજ ગૃહસ્થ સાથે વાત કરતો હતો. થોડી વાત કર્યા પછી, " ગુડબાઇ " કરીને મોટરવાળા સાહેબે ગાડી હાંકી મૂકી.

પછી સુધાંશુ નીલમણિ તરફ ફરીને બોલ્યો,—" ભાઇ, બહુજ મોડું થઇ ગયું ! તમે ફિકર પણ કરી હશે. "

નીલમણિએ કહ્યું,—" ફિકર કરી હતી

જ તો. અમને એમ થયુ કે તું ભૂલી ગયો હશે. "

સુધાંશુ હાહા કરતો હસીને બોલ્યો,– " એમ જ કહેને ! યાદશક્તિ કોની કેટલી તેજ છે તે તો બપોરે જ પરખાઇ ગયું હતું. " એમ બોલતાં બોલતાં બંને જણા ઘરમાં દાખલ થયા.

ઉપર ચઢીને સુધાંશુ બોલ્યો,–" નીલુદા, આ ઘરમા રહો છો શી રીતે ? "

" શું કહું. ભાઇ–આના કરતાં સારું ઘર મળે છે ક્યાં ? "

ખુરશી પર બેસી સુધાંશુ બોલ્યો,— " છોકરા કેટલાં છે ? "

" બે છોકરી અને એક છોકરો. તારે કેટલાં છે ? "

સુધાંશું હસીને બોલ્યો,—" મારે વળી છોકરા કેવાં ! હું થોડો જ પરણ્યો છું ? "

નીલમણિએ આશ્ચર્ય પામીને કહ્યુ,— " આજ સુધી પરણ્યો જ નથી ? શું કહે છે ? કેમ નથી પરણ્યો ? " /

" ફુરસદ નહોતી મળી. પારકાં છોકરાંને રમાડતો ફરું છુ. તારાં છોકરાંને બોલાવ જોઉં "

નીલમણિ કમળા અને સરલાને બોલાવી લાવ્યો. બંને છોકરીઓએ આવીને પ્રણામ કર્યા. ખુરશીની બંને બાજુએ ઊભી રાખી, મીઠી મીઠી વાતો કરી સુધાંશુ તેઓને રમાડવા લાગ્યો. આખરે બોલ્યો,—" તમારો ભાઇ ક્યાં છે ? "

સરલા બોલી ઉઠી,—" તીતો ભૂગે થે. "

સુધાંશુ નીલમણિ તરફ જોઇને બોલ્યો,— " શું કહ્યુ ? "

નીલમણિએ જવાબ આપ્યો,—" એ કહે છે કે કીકો ઊંઘે છે જો ને છોકરીને પાંચ વરસ થયાં પણ હજી જીભ ઊપડતી નથી. બધા વ્યંજનો બાદ કરી ફક્ત ત વર્ગના જ વધારે વાપરે છે. "

સુધાંશુએ કહ્યું,—" કંઇ નહિ એ તો એક બે વરસમાં સુધરી જશે. છોકરી બહુ જ ચપળ છે. '

" એનામાં બુદ્ધિ બહુ છે. એક એક વાક્ય બોલે છે તે જાણે એંશી વરસની ડોશી ન બોલતી હોય ! ખૂબ ખબરદાર છે. કોઇ કોઇ વાર તો આશ્ચર્યમાં ગરક કરી દે છે. "

મોટી છોકરીને ઉદ્દેશીને સુધાંશુ બોલ્યો,– " જા તો બહેન, તારા બાપાનું એક ધોતિયું મને આણી આપ તો, હુ પાટલુન બદલું જે. "

કપડાં ઉતારી બોલ્યો,—" નીલુદા, કામ બો બામણો, શેતરંજી બેતરંજી નથી ? તે જ પાથરો ને ? બંગાળી છોકરો—જરા બેસુ તો ખરો આ ખુરશી પર તે ફાવે ? આખો દિવસ રખડી રખડીને શરીર લોથ થઇ ગયું છે. "

ટેબલ ખુરસી દિવાલ પાસે એક ખુણામાં ખસેડી બીજા ઓરડામાંથી શેતરંજી અને તકિયા લાવી નીલમણિએ બિછાવ્યું ચિરૂટનો ખૂમચો પાસે મૂકી કહ્યુ,—" પીશ ને ? " સુધાંશુ એક લઇ તેને હાથે ધરી ફેરવતાં ફેરવતાં બોલ્યો,—' તમાકુ રાખતો નથી. રાત દહાડો ચિરૂટ પીવાનુ હવે ગમતું નથી. "

" હા તમાકુ છે તો ખરો " એમ કહીને નીલમણિ બહાર ચાલ્યો ગયો

સુધાંશુએ બૂમ મારી,—" ઓ કમલા ! ઓ સરલા ! ' બંને છોકરીઓ આવીને સુધાંશુની પાસે બેઠી સુધાંશુ બોલ્યો,—" હું તમારો કોણ થાઉ છું, તે ખબર છે ? "

કમલાએ કહ્યું,—" કાકા થાઓ "

સરલા બોલી,—" થા એત તાતા "

સુધાંશુ હસીને બોલ્યો,—" હટ, કાગી -

મોદાંની ! મારામાં તને સાહેબ જેવું શું જણાયું ? "

" ના, તમે ચાએબ થે. વિલયતની હોતલમાં રહો થે."

" એ પણ જાણી ગઇ ? " કહીને સુધાંશુએ સરલાને ગાલે ચૂંટી ખણી.

સરલા ઉત્સાહમાં આવીને બોલી,—" ભોં ભોં કલતા, દીવા કલતા, મોતલ ગાડીમાં આવ્યા."

થોડીવાર પછી હુક્કો હાથમાં લઇને બળતી ચલમમાં ફૂંકે મારતો મારતો નીલમણિ આવ્યો. સુધાંશુએ કહ્યું,—" નીલુદા, તમે જાતે ચલમ ભરી ? કામવાળી નથી ? "

" આજે આવી નથી. "

" મને કેમ ન કહ્યું-હું ભરત. નાનો ન તો—"

" જવા દે હવે—" એમ કહીને નીલમણિએ ચલમ ચળગાવવા માંડી. બેચાર દમ મારી, સુધાંશુના હાથમાં નળ આપી બોલ્યો,— " લો, સળગી છે. "

હુક્કો પીતાં પીતાં સુધાંશુ બોલ્યો,— " નીલુદા, કઇ ઑફિસમાં નોકરી કરો છો ? "

" ટિલટી સિમ્પસનને ત્યાં. "

" પગાર કેટલો મળે છે ? "

" પાંસઠ રૂપિયા. "

" ચાલી રહે છે ? "

" જેમ તેમ કરીને ચલાવી લેવું પડે છે. "

" બીજી કંઇ આવક નથી ? "

" ના "

સુધાંશુ ગંભીર થઇને બેઠો અને હુક્કો પીવા લાગ્યો. આખરે નીલમણિના હાથમાં નળ આપી બોલ્યો,—" કેટલાં વરસથી નોકરી કરો છો ? "

" અગિયાર વરસથી. જે વરસે મોટી છોકરી આવી તેજ વરસે નોકરી પણ મળી હતી, તેથી જ એનું નામ કમળા પાડયું છે. "

" છોકરીના લગનને માટે કેટલા ભેગા કર્યા ? "

" ભેગા કયાંથી કરું, ભાઇ ! પેટને પૂરું ખાવાનું મળતું નથી. "

" છોકરીને પરણાવશો કેવી રીતે ? "

" ભગવાન છે. "

" ભગવાન તો છેસ્તો—" કહીને સુધાંશુ ગંભીર થઇ ગયો.

નીલમણિએ કહ્યું,—" એની ચિંતા કર્યે હવે શું વળવાનું હતું ! એ વાત જવા દે. હવે તારી પોતાની વાત કર, એર. એ.માં નાપાસ થઇ તું કલકત્તાથી ચાલ્યો ગયેલો. બર્મા જવાનો છે, નોકરી કરવા, કહીને; ત્યાર પછી તો તારા કશા સમાચાર જ મળતા નહોતા. બર્મા ગયો હતો ? "

" હા, ગયો હતો. બે વરસ ત્યાં નોકરી પણ કરી હતી. "

" શાની નોકરી કરતો હતો ? છોડી કેમ દીધી ? "

" રંગુનમાં એક્ઝિક્યુટિવ એન્જિનિયરનો હેડ કલાર્ક હતો. સાહેબની સાથે અણબનાવ થવાથી નોકરી છોડી સિંગાપોર ચાલ્યો ગયો."

" એકદમ સિંગાપોર ! "

" હા. ત્યાં કેટલાક દિવસ ચાની દુકાન કાઢી, પણ નિષ્ફળ ગયો. ત્યાંથી વહાણનો ખલાસી થઇને મદ્રાસ આવ્યો. મદ્રાસમાં થોડા દિવસ છાપખાનામાં નોકરી કરી. ત્યાંથી કરાંચી ગયો. કરાંચીથી કવેટા. ત્યાં પઠાણોએ મને મારી નાખવાનો પ્રયત્ન કર્યો એટલે નાસીને હોલકર રાજ્યમાં જઇ થોડા દિવસ આબકારી ખાતામાં પોલિસનું કામ કર્યું. પછી ત્યાંથી લખનૌ આવ્યો. તાલુકદાર્સ બેન્કનો કરકુન થયો. છેલ્લાં ત્રણ વરસ ત્યાં હેડકલાર્ક થયો હતો. "

" ઓહ ખૂબ ભટકયો. તે પઠાણોએ તને મારી નાખવાનો પ્રયત્ન શા માટે કર્યો હતો ?"



સ્વ૦ લોકમાન્યના જીવન સબંધી ઉત્તમ નિબંધ લખવા માટે, લોકમાન્ય રાષ્ટ્રીય કન્યાશાળાની આ બાળાઓને ઇનામો મળ્યાં છે



હિન્દ મહિલા સમાજની ફર્સ્ટ એડ-હોમ હાઈજીન અને નર્સીંગ-પરિચારિકાની પરીક્ષામાં પાસ થયેલી આ બહેનોને તા. ૧ ઓગસ્ટે શ્રીમતી સરોજિની નાયડુના હાથે પ્રમાણપત્રો અપાયાં.

" એ વાત બહુ લાંબી છે. નાની મરખી નવલકથા કહીએ તો યે ચાલે. "

નીલમણિએ હસીને કહ્યું,–" નાયિકા બાયિકા હતી કે નહિ ?'

" હતી નહિ તો ? ઉમમાને કહ્યું,– ' જગતમિંહ, આ પૃથ્વીમાં તારૂં અને મારૂં એ જણનું સ્થાન નથી.' એમ કહીને સુધાંશુ હસવા લાગ્યો.

" ઠીક, શું થયું હતું તે તો કહે–" કહીને નીલમણિ સુધાંશુની સોડમાં ભરાઇ બેઠો.

સુધાંશુ પહેલા તો મૂંગો જ રહ્યો. થોડી વાર પછી બોલ્યો,–" એ બધી વાત હવે ન શોભે. એ બધી વાત પછીથી કહીશ, ભાઇ. તારી સ્થિતિ જોઇને મારૂં મન ખૂબ ખાટું થઇ ગયું છે. ખરેખર ! એ ઓફિસમા પ્રમોસનની કેટલીક આશા છે ? "

નીલમણિ ઊંડો નિસાસો નાખી બોલ્યો, –'મરતી વખતે નગદ સો રૂપિયાની ગ્રેડે પહોંચી શકીશ. "

" બસ ? "

" બસ. "

સુધાંશુ થોડી વાર સુધી આંખો મીંચી ચત્તો પડી રહ્યો, પછી ઉઠી બેઠો થઇ નીલમણિનો હાથ પકડીને બોલ્યો,–" નીલુદા –નોકરી છોડી દો. મારી સાથે ચાલો. "

" ક્યાં ? "

" નોકરી છોડી દો. નોકરીમા કંઇ નથી ભાઇ, કંઇ નથી ગમે તેમ પેટ ભરવામાં જ બધું ચાલ્યુ જાય છે. લખનૌમાં મને મહિને બસો રૂપિયા મળતા હતા. સાથે સાથે હું મારો ખાનગી વેપાર પણ કરતો હતો. એમ એક પાસો ચત્તો પડ્યો અને વેપારમાં પચાસેક હજાર રૂપિયા મળી ગયા. નોકરી છોડી દઇ, પેલા રૂપિયા લઇ, હું વેપાર કરવા આવ્યો છું. હવે ધંધામાં એક મુખ્ય વસ્તુ એ હોય છે કે–ઓળામાં ઓછો એક એવો ભાગીદાર જોઇએ, જેના ઉપર પૂરેપૂરો વિશ્વાસ હોય, ખોટી રીતે વેપારને ધોકો લગાડીને પૈસો મળતો હોય તે ન લે, અને લાખ મળતા હોય તે પણ ન લે. મારે એવો એક માણસ જોઇએ છે, તમને હું નાનપણથી ઓળખું છું–તમે જ બરાબર લાયક છો. તમે ચાલો મારી સાથે. "

નીલમણિ જરા વિચાર કરીને બોલ્યો,– " તો શું ધંધો કરે છે ? "

" અબરકનો વેપાર, એક પહાડ લીધો છે તેમાં અબરકની ખાણ છે. "

" ક્યાં ? "

' ધનબાદની પાસે. પેલા સાહેબને તેં જોયો ને ? તેની જ પાસેથી લીધો છે. એ જ ઇજારદાર છે. છોટાનાગપુરના કોઇ બિન કેળ-વાયલા જંગલી રાજાનો એ પહાડ છે. તે એઓએ ઇજારે રાખ્યો હતો. બેએક વરસ કામ પણ કર્યું. હવે એમણે પાંચ વરસને પટે મને ઇજારો આપ્યો છે. વરસે પદર હજાર આપવાના છે. લખાણ વગેરે થઇ ગયું છે. દર વરસના પૈસા પહેલાં આપવાના છે. પહેલા વરસના તો હું આપી આવ્યો છું. " એમ,કહીને સુધાંશુએ કોટના અંદરના ગજવા-માંથી એક ચામડાની પાકીટ કાઢી નીલમણિના હાથમા આપી કહ્યું,–" ઉઘાડીને જો. એમાં રસીદ છે. "

નીલમણિએ પાકીટ ખોલીને જોયું તો તેમા પંદર હજાર રૂપિયાની રસીદ હતી. અને વળી એક ચોડો નોટનો પણ હતો–દરેક ૫૦૦)ની હતી નીલમણિએ તે બધી ગણીને હસતાં હસતાં કહ્યું,– " તારા ખિસ્સામાંના આ એક પાકીટમાં જેટલા રૂપિયા છે તેટલાથી મારી બેય છોકરીના લગ્ન થઇ જાય એમ છે."

સુધાંશુ બોલ્યો,–" તે તો થઇ જાય. પણ એ કાંઇ મેં નોકરી કરીને મેળવેલ

ત્યારે હું જાઉં; ભાઇ. હું કાલે જ ખાણમાં ચાલ્યો જઇશ. પહેલી જાતેચારીથી કામ શરૂ કરવું પડશે. તું કાલે જ રાજીનામું દાખલ કરાવી દેજે. એક મહીના પછી મારી પાસે આવજે. આ એક પાંચસો રૂપિયાની નોટ રાખી મૂક. સટના પૈસા ચૂકવજે અને જે કાંઇ ખરીદવા કરવાની જરૂર લાગે તે ખરીદજે. આવતી વખતે એક સેકન્ડ ક્લાસનો ડબ્બો રિઝર્વ કરાવજે. પૈસા બચાવવા માટે નીચલા ક્લાસમાં આવતો નહિ. જાણ્યું, ખબરદાર ! આ પાંચસો રૂપિયામાં ન થઇ રહે તો મને તાર કરજે–હું બીજા રૂપિયા મોકલી આપીશ. હમણાં મારી પાસે વધારે રૂપિયા નથી. ભાભીને મારા પ્રણામ કહેજે. કહેજે કે વખત નહોતો એટલે તેમને મળવા આવી ન શક્યો. ધનબાદમાં જ હવે તો મળશું. ત્યારે હવે જાઉં છું. ભાઇ–ગુડબાઇ. "

સુધાંશુનો નવાબી કારભાર જોઇ નીલમણિ અવાક્ થઇ ગયો હતો. ટ્રામમાં બેસીને–આજે તે પહેલા વર્ગમાં બેઠો–એના મનમાં થવા લાગ્યું,–કોણ જાણે છે કે ટૂંકમાં આવો દિવસ આવશે અને હું પણ સુધાંશુની પેઠે છૂટે હાથે રૂપિયા ઉડાડી શકીશ. સુધાંશુ જે કહે છે કે વાણિજ્યે વસતે લક્ષ્મી એ વાત સાચી છે.

## પ્રકરણ ત્રીજું

પાકો પોષ માસ આવ્યો–એક વરસ વહી ગયું.

પાછલો પહોર થયો હતો. પહાડની પાસે તેના પેલા બંગલાના પાછલા વરંડામાં આરામખુરસી પર પડીને નીલમણિ ખનીજ વિદ્યાનું કોઇ અંગ્રેજી પુસ્તક વાંચતો હતો. તેની સ્ત્રી પાસે જ એક ખુરસી પર બેસીને છોકરાને માટે ગલપટ્ટો ગૂંથતી હતી.

નીલમણિ હવે પહેલાંનો નીલમણિ નથી રહ્યો, " ન કેમ બને ? પશ્ચિમમાં રહેવાનું–હવાપાણી સરસ–દૂધ ઘી સસ્તાં " તે હવે જાડો થયો છે–તે પણ ગોરો થયો છે. તેની સ્ત્રીના પણ હવે પહેલાંના દિદાર રહ્યા નથી. ખુલ્લી સ્વચ્છ હવામાં ફરવા મળ્યું, રોજ ' નથી ' ' નથી 'ની ચિંતામાંથી મુક્તિ મળી એટલે હવે તેના અકાળ વૃદ્ધ થયેલા શરીરમાં ફરી યૌવનના લાવણ્યે પ્રવેશ કર્યો હતો.

એક નોકર બાબાગાડીમાં છોકરાને ફરવા લઇ ગયો હતો. કમળા કમરે કપડું બાંધી ટીનનો એક ઝારો લઇને ઓટલા પાસેના ફૂલનાં કૂંડાંને પાણી પાતી હતી સરલા દાસી સાથે હેઠ કલાકેને ત્યાં ફરવા ગઇ હતી.

કૂંડાંમાં પાણી પાવાનું પતાવી કમળા તેની માની પાસે આવી ઊભી, આ સામાન્ય પરિશ્રમથી આટલી ટાઢમાં પણ તેના કપાળ પર પરસેવો આવ્યો હતો. માએ પોતાના વસ્ત્રના છેડાથી તેનું પરસેવાવાળું કપાળ લૂછી નાખ્યું, અને કહ્યું,–" જા બહેન, હાથ મોં ધોઇ કપડાં બદલી નાખ. "

કમળા ચાલી ગઇ એટલે ગૃહિણીએ કહ્યું,—" એ ગાભાજી છો કે–છોકરીના લગ્નનો કશો વિચાર કર્યો ! છોકરી તો મોટી થઈ છે. " સાચે જ કમળા મોટી થઇ ગઇ હતી. આ એક વરસમાં તે જાણે બે વરસ જેટલી વધી ગઇ હતી.

પુસ્તકમાંથી આંખ ઊંચકી નીલમણિએ કહ્યું,—" શું કહે છે ? "

" કહું છું કે છોકરીનાં લગ્ન માટે કોઇ વર શોધી કાઢો–છોકરી બહુ મોટી થઇ છે. "

નીલમણિએ કહ્યું,—" અહીં વર ક્યાં મળવાનો હતો ? "

" એક વાર થોડા દિવસ કલકતા જઇને જરા મહેનત કરશો તો વર મળી રહેશે. પણ તમે તો અહીંથી ચસતા જ નથી । "

"હું જાઉં તો કામ શી રીતે ચાલે? સુધાંશુ તો જો કલકત્તા જવું ઓછું કરી થોડા દિવસ અહીં સ્થિર થઈને રહે તો મારાથી જવાય."

"આ વખતે ચિરંજી કલકત્તા આટલા બધા દિવસ કેમ રોકાયા? ક્યારે આવશે, કંઈ ખબર આવી છે?"

"આજે આવશે એવી વાત ચાલે છે સ્ટેશને તેમની મોટર ગઈ છે"

"તો તેમને જરા કહીને કામકાજ સમજાવી દઈને મહિનાકને માટે અમને લઈને કલકત્તા ચાલો. ઘર જરૂર મળી જશે."

"એમાં તો ખરચ બહુ થશે. જવા-આવવાનો ખર્ચ, ત્યાર પછી ત્યાં એક ઘર રાખવું પડશે હાથ પર રૂપિયા તો છે નહિ હજી એકાદ મહિના પછી અમારો વાર્ષિક હિસાબ થઈ જશે ત્યારે મારે લેવાને રૂપિયા મળી જશે કે તરત જ હું કલકત્તા જઈને વરની શોધ કરીશ."

"હિસાબ જોયો છે? વરસ આખરે કેટલા મળ્યા?"

"આ વરસે લગભગ સોળ હજાર રૂપિયા નફો મળ્યો છે મારે ભાગે ચાર હજાર આવ્યા. તેમાંથી એક હજાર તો ક્યારનુંયે મેં ઉપાડેલા છે."

ગૃહિણી ભવાં ચડાવી બોલ્યાં,—"એ હજાર ક્યારે લીધા?"

"કલકત્તામાં પાંચસો, અહીં એક વરસમાં લગભગ દોઢહજાર બે હજાર રૂપિયા માત્ર મારે હવે લેવાના રહ્યા બીજો બધો ખરચ વગેરે કરતાં બે હજારમાંથી જે વધશે તેમાંથી શું મન માનતો વર મળશે?—એક વરસ હજી રાહ જોઈએ આવતે વરસે ફાગણ મહિનામાં રોકડ રૂપિયા આવતાં છોકરીના લગ્નમાં પાંચેક હજાર ખર્ચી શકીશું"

"—આવતે વરસે એટલો નફો જો ન થયો તો?"

નીલમણિએ સર્વજ્ઞની માફક તિરસ્કારયુક્ત હાસ્ય કરી કહ્યું, "વધારે થશે—એથી પણ વધારે થશે. પહેલે વરસે ખર્ચ બહુ થયો—બધા જ વેપારમાં એમ થાય—તેથી જ નફો ઓછો રહ્યો. આવતે વરસે ઓછામાં ઓછો ચોવીસ હજાર નફો મળશે, એવી મને પાકી આશા છે"

"તો તમને જે ઠીક લાગે તે કરો, પણ જલદી કરી નાખવામાં જ લાભ છે"

એટલામાં અંદરના ઓરડામાંથી 'બાપા, બાપા'નો અવાજ થયો. સરલાનો ઉલ્લાસપૂર્ણ એ અવાજ હતો. પગમાં બૂટ પહેરીને પટપટ કરતી દોડતી આવીને તે બોલી,—"બાપા, શ્યામકાકા આવ્યા છે."

નીલમણિએ કહ્યું,—"ક્યાં છે?"

"અહીંયાં નથી. સ્ટેશન પરથી મોતલગાડીમાં બોજો બોજા કરતા તેને બધુયે આવ્યા છે"

માએ કહ્યું,—"તેં જોયા હતા?"

"હા. હું ઘેર આવતી'તી ત્યારે તેની મોતલગાડી આવી, શ્યામકાકા મને જોઈને રુમાલ ઉડાવવા લાગ્યા"

માએ પૂછ્યું,—"તું શું લાવ્યું?"

સરલા ફિક્રગીરીભર્યે સ્વરે બોલી,—"હું શું લાવું? મારી પાસે કંઈ રુમાલ છે?"—પિતા તરફ ફરીને સંકુચિત થઈને નીચે સ્વરે બોલી,—"બાપા, મને એક રુમાલ અપાવશો?—અને એક મોતલકાલ?"

નીલમણિએ કહ્યું,—"એકસામટા એટલા બધા રૂપિયા ક્યાંથી લાવું, બહેન? પણ હમણાં એક રૂમાલ અપાવીશ, મોટરકારનું પછી થઈ રહેશે"

પિતાના બન્ને પગ પકડીને વહાલભર્યે સ્વરે સરલા બોલી,—"ના બાપા, પૂરતા રૂપિયા ન હોય તો હમણાં એક મોતલકાર અપાવો, રુમાલનું પછી થઈ રહેશે"

આ સાંભળીને સરલાનાં માબાપ હસી હસીને ગૂંછળુ વળવા લાગ્યાં. સરલા પણ તેઓની સાથે સાથે હસવા લાગી. પણ તેના હસવામાં એક શંકા જાણે ડોકિયું કરતી હતી-તેનો ભાવ એવો હતો કે-તમો હસો છો એટલે હું પણ હસું છું, પણ હસવાનું અત્યારે કારણ શું છે ?

હસવું બંધ પડતાં ગૃહિણીએ કહ્યું,-" આહા, એને એક મોટરકાર, એને એક મોટરકાર અપાવો. એક નાની મોટરકાર લાવીએ તો કેટલામાં મળે ? "

" બે હજાર. "

" આ હા, ત્યારે અપાવો. સાહેબ કાકાની મોટર જોઈને છોકરીને મન થાય છે. એ મને છાની છાની એના મનની છૂપી ઇચ્છા કેટલાય દિવસથી જણાવતી આવી છે. તમારી શરમે બોલી શકતી નહોતી-આજે કહી નાખ્યુ. "

નીલમણિએ કહ્યું,-" વારું-આ વખતે કલકત્તા જઇશ ત્યારે એક લઇ આપીશ. રૂપિયા કંઇ એક સામટા નથી આપવા ના-હપ્તે હપ્તે આપે તો ય ચાલે છે. "

તે પણ એક સમય હતો-અને આ પણ એક સમય છે બરાબર એક વરસ પહેલાં-આ જ સરલાને માટે નીલમણિ એક રૂપિયાની કિંમતની પૂતળી લાવવા માગતો હતો પોતાની સ્થિતિનો ખ્યાલ કરી ગૃહિણીએ રૂપિયો આપવાની ના પાડી હતી ।

## પ્રકરણ ચોથું

નીલમણિના બંગલાથી સુધાંશુનો બંગલો આશરે અરધો માઇલ દુર હશે. સુધાંશુ આવ્યો છે, એમ જાણી નીલમણિ તેને મળવાના ઇરાદાથી તૈયાર થતો હતો એટલામાં સુધાંશુનો નોકર એક પત્ર, વીસ કરચલા, એક મોસંબી અને એક કોબી વગેરે શાકભાજી લઇને આવ્યો. પત્રમાં લખેલું હતું કે ખાસ કામ છે માટે નીલમણિએ જલદી જઇને મળવું.

કોબી વગેરે જોઇને નીલમણિએ કહ્યું,-" ત્યારે ભાઇની પણ રસોઇ અહીં જ કરજે-રાત્રે તેને જમવા લેતો આવીશ.

ગૃહિણીએ કહ્યું,--" સારૂં. "

નીલમણિએ પછી તૈયાર થઇને હાથમાં લાકડી લઇને મોટા મહેમના બંગલા તરફ પગલાં માંડ્યાં.

ત્યાં પહોંચીને જુએ છે તો સુધાંશુનો ચહેરો અત્યંત ખરાબ થઇ ગયેલો હતો. તેના મોંનો રંગ ઊડી ગયો હતો. આંખો ઊંડી પેસી ગઇ હતી, માથાના વાળ પણ વિખરાઇ ગયેલા હતા. પાછલા ઓટલા ઉપર ટેબલ આગળ એક ખુરશી પર તે બેઠેલો હતો-માથું હાથ પર ટેકવેલું હતું-નીચલો હોઠ દાંતથી દબાવેલો હતો.

તેનો આ દેખાવ જોઇને શંકાયુક્ત સ્વરે નીલમણિએ પૂછ્યું,—" સુધાંશુ, તને શું થયું છે ? "

સુધાંશુ એટલો બધો ચિંતામગ્ન હતો કે નીલમણિના આવવાના પગલાંનો અવાજ સુદ્ધાં તે સાંભળી શક્યો નહોતો. ચમકી ઊઠીને તે બોલ્યો,-" નીલુદા આવ્યો છે ? બેસ. "

નીલમણિ બેસીને તેના મોં સામું અવાક્ થઇને જોઇ રહ્યો. સુધાંશુને ચુપચુપ બેઠેલો જોઇ થોડીવાર રહીને તેણે કહ્યું,-" બીના શું છે ? તારૂં શરીર તો સારૂં છે ને ? "

" શરીર ? સારૂં છે. "

" શું થયું છે ? "

" ભારે મુશ્કેલીમાં આવી પડયો છું, નીલુદા. વાર્ષિક હપ્તો ભરવાનો વખત આવી પહોંચ્યો છે.-પાંચ દિવસમાં પંદર હજાર રૂપિયા જોઇશે. જો ન ભરાય તો ઇજારો રદ થઇ જશે. "

નીલમણિએ કહ્યું,–" તો ભરી દો, બેંકમાં રૂપિયા તો પડ્યા છે. "

" બેંકમાં રૂપિયા ક્યાંથી ? હજારેક રૂપિયા માત્ર છે. "

નીલમણિ જાણે આકાશમાંથી પડ્યો હોય એમ બોલ્યો,–" હજાર જ !–બીજા બધા રૂપિયાનું શું થયું ! "

" રૂપિયા હવે ક્યાંથી હોય ? અરે દહાડા કંઇ થોડા જ રહેવાના હતા–ઊડી ગયા."

" શું બોલે છે ? આટલા બધા રૂપિયા ખર્ચાઇ ગયા ? આ વરસે તો આપણને લગભગ સોળહજાર રૂપિયા નફો રહ્યો છે. "

" રહ્યો તો ઉપરતો–પણ રૂપિયા નથી. ખર્ચી નાખ્યા છે. નફાના રૂપિયા અને મારા પોતાના પણ જે કંઇ હતા તે બધા ય ખર્ચાઇ ગયા છે. "

નીલમણિ સ્તંભિત થઇને બેસી રહ્યો. તેના બે હજાર પણ ત્યારે ગયા ! સુધાંશુ હમેશાં કલકત્તા જઇને સહેલસપાટામાં, હોટેલમાં અને બજાર ખરીદમાં પુષ્કળ રૂપિયા ઉડાવતો હતો તે નીલમણિ જાણતો હતો. અને કોઇ કોઇ વાર એટલા માટે તેને ઠપકો પણ આપતો હતો. પણ સુધાંશુ કહેતો –" સ્ત્રી નથી, છોકરાં નથી, હું કોને માટે રૂપિયા એકઠા કરું, ભાઇ ? જે મળે તે ખરચું. આપણે તો સદાના આવા ! "––પરંતુ તેણે આટલા બધા રૂપિયા ઉડાડી દીધા છે, નફાના બધા રૂપિયા અને પોતાની મુડી સુદ્ધાં ઉડાવી દીધી છે, તેનો નીલમણિને સ્વપ્નેય ખ્યાલ નહોતો. પટ્ટામાં મજબૂત કલમ હતી કે વરસ પૂરું થવાને એક અઠવાડિયું પહેલાં વરસના રૂપિયા ન ભરી દો તો ઇજારો રદ થઈ જશે. તે પણ નીલમણિ જાણતો હતો. આથી સ્થિતિ કેવી બારીક થઇ ગઇ હતી તે તે બરાબર સમજી શક્યો.

સુધાંશુએ કહ્યું,–" હવે ઉપાય શો ! પાંચહજાર રૂપિયા કરજે મળે એવી આશા છે, બેંકમાં હજાર રૂપિયા છે, મારી પોતાની પાસે પણ હજારેક છે. હવે આઠ હજાર ખૂટે છે. તારી પાસે કંઇ છે ? "

" બહુ બહુ તો પાંચસો. "

" બાકી પાસે કંઇ નથી ? "

" તેના ઘરેણાં ગાડાં વેચતાં બીજા પાંચસો મળે."

" બાકી રહ્યા સાત હજાર. "

બંને કેટલીક વાર સુધી સ્તબ્ધ થઇને બેસી રહ્યા. આખરે સાંજ પડી ગઇ. અંધકાર ધીમે ધીમે પૃથ્વીને ગળતો જતો હતો. નીલમણિ ચિંતાના અકૂલ સાગરમાં ડુબકાં ખાવા લાગ્યો. તેના મનમાં થવા લાગ્યું,–"હાય હાય, આવો વેપાર, આવો ધંધો કેવળ પરિણામનો વિચાર ન કરનારના લખલૂટ ખર્ચથી ભસ્મીભૂત થઇ ગયો ! શું થશે ?–હવે ઉપાય શો ? સુધાંશુ તો પરણેલો નથી–ક્યાં જશે ત્યાં ગમે તેમ કરીને ખાશે પણ મારી હવે શી ગતિ ? બૈરાં છોકરાં સાથે મારે હવે ક્યાં જઇને ઊભા રહેવું ?–વિધિએ મારી સાથે આ શો ભીષણ ખેલ ખેલ્યો ? નોકરી ગઇ–ફરીથી કલકત્તા જઇને નોકરી માટે ઉમેદવારી કરવી પડશે. સંપત્તિ માત્ર પાંચસો રૂપિયા છે. તે હવે કેટલા દિવસ ચાલશે ? કમલાનાં લગ્નનો પણ હવે શો ઉપાય થશે ? "

ઓરડામાં આવીને દીવો કરી ગયો. સુધાંશુ એકાએક કંઇક વિચાર કરીને ઊઠી અંદર ગયો. ટેબલ આગળ બેસી એક કાગળ ઉપર કંઇક લખવા લાગ્યો. આશરે વીસ મિનિટ પછી બહાર આવીને જોયું તો નીલમણિ તે અંધારા ઓટલા ઉપર ત્યારે પણ માથે હાથ દઇને બેઠો બેઠો વિચાર કરતો હતો. સુધાંશુએ કહ્યું. " નીલુદા, આ કાગળ રાખી મુકો. "

નીલમણિએ કહ્યું.–' કેવો કાગળ ? ".

" મારૂં વીલ. "

આ સાંભળીને નિલમણિના પેટમાં ધ્રાસકો પડયો. તેને એવો વહેમ ગયો કે કદાચ રાત્રે સુધાંશુ આપઘાત કરશે ! કેવું સત્યાનાશ !— તીરવેગે તે ઉભો થઇને બોલ્યો,–" વીલ કેવું ? તારી મતલબ શી છે ? "

સુધાંશુ તેના મનનો ભાવ સમજી જઇને હસ્યો. બોલ્યો,––" ગભરાય છે શાનો, નીલુદા. આ કંઇ એવું વીલ નથી. હું કંઇ એકાએક મરૂં એમ નથી, આ બંદા એવા નથી. બેસ બેસ મારી મતલબ તને કહું છું."

નીલમણિ બેઠો. સુધાંશુ બોલવા લાગ્યો. " રૂપિયાની ગોઠવણ ન થઇ એટલે આ વેપાર મંડેલી લેવો પડયો. મેં બીજી એક વેપારની જાળ રચી છે. કલકત્તામાં આટલા બધા દિવસ કેવળ કરજે રૂપિયા મેળવવાના પ્રયત્નમાં જ ગાળ્યા છે, એમ નથી. જો રૂપિયા ન મળે તો કયાં જવું-શું કરવું- એ બધું નક્કી કરીને આવ્યો છું. સિલોનમાં ખૂબ મોટાં મોટાં જંગલો છે. પુષ્કળ નાળિયેર ાય છે એકાદ મોટું જોઇને જંગલ રાખી ..ળિયેર પાડી પાડીને થોડું તેલ તૈયાર કરી સારી રીતે પેક કરી હિન્દુસ્થાન ચઢાવી દઇશ. થોડાને ખાંડ સાથે મેળવી શીશીમાં ભરી ' કોકોનટ ક્રીમ 'નું લેબલ લગાવી વિલાયત મોકલી દઇશ–ત્યાંના છોકરાં હોસે હોસે ખાશે. બેંકમાંના હજાર રૂપિયા, મારી પાસે જે હજારેક છે તે, અને બે ઘોડા વેચતાં બેક હજાર રૂપિયા આવશે–આ ચાર હજાર હવે મારી મૂડી થઇ. સ્ટીમરમાં ડેક પેસેન્જર થઇ ગયો છું. આ વખતે હવે નવાબી નહિ ચાલે. ખરચ પણ બને એટલો ઓછો કરવો પડશે. આવો સારો વેપાર ધૂળ મળ્યો. ભાઇ, તું આવ્યો તે પહેલાં પહાડ તરફ જોઇ જોઇને મારૂં હૈયું ફાટી જતું હતું. જવા દે એ વાત. જાય અને આવે-એજ સમારનો નિયમ છે. હા, ત્યાર પછી બાગ વીલની વાત. આ વેપારમાં તારા મારી પાસે બે હજાર લેણા છે. તેને બદલે હું તને મારી મોટરકાર આપી જાઉં છું. કલકત્તા લઇ જઇ એને તું વેચી નાખજે. અને આ બંગલામાં મારો જે અસબાબ વગેરે છે, તે પણ તું વેચી નાખજે, એમાંથી પણ હજારેક રૂપિયા મળશે. કેટલાક મહિના થયાં મારા નોકર ચાકર, ખાણના કારકુન મુકાદમ વગેરેને પણ પગાર મળ્યો નથી. એ રૂપિયામાંથી તું તેમનો પગાર પણ ચૂકવી દેજે. કોને કેટલા આપવાના છે, તેની એક યાદી હું તને આપી જઇશ. નોકરી છોડાવી તને લઇ - આવ્યો–મોટી આશાથી લાવ્યો હતો–પણ તે આશા પૂરી ન થઇ–જવા દે તું હવે કલકત્તામાં નોકરી શોધવાનો પ્રયત્ન કરશે !–મારી વાત જો માને તો નોકરી ન કરતાં કોઇ પણ વેપારે વળગજે. અને ઇશ્વરની મહેરબાનીથી નાળિયેરના ધંધામાં મને જો સારૂં પડે–અને તારી જો આવવાની મરજી હોય તો આવજે. "

ઘણી વાર સુધી બંને જણાં શાંત બેસી રહ્યા. ત્યાર પછી નીલમણિ બોલ્યો,–" કયારે સિલોન જવાનો છે ? "

" કાલે સવારની ગાડીમાં જ કલકત્તા ઉપડી જઇશ ત્યાં ત્રણ ચાર દિવસ રહી સ્ટીમરમાં બેસી જઇશ."

તારી ભાભીને મળવાનો નહિ ? તેમણે તને ત્યાં જમવા બોલાવ્યો છે. "

સુધાંશુ જરા વિચાર કરીને બોલ્યો,— " ભાઇ, એટલું માફ કર. આ મોઢું હવે તેમને નહિ બતાવું. જો ઇશ્વર કોઇ દિવસ સારો દિવસ બતાવશે–તો વળી ફરીથી—"

સુધાંશુનું હૈયું ભરાઇ આવ્યું. વાકય પૂરૂં ન કરી શકયો. બેક બિંદુ અશ્રુજલ તે અંધકારમાં જ તેના ગાલ પરથી ગબડીને તેના પહેરણ પડયાં

નીલમણિ આખરે જેમ તેમ કરી ઘેર ગયો. તે રાત એ ભગ્નહૃદય હતાશ દંપતીએ કેવી રીતે કાઢી તે જે અંધકારમાં પણ બધું જોઈ શકે છે તેણે જોયું હતુ.

બીજે દિવસે સવારે નીલમણિ સુધાંશુને બંગલે ગયો અને તેની સાથે સ્ટેશન પર ગયો, તેને ગાડીમાં બેસાડીને, મોટર લઈને ધનમને બંગલે આવ્યો.

સરલા એક ફ્રોક પહેરીને ઉઘાડે પગે ઓટલા આગળ રમતી હતી, તેના આ મજળ નેત્રે કોણ પકડી ઉભી રહીને સ્વામીના આવવાની વાટ જોતી હતી ત્યારે દમ થયા હતા. સરલાએ એટલામાં કોણ જાણે કયાંથી સાંભળ્યું હતું કે તેના કાકા મોટર તેમને આપી ગયા છે, પણ એ વાત તે માનતી નહોતી પિતાને એકલા મોટરમાંથી ઊતરતા જોઈ ઉતાવળે ઉતાવળે તેમની પાસે જઈ તેણે પૂછ્યું,–" બાપા, થાએબ કાકાએ મોતર આપણને આપી કે ! "

નીલમણિ ઉદાસ દૃષ્ટિથી કન્યા તરફ જોઈને બોલ્યો,–" હા. "

સાંભળતાં વેંત જ સરલા એકદમ હસી પડી, અને બંને હાથ ઊંચા કરીને નચની નાચની ઓટલો ચડી અને મોટેથી બોલવા લાગી,–" ઓ કીકા, ઓ બહેન, આવો, વહેલાં આવો; થાએબ કાકાએ આપણને મોતર આપી છે, જલદી આવો. "

સરલાનું આવું આચરણ જોઈને આવા દુઃખમા પણ તેના માતપિતાના મોં પર હાસ્યે દેખા દીધી.

× × ×

આ તરફ બધાં બીલ ચૂકવી, ધનમાંથી મુકામ ઉપાડી નીલમણિ સહકુટુંબ કલકત્તા ગયો. તેની પેલી જૂની ઓફિસના વડા સાહેબને હાથ જોડી, રડી કરગરી ફરીથી નોકરી મેળવી. પરંતુ દંડ તરીકે સાહેબે તેનો પગાર પાંચ રૂપિયા ઘટાડી નાખ્યો

મોટરકાર વેચી તેના અઢી હજાર રૂપિયા મળ્યા. તેમાંથી દોઢ હજાર ખર્ચીને વૈશાખ મહિનામાં કમલાના લગ્ન કર્યાં. બાકીના હજાર સરલાનાં લગ્ન માટે પોસ્ટ ઓફિસમાં જમા પાડ્યા છે

# સખી લુંટેરો

લેખક : શ્રી. રમણીક કિશનલાલ મહેતા

ઈસુની ઓગણીસમી સદીની તે રાત્રી ભારતના ભૂતકાળના ગૌરવને મહાયત્નપૂર્વક પોતાની ગોદમાં લપેટીને ઊભી હતી સમસ્ત વાયુમંડળ ચૂપચાપ એ વેદનાનું પાન કરી રહ્યું હતું અને મુગલ સામ્રાજ્યના ખંડિયેર ગરમ ગરમ નિશ્વાસ નાખી ઉદાસીનતા ફેલાવી રહ્યા હતા. ઉપર અનંત આકાશના અંચલ-માં કોઇ ભૂલ્યો-ભટક્યો તારો ટમટમી રહ્યો હતો. ચારે તરફ અંધકારનું સામ્રાજ્ય છાઈ રહ્યું હતું. ચન્દ્રદેવ ઘડીભર આકાશમાં ડોકીઉ કરીને ચાલ્યા ગયા હતા. લગભગ એક વાગ્યાનો સમય હશે.

કાંટાળા માર્ગોથી ભરપૂર બીહડ વન હતું. મ્હોટા મ્હોટા ભયંકર વૃક્ષો વ્યૂહ રચીને વન-ચરોની રક્ષા કરી રહ્યા હતા. સર્વત્ર કાંટાળી ઝાડીઓ ફેલાઈ રહી હતી. એની વચમાં ચક્રવ્યૂહની માફક ન્હાની ન્હાની પગદંડીઓ પડેલી હતી. વનમાં મારકણા બળદોની એક ગાડી મચક મચક થતી ચાલી રહી હતી. બળદના શરીરમાં હાડકાં નીકળી આવ્યાં હતાં. કોઇ કોઇ વાર તો અંધકારને લીધે બળદ ઝાડીઓમાં ભરાઇ જતા હતા અને તેમાંથી બ્હાર નીકળવું મુશ્કેલ થઇ પડતું હતું. બહુ કઠીનતા પૂર્વક ગાડીવાન એ સાંકડા માર્ગે ચાલતો હતો.

સહસા જંગલમાં એક ગંભીર ધ્વનિ ગુંજી ઊઠ્યો—" કોણ છે એ ? ઊભો રહે !"

કાપો તો લોહી પણ ન નીકળે. ભયથી ગાડીવાનનું મુખ ફીક્કું પડી ગયું. ગભરાતાં ગભરાતાં તેણે કહ્યું: " લાલા બંસીધરની ગાડી છે, બાપુ ! એમની દીકરીને મામરે મુકીને ચાલ્યો આવું છું. "

એ ગાઢ અંધકારમાં બે આંખો ચમકી ઊઠી. પાસેજ ઊભેલા એક સાથીએ કહ્યું: " જુઓ છો શું અરે કાલુ ! હજી આ ગાડી ઉપર. એ મુંજીનો માલ ક્યારે હાથમાં આવ-વાનો હતો ? "

" નહીં ! ' એક શબ્દ ફરીથી ગુંજી રહ્યો.

" નહી ? ' તેણે પોતાના સરદાર તરફ જોઇને કહ્યું. " આજે શી વાત છે, સરદાર ? "

" દીકરીનો માલ છે. સમજી વિચારીને એને હાથ લગાડજો ! "

" ઊહ ! સરદાર, તમારી વાત અમારી સમજમાં નથી આવતી. ગાડીવાન ! કાઢ, ગાડીમાં શું છે ?"

" ખબરદાર ! જો ગાડીને હાથ લગાડ્યો છે તો ! મ્હારા જીવતાં દીકરીના માલને કોણ સ્પર્શી શકે છે ? ઉતરી જાઓ નીચે !"

તે ચુપચાપ ગાડી ઉપરથી ઉતરી ગયો. ગાડી પહેલાંની માફક પોતાને માર્ગે ચાલવા માંડી અને તેઓ બધા બીહડ વનમાં ક્યાંક અદ્રશ્ય થઇ ગયા.

× × ×

ખેલ સમાપ્ત થઇ રહ્યો હતો. મ્હોટા મ્હોટા રાજાઓ અને નવાબ મનની મોજ પર હિંસાની આગ સળગાવી રહ્યા હતા. ક્ષણભરમાં લાશોનો ઢગલો ખડકીને તેઓ મૂછ પર તાલ દેતા હતા. મુગલોની શાન દિલ્હીના લાલ કિલ્લામાં ડૂસકાં ભરી રહી હતી. રજપૂતોનું ગૌરવ પાણીપતના મેદાનમાં એકલીતાર ચમકીને સૂઇ ગયું હતું. લુંટારાઓ અને ગુંડાઓથી પ્રજા કંપ્યા કરતી હતી. લૉર્ડ ડેલહાઉસીનું અંકુશ અત્યાચારોનું દમન કરી રહ્યું હતું. એ વખતના આ દિવસો હતા.

મીરનનો પ્રસાધો ને વખતે મુરલીના

નામથી ગુંજતો હતો. વૃદ્ધાવસ્થામાં પણ તે જુવાનોની હરીફાઇ કરતો હતો. ત્હેના ગોરા રંગપર લોહીની લાલી ચમકતી હતી. ત્હેના ઊંચા ઊંચા ખભા પર વીરતા નાચ્યા કરતી હતી ત્હેની મ્હોટી મ્હોટી વિશાળ આંખોમાં જ્યારે ક્ષાત્ર તેજ ચમકી ઊઠતું ત્યારે કોઇ વીરલો જ ત્હેની સામે આંખ માંડવાનું સાહસ કરી શકતો. ત્હેના શરીર પર ખાદીનું મ્હોટું અંગરખું અને માથા પર ભારે સાફો રહેતો. મ્હારો લકુ જ ત્હેનો એક માત્ર સાથી હતો.

ઘણુંખરું તે વસ્તીની બ્હાર, સુનસાન નહેરના કિનારે ખુલ્લા પવનમાં ઘૂમ્યા કરતો. એકાદ દીર્ઘ નિશ્વાસ નાંખીને તે કોઇવાર આકાશ તરફ જોતો ત્યારે ત્હેની આંખોમાંથી ખરેખર આંસુ સરી પડતાં હતાં. એ અનન્ત આકાશમાં તે મુગલોના વૈભવને શોધ્યા કરતો. આંખો ફાડી ફાડીને તે રજપૂતની વીરતાને શોધ્યા કરતો. સ્વાધીનતાનું નામ ત્હેણે સાંભળ્યું નહોતું. અસહકાર અને સત્યાગ્રહ, સામ્યવાદ અને સમષ્ટિવાદ હજૂ કલ્પનાના ગર્ભમાં હતાં; પરંતુ જ્યારે તે સાંભળતો કે ફલાણા કર્નલે અમુક કિલ્લો લઇ લીધો અથવા તો કોઇ જમીનદારે અમુક ગરીબને સતાવીને મારી નાખ્યો, ત્યારે ત્હેના હોઠ ફરકી ઊઠતા, અને ત્હેના લાંબા-દીર્ઘ બાહુ ફડકવા માંડતાં. લુંટારો હોવા છતાં યે તે વાતે ધનવાન, ગૌરવે પાકો અને હિંસક હોવા છતાં યે દયાના મર્મને પિછાનવાવાળો હતો.

ત્હેને કોઇનો ડર નહોતો. તે બજારમાં થઇને નીકળતો તો લોકો ઝુકી ઝુકીને ત્હેને પ્રણામ કરતા. ઓઓ બ્હારીમાંથી અત્યંત આનંદ ભરી ત્હેને નિહાળ્યા કરતી. પરન્તુ લોકોએ ત્હેને કદિ ઊંચી દૃષ્ટિ સરખી યે કરતાં નહોતો જોયો. છતાં યે તે એક લુંટારો હતો.

× × ×

આજે તે મંગળ સોનીની દુકાનમાં ઘણીવાર સુધી ઉદાસીન ભાવે બેઠો હતો. મંગળે અત્યંત સાદરપૂર્વક પૂછ્યું: "ભાઇ ! આજે કંઇ તબિયત ઠીક નથી લાગતી. થોડો નાસ્તો લાવું કે ?"

"આજે તબિયત સારી નથી મંગળ !"

"તો માલિક એમાં ફીકર શી વાતની ! સુરતીનો એક દમ લગાવો. હાર-જીતતો પાસાના ખેલ છે."

સુરતી હસી પડ્યો: 'નહીં મંગળ ! વાત કાંઇક બીજી જ છે."

મંગળ ચુપચાપ ત્હેના મુખ તરફ તાકી રહ્યો.

"પેલો સમરીનો મુબારક હુસેન છે ને !"

"હા. પેલો ડીપોટીનો બચ્ચો ને !"

"કાલે કાસમપુર નજીક એની સાથે ભેટો થઇ ગયો."

"હં, પછી ?"

"વાત વાતમાં બોલાચાલી થઇ. જતાં જતાં તે પોતાની પાતળી સોટી હલાવીને કહેવા લાગ્યો: હવે ઘણા દિવસ સુધી ખુલ્લી હવા ખાધી. હું જીવતો હોઇશ તો તો ત્હને કાળ-કોટડીમાં પૂરીને જ છુટકારાનો દમ ખેંચીશ."

"એવો મર્દ હતો તો ત્યાં જ કેમ ન પકડ્યો ?'

મ્હેં પણ કહી દીધું-"જ્યારે આ બ્હારવટી હવાથી હું ધરાઇ જઇશ ત્યારે હું જાતે જ ત્હમને હકેવડાવીશ. પછી તો તેઓ સાહેબ ધુંઆપુંઆ થઇ ચાલ્યા ગયા. મને સ્પર્શ કરવા જેટલી કોઇનામાં હિંમત નહોતી."

"ખાલી દમ મારવાનો હશે, ભાઇ ! કરવાવાળાનું તો દિલ જ જૂદું હોય !"

એટલામાં દૂરથી કોઇના રડવાનો અવાજ સંભળાયો. સુરતીના કાન સરવા બની ગયા.

ર બોલ્યો, " જો તો મંગળ ! આ કોણુ રડે છે ! "

મંગળ હાથમાંથી ચલમ ફેંકી દઇને દોડયો.

" ભાઇ ! બુધિયાની મા રડતી રડતી આ તરફ આવે છે, " મંગળે આવી કહ્યું.

મુરલીએ બુધિઆની માને હિંમત આપતા પૂછ્યું, " શી હકીકત છે, કાકી ? "

" ભાઇ ! " હેણે ડુસકાં લેતા કહ્યું, " બુધિયાને પકડીને લઇ ગયા. "

" કોણુ લઇ ગયું ? " લુંટારાની ભમર ખેંચાઇ.

" ડીપોટીના સિપાઇ—"

" મંગળ ! હમણાં જ થાણામા જઇને કહી આવ કે મુરલી જલ્દીથી મુલાકાત લેવાને આવશે. "

મંગળ હાલતા હાલતા બોલ્યો, " ભાઇ ! ખામોશ રાખ ! એમ ક્યાંઇ પોલીસના હાથમા ન જતો. "

" તું તો કેવળ મૂરખ છે મંગળ ! " હેણે ફરીથી વૃદ્ધાને પૂછ્યું, " પણ વાત શી હતી, કાકી ? "

" ભાઇ ! મ્હને શી ખબર ? બુધિયો માંદો પડયો હતો. ઘરમાં ખાવાને અન્નનો દાણો સરખો યે નહોતો. આજ સવારે જ બે સિપાઇઓ આવ્યા અને બુધિયાને કહ્યુ કે એક સિપાઇની જરૂર છે. ચાલ, હું જ ચાલ. તે વિશ્વાસ રાખીને સાથે ગયો પણ હમણાં જ ખબર પડી કે હેને તો થાણામા પૂરી રાખવામા આવ્યો છે "

" વારુ, તમે જાઓ. કાલે બુધિયો પાછો ઘેર આવી જશે "

" મુરલીના મુખમાથી નીકળેલી વાતમાં અને વિધાતાના વિધાનમા જરાએ તફાવત નહોતો. છતાયે તે વૃદ્ધા બોલી, " નહીં ભાઇ ! જાણીબુઝીને યમરાજની સામે લડવા ન જશો, "

" અરે કાકી ! જ્યાં સુધી આ ડીપોટી મરશે નહીં ત્યાં સુધી મુરલીને ચેન નહીં પડે, "

વૃદ્ધા કંપી ઊઠી.

મુરલીએ ફરીથી કહ્યું, " કેમ શાનામાના ઘેર નહીં જાઓ ? જા તો મરતું, ચાનુને મ્હારી પાસે મોકલીને તું દારૂના પીઠા આગળ થઇને નીકળજે અને કહેજે કે " આખા દિવસની કસર આજે જ નીકળી જશે "

તે ઉત્તેજિત થઇ રહ્યો હતો. ધીમે ધીમે રેતાળ મકોને વટાવીને તે નદીના કિનારા તરફ ચાલ્યો ગયો. બુધિયાની મા બાવાયકવા જેવી ત્યાંજ ઊભી રહી.

× × ×

શ્રાવણ માસના શુક્લ પક્ષની ચતુર્દશી આકાશના ખોળામા પોતાનું મસ્તક મૂકીને કંપી રહી હતી કાળા કાળા વાદળાંઓ હેના મુખ પર ભમરાની માફક વળગી પડ્યાં હતાં. ઘોર અંધકાર હતો. હા, કોઇ કોઇ વાર વીજળી ચમકીને કાપી ઊઠતી હતી કેપુડી

સજ્જાદહુસેન બંગલાની ખુલ્લી અગાસી પર આરામથી બેસી પોતાની પત્ની સકીના સાથે વાતો કરી રહ્યા હતા. "આજકાલ આ મુરલી લુંટારાએ બહુ ત્રાસ વર્તાવી મૂક્યો છે."

"તમે એના જેવા સજ્જન માણસને લુંટારો શા માટે કહો છો તે મ્હારાથી સમજાતું નથી."

"એની સજ્જનતા શી છે? જરા હું સાંભળું તો ખરો!"

"તેણે આજસુધી કોઇ ગરીબને નથી સતાવ્યો. કોઇ સ્ત્રીના સામી ઊંચી નજરે તેણે કદિ જોયું નથી. કેટલાંયે મુફલિસ અને ગરીબ ગુરબાં એને દુઆ આપે છે."

"કદાચ......" તે વધારે બોલે તે પહેલાં તો બ્હાર બૂમ પડી કે બંગલા પર લુંટારો ચડી આવે છે.

"ડેપ્યુટી સાહેબ" ગભરાઇને બંદુક લેવા દોડયા. બ્હાર બૂમરાણ મચી રહ્યું. સૌએ આશ્ચર્યપૂર્વક જોયું તો ખાલી હાથે મુરલી બંગલાની અગાસી પર ઊભો હતો.

"ડીપોટી સાહેબ!" તેણે હસીને કહ્યું, "હવે મ્હારો જીવ ખુલ્લી હવાથી ગભરાવા લાગ્યો છે. લ્યો, હું આવી પહોંચ્યો છું."

ભયના માર્યા ડેપ્યુટી સાહેબના રૂંવાડાં ઊભાં થઇ ગયાં. તેમણે જોયું તો બંગલાની બધી બ્હારીઓ બંધ હતી અને ચારે તરફ નિરતબ્ધતા છાઇ રહી હતી. મુરલીએ ફરીથી કહ્યું, "પછી મ્હને કહેશો નહીં, તમારો વખત પૂરો થઇ ગયો છે. હવે મ્હારો વારો છે. શાનુ! જોઇ શું રહ્યો છે? એના માંસના ટુકડે-ટુકડા જુદા કરી નાંખ."

શાનુ ચમકતી તલવાર લઇ આગળ વધ્યો. ડેપ્યુટી સાહેબને લાગ્યું કે હવે દુનિયામાં તેમને માટે જગા નહોતી. તેઓ હતાશ બની ગયા.

ખૂનની તરસી તલવાર જેવી ઉંચકાઇ તેવો જ મુરલી કંપી ઊઠ્યો. તેણે અત્યંત આશ્ચર્યપૂર્વક જોયું તો સકીના તેના પગે પડી હતી.

"ભાઇ!" એણે રુદનભર્યા સ્વરે કહ્યું.

મુરલી ચુપ ઉભો હતો. તલવાર એમ ને એમજ થંભી ગઇ હતી.

"ભાઇ! તમે આજદિન સુધી કોઇ પણ અબળાને નથી સતાવી હું પણ અબળા છું. ત્હારી બ્હેન છું." સકીનાએ અંજલીમાં આંસુ ભરી કંપતાં કંપતાં લુંટારા તરફ જોયું.

લુટારાનો સ્વર કંપાયમાન થયો—"તલવાર મ્યાન કરી લે શાનુ! ડીપોટી સાહેબ આજથી મ્હારા બનેવી થયા."

"માલિક..." શાનુ કાંઇક કહેવા માગતો હતો.

"બસ, ચૂપ રહે, શાનુ! એક હિન્દુ પોતાની બ્હેનની પ્રતિષ્ઠા સારી રીતે જાણે છે."

ત્હેની આંખો ચમકી રહી હતી, અને મુખ પર અપૂર્વ જ્યોતિ વિલસી રહી હતી. તેણે કહ્યું: "બ્હેન! ઊઠ. ત્હારો પતિ હજાર વર્ષ જીવતો રહે!"

તે ઊઠી. લાલ દોરાનો એક તાંતણો લાવીને તેણે મુરલીના હાથમાં બાંધ્યો.

લુંટારાએ તેને ચૂમીને કહ્યું: "બ્હેન! ત્હારે મ્હારે ઘેર આવવું પડશે."

આકાશમાં એ વખતે ન્હાનાં ન્હાનાં બુન્દ શ્રાવણના સ્વાગતનો સાજ સજાવી રહ્યાં હતાં.

× × ×

બીજે દિવસે અભાગી ભારતવર્ષે રક્ષા બન્ધનનો તહેવાર ઉજવ્યો. લાખો બ્હેનોએ પોતાની રક્ષાઓનું મૂલ્ય રૂપીઆથી આંક્યું. ભૂખ્યા બ્રાહ્મણો પૈસા-પૈસાને માટે ઘેર-ઘેર ભટકવા લાગ્યા. પરંતુ પેલા લુટારાએ બ્હેનની રાખડીનું મૂલ્ય હૃદય અને જીવનથી આંક્યું હતું.

પૂર્ણિમાને પ્રણામ કરીને જ્યારે સકીના બંગલે પહોંચી ત્યારે તે મણિ-મુક્તાથી લદાયેલી હતી.

આશ્ચર્ય અને કુતૂહલથી સજ્જાદહુસેનની આંખો ચમકી ઊઠી.*

*સચિત

# જીવન સાથે સમરસ થાય એજ સાચી કલા

મહારાષ્ટ્રના પ્રતિભાવાન નવલિકાકાર શ્રી. વી. સ. ખાંડેકર

## જીવનકલા ની ફિલસુફી આ વાર્તામાં સમજાવે છે

અનુવાદક : શ્રી જનાર્દન પ્રભાસ્કર

ગાડીનો વેગ મન્દ થયો. સુરેખાએ ઉત્સુકતાથી બારી બહાર જોયું. સ્ટેશનનું નામ જોતાં તે નિરાશ થઇ. 'દિલ્હી તો હજી દૂર છે ! ' તે એમ બબડી.

આગગાડીની સાથે તેના વિચારનાં ચક્રો પણ શરૂ થયાં. ગાડી આગળ જતી હતી. તેનું મન ભૂતકાળમાં દોડવા લાગ્યું. દિલીપને પોતે જોયાને બે વર્ષ થયાં હતાં. હવે તે કેવો દેખાતો હશે ? ઇંગ્લાંડની હવાથી માણસમાં આટલો ફરક પડયો છે તો તેનામાં નહિ પડયો હોય ? હમણા હમણાના તેના પત્રો પણ કેટલા ન્હાના અને રૂક્ષ હોય છે ? પણ પહેલાં યે દિલીપ તો એવો જ હતો ને મોઢું, મગજ, પગ કેવાં યંત્ર જેવાં જ ચાલતાં. તેના યાંત્રિકપણાની મેંજ એકવાર મશ્કરી ન્હોતી કરી કે-' બહાદુરે તમારા માથામાં ગ્રામોફોન અને પગમાં પંજાબમેલ બેસાડેલાં છે ! ' એ સાંભળીને દિલીપ કેટલીવાર સુધી હસ્યો હતો અને તે વાકય પર વિનોદમાં અનેક કોટિઓ કરી હતી !

પછીનું સ્વપ્નમાંનું ભાષણ તે સંભારવા લાગી. ઝાકળથી ઢંકાયલી બહારની સૃષ્ટિની જેમ તેનું ઝાંખું પણ રમણીય સ્વરૂપ તેને અત્યંત મનોરમ લાગ્યું. તેના મનમાં થયું-મધુર સ્વપ્ન એટલે એક ઉત્કૃષ્ટ કાવ્યજ ! બન્નેમાં અનુભવ અને આશા એનો કેવો રમણીય સંગમ થાય છે ! વિલાયતથી પાછા આવતાં વેંત ' અખિલ ભારતીય ચિત્રકલા પરિષદે ' ' પ્રેમ ' એ ચિત્ર માટે પારિતોષિક જાહેર કરેલું પોતાની નજરે પડયું અને તે ચિત્રની પાર્શ્વભૂમિ માટે તાજમહાલ જોવા માટે પોતે દિલ્લી જાય છે એમાં કાંઇ ખોટું નથી. દિલ્લીમાં દિલીપ છે, તેની સાથે બે વર્ષ પહેલાં પોતાનાં વેવિશાળ થયાં છે અને મિલના કામનાં રોકાણને લીધે તે મુંબઇ આવીને પોતાને મળી શકયો નહીં એ પણ ખરૂં; પણ બાકી ' ' જાગતી જ્યોત ' નાટક માટે તેણે એક પત્રમાં ખૂબ મઝાનું લખ્યું હતું ! 'એકાદ નવી નવલકથા મોકલી આપ' એમ જ્યારે મેં તેને લખ્યું ત્યારે ' કેટલા પરસેન્ટ પ્રેમની તને જોઇએ ? ' એવો પ્રશ્ન પૂછીને તેણે મરાઠી લેખકોને ખૂબ ચિમટા લીધા હતા. એવું ઘણું ઘણું તેના સ્વપ્નમાં એકત્રિત થયું.

સ્વપ્ન વિષે વિચાર કરતી વેળા તેને લાગ્યું-ચિત્રકારનું ચિત્ર એ એક મધુર સ્વપ્ન નહીં તો બીજું શું ? અને હું જે તાજમહાલ જોવા જાઉં છું તે પણ શું છે ! કલાવંતને પડેલું તે સ્વપ્ન લક્ષ્મીએ કમલપાશથી ત્યાં બાંધી રાખ્યું છે. કલા એ સ્વપ્ન, પ્રેમ એ પણ સ્વપ્ન અને જીવન એ પણ સ્વપ્ન જ નહીં કે ? પરન્તુ-બધાં જ સ્વપ્નો કયાં સારાં હોય છે ?

આ વિચિત્ર વિચાર તેના મનમાં અને ગાડી દિલ્હીના સ્ટેશનમાં પ્રવેશવા એક જ ગાંઠ પડી. પાટા બદલાની વખતે ખટ્ખટ્ થનાર તેનો અવાજ આ છેલ્લા વિચાર જેટલો જ તેને અમંગલ જણાયો. તેણે બારીમાંથી બહાર જોવા માંડયું.

ગિરદીમા તેને દિનીપ ક્યાં યે જણાયો નહીં. ગાડી ઉભી રહી. હમાલ ગાડીમાં પેઠા. તેણે સામાન નીચે ઉતરાવ્યો, ગુસ્સાથી તે આમતેમ જોતી હતી એવામાં તેના ધ્યાનમા આવ્યું કે દિનીપે પોતાના પત્રમાં લખ્યું હતું કે 'આ ગાડીમા થર્ડ કેલાસમાં ઘણો ત્રાસ થતો નથી. મેંકડ કલાકના ભાડા જેટલા પૈસા તારે ખરચ કરવા જ હશે તો અહીં ખલાસ કરવાની હું ખાત્રી આપું છું.'

સુરેખા છેલ્લા ડબા સુધી જોતી ગઇ પણ દિનીપનો ક્યાં યે પત્તો નહીં. સ્ટેશનમાના માણસોનો કલકલાટ, લગેજનો ખડખડાટ અને હમાલોની બૂમો એનો કર્કશ પ્રતિધ્વનિ તેના મન પર પડતો હતો. બે વર્ષ પછી હું વિલાયતથી આવી ત્યારે પણ મુંબઇ મળવા આવવા એને ફાવ્યું નહીં! તે ખરું હશે એકવાર પણ હવે સ્ટેશન પર આવવા સુદ્ધાં.

પેલી બાજુ એક પોર્ટરે શાંતો ફેરવ્યો. એક પાગ પરથી ગાડી શાન્તપણે વળણ લઇને બીજા પાટા પર ગઇ એ દશ્ય જોઇને સુરેખાને લાગ્યું-દિલીપનું મન પણ આમ બદલાયું નહીં હોય? ગયા વર્ષના તેના પત્રો કેટલા દમ વગરના હતા! અને હવે તો સ્ટેશન પર વખતસર આવવાનું પણ તેને સુઝયું નહીં. શું ખબર? બે વર્ષ થયા ગૃહસ્થ દિલ્હીમા સ્વચ્છન્દપણે રહે છે અહીંની એકાદ છોકરીના પ્રેમપાશમા તો દિલીપ સપડાયો નહીં હોય?'

'અરે ચિત્રકારણબાઇ! તાજમહાલ જોવા આવ્યા છો કે સ્ટેશન?' સુરેખાના કાન પર શબ્દો અથડાયા. તેણે પાછળ વળીને જોયું, પણ વિપરીત વિચારોથી મન મ્લાન થયેલું હોવાથી તેના મુખ પર હાસ્ય ચમક્યું નહીં, દિલીપના તે સહજ ધ્યાનમાં આવ્યું. તેણે હસીને કહ્યું, 'આ સવારનો વખત છે, સ્ત્રીઓ વિકસવા માટે ઘણો જ ઉત્તમ!'

બીજી કળીઓ માટે હશે પણ સૂર્યકમળની કળી માટે—'

'તેને તોય શું થયું છે? સૂર્ય ઘણોજ ઉપર આવ્યો છે દોર જેટલો કહેનો નથી—નહીં તો આખુ કાગળ એકદમ લુપ્ત થઇ જશે!'

'સૂર્ય ઉપર આવ્યો છે પણ આકાશ છવાઇ ગયું છે ને? તેથી તે કશા ય દેખાતો નથી!'

'આકાશ છવાયું તોય શું ખરાબ થયું? વરસાદ પડશે અને આ ગરમી થોડી ઓછી થશે!'

ગાડીમા બેસ પછી સુરેખાએ ફરેડો કરીને કહ્યું—'મારું નામ સુરેખા.'

'ખબર છે મને.'

'એ...મ! ચિત્રકારણબાઇ એવી હાક પછી સાંભળવાથી.'

'તો એકજ સવાલ છે! આખે નામે હાક મારીએ તો પારકાપણું જણાય. સુરા નામથી બોલાવીએ તો સંસ્કૃત અને મરાઠી, બન્ને અર્થ ઘણા જ ભયંકર!'

'બે વર્ષ પહેલાં સુર એ નામ ચાલતું હતું અને હવે-'

'હવે શું થયું? સુરતું ઝાડ હોય છે માત્ર શોભાનું! ઇંગ્લાંડથી ચિત્રકલાનું શિક્ષણ લઇને આવેલી વિદુષીને તે નામે કેમ હાક મરાય? બધી જાગતી જ્યોતો મને ઉભેને ઉભો બાળી નહીં નાખે!'

હવે માત્ર સુરેખા હસતું રોકી શકી નહીં. દિલીપનો સ્વભાવ પહેલાના જેવોજ મશ્કરો રહ્યો છે એ જોઇને તેને આનન્દ થયો. પવનથી વાદળાં વિખેરાઇ જાય તે રીતે આ નવીન ભાવનાથી તેના ચહેરાપરની ઉદાસીનતા કયાં ને કયાં ઉડી ગઇ, માત્ર જતાં જતાં એકાદ વાદળીમાંથી વૃષ્ટિના બિન્દુ ઝરે તેમ દિલીપ વખતસર સ્ટેશનપર આવ્યો નહીં તે માટે જરાક ઠપકો મારવાની ઇચ્છા તેના મનમાં ઉત્પન્ન થઇ. પોતાના રિસ્ટવૉચમાં જોઇને તેણે દિલીપને કહ્યું, 'મોટા માણસો આગળ નાનાઓની કીંમત હોતી નથી એ વાત સાવ સાચી છે!'

તેના બોલવાનો ઝોક નહીં સમજવાથી દિલીપે પોતાની ભમરો ઉંચી ચઢાવીને માત્ર તેના તરફ જોયું.

'ઘડિયાળની ગણત્રી યંત્રમાંજ થાય ને?'

'અ...હં માણસમાં'

'તે કેવી રીતે?'

'બે ઘડિયાળોનું કદિ બનતું નથી. બે માણસોનું પણ—'

પોતાનો દાવ પોતાપર જ પડેલો જોઇ સુરેખા મનમાં ને મનમાં ચિડાઇ, તેણે દમકાથી કહ્યું, 'કાંટા ફેરવીને ઘડિયાળો બરાબર કરી શકાય છે પણ માણસનાં મનો તેમ બદલી શકાય છે?'

'હા, તે પણ ખરૂં! હું ઇશ્વરની સાખે કહું છું કે ઘડિયાળ એ યંત્ર છે.'

સુરેખાને સ્ફુરણ ચઢયું, 'પણ અમે તે થયું તોપણ તે ન્હાનું યંત્ર ને!'

'ઘણાં ઘડિયાળો મોટાં હોય છે.'

'મિલમાંના સંચા જેવડાં?'

'એવડાં કયાં ય નથી જોયાં!'

'માટે જ મેં કહ્યું. મોટાં યંત્રો ચલાવનારને ન્હાનાં યંત્રોનું સ્મરણ કયાંથી જ થાય? અને તેથી સ્ટેશન પર પોતાનું કોઇ માણસ આવનાર છે એની શુદ્ધિ પણ કયાંથી રહે?'

દિલીપની આંખોમાં કંઇક કરુણ ભાવનો સુરેખાને ભાસ થયો. પણ તે માત્ર એક ક્ષણભર જ! બીજી જ ક્ષણે દિલીપ ખડખડાટ હસી પડયો.

'આમ હસવા જેવો આનન્દ શાનો થયો?'

'ચિત્રકલાનું તર્કશાસ્ત્ર સાથે લગ્ન નક્કી થતું હતું તે ભાંગેલું જોઇને મને આનન્દ થયો.'

'લગ્ન ભાંગે એટલે તને આનન્દ થાય?' આ પ્રશ્ન પૂછતી વખતે સુરેખાના કંઠમાં કંપ ઉત્પન્ન થયો હતો. તેના હૃદયનો તાર છેડવા જેટલી પોતાની મશ્કરીની મજલ પુગવા માટે દિલીપને ખરાબ લાગ્યું. તે મૃદુ સ્વરે બોલ્યો, 'તેમ નહિ, રેખા, તારો તર્ક સાવ ભૂલભરેલો છે એટલું જ હું કહેતો હતો!'

'તું મિલમાંના યંત્રો ચલાવે છે કે ભૂલના તર્ક?'

'હા.'

સુરેખા આશ્ચર્યથી તેના તરફ જોવા લાગી.

'હાને જ કામ ઉપરથી મને ઉતારવામાં આવ્યો છે.'

' તે કેમ ? '

' હડતાળીઆઓનો પક્ષ કરીને હું લડ્યો તેથી–'

' તું તે હડતાળની બાબતમાં શાને પડ્યો ? '

' તું ચિત્રો શા માટે દોરે છે ? '

' તે સુન્દર કલા છે. '

' સંપ કરનાર માણસો જીવન્ત છે ! '

' જીવતાં અને સુન્દર એક જ કે ? '

' અલબત્ ! જગતમાં જીવન જેટલું સુન્દર શું છે ! '

' મરણ. '

' તે કેમ ? '

' તાજમહાલ સુન્દર નહીં કે ? પરન્તુ તેનો ઉગમ છે મુમતાજના મરણમાં ! '

' મુમતાજ સમ્રાટની રાણી હતી. તે એકાદ મજુરની બાયડી હતે તો ?–'

એજ વખતે મુકામ આવવાથી દિલીપે ગાડી થોભાવવાની સૂચના આપી. તેનો ધક્કો સુરેખાના શરીરને અને દિલીપના છેલ્લા વાક્યનો ધક્કો તેના મનને લાગ્યો જણાયા વિના રહ્યો નહીં.

દિલીપની સાદી ઓરડી જોઇને સુરેખા થંભી જ ગઇ. તે પ્રશસ્ત હતી. પણ સુન્દર છે એમ તેને માત્ર કેમે કર્યાં લાગ્યું નહીં. તેના ટેબલ પર પડેલાં પુસ્તકો તેણે ફેરવી જોયાં. એકાદ મરાઠી અથવા અંગ્રેજી નવલકથા તેના હાથમાં આવશે એવી તેની કલ્પના હતી. પણ કર્ણકટુ ઉચ્ચારોના રશિયન ગ્રન્થકારોનો જ ત્યાં જમાવ થયો હતો. એક પુસ્તકનું નામ ' ખેતર અને કારખાનાં ' તો બીજાનું નામ ' એક મજુરનું આત્મવૃત્ત ! ' કંટાળીને તે આરામ ખુરસી પર આડી પડી અને દિલીપને હસતાં હસતાં કહ્યું ' ગાકણી ગાય ને પેટમાં પાય. ' તારી એંકણુક મને દેખાડ જોઉં ? "

' મિત્રકે રહેલા બાકાના પૈસા મારે નામે મૂકવાની છે કે શું ? '

' વધે ક્યાંથી ? હું તો સેંકડ ક્લાસમાં આવી. '

' એ...મ '

' મને લાગ્યું તેં મશ્કરીમાં લખ્યું હશે ! '

" શ્રીમંતોની ચઢ્ઢા અને ગરીબોને ચઢ્ઢા ! '

' મજુરોના આગેવાનો જેવું બોલતા શીખી ગયો ખરો ! '

' ખરૂં કહું, રેખા ? '

' હા, '

' તું આવી ત્યારથી જ. '

' એટલે ? '

' હૃદયમાંથી...'

' વાહ ! એટલે મારા પરનો પ્રેમ એ ગાડપણુ જ કે શું તારા મનમાં ? '

' કોઇ પણ પ્રેમ એ દુનિયામાં મોટામાં મોટું ગાંડપણ જ છે ! '

' અરે-અરે-અરે ! મજુરોનો આગેવાન હવે કવિ થવા લાગ્યો—'

કવિ નહિ, મનુષ્ય થાઉં છું હું ! '

' એટલે, પહેલાં કોણ હતો ? '

' પશુ—'

સુરેખા આંખો ફાડી તેના તરફ જોવા લાગી. દિલીપ શાંત રીતે બોલ્યો, ' રેખા, પુસ્તકી શિક્ષણથી કોઇ મનુષ્ય થતો નથી; પ્રેમથી થાય છે પેટ ભર્યું હોય અને હૃદય ખાલી હોય તો—'

' તને એવી બીતિ નથી. આવડી મોટી હું બેઠી છું ને તારા હૃદયમાં ! '

' તું અને હું ! દુનિયા એટલી ન્હાની છે ! '

' પ્રેમની દુનિયા તો એટલી ન્હાની જ હોય છે ! '

' બાવલા બાવલીની તે દુનિયા હશે ! '

' નહીં ! રાજા રાણીની ! તાજ-મહેલ કંઇ સાદ બાગાનો છે ? છતાં કેવું સુન્દર પ્રેમચિત્ર છે ! '

દિલીપને શું લાગ્યું ? કોણ જાણે; ક્ષણભર થંભીને તેણે ઇગ્લંડની વાતો શરૂ કીધી. સુરેખા ખીલી, ' હસતી વસન્ત ' ' શિયાળાના ફૂલો ' ' ટેમ્સના તીરપર ' ઇત્યાદિ ઇનામો મેળવેલાં ચિત્રો પોતે કેવી રીતે કાઢ્યાં તેનું વર્ણન કરતી વખતે તે એક બાલિકા જેવી બની. તે બધું સાંભળીને દિલીપ બોલ્યો ' ત્યારે તો હિન્દુસ્થાનમાં પણ તારા ચિત્રને ઇનામ મળશે ! '

' મળશે એટલે ? મળવું જ જોઇએ ! હું કોણ છું ? '

' પ્રખ્યાત ચિત્રલેખિકા સુરેખા ! '

' નહીં. દિલીપની વાદત્ત વધૂ. તારી સાથે હું તાજમહાલ જોવાની, પૂર્ણિમાનાં ચાંદરણામાં ત્યાં રમવાની અને એવું ચિત્ર કાઢવાની છે...' .

' તને હું બે તાજમહાલ બતાવું છું !'

આગ્રાના તાજમહાલ જેવું બીજું એકાદ મન્દિર દિલ્હીમાં બીજા કોઇએ બાંધ્યું હશે એમ સુરેખાને લાગ્યું. તે આનન્દથી બોલી ઉઠી, ' આંધળો માગે છે એક' આંખ•અને ઇશ્વર આપે છે-'

' પણ દેખાવા લાગ્યા પછી આ આંધળો આંખ તો નહીં મીચે ને ? '

' ગાંડી ઘેલી કોટિઓ કરવાને તને ટેવ જ પડી છે ! '

બપોરે દિલ્હીમાંનો બીજો તાજમહેલ જોવા માટે દિલીપ સુરેખાને લઇને બહાર નીકળ્યો. રસ્તે ચાલતાં સુરેખાના મનમાં અત્યાર સુધી ચાલેલો બન્નેનો વાર્તાલાપ ધોળાયા કરતો હતો. નવલકથામાંનો નાયક વાગ્નિશ્ચિત વધૂ સાથે કદિ પણ આમ બોલે કે ! સ્ટેશન પર ઉતરી ત્યારથી અત્યાર સુધીના બધા સંવાદો વકીલ માશીદારની ઉલટ તપાસ જેવા છે. એમ વારૂ કેમ થયું ? દિલીપનો પોતા પરનો પ્રેમ ઉડી ગયો કે આ મજુરોના સંપને લીધે એનું હૃદય રૂક્ષ બની ગયું હશે ? !

ચાલતાં ચાલતાં તેણે સ્હેજ પાછળ ફરીને જોયું. એક માણસ તેમની પાછળ પાછળ આવતો હતો. તેનો ચહેરો-મહોરો દિલીપની ઓરડીમાંથી પોતે બહાર પડતાં હતાં ત્યારે આજ માણસ રસ્તા પર ઉભો હતો કેવળ યોગાયોગથી જ આ માણસ પોતા પાછળ આવે છે કે—

' રેખા, આ જો મારો તાજમહાલ. '

તંદ્રામાંથી જાગીને સુરેખાએ જોયું. દિલીપના મશ્કરા સ્વભાવ પર તેને ખીજ ચઢી.-સ્હામે મજુરોની એક ગંદી ચાલી દેખાતી હતી.

' દિલીપ, ' તેણે આંખો કાઢીને કહ્યું.

' ચાલ અંદર પ્રેમચિત્ર જોવા ! '

' આ ભીખારડાં ખોરડાઓમાં ? '

' આ ભીખારડાં ખોરડાંઓ કોણે તૈયાર કર્યાં ? '

' કોણે ? '

' મરેલા માણસો માટે મહેલ બાંધનારાઓએ ! '

સુરેખા ઠીક ત્રાસી ગઇ હતી. કંઇ પણ બોલ્યા વિના તેણે ચાલીમાં પ્રવેશ કર્યો. રસ્તામાં એકઠા થનાર મજુરો તેને અત્યન્ત પ્રેમથી નમસ્કાર કરતા હતા. બે દાદરા ચઢ્યા પછી દિલીપ એક સાંકડી ઓરડી પાસે ઉભો રહ્યો. બહારથી જ તેણે પૂછ્યું ' મહાદેવને હવે કેમ છે ? '

' હવે આંખો ઉઘાડીને જુએ છે ' તુરત જવાબ મળ્યો અને ઓરડીનું બારણું જૂનું લુગડું પહેરેલી એક વિધવા બાઇએ ઉઘાડ્યું. દિલીપ અન્દર છેક મહાદેવની પથારી પાસે ગયો ! તેણે પ્રેમળ સ્વરથી હાંક મારી.

' મહાદેવ...'

' ઓ—'

' હવે ઠીક લાગે છે ને ? '

' હા, ભાઇ-'

' કેમ રે ? '

' મા ક્યા ગઇ ? '

' તને રમવા મોટર જોઇએ છે ને તે લાવવા મુંબઇ ગઇ છે. '

' અને બાપુજી ? '

' તારે માટે દવા લાવવા ગયા છે ! હવે નિરાંતે સુઇ રહે હં, વહેલા સારું થવું છે ને ? મોટર આવી કે તુરત રમવા મંડશે ને ?'

મહાદેવના શરીર પર હાથ ફેરવીને અને તે વિધવા બાઇ સાથે અત્યન્ત પ્રેમાળપણે બોલીને દિલીપ બહાર નીકળ્યો. દાદર ઉતરતી વખતે સુરેખાએ પૂછ્યું, ' એ છોકરાની મા ક્યાં છે ? '

' ચાર દિવસ પહેલા ક્ષયથી મરણ પામી '

' અને બાપ ! '

' ગઇ કાલના ગોળીબારમાં માર્યો ગયો. '

' ગોળીબાર ?—'

' બેકાર સપવાળાઓએ બેફામ થઇને મિલ આગળ ગિરદી કીધી, તેથી પોલીસોએ તેમને વિખેરવા માટે ગોળીબાર કર્યો ! '

' તું ક્યાં હતો ? '

' તે છોકરાના બાપ પાસે જ ! '

સુરેખાના અંગપર રોમાચ ખડા થયા, થોડી વારે તેણે પૂછ્યું, ' આજે સવારે તને મોડું થયું તેનું કારણ એ જ કે ? '

સવારે એ જ વખતે સંપવાળાઓની સભા હતી. પણ કાલનો તે ગોળીબારનો પ્રસંગ આંખો સામે ઉભો થયો અને બોલના હું એટલો બેફામ થયો કે—'

' જીવન આગળ કલાની આકર્ષણજ રહી નહીં !'

દિલીપે હસીને સુરેખાના આ વાક્યનું સ્વાગત કર્યું.

' અને હું થર્ડ ક્લાસમાં આવી હતે તો મારા વધેલા ભાડાના પૈસા—'

' મારી બેંક બુકમાં જમા થતા હને !'

' આ તાજમહાલ એજ તારી બેંક ને ?

' રેખા, તે પૈસા આ માંદા છોકરાને ઉપયોગી થયા હોત. પેલી વિધવા બાઇ જોઇને ? મહાદેવ કંઇ તેનો સગો નથી ! સંપના દિવસ—ફંડમાંથી તે મીઠા રોટલા પર તે રહે છે અને આંખોમાં તેલ આંજીને તેની માવજત કરે છે ! જોયો ને હવે મારો તાજમહાલ અને તેમાંનું પ્રેમચિત્ર ! "

× × ×

બીજે જ દિવસે પૂર્ણિમા હતી. પોતાના કામની વ્યવસ્થા કરીને દિલીપ સુરેખાને તાજમહાલ બતાવવા નીકળ્યો. તિકીટ કાઢતી વખતે દિલીપની પછવાડે જ ગઇકાલનો માણસ તેને પાછો દેખાયો. તેના મનમાં એક વિલક્ષણ કલ્પના ચમકીને ચાલી ગઇ.

વિચિત્ર દૃષ્ટિએ દિલીપ તરફ જોઇને તે બોલી ' આજનો બેત ચાલો આપણે રદ કરીએ—'

' તું કેવી ભેદરી છે રેખા !'

' પણ કાલે ગયા તો ? '

આજનું કામ કાલ પર કદિ નદિ નાખીયે ! વળી આ કંઇ જેલ જવાનો થોડોજ પ્રસંગ છે ! સુન્દર તાજમહાલ–અને માણસી આવતીકાલનો કોને ભરોસો છે ? આજે હું તને અહીં દેખાડું છું પણ કાલે—"

દિલીપ કંઇ અશુભ બોલશે એવી કલ્પનાથી સુરેખા બોલી, ' પુરું કર તારું તત્વજ્ઞાન.'

જતાં જતાં તેણે જોયું કે તે અપરિચિત મનુષ્ય પોતાનો આ સંવાદ સાંભળીને હસે છે એવો તેને ભાસ થયો. એકાદું ભયંકર સ્વપ્ન ઘણીવાર સુધી નયનો સ્હામે નચ્યા કરે, તે પ્રમાણે તે મનુષ્યની આકૃતિ એક સરખી તેના મનપટલપર પોતાની કૃષ્ણછાયા પાડતી હતી તાજમહાલ દૂરથી દેખાવા લાગ્યો ત્યારે જ માત્ર તેનું મન જરા ચંદનીથી ભરાઇ ગયું. ઘડીવાર પછી તો તે મનુષ્યનું અસ્તિત્વ પણ ભુલી ગઇ.

તે અમરમન્દિરની દર્શન સમાધિમાં કેટલો વખત વીતી ગયો તેનું પણ તેને ભાન રહ્યું નહીં. તેની આંખોની કાંઇ કર્પે તૃપ્તિજ થાય નહીં. દિવસના આ મન્દિર આટલું સુન્દર દેખાય છે તો રાત્રે પૂર્ણિમાની કૌમુદીમાં તો તે ચંદ્રવિકાશી કમળ જેવું જ લાગશે એમ તેને લાગ્યું. વિશ્રાંતિ માટે તે બન્ને બેઠાં હતાં ત્યારે તે બોલી, ' કેટલું સુન્દર આ મંદિર છે?'

' એમાં એક ખામી છે. '

સુરેખાની ભ્રમરોએ એમજ પ્રશ્ન કર્યો.

' ગરીબોને એક એક દિવસ માટે આ ઇમારત રહેવા માટે આપવી જોઇએ !'

સુરેખા નાક મરડીને બોલી, ' દિલ્હીમાં ધર્મશાળાઓ બળી ગઇ છે શું તેમને માટે?'

' રેખા, આ મંદિર કોણે બાંધ્યું ? '

' શહાજહાને '

' નહીં, તેની ગરીબ પ્રજાએ ! આ મન્દિરમાં વપરાયલા પૈસા–"

' પણ એ સુન્દર કલ્પના તો શહાજહાનની જ ને ? '

' શહાજહાનની કલ્પના ! શહાજહાન શું તારા જેવો ચિત્રકાર કે શિલ્પકાર હતો ? દુનિયામાં નામ થયું શહાજહાનનું ! પણ આ મન્દિરને જેની બુદ્ધિએ જન્મ આપ્યો તે ગરીબ કલાવંત–'

' શહાજહાનનો મુમતાજ પર પ્રેમ હતો માટે જ આ મન્દિર–'

મુમતાજે પોતાનું આત્મવૃત્ત લખ્યું હોત અને તેમાં એવું લખ્યું હોત તો–'

' માણસ પર તારો વિશ્વાસ જ નથી તારો–'

' છે પણ તે મનુષ્ય તરીકે ! દેવ તરીકે

નહીં ! શાહાજહાન કલાપ્રેમી હશે, પણ ખરા પ્રેમની તેને કલ્પના કયાં હતી ?'

'ન્હોતી શા પરથી ?'

'હજારો સાક્ષી છે એ વાતના ! તેની જનાનખાનામાંની આપડીઓ, તેના ઠાર મારવામાં આવેલા ભાઇઓ–'

'દિલીપ–'

'કેમ રેખા, સત્ય સુન્દર હોય છે. કીટ્સે જ કહ્યું છે ને ?'

'તું કેવો ભયંકર મનુષ્ય છે !'

'શાહજહાન જેટલો ?–'

સુરેખા કંઇક જવાબ આપવા જતી હતી પણ પાસે કોઇ મંડળી આવતી જોઇને તે એકદમ ચોપી ગઇ. ગઇ કાલથી પાછો દેખાનારો તે મનુષ્ય સ્પષ્ટ દેખાતા જ તે વિચારમાં પડી ગઇ. ક્ષણાર્ધમા બધી વાતનો ખુલાસો થઇ ગયો. તે માણુસ સી. આઇ. ડી. નો હતો. દિલીપ દિલ્હીથી ન્હાસી જાય છે એવી માન્યતાથી તેણે પોતાનું કામ બજાવ્યું તાજમહાલની સાક્ષીએ તેને પકડવામાં આવ્યો. સંપવાળાઓની સભામાં શાંતતાભંગને પ્રોત્સાહન આપનારું ભાષણ કરવાનો તેના પર આરોપ હતો પોલીસને સ્વાધીન થતી વખતે દિલીપે સુરેખાને કહ્યું 'સત્ય ભયંકર હોય છે એજ વાત ખરી છે ! ખરું કેની ?'

સુરેખા ભરેલી આંખોએ તાજમહાલ અને દિલીપના તરફ જોતી હતી સૌન્દર્ય

અને સત્ય, કલા અને જીવન એમનામા તીવ્ર વિરોધ જોઈને જ કે શું તેની આંખોમાંથી અશ્રુ ગળવા લાગ્યાં.

× × ×

અખિલ ભારતીય ચિત્રપરિષદનું પારિતોષિક

'પ્રેમચિત્ર'

'સુરેખાએ નામ સાર્થ કરનારી ચિત્ર-લેખિકા'

'પ્રેમ પર પ્રકાશ પાડનાર તાજમહાલ !'

મોટા ટાઈપમા છપાયેલા આ મથાળા વાંચતાં વાંચતાં દિલીપનું મન તુરંગની કોટડીમાંથી કોર્ટના દિવાનખાનામાં ગયુ. તેનો કેસ સાંભળવા માટે સુરેખા આવી હતી. પોતાના ભાષણનું સમર્થન કરવા માટે દિલીપે મુક્તમ તાજમહેલનું ઉદાહરણ આપ્યું. 'તાજમહાલ બાંધવા માટે શહાજહાનની જે તે સ્તુતિ કરે છે, પણ તે બંધાતી વખતે તેણે કેટલા મજુરોને વેઠમા પકડવા હશે, એ મન્દિર માટે કેટલા કામદારોના લોહીનું પાણી થયું હશે અને કર ભરનાર લાખો ગરીબ ...ના કેટલા ખરાબ હાલ થયા હશે એનો ...પ્ર પણ વિચાર કરે છે કે ! એવો પ્રશ્ન પૂછ્યો.' ત્યારે તુરત ન્યાયાધીશે તેને સવાલ પૂછ્યો કે 'ત્યારે તમે કલાની વિરુદ્ધ હોવ એમ જણાય છે ?'

'મને માત્ર કલા જોઈતી નથી ! જીવન સાથે સમરસ થનારી કલા જોઈએ છે.'

'એટલે ?'

'તે કહેવા બેસું તો જે ભાષણ માટે મારા પર કેસ ચાલે છે તેવું જ એક બીજું ભાષણ અહીં કરવુ પડે !'

શિક્ષા થયા પછી વિદાય લેતી વેળા તેણે સુરેખાને કહ્યું, 'રેખા, આપણા બન્નેના માર્ગ આજથી તદન ભિન્ન છે !'

'તે કેવી રીતે ?' તેણે ગદ્‌ગદ કંઠે પૂછ્યું.

'મારો માર્ગ જેલનો, તારો તાજમહેલનો !'

'પણ આગળ જતા તે મળશે ?'

'તુરુંગ અને તાજમહાલ એક થશે !'

'ન કેમ થાય ?'

તેના આ ઉત્તરનું કૌતુક કરતાં તેણે તેની વિદાય લીધી; પણ વર્તમાન પત્રમાંની આ ખબર ઉપરથી તે કોટડીમાં ક્ષણિક ગમ્મત કરતાં વિશેષ અર્થ ન્હોતો એ સ્પષ્ટ થયું.

આ બાતમીથી દિલીપના હૃદય પર કારી ઘા થયો હતો. સુરેખા પોતાની કલાનો ઉપયોગ નિર્જીવ સૌન્દર્યના સંકુચિત ક્ષેત્રમાં જ કરવાની, અને પોતે માનવી જીવન સુન્દર થાય એટલા માટે ખટપટ કરશે ! બન્નેની દૃષ્ટિમાં બે ધ્રુવનું અન્તર ! પોતે નક્કી કરેલું લગ્ન ભાગ્યા વિના બન્નેને સુખ થવાનો સંભવ નથી.

આ વિચાર નિશ્ચિત કરીને શૂન્ય દૃષ્ટિથી દિલીપ બહાર જોવા લાગ્યો. એટલામાં ઑફિસમાંથી તેને તેડું આવ્યું. તેને મળવા કોઈક આવ્યું હતુ. 'કોણ આવ્યું હશે ?' તે તર્ક કરવા લાગ્યો, 'સુરેખા ?'

'છટ્ ! તાજમહાલનું ઠરાવિક પ્રકારનું પ્રેમચિત્ર દોરીને તુરત મારી પાસે મને મળવા આવવાની તેનામાં હિમ્મત નથી પરન્તુ કદાચ પોતાનુ લગ્ન થવું શક્ય નથી એ કહેવા માટે તે આવી હશે.' આ કલ્પના મનમાં આવતા દિલીપનું મન વ્યાકુળ થયું. થોડી વાર પહેલાં આજ વિચાર પોતે નિશ્ચિત કર્યો હતો એની સ્મૃતિ થતાં તેને હસવું આવ્યું !

તેણે ઑફિસમાં પગ મૂકતા જ ખુરશી પર બેઠેલી સુરેખા ઉભી થઈ.

'કલાસમા માસ્તર આવે અને વિદ્યાર્થીઓ કરે તેમજ તેં કર્યું હ—'

સુરેખા કિંચિત્ હસી.

'ઇનામ મેળવવા માટે હું તારું અભિનન્દન કરું છું.'

તે કંઈજ બોલતી નથી એમ જોઈને દિલીપ બોલ્યો, 'એકાદ ચિત્રકાર સાથે હવે તારું લગ્ન થવું જોઈએ.'

સુરેખાએ ગંભીરતાથી જવાબ આપ્યો, 'તે ઠરેલું છે એમ કહેવા જ હું અહીં આવી છું!'

'તે શાનાં ચિત્રો દોરે છે!'.

'પ્રેમનાં!'

'તેને પણ એકાદ ઇનામ મળ્યું હશે?'

'હા, મારી પહેલાં જ!'

'એમ, તેનું નામ શું?'

હમવું ઘોળાવી સુરેખા બોલી 'જરા નામમાં ઘોટાળો થયો છે!'

'એટલે?'

'તારું જ નામ તે ધરાવે છે.

સુરેખાના આવા જવાબનો અર્થ હવે દિલીપના ધ્યાનમાં આવ્યો. તે તુરત બોલ્યો

'પણ તાજમહાલ પર માગે કેટલો ક્રોધ છે એ તો તું જાણે છે ને?'

સુરેખાએ સાથે આણેલું ચિત્ર તેના હાથમાં આપ્યું. તેમાં જમનાના જળમાં પડેલું તાજમહાલનું પ્રતિબિમ્બ તીરપર મંદિર કરતાં કેટલું બધું મનોહર દેખાતું હતું. જાણે કે કેટલાક દુઃખથી ભરેલા આયુષ્યના પ્રવાહોને રમણીયતા આપનારી પ્રેમમૂર્તિ જ તે હતી! ચિત્ર નીચે લખ્યું હતું—

'જીવનકલા'

'મમે તે કંઇ નામ આપ્યું છે.'

'ગમે તે કેમ! આ જમનાનું પાણી અને આ તાજમહાલ! જીવન અને કલા! જીવનનું હૃદય એજ કલાનું જડાવ! કાંઠા પરના તાજમહાલ કરતાં આ પાણીમનો તાજમહાલ અધિક સુરેખ દેખાય છે ને?'

---

## બારમું ગુજરાતી સાહિત્ય સંમેલન : અમદાવાદ

મહાત્મા ગાંધીજીના પ્રમુખપણા નીચે અમદાવાદમાં ભરવામાં આવનારા બારમા ગુજરાતી સાહિત્ય સંમેલનને માટે તા. ૩૧મી ઑક્ટોબર તથા ૧લી અને ૨જી નવેમ્બર ૧૯૩૬ ને શનિ, રવિ તથા સોમવાર (૧૯૯૨ ના આસો વદ ૧, ૨ અને ૩) ના દિવસો નક્કી કરવામાં આવ્યા છે.

સાહિત્ય સંમેલને બેઠક દરમ્યાન કરવા જોઈતા ઠરાવો તેમજ તે ઠરાવોનો અમલ કરવા માટે હાથ ધરવા યોગ્ય રચનાત્મક અને બીજાં કાર્યો સંબંધેની સૂચનાઓ, જુદા જુદા વિદ્વાનો, લેખકો, કાર્યકર્તાઓ અને વિચારકો તરફથી રજુ કરવામાં આવે એ જરૂરનું છે. જેઓ સંમેલન અને પરિષદને પ્રાણવાન સંસ્થાઓ કરવા ઇચ્છે છે તે સૌને પોતાના વિચારો અગાઉથી જણાવવા આમંત્રણ છે, કે જેથી તે સંબંધે વિચાર કરવાનું તેમજ યોગ્ય લાગતા પ્રશ્નો સંમેલનની વિષયવિચારિણી સમિતિ સમક્ષ રજુ કરવાનું વેળાસર બની શકે. આ સૂચનાઓ તા. ૩૦મી સપ્ટેમ્બર સુધી મોકલી શકાશે.

લેખકોને વિનંતિ છે કે તેઓ હવે પોતાના નિબંધો ૧૫મી સપ્ટેમ્બર સુધીમાં મંત્રીઓને પહોંચે એ રીતે મોકલી આપે.

સંમેલન પ્રસંગે ગાવાના ઉપયોગમાં લઇ શકાય તેવાં મંગળ અને પ્રેરણાત્મક નવાં સુગેય ગીતો તા. ૧૫મી સપ્ટેમ્બર સુધીમાં રચી મોકલવા માટે ગુજરાતના કવિઓને સંમેલનની સ્વાગત સમિતિનું આમંત્રણ છે. એ રીતે મળેલા ગીતોમાંથી પાંચ ગીતો પસંદ કરવામાં આવશે અને એ પસંદ થએલાં ગીતોના રચનારાઓની વચ્ચે રૂા ૫૦)નો પુરસ્કાર વહેંચવામાં આવશે.

લિ.

ચીનુભાઈ માધવલાલ (પ્રમુખ સત્કારમંડળ)
હરિપ્રસાદ વ્રજરાય દેસાઇ (ઉપપ્રમુખ સત્કારમંડળ)
હીરાલાલ ત્રિ પારેખ
આણંદજી ડી. દેસાઇ
ચૈતન્યપ્રસાદ મો. દિવાનજી
મટુલાલ ગો. ધ્રુવ
અણુભાઇ પો. રાવલ
મંત્રીઓ, કારોબારીમંડળ

પત્રવ્યવહાર મંત્રીઓને નામે નીચેને સરનામે કરવો

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી
પોસ્ટ બોક્સ નં. ૧૩
ભદ્ર, અમદાવાદ

# જોઇએ છે—

લેખક :
ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા

"સાહેબ, એક બાઇ આપને મળવા માગે છે."

"કહે કે હમણાં હું એડીટોરીયલ લખવામાં ગુંથાયલો છું એટલે કલાક પછી મને મળે." નવનિતે લખતાં લખતાંજ જવાબ આપ્યો.

સિપાઇ બહાર ગયો ન ગયો અને પાછો ફર્યો.

"કેમ?" સહેજ ગુસ્સામા નવનિતે સિપાઇ સામે જોયું.

"સાહેબ, એ બાઇએ એમનો આ કાર્ડ આપ્યો છે અને હમણાંજ આપને મળવા માગે છે."

નવનિતે ઉતાવળે ચરમા ઉંચા કરી કાર્ડ ઉપર દ્રષ્ટિ ફેંકી. એની અજાયબી વચ્ચે જે નામની બાઇને પોતે વર્ષોથી મળવા માંગતો હતો એ નામ એ કાર્ડ ઉપર દેખાયું.

"શ્રીમતી નયનલતા ભંડારી. ઓહો! એમને આવવા દે." પોતાની પેન નિચે મુકીને નવનિતે ગળામાંનો કોલર ઠીકઠાક કર્યો. ખુણામાં ટેબલપર પડેલા અરિસામાં પોતાનું મોઢું જોયું એટલામાં તો આકાશમાં અંધકાર વચ્ચે વિજળી ઝબુકે એવો નયનલતાનો ચહેરો ઝબકયો.

નવનિતે ખુરશીપર ઉભા રહી બે હાથ જોડી એ આવનાર બાઇના નમસ્કાર ઝીલ્યા અને સામેની ખુરશીપર બેસવા સુચન કર્યું.

"બેસો. કયાંથી આવો છો? તમારે માટે હું શું કરી શકું?" જાણે પોતે એને ઓળખતો ન હોય તેવી રીતે નવનિતે ડોળ કર્યો.

"મને આપે ન ઓળખી?"

"હું નથી માનતો કે આપણે કયાંએ મળ્યાં હોઇએ."

"તંત્રીની ખુરશી ઉપર બીરાજનાર વ્યક્તિની યાદદાસ્ત આટલી મંદ હશે એ મેં આજે જ જાણ્યું." નયનલતાના નયનો હસ્યાં.

"એ તો ઠીક,-પણ આપણે ક્યાં મળ્યા હતાં?"

"પ્રત્યક્ષ તો બહુ થોડું મળ્યાં છીએ પણ પરોક્ષ રીતે વર્ષોથી તમે મને જાણતા હોવા જોઇએ."

"હા, તમારું નામ મને પરિચીત લાગે છે ખરું, પણ અમારી આ જ[illegible] વિશેષ યાદ રાખવા જેવી અમારી [illegible] હોતી નથી. હા, પણ કંઇ નહિ. તમારે શું કામ છે? કહો. તમને હું કોઇપણ પ્રકા[illegible] મદદગાર થઇ શકોશ તો બહુ રાજી થઇશ."

તુરત જ નયનલતાએ 'વસુંધરા' શનિવારનો અંક પોતાની થેલીમાંથી કાઢયો અને લાલ પેનસીલે નિશાન [illegible] એક જાહેરાત બતાવી.

નવનિતે એ જાહેરાત પર નજર [illegible] નયનલતા સામે જોયું "હા, આ [illegible] તમારે શું કહેવું છે?"

"એ જાહેરાતમાં જોઇએ છે શ્રીમંત વિધવા, સાહિત્ય અને કલા, સં[illegible] અને સંસારશાસ્ત્રમાં નિપૂણ એક

દેશભક્તને. એ પ્રમાણે જે લખ્યું છે તે મુજબ હું એ દેશભક્તને મળવા માગું છું."

"ઓહો ! એમ ! તમે ઉમેદવાર છો? તો લખો એ જાહેરાતમાં લખ્યા મુજબ આ પત્રની કેરમાં બૉક્ષ નંબર ૪૭ ને."

"જેણે ગૃહસંસાર માંડવો હોય એણે લખવા કરતાં એકબીજાએ રૂબરૂ મળવું એ વધારે ઇષ્ટ છે."

આ જવાબ સાંભળી નવનિતે માથું ખંજવાળ્યું અને ચશ્માંમાંથી તીણી નજરે નયનલતાના નયનોમાં પોતાના નયનો ઠેરવ્યાં "તમે શું ખરેખર આ જાહેરાત પ્રમાણે વર્તવા માગો છો ?"

"એમાં તમને નવાઇ લાગે છે ? એક દેશભક્તની પત્ની થઇ દેશસેવાનો લ્હાવો લેવાનું કોને ન ગમે ?"

"એમ !"

"તો મને બતાવો કે આપના પત્રમાં આ જાહેરાત આપનાર એ દેશભક્ત કોણ છે ?"

"રસ, કલા, સંગીત, સંસારશાસ્ત્ર એ બધામાં તમે પારંગત છો ખરાં ?"

"એ પ્રશ્ન પુછવાનો તમને અધિકાર નથી; તમે તંત્રી છો. તમે તો માત્ર પૈસા લઇને " જોઇએ છે " એવી જાહેરાત હંમેશાં છાપતા આવ્યા છો. જે માણસ જાહેરખબર આપે એને જ આ ખુલાસા પૂછવાનો હક્ક છે."

"ઓહો ! હું ભૂલ્યો. મને તમારું નામ અને ઠેકાણું આપો એટલે એ જાહેર ખબર આપનારને પૂછી તમને કાલે ખબર આપીશ."

"તમારી પાસે પડેલાં આ કાર્ડમાં મારું નામ અને ઠેકાણું બન્ને છે." નયનલતા આ ભાનભૂલેલા તંત્રી સામું જોઇ ધીમું ધીમું હસી.

"હં ! બરાબર ! હું ભૂલ્યો ! પણ એક વાત પૂછી લઉં ?"

"ખુશીથી પૂછો."

"તમને પચ્ચીશેક વર્ષ થયાં હશે ?"

"માફ કરો. મેં તમને કહ્યું નહિ કે આ પ્રશ્નો તમારે માટે નથી."

"પણ મને એ જાહેરખબર આપનાર પૂછે તો મારે કાંઇ ખુલાસો કરવો જોઇએ ને !"

"તમે ખુલાસો કરો એના કરતાં અમે બન્ને પક્ષ સાથે મળીને અમારું નક્કી કરી લઇએ એજ વધુ સારું છે. તમારા જેવા તંત્રીઓ તમારે ત્યાં આવતી સર્વ જાહેર ખબરોમાં આવા ખુલાસા પૂછી વચલા માણસો બને એ તમારા ધંધાને જેબ આપનારું નથી."

નયનલતાની બોલવાની છટા, એના મુખનો મરોડ, એની હૈયાભેદતી ચપળ દ્રષ્ટિ, અને ઘડીઘડીમાં સામા માણસને મહાત કરતું એનું હાસ્ય 'વસુંધરા'ના આ યુવાન તંત્રીને મુંઝવી મારતાં હતાં.

"ત્યારે તમારે આ દેશભક્તનું નામ જોઇએ છે, એમજ ને !"

"હાજી."

"એમ કરો કાલે અત્યારે મને અહીં પાછાં મળજો. હું એમને અહીં હાજર રાખીશ."

( ૨ )

બીજે દિવસે નવનિત ઘડીઆળ સામું જોયા કરતો હતો અને નયનલતા આવી કે નહિ એની ખબર સિપાઇને અવારનવાર પૂછ્યા કરતો હતો. આજે એના પત્રનો અગ્રલેખ લખતાં લખતાં પણ એની સામે નયનલતાનાં હસતાં નયનો ખડાં થતાં હતાં. 'જોઇએ છે, એક શ્રીમંત વિધવા ' એ જાહેરાત નવનિતે ફરી ફરીને વાંચી અને નયનલતા એ જાહેરાતને બરાબર બંધબેસતી ઉમેદવાર છે એ વિચારે એનું દિલ હસું હસું થઇ રહ્યું હતું.

એના આજના અગ્રલેખનો વિષય

" દેશની વિધવાઓ " એ નામનો હતો, અને એની રસઝરતી કલમમાં એ અગ્રલેખ એમ કહેતો હતો કે ભારતની રસ અને કલાનિપુણ વિધવાઓએ વિધવાજીવન ગાળવા કરતાં સંમારી બની સંમારમાં સ્વર્ગને ઉતારવું. વિધવાઓ અને વિધવાજીવન દેશને ભાર રૂપ છે. એ સ્થિતિમાંથી બહાર આવી થોડી વિધવાઓ જમાનાનુસાર સ્નેહ-લગ્નના સંગાથીઓને શોધી લેશે તે દિવસે આર્યાવર્તનું સમાજજીવન કંઇ ઓર ઝટાપી દીપતું હશે.

આ મુજબ એના અગ્રલેખમાં પણ કયા-કાર વિષ્ણુસહસ્ર નામ બોલે એમ નયનલ-તાને સહસ્રવાર સંભારી હશે.

" સાહેબ, કાલવાળા બાઇ આવ્યાં છે. "

" આવવા દે અને જો થોડું આ કોચ અહીં સરખો મુક. જરા પેલું રાઉન્ડ ટેબલ આ બાજુ લાવ."

સિપાઇને આ તંત્રી મહાશયની આજની સ્થિતિમાં કંઇ ફેરફાર લાગ્યો.

નયનલતા અંદર આવી અને એણે વિન-યથી 'વસુધરા 'ના તંત્રી સામે હાથ જોડયા.

" આવો, આવો. બેસો. "

" કયાં છે જાહેરખબર આપનાર દેશભક્ત ? " બેસતાં બેસતાં નયનલતાએ સીધો પ્રશ્ન કર્યો.

"બેસો, હું કહું છું. બધું સમજાવું છું."

" તમે શું સમજાવશો ! જાહેરખબર આપનાર માણસ હોય એ સમજાવે. "

" પણ મારી મારફત એમણે સંદેશો આપ્યો હોય એ તો મારે તમને કહેવા જોઇએ ને ! "

" એમ છે ! એ ગૃહસ્થ પોતે મોઢામોઢ ખુલાસો કરવાના નથી ? "

" તમે બહુ ઉતાવળાં લાગો છો ! "

" તંત્રી સાહેબ, જેમની સાથે જીવન જોડવું છે, જેમને સુખદુઃખના સાથી બનાવવા છે એમને મળવા તો કોઇ પણ સ્ત્રીનું હૃદય આતુર હોય જ ને. મારી જગાએ તમે હો તો તમારી પણ આજ સ્થિતિ હોય. "

" એ વાત સાચી છે. પણ જે માણસે આ જાહેરખબર આપી છે એમની ઇચ્છા એવી છે કે તમારે વિષે એ બધું જાણી લે અને પછી જ તમને મળે. "

" તો સાહેબજી. એવા જાહેરખબરીઆ પતિની પત્ની થવા હું ઇચ્છતી નથી. " બોલતી બોલતી નયનલતા ઉભી થઇ ગઇ.

" અરે ! બેસો, બેસો. તમને પણ આ વીસમીસદીનો વા વાયો લાગે છે. "

" વીસમીસદીનો વા એટલે ? " નયન-લતાએ કરડાકીભરી દૃષ્ટિ નત્રનિત તરફ ફેંકી.

" તમે બેસો પછી હું કહું., જુવો, આજે સ્ત્રીઓ આર્યસંસ્કારને એક કોરે મૂકી પ્રસંગે પ્રસંગે ઉછાંછળી બનતી......

" હું તમારી પાસે સ્ત્રીઓ વિષે કંઈ પણ અપમાનજનક શબ્દો સાંભળવા માંગતી નથી. તમારું પત્ર છે,–તમે તંત્રી છો- સ્ત્રીઓને તમારે ગાળો કાઢવી હોય એટલી તમારા પત્રમાં કાઢી શકો છો. " છંછેડાયલી સિંહણ સરીખી નયનલતા બોલી ઉઠી.

" શાંત થાઓ, શાંત થાઓ, સ્ત્રી જાતીને હું પૂજુ છું. તેમાંએ ગુજરાતી સુ-સન્દરીઓનો હું ભક્ત છું. સ્ત્રીઓને આપવાનું કાર્ય મારું નથી. હું તો સ્ત્રી-કેમ આગળ વધે, આર્યસંસ્કારને શી શોભાવે......"

" એ જે હોય તે......કહો 'આ છે' ની જાહેરખબર વિષે તમે કંઇ વધુ શકો તેમ છો ? અને જો જાહેરખબર હોય તો એમ કહી દો. "

" જાહેરખબર ખોટી ! ? "

" જો કોઇ પુરૂષ આવી

ાપનાર હોયજ નહિ અને તમેજ થોડી ીઓનાં મુખડાં જોવા,- એની સાથે વાતચતનો લ્હાવો લેવા આવી બનાવટી તહેરાત......"

" બસ કરો, શ્રીમતીજી, આવા આક્ષેપો કરતાં પહેલાં તમે કોની સાથે વાત કરો છો તે તમારે જાણવું જોઇએ."

" હું સારી પેઠે જાણું છું કે હું એક પત્રના તંત્રી સાથે વાત કરું છું. પણ તમારે જાણવું જોઇએ કે તમે કે ગામડાની કાઇ અભણ, અશિક્ષિત સ્ત્રી સાથે વાત નથી કરતા પણ શહેરના શિક્ષિત સુંદરીસંઘની પ્રતિનિધિ સાથે વાત કરો છો."

નવનિતને લાગ્યું કે 'વસુંધરા'ના તંત્રી તરીકે પોતે લાયક નથી પણ આ નયનલતા વધુ લાયક છે.

" નયનલતા, તમારા જેવી સ્ત્રી સાથે વાત કરવામાં હું મગરૂરી માનું છું. એ તો મેં તમારી સહેજ પરીક્ષા કરી જોઇ."

" સ્ત્રીઓની પુરૂષો આવી પરીક્ષા કરે એજ અમારૂં મોટું અપમાન છે. પણ જવા દો એ વાતને. તમારી જાહેરખબર સાચી છે કે ખોટી તે મને જણાવો."

નવનિતે ટેબલ પરથી ઘંટડી વગાડી અને બીજી ક્ષણે એનો સિપાઇ ચાની ટ્રે લઇને દાખલ થયો.

" નયનલતા, તમે ચાહ લો. એટલીવારમાં એ દેશભક્ત આવી પુગશે."

" આભાર. હું ચાહ પીતી નથી અને અત્યારે વધુ વખત હું રોકાઇ શકું તેમ પણ નથી "

" નહિ નહિ, તમારે કાંઇ લેવું તો જોઇએ જ."

" મને માફ કરો. આ જાહેરખબર વિષે કાંઇ વધુ ખુલાસો કરવો હોય તોજ હવે હું બેસું."

નવનિતે ચાહ તરફ દ્રષ્ટિ કરી પોતાના ટેબલના ખાનામાંથી એક પરબીડીયું કાઢયું, અને એમાંથી એક કાગળ કાઢી નયનલતાના હાથમાં મૂકયો.

નયનલતાએ એ કાગળ ઉતાવળે વાંચ્યો.

" દેશભક્ત સુંદરલાલ! એ કોણ હશે!! અને સાંજે સાડા ચાર વાગે નવી વરલી પર મળશે. ..આ બધું શું!"

" ન સમજ્યાં! એમણે એપોઇન્ટમેન્ટ આપી છે કે આપણે બન્નેએ એમણે લખેલ સ્થળે વખતસર મળવું:" બોલતાં બોલતાં નવનિતે ઘડીઆળ સામે જોયું.

( ૩ )

અરબીસમુદ્રની મીઠી લહેરોથી વરલી પરની નવી ચોપાટી પરનો બાગ મહેકી રહ્યો

હતો. સમુદ્ર સામે મીટ માંડીને નયનલતા ઘડીઘડી પોતાને કાંડે બાંધેલા ઘડીયાલ તરફ જોઇ રહી હતી.

" તંત્રીજી, સાડા ચારના સાડા છ થયા તોય તમારા જાહેર ખબરવાળા દેશભકતનો પત્તો નથી. હવે તો મારે જવું જ જોઇએ."

" જીવનના યાત્રીની શોધમાં થોડો વખતનો પણ ભોગ આપવો જોઇએ. " નવનિતે હસતાં હસતાં કહ્યું.

" આજના જમાનામાં આવો અનિયમિત જીવનસાથી કોઇ પણ શિક્ષિત સ્ત્રી સ્વીકારેજ નહિ. "

" નયનલતા, તમારા વિચારો બહુજ આગળ પડતા છે. હું એ વિચારોનો પૂજક છું અને ઇચ્છું છું કે તમારા જેવા સહતંત્રી મને 'વસુંધરા' માટે મળે તો કેવું સારૂં ?! "

" સહતંત્રી ! ! સહતંત્રી બનાવો તમારી સ્ત્રીને. "

" એ તો ઘુડઘલ જેવી છે. તંત્રી શું ! પત્ર શું ! એની સાથે એને કાંઇ સ્નાન સૂતક જ નથી. "

" એના જોખમદાર તમે છો. તમારી સાથે એ બિચારી સગુણાએ સાત સાત વર્ષથી ઘરસંસાર માંડયો અને હજી પણ એ તમારા જીવનમાં રસ લેતી નહોય તો એમા દોષ કોનો ? "

" નયનલતા, તમે કયાંથી જાણો કે હું સાત વર્ષથી પરણેલો છું. "

" હું કયાંથી જાણું ? તમે કોલેજમાં પાસ થયા, રાજકોટથી મુંબઇ રહેવા આવ્યા ત્યારથી તમારા જીવનથી હું પરિચિત છું. આજથી પાંચ વર્ષ પહેલાં હું વિધવા થઇ. એ વખતે તમે દીલાસાપત્ર લખ્યો હતો એ યાદ છે ? "

ઝાંખું ઝાખું કંઇ યાદ આવતું હાય એવો ડોળ કરીને નવનિતલાલે નયનલતા સામે જોયું.

" ઓહો ! ! તમે મરોસરીના રહીશ, નહિ ? તમારા પતિ આફ્રિકાથી બેલાખ રૂપીયા કમાઇ આવ્યા હતા ખરૂં કે ?"

" હવે તમારી યાદદાસ્ત આ ખુલ્લી હવાથી ખુલી હોય એમ લાગે છે. "

" યાદદાસ્ત ખુલ્લી છે એ વાત સાચી છે અને હૃદય પણ ખુલતું જાય......"

" એટલે ? "

" તમારૂં ગામ અને મારૂં ગામ એ બે વચ્ચે ચાર જ ગાઉનું અંતર છે. કોલેજમાં હું ભણતો ત્યારથી મારી જીવન નવલકથાનું એક મુખ્ય પાત્ર જો કોઇ હોય તો તે તમે જ હતાં. "

" તંત્રીજી, પાગલ થયા લાગો છો ? "

" આ તો હકીકત છે એ કહું છું. આજના જમાનામાં તમારા જેવી સ્ત્રી સમક્ષ એ કહેવામાં હું કાંઇ ખોટું માનતો નથી અને જુઓ મારા પિતાએ મને આ ગામડાનું ભોથું ન પરણાવ્યું હોત તો આજે એ પાગલતા કંઇ બીજે સ્વરૂપે જ પ્રકાશતી હોત. "

" તમારા પિતાને ગુજરી ગયે કેટલા વર્ષ થયાં ? "

" હજી હમણાંજ ગુજરી ગયા. અને એ ગુજરી ગયા એ ઠીકજ થયું છે. "

" એમ કેમ બોલો છો ? આ તમારા આર્ય સંસ્કાર કે ! સ્ત્રીઓને આર્ય સંસ્કારનો ઉપદેશ આપનાર આર્ય પોતાના જીવનમાં એ સંસ્કારને અડવા પણ દેતો નથી. "

" નયનલતા, માનવી જીવનમાં સ્ત્રી પુરૂષની જોડી એ કંઇ અજબ વસ્તુ છે જેને એ ભાન જાગૃત થાય છે એ એમજ ઇચ્છે કે પોતે એ અજબતાનો લ્હાવો લ્યે. "

" લખી લખીને તમારા મગજમાં કંઇ જુદીજ જાતના પડ બંધાઇ ગયાં લાગે છે અને મને લાગે છે કે આવી જાહેરાતો પણ એનેજ આભારી છે. "

" નયનલતા, સાચી વાત છે ! "

" શું સાચી વાત છે કે આ ' જોઇએ છે ' ની જાહેરાત ખોટી છે ? "

" ખોટી તો નથીજ. "

" ત્યારે ? "

" એ જાહેર ખબરમાં લખ્યા મુજબ એક શ્રીમંત વિધવાને એક દેશભક્ત પરણવા તો માગે છેજ. "

" પણ ક્યાં છે તમારા એ દેશભક્ત ? "

આ પ્રશ્નનો જવાબ નવનિતે કંઇ આપ્યો નહિ.

સામેના બાંકડા ઉપર બેઠેલા એક જુવાને દરીઆની લહેરોમાં ધીમે મીઠે સાદે તાન પલટામાં એક ગીત છેડ્યું. એ ગીતને શબ્દે શબ્દે મૌન સેવતાં નવનિત અને નયનલતા ચોંક્યાં. અને જ્યારે એ ગાનારે ગાયું કે.—

જગ મંદિર પ્રેમનું ધામ કરો.

ત્યારે નયનલતાના નયનો નવનિત તરફ ફર્યાં.

" જોઇએ છેની આવી જુઠી જાહેરખબર છાપવા માટે તંત્રીજી મારે તમારી સામે કેસ માંડવો પડશે.'

" કેસ માંડવો હોય તો કોર્ટ ખુલ્લી પડી છે. "

" નહિ, હું સાચું કહું છું. તમારા જેવા તંત્રીઓ 'જોઇએ છે' એવી ખોટી જાહેર ખબરો આપી સ્ત્રીજીવનનું અપમાન કરે છે. "

" પણ જાહેરખબર ખોટી છે જ ક્યાં ? મારે જોઇએ છે એવી એક વિધવા. "

" બે પુત્ર, એક પુત્રીનો પિતા તથા એક સ્ત્રીનો શિક્ષિત પતિ વર્તમાનપત્રનો તંત્રી, સુધારક પુરૂષ આવી રીતે વિધવાઓ પરણવા મથશે તે દીવસે સુધારો કલંકિત થશે. "

" એમાં કલંક શાનાં ? સ્નેહ લગ્ન વિના સુખ નથી. પિતાએ વળગાડી દીધેલાં માણસ સાથે જીવન ગાળવા કરતાં સમજીને એક શિક્ષિત સ્ત્રી સાથે ફરી સંસાર માંડવો એમાં કલંક શાનાં ? "

" તમારા આ શબ્દો સાંભળી શરમાવું પડે છે હું નહોતી માનતી કે આ જાહેરખબર તમારે માટે આપી હશે. તમે જેવા આવાં પગલાં માંડશે તો તો વાડ ચીભડાં ગળી જવાની લોક કહેતી સાચી પડશે. "

( ૪ )

" સગુણા બહેન, તમારી સાથે મારે એક ખાનગી વાત કરવી છે. "

" તમે કોણ છો એ જાણતી નથી અને જેની તેની સાથે ખાનગી વાત કરવી એ મને ઠીક નથી લાગતું. "

" મારી ઓળખાણ આપું ? તમારા મામાનું ગામ કયું ? "

" પાડોદર. "

" તમારા મામાનું નામ મગનલાલ, કેમ ? "

" હા બરાબર. કોઇ દીવસ મામાને ઘેર ગયાં છો ? "

" ઘણી વાર ગઇ છું. તો તમો તમારા મામાની જોડેના ઘરમાં રહેતા જગન્નાથ ભાઇને ઓળખો છો ? "

" બહુ સારી પેઠે. એની એક દીકરી નયનલતા બહુ રૂપાળી હતી. "

" એજ હું નયનલતા. "

" શું કહો છો ! આવો આવો. " સગુણા હર્ષથી ઉછળી " તમારા માતા પીતા તો મરી ગયા, નહિ ? "

" ઘણાં વર્ષો થયાં " નયનલતાએ ગંભીર બની જવાબ આપ્યો.

" અને આપણે પણ ઘણે વર્ષે મળ્યાં. તમે કયાંથી જાણ્યું કે હું અહીં છું ? "

" તમારા પતિએ મને કહ્યું. "

"એ તમને ક્યાંથી ઓળખે ?"

'જેમ તમે ઓળખો તેમ એ પણ ઓળખે. મણીભરા ક્યાં છેટું છે ?"

'બહુ વર્ષે મળ્યાં હો બહેન ! બહુ સારૂં થયું તમે આજે આવ્યાં."

"જ્યારથી હું વિધવા થઈ ત્યારથી અહીં આવી વસી છું અને ગઈ કાલે તમારા પતિ મળ્યા ત્યારે મને થયું કે તમારે ત્યાં એક આંટો આવી જાઉં."

નયનલતા વિધવા થઈ છે એ વિષે સગુણા પોતે કાંઈ જાણતી જ નહોતી. અને આજની વિધવાનો પોશાક સધવા જેવો હોવાથી એ પ્રથમ દૃષ્ટિએ આજે પણ જાણી શકી નહિ એટલે એ વિષે વધુ કંઈ પણ ન બોલતાં એણે બીજી જ વાતો ચાલુ રાખી

"તમને તંત્રી સાહેબ ક્યા મળ્યા ?"

"તમારા તંત્રી સાહેબની ઓફીસમાં જ હું એમને મળી અને તેઓ કોઈ વિધવા સ્ત્રીને પરણવા માગે છે એવું જ્યારે મેં જાણ્યું......"

"શું કહ્યું ?" બોલતી બોલતી સગુણાની આંખો ફાટી રહી.

"શાંતિથી સાંભળો. ગુસ્સે ન થશો. આજે આપણે એવા જમાનામાં જીવીએ છીએ કે પુરુષો મનફાવતી સ્ત્રી કરી શકે છે."

"પણ એક બેઠી હોય તો પણ !"

"હા, સ્ત્રી હોય-છોકરાં હોય તો પણ."

"તો ભલે પરણે." સહજ કરડાકીથી સગુણાએ નયનલતા સામે જોયું.

"પણ ધારો કે તમારા પતિ બીજી સ્ત્રી કરે તો તમે શું કરો ?"

"હું શું કરૂં ? આ ઉમરા સાથે માથું પછાડું-લોહી કાઢું-" બોલતી બોલતી સગુણા ઉભી થઈ ગઈ અને જો નયનલતાએ એને પકડી રાખી ન હોત તો એ જરૂર ઉમરામાં પોતાનું માથું અફાડત.

સ્ત્રી સ્વભાવથી પરિચિત નયનલતાને આમાં સહેજ પણ નવાઈ ન લાગી.

પોતાનો પ્રાણેશ કોઈ બીજી સ્ત્રીનો બને એ કોઈપણ સ્ત્રી-શિક્ષિત હો યા અશિક્ષિત તો પણ-સ્વીકારી શકેજ નહિ હૃદયમાં શિક્ષિત-અશિક્ષિતના ભેદ નથી

"મને મુકી દો બહેન, સૌને શિખામણ આપનાર એ તંત્રી જો બીજી સ્ત્રી કરવા માંગતો હોય તો મારે એને માર્ગ કરી આપવોજ જોઈએ."

"તમે મને હજી પુરી સાંભળી નથી. ઉતાવળ કરો માં. તમારા પતિએ એના છાપામાં 'જોઈએ છે' એ મથાળા નીચે આ જાહેર ખબર આપી છે." નયનલતાએ આખીએ જાહેર ખબર સગુણાને વાંચી સંભળાવી. "રસ અને કલા, સંગીત અને સંસારશાસ્ત્ર એમાંનું મારામાં કંઈ નથી એ વાત સાચી છે. પણ એને ખબર નથી રસ અને કલાવાળી.........................."

"એમ નહી સગુણા બહેન પુરૂષ એ ભમરો છે-એની વૃત્તિ એવીજ રહે છે-એને જો કોઈ પણ સુધારી શકે તો સ્ત્રીજ સુધારી શકશે. સ્ત્રી એ શક્તિ છે-જગદંબા છે. એ ધારે તો સંસારમા અનીતિનો આંકડો પણ કોઈ માંડી ન શકે"

"એ બધુ સાચું. પણ આ જોઈએ છેની જાહેરખબરનું શું એ તો કહો."

"એ જાહેર ખબર તમારા પતિએ આપી છે અને એ મને પરણવા માગે છે."

સગુણા આ સાંભળીને સ્તબ્ધ બની ગઈ! એની ચાલીસ વર્ષની ઉમરમાં એણે આવી સ્ત્રી કોઈ જોઈજ નહોતી. શું બોલવું શું ન બોલવું એને સુઝયું નહીં અને મૃત્યુ પામેલું માનવી તેજવિહોણી આંખો એક સરખી રીતે ઉઘાડી રાખે એમ એની આંખો એની સામે ફાટી રહી.




# ભણેલી

પ્રયોજક : શ્રી. રમણીકલાલ જયચંદભાઇ દલાલ, બી. એ. એલએલ. બી.

સુરેખા સુંદર શ્રીમંત ને બી. એ. હતી. એની વિધવા માતા કમલા ને પતિ સાથે તે લક્ષ્મીનગરના એક નાનકડા બંગલામાં રહેતી. એના પિતા વકીલ હતા. માસુની પહેરામણીથીજ એના પિતાનો અભ્યાસ પૂરો થયો હતો એટલે કમલાનો એના પર સ્વાભાવિક જ પ્રભાવ પડતો વળી અંતિમ ઘડી સુધી ઋણ સ્મરણ તાજું રાખે એવો કમલાનો સ્વભાવ હતો એટલે જીવનને હરેક પગથીએ તે પોતાનો જ બોલ ખરો કરાવતી. પરંતુ એક જ વાતમાં એના પૌરૂષે વિજય મેળવ્યો હતો. દીકરી માટે પિતાએ જ મુરતિઓ શોધી કાઢયો હતો. એના વકીલ-મિત્રનો તે પુત્ર હતો. ગ્રેજ્યુએટ હતો. આચાર વ્યવહારમાં તે લુગતો આશાસ્પદ યુવાન હતો. પણ તે જરા શામળો હતો ને કમલા રૂપ પાછળ મરી પડતી. કૃષ્ણલાલ કેળવાયલો ને સંસ્કારી હોવાથી સુરેખાને તદ્દન લાયક હતો. પરંતુ કયાં સુરેખાની નમણી દહેલના ને કયાં એ રીસમનું ટીમરું ! છતાં એ પસંદગી પાર ઉતારવા એના પતિએ એવું તો પાણી બતાવ્યું કે જીવનભરમાં એક જ વાર કમલાને નમતું આપવું પડ્યું. પરંતુ એ કમનસીબ પતિ દીકરીના લગનને બીજે જ વર્ષે દેવલોક પામ્યો. 'તથાપિ. એની વિધવા એ ભૂલ કદી પણ ક્ષન્તવ્ય ગણી શકી નહિ. સુરેખાનું લગ્ન ઉત્સવ નહોતો ત્યાં તો પતિની જીદ પર એ કુમળી કળીનું બલિદાન દેવાયું હતું એમ તે માનતી. થવાનું થઇ ગયું. લગનના સંબંધો તો ઋણાનુબંધ છે. ઘણાય પતિપત્નીનાં રૂપરંગ મળતાં નથી હોતાં છતાંય લગ્ન એમના સંબંધને દૈવી ઓપ આપે છે જ.

કૃષ્ણલાલ પણ કંઇક એવુંજ માનતો. કસ્ટમ્ ખાતામાં પચાસ રૂપિયાના પગારે તે નોકરી કરતો છતાં એનું યૌવન એને ઉત્સાહિત કરતું. "હું શામળો છું તેમાં શું ! લગ્ન દૈવી યોગ છે ને સુ—સુ—ના, ના. મારે એનું નામ ન લેવું જોઇએ. એને એના કાળા કૃષ્ણજીનાં પણ કામણ થશે જ." એમ આશાને તાંતણે એનું જીવન નિર્ભર હતું.

પરંતુ એની સોહાગરાત કથળી ગઇ. સુરેખા બી. એ. બી. ટી કોલંબીઆ કન્યાશાળાની મુખ્ય શિક્ષિકા ભારે માટીની ઘડાયલી જણાઇ. એને માન આપવાનું. એનાથી ડરતા રહેવાનું. એનું રક્ષણ કરવાનું નહિ. ચાહવાનું તો શમણુંજ થાનું હોય !—

"આપણે પરણ્યાં ત્યારે હું એક કુમળી કન્યા હતી." તેણે સાર માત્ર શબ્દોમાં

કૃષ્ણલાલને સુણાવી દીધું. "મને લગ્નની ગંભીરતાનો ખ્યાલ નહોતો. કેળવણીથી મારાં ચક્ષુ ખૂલી ગયાં છે."

"પણ તારા પતિ આગળ આ બધું ભાષણ!" કૃષ્ણલાલે ડરતાં ડરતાં વિરોધ કર્યો.

"ખરી વાત. મનુષ્યો ને દેવોની નજરે તમે મારા પતિ ઠરી ચૂકયા છો. પરંતુ હું મારૂં મન તમારી તરફ વાળી શકું તેમ નથી. આશા કરવાની આશા રાખવી જ નહિ."

"આશા બીલકુલ નહિ. આપણે દરેક કાર્ય પરસ્પર સહકારથી જ કરીશું."

"ઠીક છે પરંતુ તમારી પત્નીનો સહ-ચાર સંસારની લ્હાણુ માટે છે એમ માનતા હશો તો તમે નિરાશ થશો. એ મારાથી નહિ બને."

"ત્યારે પતિપત્નીએ કરવાનું શું? કેવી અજબ જેવી વાત!"

આમ સાફ સાફ વાતોથી એનો દમામ નરમ પડયો. સીધો જવાબ આપવાને બદલે તે બોલી "આપણા રાહ ન્યારા છે. હું કહું ત્યારે જ મારા માર્ગે આવજો. સમજ્યા."

"ભલે."

એના જીવનમાં અન્ધકાર પ્રસર્યો. સુરેખાના અણગમાનું સાચું કારણ પણ ને સમજી શકયો નહિ. કદાચ સંપૂર્ણ સત્યાગ્રહ એની સાન ઠેકાણે લાવશે એમ તેણે માન્યું.

૨

એક જ છત્રછાયા નીચે તેઓ રહેતાં. જગત એમને પતિપત્ની માનતું. એમના સંસારમાં તો તેઓ કારકુન ને શિક્ષિકા જ હતાં. દિવસો ઉગતા ને આથમતા. સુરેખા એક યા બીજા કાર્યમાં હંમેશાં મશગુલ રહેતી. પતિનો વિચાર કરવાની પણ એને ફુરસદ નહોતી. રજાઓના દિવસોમાં ઘરઆંગણું મિત્રમંડળીથી ઉભરાતું. ચાલુ દિવસોમાં શાળાનું કામ રહેતું.

ને કૃષ્ણલાલ!'!—એક યંત્રની ચોક-સાઇથી તે નોકરી બજાવતો. એની સુંદર કામગીરી માટે એના ઉપરીઓની કદર નહોતી ઘેર અંતરના ઉમળકે કોઇ વધાવનાર નહોતું. દરરોજ સવારસાંજ તે ટ્રામની છેલ્લી પાટલીના ખૂણે લપાઇને બેઠેલો જણાતો. ટ્રામના કંડકટરો પણ એને પિછાની ગયા હતા. એની તપનોની સ્વપ્નસ્થ દૃષ્ટિમાં એમને રસ પડતો. કોઇ એને સતાવતું નહિ. "બિચારો!!!"—કોઇ સહાનુભૂતિ દાખવતું "દુનિયાને એની શું પડી છે? પાસો માણસ કોઇ છૂપી વેદનાથી પીડાય છે."

એના નામથી કૃષ્ણલાલને ઘણાજ થોડા

ઓળખતા. ઘણા ખરા એને સુરેખાનો પતિ કહેતા. એનું વ્યક્તિત્વ ઓસરી ગયું હતું. એક સંધ્યાએ ખૂબજ મુઝાયલા મને કૃષ્ણલાલ જુહુની રેતીમાં બેઠો હતો–વિશાળ સાગરપટ પર એનાં શ્રમીત નયનો ઠરી રહ્યાં હતાં. મરદો સ્ત્રીઓ બાલકો વિવિધ પોશાકો પહેરી એની આગળ થઇ જતાં આવતાં. હસતાં ને વાતો કરતાં. એની સાથે વાતો કરનાર કોણ હતું ?—

" ત્રણ વર્ષો સુધી મેં વાટ જોઇ." તેણે વિચાર્યું, " આવું વિચિત્ર વર્તન એ બદલશે એવી અફલ આશામાંજ. એના અણગમાનું કારણ શું ? એની પ્રત્યેક કઠોરતાએ મારો ભાવ વધતોજ ગયો છે. એ બાહ્ય સૌંદર્ય ચાહે છે કે અંતરની ભાવોર્મિ ? ઓ પ્રભુ ! આ કેવો અન્યાય ! "-એના દિલે બંડ ઉઠાવ્યું.

એકાએક ઉલ્લાસભર્યું હાસ્ય એના કાને પડયું–બે નાજુક કન્યાઓ ઉલ્લાસભેર એ બાજુએ આવી રહી હતી. પોતાનો મનોભાવ જાહેર થઇ ગયો સમજી શરમથી તે ઉભો થઇ ગયો. નજીકની હોડીને ઓથે ઉભા રહી ન તેમને જવા દીધાં–પરંતુ એમણે તો એને જોયો ન્હોતો તેમ સાંભળ્યો પણ ન્હોતો. હોડીની આગળ છેક પાણી સુધી તેઓ દોડી ગયાં એવામાં ભરતી આવી ને તેમની સાડીની કીનાર ભીંજાઇ. તેઓ હસી પડયાં નીચાં નમી સાડીનો છેડો નીચોવતાં ઉભા.

" આ સાગર તરંગોય કેવા છે ! " એક બોલી ઉઠી " આપણું ધ્યાન પણ હોતું નથી ને ભીંજવી જાય છે. "

" આપણે દૂર ન જવું જોઇએ. " બીજીએ સલામતી સૂચવી.

" ચાલો, રેતીમાં પડીએ " પહેલીએ દરખાસ્ત મૂકી, " હું તો ખૂબજ થાકી ગઇ છું. "

" ભલે. "

બન્ને જણ હોડી તરફ વળી–સાગર તરફ મીટ માંડી આડી પડી.

કોઇક અજાણી પ્રેરણાથી કૃષ્ણલાલ એમની વાતો સાંભળવા પ્રેરાયો. એનો હૃદય ભાર હળવો થતો લાગ્યો. એ ત્યાંજ રોકાયો

" આપણાં સુરેખાબાઇ ! " એકે વાત છેડી, " હમણાં હમણાંનાં એમના પતિને ખૂબ જ કનડે છે. એમનું સૌજન્ય કયાં ગયું ? "

" હવે શાનું સૌજન્ય ? " બીજીએ વધો ઉઠાવ્યો, " જરા જેટલી વાત હોય તોય વઢી પડતાં વાર ન લાગે, આપણી બેરનિ એની પદવીની અદેખાઇ આવે છે એટલે એમની લુલી હાલે છે. કોણ જાણે ?–એના પતિનો દોષ પણ નહિ હોય ! "

" અરે ! એ તો ગરીબ ગાય જેવો છે. " કૃષ્ણલાલે નિશ્વાસ મૂકયો.

" અરે આ ! શાન્ત પાણી જ ઉંડાં હોય. "

" ખોટી વાત. આટલી ધીરજ એની સંસ્કારિતાની સાબિતી છે. "

" છટ્ ! કયાં શાહી ને કાગળો બગાડતો તકલાદી કારકુન ને કયાં શ્રીમતી સુરેખાબાઇ ?–એને જુમલજોડી કહેવાય જ કેમ, ?—"

" છતાં પણ તે એનો પતિ છે. વિધિપુરઃસર લગ્નગ્રંથીએ જોડાયલો છે. સુરેખા બાઇ એને છોડે શી રીતે ? "

" પણ છોડવાની વાત જ કયાં છે ? એ તો બિચારો પાળેલા કુતરા જેવો છે. એના દર્શન માત્રે જ પૂછડી પટપટાવે છે, "

આ હલકી સરખામણી સાંભળી કૃષ્ણલાલનું વદન રાતું ચોળ બની ગયું. આ છોકરીઓ શું ખોટું કહેતી હતી ? એની પત્ની એને કુતરા કરતાં શું સારી રીતે રાખતી હતી ? તેનો રોષ એકદમ વધી ગયો.

ઘેર જઇ છેવટનો ખુલાસો કરી નાંખવા તે રવાના થયો.

૩

સુરેખાબાઇ પોતાના અભ્યાસખંડમાં કાંઇ અગત્યનું લખાણ કરી રહ્યાં હતાં. માત્ર કલમનો અવાજ ને ઘડિયાળની ગતિ એટલું જ સમજાતું. કોઇ કોઇ વાર પુસ્તક મૂકયાનો અવાજ આવતો બીજે દિવસે શાળાની વાર્ષિક તપાસ હતી તેની તડામાર તૈયારીઓ ચાલી રહી હતી.

એવામાં અવાજ સાથે બારણું ઉઘડી ગયું. સુરેખાએ ચમકી પાછું જોયું. કદાપિ ન જોયેલું દશ્ય એણે જોયું. એના પતિ બારણાના ઉંમરા પર ઉભા હતા.

" શું કામ છે ? " અતિશય અધિરાઇથી ઉભા થઇ જતાં તેણે પૂછયું.

વિચિત્ર વિરાગ ભર્યાં એના સ્વરે ઠંડું પાણી પડે તેવી રીતે એને ચમકાવ્યો ઘડીભર પગલાં પાછાં વાળવા મન થયું નહિ, એ તો કાયરતા લેખાય. નિશ્ચિત ડગને આગળ વધી તે બોલ્યો " હુ તમારો પતિ છું એ વાત ભૂલી ન જાઓ હું તમારો પાળેલો કુતરો નથી "

" મારા પતિ ! ! !–આટલા ઉંચા સ્વરે બોલતાં કયારથી થયા ? બકરી આદુ ખાતા કયાંથી શીખી ! "

" બહુ થયું હવે તારૂં આવું વર્તન હું એક ક્ષણ પણ નભાવી લેવા તૈયાર નથી. "

આ શાંત માણસમાં આકસ્મિક આવિર્ભાવ પામેલું શૌર્ય જોઇ તે ડઘાઇ ગઈ. પરંતુ જરાપણ નિર્બળતા દાખવ્યા વિના તે બોલી, " એટલે આપ મને મારી ઠોકીને મુસલમાન બનાવવા આવ્યા છો એમ ! "

" એમ નહિ એક પત્નીએ પતિ સાથે કેમ વર્તવું જોઇએ તે સમજાવવા "

" એ નહિ બને. "

" ઓ ગુમાની આત્મા ! તારા પતિ સાથે તેં આજદિન સુધી કેવું વર્તન રાખ્યું છે તે ઘડીભર વિચાર. જ્યારે જ્યારે હું તારી પાસે આવ્યો છું ત્યારે ત્યારે તારી બેપરવાઇએ મારો રહ્યો સહ્યો સ્નેહભાવ પણ કચરી નાખ્યો છે "

" ઘડીમાં મીજાજ ને ઘડીમા ભાવના-શીલતા ! હવે પધારો "

એ જ પળે કમલાએ પ્રવેશ કર્યો

" શુ ધાંધલ માડયું છે ? "

' જો ને બા ! " ખૂણામાં ઉભેલા કૃષ્ણલાલ સામે સુરેખાએ અંગુલી નિર્દેશ કર્યો.

" કેમ મહેરબાન ! " કમલાએ ગર્જના કરી. " મારી દીકરીના અભ્યાસ–ખંડમાં આવતા કયારથી શીખ્યા ! "

" તમારી દીકરીના નહિ–મારી પત્નીના. કાંઇ નહિ હવે મને બધું જ સમજાઇ ગયું છે. "

" તમારા કરમમાં એ કયાંથી હોય ! એના બાપને વિધાતાએ અવળી મતિ આપી.

સમજ્યા. આપને આ ઘરમાં રહેવું હોય તો રહો, નહિ તો રસ્તો ઉઘાડો છે."

"ભલે આપની દીકરીને જ્યાં ગોઠે ત્યાં રહેવા દેજો. સમાજ એવું નભાવી લે છે ને જરૂર છે. હું એના માર્ગમાં નહિ આવું."

કમલાએ કપાળ કુટ્યું. સુરેખાને પોતાની ભુલ કાંઇક પરખાઇ પણ એ બધું ક્ષણજીવી જ હતું. વૈરાગતમાં ઉંડો વિચાર ન આવ્યો.

૪

કૃષ્ણલાલ નોકરી છોડી અલોપ થઇ ગયો. એ કયાં ગયો તેની કોઇને ય ખબર પડી નહિ. સુરેખા અને કમલાએ માન્યું કે રોષ શમતાં એ પાછો આવશે. પરંતુ દિન પર દિન વહેવા લાગ્યા, કૃષ્ણલાલનો પત્તો જ ન મળે. એની ગેરહાજરી લોકબત્રીસીએ ચઢી. "માદીકરીએ બિચારાને મારી નાંખ્યો."

મિત્રોમાં પણ હવે સુરેખાનું માન ઘટી ગયું. એકવાર જે માણસ ગવાઇ જાય તે ગમે તેવું પવિત્ર હોય છતાં ય માનવતા એનામાં કલંક કલ્પવાની જ. શાળામાં શિક્ષિકાઓ રોજ મળી હોય તો પણ સુરેખાને તેની જ વાત થતી હશે એમ ભમણા થતી. છોકરીઓ ગુસપુસ કરતી હોય તો પણ તેને પોતાની જ બદબોઇની ગંધ આવતી. એક વ ર મગ ર્માં તે ન્ચીપચી રહેતી–હવે તે પ્સમા થી નાસી ગઇ. એનાથી દૂર રહેવા લાગી. પતિનું ઘર ન માંડનાર બાઇ કન્યાઓને શું શિક્ષણ આપશે? લોકોને સુરેખાનો પડછાયો પણ હવે સાલવા લાગ્યો.

બે ચાર વર્ષ વહી ગયાં પતિ મળ્યા કરેલી સુરેખાની આશા અધુરી જ રહી. રોતી ગાતા એની એ હાયવરાળમાં જ માંદી પડી મરી ગઇ. ઉતરતી કળામાં અમલા એકાંત સુરેખાનું હૈયું કોરી ખાતું. છતાં ય

એને ઘણી વાર કૃષ્ણલાલનો જ દોષ જણાતો. આમ એનો ત્યાગ કરવાની શી જરૂર હતી! એણે વાટ કેમ ન જોઇ? એનાં અંતિમ વચનોના એના હૈયામાં હરહંમેશ પડછંદ પડતા. "કેવાં કપરાં વચન! એવું એ ઉચ્ચારી જ કેમ શકયા?" વાણીઆ બ્રાહ્મણમાં સ્ત્રીઓ જીવનમાં એકજ વાર પરણે છે. હું સુધરેલી ઢબે વિહરૂં છું પરંતુ એથી મારો ધર્મ ભૂંસાઇ ગયો નથી, હું સમાજ સુધારક નથી" "મારા ગુમાની આત્મા તેણે ડામવો જોઇતો હતો" તે કકળી ઉઠતી "પ્રમાણમાં વધારે કેળવણી મેળવી હું મગરૂ બની ગઇ હતી. તે નરમ હતા. એમન નમ્રતાનો મેં ગેરલાભ ઉઠાવ્યો. કેવી ભયંક ભૂલ!"

પાંચમે વર્ષે ઓચીંતો સુરેખાને એક પ મળ્યો. ટપાલની છાપ બ્રહ્મદેશની હતી. પ લખનાર વિષે તે કલ્પના કરી શકી નહિ. કો વિદ્યાલયની સહાધ્યાયિની ત્યાં જઇ પહોંચ હશે તેણે પત્ર ફોડયો. તે ચમકી. બે વા આંખો ય પત્ર વાંચી ગઇ. એના પતિનો ક પત્ર હતો. એમાં એની પરિસ્થિતિની પીછા નહોતી. એનાં છેલ્લાં વચનોના એમાં પ પડછંદ હતા આખરે એમને પૌર સાંપડયું હતું.

"હું દેશમાં આવું છું. મેં ફરી લગ્ન કરવાનો નીરધાર કર્યો છે. એટલે તમે છૂ છો એ વાતનું પુનઃ સ્મરણ કરાવું છું. ત તમારો સાથી પસંદ કરી લીધો હશે તો બીલકુલ આડે આવનાર નથી તેની ખા રાખજો."

"કેવા ઉદાર! મારા વર્તનથી એ આ ન ધારે તો શું કરે? મેં તો એમ સદાને માટે ગુમાવ્યા જ ને!!!" રડી ઉઠી,

૫

પશ્ચાત્તાપની ઘડી આવી ઉભી. ઉંડા ચિન્તને તેને સમાધાનના રાહે પ્રેરી. " ના. ના. મારા પતિ બીજી પરણે એ કરતાં હું પ્રાણ પાડું તે બહેતર. એમને પગે પડી હું ક્ષમા યાચીશ. પત્ની તરીકે ફરી સ્વીકાર કરવા આજીજી કરીશ. "

એમણે આગમનની ચોક્કસ તારીખ લખી નહોતી. એટલે પત્ર મળ્યા પછી તે દરેક સ્ટીમર પર બંદરે જવા લાગી. જુન મહિનો પૂરો થયો પણ તેની આશા સફળ થઇ નહિ. જુલાઇ માસમાં વરસાદ તૂટી પડ્યો, આકાશમાં સર્વત્ર અંધકાર છવાઇ ગયો.

એક શુક્રવારે સવારે રંગુનની સ્ટીમર આવનાર હતી. વાતાવરણ ગંભીર હતું છતાં સુરેખા ચર વાગે ઉંડી-ઉંડી નજરે વિસ્તૃત સાગરપટ પર નજર નાંખી રહી. નિર્મિત સમય થઇ ગયો છતાં સ્ટીમરનાં દર્શન થયાં નહિ. એકાએક બંદર પર કોલાહલ મચ્યો. " જયતિ " તોફાનમાં સપડાઇ હતી

" ઓ પ્રભુ ! " તે રડી પડી " આ સ્ટીમરમાં તો એ નહિ આવતા હોય ! દીનાનાથ ! ' જયંતિ 'ને બચાવજે. હું હજાર રૂપિયા ધર્માદા કરીશ. "

× × ×

થાકીપાકી તે ઘેર આવી. ક્ષણેક્ષણે ભયંકર ઉલ્કાપાતના સમાચાર સાંભળવાનો ભ્રમ થતો. શનિવારનું સવાર થયું. ભયંકર તોફાન સાથે વરસાદ તૂટી પડ્યો. વર્તમાનપત્ર આવ્યું. " જયતિ 'ની હોનારત પહેલે જ પાને છાપેલી હતી. ધડકતે હૈયે તેણે યાદી ઉકેલી " કૃષ્ણલાલ, મેનેજર, બર્મા બેન્ક, રંગુન. " એની આંખો ઘેરાઇ ગઇ. સકા ધ્રુસકા સાથે તે મૂર્છા ખાઇ ઢળી પડી.

ત્રણ મહિનાની સખત બીમારી પછી સુરેખાનો સુકલકડી દેહ પથારીમાં ઉભો થયો. તેણે નોકરીમાંથી રાજીનામું આપ્યું. તેના મગજનું ઠેકાણું નહોતું. ૭ મહિના હવાફેર કરવાથી તે હરતી ફરતી થઇ પણ પહેલાંની સુરેખા તો સદાને માટે અદૃશ્ય થઇ. દરેક સંધ્યાએ તે સાગરતટે જઇ દૂર દૂર આશાભરી નજર નાખતી " ઓ મારા પતિ ! મેં તમને હાથે કરીને મારી નાખ્યા ! ઓ પ્રભુ ! શું કરું ! ! ! "

# શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ

## પ્રમાણપત્રો અને પારિતોષિકો આપવાનો વાર્ષિક સમારંભ

મુંબઇની આગેવાન સ્ત્રીસંસ્થા, શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ તરફથી ચાલતાં સ્ત્રીવિદ્યાલય તેમજ; અન્ય વર્ગોની પરીક્ષાઓમાં સફળ થએલી બહેનોને પ્રમાણપત્રો અને પારિતોષિક આપવાનો સમારંભ, શનિવાર તા. ૧૫ મી ઓગસ્ટને રોજ સાંજે સાડાચાર વાગ્યે, મંડળના હોલમાં જ મળ્યો હતો. એ પ્રસંગે, આખોય હોલ બહેનોની હાજરીથી ભરાઇ ગયો હતો. બહેનો ઉપરાંત મંડળની પ્રવૃત્તિમાં રસ લેતા થોડાક ભાઇઓની હાજરી પણ ધ્યાન ખેંચતી હતી.

આ સમારંભનું પ્રમુખસ્થાન, મંડળનાં પ્રમુખ શ્રીમતી લેડી લક્ષ્મીબાઇ જગમોહનદાસ લેનાર હતાં પણ કેટલાંક કૌટુંબિક કારણોને અંગે તેઓ હાજર રહી શકયાં ન હતાં. એટલે મંડળનાં એક ઉપપ્રમુખ શ્રીમતી કળાવતી બહેન મોતીવાળાને પ્રમુખસ્થાન આપવામાં આવ્યું હતું.

આ સમારંભ દરમ્યાન બહેનોએ, વચ્ચે વચ્ચે સંગીત અને ગરબાનો આકર્ષક કાર્યક્રમ રજુ કર્યો હતો. મંડળના સંગીત વર્ગોનો લાભ લેનારી બહેનો તરફથી શાસ્ત્રીય સંગીતના વધુ કાર્યક્રમો યોજાય તો સંગીતના વિષયમાં બહેનો કેટલી અને કેવી પ્રગતિ કરી શકી છે તેનું માપ નીકળી શકે.

### સ્ત્રીવિદ્યાલયના આચાર્યનું નિવેદન

સંગીતથી શરૂઆત થયા બાદ સ્ત્રીવિદ્યાલયના આચાર્ય શ્રી. સુન્દરજી ગો. બેટાઇએ તેમનું નિવેદન વાંચ્યું હતું:

સ્ત્રીવિદ્યાલય અને શિક્ષણ વર્ગોની વિદ્યાર્થિનીઓને પ્રમાણપત્રો અને પારિતોષિકો આપવાનાં આ વાર્ષિક સમેલન પ્રસંગે મંડળની શિક્ષણપ્રવૃત્તિને વિષે પ્રાસંગિક નિવેદન કરવામાં આવે તો તે સ્થાને જ છે. ગયે વરસે આ પ્રકારનું સંમેલન શ્રી રામનારાયણ વિશ્વનાથ પાઠકને પ્રમુખપદે થયું હતું. અહીં હાજર રહેલાંમાંથી ઘણાને તેનું સ્મરણ હશે.

મંડળની શિક્ષણ પ્રવૃત્તિના ત્રણ વિભાગ જાણીતા છે. ( ૧ ) સ્ત્રીવિદ્યાલય; ( ૨ ) હુન્નર-ઉદ્યોગ-ગૃહ અને સંગીત વર્ગો ( ૩ ) અને અન્ય શિક્ષણવર્ગો જેમાં અંગ્રેજી, ગુજરાતી, સંસ્કૃત, હિન્દી ઇત્યાદિ વર્ગોનો સમાવેશ છે. આ સર્વ વિભાગમાં બે દષ્ટિ સ્પષ્ટ રીતે જણાય છે. પહેલી દષ્ટિ બ્હેનોના સાંસ્કારિક વિકાસની છે અને બીજી દષ્ટિ બ્હેનોને ઉપયોગી કળાજ્ઞાન આપવાની છે. સ્ત્રીવિદ્યાલય અને અન્ય શિક્ષણવર્ગોમાં સાંસ્કારિક વિકાસ સાધવાનો પ્રયત્ન કરવામાં આવે છે. હુન્નર-ઉદ્યોગ ગૃહ અને સંગીતવર્ગોમાં બ્હેનોની કલાવૃત્તિને ઉત્તેજન આપી વિકસાવવાનો યત્ન થાય છે. આ બધા વર્ગો વિશે બ્હોળી વિગતો આપવાનો આ પ્રસંગ નથી. એવી માહિતી મંડળના દ્વિવાર્ષિક અહેવાલ ઉપરથી જિજ્ઞાસુને મળી શકશે. અહીં તો ગયા વર્ષ દરમ્યાન જે નવી વિશેષતાઓ ઉમેરવામાં આવી છે તેનો કંઇક ખ્યાલ આપવાની ઇચ્છા છે.

હુન્નર-ઉદ્યોગ-ગૃહને નવો ઓપ આપવાની મહેનત છેલ્લા દોઢ વરસ દરમ્યાન થઇ છે એ વસ્તુ અહીં જાહેર કરવાની જરૂર છે. એ ગૃહની વધતી જતી પ્રવૃત્તિને લક્ષમાં લઇ એક વેતર કામના શિક્ષકની ખાસ નિમણુંક કરવામાં આવી છે જેથી હુન્નર-ઉદ્યોગ-ગૃહના લેડી સુપરિન્ટેન્ડન્ટને અને મદદનીશ શિક્ષિકાને ગૃહના અન્ય શિક્ષણકાર્યમાં લક્ષ આપવાનો વિશેષ અવકાશ મળે. હુન્નર-ઉદ્યોગ ગૃહમાં ભરતકામનું નવું અંગ ઉમેરવામાં આવ્યું છે. આ ગૃહની બનાવટોનું પ્રદર્શન માધવબાગમાં દર અધિવરસે ભરવામાં આવે છે. મંડળના સભ્યો, શુભેચ્છકો અને અન્ય જનો પોતાથી બનતું

ઉત્તેજન હુન્નર-ઉદ્યોગ ગૃહને આપીને તેને વિશેષ સંગીન બનાવવાની તત્પરતા બતાવશે એવી આશા અસ્થાને નથી જ.

સ્ત્રીવિદ્યાલયની પ્રવૃત્તિનું નવું અંગ સાહિત્યવાંચનનો વર્ગ છે. આ વર્ગની શરૂઆત તો ત્રણ વર્ષથી થયેલી છે; પરંતુ તેની વ્યવસ્થિત શરૂઆત છેલ્લા વર્ષ દરમ્યાન જ થઇ ગણાય. વધતા જતા વાંચનના આ જમાનામાં શુદ્ધ કલાવૃત્તિને કેળવે એવી પ્રવૃત્તિ કરવામાં નહીં આવે તો વાચનનો શોખ એક પ્રકારનાં દુષ્ટ પરિણામો ઉપજાવે એવો ભય અત્યારે ઉપસ્થિત થયો છે. લેખકોએ શું લખવું તે વિષે કશું નિયંત્રણ છે નહીં; પ્રકાશકોની દૃષ્ટિ પૈસા કમાવાની પ્રધાનપણે હોય તે આપણે સમજી શકીએ. દર વરસે સંખ્યાબંધ સારાંનરસાં પુસ્તકો લખાય છે ને છપાય છે. આવી પરિસ્થિતિમાં વાંચનનો શોખ નિર્મળ રાખવો એ અત્યંત દુર્ઘટ છે. પુસ્તકાલય પ્રવૃત્તિના સંચાલકોને પણ એ પ્રશ્ન મુંઝવે છે. આપણે શહેરી વાતાવરણમાં ઉછરનારાં વિશેષ ભયમાં છીએ. આ ભયને દૂર કરવાનું સર્વાંશે શક્ય નથી પરંતુ ઉત્સાહી બ્હેનોને વાચનની, શુદ્ધવાચનની, કલામય વાંચનની સાચી દિશા મળે એ હેતુથી સ્ત્રીવિદ્યાલયની સાથે સાહિત્યવાચનનો વર્ગ જોડવામાં આવ્યો છે. દોઢ બે વરસ દરમ્યાન એ વર્ગની જે પ્રવૃત્તિ થઇ શકી છે તેથી હજી નિરાશ થવાનું કારણ જણાતું નથી.

ઇતર શિક્ષણવર્ગોમાં હિન્દી શિક્ષણવર્ગ એ નવું ઉમેરણ છે. હિન્દી રાષ્ટ્રભાષા તરીકે સ્વીકારાવા લાગી છે, એટલે એ ભાષાનું જ્ઞાન દરેક બહેનને આવશ્યક છે, એ વિષે શક નથી. સારા પ્રમાણમાં એ વર્ગનો લાભ બહેનો લે એમ સહુ કોઇ ઇચ્છશે.

મંડળ તરફથી પ્રત્યેક વિદ્યાર્થિની પાછળ દર માસે સરેરાશ ૪ થી ૪ાા રૂપિયાનો ખર્ચ થાય છે. અનેક કારણે મંડળને પોતાની પ્રવૃત્તિઓ સંકોચમાં રાખવી પડી છે. પરિસ્થિતિ બદલાતાં આ ખર્ચ વધવાનો પૂરો સંભવ છે અને તેમ થાય તે ઇષ્ટ પણ છે. કેળવણીના કાર્યમાં વ્યાજબી રીતે જેટલો ખર્ચ થાય તેટલો વેઠવાને સમાજ અને સામાજિક સંસ્થાઓએ તૈયાર રહેવું જ જોઇએ. આજે વિજ્ઞાનના પ્રયોગો કરવાને માટે આપણી પાસે પ્રયોગશાળા નથી. બહેનોને યોગ્ય રમતગમતનાં સાધનો રાખવા માટે આપણી પાસે મોકળી જગ્યા નથી. શિક્ષણપ્રવૃત્તિની આસપાસ બાલમન્દિર જેવી અનેક પ્રવૃત્તિની ફૂલગુંથણી કરવા જેટલી સાધનસામગ્રી હજી આપણે હવે પ્રાપ્ત કરવાની છે. આ બધું મંડળના સંચાલકોની કલ્પના બહાર નથી. પરંતુ અત્યારે તો ચાલુ પ્રવૃત્તિઓને દૃઢતર કરવાના પ્રયત્નમાં જ મંડળ પોતાની શક્તિ રોકે છે. અને તે અનેક દૃષ્ટિએ યોગ્ય છે.

છેલ્લાં ત્રણેક વરસથી એક પ્રશ્ન મંડળના સંચાલકો પાસે એક યા બીજે સ્વરૂપે આવ્યા જ કરે છે. એ પ્રશ્ન એ છે કે મંડળમાં શિક્ષણ લઇ બહાર પડતી બહેનો સ્વતંત્ર રીતે પોતાની આજીવિકા મેળવી શકે એવું કંઇક કેમ કરવામાં આવતું નથી? મંડળની શિક્ષણપ્રવૃત્તિના ઇતિહાસમાં શરૂઆતમાં આ પ્રશ્ન હતો જ નહીં—અથવા આજના જેટલું ઉગ્રસ્વરૂપ એ પ્રશ્નનું ન હતું. બહેનોને પોતાની જીવનયાત્રામાં સંસ્કારી વ્યક્તિ તરીકે રહેતાં આવડે એવું કંઇક કરવું એમ કંઇક સ્પષ્ટ ને કંઇક અસ્પષ્ટ ભાવના હતી. એ ભાવનાનો વિકાસ થતાં ધીમે ધીમે શિક્ષણપ્રવૃત્તિ પણ વિકસી છે. સ્ત્રીઓને આર્થિક સ્વાતંત્ર્ય હોવું જોઇએ કે નહિ એ વિકટ પ્રશ્નની છણાવટની અહીં જરૂર નથી, પરંતુ આ તંગ જમાનામાં પુરૂષની આવકમાં સ્ત્રીઓ પણ કંઇક ઉમેરણ કરી શકે એવી સ્થિતિ તો બને તેટલી વહેલી ઉભી કરવાની જરૂર છે એમ વ્યવહાર દૃષ્ટિને લગ્યા વગર રહેતું નથી. Standard of Life જીવનપદ્ધતિ આપણી તદ્દન બદલી ગઇ છે ને ખર્ચાળ થઇ છે. ઘણાં ખર્ચ એવા પ્રકારનાં છે કે આપણે તેનો છેદ ઉડાવી શકીએ નહીં. રૂઢિના ખર્ચોનો સામનો કરવાની શક્તિ અત્યંત ધીમી ગતિએ પણ ચોક્કસ રીતે સમાજમાં કેળવાતી જાય છે. તેને સ્થાને ખર્ચાળ શિક્ષણ પદ્ધતિ ક્યારની શરૂ થઇ ગઇ છે. આ ખર્ચને પહોંચી વળે જ છુટકો છે. સ્ત્રીઓ પુરૂષોની આવકમાં નિયમિત ઉમેરણ કરવાની શક્તિ નહીં મેળવે તો પુરૂષો એ ખર્ચને પહોંચી વળવા જતાં બેવડ થઇ જવાના છે એમ અત્યારની આપણા મધ્યવર્ગની આર્થિક સ્થિતિ જોતાં સ્પષ્ટ લાગે છે. હુન્નર-ઉદ્યોગ-ગૃહ દ્વારા મંડળ

યત્કિંચિત્ પ્રયત્ન આ દિશામાં કરે છે ને વિશેષ કરશે; પરંતુ આ પ્રશ્ન અત્યંત વિશાળજનતાને સ્પર્શ કરનારો છે તેથી તેનો મોટે પાયે ઉકેલ આણવાના વ્યાપક પ્રયત્નો આજે નહીં તો આવતી કાલે આપણી સમાજે અને આપણી સામાજિક સંસ્થાઓએ અવશ્ય કરવા પડશે એ નિઃસંદેહ છે.

જે બ્હેનોએ આજે પ્રમાણપત્રો મેળવ્યાં છે તેમને હું મંડળના શિક્ષક શિક્ષિકાઓ તરફથી અભિનન્દન આપું છું અને સાથે સાથે એટલું ઉમેરું છું કે આ પ્રમાણપત્રથી માત્ર સંતોષ ના પામતાં જીવનની વધારે મોટી પરીક્ષામાં પણ તેઓ પોતાની પાત્રતા સિદ્ધ કરી આજે મેળવેલા પ્રમાણપત્રોને સફળ કરે. ઇનામો મેળવનારાં બ્હેનોને પણ મ્હારે એટલું જ કહેવાનું છે કે આજે મળેલાં ઇનામો મેળવીને આનન્દ પામવાનો તેમને હક છે; પરંતુ ખરાં ઇનામો તો જીવનમાં મ્હોટા વિજયો મેળવવામાં જ રહેલાં છે એવા વિજયો મેળવવાની શક્તિ એ બધાં બ્હેનોને મળે એવી મ્હારી શુભેચ્છા છે."

### શ્રી. અંતરિયાનું ઉદ્બોધન :

તે પછી, મંડળનાં એક શુભેચ્છક શ્રી. હિંમતલાલ ગણેશજી અંજારિયાએ ટૂંકું ઉદ્બોધન કર્યું હતું. મંડળની પ્રવૃત્તિમાં તેમણે ૧૯૦૬ થી રસ લેવા માંડયો ત્યારની અને આજની પરિસ્થિતિની સરખામણી કરતા ઘણી જ પ્રગતિ થઇ છે એમ તેમણે જણાવ્યું હતું. શિક્ષણનો ફાયદો આપણે નિરક્ષરતા દૂર કરવા માટે તેમણે સર્વ શિક્ષિત બ્હેનોને તેમજ મંડળની સભ્ય બ્હેનોને વિનંતિ કરી હતી.

### પ્રમુખ બ્હેનનું પ્રવચન

પ્રમુખસ્થાનેથી શ્રીમતી કલાવતી ભવાનીદાસ મોતીવાળાએ એમના જ પ્રવચનમાં જણાવ્યું હતું કે :

વિદ્યાલય તથા સ્ત્રીશિક્ષણ-વર્ગોનો રીપોર્ટ તમારી સમક્ષ વાંચવામાં આવ્યો છે તે ઉપરથી સ્ત્રી કેળવણીના વિષયમાં આપણું મંડળ ધીમી પણ સંગીન પ્રગતિ કરી શક્યું છે, એમ આપણને માલમ પડે છે. મંડળના ઇતિહાસમાં એક વખત એવો હતો કે સાધારણ શિક્ષણ વર્ગોનો બ્હેનો સારી સંખ્યામાં લાભ ન્હોતી લેતી, તેથી મંડળના આ વર્ગો પાછળ મોટો ખર્ચ કરવામાં આવે છે એમ મનાતું. વસ્તુસ્થિતિ બદલાઇ ગઇ છે. ગુજરાતી બ્હેનો કેળવણી લેવામાં આગળ પડતો ભાગ લે છે.

સીપલ કમીશનર આનું એક કારણ લોકોની અજ્ઞાનતાનું આપે છે ને તે ખરૂં છે. હિંદુસ્થાનમાં બાળમરણો પ્રમાણ આખા દુનિયાના દેશો કરતાં વધુ છે. સુવાવડમાં સ્ત્રીઓની જીંદગીનો કચરઘાણ નીકળી જાય છે. અમેરીકામાં કઇ ઉંમરે સ્ત્રીઓએ લગ્ન કરવા જોઇએ જેથી બાળમરણની સંખ્યા ઓછી થાય તે વાસ્તે તપાસ કરવામાં આવી હતી, ને પરિણામે માલમ પડ્યું હતું કે જે સ્ત્રીઓને સુવાવડ ૨૫ થી ૩૦ વર્ષમા થાય છે, તેઓના જ બાળકો સારૂં આયુષ્ય ભોગવે છે. હિંદુસ્થાનમાં સ્ત્રી-પુરૂષોનું આયુષ્ય કેટલું હોય છે તે બીજા દેશો સાથે સરખાવતાં સૌથી ઓછું માલમ પડે છે. હિંદુસ્થાનમાં સ્ત્રીનું આયુષ્ય ૨૩॥ વર્ષનું તથા પુરૂષનું ૨૨॥ વર્ષનું જ માલમ પડે છે. અંહિઆ હું બીજા દેશોની સ્ત્રીઓના જ આંકડા આપીશ. વિલાયતમાં સ્ત્રીનું આયુષ્ય ૫૨ વર્ષનું, જર્મનીમા ૪૮ વર્ષનું. ફ્રાન્સમાં ૪૯ વર્ષનું, જાપાનમાં ૪૪ વર્ષનું, ઇટાલીમા ૪૪ વર્ષનું, અમેરીકામાં ૫૨ વર્ષનું. એમ સુધરેલા કોઇ પણ દેશમાં સ્ત્રીનું આયુષ્ય ૪૦ વર્ષની નીચે જોવામા આવતું નથી.

આ આંકડાઓ પરથી આપણી પ્રજા કેટલી અજ્ઞાન છે ને આપણી સ્થિતિ કેટલી અધોગતિએ પહોંચી છે તે માલમ પડે છે. ૧૯૨૧ મા ૧૦૦ એ ૨૩ જણ લખી વાંચી શકતા તે ૯૩૧ માં વધી ૨૪ થયા છે. આપણે આગળ વધીએ છીએ પણ આપણી પ્રગતિ ગોકળગાયની ચાલ જેવી છે. આપણે વાસ્તે બધી જાતની સગવડો કરવામાં આવી છે ત્યારે તેનો લાભ ન લઇએ તો તેમાં દોષ આપણો જ છે.

મંડળના શિક્ષણ-વર્ગો તથા વિદ્યાલય ઉપર દેખરેખ એક ખાસ નીમેલી કમીટી કરે છે. શિક્ષણ-વર્ગોમા પણ કમિટીએ થોડા સમય થયા પદ્ધતિસર કામ લેવાનું ધોરણ દાખલ કરેલું છે. મંડળનું શિક્ષણ વિભાગ ખાતું શ્રીયુત સુંદરજી બેટાઇ એમ. એ. એલએલ. બી.ને સોંપવામાં આવ્યું છે, ને હુન્નર ઉદ્યોગખાતું શ્રીમતી લીલાવતી વોરાને સોંપવામાં આવ્યું છે. આપણા વર્ગોમા ઘણી ખામીઓ હશે, તે હું કબુલ કરૂં છું. સ્ત્રીઓની સંખ્યા જોતા આપણે ખરચ પણ વધુ કરતાં હઇશું, તે પણ મને કબુલ છે; છતાં પણ નાસીપાસ થવાનું આપણને કારણ નથી. મારી તો પુરતી ખાત્રી છે કે જો આપણે ખંતથી મડયા રહીશું તો બીજા દાયકામા આપણે ઘણી સારી પ્રગતિ બતાવી શકીશું. હવે યુનિવર્સીટીમાં પણ સારી સંખ્યામા ગુજરાતી બહેનો લાભ લે છે એ બીના આવકારદાયક છે. ગુજરાતી કોમની સાંસારીક સ્થિતિ જોતાં, મોટી ઉમ્મરની બહેનો ઘણી મોટી સંખ્યામાં હવે યુનિવર્સીટીનો લાભ લઇ શકે એમ મને લાગતું નથી. આવા સંજોગોમા કેળવાએલા ભાઇબહેનો હસ્તક, બપોરના સમયે, ત્રણ વર્ષની અંદર, શિક્ષણ આપવાની પદ્ધતિ ચાલુ રાખવામાં જ ફાયદો છે. મંડળનાં વિદ્યાલય તથા શિક્ષણવર્ગોનો વધુ લાભ લેવાય એમ હું ઇચ્છું છું. દરેક ગુજરાતી ભાઇબહેનને મંડળ જોવા આવવાનું હું જાહેરમાં આમંત્રણ આપું છું. જ્યારે તેઓ પોતે જોશે ત્યારે જ તેઓને ખાતરી થશે મંડળના વર્ગો થોડી જગ્યામાં ભારે મુશીબત વેઠી ચલાવવા પડે છે, કારણ કે મંડળને પોતાનું મકાન નથી. કેટલા વર્ષો થયાં વિદ્યાલયના સામાન્ય વિષયો માટે પાઠ્ય પુસ્તકો લખાવી છપાવવાનો વિચાર

થાય છે, પણ માણસો તથા પૈસાના અભાવે તેમ બની શકતું નથી. એ આપણી કમનસીબીની વાત છે. વિદ્યાલયથી શું ફાયદો થયો છે તે જે બહેનોએ ત્રણ વર્ષનો ક્રમ પૂરો કર્યો છે તેઓને તથા તેમના વાલીઓને પૂછવાથી માલુમ પડશે. વિદ્યાલયમાંથી ત્રણ વર્ષનો ક્રમ પૂરો કરી સૌ. સ્નેહલીલા જયંતિલાલ ઠક્કર ઘણા ઇનામો મેળવવા ભાગ્યશાળી થયાં હતાં ને હવે તેજ બહેન મંડળની પત્રિકાના એક તંત્રી તરીકે પોતાની સેવા અર્પી રહ્યાં છે.

હું આજે શિક્ષણ સમિતિના સભ્યોનો શિક્ષકો તથા શિક્ષિકાઓનો આભાર માનું છું ખાસ કરીને શ્રીયુત સુંદરજી બેટાઇનો, શ્રીમતી લીલાવતી વોરા તેમજ વર્ષોના વર્ષો થયા પોતની નિઃસ્વાર્થી સેવા બજાવનાર ભાઇ શ્રી અંજારિયાનો ખાસ આભાર માનું છું.

આ સ્થળેથી મંડળના કાર્યકર્તાઓને એક બે સુચનાઓ પણ કરી લેવાનું યોગ્ય ધારું છું. વિદ્યાલયની સ્થાપનાના દીવસે મંડળના પ્રમુખ લેડી લક્ષ્મીબાઇએ વિદ્યાલયની યોજના તથા સમસ્ત ગુજરાતી બ્હેનોની કેળવણી સંબધી ઉન્નતિ સાધવા ભવિષ્યમાં મંડળે કેવા પગલાં લેવાં, ક્યારે લેવાં, વિગેરે અગત્યના સવાલોનો બધી બાજુએથી વિચાર કરી નિર્ણય કરવા ગુજરાતી સ્ત્રી-પુરૂષોની પરિષદ ભરવાની સૂચના કરી હતી, તે મુજબ મંડળ ચાલે એમ હું ઇચ્છું છું. કેટલાં વર્ષ થયા સ્ત્રી શિક્ષણ પરીક્ષા લેવાતી હતી તે ફરીથી લેવાય એમ હું ઇચ્છું છું. મ્હને આશા છે કે મંડળની કમીટી આ બન્ને બાબતમાં સત્વર પગલાં લેશે. આ સાથે ગુજરાતી બહેનોની શારીરિક સ્થિતિ સુધરે તે માટે વ્યાયામ વર્ગો પણ ફરીથી ચાલુ કરવાની ખાસ [illegible]ત્ય મને ભાસે છે.

કેશવલાલભાઇ પોતાની નાદુરસ્ત તબીયત છતાં પણ જે સહયોગ આપે છે તેમનો પણ [illegible]ાર માનું છું.

ઉપરમા જે બહેનોએ પ્રમાણપત્રો તથા ઇનામો મેળવ્યા છે તેમને હું ખરા અંતઃકરણથી મુબારકબાદી આપું છું ને તેઓ ભવિષ્યમાં પોતાનો અભ્યાસ ચાલુ રાખી ઉત્તમ ગૃહિણીઓ નીવડી દેશોન્નતિમાં પોતાનો સારો હિસ્સો આપે એમ ઇચ્છું છું.

તે પછી પારિતોષિકો, ચંદ્રકો અને પ્રમાણપત્રો આપવામાં આવ્યા હતા. જે એની યાદી આ સાથે આપી છે. આભારદર્શન પછી વંદે માતરમ ગવાયા બાદ બધાં વિખરાયાં હતાં.

## ચંદ્રકો અને ઇનામો મેળવનારાં બહેનો

### સ્ત્રી-વિદ્યાલયઃ સામાન્ય જ્ઞાનઃ-

1 તૃતીય વર્ષ સૌ. મનોરમા દવે-લક્ષ્મી ચંદ્રક ( સોનાનો ); ૨ દ્વિતીય વર્ષ સૌ. કળાવંતી મણિલાલ-નવીનચંદ્ર ચંદ્રક. ( રૂપાનો ); 3 પ્રથમ વર્ષ કુ. મંદાકિની દેસાઇ-હેમકોરબ્હેન કેશરી ચન્દ્રક ( રૂપાનો ).

નિયમિત હાજરી માટે ગુણસુન્દરી ચંદ્રક-( ચાંદીનો: ૧ સૌ મનોરમા દવે ( તૃતીય વર્ષ ), ૨ સૌ. કળાવતી મણિલાલ ભટ્ટ ( દ્વિતીય વર્ષ ): ૩ કુ. લાભુબ્હેન ગોરધનદાસ ( પ્રથમ વર્ષ ) ,

પ્રથમ નંબરે પાસ થવા માટે ( સ્વ. નવલબાઇ દોરાબજી બરડા સ્મારકમાંથી ) પ્રથમ વર્ષ: કુ મંદાકિની ડી. દેસાઇ: દ્વિતીય વર્ષ: સૌ. કાન્તાબ્હેન શાહ; માણેકબ્હેન દમણવાળા તરફથી તૃતીય વર્ષ સૌ. મનોરમા દવે. સાડી.

### વક્તૃત્વકળાની હરિફાઇ

વિષય– ' સ્ત્રીઓ નોકરી કરે તો ફાયદો કે ગેર ફાયદો ' [ સ્વ. લેડી પરસનબાઇ કાહનજી પારેખ સ્મારકમાંથી ]. ૧ લું ઇનામ ઉષાબ્હેન મ્હેતા રૂ. ૨૦; ૨ જું ઇનામ સૌ. મનોરમા દવે રૂ. ૧૫; ૩ જું ઇનામ દિરાબ્હેન નન્ના રૂ ૫. ૩ જું ઇનામ ચંદ્રાબ્હેન શાહ રૂ. ૫.

### સાહિત્ય વાંચન હરિફાઇ

( સ્વ. કુ ઇન્દીરા નટવરલાલ ખભાતી સ્મારક ફંડમાંથી )

૧. સૌ. ચંદ્રકળા ધીરજલાલ દલાલ રૂા ૫, ૨. સૌ. મનોરમાબ્હેન દવે રૂા. ૨, ૨ સૌ. કૃષ્ણાવંતી જયતિલાલ રૂા. ૨, બીજી હરિફાઇ. ૧ મચગાબ્હેન ગોળવાળા રૂા. ૫, ૨ મધુરી ઝવેરી રૂા ૩.

### સ્વ જયાવંતી દુલેરાય લેખિત ઇનામી નિબંધ.

વિષય : ' મનુષ્ય જીવનની મહત્તા 'ના ઇનામો. ૧ વિલાસ વિ. શ્રોફ. ૧ લું ઇનામ રૂા. ૩૦ ૨ " સ્વસ્તિક " ( નામ મળ્યું નથી. ) ૨ જું ઇનામ રૂા. ૨૦, ૩ કુ કુસુમ વિઠ્ઠલદાસ તમાકુવાળા, ૩ જું ઇનામ રૂા. ૧૦.

### સ્વ પાર્વતીબાઇ દ્વારકાદાસ ત્રિભોવનદાસ લેખિત ઇનામી નિબંધ

વિષય : ' હિન્દુ ધર્મની ભાવના ' ૧ ગુણવતી હિરાલાલ મ્હેતા ૧ લું ઇનામ રૂા. ૨૫, ૨ ઉષાબ્હેન મ્હેતા ૨ જુ ઇનામ રૂા. ૧૫, ૩ મનોરમા દવે ૩ જુ ઇનામ રૂા. ૧૦.

સારા અક્ષરોના ઉત્તેજન અર્થે સુરત નિવાસી ડાહ્યાભાઇ શાહ તરફથી સ્વ. પાર્વતીબાઇ દ્વારકાદાસ ઇનામી નિબંધ લખનારને નિચે પ્રમાણે ઇનામ.--

૧ સૌ. જયાબ્હેન અંબાલાલ રૂા. ૩, ૨ ઉષાબ્હેન મ્હેતા રૂા ૧, ૩ ગુણવંતી મ્હેતા રૂા. ૧.

[ સ્વ. ગુલાબબ્હેન રામદાસ લક્ષ્મીદાસ સ્મારકમાંથી ]

અંગ્રેજીમાં

| | | | | |
|---|---|---|---|---|
| સૌ. ભારતી મજલાલ | | પ્રાથમિક વર્ગ | ૧ લું | ઇનામ |
| સૌ. જશવંતી દામસીંગ | | ,, | ૨ જુ | ,, |
| સૌ. પ્રેમકોરબ્હેન મનુભાઇ | | પ્રથમ વર્ગમાં | ૧ લું | ,, |
| કુ. કાન્તા વ્રજલાલ | | ,, ,, | ૨ જુ | ,, |
| કુ શાન્તા નારાયણદાસ સંપટ | | દ્વિતીય ,, | ૧ લું | ,, |
| સૌ. પરમેશ્વરી દીપચંદ બજાજ | (અંગ્રેજી) | ,, ,, | ૨ જુ | ,, |
| (ઇનામો) બધાં બેઝ મણીને | સંગીત | તૃતીય ,, | ૨ જુ | ,, |
| આપ્યા છે. | સિવણમા | પ્રથમ ,, | ૧ લુ | ,, |
| કુ ભાનુમતી પારેખ | | તૃતીય ,, | ૧ લું | ,, |
| કુ. સુશીલા મજમુદાર | | ,, , | ૨ જુ | ,, |

સંગીતમાં ઇનામો:—( સ્વ. ગુલાબબ્હેન રામદાસ લક્ષ્મીદાસ સ્મારકમાંથી )

| | | |
|---|---|---|
| ૧ સૌ. ચંપાબ્હેન રામૈયા | ત્રીજા વર્ષમાં | ૧ લું ઇનામ |
| ૨ કુ. ચંપુ રંગીલદાસ | બીજા વર્ષમાં | ૧ લું ,, |
| ૩ સૌ. સવિતા હિરાલાલ લાખા | ,, ,, | ૨ જું ,, |
| ૪ શ્રી તિલોતમાબ્હેન પાઠક | પહેલા વર્ષમાં | ૧ લું ,, |
| ૫ કુ. રસુમતિ માધવલાલ ત્રિવેદી | ,, ,, | ૨ જું , |

શિવણમાં :– ( સ્વ. ગુલાબ બહેન રામદાસ લક્ષ્મીદાસ સ્મારકમાંથી )

| | | |
|---|---|---|
| લક્ષ્મીબહેન મનાલાલ | ત્રીજા વર્ષમા | ૧ લું ઇનામ |

( સ્વ. મણિબ્હેન પ્રભુદાસ સ્મારકમાંથી )

ગુજરાતીમાં

| | | |
|---|---|---|
| સૌ. ગોમતી બ્હેન લક્ષ્મીદાસ | ત્રીજા વર્ષમા | ૧ લું ઇનામ |
| સૌ ચંદ્રકળા હરિદાસ | , ,, | ૨ જું ઇનામ |
| સૌ. ભાનુમતી લક્ષ્મીદાસ | બીજા ,, | ૧ લું ,, |
| સૌ ભાવની કેશવલાલ | ,, , | ૨ જું ,, |
| સૌ મણિબહેન સાકળચંદ | પહેલા ,, | ૧ લું ,, |
| સૌ. કંચનબ્હેન કાશીશંકર | ,, ,, | ૨ જું ,, |
| સૌ સાકુબ્હેન મફતલાલ | પ્રાથમિક ,, | ૧ લું ,, |
| શ્રી. ત્રિવેણી કુબેરદાસ | ,, ,, | ૨ જું ,, |

( સ્વ. તાપીબ્હેન મગનલાલ સ્મારકમાંથી )

શિવણમાં — ૧૯૩૫ ના અક્ટોબરમાં

| | | |
|---|---|---|
| સૌ. સુખદેવી રામચંદ્ર | બીજા વર્ષમાં | ૧ લું ઇનામ. |
| સૌ. ઇન્દીરા ધીરજલાલ | ત્રીજા ,, | ૧ લું ,, |

૧૯૩૬ ના એપ્રિલમાં

| | | |
|---|---|---|
| સૌ. મલયાકુમારી નથુભાઇ | ત્રીજા વર્ષમાં | ૧ લું ,, |

( સ્વ. વસનજી જીવણદાસ સ્મારકમાંથી )

સંસ્કૃતમાં

| | | |
|---|---|---|
| ૧ નવલગૌરી પારેખ | ત્રીજા વર્ષમા | ૧ લું ઇનામ |
| ૨ સૌ. સુકતાબ્હેન હિંમતલાલ ભટ્ટ | ,, ,, | ૨ જું ઇનામ |
| ૩ કુ. બુદ્ધિબાળા દફતરી | ત્રીજા ,, | ૧ લું ઇનામ |
| ૪ કુ કુસુમબ્હેન બાલુભાઇ ઝવેરી | ,, , | ૨ જું ,, |

શિવણમાં

| | | |
|---|---|---|
| કુ. સરોજ વિઠ્ઠલદાસ પાવાસા | પહેલા વર્ષમા | ૧ લું ઇનામ |

# ફૂલવેણી

## [ ૧ ] કોંગ્રેસ બંધારણની ત્રુટી

લગભગ ૪ મહિના પર જ્યારે મહાસભાની કારોબારી સમિતિ નીમાઇ ત્યારથી સ્ત્રીઓને કારોબારી સમિતિમા ન નીમી તેને માટે ઉહાપોહ થઇ રહ્યો છે સ્ત્રીઓને શા માટે ન નીમી એ પ્રશ્ન અમે પુછવા માગતા નથી કારણ કે સ રખા હક માટે લડત ચલાવનાર બ્હેનો જો એમ કરે તો ગેરસમજુતી થયા વગર રહેજ નહિ

એટલે એ સ ઘળી બાજુએ મુકી અમે, હમણા કારોબારી સમિતિ નીમવાનો જે હક મહાસભાના પ્રમુખને આપવામા આવ્યો છે તેનો અમે વીરોધ કરીએ છીએ જ્યા સુધી આ પ્રથા અમલમાં મુકાશે ત્યા સુધી મહાસભાવાદીઓમા અસંતોષ રહેવાનોજ એ અસંતોષ દૂર કરવાને એકજ રસ્તો છે અને તે એ કે કારોબારી સમિતિની ચુંટણી થાય અખીલ હીંદ મહાસભા સમિતિના સભ્યો આખા હિંદના પ્રતિનિધિઓ હોવાથી એમની જવાબદારી ઠરાવો પસાર કરવામાજ પુરી થતી નથી પણ મહાસભાનુ તંત્ર ચલાવવાના પણ તેમની જુમ્મેદારી એટલીજ છે કાર્યવાહક સમિતિ નીમવાનો હક જો એકલા પ્રમુખનેજ હોય તો મહાસભા સમિતિના સભ્યો, પોતાના માણસો જેમનામાં એમને પુરેપુરો વિશ્વાસ હોય એવા માણસોને તો નજ મોકલી શકેને ? કેટલીક વખત એવી પણ બીક રહે કે પોતાનુ કાર્ય સરળતાથી પાર ઉતારવાને પ્રમુખ સાહેબ પોતાની પાર્ટીના માણસોને જ નીમે આવી રીતે લોકોનો નહિ પરંતુ પ્રમુખનો પક્ષ સબળ થાય, એટલે જ્યા સુધી બંધારણમા ફેરફાર નહિ થાય ત્યા સુધી દરેક પ્રાંતને, દરેક પક્ષને અને સ્ત્રીઓને નહિ નીમે તો સ્ત્રીઓને પણ પોતા તરફ અન્યાય થયો છે એવી ફરિયાદ કરવાનુ કારણ રહેશે મહાસભા જેવી પ્રજાકીય સંસ્થામા આવી અગત્યની સમિતિ નીમવાની સત્તા એકજ માણસના હાથમા હોય એ ન સમજી શકાય એવુ છે. વળી પાછી તે એકજ વરસ માટે ચુંટાએલી હોય

આનો અર્થ એવો નથી કે સ્ત્રી જાતિ પ્રત્યે અન્યાય થયો છે કહી બંધારણમા ફેરફાર કરવાની અમે સૂચના કરી છે તેમ અમે પ્રમુખને તેમનો પક્ષપાત કરવાની આજીજી પણ કરતા નથી સ્ત્રીઓને કોઈની મહેરબાનીની જરૂર નથી પણ તેમની લાયકાત બતાવવાની તકથી તેમને વંચીત રાખવામા

---

## ‘ ગુણસુન્દરી ’ ના ગ્રાહકોને

### આટલું ધ્યાનપૂર્વક વાંચી લેજો !

ચાલુ સપ્ટેમ્બર માસથી ‘ ગુણસુન્દરી ’ની વ્યવસ્થાને લગતી ગોઠવણોમા કેટલોક ફેરફાર કરવામા આવ્યો છે તે તરફ અમે અમારા ગ્રાહક વર્ગનુ ખાસ ધ્યાન ખેંચીએ છીએ. ‘ ગુણસુન્દરી ’નું વ્યવસ્થા ખાતું વડોદરા લઇ જવામા આવ્યુ છે એટલે અંક ન મળ્યાને લગતી ફરિયાદ, જાહેરખબરોને લગતો પત્રવ્યવહાર તેમજ અન્ય વ્યવસ્થા વિભાગને લગતો પત્ર વ્યવહાર નીચેને સરનામે કરવો

વ્યવસ્થાપક ‘ ગુણસુન્દરી ’
C/o લુહાણામિત્ર પ્રિન્ટીંગ પ્રેસ,
વડોદરા

માસિકના તંત્રી ખાતાને લગતો બધો પત્ર વ્યવહાર તો મુંબઇના સરનામે જ ચાલુ રાખવો

# ફૂલવેણી

## [ ૧ ] કોંગ્રેસ બંધારણની ત્રુટી

લગભગ ૪ મહિના પર જ્યારે મહાસભાની કારોબારી સમિતિ નીમાઇ ત્યારથી સ્ત્રીઓને કારોબારી સમિતિમા ન નીમી તેને માટે ઉહાપોહ થઇ રહ્યો છે સ્ત્રીઓને શા માટે ન નીમી એ પ્રશ્ન અમે પુછવા માગતા નથી કારણ કે સરખા હક્ક માટે લડત ચલાવનાર બ્હેનો જો એમ કરે તો ગેરસમજુતી થયા વગર રહેજ નહિ

એટલે એ સવાલ બાજુએ મુકી અમે હમણા કારોબારી સમિતિ ની સભ્યો નીમવાનો જે હક્ક મહાસભાના પ્રમુખને આપવામા આવ્યો છે તેનો અમે વીરોધ કરીએ છીએ જ્યા સુધી આ પ્રથા અમલમા મુકાશે ત્યા સુધી મહાસભાવાદીઓમા અસંતોષ રહેવાનોજ એ અસંતોષ દૂર કરવાને એકજ રસ્તો છે અને તે એ કે કારોબારી સમિતિની ચુંટણી થાય અખીલ હીં. મહાસભા સમિતિના સભ્યો આખા હિંદના પ્રતિનિધિઓ હોવાથી એમની જવાબદારી ઠરાવો પસાર કરવામાજ પુરી થતી નથી પણ મહાસભાનુ તંત્ર ચલાવવાના પણ તેમની જુમ્મેદારી એટલીજ છે કાર્યવાહક સમિતિ નીમવાનો હક્ક જો એકલા પ્રમુખનેજ હોય તો મહાસભા સમિતિના સભ્યો પોતાના માણસો જેમનામા એમને પુરેપુરો વિશ્વાસ હોય એવા માણસોને તો નજ મોકલી શકેને ? કેટલીક વખત એવી પણ બીક રહે કે પોતાનુ કાર્ય સરળતાથી પાર ઉતારવાને પ્રમુખ સાહેબ પોતાની પાર્ટીના માણસોને જ નીમે આ રીતે લોકોનો નહિ પરંતુ પ્રમુખનો પક્ષ સબળ થાય એટલે જ્યા સુધી બંધારણમા ફેરફાર નહિ થાય ત્યા સુધી દરેક પ્રાંતને દરેક પક્ષને અને સ્ત્રીઓને નહિ નીમે તો સ્ત્રીઓને પણ પોતા તરફ અન્યાય થયો છે એવી ફરિયાદ કરવાનુ કારણ રહેશે મહાસભા જેવી રાજકીય સંસ્થામા આવી અગત્યની સમિતિ નીમવાની સત્તા એકજ માણસના હાથમા હોય એ ન સમજી શકાય એવુ છે અને પછી તે એકજ વરસ માટે મુકાયેલી હોય

આનો અર્થ એવો નથી કે સ્ત્રી જાતિ પ્રત્યે અન્યાય થયો છે કહી બંધારણમા ફેરફાર કરાવી અને સૂચના કરી છે તેમ અમે પ્રમુખને તેના પક્ષપાત કરવા માટે આક્ષેપ કરતા નથી સ્ત્રીઓને કોઇની મહેરબાનીની જરૂર નથી પણ તેમની હકીકત બતાવવાની તકથી તેમને વંચીત રાખવામાં

---

**‘ ગુણસુન્દરી ’ ના ગ્રાહકોને**

**આટલુ ધ્યાનપૂર્વક વાંચી લેજો !**

ચાલુ સપ્ટેમ્બર માસથી ‘ ગુણસુન્દરી ’ની વ્યવસ્થાને લગતી ગોઠવણોમા કેટલોક ફેરફાર કરવામા આવ્યો છે તે તરફ અમે અમારા ગ્રાહક વર્ગનુ ખાસ ધ્યાન ખેંચીએ છીએ ‘ ગુણસુન્દરી ’નુ વ્યવસ્થા ખાતુ વડોદરા લઇ જવામા આવ્યુ છે એટલે અંક ન મળ્યાને લગતી ફરિયાદ જાહેરખબરોને લગતો પત્રવ્યવહાર તેમજ અન્ય વ્યવસ્થા વિભાગને લગતો પત્રવ્યવહાર નીચેને સરનામે કરવો

વ્યવસ્થાપક ‘ ગુણસુન્દરી ’<br>
C/o લુહાણામિત્ર પ્રિન્ટીંગ પ્રેસ<br>
વડોદરા

માસિકના તંત્રી ખાતાને લગતો બધો પત્રવ્યવહાર તો મુંબઇના સરનામે જ ચાલુ રાખવો

---

આવી છે એટલેજ અફસોસ થાય છે. આશા છે કે આગામી મહાસભાની બેઠક વખતે બંધારણમાં આ જાતનો ફેરફાર થાય.

(ભગિની સમાજ પત્રિકા : તા. ૨૨-૮-૩૬)

## [ ૨ ] આગામી ચુંટણીના ઉમેદવારો જોગ

અખિલ ભારત સ્ત્રી પરિષદની સ્ટેન્ડીંગ કમિટિની છ માસિક સભા જુલાઇ મહિનાની તારિખ ૨૫, ૨૬ અને ૨૭ મીએ વોર્ધ્ધર ખાતે મળી હતી. એ સભા તરફથી જુદા જુદા પ્રાંતની ધારાસભા માટે આગામી ચુંટણીઓમાં ઉભા રહેનાર ઉમેદવારોને નીચેની વિજ્ઞપ્તિ કરવામાં આવી છે.

જુદી જુદી ધારાસભાઓ માટે ઉભા રહેનાર ઉમેદવારોને અમારી વિનંતી છે કે તેઓ લોકહિતના પ્રશ્નો તેમજ દેશની સામાજિક, આર્થિક તેમજ રાજકીય પ્રગતિ જેની આવશ્યકતા અમે સ્વીકારીએ છીએ તે વિષેના પ્રશ્નો ધ્યાનમાં રાખે.

હવે તો સર્વત્ર જાણીતી વાત છે કે જાહેર કામોમાં સ્ત્રીઓએ પણ પોતાનો ખાસ હીસ્સો આપવાનો છે. શિક્ષિત સ્ત્રીઓને પોતાની આ વિષેની ફરજ તેમજ જવાબદારીનું ભાન છે. . જાહેર કામ માટે પુરી તક મળે તેને માટે અમને લાગે છે કે જાતિને લગતો ભાવ દૂર કરવો જોઇએ; અને સામાજિક તેમજ શિક્ષણ સંબંધી સુધારાની ,બહોળી યોજના ધારાસભામાં લાવવી જોઇએ. આ વિષયમાં અમે નીચેની બાબતો જેને અમે ઘણી મહત્વની તેમજ જરૂરી માનીએ છીએ તેના પર તમારૂં ધ્યાન ખેંચીએ છીએ. એમાં તમારી સહાનુભૂતિ છે ? એમા તમારો ટેકો મળશે ?

૧. દરેકને સરખી તક આપવા માટે

(અ) અસ્પૃશ્યતા દૂર કરવી.

( બ ) જાતિભાવ કાયદામાંથી, સમાજમાંથી અથવા તો જાહેર કાર્યને અંગે કોઇપણ ક્ષેત્રમાંથી દૂર કરવો.

૨. શિક્ષણ-સુધારાને અંગે.

(અ) પ્રાથમિક શિક્ષણ સાર્વજનિક, મફત અને ફરજિયાત કરવું.

(બ) નિરક્ષરતા દૂર કરવી.

(ક) ઉચ્ચ કેળવણીનો ક્રમ આખો નવેસરથી ઘડવો કે જેથી એ કેળવણી પામેલા ઉપયોગી નાગરિકો બને.

(ખ) ધંધાને લગતા શિક્ષણનો પ્રબંધ કરવો.

૩. રાજ્યસુધારણાને અંગે.

(અ) સ્વદેશી ગ્રામ્યઉદ્યોગોને ઉત્તેજન આપવું.

(બ) ગામડાંઓના આરોગ્ય માટે સુધારણા અને દવા વગેરેની સવડ.

૪. સામાજીક સુધારણાને અંગે.

(અ) પડદાના રિવાજને તેમજ અનેક પત્ની કરવાના રિવાજને નાબૂદ કરવા.

(બ) બાળલગ્ન અટકાવવાં.

(ક) સ્ત્રી અને બાળકોનો અનીતિ માટે વ્યાપાર અટકાવવો.

(ખ) બાળકો તેમજ યુવાનવર્ગને દારૂ, તમાકુ, અફીણ વગેરે વ્યસનમાંથી બચાવી, એમના પર થતા બીજા જુલમો અટકાવવા.

૫ કોમી ઐક્ય

૬. જાહેર આરોગ્યને અંગે

બાળકો માટે ક્રેશ અને બાળકો તેમજ માતા-માતાઓ માટે વેલફેર સેન્ટરો ઉઘડાવવાં.

(બ) ક્ષય રોગ સામે સત્વર લડત ચલાવવા એક રાષ્ટ્રસંસ્થા સ્થાપવી.

(ક) રક્તપીત-લેપ્રસી-કેન્સર અને બીજા સાંગામિક રોગો સામે લડત ચલાવવા જરૂરી પગલાં લેવાં

૭. સામાજિક વીમા માટે પ્રબંધ કરવો.

(અ) માંદગી, ઘડપણ, બેકારી અને ખાણ અથવા બીજાં કારખાનાંઓમાં થતા અકસ્માત સામે વીમો ઉતરાવવો.

(બ) માતાના લાભ માટે-મેટરનીટી બેનીફીટ યોજના ઘડી.

૮. બેકારી

શિક્ષિત વર્ગમાં તેમજ કામગાર વર્ગમાં બેકારીના પ્રશ્નનો નિકાલ આણવા માટે પગલાં લેવાં.

૯. નાગરિક સ્વાતંત્ર્યનું સંરક્ષણ.

# [ 3 ] ચીનની મહિલાઓ પ્રગતિને પંથે

" ચીનની મહિલાઓને, સમાજમાં તેમનું સ્થાન શું છે, તેનું ભાન થયું અને તેમણે, સ્ત્રીઓના અધિકારોની ચળવળમાં ભાગ લઇને, સ્વતંત્રતાની માંગણી કરી, એ પ્રસંગને આશરે વીસેક જેટલાં જ વર્ષો થયાં છે. એ સમય પછીનાં અનેક ઝંઝાવાતોમાંથી તેઓ પસાર થઇ, એ ચળવળોમાં તેઓએ સક્રીય ભાગ લીધો અને એ પ્રવૃત્તિઓ દ્વારા અપાર અને કીમતી અનુભવ મેળવ્યા. પરિણામે સ્ત્રીઓની ચળવળ જાગીરદારી સામેની લડતમાંથી, શાહીવાદ સામેની લડતમાં વિકાસ પામી. "

ચીનની દેશપ્રેમી સ્ત્રીઓએ સ્વતંત્રતા માટે ચલાવેલી લડતની સમાલોચના કરતો એક લેખ 'ચીનની મહિલાઓ પ્રગતિને માર્ગે ' એ શીર્ષક હેઠળ કુમારી શુ યુ ચેને લખ્યો છે તેમાં તેણે ઉપરના વિચારો દર્શાવ્યા છે. તેમના લેખમાંથી મહત્વનો ભાગ અત્રે આપ્યો છે:

" ઉત્તરોત્તર ઉગ્ર બનતી રાજકીય કટોકટી ભરી પરિસ્થિતિ અને ચીનની પ્રજામાં જાપાનીઓ વિરૂદ્ધની પ્રસરી ગયેલી લાગણી સાથે આજે ચીનની સ્ત્રીઓએ નવી અને વધુ મક્કમ વલણ દર્શાવી છે અને તેઓ એકવાર ફરીથી જાગૃત થઇ છે. તેમનામાં ઉત્સાહ અને શક્તિનાં પૂર આવ્યાં છે. રાષ્ટ્રીય સ્વતંત્રતાની ભવ્ય ચળવળના વિકાસ માટે, પોતાની જવાબદારી અદા કરવામાં તેઓ નીડરતાથી પુરૂષો સાથે ખભેખભા મીલાવી રહી છે, ચીનની રાષ્ટ્રીય લડતમાં, એને પરિણામે, સ્ત્રીઓ, એક મુખ્ય અંગરૂપ થઇ પડી છે.' ચીનની સ્ત્રીઓનો અવાજ સમસ્ત દેશમાં ફેલાઇ રહ્યો છે. "



૧૯૩૫ ના ડીસેમ્બરની તા. ૯ મી અને ૧૬ મીએ પીપીંગના વિદ્યાર્થીઓએ ઉત્તર ચીનમાંની કહેવાતી જાપાની ' સ્વતંત્રતા ' ચળવળ સામે વિરોધ દર્શાવવા માટે ભવ્ય દેખાવો કર્યા હતા. એ દેખાવોમાં વિદ્યાર્થીનીઓએ ભારે રસ લીધો હતો. એ પ્રસંગના વર્ણનો કરતાં કુમારી શુ યુ ચેન લખે છે:

" આ ચળવળમાં વિદ્યાર્થીનીઓએ ઘણોજ અગત્યનો ભાગ ભજવ્યો છે. કોઇ પણ દેખાવ દરમ્યાન લેવામાં આવેલા એકે એક ફોટામા અને એવા દેખાવોને લગતા લેવાયલા વર્તમાનપત્રોના હેવાલોમાં વિદ્યાર્થીનીઓની વીરતા અને તેમના કાર્યની ભારોભાર પ્રશંસા થએલી જોઇ શકાય છે. પીપીંગમાં તા. ૯ મી ડીસેમ્બરે થ એલા દેખાવોની આગેવાની એ વિદ્યાર્થીનીઓએ લીધી હતી અને તેમણે મહોલ્લાઓમાની આમ જનતાને, ચીનાઇ તેમજ અંગ્રેજ બંને ભાષાઓમાં લડતનું રહસ્ય સમજાવ્યુ હતુ. ચાબૂ, ચામડાના બેલ્ટો કે મોટી તલવારો તેમના અવાજ બંધ કરી શકયા નથી. દરેકે દરેક સભાસભામા વિદ્યાર્થીનીઓના ભાષણોને પ્રસારવા માટે મેગાફોનનો ઉપયોગ થતો હતો. પુરૂષો સાથે, મહોલ્લાઓમાં પોલીસે આ વિદ્યાર્થીનીઓને-સ્ત્રીઓને પણ મારી છે. પીપીંગમાંના છેલ્લા બે દેખાવો દરમ્યાન ઘણીય બાળાઓને પોલીસે પકડી હતી; મહોલ્લાઓમાંથી તેમના વાળ પકડીને તેમને ઘસડી હતી: અને તેમને ક્રુર રીતે માર માર્યો હતો કેટલીય બાળાઓના વાળ એટલા જોરાથી ખેંચવામા આવ્યાં હતાં કે માથાં

પછી તે ઢળી જવા પામ્યા હતા અને એમને માર મારવા સાથે 'ફરી આવું તોફાન કરશો કે ?' એવા પ્રકારના બરાડા પોલીસ નાખતી પણ એ બરાડાનો એકસરખો જવાબ મળતો 'હા, જ્યાં સુધી અમારાં માથાં ધડ પર સલામત હશે ત્યાં સુધી.'

શીંગુઆ યુનીવર્સીટીની એક વિદ્યાર્થીની, પીકીંગના બે દેખાવો દરમ્યાન જે આગેવાનો હતા તેમાંની એક હતી. શીંગુઆ યુનિવર્સીટીની વિદ્યા 'ચીઆ રેતની ગલ્લીમાંથી છટકીને પીકીંગ દુરના દરવાજા આગળ પહોંચી ત્યારે તેમને કે દરવાજા બંધ હતા અને તેમનો માર્ગ રુંધવામાં આવ્યો હતો. કોઈ પણ ભોગે એ દરવાજા ઉઘાડવા જ જોઇએ એવું આ વિદ્યાર્થીની નેતા, આ નિશ્ચયના ભોગે પડીને દરવાજાની નીચે ગઈ અને અંદરથી દરવાજો ઉઘાડવાનો તેણે પ્રયાસ કર્યો. કમનસીબે પોલીસે તેને પકડી પાડી, તેને સખત માર માર્યો અને જે માર્ગેથી તે અંદર પ્રવેશી હતી તેજ માર્ગેથી તેને પાછી બહાર હડસેલી દીધી. પણ સાત દીવસ પછી જ, થયેલા બીજા દેખાવમાં શીન્ગુઆ યુનિવર્સીટીના વિદ્યાર્થીઓની આગલી હરોળમાં તે ખડી થઇ ગઇ હતી.

સ્વતંત્રતાની આ લડતમાં માત્ર ચીનની વિદ્યાર્થીનીઓએ જ ભાગ નથી લીધો. જાપાનની માલિકીની મીલોની સ્ત્રી કામદારોએ ખેડુત સ્ત્રીઓએ જનસમુદાયની સ્ત્રીઓએ સુદ્ધાં ભાગ લીધો છે. તેઓને અનેકને પાતળી રીતે માર પડ્યો છે, અને કૈંક જેલમાં પુરવામાં આવી છે અને અનેકને લાંબી મુદતની જેલની સજા પણ થઇ છે."

કુમારી ચુ ફુ ચેન અંતે જણાવે છે "દુનીયાની આગળ વધેલી સ્ત્રીઓએ એ જાણી લેવું જોઇએ અને માનવું જોઇએ કે ચીનની સ્ત્રીઓ તેઓનું ઐતિહાસિક કાર્ય પરિપૂર્ણ કરવાને પુરેપુરી યોગ્ય છે."

શહેરોમા ૧૧૦૦૦ અને ગામડાંઓમા ૩૨૦૦૦, પથારીઓનો ઉમેરો કરવામા આવનાર છે એજ રીતે જે સ્ત્રીઓ સુવાવડ માટે હોસ્પીટલમા જનાર નહિ હોય તેઓને માટે ૧૪૪૦૦ જેટલી સુયાણીઓની સગવડ મળે એવા મથકો ઉઘાડવામા આવનાર છે.

(૪) શહેરોમા, સરકારી ખેતરોમાં, મજૂર વસાહતોમા અને રેલ્વેમા, બાળકોના પોષણ માટે પહેલી જાન્યુઆરી સુધીમાં ઘોડિયાની સખ્યા બમણી એટલે કે કુલ ૪ લાખ જેટલી થઈ જશે.

(૫) કિંડરગાર્ટન શાળા પણ ઘણી વધારવી શહેરોમા તેની સખ્યા ૨૧ લાખ અને ગામડામા ૩ લાખ હોવી જોઇએ ગામડાઓમા બાળકો માટે પુરતા પ્રમાણમા ક્રીડાંગણો રહેવા જોઇએ

(૬) ઉપલા પ્રકારની સગવડ કરવા માટે ૨૧,૭૪,૧૦૦,૦૦૦ રૂપયનો ખર્ચ કરવામા આવશે.

(૭) અદાલતોમા ભરણ પોષણને લગતા દાવા મંડાય તો તે માટે એવો વિચાર કરવામા આવ્યો છે કે, એક બાળકના ભરણ પોષણ માટે પ્રતિવાદીના પગારના ૧/૪ બે બાળકો માટે ૧/૩ અને ત્રણ કે તેથી વધારે બાળકો માટે ૨/૩ મો આપવામા આવશે.

(૮) પહેલા છુટા છેડા મેળવવા માટે માત્ર એક રૂપીઆની ફી ભરીને પતિ કે પત્ની બે પૈકી કોઇ એક માત્ર અદાલતમા અરજી કરતાજ છુટાછેડાની પરવાનગી મળતી હતી. પણ હવે વાદી અને પ્રતિવાદીએ બન્નેએ અદાલત સમક્ષ હાજર રહેવું પડશે અને તેમણે પોતાના કારણો જણાવવા પડશે છુટા છેડા મળવાની નોંધ વાદી અને પ્રતિવાદી બન્નેના પાસપોર્ટમા નોંધવામાં આવશે પહેલા છુટા છેડા નોંધવવા માટે ૧૫૦ રૂપીઆ અને બીજા અને તે પછીના દરેક વધુ છુટા છેડા માટે ૩૦૦ રૂબલની ફી આપવી પડશે

ઉપરના નિયમો ઉપરથી હવે સ્પષ્ટ સમજાય છે કે રશિયાની સરકાર સતતિ નિયમનને સ્થાને હવે સંતતિ વધારવાના પ્રયાસ કરી રહી છે એજ પ્રમાણે છુટાછેડા મેળવવામા પણ તેના તરફથી પ્રતિબંધ મૂકવમા આવ્યો છે. એ ગમે તેમ હોય છતા ગરીબ સ્ત્રીઓની સંતતિ માટે આટલી કાળજી લેનારી અને તેમને માટે આટલો મોટો ખર્ચ કરનારી આ સુધરેલી ગણાતી દુનિયામા બીજી એક પણ સરકાર શોધી જડે એમ નથી.

# ગુર્જરીના રાસ

રંગે રુપેરી રાજ ! પુનમનો ચાંદલો;
ચાંદલે રે ચૂમ્યાં ચંદ્રિકાનાં ચીર:
મોંઘાં મધુર રાજ ! ચંદ્રિકાનાં ચિતડાં
ચિતડે રે નમ્યાં સાગરનાં નીર:
—રંગે રુપેરી૦

દિલના દરિઆવ રાજ ! સાગરના શેરડા;
શેરડે રે રમે નદીઓનાં પૂર:
મીઠાં મસ્તાન રાજ ! નદીઓનાં ગીતડાં;
ગીતડાં રે ઝીલે ઉદધિના સૂર:
—રંગે રુપેરી૦

લાગે લલિત રાજ ! નાચંતા મોરલા;
મોરલે રે મોહ્યાં માદા મયૂર:
રસમાં ચકચૂર રાજ ! પ્રણુર્યોનાં મુખડાં;
મુખડે રે ઝરે મીઠડાં પીયૂષ:
—રંગે રુપેરી૦

મ્હેકે સૌરભ રાજ ! લીલુડા આંબલે;
આંબલે રે જડયા કોયલના નાદ:
વિલસે વસંત રાજ ! કોયલના કંઠમાં;
કંઠને રે કરે કામણ રસરાજ:
—રંગે રુપેરી૦

અવનિને પાટ રાજ ! ખેલે રમ ગુર્જરી;
ગુર્જરી રે રમે રસિયાંના રાસ:
ઝીલે બ્રહ્માંડ રાજ ! રમણીના રાસને
રાસમાં રે ઝગે ગરવી ગુજરાત:
—રંગે રુપેરી૦

બાલકૃષ્ણ સાંધેજાવાળા

તનાં ભાગ નહિ લેવાની ખાત્રી બ્રીટીશ સરકારને લખી આપી હતી અને તેથી તેઓ ૧૯૩૫ના ડીસેમ્બર મહિનામાં મુંબઇ આવ્યાં હતાં. મુંબઇ આવ્યા પછી તુરત જ તેઓ પારસી જનરલ હોસ્પીટલમાં દાખલ થયા હતાં.

**વિધવા વિવાહની છૂટ** આપતો કાયદો થયો તેની જયંતિ દર વર્ષે ઉજવાય છે તેમ જુલાઇની આખરે મુંબઇમાં સર મનુભાઇ મહેતાના પ્રમુખપદે ઉજવાઇ હતી. સર મનુભાઇએ વિધવા વિવાહના કાયદાની આવશ્યકતાનું સ્પષ્ટી-કરણ કર્યા બાદ બાલ વિધવાઓની સંખ્યાના બતાવનારા આંકડાઓ રજુ કરી એ ૧૧ લાખ નિરાધાર બાળવિધવાઓને વેઠવી પડતી અસહ્ય મુશ્કેલીઓનું બ્યાન કર્યું હતું. અને છેવટે વિધવાઓનાં પુનર્લગ્નમાં સહાયભૂત થવા વિનતિ કરી હતી.

કુમારી કપિલા ખાંડવાળાએ જણાવ્યું હતું કે હિન્દમાં જેવી પરિસ્થિતિ પ્રવર્તી રહી છે તેવી પરિસ્થિતિ દુનિયામાં ક્યાંય નથી. પુરૂષો મરજી પડે તેટલીવાર પરણી શકે છે જ્યારે વિધવાઓને તો ઘરનો ખુણો ઝાલીને જ બેસી રહેવું પડે છે. એથી ઘણુ કઢંગી પરસ્થ અન્યત્ર શોધી પણ મળશે નહિ. શ્રીમતી શાન્તાબાઇ બાલેરાવ તેમજ બીજાઓએ પણ વિવેચન કર્યું હતું.

**મૃણાલિની બેંકર કેસ :** સવિનય કાનૂન ભંગની છેલ્લી લડતમાં મુંબઇમાં આગેવાની લેનાર એક બહેન શ્રીમતી સ્નેહલતા હઝરતનાં પુત્રી શ્રીમતી મૃણાલિનીએ શ્રી. ચંદુલાલ બેંકર સાથે લગ્ન કર્યું હતું. તે પછી, થોડાક જ માસમાં પતિ પત્ની વચ્ચે અણબનાવ થવા પામ્યો હતો અને મામલો, ગંભીર સ્થિતિએ પહોંચ્યો હતો. શ્રીમતી મૃણાલિની બેંકરે હાઇકોર્ટમાં છુટા છેડા માટે દાવો માંડયો હતો. આ દાવાનું આખરે સમાધાન થઇ ગયું છે સમાધાનની રૂએ શ્રી. મૃણાલિનીએ શ્રી. ચંદુલાલ બેંકર સામે કરેલા આક્ષેપો પાછા ખેંચી લીધા છે. શ્રી ચંદુલાલ અને મૃણાલિની કુટુંબથી પૃથક પણ એક વર્ષ માટે મુંબઇ રહેશે. તેમને માસિક ખર્ચ પેટે રૂ. ૪૦૦ ની રકમ મળશે. મૃણાલિની જો પોતાની મેળે ચાલી જાય તો આ રકમ પર તેનો હક્ક રહેશે નહિ. વળી આ ખર્ચ માટે રૂ. દોઢ લાખની રકમનું ટ્રસ્ટ કરવામાં આવ્યું છે. ટ્રસ્ટીઓ તરીકે શેઠ કસ્તુરભાઇ લાલભાઇ અને શ્રી. સાંકળચંદ શાહ કામ કરશે ઝઘડા દરમ્યાન લવાદ તરીકે પણ તેઓ કામ કરશે. ભવિષ્યમાં પતિ પત્ની વચ્ચે ન બને તો લવાદોને સંતોષકારક મળતાં રૂા. ૪૦૦ ની માસિક રકમ મૃણાલિનીને મળે એવી જોગવાઇ થઇ છે. એ ઉપરાંત પણ બીજી કેટલીક શરતો રહેલી છે.

**શ્રી મૃદુલા બહેન વલસાડમાં :** ગુજરાત પ્રાંતિક મહાસભા સમિતિનાં સભ્ય અને અમદાવાદનાં આગેવાન સ્ત્રી કાર્યકર શ્રીમતી મૃદુલા બહેન જુલાઇની આખરે વલસાડ ગયાં હતાં. તે વેળા તેમણે આગેવાન બહેનો સાથે સ્ત્રી જીવનના વિકાસ સંબંધી ચર્ચા કરી હતી. બહેનોની એક જાહેર સભામાં તેમણે આર્થિક બાબતોમાં પોતાના પગ પર ઉભા રહેવાને બહેનોને હાકલ કરી હતી. હિસાબ, નાણુ વગેરે વિષયોનું જ્ઞાન મેળવી લેવા તેમણે દરેક બહેનને વિનતિ કરી હતી.

બિલીમોરામાં સાર્વજનિક પ્રસુતિગૃહ ખુલ્લું મૂકાયું છે.

**ઇચ્છાવરને વરી:** વડોદરામાં મહંમદવાડી લત્તામાં રહેતી અને ફિમેલ ટ્રેઇનીંગ કોલેજમાં ભણતી ઇન્દુમતી પટેલ નામની યુવતીને તેના પિતા કોઇ બીજે સ્થળે પરણાવવા માગતો હતો પણ તે વર ઇન્દુમતીને પસંદ ન હોવાથી તે પોતાની ન્યાતનાજ બીજા યુવકને પરણી ગઇ. એટલે ઇન્દુમતીને પરણનાર યુવાન સામે તેના પિતાએ અપહરણના આરોપસર ફરિયાદ માંડી છે.

**મહિલા પરિષદને સફળ બનાવજો:** અખીલ ભારતીય મહિલા પરિષદની ગુજરાત શાખાનાં પ્રમુખ અને ગુજરાતના અગ્રગણ્ય સ્ત્રી નેતા શ્રીમતી લેડી વિદ્યાગૌરી નીલકંઠ અમદાવાદમાં આવતા નાતાલના તહેવારોમાં 'મળનારી અખિલ ભારતીય મહિલા પરિષદની અગીઆરમી બેઠકને સફળ બનાવવાની માંગણી કરતાં નીચેનું નિવેદન કરે છે:

" પરિષદને સફળ બનાવવામાં ભારતીય કોમો અને પક્ષોની સ્ત્રીઓ સહકાર કરી રહી છે એ ખુશ થવા જેવી બીના છે પરિષદને સફળ બનાવવામાં સહાય કરી રહેલી એની બહેનોમાં આગળ પડતી બહેનો, શ્રીમતી સરોજીની નાયડુ, રાણી લક્ષ્મીબાઇ રાજવાડે, રાજકુમારી અમૃતકુવર, ડૉ. મીસીસ મુથુલક્ષ્મી રેડ્ડી, બેગમ મહંમદઅલી અને બીજી ઘણીય સ્ત્રીઓ છે. મહિલા પરિષદ સાથે, કેટલીય સ્ત્રી સંસ્થાઓ અને શીશુ કલ્યાણની સંસ્થાઓ જોડાયલી છે. એની પ્રવૃત્તિઓ વિવિધ અને દીર્ઘ-

## શસ્ત્રવિદ્યામાં નિષ્ણાત મહિલાને અપૂર્વ માન



શસ્ત્રવિદ્યામાં કોઇને પણ મળી શકે એટલું ઉંચામાં ઉંચુ માન મેળવવાને એક સ્ત્રી હાલમાં ભાગ્યશાળી થઇ છે. રોયલ કોલેજ ઓફ સરજ્યન્સ તરફથી હંટેરીયન પ્રોફેસર તરીકે પહેલી જ વાર એક સ્ત્રીની નીમણુંક થવા પામી છે. એ બહુમાન મેળવનારી મહિલા તે આંખોના રોગોને લગતી શસ્ત્રવિદ્યાનાં નિષ્ણાત મીસીસ ફીલીપ્પા પેરી માર્ટીન. ત્રણ બાળકોની એ માતા છે.

મીસીસ ફીલીપ્પા પેરી માર્ટીને શસ્ત્રવિદ્યામાં માસ્ટર ઓફ સર્જરીની પદવી મેળવી છે. આખાં ઇંગ્લાંડમાં માત્ર છજ સ્ત્રીઓ આ પદવી ધરાવે છે. એના પતિ પણ માસ્ટર ઓફ સર્જરી છે. બન્ને જણ વીમ્પોલ સ્ટ્રીટમાં દવાખાનું ચલાવે છે. પહેલાજ પ્રયાસે એફ. આર. સી. એસ. અને માસ્ટર ઓફ સર્જરીની પદવી મેળવનારી ઇંગ્લાંડમાં એકજ સ્ત્રી છે અને તે મીસીસ માર્ટીન. એકવાર તેમણે એમ પણ કહેલું કે શસ્ત્રવિદ્યા સ્ત્રીઓને વધારે સારી માતાઓ બનાવે છે.

...દ્ધિવાળી છે. પરિષદની મુખ્ય પ્રવૃત્તિ આ દેશમાં સ્ત્રીઓની આર્થિક, સામાજીક રાજકીય તેમજ કેળવણી વિષયક સ્થિતિ સુધારવા માટેની છે.

સ્ત્રી વર્ગને, સુષુપ્તીમાંથી જાગૃતિમાં લાવવા માટે આ સંસ્થા પોતાનું કાર્ય કરી રહી છે. નિરક્ષરતા સામે પ્રચાર એ સંસ્થાની એક આગળ પડતી પ્રવૃત્તિ છે. ધારાસભાઓની આગામી ચુંટણી માટે, સંપુર્ણ મતદાર પત્રકો બનાવવા માટે અખિલ ભારતીય મહિલા પરિષદે ઘણુંજ કાર્ય કરેલું છે. બધી સ્ત્રીઓના અધિકારોને લગતાં બીલોના સંબંધમાં પણ પરિષદે ઘણુંજ પ્રચારકાર્ય કર્યું છે.

અખિલ ભારતીય મહિલા પરિષદનું અગીઆરમું અધિવેશન આવતી નાતાલમાં અમદાવાદમાં ભરાય છે. એ પરિષદને સફળ બનાવવા માટે બધીય સ્ત્રીઓ સહકાર કરશે એવી અમે આશા રાખીએ છીએ ”

**ભાવનગરમાં-પ્રચાર :** ગઇ તા. ૧૬ મીને રોજ સાંજરે ભાવનગરમાં એં. વર્ના. સ્કુલના કંપાઉંડમાં કુંજ મંડળ તરફથી સ્ત્રીઓની એક જાહેરસભા મળી હતી. શ્રી યશોમતિબ્હેન પટ્ટણીએ પ્રમુખપદ સ્વીકાર્યું હતું. આ પ્રસંગે શ્રી પ્રેમલીલા મહેતા તથા શ્રી ઇન્દુમતિ મહેતા અમદાવાદથી પ્રચારકાર્ય કરવા આવ્યા હતા. તેઓએ અસરકારક ભાષણો આપ્યા હતા. તેમણે સ્ત્રીકેળવણીના વિકાસ માટે, સ્ત્રીઓની આર્થિક સ્વતંત્રતા માટે, સ્ત્રીઓની સર્વ પ્રકારની સામાજિક સ્થિતિ સુધરે તે માટે અને સ્ત્રીઓ ઉદ્યોગશીલ થઇ અનેક રીતે ઉજ્જ્વલ અને ઉપયોગી જીવન ગાળી શકે, એરીતે ઉત્સાહભરી પ્રેરણા આપી હતી, એમણે ભાવનગર સ્ત્રીસમાજમાંથી બની શકે તેટલી સંખ્યામાં અમદાવાદની અ. હિં. પરિષદની સ્વાગત સમિતિમાં (રૂ. ૫) ભરીને બ્હેનો જોડાય અને ભાવનગર રાજ્ય તથા પ્રજા તરફથી પૂરતી સંખ્યામાં સ્ત્રી પ્રતિનિધિઓ, અમદાવાદ, તા ૨૧ મી ડીસેમ્બરે આવે તે માટે બ્હેનોને ખાસ આગ્રહભરી વિનતિ કરી હતી.

શ્રી જયાબ્હેન દાણીએ પણ આ વિષયમાં પ્રોત્સાહન પ્રેર્યું હતું. પ્રમુખ શ્રી યશોમતિબ્હેન પટ્ટણીએ પણ લાગણીપૂર્વક અમદાવાદની પરિષદ સફળ થાય તેટલા માટે ભાષણ કર્યું હતું; અને ભાવનગરનો પૂરેપૂરો સાથ દેવા માટે બ્હેનોને વિનતિ કરી હતી.

**સ્ત્રીને જન્મટીપ :** દાહોદ તાલુકાના પથારીઆ નામના ગામમાં વેણીબાઇ નામની માત્ર વર્ષની નાની છોકરીને ગામની સીમમાં લઇ જઇ તેના શરીર પરથી ઘરેણાં ઉતારી લઇ તેને ગુંગળાવી મારી નાખવાના આરોપસર ગોળ વર્ષની એક સ્ત્રીને જન્મટીપની સજા થઇ છે.

**આંતરજ્ઞાતીય લગ્ન:** હીંગનઘાટની ગુજરાતી શાળાના હેડમાસ્તર શ્રી. નારાયણજી વજેશંકર દ્વિવેદીએ ક્રિશ્ચિયન થયા પછી હિન્દુધર્મમાં લેવાયલી કોકણસ્થ બ્રાહ્મણ કુટુંબની સુમતી નામની યુવતી સાથે લગ્ન કર્યું.

**સ્ત્રી પોલીસની જરૂર:** બ્રમાંનાં પ્રથમ સ્ત્રી પોલીસ ઇન્સ્પેક્ટર મીસ નીકોલ જોન્સે સ્ત્રીઓની રાષ્ટ્રીય સમિતિની એક સભામાં સ્ત્રીપોલીસની જરૂર વિષે પ્રવચન કરતા જણાવ્યું હતું કે સ્ત્રીઓ અને બાલકોને લગતી ફરજોને માટે સ્ત્રીપોલીસની ખાસ જરૂર છે. બાળગુન્હાઓ, સ્ત્રીઓ તેમજ છોકરીએ સામેના ગુન્હાઓ, વેશ્યાગિરિ જેવા ગુન્હાઓ દાબી દેવા માટે સ્ત્રી પોલીસની જરૂર છે.

**બાળપત્નિ પર જુલમ:** હાવરા (કલકત્તા)ના ડેપ્યુટી મેજીસ્ટ્રેટની અદાલત સમક્ષ રમીયા બીબી નામની દશ વર્ષની મુસ્લીમ બાલવધુએ, તેના પતિ, સાસુ અને સસરા તરફથી ગુજારવામાં આવેલા કહેવાતા જુલ્મની કરૂણ કથા કહી હતી. એના ચહેરા અને હાથ પર ડંખનાં ચિહ્નો હતાં: " મારો બાપ રાજગંજ ખાતે મીલ કામદાર છે. વર્ષેક પહેલાં આરોપી સાથે મારૂં લગ્ન થયું. શરૂઆતમાં ત્રણે આરોપીઓ મારી સાથે સારો વર્તાવ રાખતાં. પણ ત્રણ મહિના પછી તેમણે મને માર મારવાનું શરૂ કર્યું. પુરતું ખાવાનું પણ મને ન આપે. હાથે લઇ લઉં તો મારવા બેસે. કેટલીકવાર ચાકુ વાપરે તો કોઇવાર લાકડી. થોડા દિવસ પહેલાં સાસુએ લલચોળ લોખંડનો કટકો વાગ્યો હતો. મારે મોંએ ડુચો હતો એટલે મારાથી બુમ પાડી શકાઇ નહિ. પતિએ તેમજ સસરાએ મને દઝાડવાનું મારી સાસુને કહ્યું. થોડા દિવસ પછી સાસુએ મારા મોંમાં આંગળીઓ નાખીને બે બાજુનાં જડબાં ભાંગી નાખ્યાં. હું લોહીલોહાણ થઇ ગઇ. મારાં દુઃખનો પાર ન હતો. થોડાદિવસ પછી મારા મોંમાં મોટો ચમચો નાખીને સાસુએ ફરી દુઃખ ઉપજાવ્યું. મને મોટા જખમમાં મસાલો ભરવા આપ્યો. તે દરદનાં વધારે વખત લાગ્યો એટલે પતિ ધોકાયા અને તેમણે મારી એક આંગળી કાપી નાખી. બીજી સવારે સાસુએ એ આંગળી પર વધારે કાપ મૂક્યો. ફરી ત્રણે જણે મારા પર મારપીટ ચલાવી. આખરે મને મીલ મેનેજરને ઘરે લઇ જવામાં આવી. આ વાત કોઇને ન કહેવાને સાસુએ મને જણાવ્યું હતું. પછીથી મને હોસ્પીટલમાં લઇ જવામાં આવી. "

## વિદેશ

**બાલલગ્ન પ્રતિબંધક કાયદામાં સુધારો** કરનારૂં મી. બી. દાસનું જે બીલ વડીધારાસભાની આગામી બેઠકમાં રજુ થનાર છે તે પસાર કરવાનો આગ્રહ કરતો એક પત્ર લંડનના ' ટાઇમ્સ ' પત્રપર વાઇકાઉન્ટેસ નેસ્સી એસ્ટર, મીસીસ માર્ગરેટ કોરબેટ એશબી, ડેમ એલીઝાબેથ કેડબરી, મીસ ઇલ્મા કાઝલેટ, લોર્ડ લોધીયન, રેવ. વિલીયમ પેટન, મીસ ઇલીનોર રેથબોન અને મીસીસ એલીસની સહી હેઠળ પ્રકટ થયો છે. એ પત્રમાં જણાવ્યું છે. " એ બીલ તત્કાળ થવા ઘટે એવા સામાજીક સુધારાઓ પૈકીનું એક છે. હાલનો કાયદો, લગભગ પૂરેપૂરો નિષ્ફળ ગયો છે. અને એનો અમલ થાય તે માટે સરકાર તરફથી પદ્ધતિસરનો કોઇ પ્રયત્ન કરવામાં આવ્યો નથી. મી. બી. દાસે દાખલ કરેલું બીલ જો કાયદાનું રૂપ નહિ પામે તો તે સાચે જ એક કરૂણ બનાવ લેખાશે.

એ પછી પત્રમાં હાલના કાયદાની ત્રણ મુખ્ય ક્ષતિઓને લગતી વિગતો આપવામાં આવી છે. છેવટે તેમાં જણાવ્યું છે કે મી. બી. દાસનાં બીલને ટેકો આપવાથી સરકાર ધાર્મિક રીવાજોમાં દરમ્યાનગિરિ કરનાર નથી. પણ ઉલટું પ્રગતિમાન વિચાર ધરાવતા બધા પક્ષના હિન્દીઓને અને હિન્દી સ્ત્રીઓની ચળવળને સહાય કરશે. જો સરકાર એ બીલને ટેકો ન આપી શકતી હોય તો એના ઉપર હિંદનો અવાજ રજુ કરી શકાય તે માટે વડીધારાસભાના ચુંટાયલા સભ્યોને એનો સ્વતંત્ર નિર્ણય કરવા નહિ દે ?

**સ્ત્રીઓની માંગણી :** બ્રિટન, ઓસ્ટ્રેલીયા, બરમુડા, કેનેડા, સીલોન અને દક્ષિણ આફ્રિકાની ત્રણ હજાર જેટલી સ્ત્રીઓની સહી સાથે બ્રિટનની સ્વદેશ કચેરી ખાતે એક અરજી મોકલવામાં આવી છે.

સ્ત્રીસ્વાતંત્ર્ય સંઘ તરફથી આ અરજીઓ લેવાઇ છે. તેમાં ના. સમ્રાટ પાસે એવી માંગણી કરવામાં આવી છે કે, તેમના રાજ્યાભિષેકની ખુશાલીમાં,

પરિણિત સ્ત્રી, કોઇ એકલ પુરુષ કે સ્ત્રીના જેવીજ રીતે સ્વતંત્ર પ્રજા તરીકેના અધિકાર ધરાવે એવી ગોઠવણ કરવા સરકારને જણાવવું.

**મેકડોનાલ્ડની પુત્રી શિક્ષિકા બની** બ્રિટનના માજી વડા પ્રધાન મી. રામ્સે મેકડોનાલ્ડની ૨૫ વર્ષની પુત્રી કુમારી શીલા મેકડોનાલ્ડ શિક્ષિકા થવા માટે વેસ્ટ ઇન્ડીઝ ખાતે સેન્ટ વીસેન્ટ જવા ઉપડી ગઇ છે. વેસ્ટ ઇન્ડીઝના એડમીનીસ્ટ્રેટર મી. આર્થર આલ્બન રાઇટની ૧૪ અને ૧૬ વર્ષની બે પુત્રીઓને શિક્ષણ આપવા માટે શીલા જાય છે એમ તેની બહેન ઇસાબેલે જણાવ્યું હતું. રીઝમા શીલા રાઇટ દંપતીને પ્રથમ મળી હતી

## ઉચ્ચ સ્તર શિક્ષણ માટે વિદેશ ગયાં



શ્રી મનોરમા મહેતા, એમ. એ. અલાહાબાદના 'લીડર' પત્રના તંત્રી શ્રી કૃષ્ણરામ મહેતાના પુત્રી સં. પ્રાંત સરકારની શિષ્યવૃત્તિ લઇ પશ્ચિમના દેશોની શિક્ષણ પદ્ધતિનો અભ્યાસ કરવા ઇંગ્લાંડ ગયા

**પ્રથમ સ્ત્રી ડાક્તર** ગ્રેટબ્રિટનના પ્રથમ સ્ત્રી ડાક્ટર અને સ્ત્રીઓ માટે દાક્તરી ધંધાની શરૂઆત કરનાર મેડમ એલીઝાબેથ ગેરેટ એન્ડર્સનની જન્મ શતાબ્દી ગઇ તા. ૯ મી જુને ગ્રેટબ્રિટને ઉજવી. સ્ત્રીઓને હાથેજ ચાલતી હોસ્પીટલની પહેલવહેલી સ્થાપના કરનાર ડૉ. એલીઝાબેથ ગેરેટ એન્ડર્સને સ્ત્રીઓની સ્વતંત્રતા માટે પણ ઘણું કાર્ય કર્યું હતું. જાણીતા સ્ત્રીનેતા ડેમ મીલીસન્ટ ફોસેટના તેઓ મોટા બહેન થતા હતા

**બંગાળી યુવતી અંગ્રેજને પરણી** કુમારી મિત્ર નામની એક બંગાળી યુવતીએ લંડનમાં મી. ડબલ્યુ સ્મીથ નામના અંગ્રેજ સાથે લગ્ન કર્યું. કેમડન ટાઉન બેપ્ટીસ્ટ ચર્ચમાં આ લગ્ન



કુ. કસુમબહેન પારેખ



કુ. ચંદુબહેન પારેખ

ભાવનગરના જાણીતા પારેખ કુટુંબની આ બે બહેનો કર્વે વિદ્યાપીઠની ગ્રેજ્યુએટ થઇ છે. હવે તેઓ કેલીફોર્નિયાની મીલ્સ કોલેજ તરફથી રૂા. ૧૦૦૦ ની અને ભાવનગર રાજ્ય તરફથી રૂા. ૪૦૦૦ ની શિષ્યવૃત્તિ મળતાં મોધીગોનોજી સાથે એમ. એ. થવા અમેરિકા ગયા છે.

એટલે કે સાડા છ લાખ રૂપિયાનું ખર્ચ થવા સંભવ છે

**નોર્વે**: સરકારના બધા હોદ્દાઓ સ્ત્રીઓ માટે ખુલ્લા હોવા જોઇએ એવી માગણી કરતું બીલ નોર્વેની રાજસભામાં પેશ થયું હતું. એ બીલ હવે મંજૂર થયું છે.

**પત્નીને ઝેર આપ્યું**. ન્યુઝીલેન્ડના એક પતિદેવે તેની પત્ની પ્રેમમાં મારીઓને કાતીલ ઝેર આપી મારી નાખી છે આ પતિદેવ બીજીવાર એને માટે સજા પામ્યા. એટલે એ ભાઇસાહેબ જેવીક મારીઓને હવે ફાંસીએજ લટકાવી દો એવી માંગણી એક સ્ત્રીએ સત્તાધિકારીઓને કરી છે. આવા પ્રકારની અરજ ન્યુઝીલેન્ડમાં તો પહેલીજ વાર થઇ.

**નાઝીઓની આદર્શ સ્ત્રી** · સ્ત્રીઓના સમાન હકાર માટે લડનારા, એ અધિકાર મેળવવામાં એક અરો સફળ થઇ પ્રગતિ પામેલા, દુનિયાના દેશોની સ્ત્રીઓને ચોંકાવી નાખનારા, જર્મ-નીના જીવનના આદર્શ છે સ્ત્રી એટલે ઘરરખુ ગૃહિણી અને માતા એ એનો આદર્શ માને છે સ્ત્રીનું સ્થાન તો ઘર જ એવો જર્મનીની નાઝી સરકારનો આદર્શ છે.

એ નાઝી આદર્શ અનુસાર, જર્મનીની સંપૂર્ણ સ્ત્રી તરીકે ઓળખાતી ફ્રો. ગર્ટુડ શોલ્ઝ કલીન્ક, હાલ લંડન ગઇ છે. આગલા પાના પર એની છબી છે. જર્મનીની રાષ્ટ્રીય સમાજવાદી સ્ત્રીવર્ગની તે આગેવાન છે. લંડનમાં સામાજીક કાર્યને લગતા વિષયની ચર્ચા કરવા માટે ભરાનારી આંતરરાષ્ટ્રીય કોંગ્રેસમાં તે જર્મ-નીના પ્રતિનિધિ તરીકે ગઇ છે.

નાઝીઓના જીવનના બધાય આદર્શોની ફ્રો મર્ટ્રુડ પ્રતીક સમી છે તે લાંબા વાળ રાખે છે. એક યોગ્ય ગૃહિણીની સાદા પોશાક પહેરે છે અને વળી ત્રણ બાળકોની તે માતા છે. સામાજીક કાર્ય માટેની પરિષદમાં જર્મનીના પ્રતિનિધિ તરીકે તે હાજર રહેલી હોવા છતાં ફ્રો ગર્ટ્રુડ તો સ્ત્રીઓનું બાળી રસોડું સંભાળનારી કરવાની હીલચાલની ચળવળની પ્રખર હીમાયતી છે તેની ઉમર ૪૦ વર્ષની છે

ફ્રા ગર્ટ્રુડની બીજી યોગ્યતાઓમાં આનો સમાવેશ થાય છે : કોઇ પણ પુરૂષ નાઝીના જેટલો જ મક્કમતા તેનામાં છે: પતલી આકૃતિ આત્મ-નિર્ણયની ભાવના અને પ્રગટ અવાજ; નાઝી પક્ષનો કાર્યક્રમ બીજી બધીય પ્રવૃત્તિઓ કરતાં, સ્ત્રીઓની મુક્તીઓની વીસમીસદીની ચળવળ કરતાં પણ અગત્યનો છે એવી તેની માન્યતા.

સામાજીક પરિષદમાં તેને અગત્યનું કાર્ય કરવું પડશે કારણ કે જર્મન પ્રતિનિધિઓ એકાગ્ર મક્ક-મતાથી નવા જર્મનીનાં સામાજીક કાર્યનું ચિત્ર આપવા પ્રયત્ન કરશે એવું સત્તાવાર જાહેર કરવામાં આવ્યું હતું

**ઓસ્ટ્રેલીયા** : ઇસ્તામ્બુલમાં મળેલી આંતર-રાષ્ટ્રીય મહિલા પરિષદમાં ઓસ્ટ્રેલીયાના પ્રતિનિધિ તરીકે આવેલા મીસીસ એમી વ્હીટન, એડેલેઇડ યુનીવર્સીટીમાં સામાજીક વિજ્ઞાનનાં ડીરેક્ટર નિમાયાં છે. દક્ષિણ ઓસ્ટ્રેલીયા રાજ્યની શતાબ્દીને અંતે યુનીવર્સીટીમાં આ નવો અભ્યાસક્રમ શરૂ કરવામાં આવ્યો છે.

**ક્યુબા** : ક્યુબાની કોંગ્રેસની ચુંટણી તાજે-તરમાં જ થઇ એમાં સ્ત્રીઓએ પહેલી જ વાર, તેમને મળેલા નવા મતાધિકારનો ઉપયોગ કર્યો. અને સાત સ્ત્રીઓ કોંગ્રેસમાં ચુંટાઇ આવી

**મીસર** : ' સ્ત્રીઓનો વિકાસ ' એ વિષય ઉપર ઇજીપ્તની સરકાર તરફથી; સાહિત્યનાં ઉત્તેજન માટે, નિબંધો લખાવવામાં આવ્યાં હતા. એ નિબં-ધની હરિફાઇમાં મેડમ સેઝા નાબારોવીને પ્રથમ ઇનામ મળ્યું છે.

ઇજીપ્શીયન ગોસાયટીના પ્રમુખ અને આંતર-રાષ્ટ્રીય સ્ત્રી મતાધિકાર સંઘની બોર્ડના સભ્ય મેડમ હોદા પર 'ચારોઇ પાશાને ખેતીવાડી અને ઔદ્યોગિક પ્રદર્શનમાં, તેમની દેખરેખ હેઠળ ચાલતી સંસ્થાઓમાં અને તેમની જાગીરમાં થતા પાક સંબંધમાં કેટલાય ચંદ્રકો, અને ડીપ્લોમાઓ મળ્યા છે.

**ચીનની મહિલાઓને મતાધિકાર** : વર્ષોની લગન પછી, ચીનની મહિલાઓને મતાધિકાર મળ્યા છે. નેગનલ સરકારે સ્ત્રીઓને એ અધિકાર આપતું ફરમાન કાઢ્યું છે. આમ ચીનની મહિ-લાઓ માટે નવા યુગના મંડાણ થયા છે.

કેટલાય સમયથી ચીનના રાજકારણમાં અને જાહેર જીવનમાં સ્ત્રીઓ સક્રિય ભાગ લેવા લાગી હતી છતાં તેમને મતાધિકાર ન હતો એની સામે સ્ત્રી મતાધિકારના હીમાયતીઓએ ઝુંબેશ

ઉઠાવી હતી અને સરકાર ઉપર ચોકબંધ અરજીઓ મોકલી હતી. એ અરજીઓને પરિણામે સરકારે આ પગલું લીધું છે.

નેશનલ એસેમ્બ્લીના પ્રતિનિધિઓની ચૂંટણી થોડા સમયમાં થનાર છે. એ આગામી ચૂંટણીમા ચીનના બધાય શહેરીઓ સ્ત્રી કે પુરૂષ, કોઇ પણ જાતના ભેદભાવ વિના સમાન મતાધિકારનો ઉપયોગ કરી શકશે એમ ફરમાનમાં જાહેર કરવામા આવેલુ છે. ચીનમાં લોકશાસનને ગતિ આપવા માટે અમલમા આવનારૂં નવુ લોકપ્રિય બંધારણ પસાર કરવા માટે આવતાં નવેમ્બર માસમા એસેમ્બલીની બેઠક મળનાર છે

ચીનમા સ્ત્રીઓની સમાચાર સંસ્થા પહેલી જ વાર, માત્ર સ્ત્રીઓ દ્વારા ચાલતી ચીનાઇ સમાચાર સસ્થા કેન્ટનમાં શરૂ થઇ છે એનુ બધુય સચાલન સ્ત્રીઓ કરે છે: એની માલકી પણ ખુદ સ્ત્રીઓની જ છે.

એની સ્થાપક છે મી ચુ ચીહ મી દક્ષીણ ચીનની કુમીંટગ-ચીનાઇ રાષ્ટ્રવાદી પક્ષ—ની તે આગેવાન કાર્યકર છે. એ સસ્થાની બધીય ખબરપત્રીઓ તરૂણ અને આકર્ષક છે, ચીનમાં વર્તમાનપત્રોના જણાવ્યા પ્રમાણે સમાચારો શોધવાની દ્રષ્ટિ તેઓમાં છે. અને એ ઉપરાંત તેમના પુરૂષ હરીફોને હંફાવે એવા નવા નવા 'સ્કુપ' પણ તે વારંવાર મેળવી લાવે છે.

ખબરપત્રી તરીકે સૌથી વધુ પ્રતિષ્ઠા પામેલા મીસ હુઆગ ચીન શીઆ છે. એની તોલે આવે એવો કોઇ ખબરપત્રી લેખાતો નથી

ઉંચા ઉંચા અધિકારી મંડળોમાં તેમજ સમારંભોમા તેને પ્રવેશ મળે છે. એકથી અનેકવાર બીજા કોઇને ન મળી હોય એવી ખબર તે મેળવી લાવે છે.

મીસ હુઆગને એક વાર ઘણો રોમાચક અનુભવ થયો હતો કુમીંગ્ટન પ્રાંતીય લશ્કરના વડા સેનાપતી જે વખતે જનરલ એન ચી ટાંગ હતા તે વખતે લશ્કરના વડા મથકની મુલાકાતે તે ગઇ હતી. કેટલાક દસ્તાવેજો તરફ તે ટીકી રહી હતી એ દરમ્યાન જનરલ ચેન ઓરડામા પ્રવેશતાં તેમણે જાસુસ તરીકે તરતજ તેને ગીરફતાર કરાવી

બીજા કેટલાક ઉંચા અમલદારોએ વચ્ચે પડીને તેને છોડાવી ત્યારેજ તે છુટવા પામી.

## મુસ્લીમ બાળાઓ માટે હાઇસ્કુલ



અંજુમને ઇસ્લામ ગર્લ્સ હાઇસ્કુલ મુંબઇમાં ખુલ્લી મૂકાઇ તે વેળાનું દ્રશ્ય
મીસીસ તૈયબજી, મીસીસ સોબાની અને શ્રીમતી સરોજિની નાયડુ



# નોંધ

**ગુજરાતી બહેનોની વાચન અને જ્ઞાનની ભૂખને યત્કિંચિત અંશે સંતોષતાં ચૌદમા વર્ષમાં**

'ગુણસુન્દરી'એ તેની જીવન-લીલાના તેર વર્ષો પૂરાં કરી, આ અંકથી ચૌદમા વર્ષમાં પ્રવેશ કર્યો છે. અત્યાર સુધી ગુજરાતી બહેનોની સંસ્કારિતાને વિકસાવવા માટે 'ગુણસુન્દરી'એ પોતાનાથી બનતા પ્રયાસો કર્યા છે. ભવિષ્યમાં પણ એ પ્રયાસો રાખવાની 'ગુણસુન્દરી'ની અભિલાષા છે. અભિલાષા પાર પાડવામાં અમારા લેખક ભાઇ બહેનોનો જે અમૂલો સહકાર અત્યાર સુધી અમને મળતો રહ્યો છે તે ભવિષ્યમાં પણ મળતો રહેશે એવી અમને ખાત્રી છે. તેમની અમૂલ્ય સહાય વિના અમારાથી કાંઇજ થઇ શક્યું ન હોત એનું અમને પૂરેપૂરું ભાન છે. એટલે તેમણે આપેલી નિઃસ્વાર્થ સહાય માટે અમે તેમનો અંતઃકરણ પૂર્વક આભાર માનીએ છીએ.

ગુજરાતી બહેનોને તેમનાં જીવનવિકાસમાં વધારે ને વધારે ઉપયોગી થઇ પડે એવા પ્રયાસ 'ગુણસુન્દરી' દ્વારા અમે સતત કરતા રહીએ છીએ. એ છતાં એમાં ઘણી ત્રુટીઓ રહી જાય છે એ અમારી જાણ બહારની વાત નથી એ પૈકીની કેટલીક ત્રુટીઓ તો સારા પ્રકારની આર્થિક સ્થિતિ હોયા વિના દૂર કરી શકાય એમ નથી. એટલે તે નિભાવી લીધા વિના અમારે માટે બીજો કોઇ ઉપાય નથી. 'ગુણ-સુન્દરી' નો ગ્રાહકવર્ગ અત્યારે છે તેના કરતાં ઘણો વિશાળ બને તો જ એમાંની કેટલીક ત્રુટી-ઓ તો દૂર કરી શકાય એમ છે. અમારો વાંચકવર્ગ એ દિશામાં અમને જેટલી વધુ સહાય કરશે તેટલી એ ત્રુટીઓ જલદી દૂર થવા પામશે

એ છતાં, અમારી અશક્તિને કારણે પણ કેટ-લીક ત્રુટીઓ રહી જવા પામતી હોય એ પણ શક્ય છે. એવી ત્રુટીઓ પ્રત્યે જો અમારું ધ્યાન ખેંચવામાં આવશે તો તે દૂર કરવાનો અમારાથી બનતો સર્વ પ્રયાસ અમે જરૂર કરીશું. એ ઉપરાંત 'ગુણસુન્દરી' ગુજરાતી બહેનોને વધુને વધુ ઉપ-યોગી થઇ પડે એવી કોઇ પણ પ્રકારની સૂચના પર પૂરતું લક્ષ આપવાની અમે ખાત્રી આપીએ છીએ.

**કોંગ્રેસ બંધારણની એક ત્રુટી**

મુંબઇમાં હિન્દી રાષ્ટ્રીય મહાસભાની કારોબારી સમિતિ અને મહાસમિતિની બેઠકો હાલમાં જ મળી ગઇ. એ દરમાયન કોંગ્રેસ કારોબારી સમિતિની નિમણૂક સંબંધમાં મહાસભાનાં બંધારણમાં જે ત્રુટિ રહી ગઇ છે તે તરફ ધ્યાન ખેંચાવા પામ્યું છે. મહાસભાનાં બંધારણમાં મહાસભાની કારોબારી સમિતિની પસંદગી કરવાની ફરજ રાષ્ટ્રપતિને શીરે નાખવામાં આવેલી છે. એ ફરજ અદા કરવા જતાં રાષ્ટ્રપતિ જવાહરલાલને હાથે સ્ત્રીઓને અજાણ્યે અન્યાય થઇ જવા પામ્યો છે અને કોંગ્રેસ કારોબારી આ લખાય છે ત્યાં સુધી તો મહાસભાવાદી સ્ત્રીઓની એક પણ પ્રતિનિધિ વિનાની રહેવા પામી છે. કારોબારીમાં એક પણ સ્ત્રી કેમ નહિ ? એ પ્રશ્ન પર ઠીક ઠીક ચર્ચા ચાલી છે. આ માસિકના વાચકવર્ગને તે સુવિદિત છે. મહાસભાની કારોબારીમાં હાલમાં, ચક્રવર્તી રાજ-ગોપાલાચારીઆર, અને શ્રી જયપ્રકાશ નારાયણ, એ બે સજ્જનોએ રાજીનામાં આપવાથી, બે બેઠકો ખાલી પડી છે. આ બે બેઠકો પૂરવા માટે પં. જવાહરલાલે કારોબારી સમિતિ તેમજ મહાસમિતિનો સાથ માગ્યો પણ રાષ્ટ્રપતિની એ જવાબદારીમાં હિસ્સો પડાવવાની તેમણે સાફ ના પાડી છે. હવે રાષ્ટ્રપતિ પોતેજ એ બંને નિમણૂંકો કરશે, અત્યારે જે વાતાવરણ જણાય છે તે ઉપરથી, આ બે જગાઓ પૈકીની એક સ્ત્રીને

મળશે એમ ચોક્કસ લાગે છે. રાષ્ટ્રપતિ જવાહરલાલને અત્યારે જે મુંઝવણ આ નિમણુંકો સંબંધમાં થવા પામી છે તે ઉપરથી, મહાસભાના બંધારણમાં કારોબારીની નીમણુંકને લગતી કલમ ખામી વાળી હોવાનું તેમના ધ્યાનમાં આવ્યું છે અને તેઓ આવતી મહાસભામાં, બંધારણની એ કલમ સંબંધમાં સુધારો રજુ કરે એવો સંભવ છે.

**ભાઈ પરમાનંદ-**

જાણીતા હિંદુનેતા ભાઈ પરમાનંદે તેમનાં 'હિંદુ' પત્રમાં એક લેખ લખીને, મહાસભાવાદી સ્ત્રીઓ ઉપર કેટલાક ગંભીર આક્ષેપો કર્યો છે એની સખેદ નોંધ લેવી પડે છે. એમના જેવા જવાબદાર નેતાએ કોઈ પણ પ્રકારના આક્ષેપાત્મક લખાણો કરતાં પહેલાં પૂરતો વિચાર કરવો જોઈએ પણ ધર્મઝનૂનમાં તેઓ સારાસારનો વિવેક પણ ભૂલ્યા હોય એમ જણાય છે અને હવે તેઓ એ આક્ષેપો સાચાં હિંદની મહાસભાવાદી સ્ત્રીઓ સામે નથી પણ અમુક અમુક વર્ગની સ્ત્રીઓ સામે છે એવો બચાવ કરે છે ! એ તેમને જરાય છાજતું નથી. લાહોર, લખનૌ વગેરે સ્થળોની સ્ત્રીઓએ તેમને એ આક્ષેપો ખેંચી લેવા વિનતિ કરી છે અને એની સામે વિરોધ જાહેર કર્યો છે તે વાજબીજ કર્યું છે. રાષ્ટ્રપતિ જવાહરલાલે તેમજ પંજાબના જાણીતા નેતા ડૉ. સત્યપાલે પણ આ આક્ષેપો ખોટા અને ગંભીર હોવાનું નિવેદન કર્યું છે; એજ ભાઈ પરમાનંદનો બચાવ લૂલો હોવાનું સાબીત કરે છે. તેમણે કહ્યું છે તેમ સ્વતંત્રતાની લડતનો પોતાના સ્વાર્થ ખાતર લાભ લેનારી અમુક સ્ત્રીઓ માટેજ તેમના આક્ષેપો થયા હોવાનો ધ્વનિ તેમના લેખમાંથી નિકળતો હોય તો પં. જવાહરલાલ અને ડૉ. સત્યપાલ જેવા મગજની સમતુલા ધરાવનારા નેતાઓ કદિ પોતાનો વિરોધ જાહેર કરે નહિ એટલે એ આક્ષેપો સામે વિરોધ દર્શાવી, એ ખેંચી લેવાની ભાઈ પરમાનંદને ફરજ પાડવી જ જોઈએ.

**આગામી ચુંટણીની લડત**

નવાં બંધારણ હેઠળ, પ્રાંતિક ધારાસભાઓની જે ચુંટણી હવે પછી થનાર છે, એ ચુંટણીની લડત પ્રજા પર, તેની ઇચ્છા વિરુદ્ધ લાદવામાં આવેલાં નવાં બંધારણને ફગાવી દેવા લડી લેવાનો મહાસભાએ નિર્ણય કર્યો છે. મહાસભાની કારોબારી સમિતિએ ચુંટણીને અંગેની લડતનો જે મેનીફેસ્ટો યાને જાહેરાત પ્રકટ કરી છે તે એક ઐતિહાસિક દસ્તાવેજ સમો છે અને મહાસભાના એકેએક પક્ષની એને સંમતિ મળી છે એજ બતાવી આપે છે કે, મહાસભાને આ લડતમાં પ્રજાનો સંપૂર્ણ સાથ છે. મહાસભામાં ફાટફૂટ છે ચુંટણીની ઝુંબેશને અંગે મહાસભાની એકતામાં ભંગાણ પડવાનું છે, એવી અફવાઓનો જાણે એ જાહેરાતે સ્પષ્ટ જવાબ આપી દીધો છે અને વિરોધીઓ પણ એથી વિમાસણમાં પડયા છે. મહાસભા તરફથી એક એક મોરચા તરફ હવે યુદ્ધનાં મંડાણ થશે. આગામી ચુંટણી માટે ઉમેદવારોની પસંદગી કરતાં પહેલાં તેઓ પાસે અરજીઓ માંગવામાં આવશે. આવા ઉમેદવારોની પસંદગી કરનાર પાર્લામેન્ટરી કમીટીને અમે એક નમ્ર અરજ કરીશું. ઉમેદવારોની પસંદગી તમે એવી રીતે કરજો કે જેથી, સામાજીક સુધારણાના સ્ત્રીઓનાં કાર્યને વેગ મળે. મહાસભામાં સ્ત્રીઓની સમાનતાનો સ્વીકાર કરવામાં આવેલો છે. પ્રાંતિક ધારાસભાઓમાં અને દીલ્હીની એસેમ્બ્લીમાં એવા ઘણાંય ખીલો આવશે કે જેથી આ સમાનતાનો સ્પષ્ટ રીતે અંત થાય. એવા ઓહિત વિરોધી ઠરાવોનો સામનો કરવામાં મહાસભાના ઉમેદવારો તરફથી સહાય મળે એમ જરૂર હિન્દી મહિલાઓ ઇચ્છે. એટલે આગામી ચુંટણી માટે ઉમેદવારો પસંદ કરતી વેળાએ હિન્દી સ્ત્રીઓના હિતની વિરૂદ્ધ હોય એવા ઉમેદવારોની પસંદગી ન થઇ જાય એની કાળજી રાખવામાં આવે એવી ઇચ્છા સ્વાભાવિક રીતે વ્યક્ત કરવી પડે છે.

હિન્દી સ્ત્રીઓ કેવા ઉમેદવારોને પસંદ કરશે, તે અખિલ ભારતીય મહિલા પરિષદ તરફથી પ્રકટ થએલા ઉમેદવારો જોગ મેનીફેસ્ટોમાં જણાવવામાં આવ્યું છે. આ મેનીફેસ્ટો 'રૂસવેલી' વિભાગમાં પ્રકટ કરવામાં આવેલ છે. તે તરફ અમે સૌનું ધ્યાન ખેંચીએ છીએ.

**વડી ધારાસભા સમક્ષના ખીલો**

વડીધારાસભાની તા. ૩૧ મી ઓગસ્ટથી શરૂ થનારી બેઠક સમક્ષ ચાર અગત્યના સામાજિક ખીલો આવનાર છે. એ ખીલોને અનુમોદન આપવા માટે હિંદભરમાં સ્ત્રી-

કળા કરતો મોર
પીછાં વાળી ઢેલ
મોતી ચરંતાં
કરે મીઠી ગેલ

નાચે કૂદે, નાચે કૂદે, મારો મોર,
નાચે કૂદે, નાચે કૂદે, મારી ઢેલ.

મધૂરો મોર કરે કલશોર
ઢળકતી ઢેલ કરે મીઠી ગેલ
નાચે કૂદે, નાચે કૂદે, મારો મોર,
નાચે કૂદે, નાચે કૂદે, મારી ઢેલ.

કે. આઈ. લાલાણી

# ચલાક રાજા

ચંદ્રનગર કરીને એક શહેર હતું. તેમાં ચંદ્રસિંહ રાજા રાજ્ય કરતો. રાજા બહુ જ ભલો અને ન્યાયી હતો અને રૈયતની ફરીયાદ પોતે જાતે જ સાંભળતો.

એક દિવસ એવું બન્યું, કે રાજા ઝરૂખામાં બેસીને દાતણ કરતો હતો ત્યાં નીચેથી એક નોકરે આવીને ખબર આપ્યા "એક રૂના વેપારી આવ્યા છે અને આપની પાસે અરજ કરવા આવવું છે તો આવવાની રજા માગે છે." રાજાએ તેને જલદી અંદર બોલાવવાનો હુકમ કર્યો.

વેપારી અંદર આવ્યો અને સલામ કરી ઊભો રહ્યો. રાજાએ પૂછયું "તમારે શું કહેવું છે ?" એટલે વેપારી બોલ્યો, "સાહેબ મારે ત્યાંથી રૂની પંદર ગાંસડીઓ ચોરાઇ ગઇ છે અને મને વ્હેમ આવવાથી મેં ત્રણ માણસોને પકડયા છે પણ તે કબુલ નથી કરતા એટલે આપની પાસે લઇ આવ્યો છું." રાજાએ કહ્યું, "બોલાવો એ ત્રણે જણને મારી પાસે." આથી ત્રણે જણાને રાજાની પાસે લઇ જવામાં આવ્યા. ત્રણે જણાને મોટી દાઢી ઉગેલી હતી. પહેલાં તો રાજાએ તેમને કબુલ કરવા કીધું. પણ કોઇએ કબુલ ન કર્યું અને કહ્યું "અમને નિર્દોષને પકડવામાં આવ્યા છે."

હવે રાજાએ વિચાર્યું કે એમ ને એમ તો આ લોકો માનશે નહિ માટે કાંઇક યુક્તિ કરવી પડશે,

થોડો વખત રહીને રાજા બોલ્યા "હવે મને ખબર પડશે કે ખરો ચોર કોણ છે કારણ કે જેણે ચોરી કરી હશે તેની દાઢી ઉપર રૂ ચોટયું હશે" જે ખરો ચોર હતો તેને એમ થયું કે મારી સામું કોઈ જોતું નથી ત્યાં દાઢી ઉપરથી રૂ લઇ લઉં. પણ જેવો તેનો હાથ દાઢી ઉપર ગયો તેવો જ રાજાએ તેને પકડયો અને કહ્યું, "તારી દાઢી ઉપર કાંઇ રૂ ચોટયું નથી પણ મારે ખરા ચોરને પકડવો હતો એટલે એ યુક્તિ કરી હતી." એમ કહીને રાજાએ બીજા બે જણાને છોડી દીધા અને જે ખરો ચોર હતો તેને જેલમાં પુરી દીધો.

મીસ ડી. ઝાલા.

---

# ચકલીવાળો

## (૧)

" કોયલની બોલી બોલ, "

" નહિ પહેલાં પોપટની બોલી. "

" અરે નાના બુલબુલની. "

છોકરાંઓનું એક ટોળું ચકલીવાળાને ઘેરીને ઉભું હતું. તેનું નામ કોઇ જાણતું નહોતું બધાજ તેને ચકલીવાળો કહીને બોલાવતા. જે રસ્તા ઉપર તે પસાર થતો હોય, તે રસ્તા ઉપર રમતાં છોકરાં તેને જુએ કે તરતજ—" ચકલીવાળો; એય ચકલીવાળો; જો એ પેલો આવે " એમનો ઘોંઘાટ વધી પડતો. તેની આસપાસ એ બધાં વીંટળાઇ વળતાં, આખરે ચકલીવાળો હસી પડતો, અને બાળકો પણ તેની સાથે ખડખડાટ હસી પડતાં.

' ચકલીવાળા 'ને કોઇએ કદી ચકલીઓ વેચતાં જોયો નહોતો, માત્ર તે તો જુદી જુદી જાતનાં પક્ષીઓની બોલી ઘણી જ ખુબીથી બોલી શકતો હતો. તેથી બધા તેને " ચકલીવાળો " કહેતા. કોઇ વૃદ્ધ કહેતું, " હું મારી જુવાનીમાંથી, " કોઇ સ્ત્રી બોલતી, " હું મારાં લગ્ન થયાં અને આ ગામમાં આવી ત્યારથી આ ચકલીવાળાને આવી ને આવી સ્થિતિમાં જોઉં છું. " ચકલીવાળો તરેહ તરેહની બોલી બોલીને આનંદ બહેલાવતો. બધાં જ તેની બોલી ઉપર મુગ્ધ બની જતાં.

(૨)

નન્દુભાઇની નકામી જમીન ઉપર, એક જૂના પુરાણા પીપળાના ઝાડની નીચે તેણે પોતાની નાની ઝૂંપડી બાંધી હતી. તે ત્યાં રહેતો હતો. કોઇ કોઇ વાર તેની ઝૂંપડીની સામે ગુલાબ, ચમેલી ખીલી રહેતાં. તેને જોઇને તે રાજી રાજી થઇ જતો. ત્યાં કેટલાંય પંખીઓ તે પીપળા ઉપર માળો બાંધી વિસામો લેતાં હતાં.

× × ×

(૩)

પણ હવે એ ઝૂંપડી તેની રહી નહોતી. નંદુભાઇને એ જમીનમાં કાંઇક લાભ દેખાયો. તેમણે ઝૂંપડી ખુંચવી લીધી, અને પેલા ચકલીવાળાને બહાર ધકેલી મૂકયો તેથી તેનો પુત્ર શુશીલ મનમાં ને મનમા ઘણો જ ખિજાતો. પણ પોતાના બાપુજીની બીકે તે કાંઇ પણ કરી શકયો નહોતો.

ફરતો ફરતો એક દિવસ ચકલીવાળો પોતાની જૂની પુરાણી ઝૂંપડી આગળ આવીને ઊભો રહ્યો. તે ચુપચાપ ઝૂંપડી તરફ એકીટશે જોઇ રહ્યો હતો. શુશીલે આવીને કહ્યુ, ' એકાદ પંખીની બોલી તો ભલા સંભળાવ. "

ચકલીવાળો એક નજર શુશીલ તરફ અને બીજી પોતાની વહાલી ઝૂંપડી તરફ નાખીને ચાલવા માંડયો.

તે દિવસ પછી ચકલીવાળો કોઇની નજરે ચડયો નહોતો

કેટલાક દિવસ પછી એક વખત વહેલી સવારમા, એ ઝૂંપડી આગળ એક માણસ ફાટી આંખે પડયો હતો. રસ્તે જતા આવતાં માણસોમાંથી કોઇ કહેતુ " પેલો ચકલીવાળો. બિચારો મરી ગયો "

દુનિયા પરથી એક માણસ ઓછો થયો ! એનું દુ:ખ કોઇનેય નહોતું.*

દેવેન્દ્ર ઠાકર

---

## ' જગતનો પિતા '

દીવાળીની રજાઓ હતી. નાનુ દાદાને ગામડે ગયો હતો. ગગન સાથે વાતો કરતો પર્વત એ ગામની રક્ષા કરે, અને ફર ફરના સંદેશા લાવતી હસતી નદી પાણી પાય. આજુમાજુનાં લીલાછમ ખેતરો એને શણગારે. આવા ગામડામાં રહેવાનું કોને ન ગમે ?

બપોરનો વખત અને સાધારણ ગરમ દિવસ. નાનુભાઇને તો બરફવાળું પાણી પીવાની ઇચ્છા થઇ. ભાઇ દાદાને પૂછે, ' દાદાજી, અહિં બરફ મળે, કે ? ' દાદાએ કહ્યું

* " હિન્દી ઉપરથી "

'ના બેટા.' નાનુભાઈ જરા ચિડાયા અને બોલ્યા, 'ગામડામાં તે શેં દિ જાય! ન મળે બરફ, કે ન મળે હોટલનાં ગરમાગરમ ભજીયાં, અરે, રાત્રે નાટક, સીનેમા, પણ નહિ. છટ્'

દાદાએ ઠંડે પેટે જવાબ આપ્યો, 'ભાઈ, તારા શહેરના બનાવટી બરફ કરતાં અમારી ગામડાની છાશ કંઈ જાય એમ છે? એક જ વાડકી પીયે, ત્યાં તો ઠંડુગાર પડી જવાય. ગમે તેવાં ગંધાતા તેલનાં ભજીયાં ક્યાં અને ક્યાં અમારા ચોક્ખા ઘાણીચણા? સવારમા ઉગતો સોનાપાળી શો સૂરજદાદો, તેને ગીતની અંજલિ દેતાં પક્ષીઓ, રાતે પેલો રૂપાદડા શો ચાંદો સાગરના હૃદયમાં નાચતો અને કૂદતો, તમારા નાટકોમાં યે નથી અને સીનેમામાં યે નથી.' વાતોમાં સાંજ પડી. દાદા કહે 'નાનુ ચાલ જરા બહાર જઈ ઠંડા પડીએ.' દાદા નાનુને લઈ ગામની પાદર તરફ ફરવા ગયા.

રસ્તામાં ફાટયાં તુટયાં કપડાંમાં નાનુએ કેટલાક માણસો જોયા. તે શરીરે ઘણા મજબુત દેખાતા. તેમનો રંગ કાળો છતાં ઘણો આકર્ષક હતો. કેટલાક માથે લીલાછમ ઘાસનો ભારો ઉંચકી ચાલતા, તો કેટલાક પોતાનાં ગાડાં હાંકતા હાંકતા જતા હતા. તેમાંનો એક પોતાનો ભારો નીચે મૂકી વિસામો ખાતો હતો. તેણે નાનુને જોઈ કહ્યું, 'અલ્યા જવાન મને આ ભારો ન ચડાવે?' નાનુએ તો દાદાને સાફ ના કહી દીધી, 'મારાથી આ નહિ બને. હું તો એને અડું જ નહિ, એનો રંગ અને મેલાં કપડાં જોઈ મને તો સુગ આવે છે.' પેલા માણસે દાદાની સહેજ મદદથી ભારો વારી લીધો.

દાદા અને નાનુ ફરી ઘેર આવ્યા. વાળુ કરવાનો વખત થયો. દાદાએ ઘરમાં ફરમાવ્યું, 'આજે નાનુને ખાવાનું પીરસવાનું નથી." નાનુએ આ સાંભળ્યું અને દાદાને તરત જ પૂછયું, 'કેમ, દાદા મારે આજે ઉપવાસ કરવાનો છે?' દાદાએ કહ્યું 'હા. કારણ કે, જેનાથી તને સુગ ચડે છે, તેણે જ આ અનાજ પકવ્યું છે, તો,
" એક મેસ..ખવાય?' નાનુએ કહ્યું, કે, 'એ આપણને અનાજ ક્યાં આપી જાય
બોલ્યો, પણ હવે તો ગપેડાની બાલટ્ન...લાવીએ છીએ.' દાદાએ પૂછ્યું, 'બંદરમાં

" ભાઈ મારા પેટમાં આગ લાગી છે, પછી હું ક્યાંથી, કેવા શાએ ચાડુ ગમ્યું અને બોલ્યો,
બાની પાસેથી કાંઈક માંગી લાવ. ચાલ, ભાઈ ચાલ." એમ કહીને ચકલો
જતો હતો, ત્યાં તો છોકરાંઓએ એનો જવાનો માર્ગ ઘેરી લીધો. એક છો કરી અને
"જો તું ભૂતની આકૃતિ બતાવીશ તો જ જવા દઈશું." ાં કપડાં

ચકલીવાળાએ પોતાના હાથ વડે બન્ને આંખોની પાંપણ ઉલટાવી કાઢ્યું બધાં છે.'
જેવા સફેદ વાળ વડે તેણે પોતાનું મોઢું ઢાંકી દીધું. અને દાંત કાઢીને એક મહાભયાનક
આકૃતિ બનાવીને બોલ્યો,—"હો—ઉ...."

છોકરાં ડરી પડયાં. અને પછીવાડામાં મકાનની બારીઓમાંથી ધીમા ડૂંકાયા.

# એણે શું મેળવ્યું ?

ભોળો ખરેખર ભોળો જ હતો. ભૂલાપુર ગામનો એ તો ગામડિયો. તે અભણ હતો. મુશ્કેલીએ માંડ પોતાનું નામ લખી શકતો. તેના ગુજરાન માટે ખેતરોની ઉપજ પૂરતી હતી સ્નેહાળ પત્ની અને જતે દહાડે પોતાને મદદ આપે એવો એક પુત્ર હતો. આંખ ઠારે એવી એક પુત્રી પણ હતી સર્વ રીતે તેનું કુટુંબ સુખી હતું.

ગામમાં સમાચાર આવ્યા કે મુંબઇમાં મોટી કોંગ્રેસ ભરાવાની છે. રાષ્ટ્ર-નેતાઓએ કહ્યું, કે કંઇક કંઇક નવું જોવાને મળશેજ. કોંગ્રેસને સહકાર આપવો એ દરેક હિંદીની ફરજ છે એવાં એવાં ભાષણો સાંભળી ભોળાભાઈનું સ્વદેશાભિમાન જાગૃત થયું. કોંગ્રેસમાં હાજરી આપી આપણું કર્તવ્ય પણ સચવાશે ને મુંબઈ જેવું મોટું શહેર પણ જોવાશે એ વિચારે તે મુંબઈ આવવા ઉશ્કેરાયો.

એક શુભ મુહૂર્તે તેણે મુંબઈની યાત્રા શરૂ કરી. મુંબઇના સેન્ટ્રલ સ્ટેશને દમામમાં ઉતર્યો. સેન્ટ્રલ જેવું જંગી સ્ટેશન આ પહેલાં જીંદગીમાં જોયું ન હતું. વિકટોરીઆમાં બેસી મિત્રને ત્યાં આવ્યો.

મિત્ર સાથે જમી પરવારી શહેર જોવા નીકળ્યો. મોટા, સુંદર, સાફ ને પહોળા રસ્તાઓ, ગગનચુંબી ઉંચાં ભવ્ય મકાનો, મોટર, બસ ને ટ્રામની ઝડપ, બજારમાં મનુષ્યમેદની જોઇ ભાઈ તો હેબતાઈજ ગયા. રાત્રીની રોશની અને સિનેમાગૃહોના ઝળકાટે તેને આંજી દીધો. રેડીઓ અને ગ્રામોફોનના સંગીતના સૂર સાંભળ્યા, અને ટેલીફોન ઉપરની વાતચીતની કળાએ તો હદજ કરી. મુંબાપુરી પૂર્ણ અંબાપુરી કે સ્વર્ગપુરી ભાઈને ભાસી. અને તરતજ ગામડિયું શુષ્કજીવન તેને જીવનમાં ખૂંચવા લાગ્યું. તેને એમજ લાગ્યું કે " મેં ગામડામાં રહીને મારી જીવનની અનોખી લહેજત ખોઈ દીધી. " એમાં વળી કોંગ્રેસમંડળ, ત્યાંનો કાર્યક્રમ વગેરે જોઇ તેણે મુંબઈજ રહેવા નિશ્ચય કર્યો.

પોતે પોતાને વતન પાછો ફર્યો કે તુરતજ તેણે પોતાના હિસાબ વગેરે આટોપી લીધા. ખેતર વેચી દીધું, ઢોરઢાંકર મિત્રોને ત્યાં મૂકી દીધાં, ઘર ભાડે આપી દીધું અને પોતે સહકુટુંબ મુંબઈ પધાર્યા. નાની શી એવી ઓરડી ભાડે રાખી પોતાનું શહેરી જીવન શરૂ કર્યું. મિત્રની મદદથી એક મીલમાં શાળ ઉપરનું કામ સંભાળેવા મળ્યું. આવી રીતે સ્વતંત્ર જીવન પડતું મૂકી પરતંત્ર જીવન સ્વીકારી લીધું.

થોડા દિવસ તો પાસેના પૈસાથી ખૂબ મોજ કરી નવાં કપડાં કરાવ્યાં, નવાં વાસણ આણ્યાં. પત્ની અભણ તો હતી, પણ તેને આ રૂચ્યું નહિ. તેને ભાવી દુઃખમય લાગ્યું. ભોળાને સમજાવ્યો પણ બધું નિષ્ફળ.

માથે દેવાના ડુંગર ખડકાયા શહેરી જીવન ગાળવાનો એનો નશો ઉતરી ગયો. સુખેથી રોટલા ખાનારું કુટુંબ ધીમે ધીમે અપવાસી થયું. મીલનાં સંચામાં કામ કરવાથી તેનુ તંદુરસ્ત શરીર સુકાઈ નિર્બળ બની ગયું બાળકો દુઃખથી ને રોગથી ત્રાસી ગયાં અને તેને પોતાને પણ ક્ષય લાગુ પડયો, પત્ની પણ શોકમાં માંદી પડી, અને એ રોકાતુર, માંદા, દુઃખી કુટુંબને વધુ એ શહેરી જીવનમાં ન કચડવા દેવાના ઉદાર વિચારે મૃત્યુદેવે તેમના જીવનની દોરી ટુંકી કરી એક પછી એક એમ ઉંચકી લીધા.

નિર્દોષ, ભોળા, સાદા, ગામડિયા જીવનના બદલામાં ભોળાએ પોતાની સ્નેહાળ પત્ની, બાળબચ્ચાં, ગૃહ અને ખેતર એ બધું ગુમાવ્યું અને ફકત રહ્યું કારમું મૃત્યુ.

શહેરી જીવનમાં ભોળાએ પરતંત્રતા, કુટુંબની ખુવારી ને છેવટ મૃત્યુ મેળવ્યું !

વિદ્યાદેવી રસ્તોગી.

— ◦ —

# ગુણસુંદરી અને સ્ત્રીહિતોપદેશ

| પુસ્તક ૨૭મું | ઑક્ટોબર ૧૯૩૬ | અંક ૨ જો |
|---|---|---|


## ગુજરાતની લીલા

( ધોળ માતા જશોદા ઝૂલાવે પુત્ર પારણે )

એ ટાણે ગુજરાતે રહેવું કેવું છે રુડું !
જ્યારે નવરાત્રીમા ગરબા રોજ ગવાય,
જ્યારે ગુર્જર સુંદરીના પગીઅગો ડોલતા
સ્વર્ગ ઉતારી દે ઠમકે તાળીમાં ત્યાય !
એ ટાણે ગુજરાતે રહેવું કેવું છે રુડું ! ૧

વર્ષા ઉતરે ને જ્યા આવે શરદ સુહામણી,
ભરભર છલકે સરવર ને સરિતાનાં નીર,
છલકી રહી ત્યાં નવઉલ્લાસે ને નવનૂરમાં
રસરમણે ઝીલતા ગુર્જરીઉર થાય અધીર !
એ ટાણે ગુજરાતે રહેવું કેવું છે રુડું ! ૨

આગણુ આગણુ રમઝટ જામી રહે ગરબાતણી,
નક્ષત્રોશી કુદડી ફરતી સહિયર સર્વ,
સુંદર સોહાગે ભવશોભન ગુર્જર સુદરી
ગુલપગલે ગરબા લેતી ગજવે રસપર્વ !
એ ટાણે ગુજરાતે રહેવુ કેવુ છે રુડું ! ૩

વૃક્ષે, વિટપે, કુંજનિકુંજે, વનમાં, ખેતરે,
લોચનભરતી લૂમેઝૂમે લીલા લાખ;
પાક્યાં જ્યાં સોનેરી તૂલ બધે ઝૂલી રહે,
એવી લીલાભર ગુર્જરી ઠારે સહુ આંખ!
એ ટાણે ગુજરાતે રહેવું કેવું છે રુડું! ૪

લક્ષ્મીનાં પગલાં નવધાન્યે નવકુસુમે પડે,
છલછલ છલકી રહે કુદરત કેરી રસછાબ,
કાવ્યે ગીતે નૃત્યે સરસ્વતી આરાધતી
ગરબે ઘૂમતી ગુર્જરી વેરે કંઠગુલાબ!
એ ટાણે ગુજરાતે રહેવું કેવું છે રુડું! ૫

ખીલે પચરંગી ગુલબાસ અને બાપોરિયા,
શોભે કાસતણી માંજર નવધવલે રંગ;
હીંચે સરવરમા રાતાં કમળો ને પોયણાં,
ગાજે ગુર્જરીના ત્યાં ગરબા કલાપ્રસંગ!
એ ટાણે ગુજરાતે રહેવું કેવું છે રુડું! ૬

માણેકઠારી પૂનમે દૂધપૌંઆ ને ચાંદની,
દશરાને કુંકુમ દેવીના આશીર્વાદ,
મંગલ પર્વે પર્વે ઉતરે શા રસપૂજને
મોંઘા ગુર્જર સુંદરીના સૌંદર્યપ્રસાદ!
એ ટાણે ગુજરાતે રહેવું કેવું છે રુડું! ૭

ધરતીનો સોહાગ સુભગ ભારતનો બાગ આ,
નંદનવનનું આંગણુ, પરીઓની રસકુંજ!
ગુર્જર સુંદરીની જ્યાં ઊઠે ચોગમ ચાંદની,
વરસે દેવોના ય અઢલ ત્યાં ફૂલનપુંજ!
એ ટાણે ગુજરાતે રહેવું કેવું છે રુડું! ૮

અરદેશર ફ. ખબરદાર

# લગ્નની વય

લેખક :
શ્રી. 'રસનિધિ'

દંપતીની વય કેટલી છે, તેમજ બન્નેની વય વચ્ચે કેટલો તફાવત છે એ બાબતની પ્રથમ તજવીજ કર્યા પછી લગ્ન કરવાં જોઇએ; કેમકે માત્ર દંપતીનાં આરોગ્ય અને ભાવિ સુખને જ નહિ પરંતુ તેમનાં સંયોગથી ઉત્પન્ન થતાં સંતાનોને તેમની વયની અસમાનતા કે અપરિપક્વતાની અસર થાય છે. વિવાહિત યુગલની વય કેટલી હોવી જોઇએ, બન્નેની વય વચ્ચે કેટલો તફાવત રાખવો જોઇએ તે વિષે ઘણા વિવાદ સનાતન કાળથી ચાલ્યા કરે છે. કેટલાક બાળલગ્નમાં માને છે, તો કેટલાક વરથી કન્યાની ઉંમર નાની હોવી જોઇએ એમ જણાવે છે. તો કોઇ વર અને કન્યા સમાન વયનાં હોવા જોઇએ એમ પણ કહે છે. કેટલાક દેશમાં અને જાતિમાં વર કરતાં કન્યાની ઉંમર મોટી હોવાનો પણ રિવાજ છે. પ્રત્યેક પક્ષ પોતાના મતના સમર્થનમાં વિવિધ પ્રકારની દલીલો રજુ કરે છે.

વય મર્યાદા બે દૃષ્ટિબિન્દુથી વિચારી શકાય તેમ છે. ( ૧ ) સ્ત્રી અને પુરુષની લગ્નને યોગ્ય ઉંમર કઇ ગણાય. ( ૨ ) વર અને વધૂની વચ્ચે કેટલું અંતર હોવું જોઇએ.

કેટલી ઉંમરે લગ્ન થવા યોગ્ય છે એ પ્રશ્ન પ્રથમ વિચારીએ.

પ્રાચીન સમયમાં આર્યોએ જીવનનું સરેરાશ આયુષ્ય સો વર્ષનું કલ્પી તેને ચાર વિભાગમાં વહેંચી નાખ્યું હતું. તેમાં પ્રથમ પચ્ચીસ વર્ષ બ્રહ્મચર્યાશ્રમ, પચ્ચીસથી પચાસ વર્ષ ગૃહસ્થાશ્રમ, પચાસથી પંચોતેર વર્ષ વાનપ્રસ્થ અને ત્રિજો માટે સંન્યસ્તાશ્રમ. જીવનના આ વિભાગો જોતાં પુરુષનું લગ્નને યોગ્ય વય પૂર્વે પચ્ચીસ વર્ષનું નક્કી કર્યું હશે. વેદના વારામાં, ત્યારબાદ પુરાણ કાળમાં અને તે પછી પણ છેક ઇસ્વીસનની શરૂઆત સુધી પુખ્ત વયે લગ્નો થતાં. વયને લઇને વિવેકબુદ્ધિ પરિપક્વ થતી. સારાસાર સમજી બુદ્ધિબળ અને શરીરબળની પરીક્ષા લઇ, જીવન સહચરની, માત્ર મોહને કે દેખાવને વશ થઇને નહિ પરંતુ ભવિષ્યની જવાબદારીની સમજપૂર્વક દંપતી એક બીજાની પસંદગી કરતાં. આવી આદર્શ તેમ જ દંપતી અને ભાવિ પ્રજાની શારીરિક, માનસિક અને બૌદ્ધિક વિકાસ સાધનારી લગ્નની મર્યાદા ઘટી અને ઇ. સ. ૬૦૦ થી ૧૦૦૦ સુધીમાં બાળલગ્નો વધારે પ્રમાણમાં પ્રચલિત થયાં. આમ થવાનું ખરું કારણ શું હશે તે સ્પષ્ટ રીતે સમજાતું નથી. પરદેશીઓની હિંદુસ્થાન ઉપરની ચઢાઇઓને અને મોગલ બાદશાહો અને તેમના ઉમરાવો હિંદુઓની કન્યાઓની લગ્ન માટે માગણી કરતાં તેને કેટલાક કારણભૂત માને છે. પરંતુ ઇ. સ. ૧૦૩૦ માં પણ બાળલગ્નો થતાં હતાં એ જોતાં ઉપરનું કારણ વાસ્તવિક લાગતું નથી. બીજું કારણ એ જણાવાય છે કે બૌદ્ધ ધર્મનું એ અરસામાં પૂર જોર હતું અને અનેક પુખ્ત ઉંમરની અપરિણિત યુવતીઓ બૌદ્ધ ધર્મની અસરથી સાધ્વીઓ બનતી. તેમ થતું અટકાવવા માટે બાળલગ્નો અસ્તિત્વમાં આવ્યાં હોય તો તે પણ સંભવિત છે અને તે કારણથી જ પણ એક વખત નવની ઉંમરમાં કન્યાઓના લગ્ન કરવાની જરૂરીઆત જણાયા પછી હિંદુ

ધર્મનું જે રીતે ઘડતર થયું છે તે જોતાં સામાજીક જરૂરીઆતને ધર્મનું સ્વરૂપ આપી તેને અનુસરતા કેટલાક ફેરફારો ક્ષેપક તરીકે સ્મૃતિઓ વિગેરેમા પાછળથી જ ઉમેરાયા હોવા જોઇએ. કેમકે મહાભારત જે અર્ધ ઐતિહાસિક ગ્રંથ ગણાય છે તેમાં બાળલગ્નોનો એક પણ દાખલો મળતો નથી. તેથી ઉલટું રૂક્મણી, સુભદ્રા, દ્રૌપદી અને ઉત્તરાનાં લગ્નો ઘણી મોટી ઉમરે થયાં છે. જો મોટી ઉમરે લગ્ન કરવા અધર્મ હોય તો તે બધા ય પ્રખ્યાત પુરૂષો અધર્મ આચરે તે માનવા સરખું નથી. એ વિચારતાં બાળલગ્નો ધાર્મિક કારણે નહિ પણ સમય સંયોગને અનુસરીને શરૂ થયાં જણાય છે.

ગમે તે કારણથી બાળલગ્નનો જન્મ થયો હોય, પરંતુ તે સ્થિતિ સંયોગો દૂર થયાં છતાં પણ, ધર્મશાસ્ત્રનું યથાર્થ જ્ઞાન ભૂલાઇ, અંધશ્રદ્ધાએ તેને વળગી રહેવાથી, બાળલગ્નો વધતાં ચાલ્યાં અને અમુક ઉમરથી મોટી ઉમરે લગ્ન કરવાં તે ધર્મશાસ્ત્ર વિરૂદ્ધ, નર્કમાં લઇ જનાર ભયંકર પાપ મનાયું. તેને પોષતાં બીજાં કારણો પણ છે. સામાન્યતઃ જે જ્ઞાતિમાં કન્યાની અછત હોય તે જ્ઞાતિમાં બાળલગ્નો વિશેષ પ્રમાણમાં થાય છે. કારણ કે મોટી ઉમરે પોતાના છોકરાને કોઇપણ કારણથી કન્યા મળે કે ન મળે એવા ભવિષ્યના વિચારે માબાપ તેને પહેલેથી તકે પરણાવી દે છે. શ્રીમંતો પોતાના પુત્રના બાલ્યાવસ્થામાં લગ્ન કરે છે, તેનું કારણ એ છે કે લક્ષ્મી અને જીવન બન્ને ચંચળ છે એટલે જ્યાં સુધી તે હોય ત્યાં સુધીમાં તેનો ઉપયોગ કરી લઇ, પુત્રના લગ્ન કરવાનો અમૂલ્ય લ્હાવો માણી, તેમાં મોટા વરા, બેન્ડ, આતશબાજી વિગેરે સાધનો દ્વારા-પોતાની શ્રીમંતાઇનું પ્રદર્શન કરવાની મનોદશા છે. આના માનમથી પણ બાળલગ્નમાં વધારો થયો છે. તે ઉપરાંત બાળલગ્નની તરફેણમાં, વિચારકો પણ જરા થોભે તેવી, નવી દલીલો રજુ થઇ. બાલ્યાવસ્થામાં લગ્ન થવાથી દંપતી એક બીજા સાથે હળીમળી જઇ અનુરાગ કેળવે છે અને તેઓ એક બીજાની ટેવ કુટેવો જાણતા થાય છે. પતિના ઘરનાં રીત રિવાજોને અનુરૂપ તુરત બની જાય તેવી ટેવ અને સંસ્કાર પડે છે. મોટી ઉમરે તેવી મહેનતથી તેઓ ભળી શકતા નથી. વળી એમ પણ દલીલ થાય છે કે વિકાર દૃષ્ટિ જાગૃત થવાથી માનસિક વ્યભિચારની શક્યતા ઉત્પન્ન થાય છે; તે પૂર્વે વિવાહ થવાથી સ્ત્રીપુરૂષની ભાવના શુદ્ધિ જળવાય. સીનેમા-નાટકો જોવાથી વિકારી ભાવનાથી, ભરેલી નવલકથાઓ વાંચવાથી અને રજસ્વલા થયા પછી, સામાન્ય રીતે ઇન્દ્રિયજન્યજ્ઞાન થાય છે, તે સમયે તે માતાની સુવાવડ જુએ, બે પાંચ વર્ષે મોટાભાઇ ભાભીને પ્રેમચેષ્ટા કરતા અને એકાંતે બારણાંવાસી સુતાં જુએ અને તે સમયાન્તરમાં લગ્ન થયાં ન હોય તો ઇતર પુરૂષોના સમાગમમાં આવવાથી, કાંઇક કુતુહલથી અને કાંઇક કુદરતી વિજાતીય આકર્ષણ જાગવાથી એકાન્ત અને અનુકુળતા મળ્યે સારા નરસાનું ભાન ભૂલાઇ તેમના સંયમના બંધનો પ્રેમના નામ તળે છૂટી જાય છે. તેમ થવાથી તેમને યોગ્ય પસંદગી કરવાનો અવકાશ રહેતો નથી. આમ ન બને તે માટે પણ બાળલગ્નોની હિમાયત થાય છે.

બાળલગ્ન નહિ કરવાથી જે પરિણામો આવવાનું ઉપર જણાવ્યું છે તેનું પરિણામ વાગ્દાન એટલે વેવીશાળ જરા નાની ઉમરમાં કર્યું હોય તો પણ આવે નહિ. તેમ થવાથી પતિપત્નીનું યુગલ નિશ્ચિત થઇ ગયું હોઇ તે એક બીજા તરફ પતિપત્નીની ભાવના કેળવતા થઇ જાય અને પતિના કુટુંબમા પણ પ્રસંગોપાત્ત ભળવાથી તેમના સ્વભાવ વિગેરે થોડું ઘણું જાણવાનાં

આવે. ઉપરાંત દંપતીના સ્વભાવ કે અકસ્માતથી થયેલ શારીરિક ફેરફાર અનુકૂળ ન આવે તો લગ્ન થયા પહેલાં વેવીશાળ ફોક કરી શકાય. બાળ વિધવાઓની સંખ્યામાં જે વધારો થાય છે તેમાં ઘટાડો થાય, કેટલાક કિસ્સામાં તો બન્નેનો અભ્યાસ અટકી પડે છે તેમ ન થાય. બાળલગ્નથી પ્રથમ તકે વીર્યનો વ્યય થવાથી શરીર અને માનસ નિર્બળ થાય, તેમજ સંતતિ થતાં, કુટુંબનો વધારો થવાથી પોષણ માટે જે મળી તે નોકરી કે ધંધો સ્વીકારી ભાવિના ભવ્ય સ્વપ્નો ઘડ્યાં હોય તે ધૂળમાં મેળવી દેવાનો, જે આકરો પ્રસંગ આવે છે તે દૂર થાય. તે ઉપરાંત યોગ્ય ઉમરના થયા પછી બન્નેના સ્વભાવ વિગેરેમાં બાબ ભિન્નતા ન જણાય તો કન્યા ઋતુમતી થયા પછી શારીરિક વિકાસ પૂરો થાય એટલે લગ્ન થઇ શકે.

શારીરિક વિકાસ ક્યારે પરિપૂર્ણ થાય એ દર્શાવતો એક પ્રસિદ્ધ શ્લોક અત્રિઋષિનો છે. તે દ્વિઅર્થી હોઇ તેનો દુરુપયોગ પણ પાછળના યુગમાં કેવી રીતે થયો છે તે જોઇએ. તે શ્લોક આ પ્રમાણે છે,

> व्यजनेषु च जातेषु सोमो
> भुङ्क्ते थ कन्यकाम् ।
> पयोधरेषु गंधर्वो
> रजस्यग्निः प्रतिष्ठितः ॥

જ્યારે સ્ત્રીને (યોનીપર) વાળ ઉગે ત્યારે, સોમ તેને ભોગવે છે. જ્યારે સ્તનનો વિકાસ થાય છે ત્યારે ગાંધર્વ તેને ભોગવે છે અને જ્યારે રજસ્વલા થાય છે ત્યારે અગ્નિ તેને ભોગવે છે.

પછીના યુગમાં સોમ, ગાંધર્વ કે અગ્નિ કન્યાને ભોગવે તે પહેલાં તેને પરણાવી દેવી જોઇએ એવો પોતાની ઇચ્છા મુજબનો અર્થ કરવાના આંધળા યત્નમાં દેવોને ચારિત્ર્યહીન લંપટ જેવા કલ્પ્યા છે, જે કલ્પના હિંદુ ધર્મનો કટ્ટર વિરોધી પણ ન કરી શકે. વાસ્તવિક રીતે તે શ્લોકનો તેવો અર્થ નથી. भुङ्क्ते એટલે માત્ર ભોગવે છે એમ નહિ પણ 'भुजपरिपालनाभ्यवहारयोः' ભુજનો અર્થ પરિપાલન કરવું એમ પણ થાય છે, એ ભૂલી જવાયું છે. ભુજનો બીજો અર્થ લઇને ઉપરના શ્લોકનો અર્થ કહીયે તો તો આ પ્રમાણે થાય.

જ્યારે રોમાવલી ઉગે ત્યારે સોમ રક્ષણ કરે છે, પયોધર સ્પષ્ટ થાય ત્યારે ગાંધર્વ રક્ષણ કરે છે અને રજસ્વલા થાય ત્યારે અગ્નિ તેનું રક્ષણ કરે છે.

## એક પ્રાર્થના

[ કૉફી-ધુમાળી ]

આકે મેરે હાં ... હિદંમેં
નિહરિયાં હારી ! ધ્રુ૦
કૌન કહું હિલકી પીર મોરે,
ભીતર લગત કટારી ! આકે૦
પાય પડુ બાલમ મેં તોરે,
દરસિયન, રસિક, તુમારી ! આકે૦

રસિક ચિ. ત્રિપાઠી

આ અર્થને ટેકો આપતો બીજો શ્લોક પણ એજ શાસ્ત્રમાં છે.

> सोमो ददद्गंधर्वाय
> गंधर्वो ददग्नये ।
> रयिं च पुत्रांश्चादादग्नि-
> र्मह्यमथो इमाम् ॥

પ્રથમ સોમે વિકસાવી અને ગાંધર્વને સોંપી. ગાંધર્વે વિકસાવીને અગ્નિને આપી અને અગ્નિએ પ્રજા અને ઐશ્વર્ય આપી શકે એવી તેને બનાવી મને સોંપી.

ઉપરના શ્લોકોમાં સોમ, ગાંધર્વ અને

અગ્નિ દેવોનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. તેઓની શું વિશિષ્ટતા છે તે જોઇએ. સોમ વનસ્પતિનો અધિષ્ઠાતા છે. વળી **चंद्रमा मनसो जातः** એ સૂત્ર પ્રમાણે સોમની માનસ્ ઉપર પણ સત્તા છે. એટલે સોમે કન્યાની રોમાવલી અને માનસનો વિકાસ કર્યો. બુદ્ધિ અને શરીરનો વિકાસ થયો એટલે પોતાનું કાર્ય પૂર્ણ થયું ગણી સોમે ગંધર્વને સોંપી. ગાંધર્વને શા માટે સોંપી તે જોવા માટે તેની વિશિષ્ટતા જોઇએ. ગંધર્વો લલિતકલાના અધિષ્ઠાતા છે. તેમણે કન્યાને સ્વરની મધુરતા, આકર્ષક અંગમરોડ અને નયનબાણની ' શિખવી પોતાનું કામ સંપૂર્ણ થયું, યું ગણી અગ્નિને સોંપી. અગ્નિ ઉષ્માનો-સર્જનનો અધિષ્ઠાતા છે. કન્યાના અવયવોને યૌવનનો છેલ્લો ઓપ તે આપે છે. સર્જન માટે તત્પર ઋતુમતી બનાવે છે. અને હવે પરિપૂર્ણ બનતા કન્યા મનુષ્યને સોંપે છે.

ઉપર મુજબ શારીરિક વિકાસ થઇ રજોદર્શન થયા બાદજ લગ્નને ધર્મ શાસ્ત્રોએ ઉત્તમ ગણેલ છે. રજોદર્શન થયા છતાં પણ ખાટી છાશ ઉકરડે ન નખાય તેમ જો તેને નહિ આપતા યોગ્ય પતિની શોધ કરવી અને તે મળે ત્યાં સુધી રાહ જોવી જોઇએ. તેમ કરવામાં શાસ્ત્રોએ ઉમરનો બાધ ગણેલો નથી જ.

कामामामरणात्तिष्टेद् गृहे कन्या
ऋतुमती अपि।
नचै वैनां प्रयच्छेतुं गुणहीनाम
कर्हिचित् ॥ (મનુ ૯-૮૯)

કન્યાઓ ક્યારે ઋતુમતી થાય છે તેના યુરોપ અને હિંદુસ્થાનની સરખામણી સાથેના આંકડા આ પ્રમાણે છે.

| વય | યુરોપની કન્યા દર સોએ | હિંદુસ્થાનની કન્યા દર સોએ |
|---|---|---|
| ૧૧ | ૦-૭ | ૨ |
| ૧૨ | ૩-૬ | ૧૦-૪ |
| ૧૩ | ૧૦-૮ | ૩૬-૪ |
| ૧૪ | ૨૫-૪ | ૨૯-૩ |
| ૧૫ | ૨૪-૮ | ૧૩-૯ |
| ૧૬ | ૧૭-૩ | ૪-૫ |
| ૧૭ | ૧૨-૪ | ૨-૨ |
| ૧૮ | ૩-૧ | ૦-૨ |
| ૧૯ | ૨-૨ | ૦-૦૪ |

ઉપરના આંકડા જોતા સ્ત્રી ઋતુમતી થવાની વય મોટે ભાગે હિંદુસ્થાનમાં તેર અને યુરોપમાં ચૌદ આવે છે. ઠંડા પ્રદેશમાં રહેનારને અને વિકારી વાતાવરણથી દૂર રહેનારને ઋતુ જરા મોટી ઉમરે એટલે લગભગ ચૌદ પંદર વર્ષે આવે છે: અને ઉષ્ણ પ્રદેશમાં રહેનાર અને ગરમ ઉત્તેજક ખાનપાન અને વિહારી વાતાવરણમાં રહેવાથી તથા તેવા વાંચન અને સીનેમા વિગેરે વિકારી ભાવનાને પોષક દશ્યો જોવાથી વહેલી ઋતુ આવે છે, સામાન્યતઃ તેને અનુસરીને કેટલી ઉમરે લગ્ન કરવા યોગ્ય છે તે પ્રત્યેક દેશોએ લગ્નના કાયદાઓ કરીને નક્કી કર્યું છે. તેમાં સ્ત્રીની લગ્નને યોગ્ય ઉમર નીચે પ્રમાણે ઠરાવી છે.

| | |
|---|---|
| ગ્રીસ, હંગરી, આયરલેન્ડ, ઇટાલી | |
| ન્યુઝીલેન્ડ, યુરગ્વા, અને વેનેઝુલા | ૧૨ |
| ઇન્દોર, કોટા અને વડોદરા | ૧૨ |
| ઑસ્ટ્રીયા, સ્પેન અને સાલ્વેડોર | ૧૪ |
| બ્રિટીશ હિંદુસ્થાન અને ભાવનગર | ૧૪ |
| જાપાન, તુર્કસ્થાન, ફ્રાન્સ | ૧૫ |
| રાજકોટ, મન્ડી | ૧૫ |
| ચીન, ઇજીપ્ત, ઇસ્ટોનીયા અને લેટવીયા | ૧૬ |
| ગ્રેટબ્રિટન | ૧૬ |

ઉપરના આંકડાઓ જોતાં લગ્નને લાયક ઉમર બારથી સોળ વર્ષની આવે છે. દરેક દેશની લગ્નવિધિમાં લગ્ન કરનાર દંપતીની સંમતીને પ્રધાન પદ આપેલ છે. મુસલમાનોમાં પ્રથમ બાળલગ્ન થતા નહિ પરંતુ હિંદુ રીત રિવાજની અસર તેમને થતાં તેમાં બાળલગ્ન કેટલીક વખત થાય છે. તો પણ

વરકન્યા ઉંમર લાયક થયા પછી બન્ને પૈકી એક પક્ષ સગીર અવસ્થામાં થયેલ લગ્ન કબુલ ન રાખે તો થયેલ લગ્ન રદ બાતલ થાય છે. હિંદુ ક્રિશ્ચન વિગેરેમાં લગ્નવિધિ વખતે પ્રતિજ્ઞાઓ લેવામાં આવે છે. તે સમજવા માટે પણ જે જ્ઞાન જોઇએ તે ચૌદ વર્ષથી ઓછી ઉંમરની કન્યામાં હોતું નથી. વળી પતિની મર્યાદા અને સેવા કેવી રીતે કરવી તેથી અજાણી હોય અને ધર્મ શાસ્ત્રમાં જણાવેલા સ્ત્રી ધર્મનું જેને જ્ઞાન ન હોય તેવી 'બાલા'ને પરણાવવી નહિ એવો ધર્મશાસ્ત્રોનો સ્પષ્ટ આદેશ છે.

अज्ञात पति मर्यादामज्ञात पति सेवनाम्
नोद्वाहयेत्पिता बालामज्ञात धर्मशासनम् ॥

બાળાને પરણાવવી નહિ એમ ઉપર જણાવ્યું. હવે એ પ્રશ્ન ઉપસ્થિત થાય કે બાળા ક્યાં સુધી ગણાય. શરીરશાસ્ત્રના પ્રાચીન જ્ઞાતાઓએ તેનો પણ નિર્ણય કરેલો છે. તેમણે નારી કહ્યું છે કે સોળ વર્ષ સુધીની સ્ત્રીને બાળા અને ત્યાર પછી બત્રીશ વર્ષ સુધીની સ્ત્રીને તરુણી કહેવી

बालेति गीयते नारी
यावद्वर्षाणि षोडश ।
ततस्तु तरुणी ज्ञेया
द्वात्रिंशद्वत्सरावधि ॥

એ રીતે જોતાં પણ જાતિ (Sex) વિષયક અને અન્ય શરીરનું જ્ઞાન આવે તે ઉંમર બાલ્યાવસ્થા પૂરી થતા અને યુવાવસ્થાની શરૂઆત થવાના દરમ્યાનની હોય એટલામાં ઓછામાં ઓછી પંદર વર્ષ લગ્નની યોગ્ય ઉંમર છે.

અલબત્ત બાળલગ્નની સંખ્યા પશ્ચિમની સંસ્કૃતિને અનુસરીને જેમ કેળવણી વધતી જાય છે તેમ ધીરે ધીરે ઘટતી જાય છે એ આનંદની વાત છે. આ હકીકતને ટેકો આપતા નીચેના આંકડાઓ ઇ. સ. ૧૯૩૧ ની વસ્તી ગણત્રીના એક રીપોર્ટમાંથી લેવામાં આવ્યા છે.

| જ્ઞાતી | બાળોમાં | ૦-૬ વર્ષના પરણેલા | ૭-૧૩ વર્ષના પરણેલા |
|---|---|---|---|
| ૧ નાગર | ૪૪૧.૭ | ૦ | ૧૪ |
| ૨ મોઢ વાણીઆ | ૩૦૬.૦ | ૦ | ૨૧ |
| ૩ ઔદિચ્ય | ૧૭૭.૨ | ૦.૭ | ૬૧ |
| ૪ વીસા શ્વે. જૈન | ૧૧૫.૬ | ૨ | ૧૫ |
| ૫ કુદાણી | ૧૦૦.૨ | ૩ | ૪૧ |
| ૬ રજપુત | ૩૬.૮ | ૨૦ | ૨૦૪ |
| ૭ કણબી લેવા | ૮.૯ | ૪૦ | ૪૫૭ |
| ૮ રબારી | ૧.૭ | ૧૧૩ | ૪૮૭ |

( આંકડા દર હજાર ઉપર છે. )

લગ્નની ઉંમર અયોગ્ય રીતે વધતી ન જાય એ પણ ખાસ જોવા જેવું છે. પશ્ચિમના દેશમાં ઘણી મોટી ઉંમરે લગ્ન કરવાની સામાન્ય વૃત્તિ જોવામાં આવે છે. લગ્ન મોકુફ રાખવાના કારણોમાં બ્રહ્મચર્ય પાળવાનો ઉદ્દેશ આશય નહિ પરંતુ મોટે ભાગે આર્થિક સ્થિતિ અને લગ્નની જવાબદારી સ્વીકારવાની અનિચ્છા હોય છે. જેને લઇને સંતતિ નિયમનના સાધનોનો છુટથી ઉપયોગ થતો હોવા છતાં લગ્ન થયા સિવાયના સંબંધથી બાળકો ઉત્પન્ન થવાના બનાવો વધતા જાય છે. આવા અનૌરસ બાળકોના આંકડા આ નીચે આપ્યા છે.

| | અનૌરસ. | કુલ જન્મ |
|---|---|---|
| ઇ. સ. ૧૯૨૨ | ૩૮૧૩૮ | ૧૦,૧૦,૦૦ |
| ઇ. સ. ૧૯૨૩ | ૩૫૦૦૦ | ૭૦૦૦૦૦ |

ઉપરના આંકડા ઇંગ્લાંડના છે. ફ્રાન્સમાં પણ આવી જ સ્થિતિ પ્રવર્તે છે. એવું જણાવવા અનૌરસ બાળકો ૯૩. કુલ વસ્તી ઉપર નીચે જણાવ્યા મુજબ છે.

ઇ. સ. ૧૮૦૦ થી ૧૮૦૫......૪૭૫

ઈ. સ. ૧૮૦૬ થી ૧૮૨૦......૫૪૩

ઇ. સ. ૧૮૨૧ થી ૧૮૨૫......૭૧૬

ત્યારબાદ આ ટકાઓમાં ઘણો જ વધારો થયો છે. લગભગ દર વીસે અને કેટલાક દેશોમાં તો તેથી ઓછા બાળકે એક અનૌરસ બાળક ખુલ્લી રીતે નોંધાએલ છે તે નૈતિક સંસ્કૃતિની અધોગતિનું સ્પષ્ટ માપ છે. આર્યાવર્ત—જે ધર્મ અને નીતિના સંસ્કારથી ટકી રહ્યો છે–તેમાં આવી પરિસ્થિતિ ઉભી થતી અટકાવવા માટે, બીજી અસામાન્ય મુશ્કેલી ન હોય તો, ચૌદથી પંદર વર્ષમાં કન્યાનાં લગ્ન થઇ જવા આવશ્યક છે. યુરોપ અને અમેરીકાના સુપ્રજનન શાસ્ત્રના જ્ઞાતાઓ પણ આ ઉમરને લગ્ન માટે સર્વોત્તમ ગણે છે.

વર અને વધૂની વય વચ્ચે અંતર હોવું જોઇએ કે કેમ અને હોવું જોઇએ એમ માનીએ તો કેટલું હોવું જોઇએ ? એ પ્રશ્ન હવે વિચારવાનો રહે છે.

" વયમાં તફાવત રાખવાથી પુરૂષના કરતાં સ્ત્રીને અભ્યાસ કરવા માટે ઓછાં વર્ષો મળે, આથી એનો બૌદ્ધિક વિકાસ પુરૂષના જેટલો થઇ શકે નહિ. વળી શારીરિક વિકાસ પુરૂષ જેટલો થયો ન હોય, માટે દંપતીની વયમાં કશો તફાવત ન હોવો જોઇએ. પતિ પત્ની સરખી ઉંમરના હોવા જોઈએ. કેટલાક એવી માન્યતા ધરાવે છે, પરંતુ એ માન્યતા વૈદક શાસ્ત્રના નિયમ પ્રમાણે પણ બરોબર નથી. અકુદરતી રહેણી કરણીમાં રાખી કૃત્રિમ ઉપાયો વડે સ્ત્રીનું શરીર વહેલું પકવી નાખ્યું છે એમ માનીયે તો પણ તેથી કદાચ રજોદર્શન વહેલું થાય પરંતુ તેથી શારીરિક વિકાસ વહેલો થઇ શકે નહિ. ઉલટું શરીર નબળું પડતું જાય. સોળ વર્ષના છોકરા અને સોળ વર્ષની છોકરીને બાજુમાં રાખીયે તોજ તેમના શારીરિક બંધારણમાં કેટલો તફાવત છે તેનો ખ્યાલ આવે. તે તફાવત લક્ષ્યમાં લેતાં અસમાન શરીરવાળાં સમાન વયના નર નારીનો લગ્ન સંબંધ કરવો યોગ્ય ગણાય નહિ. વય અને શરીરના બંધારણમાં પોતાથી નાની સ્ત્રી સાથે લગ્ન કરવા એવો ધર્મ શાસ્ત્રોને મત છે. અને તે ઉવેખવા જેવો નથી.

अनिंदितां कन्यां वरयेत्कुलतो लक्षणतश्चा य वीयसी वयसा च पुषा च ॥

પતિ પત્નીની ઉંમરમા કેટલા વર્ષનો તફાવત હોવો જોઇએ તે વિચારતાં આગળ જોયું તેમ જ્યારે માનવીનું આયુષ્ય એક સો વર્ષનું હતું ત્યારે વૈદક શાસ્ત્રની સંહિતા લખનાર ચરકે જણાવ્યું હતું કે,

पंच विंशेततो वर्षे पुमान् नारी तु षोडशे।
समत्वागतवीर्यौ तौ जानीयात्कुशलो भिषक् ॥

પચ્ચીસ વર્ષે પુરૂષનું અને સોળ વર્ષે સ્ત્રીનું વીર્ય સમાન પરિપક્વ બને છે. એમ કુશળ વૈદ્યે જાણવું.

અને વાગ્ભટ કહે છે કેઃ—

षोडश वर्षायाः पंच विंशति वर्षः पुत्रार्थं यतेत्

પુત્ર પ્રાપ્તિ માટે પચ્ચીસ વર્ષના પુરૂષે સોળ વર્ષની સ્ત્રી સાથે લગ્ન કરવા.

એ રીતે એક મતે ચરક અને વાગ્ભટ, વૈદક શાસ્ત્રના એ યુગના પ્રમાણભૂત પુરૂષો થઇ ગયા છે તેમણે પુરૂષ અને સ્ત્રીની લગ્નની વય નક્કી કરવા સાથે તેમની વય વચ્ચે નવ વર્ષનો તફાવત રાખવા જેમ મત આપેલ છે તે બરોબર નહિ માનવા કાંઇ કારણ નથી. એટલે જ્યારે આપણે સમય અને સંજોગો જોઇને સ્ત્રીની લગ્નને યોગ્ય ચૌદ વર્ષની ગણીયે છીએ ત્યારે પુરૂષની વય સરેરાશ વીશ વર્ષની ગણવી જોઇએ.

આ બાબતમાં જો કે બહુજ ચોક્કસ મર્યાદા બાંધી શકાય નહિ કારણ કે દરેકનો

## ઉચ્ચતર શિક્ષણ માટે વિદેશગમન



ડૉ મીસ એમ. ડી. વોરા

આ બન્ને બહેનો વધુ તબીબી અભ્યાસ માટે વિદેશ ગયાં.



ડૉ મીસીસ દુર્ગાબાઇ વજલવાર



કુમારી સરયુબાળા મુનશી ટીચર્સ ડીપ્લોમા મેળવવા માટે વિદેશ ગયાં છે.

સ્ત્રીઓ અને સામાજીક કાર્ય



નેશનલ ઇન્ડિયન એસોસીએશનની મુંબઇની સ્ત્રી શાખા તરફથી ડો. જે. એમ. કુમારપ્પાએ 'સ્ત્રીઓ અને સામાજીક કાર્ય' એ વિષય ઉપર ભાષણ કર્યું તે વખતે લેવાયલો ગ્રુપ ફોટો

શારીરિક વિકાસ સરખો હોતો નથી. પરંતુ પુરૂષ અને સ્ત્રીઓનો શારીરિક વિકાસક્રમ જોતાં ઉપર જણાવેલ વયથી વધારે એટલે ચીશ કે તેથી વધારે ઉમરના પુરૂષે પોતાથી અર્ધ કરતાં ઓછી ઉમરની સ્ત્રી સાથે અને સ્ત્રીએ પોતા કરતાં બમણાથી વધારે વર્ષના પુરૂષની સાથે લગ્ન કરવાં હિતાવહ નથી.

હિંદુસ્થાનમાં, પુરૂષ કરતાં સ્ત્રીની વય જે કોમમાં દેરવટું વાળવાનો રિવાજ છે તે સિવાય બીજી કોમોમાં વધારે હોતી નથી, પરંતુ અન્ય દેશોમાં કેટલીકવાર તેવું બને છે. કોરીયામાં પુરૂષ કરતાં સ્ત્રીની ઉમર સામાન્ય રીતે વધારે હોય છે. પશ્ચિમના દેશોમાં તેવાં લગ્નો કેટલીક વખત જુદાં જુદાં કારણસર થાય છે. આવા વિચિત્ર લગ્નોનાં ઇ. સ. ૧૯૨૮ ની સાલનાં આંકડા પોતાનાં તા. ૬-૧૦-૨૯ના અંકમાં Sunday Observer નામના પત્રે આપ્યા છે.

૩૦ વર્ષની ૨૧ સ્ત્રીએ ૨૦ વર્ષના પુરૂષ સાથે લગ્ન કર્યાં.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૩૦ | ,, | ૧ | ,, | ૧૭ | ,, |
| ૩૮ | ,, | ૧ | ,, | ૧૯ | ,, |
| ૪૦ | ,, | ૧ | ,, | ૨૦ | ,, |
| ૪૧ | ,, | ૧ | ,, | ૧૭ | ,, |
| ૪૦થી૫૧ | , | ૧૭ | ,, | ૨૨ | ,, |
| ૫૫ | ,, | ૧ | ,, | ૨૭ | ,, |
| ૫૫ | ,, | ૧ | ,, | ૨૯ | ,, |
| ૫૭ | ,, | ૧ | ,, | ૨૪ | ,, |
| ૬૩ | ,, | ૧ | ,, | ૨૯ | ,, |
| ૬૯ | ,, | ૧ | ,, | ૩૪ | ,, |

પચાસ અને તેથી વધારે ઉમરની સ્ત્રીઓએ નીચે જણાવ્યા મુજબની ઉમરના પુરૂષો સાથે લગ્નો કર્યાના દાખલા નોંધાયા છે.

| પુરૂષની ઉમર | ઇગ્લાંડમાં લગ્નસંખ્યા | ફ્રાન્સમાં લગ્નસંખ્યા |
|---|---|---|
| ૧૮-૨૦ | ૦ | ૬૪ |
| ૨૦-૨૫ | ૫ | ૧૦૯ |
| ૨૫-૩૦ | ૧૨ | ૧૫૧ |
| ૩૦-૩૫ | ૨૨ | ૧૮૮ |
| ૩૫-૪૦ | ૪૦ | ૨૫૭ |

શ્રી હજરત મહંમદ પયગંબર સાહેબની શાદી થઇ ત્યારે તેમની ઉમર ૧૪ વર્ષની હતી. અને તેમનાં બીબી સાહેબા ખદીજ તલકુઆની ઉમર ૪૦ વર્ષની હતી. મહાકવિ શેકસપીયરે પોતાથી મોટી ઉમરની સ્ત્રી સાથે લગ્ન કર્યાં હતાં એ ઇતિહાસ પ્રસિદ્ધ છે. તાજેતરમાં આગાખાનના પુત્ર પ્રીન્સ અલીખાને પોતાથી મોટી ઉમરની સ્ત્રી સાથે લગ્ન કર્યાં છે.

પોતાથી મોટી ઉમરની સ્ત્રી સાથે લગ્ન કરવાથી વહેલી વૃદ્ધાવસ્થા આવે છે એમ વૈદકશાસ્ત્ર કહે છે. સ્ત્રી સંગ ક્યારે હાનીકારક છે તે વિષે અષ્ટાંગ હૃદયમાં જણાવે છે કેઃ—

नचर्ते षोडशाद्वर्षात सप्तते परतोनच।
आयुष्कामो नरः स्त्रीभीः सयोगं कर्तुमर्हति॥

સોળ વર્ષ પહેલા અને સીત્તેર વર્ષ પછી આયુષ્યની ઇચ્છાવાળા પુરૂષે સ્ત્રી સંગ ન કરવો.

કોઇ દેશના લગ્નના કાયદામાં પુરૂષ અને સ્ત્રીની ઉમરમાં ઓછામાં ઓછો કેટલો તફાવત હોવો જોઇએ તે જણાવ્યો નથી. ચોદ વર્ષની સ્ત્રીનાં લગ્ન સાઠ વર્ષના પુરૂષ સાથે થાય તો તેથી જો કે લગ્ન સંબંધી કાયદાની દ્રષ્ટિએ કંઇ ગુન્હો બનતો નથી, પરંતુ કુદરતે જે વય નિયમન કર્યું છે તેની વિરૂદ્ધનું તે વર્તન છે એટલે કુદરત અવશ્ય શિક્ષા કરે છે.

ભાવનગર સંસ્થાનના લગ્નના ધારામાં ૪૫ ઉપરાંતની ઉમરના માણસને લગ્ન કરવા હોય તો પોતાથી અર્ધ ઉમરથી નાની ન હોય તેવી સ્ત્રી સાથે લગ્ન કરવાનું ઠરાવ્યું છે. તેવું વય નિયમન લગ્નના કાયદામાં હોવું ઇષ્ટ છે કે જેથી વયના કજોડાં પ્રમાણમાં ઓછાં થાય *

---

* 'લગ્નમીમાંસા' નામનાં અપ્રકટ પુસ્તકનું એક પ્રકરણ. સર્વ અધિકાર લેખકને સ્વાધીન છે.

સાત સાત વારના લગ્ન છતાં જેની વાસના ભૂખ સંતોષાઇ નથી એવા ધનલોલુપ શેઠીયાના ગમાર પુત્રની

# સાતમી વહુ

## પણ કુલને તારી શકી નહિ

લેખક : શ્રી. ' ખલાસી '

અમીચંદ પરણ્યા પછી જાન ઘેર આવી ત્યાંસુધીનો અમીચંદના વિવાહનો ખર્ચ આઠ હજારનો થયો. ગામ આખામાં દયાળશેઠે ચોલા સુકેલા હાથના વખાણ થયા છે. એકના એક ખોટના દીકરા અમીચંદનાં લગ્નનો પ્રસંગ કાંઇ વારે વારે થોડો આવવાનો છે " વાપરજો મારા બાપ " " લગીરે કેવરાવજો મા " " ભગવાને જાજું દીધું છે. " " પૈમા કોણે કર્યા છે. '

અમીચંદનાં લગન આવ્યા પછી બરાબર એક મહિના સુધી દયાળશેઠનું છીગર દુનિયા એ જોયું સગા-સંબધીઓમાં, શું ઓળખીતા કે શું નાતાવાગા બધાય જાણે કે મોઢામાં આંગળીયું ઘાલીને ફરતા હતા. દયાળશેઠનું ભૂત-જીવન અને એ જીવનની પ્રત્યેક દૃષ્ટિમાં રગે રગે ઓત પ્રોત થયેલી મખ્ખીચૂસતા સૌ કોઇ જાણતા. તેલમાં માખી પડી હોય તો તે આ વાણિયો ચૂસી જાય પણ ગમાના વિવાહમાં તો એ વાણિયો એના સર્વાંગમાં જાણે કે બદલાઇ ગયો.

ગામ આખાને ધુંવાડાબંધ નોતરું, સગા-સ્નેહીઓને રેશમની પાઘડિયું અને નાતવાળાઓને ઘર દીઠ એકેક ખૂમચો અને સુખડું; આડોસી પાડોસી, મોચી જાપડા અને ઢેઢ ભંગીયા, એવા કોઇને ય શેઠ ભૂલી ગયા નહિ; સૌને મોઢે વાહ્ વાહ્ કેવરાવી !

બપોરે ત્રણ વાગ્યાની ગાડીમાં જાન પરણીને સહી સલામત ઘેર આવી. દયાળશેઠ-ઘરના આગલા ફળીયામાં પોણોસોક જેટલા જાનૈયા-મહેમાનો અને વરઘોડિયાને જોવા ઉલટેલા ગામ લોકથી એક પ્રકારનો ઘોંઘાટ મચી ગયો છે. એક બાજુ એ ઘરના વચલા ખંડમાં " વહુ ઘુંઘટો ઉઘાડ " નું ગીત ગાતી ગાતી બાઇડીયુંનો ઘેરો ઉભો છે.

ઘરમાં નવી વહુની લાજ હજી ઉઘડી નથી. જમા થયેલાં બૈરાઓ લાજમાં છુપાયેલા મુખડાને જોવા પડા પડી કરી રહ્યાં છે. થોડીકવાર પછી અમીચંદના બા જમકુ શેઠાણીએ નવી વહુની લાજ ઉઘડાવી., .

કોઇ ભયાનક અંધકાર ખોલીમાં પુરાયેલુ મોઢું પ્રથમવાર પ્રકાશ ભાળી ઉચ્છ્વાસમાં આવી જાય તેમ નવી વહુના મોઢા પરથી ઘુંઘટો ઉચકાતા એ વહુના અંતરમાં આઝાદીનો ઉલ્લાસ ઉપસી આવ્યો. પણ બીજી જ પળે એ આઝાદી પામતા મોઢાની ચારેબાર સ્રી-સમુદાયની કિલ્લેબંદી એને ભીંસવા માંડી.

યૌવનાઓ, પ્રૌઢાઓ અને સાઠ સાઠ વર્ષની બુઢ્ઢી ઓરતો સુદ્ધાને, નવી વહુનું મોઢું પહેલી તકે જોઇ લેવાનો નાદ લાગ્યો અને એ ખંડમાં ખીચો ખીચ બનીને ઉભેલી ઓરતોએ વહુનું મોઢું જોવા એક એવો ધસારો કર્યો કે, જો જમકુ શેઠાણીએ વહુની પીઠ આડે પોતાનું અડીખમ શરીર ન ટેકાવ્યું હોત તો વહુને તો ઉંધે કાંધ એક વાર થઇ જવું પડત. પા એક કલાક સુધી ગડબડ ઘોંઘાટ અને ચગમ ચગદી પછી કેટલીક ડોસીઓએ એ ખંડમાં ઠીક ડાગ ડફારા દઇને શાંતિ આણી.

એ આતુર નયનોવાળા સ્રી સમુદાયે

એક નવી વહુનું મોઢું જોયું. ' વહુ રૂપાળાં છે. ' ' વહુ હાવકાં છે. ' વગેરે વાણી પ્રવાહની ધારા ઘડીભર વહી અને સમી ગઇ. ગામના માણસો સૌ સૌને ઘેર ગયા; અને જાનમાં આવેલા દયાળશેઠના મહેમાનો, ઘરની સાકડને લઇ, મહેમાનો માટે એક ખાસ ભાડે રાખેલા ઉતારે ગયા.

અમીમદ, અમીચંદનો અણવર અને બીજા બે મહેમાન મિત્રોને લઈ વરરાજો ગામમા ફરવા નીકળ્યો છે. રગયેને પગલે ગામની બજારમા વરરાજાને આજે સૌ કોઇ સલામ ભરે છે. અમીચંદ જેને દીઠે પણ ઓળખતો નહોય એવા અપરિચિત માણસો પણ વરરાજાને રીજવવા ખુશામતીયું હાસ્ય હસતાં ચાલ્યા જતા હતા.

વરરાજો અને એની પાછળ પાછળ હમડાતા એના મિત્રો એક પાનવાળાની દુકાને આવે છે અમીચદ સૌને પાન ખવરાવે છે. અને સીગરેટ પીવરાવે છે.

" કો અમુ ! "

પાછળથી એકાએક કોઇ પોલાદી બાવડાનો ધબ્બો અમીચંદના ખભાપર પડે છે

" આવ આવ દીનકર. "

" શું આવે યાર. હવે તું તો અમારી સામે જોવાને પણ નવરો ક્યાંથી હોય ? "

" સાચીવાત છે, દીનુભાઇ તમારી. અમુને હવે આપણે નજરમા નજ આવીએ." દીનકરની પાસે આવીને ઉભેલા એક બીજા યુવાને દીનકરની દલીલનું સમર્થન કર્યું.

દુકાન પાસે ઉભેલા માણસો ધીમું ધીમું હસવા લાગ્યા. દીનકરે અમીચંદનું બાવડું પકડ્યું અને રસ્તાની એક બાજુએ તેને લઇ ગયો.

" અમીચંદ બોલ હવે શું છે ? "

" શાનું ? "

" તેં એક દિવસ મને વચન આપ્યું છે. યાદ છે ? આજે વરસફીરાત છે. "

' હા હા, તારી બકરી ભજીયાનો નાસ્તો ને ! કબુલ "

અમીમદે એક રૂપીઓ ખીસ્સામાંથી કાઢ્યો અને દીનકરના હાથમા સેરવી દીધો.

ભરબજારમા નવા પરણીને આવતા દોસ્તદાર સાથે એક બાજુએ સૌને દેખતા, છતા સૌ ન સાભળે એ રીતે કંઇ વાતો કરે, અને નવપરિણિત દોસ્તદારનો હાથ ખીસ્સામાં જાય–એ ક્રિયા કોઇ નજાણે તેવી સાવચેતીથી થતી હોય, છતાં દૂરથી જોનારને તો સ્પષ્ટ સમજાય કે એ ક્રિયાને એ છાની વાતો નવા પરણીને આવતા દોસ્તદાર પાસેથી લાગો ટોળ મેળવવાની છે.

## ફૂલ–માળા

હાં રે મેં તો ગૂંથી,
ગૂંથી મેં ફૂલ માળા,
હાં એક એક ચૂંટી;
મૂક્યાં નવરંગી ફૂલડાં રસાળા
—હાં રે મેં તો ગૂંથી

વ્હાલ મને કાજે,
ફૂલન માળા મેં ગૂંથી,
ફૂલડે ફૂલડે દિવ્ય
ઉર ભાવનાઓ મૂકી
—હાં રે મે તો ગૂંથી.

ફોરે ફૂલડાં રસાળ,
ફૂલડે ફૂલડે દિવ્ય પ્યાર,
ઉરના અસંખ્યભાવ,
ગૂંથ્યા મે ઉરના તાર
—હાં રે મેં તો ગૂંથી

ફૂલડાની માળ રૂડી,
મ્હેક મ્હેક મ્હેકતી,
જીવન ફૂલવાડીએ,
કોકિલા ટહુકતી
—હાં રે મે તો ગૂંથી.

ફોરે ફોરમ રસાળ,
જુગ જુગ ફૂલડાની માળ,
માંગુ હું દીનદયાળ,
જુગ જુગ રહો પ્રભુ પ્યાર
—હાં રે મેં તો ગૂંથી

વાડીલાલ હ શાહ

બજારમાં ફરીને અમીચંદ ઘેર આવ્યો. એના હૃદયમાં કેવી કેવી ઉથલપાથલો થતી હશે; એ અમીચંદ સિવાય બીજા કોઈથી જાણી શકાય તેમ ન હતું. નવ વધુને મળવામાં હવે એક ઘડીભરનો વિલંબ એનાથી ઝીરવી શકાતો ન હતો.

ફળીયામાં ફોટસન લાઇટ બત્તી સળગે છે. અને મહેમાનોને જમાડવાની હવે બહુ જાઝી વાર નથી. ગામમાંથી એક વૃદ્ધ નાતિલો વરવધુને આશીર્વાદ આપવા આવ્યો છે. દયાળશેઠ એ વૃદ્ધ સાથે વાતોએ વળગ્યા છે.

" વેવાઇ હાવકા હોય તે બસ. દુનિયામાં બધુંય મળે પણ સારા સગા ન મળે તો ડહોળાયું જીવતર બગડે. "

" હા અદા ! વાત સાવ સાચી. પણ આપણા વેવાયનું તો તોલ થાય એમ નથી. સગપણ નીભાવી જાણે એવા છે. "

" તો બસ મારા બાપ ! ભગવાન અમીચંદને સો વરસનો કરે. "

મહેમાનોને જમવા ઉઠવાની હવે વધારે વાર નથી; પણ ડોસા સાથેની દયાળ શેઠની વાતુ બંધ થાય તો પછી જમવા બેસાય. થોડીકવારે વૃદ્ધ ઉઠીને ચાલ્યા. દયાળશેઠે વૃદ્ધને જમવાની તાણ બહુ કરી પણ વૃદ્ધ જમવા ન બેઠા.

× × ×

અમીચંદ એ દયાળશેઠનો એકનો એક ખોટનો દીકરો છે. અમીચંદની વય બાવીસ વર્ષની છે. એ ચાર ગુજરાતી ચોપડી ભણીને નિશાળેથી ઉઠી ગયો છે. દયાળશેઠનો અનાજનો ધીકતો વેપાર ચાલે છે. અમીચંદ ધંધામાં પોતાની ડાબી બાંય બનીને લાગી જાય એ હિસાબે દયાળ શેઠે દીકરાની ભણતર પ્રત્યેની તિરસ્કાર વૃત્તિને અપનાવી લીધી હતી. અમીચંદની નૈતિક દૃષ્ટિ અનાજના ગોદામો વેધીને પેલીપારની નવી સર્જાતિ સૃષ્ટિ ન જોઇ શકતી.

અને અમીચંદની નવવધુ લલિતા સત્તર વર્ષની વયની છે. તેનો પિતા ચૂસ્ત વિષ્ણુ સંપ્રદાયનો છે. અને તે આજ વિસ વર્ષ થયાં અમદાવાદમાં શેર દલાલનો ધંધો કરે છે. લલિતા સાત ગુજરાતી અને ત્રણ અંગ્રેજી ભણેલી છે. લલિતાના પિતાની જરીપુરાણી નીતિએ લલિતાને અંગ્રેજી ભણાવવા જેટલી છુટ શી રીતે કબુલી હશે, એ લલિતાના પિતાના સહવાસી માણસને પૂખેજ મુંજવનારો પ્રશ્ન છે. પરંતુ લલિતાનો પચ્ચીસ વર્ષનો ભાઇ અમદાવાદની ગુજરાત કોલેજમાં ભણતો. લલિતાએ એ ભાઇના આગ્રહ-ઓથે ભરાઇને શિક્ષણ લીધું હતું. પોતાની બહેનના લગ્ન પ્રસંગે એ અમદાવાદથી પોતાને ગામ ન આવ્યો. કયા કારણસર એ પોતાની સગી બહેનના વિવાહ ટાણે ન આવ્યો, એ લલિતાના એક માત્ર પિતા સિવાય અન્ય કોઇ જાણતું નથી. અને અન્ય કોઇને એ ખબર જાણવાની પરવા પણ શી છે ? ફકત તેનો પિતા એ કારણ જાણતો હોય તો બસ.

× × ×

રાત્રીના દશ બજવાનો સુમાર થવા આવ્યો છે. એક શણગારેલા રંગીન ઓરડામાં પલંગ પડયો છે. એ પલંગની બાજુએ લલિતા ઉભી છે. એ ઓરડાના દ્વાર હાલ વાસેલાં છે. ઓરડામાં બત્તી જલે છે, લલિતા એ શયન-ગૃહમાં ભિંતે ચોડેલી પચરંગી છબીઓ ઘડીએ ઘડીએ જોયા કરે છે. લલિતાના મોઢા પરનું રૂપ શુન્ય બની ગયું છે. એ સ્વરૂપમાં આજે કોઇ રંગ નથી. એ સ્વરૂપમાં વરસનો લેશ પણ ઉલ્લાસ નથી. લલિતા સફેત સુંવાળા કોઇ પત્થરમાંથી કોતરી કાઢી હોય એવી પુતળી જેવી અવાક ઉભી છે.

લલિતાના અંતરમાં એ શયનગૃહની

એકલતા ઉકળાવી રહી છે. ને એ ઉકળાટથી એનું હૃદય ધડકયા કરે છે. ને એની આંખોમાંથી ઘડીએ ઘડીએ અશ્રુઓની ધારાઓ વહે છે. એ ધારાઓ લલિતા એની સાડીના છેડાવતી લૂંછી નાખે છે.

લલિતાએ એના ડાબા હાથના પંજામાં એના જમણા હાથનો પંજો મુકયો. એના જમણા હાથમાં બળતરા થતી હતી. એ હાથમાં કોઈ પાશવી ઉઝરડાના લોહી બાઝી ગયા હતાં. એ ઉઝરડા જોતી જોતી લલિતા રડુ રડુ થઇ ગઇ. ગઇ કાલે રાત્રે માંડવામાં વરવધુના હસ્તમિલાપમાં અમીચંદે લલિતાના હાથને જોરથી દાબવા પ્રયત્ન કર્યો હતો ને લલિતાએ એ વેળાએ પોતાનો હાથ અમીચંદના બરછ અને કરાળ આંગળામાંથી છોડાવવા પોતાના હાથને ખેંચ્યો હતો અને ત્યારે અમીચંદની આંગળીમાંની વીંટીના એક સખત ઘસારાએ લલિતાના હાથની કોમળ હથેળીને ચીરી નાખી હતી. જો બનેલા, બ્રાહ્મણ એ હસ્તમિલાપમાં ફરમાન ન થયો હોત તો લગ્નમંડપમાં લલિતાથી એક ચીસ નખાઇ જાત !

લલિતા એ બગલાની પાંખ જેવા બિછાવેલા પલંગ પાસે ઉભી ઉભી એના હૈયાને ખાખ કરી રહી છે.

હજી તો ગઇ પરમ દિવસે એનામાં લગ્ન-જીવનના કોડ ઉભરાતા હતા અને આજે તો એને મન એ લગ્ન-જીવન એના શયનગૃહના ઓરડામાં બંદીખાને બની પોતાના હાથ પગો ઝાલીને, હૃદય સમસ્તને લોઢાની કોઇ હાથ કડીયુ પહેરાવી દેતું હતું.

અમદાવાદમાં લલિતા એનો ભાઇ વિનોદ રહેતા એ કોલેજની રેસીડેન્સીમાં ભાઇ પાસે બેસતી. ને ભાઇ વિનોદ એના હાથમાં જયા જયંત મૂકતો. લલિતા એ "જયા જયંત" વાંચતી. એકવાર નહિ પણ દશ દશવાર એણે એ કવિશ્રીની કલ્પનાએ કંડારેલી 'જયાજયંત' ની આદર્શસૃષ્ટિના ભાવના-પર્યટન કર્યાં હતા, ને એથી "જયાજયંત"ની આખીયે પણ લગ્નગાથા પાછળ એ ઘેલી તુર થઇ જતી. ને ત્યારે વિનોદ બહેનના કાનમાં ધીમેથી કહેતો કે "બહેન ગભરાઇશ ના. તારા માટે પણ હું આવી જ લગ્ન-ગ્રંથી રચીશ." પણ ગોઝારી કલ્પના માનવી પર હરહંમેશા ખાજ કરતી આવી છે. કલ્પના-નું ક્ષેત્ર જેટલું સરળ જેટલું મિથ્યાવિહીન અને જેટલું મુલાયમ, તેટલું જ કઠોર, દગાખોર અને કુટિલ છે. એ કલ્પના-માર્ગે જઇ ચડેલો માનવી કાંતો એની તમામ કલ્પનાનો દખ્ય સાક્ષાત્કાર પામે છે અને કાંતો એ કલ્પના માર્ગે માનવી રીબાઇ રીબાઇને પ્રાણ ખુએ છે.

લલિતાના પિતાએ વિનોદની બહેન તરફની દરેક પ્રકારની તરફદારીને અવગણીને પોતાની જુની આંખે ને જુની રીતે લલિતાનું સગપણ કરી નાખ્યું લગ્ન પણ થયાં ને પિતાની આવી નર્તણૂક સામે ઉઘાડો બળવો પોકારવાની પોતાની અશકિત માટેનું વામનપણું બહેનના વિવાહમાં હાજર ન રહી છુપાવ્યું.

લલિતા એના શયનખંડમાં ઉભી છે. જરાએ હલ્યા ચલ્યા વિના એ ઉભી છે. ને એનું હૈયું બળે છે-રડે છે. સાડીના પાલવ આડે મોઢું છુપાવીને એ એની હૃદયવ્યથા જાણે કે નયનમાંથી ઠાલવે છે. કંઇક વાર પછી એ સ્વસ્થ થઇને એની નજર એ શયનખંડની દિવાલોમાં અથડાઇ, ભીંતો પર હોલીવુડની નારીઓના અર્ધ નગ્ન અને સર્વાંગ નગ્ન ફોટાઓ પડેલા હતા: અને એ નારીઓના એકેક ફોટાઓની સાથે સાથે અમીચંદના બેંગલોર રોપીરાગા હાથમાં સોટી પકડીને મોઢામાં ચીરૂટ જલતા ફોટાઓ ગોઠવાયેલા છે.

શયનખંડમાં એ એ પીટની સંગેમરમ

કાયની તકતીઓ ટાંગેલી છે. ને એ તકતીઓની બરાબર વચ્ચે રવિ વર્માના રાધા કૃષ્ણની રમણ-ક્રિડાના પોઝ કાપી કાપીને ચોંટાડેલા છે. અને એ તકતીઓના ઉપરના ભાગમાં શીરી ફરહાદની શાયરીઓના ચેપલ ચોંટાડેલાં છે.

લલિતાએ અમીચંદના એ શયનગૃના નિરીક્ષણમાં અમીચંદના જીવનનું અને અમીચંદની નૈતિક સૃષ્ટિનું પ્રદર્શન જોયું. છલોછલ વિલાસના જકડી ચિત્રામણોથી એ શયનગૃહમાં વાસના કૂદી રહી હતી.

લલિતાએ એ શયનગૃહનો ઠેરો જોઇને એક નિશ્વાસ નાખ્યો ને એની નજર સામે અમીચંદનો અતીક જીવનપંથ જાણે કે ખુલ્લો થયો. એ જીવન પંથમાં અમીચંદ હવે પાતાને ઢસડશે. એ પંથે હવે લલિતાને ઢસડાવું પડશે એ વિચાર આવતાં લલિતાનું હૃદય ભરાઇ આવ્યું. એ વિચારે એના પગમાં શીત વળી ગયું ને પગ ઢીલા પડી ગયા. એનાથી ઉભું ન રહેવાયું ને એ પલંગપર બેસી ગઇ.

બેસતાની સાથે પલંગપર એક છેડે એક ચોપડી પડેલી એને દેખાણી. એ ચોપડી એણે ઉપાડી લીધી. એ કોકશાસ્ત્રની ચોપડી હતી. લલિતાએ એ ચોપડીનું નામ સાંભળ્યું હતું અને છાપાઓમાં એ ચોપડીની જાહેરખબરો વાંચી હતી પણ એ ચોપડી એણે કદીએ નજરે ભાળી કે વાંચી ન હતી.

લલિતાએ એ ચોપડી ઉઘાડી એનું પેલું પાનું જોયું, બીજું જોયું ને ત્રીજું જોયું અને જેમ જેમ પછી એણે એ ચોપડીનાં પાનાં વધારે ઉઘાડયાં ને એના હાથ કંપતા ગયા. ચોપડીમાં જાતીય તત્વનું સ્વચ્છંદી જ્ઞાન ખીચોખીચ ભર્યું હતું. ચોપડીમાં પુરૂષ-સ્ત્રીના વ્યભિચાર તાંડવના હૃદય હચમચાવી નાખતા અશ્લીલ દેખાવો હતા. લલિતાથી એ દેખાવો ન જોઇ શકાણા. લલિતાએ એ ચોપડી પલંગ પર મુકીને પોતાના બે હાથો વડે પોતાનું મુખ ઢાંકી દીધું. એકાએક એ ઓરડાની રોશની જાણે કે બુજાઇ ગઇ ને લલિતાની ખોપરીમાં જાણે કે કોઇએ હથોડો ઠોકયો હોય એવો જટકો લાગ્યો ને એ પલંગ પર ઢળી પડી.

ધબધબ કરતો અવાજ મેડીના દાદરમાંથી આવતો હતો. અમીચંદના અંતરમાં હર્ષનો સાગર ઉલટતો હતો. એટલી ત્વરાથી અમીચંદ દાદર ચડયો કે એના મોઢા પર પરસેવો બાઝી ગયો. દાદરમાં થઇ અમીચંદ ઓસરીમાં આવ્યો ને ઓસરીમાંથી અમીચંદે અર્ધ બીડેલા શયનગૃહના દ્વાર ઉઘાડયાં અને એ અંદર દાખલ થયો.

અમીચંદના આગમનના ખખડાટથી લલિતા સ્વસ્થ બની આંખે હજી તન્મર આવતાં હતાં છતાં એ બેઠી થઇ અને પલંગ પરથી ઉઠી જરા દૂર જઇ ઉભી.

અમીચંદે લલિતાનું મુખ-દર્શન કર્યું. અમીચંદે લલિતાનો ચહેરો આ પ્રથમવાર જોયો. એણે ધાર્યું 'તું તે કરતાં એ ચહેરો વધારે તેજોમય હતો.

પેટ્રોમેકસ બત્તિના દુધિયા પ્રકાશમાં લલિતાનો દેહ પાંખોવાળી છબીઓમાંની અપસરાઓ જેવો દેખાતો હતો. બત્તિના તેજમાં લલિતાની ડોકમાં છવાયેલા સોનાના પોલિસ દાગીના ચમકારા મારતા હતા.

અમીચંદની આંખો લલિતાની સૌન્દર્ય-પ્રભાથી અંજાઇ જતા હોય તેમ એણે ઘડીભર પોતાની નજર લલિતા પરથી ફેરવી લીધી. લલિતાએ પોતાની સાડીનો છેડો મોઢાને ઢાંકવા ખેંચ્યો. લલિતા અમીચંદ સામે જોઇ ન શકી ને અમીચંદ લલિતા સામે જોઇ ન શકયો.

ને એ અખાયે શયનગૃહમાં ઘડીભર

નૈશબ્દતા જામી ગઈ. એ નિશબ્દતામાં લલિતા અને અમીચંદના આત્મા સ્તબ્ધ બની ગયાં. બન્નેના મોઢા બંધ છતાં બન્નેના આત્મા પલવારની સ્તબ્ધતા પછી ખળભળવા લાગ્યા.

થોડીકવાર પછી એક મૂક ક્રિયા તોડવાના આવાહન રૂપે અમીચંદે પોતાના માથાપરથી ફેંટો ઉતારી પલંગ પર મુકયો અને એક ધોગો ઓંખારો ખાધો, કોટ ઉતારી ખીંટીએ ભેરવ્યો.

અમીચંદે થોડીકવાર શયનગૃહમાં આમતેમ આંટા માર્યા ને એણે પલંગ પર કોકશાસ્ત્રની ચોપડી પોતે મુકી હતી તે જગ્યાએથી દુર ઉઘાડેલી હાલતમાં જોઈ. અમીચંદે જેમની તેમ એ ઉઘાડેલી ચોપડી ઉપાડતોની સાથે શશક પદ્મનીના એ નગ્ન ચિત્રો જોયાં. અમીચંદે એ ચિત્રો જોતાં જોતાં લલિતા તરફ એક દ્દષ્ટિ ફેંકીને એ ખડખડાટ હસ્યો. એ હાસ્યમાં વાસનાના મલિન પડઘા લલિતાના હૃદયમાં સમી ગયા.

અમીચંદે ચોપડી પલંગ પર મુકી, લલિતાનો હાથ પકડયો. અમીચંદના સ્પર્શથી લલિતાના શરીર આખામાં એક કંપારી વછુટી.

" કેમ બોલતી નથી ? શરમ લાગે છે?"

લલિતાનો હાથ અમીચંદના હાથમાં મખમલનું ઓસીકું ભીંસાય એમ ભીંસાણો.

' લે ચાલ નાસ્તો કરીએ. " અમીચંદે લલિતાને ઘસડી પલંગ પર બેસારી પોતે બાજુ પર બેઠો અને મીઠાઈનું પડિકું ખોલી એણે લલિતા પાસે મુકયું પણ લલિતાએ ન તો મીઠાઈ ખાધી કે ન તો એ મિઠાઈ સામે જોયું.

" કેમ તું રીસાઈને બેઠી છો ? " અમીચંદે લલિતાની ગરદને હાથનો ભરડો લઈ લલિતાને ઢંઢોળી.

" બોલ બોલ. કેમ રિસાણા છો રાણીજી ? બોલી નાખ ને તારે શું જોઈએ છે ? પૈસા, કપડા કે દાગીના કે વળી બીજું કાંઇ ? ગમે તે માગી લે. હમણાં હાજર કરી દઉં ! અને આમ જો. "

---

## શબરીનાં બોર

[ ઢાળ: ' હું તો સંધ્યાના રંગ જોઉં ન્યારા ' ]

હું તો વીણી વીણીને લાવી બોર :<br>
કે રામજી આવ્યા નહિ !<br>
મ્હેં તો ધાર્યું'તું આવશે કિશોર :<br>
કે સન્દેશ કહાવ્યા નહિ !

મ્હેં તો મીઠાં ચાખીને રાખ્યાં બોર :<br>
કે રામજી આવ્યા નહિ !<br>
હું તો ઉભી છું ધીખતે બપોર :<br>
કે સન્દેશ કહાવ્યા નહિ !

હું તો મુંઝાતી જોઉં છું કે વાટ :<br>
કે રામજી આવ્યા નહિ !<br>
મ્હેં તો ઢાળ્યા છે પ્રાણ કેરા પાટ :<br>
કે સન્દેશ કહાવ્યા નહિ !

હું તો ઉભી તળાવને કિનાર :<br>
કે રામજી આવ્યા નહિ !<br>
કરે કોયલ ! શું કુંજમાં વિહાર :<br>
કે સન્દેશ કહાવ્યા નહિ !

[ સાખી ]

આંબા ડાળે ઝુલતી, કોયલ ! કહે સન્દેશ :<br>
શબરી જુએ વાટડી, આવોને પરમેશ !<br>
રામ ! તમારે કારણે, રાખ્યાં ચાખી બોર;<br>
જપતા ઉભી વનમાં, બળબળતે બપોર.

હું તો વીણી વીણીને લાવી બોર :<br>
કે રામજી આવ્યા નહિ !<br>
મ્હે તો ધાર્યું'તું આવશે કિશોર :<br>
કે સન્દેશ કહાવ્યા નહિ !

મૂળજીભાઈ પી. શાહ

અમીચંદે લલિતાના મોઢા પરથી લાજનો છેડો ખસેડયો અને ખસેડતાની સાથે અમીચંદે લલિતાની આંખના પોપચાં અશ્રુથી છલકાતાં જોયાં. કોઇ દાક્તર એના દર્દીના મોઢા પર કોઇ દર્દના ચિન્હો તપાસવા દર્દીના મોઢાને પોતાના હાથમાં મજબૂત જકડી લ્યે, ને એ ટાણે દર્દી જે અસહ્ય અકળામણ સેવે, એવી અકળામણ અમીચંદે લાજનો છેડો ખસેડતાં લલિતાએ અનુભવી. અમીચંદે એના બે હાથોમા એ રડતા મુખડાને પોતા હાથે પકડયું ને એક વિષય–ભૂખની કારમી તૃપ્તિ સમું ચુંબન ભર્યું.

...ને.. લલિતાને ભૂખ નથી. લલિતાને મીઠાઇમાં કોઇ સ્વાદ નથી. વિવાહના એક માસ સુધી લંબાયેલા પ્રસંગમાં રોજ રોજ ગળ્યું ખાઇ ખાઇને મીઠાઇ પ્રત્યે એને અરૂચી થતી હશે, એમ ધારી અમીચંદે લલિતાને નાસ્તાનો આગ્રહ કરવાનો છોડી દીધો.

અમીચંદે થોડીક વાર મૌન સેવ્યું. કેમ કરીને લલિતાને રીજવી શકે એ વિચારે એ ચડયો. લલિતાના કોઇ અદીઠ શોકાગ્નિને સમાવવાની રીત એને આવડતી નથી. શું બધાય નવાપરણનારાઓની રાત્રિ આવી અર્થશૂન્ય જતી હશે? શું મારા જેવા બધાય જુવાન માણસોને પોતાની નવી વહુને મનાવતા, અને એને પોતાની તરફ મુગ્ધ કરતા આવી મુશ્કેલીમાંથી પસાર થવું પડતું હશે?

થોડીકવાર એ વિચારશૂન્ય પણ બની ગયો. એની સામેની દિવાલમાં લટકતી સિનેમા નટીઓની અર્ધનગ્ન તસ્વીરો તરફ એ ધારી ધારીને જોવા લાગ્યો.

એ તસ્વીરો એના અંતરના તાર ઝણ ઝણાવી મૂકતી હતી જેમ ચિત્રકાર એના નિર્જીવ અપૂર્ણ ચિત્રની ભાવના કોઇ સજીવ પ્રતિ-મૂર્તિમાંથી પીએ છે તેમ અમીચંદ એ તસ્વીરો જોઇ જોઇને પોતાની થીજેલી લુબ્ધ વાસના વૃત્તિને ઉશ્કેરી રહ્યો હતો. હોલીવુડના એ બે ફૂટ સૌન્દર્યનો રસપ્રવાહ એની આંખોમાં અવ્યકત પ્રવાહ રૂપે રેડાતો હતો.

કોઇ સુતેલો શિકારી પ્રાણી કોઇ શિકારની આજુબાજુથી હસ્તીની ગંધ આવતાં ઉન્માદ ભરી આંખ ઉઘાડે ને એના ખાજને તિવ્ર બની સંશોધે તેમ અમીચંદ પેલી તસ્વીરોમાંની નટીઓની નગ્નતાએ જગવેલા મનોવિકારની આતસમાં ઘેલો બની ગયો. એક પલવાર જાણે કે એના અવયવોમાં વિજળી ચમકી.

લલિતા એની બીની આંખે વાસના તરસની વિકરાળ લાગણી વ્યથાની રેખાઓ અમીચંદના મોઢા પર અંકાતી જોતી હતી. એ લાગણી વ્યથાથી વધારે ઉગ્ર અને 'સખ્ત બનતી અમીચંદની રૂંવાટી લલિતાને થરથરાવી રહી હતી. કઇ ક્ષણે અમીચંદની વાસનાનો હવસ પોતાને ઝડપી લેશે એ કલ્પના માત્રથી લલિતાના ગાત્ર શીથિલ થઇ જતા હતાં.

અમીચંદના જીગરમાં હવે વાસનાની આગ મળગવા માંડી ને એણે લલિતાનું કાંડુ પકડયું અને એને છાતીમાંથી ભીંસી બસ...અને સવાર પડયું.

× × ×

પછી તો એવી કેટલીએ રાત્રિ એ શયનખંડમાં આવીને ચાલી ગઇ છે. અને એ દરેક દરેક રાત્રિએ એ ખંડના હૈયામાં એકનું એક સમાજની લગ્ન પદ્ધતિને સંરક્ષતું નાટક ભજવાયા કરે છે. એ નાટકના તખ્તાપર લલિતા-અને અમીચંદના પાત્રો સમાજની લગ્નસંસ્કૃતિના હેતુને પોષિત બનાવતી ભૂમિકા ભજવી જાય છે એ નાટકનું નામ શું? એ નાટકનું નામ હતું "પરિણિત જીવન" અને એ નાટકનો હેતુ હતો "સંતતિસર્જન"

× × ×

લલિતાના લગ્ન પછી લલિતાનું શરીર અને લલિતાનું મોહકરૂપ ઓસરવા માંડયું છે. દિવસે દિવસે લલિતાનું બદન કોઈ અસાધ્ય રોગમાં સપડાતું જતું હોય તેમ સુકતુ જાય છે એ વર્ષમાં તો લલિતા સુકાઈને લાકડાના છોડીયા જેવી બની ગઈ

જેમ જેમ લલિતાનું શરીર સ્વાસ્થ્ય ક્ષીણ થતુ જાય છે તેમ તેમ તેની માનસિક સ્વસ્થતા તકલાદી બનતી જાય છે. અમીચંદે ડાક્તરોની દવાઓ લલિતાને પીવરાવવા માંડી છે પણ એ દવાઓ એના નનામા રોગને લાગુ પડવાને બદલે રોગના મૂળીયાં વધારે ઊંડા અને વધારે સ્થાયી બનાવે છે

અમીચંદ લલિતાની નબળી તબીયતની અને એ નબળાઈમાં લલિતાના બનતા જતા ચીડીયા સ્વભાવની વાતોથી પોતાના મિત્ર મણિલાલને વાકેફ કરે છે એક દિવસે અમીચંદે મણિલાલને કહ્યુ "યાર આ બાયડીયો તો તોબાહ. દિવસ રાત જંપવા દેતી નથી."

"અમીચંદ નિરાશ શા માટે થાય છે?"

"તો શું કરું?"

"એના રોગના કારણો શોધી, ચીવટ ભરી સુશ્રુષા કરોને?"

"તો શું અમે એની સુશ્રુષા નથી કરતા? પણ એનો રોગજ કોણ જાણે કેવો છે! કંઈ ખબર પડતી નથી!"

"ડૉક્ટરની સલાહ લીધી?"

"અરે સલાહ તો શુ, પણ ગામમાં છે એટલા તો દવાખાના બદલાવી નાખ્યાં વૈદ અને સુયાણી સુદ્ધાં પાસે તપાસાવી અને પીર ઓલિયાના ડેરા પણ કર્યા તોય કંઈ ફેરફાર દેખાતો નહીં."

"તો તો હુ માનું છુ કે એને માનસિક અસ્વસ્થતા જ બિમારી રહી હશે!"

"માનસિક અસ્વસ્થતા?" એ વળી કયો રોગ?" અમીચંદે પોતાના વેપારની પરિભાષામાં કદિએ આવા શબ્દો સાંભળ્યા ન હતા

"તો પછી એ રોગ ટળે એવો કોઈ રસ્તો બતાવને?"

"બતાવુ?"

"હા હા બતાવ .. ... ..... ..... . ...... ..... .. ...ને ચાલ હમણા જ, તારે તારી ભાભીને જોવી હોય તો એનુ પીળું શરીર તુ જો, અને એ રોગનો કોઈ ઇલાજ શોધી દે"

અમીચંદના પિતાના એકવારના ભાગીદારનો પુત્ર મણિલાલ બી એ ની પરીક્ષા આપી વેકેશનમાં પોતાને વતન આવ્યો છે અમીચંદના અશિક્ષિત માનસથી એ બરાબર વાકેફ છે. મણિલાલ પોતે એક સંસ્કારી અને ઉદ્દામ વિચારનો જુવાન છે એની જુવાનીને અમીચંદની જુવાની વચ્ચે આસમાન જમીનના અંતર છે અમીચંદનો એ મિત્ર નથી પણ ગામમાં એની વયનો, અને કંઈક તો પિતાની જુની ઓળખાણ અને ગાઢા સબંધને લઈ દયાળ શેઠના એ નબીરા સાથે હરવા ફરવાનો જ સંબંધ મણિલાલને બંધાયો છે

મણિલાલને લઈ અમીચંદ ઘેર આવ્યો લલિતા પોતાના શયનખંડની બારી પાસે કોઈ પુસ્તક વાંચતી ઉભી હતી અમીચંદ અને મણિલાલના આવવાથી લલિતાએ પુસ્તક બંધ કરી કંઈક સંકોચ સાથે શરમાતે મુખડે લાજનો છેડો આડો તાણ્યો. લલિતાને લાજ કાઢતાં જોઈ અમીચંદ બોલ્યો

"આ તો મણિલાલ છે મારા કરતાં બે દિવસ નાનો છે. એની લાજ ન હોય!"

લલિતાએ લાજ પાછી ઉઘાડીને મણિલાલ પર એક નામીદ દૃષ્ટિ કરી એ દૃષ્ટિમાંથી જાણે કે કોઈ યાતના અને દમનના નિચોડ ઝરતા હતા

"અને મણિલાલ તો મારો મિત્ર છે બી એ ભણે છે ને ગાંધીનો માણસ છે,"

અમીચંદની નજરમાં પેતાનાથી વધુ ભણેલો અને ખાદીને પોષાક પહેર્યો હોય, એ બધા ગાંધીના જ માણસ તરીકે દેખાતા.

બી. એ ભણતા અને ગાંધીના માણસ તરીકે પોતાના પતિદેવના મુખે સંબોધાતા એ અપરિચિત જુવાન સામે ફરી કુતુહલભરી નજર કરવાની ઉત્કંઠા લલિતાના હૃદયમાં જાગી. વહેંતીયા અમીચંદના ગૃહ-સંસારના અદીઠ મુલકમાં પોતના જીવન સમસ્તની ચેતના હોમી, જીવન સમસ્તની ભાવના જલાવી, કેવળ મરવાની આશાએ જીવતી લલિતાની સામે જાણે કે વિરાટના દર્શન થતાં લાગ્યાં.

ઉંચો, ભરાવ અને શુદ્ધ ખાદીના પોષાકમાં આંખે ચશ્માવાળા મણિલાલનું સાદું યે બદન ખૂબ ખૂબસુરત દેખાતું હતું એના મુખમાંથી હજી એકેય શબ્દ બોલાયો નહતો છતાં એના તેજોમય ચહેરામાં રમતી ગંભીર છાયામાં એ જુવાનના અંતરની ગહનતા જાણે કે લલિતા સામે ઉઘાડી થતી હતી. એવો સરસ માણસ એ કોણ હશે ?

" લલિતા જો આ ભાઇ સાથે તારે કાંઇ વાત કરવી હોય તો તને છુટ છે. "

જાણે કે કોઇપણ માણસ સાથે પોતાની ખાસ મંજુરી વિના બોલવાના અધિકારનું સ્વામિત્વ કેવળ મણિલાલ માટેજ પોતે જતો કરતો હોય એટલા ગર્વથી અમીચંદે લલિતાને જણાવ્યું.

નવા આવનાર જુવાન સાથે શું બોલવું એ લલિતાથી ન સમજાયું ને મણિલાલને લલિતા સાથે કઇ રીતે શું બોલવું એ ન સમજાયું. બન્ને પરસ્પરથી સાવ અજાણ્યા છતાં બન્નેની પહેલી ઓળખાણના પડદા શી રીતે ચીરવા એ લલિતા અને મણિલાલને મન એક કોયડો થઇ પડયો અને પળવાર પછી એ કોયડાની મુંઝવણ તોડતો હોય તેમ અમીચંદ મણિલાલ તરફ જોઇ બોલ્યો.

" સાચું પૂછો તો, આખો દિવસ આવાં પોથાં વાંચી વાંચીને એણે એ । રોગને વધાર્યો છે. દાકતરે કહ્યું છે કે, એને વાંચવા દેજો મા પણ તોય આતો મારૂં માને જ નહિ ! "

લલિતની આંખોમાં અમીચંદના એ હડહડતા જુઠાણાં સામે રોગને અગ્નિ ભભૂક ઉઠયો.

" હા ! હું વાચું છું એ તમને નથ ગમતું. તમારી બાને પણ નથી ગમતું; અને તમારાં બાને નથી ગમતું; માટે જ તમને નથી ગમતું. હું વાચું છું તેથી જાણે કેમ તમારી આબરૂના કાંકરા ખરી પડત હોય ! "

" અમીચંદ ભાઇ " મણિલાલ હવે વચ્ચે જ બોલી ઉઠયો, " ખરૂં પૂછો હો તો વાંચ વાથી જ લલિતાભાભીથી રોગની પિ વિસરઇ જતી હશે. વાંચનની વિશિષ્ટતા એ છે કે એનાથી મનુષ્ય એના તમામ સંતાપે વાંચે એટલી વાર તો ભૂલી જાય છે. "

અમીચંદને એ ખંડનું વાતાવરણ જા કે બદલાઇ ગયેલું લાગ્યું. અમીચંદ તો મણિ લલને લલિતા પાસે લઇ આવી લલિતા એના વાંચનની અમર્યાદિત આદત માટે કંઇ ઠપકો અપાવવા ઇચ્છતો હતો તેને બદ મણિલાલે તો ઉલટી રીતે જ પોતાનું કા શરૂ કર્યું.

મણિલાલની તરફદારીથી લલિતાના પી અને રેંસાયેલા દેહમાં જોમ આવ્યું. અ અમીચંદ સામે એની આંખોમાં સખ્તાઇ આવ

મણિલાલની રૂબરૂ લલિતાએ પોતા અને પોતાના વડિલોને વગોવી પોતાના સલિ પરના સ્વામિત્વની નરી હાંસી જ કરી ! એમ અમીચંદને લાગ્યું. છતાંએ અપમા અને હાંસીના પ્રસંગને તે ગળી ગયો.

પોતાના પતિ સ્વમાનના પ્રત્યેક બ્

તકમાં લલિતાને અમીચંદે કાઢી નાખી હતી. પરંતુ લલિતાના વાચન શોખની વૃત્તિને તો કુન્હેરી નરોગે શક્યો. અમીચંદના માબાપ, બ્હેનો અને નજીકના સગા વ્હાલાં એ બધાયની દૃષ્ટિ લલિતા વહુની ચોપડીઓ ભાળી ન જાતી. એ ચોપડીઓ વાંચી વાંચીને તો લલિતા વહુ સુધરી જતી હતી, એ થોથાઓ ફેરવી ફેરવીને તો લલિતા વહુ ઘરનાં ઘરકામ પણ ભુલી જતી ને એ ચોપડીઓ ભણી ભણીને લલિતા વહુએ આમ આખામા શેડના ઘરને "સુધરેલી વહુના ઘર" ને કાજે નામે ચોડી દીધું હતું.

"અમુભાઇ માઠું ન લગાડો તો એક વાત કહું."

"કહેને યાર તારી વાત સાંભળવા તો હું તને તેડી લાવ્યો છું."

"તમે લલિતા ભાભીના જીવનેણુ રોગને મટાડવા માગો છો?"

"તઈ શું અમે એને મારવા માગીએ છીએ?"

"..અને તમે તમારું અને લલિતા ભાભીનું જીવન સુખમય બનાવવા માગો છો?"

"મણિલાલ તારે શું કહેવું છે?" અમીચંદે કંટાળો સમેટતા કહ્યું.

"અમુભાઇ, તમે મને લલિતા ભાભીના રોગની કોઇ દવા સૂચવવા તેડી લાવ્યા છો. જો એ રોગની દવા તમારે જોતી હોય અને લલિતા ભાભીના જીવનઉગારના સાચા રાહો અખત્યાર કરવા હોય તો તમારે તમારા ઘરના વડિલોના કપકારુમાંથી લલિતા ભાભીને મુક્ત કરાવવાં જોઇએ. તમારા વડિલોના જુના ચીલાના બધા દોરોમાંથી લલિતા ભાભી સ્વતંત્ર બનવાં જોઇએ."

"પણ માવતરની કાંઇક તો મરજાદ પાળવી કે નહિ?" અમીચંદ મણિલાલને બોલતા અટકાવી વચ્ચેજ બોલ્યો.

"મારે કેવી મરજાદ પાળવી એ તો કહો? શા માટે મણિલાલભાઇને ભરમાવો છો? એ વરસ થયાં મારું શરીર લેવાતુ જાય છે, મારા શરીરના અવયવો ગળતા જાય છે. મને કશુંય એવતુ કે ઉડતું ગમતું નથી; અને તેથી હું વાંચું છું. મને વાંચવા આવડે છે તે તમને કોઇને પરવડતું નથી. તમને જે ન પરવડે એ તમારે ન કરવું પણ મને જે પરવડે એ હું કરું છું ને આથી તમે બધા મારા પર ખોફ રાખો છો."

"શું ખોફ તારા પર રાખ્યો? તરકટ રહેવા દે."

"શા માટે રહેવા દઉં? હું સાચું કહું છું ને સાચું કહીશ."

તેલની ખોટે ટમટમ બળતા દિવામાં કોઇ તેલની ધારા રેડે ને દિવાની જ્યોતિમાં પ્રાણ પ્રસરી ઉઠે તેમ લલિતાના ઉજ્જડ અને સુક્કા ચહેરામાં પ્રકાશ પ્રજ્વળી ઉઠ્યો. અમીચંદને એ પ્રકાશમય ચહેરામાં લલિતા કોઇ જુદીજ દેખાણી.

મણિલાલ જેવા સમોવડીયા માણસની હાજરીમાં પોતાની સામે લલિતા જીભ હલાવે એ અમીચંદથી ન સહેવાણું. કોઇ માણસની રૂબરૂમાં લલિતા પોતાની સામે ગમેતેમ બોલે એ તો પોતાના લલિતાના પતિ તરીકેના વર્ચસ્વની ચોકખી અવગણનાજ કહેવાય ને? એવી અવગણના અમીચંદે કોઇદિ' સહી નથી ને આજે એ સહે! લલિતાને એક તમાચો ચોડી દેવાની અમીચંદને ઇચ્છા થઇ આવી પણ મણિલાલની દેખતાં અમીચંદ લલિતા

માટે કંઈ ખાસ પગલું ભરવાની હિંમત ન કરી શક્યો.

મણિનાને લલિતા અને અમીચંદના સંબંધની કડીનો ભેદ પારખી લીધો. લલિતાના રોગની ઉત્પત્તિના કારણને અને એ કારણમાં પેઠેલા સડાને મણિનાથે તપાસી લીધો. લલિતાના રોગની અસાધ્ય પર સ્થિતિનો ઉકેલ મણિનાથને સમજાતો હતો. લલિતાની સંસ્કારપ્રિયતા અમીચંદશેઠના કેદખાનામાં પુરાણી હતી. જે માર્ગરેખાએ માનવી પગલાં પાડવા નથી માગતો એ માર્ગરેખાએ માનવી અનિચ્છાપૂર્વક ધકેલાય છે ત્યારે માનવી બેબાકળો બની ઉઠે છે, ત્યારે માનવીનું જીવન અપંગ અને આંધળું બની જાય છે. લલિતાના જીવનનો ઉગતો કાળ આવી જ કોઈ દિશાએ જોર જુલમથી ધકેલાતો હતો. પોતે ન ઇચ્છતા હોય તેવો પતિ, પોતે ન મંજુર કરતી હોય એવું ગૃહજીવન અને પોતાને લગીરે આકર્ષતો ન હોય એવી સંસારની વૈભવ અટારીઓમાં પુરાઈ-દબાઈ રહેવું લલિતાને માટે-લલિતાના જીવન માટે જોખમકારક હતું.

ઇચ્છાના આપ મેળે સ્વીકાર વિનાની પ્રત્યેક વસ્તુ અને ઘટના માનવીના અંતરમાં સ્થાયી બની શકે નહિ ઇચ્છાના અવ્યક્ત સર્જન પાછળ તો માનવીનું અંતર છે. અને અંતર એ જ માનવી જીવન છે. ઇચ્છાની અવગણના એટલે તો અંતરની લાગણીઓનો ઇન્કાર અને અંતરની લાગણીઓનો ઇન્કાર એટલે કે માનવીની હસ્તીનો ઇન્કાર.

લલિતાની ઇચ્છાની વિરુદ્ધ અમીચંદની જીવનસૃષ્ટિ આખીમાં પગે પગે પ્રતિકાર જ હતો. અમીચંદની અને અમીચંદના વડીલોની સમાજ સૃષ્ટિમાં લલિતા સામે રોષ હતો. લલિતાએ પોતાની રીતે નહિ પણ બીજાની રીતે જીવવું એવો લલિતાના સાસરાનો અખંડિત આગ્રહ હતો અને એ આગ્રહની અમલદારીનું ખુનમ ભરીને અમીચંદ લલિતાની ભાવનસૃષ્ટિ સામે લાગ્યો હોય એમ મણિનાથના જાણવામાં આવ્યું. એ લાતના અંજામ રૂપે લલિતાનો દેહ મણિનાથને અમીચંદના શયનગૃહની ધુરતી હવામાં હવામાં હણાયેલો ભાસ્યો.

" અમુભાઈ " ઘેનુર ઉંઘમાથી જાગતો હોય એમ મણિભાન બોલ્યો.

અમીચંદે એના કાન-અને આંખો મણિલાલ તરફ માંડ્યાં.

" તમે લલિતાભાભીનો જાન ઉગારવા નથી માગતા એ વાત સાવ સાચી છે. "

મણિનાથને પોતાના મિત્ર તરીકે માનવામાં અને પોતાના મિત્ર તરીકે લલિતા પાસે લઈ આવવામાં, અમીચંદને પોતાની ચોકખી ભૂલ દેખાઈ, ને એ ભૂલના મણિનાથની મજાકનાની પછળ પછળ ખેરફૂરી લપાતી હતી એમ અમીચંદે માન્યું.

" મણિલાલ તું ખોટું કહે છે-લલિતાની વાત માનવા જેવી નથી. "

" લલિતાની વાત હું માનતો નથી, અને તમારી વાત પણ હું માનતો નથી. વાતોની સચ્ચાઈ હું સ્વીકારતો નથી. હું તો લલિતાભાભીના દેહ-દમનના પરિણામ રૂપ મારી સામે દેખાતા તેના હાડપિંજરને હું જોઉં છું. તમારા બન્નેના જીવનના ગર્ભિત ખ્યાલો મને નથી. અમુભાઈ, તમે કબુલ કરી લ્યો કે લલિતાભાભી અને તમારી વચ્ચે કેવો મેળ છે, લલિતાભાભી અને તમારી વચ્ચે કેવો સ્નેહ છે તમારા ઘરસંસારમાં કેટલી સુગમતા છે કે દુર્લભતા છે એ વિગતથી હું સાવ અજાણ્યો હતો. લલિતાભાભી પાસે આજે તમે મને તેડી લાવ્યા છો લલિતાભાભીને આજે જ આ પહેલીવાર હું તમારી સામે જોઉં

એટલે તમે મને લલિતા ભાભીનો પક્ષકાર માની ન લેતા."

"અમુભાઇ તમે મારા મિત્ર હો, જો કે તમારામાં મારા મિત્ર બનવાની કે મારે તમને મિત્ર તરીકે સ્વીકારવાની કશી લાયકાત તમરામાં નથી, છતાં તમારા ઘરવાસમાં ઠર્યાં અને મીઠા ઝેર વ્યાપી ગયાં હોય તો એ ઝેર ના અનર્થમાંથી તમને વહેલી તકે બચાવી લેવા માગું છું. તમે એક જ નહિ પણ મારા કેટલાએ મિત્રોના ઘરવાસના અધારાં મેં ઉકેલ્યા છે અને એ સૌની ગૃહ-કુંજોમાં આમાની અને મીઠાશનાં તેજ વેગયા છે."

"અમુભાઇ, હું તમારા ઘરમાં એવા તેજ વેરાય એમ ઇચ્છુ છું. તમે લલિતા ભાભીને તમારી ગુલામ ઘરવાળી તરીકે માનવાની ભૂલ સુધારી લો અને લલિતા ભાભીને તમે તમારા જેટલા જ સ્વતંત્ર, સ્વસ્થ અને સ્વાશ્રયી બનવા દો." મણિલાલ મિઠાશ ભરી, ગૌરવ ભરી પોતાની સંસ્કારી ભાષામાં બોલતો હતો એની ભાષાના એક એક બોલમાં આદર્શ ભાવના ટપકે છે, પણ અમીચંદને મન એ બોલ-એ ભાષામાં નર્યું દિવાનાપણું જણાય છે પોતાના આજારી ઘરવાસમાં અને આજારી ઘરવાળીના નાદુરસ્તીના નુસખાની રીત સમજાવતો મણિલાલ સાચો વૈદ ન હતો મણીલાલના વૈદા અને પ્રાણઘાતક લાગ્યાં મણિલાલ ભણીને બટકી ગયો છે, એમ અમીચંદે માન્યું.

"લલિતા ભાભી વાંચે છે, તો એને વાંચવા દો. એ વધશે એટલે એનું જીવન-ક્ષેત્ર વિશાળ બનશે તમે પણ એજ ક્ષેત્રમાં સમજી જશો. તમે તમારી આવી આદર્શ ગૃહિણીના સહવાસની હુંફમાં."

..."મણિલાલભાઈ બસ કરો." અમીચંદનો અવાજ ત્રાડ મારી ઉઠ્યો "તારે મારા ઘરસંગની ચોવટ કરવાની નથી."

પાથર પર વિજળી પડે ને પ્રત્યરની આસપાસ જેવી કારમી શાંતિ વ્યાપે તેમ મણિલાલના હૈયામાં કોઇ ધમાકો થઇને હૈયું શતદાર બની ગયું. અમીચંદના મનોરસોગના પ્રાકટ્યનું છેલ્લું સ્વરૂપ જાણે કે મણિલાલ બેઠો હતો ત્યાંથી ઉપાડીને બહાર ફેંગાયું હતું. લલિતાનો સુકો દેહ પણ અમીચંદના આકરા અને આગીયા ભભૂકેના કોપને જોઇ થરથરવા લાગ્યો.

"ચાલ્યો જા મણિલાલ મહેરબાની કરી તું હવે પાછો ન આવીશ."

"અરે અમુભા .."

"બસ !"

અમીચંદ મણિલાલનો એક શબ્દ સરખોએ સાંભળવા નથી માગતો, એવા નિશ્ચયથી અમીચંદ બોલ્યો. મણિલાલ અમીચંદના સ્વભાવનું સનાતન સ્વરૂપ પામી ગયો

એકશબ્દના એ ફરી ઉચ્ચારણનો આગ્રહ ધરાવ્યા વિના મણિલાલ પોતાની અપમાનિત દશાના ભારણ સહિત ઉઠ્યો એ ત્યાંથી ચાલવા જવાને માટે ઉઠ્યો. ફરી એ ખંડમાં ન પ્રવેશવાની ખાત્રીપૂર્વક એ ઉઠ્યો. પણ પગ ઉપડતા નથી. ઉભા ઉઠવા સંમત થતું નથી. સામે દેખની લલિતાની દયામણી મૂર્તિ જાણે કે મણિલાલને અમીચંદના પીડન-પાશમાંથી ઉગારી જવા વિનવી રહી છે.

છતાંએ મણિલાલને એ સ્થાનેથી ચાલ્યા જવાનું છે. પરમાલિકીના પરભોમના અમીચંદ પાસે ઉભવાનો મણિલાલને શો અધિકાર છે? મહામુસીબતે જીગર કાબુમાં લઇ મણિલાલે એ સ્થાનેથી પગલાં ઉપાડ્યા જતા જતાં ફરી એકવાર એ બારણામાં થોભી ગયો.

"અમુભાઇ, હું જાઉં છું."

"હા જાવ, અને તમારા પગના પાળા અમને ન બતાવજો લુચ્ચા."

"પણ અમુભાઇ જતાં જતાં એ વેણ

કારમી વિષયભૂખની ચેટથી ધ્રૂજતી હોય એવી સ્ત્રી કલ્પના અમીચંદના મગજમાં ખડી થઇ. અમીચંદ સામે એનો કાળો ને ગોઝારો ભૂતકાળ અંકાવા લાગ્યો. ઓત્તમ વહુની મરણ પથારી પર જાણે કોઇ નવી છવતી લલિતાની પથારી પથરાણી ને એ પથારી પર અમીચંદના કાળા ભૂતકાળની સ્મરણ શિલાઓ એક પછી એક ગોઠવાતી હોય તેમ બીજી પાંચ પથારીઓ પથરાવા લાગી. અમીચંદના દેહમાં એક કંપારી-ધ્રુજારી આવી ગઇ. અમીચંદનું હૈયું ભૂતકાળના એના જીવન ખંડીયેરમાંથી કોઇ મહા ભિષણ દેખાવ જોઇને ડરી ઉઠયું. એનાથી એ કલ્પના-દૃષ્ય ન સહેવાયું. એણે એના હાથ એની આંખો આડે ઢાંકી દીધા. ડોક્ટર તાજુબ બન્યા. ડોક્ટર અમીચંદને ન સમજી શક્યા.

"...અને...અને સાહેબ મારી એ ઓરત લલિતા મારા જુલ્મોથી તોબાહ પોકારી ક્યાંક ચાલી ગઇ.

"લલિતા ?" ડોક્ટરના હૃદયમાં સ્વગત સવાલ ઉઠયો. આશ્ચર્યથી સ્તબ્ધ થયા અને અમીચંદની માફક ઉંડુ મનન-મથન કરવા લાગ્યા ક્ષણ પછી ડોક્ટર સાવધ બન્યા.

"હં હં...અને ભાઇ તમે તમારી એ ઓરતને પાછી ક્યાંય જોઇ હતી?"

"ના ના, મેં એને પાછી નથી જોઇ. પણ પાછળથી દેઠ સાત વર્ષે સમાચાર મળ્યા'તા, કે લલિતા મુંબઇના દવાખાનામાં નોકરી કરે છે ને એને એક દિકરો પણ થયો છે."

"અમીચંદભાઇ જરા હૃદય કાબુમાં રાખી વાત કરો. કૃપા કરી મને કહો; ત્યાર પછી તમે વધારે કાંઇ જાણો છો?"

"ના સાહેબ નથી જાણતો. શું જાણું અરરર ભગવાન મારી ઓરત!"

"ત્યારે વારૂ તમેજ તેના વિષે વધારે જાણવા માગો છો?" ડોક્ટરે કહ્યું. ડોક્ટરના મોઢા સામે અમીચંદ તાકી રહ્યો.

"કોના વિષે સાહેબ!"

"તમારી ઓરત વિષે."

"હા હા સાહેબ! ઓ ભાઇ કંઇ મને કહોને! કહી દો, કહી દો, દાક્તર સાહેબ! એનું શું થયું? એ જીવે છે કે મરી ગઇ?"

"મરી ગઇ તમારી ઓરત લલિતા, મરી ગઇ; અને એને અહિંથી નસાડી તમારા કતલખાનામાંથી છોડાવી જનાર જુવાન મણિલાલ પણ એક અકસ્માતમાં ગયે વર્ષે મૃત્યુ પામ્યો!"

"અરરર મણિલાલ બિચારો! ઇ પણ મરી ગયો!

અને લલિતાનો દીકરો મને બતાવોને હું હું દાક્તર સાહેબ! ઇ તો જીવે છે ને? એ એ દિકરો મારો છે. મારો એ બાળક છે. દાક્તર મારા પર દયા કરો એ પુત્ર ક્યાં છે?"

"એ જીવે છે ને આજે તો એ જુવાન બન્યો છે. એ ડો......"

"ક ક ક ક ક" ડોક્ટરનું વાક્ય અધરૂં રહ્યું. સુવાવડીના ડારતા કંઠે ડોક્ટર અને અમીચંદને સ્વસ્થ અને સાવધ બનાવી મુક્યા.

ડોક્ટર છલંગ મારી સુવાવડીના પલંગ પાસે ગયા. ઇન્જેકશનની અસર ખલાસ થઇ હતી અને સુવાવડી એના મૂળ સ્વરૂપમાં મુકાઇ હતી.

એક આંચકો, એક ચીસ અને એક પછડાટે ઓત્તમવહુનો આત્મા પરલોક સિધાવી ગયો.

અને બીજી જ ક્ષણે અમીચંદનો સાદ રડી ઉઠયો. અમીચંદના રડવાનો અવાજ સાંભળી ઘરનાં બીજા માણસો પરિણામ પામી ગયા અને એમના હૈયા પણ રડી ઉઠયાં.

ડોક્ટર સુવાવડીના પલંગ પાસે ઉભા હતા ત્યાંથી ધીમે પગલે ખસ્યા અને ઓત્તમ વહુના શુનકાર દેહને ચોપાસ ઉતરેલા લાગણી અંધકારમાંથી નમન કર્યું. અને જતાં જતાં ડોક્ટરે પોતાની વિમાતા ઓત્તમ વહુના

# શિખામણ

[ ઝુલણાંકી ]

વ્હાલી, ઉપહાર એક આપૂં હું આજ ત્હને;
જો કે નજીવી છેક સાચા સ્વીકાર મને:

છે તે નજીવી, તોય, છે તે નકામી નાજ—
ત્હારી મના ને હોય તો તે હું આપું આજ.

વ્હાલી, એ વસ્તુ નથિ— વસ્તુથી વિશેષ કૈંક, ૫
આપવી સહેલ અતિ, લેવી મુશ્કેલ કૈંક.

'છે શું એ વારતાજ ?' માત્ર વારતા નહીંજ,
દર્શો બનાવનાજ એવી કથા નહીંજ;

વ્હાલી, પરોપકાર મ્હોટા પુરુષ કરે,
ન્હાનાં, કરી વિચાર, હૈયે દયા ધરે; ૧૦

મ્હારૂં નસીબ અલ્પ— મ્હારે ન મિત્ર બહુ,
થાવું મ્હને પ્રગલ્ભ લાગે વિચિત્ર બહુ

કીધો અભ્યાસ નથિ ઝાઝો મ્હેં ગ્રન્થ તણો,
જીવ્યો બાહુ હું નથિ— જોયો સંસાર ઘણો;

લેવાને લેખ, સખિ, છું ના તૈયાર, તેમ; ૧૫
દૂર જવા દેશ તજિ છે ના વિચાર, તેમઃ

છું હું તૈયાર, છતાં, મૃત્યુયિ મ્હાત થવા,
છૂં હૂં તૈયાર, છતાં, રાખમાંહિ 'રાખ' થવા;

છૂં હૂં તૈયાર, વળી,— શાને છુપાવું, પ્રાણ ?—
દેવા, સુરમ્ય કળી, ત્હને વૈધવ્યદાનઃ ૨૦

આપૂં, વૈધવ્ય ત્હને,
દેખે ગુલામ મ્હને

શૂં છે સુવર્ણ, હાય,
શૂં છે સુવર્ણ, હાય,

શૂં છે સુવર્ણ, નાર,—
શૂં છે સુવર્ણ, નાર ?

ત્હારૂં નિહાળિ દુખ
આપી શકૂં ન સુખ

વ્હાલી ! સુખ ક્યાંય વસે,
જ્યાંય ત્હેનું પારણું છે

વાદળૂં આકાશ તણું—
સ્વપ્ન સમું આવતું,

આપૂં હું સુખ નહી,
સારૂં શકૂં ન કહી—

સારૂં શકૂં ન કહી,
સાચૂં શકૂં હું કહી,

વ્હાલી, ન રીસ ધાર,
ઓછાં સજાઇ નાર,

વ્હાલી ! મ્હેં શબ્દ ત્હને
નાખી છે વાત, અને,

સર્વ ત્હને છે વિદિત—
ત્હારું અને મ્હારું હિત

ના હૂં ગુલામ બનું
શૂં છે સુવર્ણ ઘણું ?

જો તે દગાથિ રળ્યું ?
મારી સગાંને મળ્યું ?

મિત્રોને છેહ દિધો ? ૨૫
પન્થિ નિર્મુખ કિધો !

દાઝૂં દિલે હું બહુ,
તેથી ઉદાસ રહું;

છે તે ત્હને ખબર ?
ત્યાં છે ત્હેની કબર ! ૩૦

દરિયાતણું તરંગ—
ને સ્વપ્ન સમું થાય ભંગ !

આપૂં હું શીલ ત્હને,
જૂઠાની સૂગ મ્હને:

જ્યારે હું સાફ કહું, ૩૫
રોકે જો રીસ સહુ.

જાણી મ્હારો સ્વભાવ,
ઓછું ઉરે ન નાવ.

આપ્યો છે મિત્ર એક
ત્હેમાં કહી અનેક. ૪૦

શૂં હું સમજાવું પ્રાણ ?
ત્હેમાં સમાયું જાણ.

પતીલ

જીવતી પરંતુ પોતાનાં માટે વધારે રોમાંચક ને સાહસ ભરેલી રીતે જીવે છે. તેનો અનુભવ, પૃથ્વીભરનાં દરેક માનવ–ઘરબારમાં આજેય પ્રત્યક્ષ મળે છે તો પછી એ ઘરબારની બહાર, પણ સમાજ વ્યવસ્થા માટે તથા રાજ કારભારના નિયંત્રણ માટે પણ સુશિક્ષિત સ્ત્રીઓ નીકળી પડે તો તે પ્રગતિપ્રેરક જરૂર નીવડે.

૧૨. આસામના ત્રિપારાજની કપોલ કલ્પિત વાતો કહી કહીને સ્ત્રીને વાસનામૂર્તિ રૂપે આપણે તુચ્છકારતા જ આવીએ છીએ. તો વિકાર મૂર્તિ પુરૂષ તો તેનાથીયે હલકો છે.

પરંતુ બન્નેનું મનુષ્વત્વ એક જ પ્રકારનું ..ા પ્રતિ લઇ જનારૂં હોવાથી હવે એવો .. આવી પહોંચ્યો છે કે સન્નારીનાં બુદ્ધિ હૃદય અને ચરિત્રબળને નેતૃત્વની તક આપવી જોઇએ ને તે માટે સ્વર્ગીય એની બેઝન્ટદેવી સમાન સ્ત્રીઓના ઉચ્ચ મનુષ્યત્વનાં દૃષ્ટાંત સર્વત્ર પૂરાં પડે છે.

૧૩. હિન્દના સન્નારી વર્ગને શ્રીમતી બેઝન્ટ દેવીએ અંગત મનોબળથી અપૂર્વ ચેતના આપી હતી ને તેને લીધે તે સમયનો પુરૂષવર્ગ એવડી રીતે કેળવાતો હતો. થીઓસોફીની પુણ્યોજ્જવલ પ્રવૃત્તિઓને લીધે નવીન હિન્દનું પ્રજાકીય વાતાવરણ શ્રીમતી દેવીએ ખૂબ ચેતનવંતુ કર્યું હતું. હિન્દ –ભારતની પ્રજા એક અને અનન્ય છે તેનો ખ્યાલ સાંપ્રત પ્રજાકીયતાની દૃષ્ટિએ તો એ આધરીશ આર્યોદ્ધારિણી દેવીએ અર્પેલો.

૧૪. તેમને તો એવા કોડ હતા કે બ્રીટીશ કોમનવેલ્થના ઉપયોગી અંગ તરીકે હિન્દની પ્રતિષ્ઠા વધે તો બ્રીટીશ પ્રજાને જગતની પ્રજાઓને અને હિન્દને પોતાને એક સરખો સંસ્કારી પ્રજાત્વનો લાભ મળે. હિન્દની સંસ્કૃતિનો સમન્વય આજનો હિન્દ એની સ્વતંત્રતા વિના ભાગ્યેજ સાધી શકે તો ત્યાં સુધી બ્રીટીશ પ્રજાને તથા જગતની પ્રજાઓને પણ કેવળ જડવાદને આશરે વિશેષ દુઃખી થયા કરવું જ પડેને ?

૧૫. પશ્ચિમની પ્રજાની કાર્ય વ્યવસ્થાની, યોજકતાની, તથા પ્રેરક વિચાર પ્રચારની નવી રીતો શ્રીમતીએ પોતાના લેખો, વ્યાખ્યાનો, મુલાકાતો, પ્રવાસો દ્વારા હિન્દભરને શીખવેલી છે. તેમ જગતભરની પ્રજાઓમાં હિન્દની હાલની પ્રજા પણ તેમના ઉચ્ચ સંસ્કારીતાવાળા પૂર્વજોના યોગ્ય વારસ છે એ વાત પણ તેમણે મુક્ત કંઠે ગર્જાવેલી હતી.

૧૬. એવા પુણ્યાત્માઓ તો ભગવાનની વિભૂતિરૂપ હોવાથી વિરલ પ્રસંગેજ અવતરે છે. તેમનો એટલો બધો લાભ હિન્દની નવીન પ્રજાને મળ્યો તેટલો વિશેષ ઉપકાર છે. ખાસ કરીને હિન્દની આજની પ્રબળાઓ ચારિત્ર્યબળથી પ્રજાકીય સુકાન હાથમાં તેમની પેઠે જ લઇ શકે તો એવાં સારથીને હાથે ભારતનો જેમ મહાભારત જયસિદ્ધ થયેલો તેમજ જગત–ભારત પણ હિન્દ દુર્તમાંજ નીવડે.

૧૭. સ્ત્રીદેહે પ્રાણવંત માનવાંમાં કેટલી હદે ભયંકર સાહસો ખેડીને મનુષ્ય જાતિને આગે બઢાવી શકે તેનું પ્રત્યક્ષ અને જ્વલંત દૃષ્ટાંત વિદુષી અનંતવાસંતી દેવીનું છે.

૧૮. જીવન એક અનંત વસંત છે એવું અનુભવીને દર્શાવનાર તેમનો પ્રબલાત્મા સદેહે હતો તેવોજ વિદેહે આજેય ચિરંજીવ છે. એ તો દિક્કાલમાં સર્વત્ર સ્ફુરી રહેલ છે અને આપણને મગ્રેત કરી રંઇલ છે. મનુષ્ય પુરુષાર્થથી કેમ સદેહે દેવ સમાન નીવડી શકે એમ આચરીને બતાવનાર વિદુષી એની બેઝન્ટ મૈયાના અમર આત્માને અનંત તૃપ્તિ શાંતિ ને મુક્તિ હજો. પ્રભુ ! તથાસ્તુ !

# કાકી

લેખક :
શ્રી. રમણિકલાલ કિશનલાલ મહેતા

તે દિવસે વહેલી સવારે રમેશ જાગ્યો ત્યારે ઘરમાં ખૂબ જ કોલાહલ થઇ રહ્યો હતો. ત્હેની કાકી ઉમા એક કામળ પર પગથી માથા સુધી એક કપડું ઓઢીને જમીન પર સુતી હતી; અને ઘરનાં બધાં માણસો ત્હેની આસપાસ બેસીને કરૂણ સ્વરે વિલાપ કરી રહ્યાં હતાં.

લોકોએ ઉમાને સ્મશાનમાં લઇ જવાને માટે ઊંચકી ત્યારે રમેશે ખૂબ તોફાન કર્યું. જે કોઇ ત્હેને ઝાલી રાખતું ત્હેના હાથમાંથી છૂટીને તે ઉમાની ઉપર આવીને પડતો, અને કહેતો, " કાકી તો સુઇ રહી છે. ત્હેને આમ ઊંચકીને ક્યાં લઇ જાઓ છો ? હું ત્હેને નહીં લઇ જવા દઉં. '

મહામુશ્કેલીએ લોકોએ રમેશને આઘો ખસેડ્યો. કાકીના અગ્નિ-સંસ્કારમાં પણ તે ન જઇ શક્યો. એક દાસી રામ-નામનો ઉચ્ચાર કરતી ત્હેને ઘરમાં સાચવતી બેસી રહી.

બુદ્ધિશાળી વડિલવર્ગે ત્હેને સાંત્વન આપ્યું કે ત્હેની કાકી તો એના મામાને ત્યાં ગઇ હતી. પરન્તુ અસત્યના-આવરણમાં સત્ય ઝાઝો વખત છુપાઇ શક્યું નહીં. આસપાસનાં અબોધ બાળકોના મુખે સાચી બીના ત્હેણે જાણી. રમેશ સમજી ગયો કે ત્હેની કાકી બીજે ક્યાંય નહીં પણ ઉપર-રામને ત્યાં ગઇ હતી. કાકીને માટે કેટલાક દિવસ સુધી લાગલગાટ રોતાં રોતાં ત્હેનું રુદન તો ક્રમશઃ શાન્ત પડ્યું, પરંતુ શોકની છાયા તો ઘર કરી રહી. વરસાદ પડ્યા પછી એક બે દિવસમાં પૃથ્વી ઉપરનું પાણી અગોચર બની જાય છે, પરન્તુ બહુજ ઊંડે સુધી ત્હેની આર્દ્રતા લાંબા વખત સુધી છવાઇ રહે છે. તેવી જ રીતે એ શોક રમેશના અંતરપટમાં વાસ કર્યો. તે એકલો બેઠો બેઠો હંમેશાં શૂન્ય અને આકાશ તરફ જોયા કરતો.

એક દિવસ ત્હેણે આકાશમાં એક પતંગને ઊડતો જોયો. કોણ જાણે શાથીયે એ પતંગને જોઇને ત્હેનું હૃદય ખીલી ઊઠ્યું. સુધાકરની પાસે જઇને તે બોલ્યો " કાકા ! મ્હને એક પતંગ લાવી આપો-હમણાંજ મંગાવી આપો ! "

પત્નીના મૃત્યુબાદ સુધાકર બહુજ ઉદાસીન રહેતા હતા. " સારૂ, મંગાવી આપીશ " એમ કહીને તે બ્હાર ચાલી ગયા.

રમેશ પતંગને માટે બહુજ આતુર હતો. અને તે પોતાની ઇચ્છાને ખાળી શક્યો નહીં. ઓરડામાં ખીંટી પર સુધાકરનો કોટ ટંગેલો હતો. ચારે તરફ જોઇને રમેશે ઘોડી પર ચઢીને કોટના ખીસ્સાં તપાસ્યાં અને ત્હેને એક પાવલી મળી આવી. તે લઇને તે ત્યાંથી બ્હાર નાઠો.

રંભા નોકરડીનો છોકરો ગડબડ, રમેશનો સમવયસ્ક હતો. રમેશે ત્હેને પાવલી આપીને કહ્યું: " ત્હારી બાને કહીને છાનોમાનો એક પતગ અને દોરી મંગાવી આપ. જોજે છાનો-માનો લાવજે-કોઇ જાણે નહીં. "

પતંગ આવ્યો. ઘરના એક અંધારા ભાગમાં જઇને ત્હેમણે બંનેએ પતંગને દોરી બાંધી. રમેશે ધીમેથી કહ્યું: " ગરબડ ! તું કોઇને ન કહે તો એક વાત કહું. "

ગરબડે માથું હલાવીને કહ્યું: " નહીં. હું કોઇને પણ નહીં કહું. "

રમેશે રહસ્ય ખોલ્યું, " હું આ પતંગ ઉપર-રામને ત્યાં મોકલવાનો છું. ત્હેની દોર ઝાલીને કાકી નીચે ઉતરશે. મ્હને લખતાં

નથી આવડતું, નહીં તો પતંગ પર હેમનું નામ લખત."

ગરબડ રમેશ કરતાં કાંઈક વધારે સમજણવાળો હતો. હેણે કહ્યું: "હારો વિચાર તો બહુ સારો છે, પણ એમાં એક મુશ્કેલી છે. આ દોરી બહુ પાતળી છે તે પકડીને કાકી નહીં ઉતરી શકે. એ તૂટી જવાની બ્હીક છે. પતંગની દોરી જાડી હોય તો પછી કાંઈ વાંધો નથી."

રમેશ ગંભીર બન્યો. ગરબડની વાત સાવ સાચી હતી. પણ હવે જાડી દોરી કયાંથી લાવવી એ એક મુશ્કેલી હતી. પાસે પૈસા નહોતા અને ઘરનાં માણસો તો હેની કાકીને જરા પણ દયા-મમતા વિના બાળી આવ્યાં હતાં. તેઓ કાંઈ હેને જરા પણ મદદ ન કરે. તે દિવસે રમેશને ચિંતાને લીધે આખી રાત ઊંઘ આવી નહીં.

આગલા દિવસની માફક બીજે દિવસે પણ હેણે સુધાકરના કોટમાંથી એક રૂપિયો લીધો; અને ગરબડને આપીને કહ્યું: "જો ગરબડ, કોઈને ખબર ન પડે, સારી જોઈને દોરી લાવજે-બે એકથી કામ નહીં ચાલે. કમલભાઈ પાસે હું એક કાગળ પર "કાકી"નું નામ લખાવી રાખીશ અને પછી તે આપણે પતંગ પર ચોંટાડી દઈશું. નામ લખેલું હશે એટલે પતંગ બરાબર કાકીની પાસેજ પહોંચી જશે."

બે કલાક પછી પ્રફુલ્લ મને રમેશ અને ગરબડ અંધારા ઓરડામાં બેઠા બેઠા પતંગને દોરી બાંધી રહ્યા હતા. એવામાં શુભ કામમાં વિઘ્ન આવી પડે તેમ, ઉગ્ર મૂર્તિ ધારણ કરીને સુધાકર ત્યાં આવી પહોંચ્યા. ગરબડ અને રમેશને ધમકાવતાં તે બોલ્યા: "તમે મ્હારા કોટમાંથી રૂપિયો કાઢયો છે ને!"

ગરબડ ભયનો માર્યો વિવશ બની ગયો અને બોલ્યો, "રમેશભાઈએ પતંગ અને દોરી લાવવા માટે એ લીધો હતો."

સુધાકરે રમેશને બે તમાચા લગાવી દેતાં કહ્યું: "ચોરી કરતાં શીખીને જેલમાં જવું છે કે શું? વારુ, આજે હું હને બરાબર સીધો કરું છું." કહીને બીજા બે ચાર તમાચા લગાવી દીધા; અને પતંગ ફાડી નાંખ્યો. જાડી દોરી તરફ જોઈને હેમણે પૂછ્યું: "આ કોણે મંગાવી હતી?"

ગરબડે કહ્યું: "રમેશભાઈએ. તેઓ કહેતા હતા કે એનાથી પતંગ ચઢાવીને કાકીને રામને ત્યાંથી બોલાવીને નીચે ઉતારીશું."

સુધાકર ક્ષણભરને માટે હતબુદ્ધિ થઈને મૌન ઉભા રહ્યા. હેમણે ફાટેલો પતંગ હાથમાં લીધો અને જોયું તો હેના પર એક કાગળ ચોંટાડેલો હતો, અને તેમાં લખ્યું હતું "કાકી".*

---

* શ્રી. સિયારામશરણ ગુપ્તની એક વાર્તાને આધારે.

## છેલ્લાં દોઢસો વર્ષોના જગતના ઈતિહાસનું
## એક અપૂર્વ અને જ્વલંત પ્રકરણ

# નારી સમાજની પ્રગતિકૂચ

સ્પેન, દક્ષિણ અમેરિકાનાં લેટીન રીપબ્લીકનો, નોર્વે, સ્વીડન અને ડેનમાર્ક, તુર્કી, ઇરાક, બર્મા અને ચીન તેમજ સોવીયેટ રશિયાના નારીસમાજની પ્રગતિ પર વિહંગાવલોકન કરનાર :

શ્રી યજ્ઞેશ હ. શુકલ

છેલ્લાં દોઢસો વર્ષના જગતના ઇતિહાસનું અવલોકન કરનારને, એના પલટાયેલા સ્વરૂપમાં એક અત્યંત પ્રબળ પ્રેરક તત્ત્વ, જગતના નારીસમાજમાં આવેલી અજબ જેવી જાગૃતિનું, જણાશે. જગતભરના દેશોમાં નારી સમાજની આ જાગૃતિએ પુરુષો સાથે દરેક પ્રકારે સમાનતા મેળવવા માટે ચલાવેલી લડત, એ ઇતિહાસમાં નવુંજ પ્રકરણ ઉમેરે છે અને પ્રગતિમાન ગણાતા ઘણાખરા દેશોમાં સ્ત્રીઓએ પોતાની લડતમાં સફળતા મેળવી છે અને આજે તેઓ પુરુષોના જેવાજ અધિકારો ધરાવતી થઇ છે. અલબત, સ્ત્રીઓની સમાનતાના આ આદર્શ સાથે, જર્મની અને ઇટાલી જેવા દેશોનો આદર્શ નોખો પડે છે. એ બે દેશો મુખ્યત્વે સંતતિ-સંવર્ધન અને ગૃહજીવન એજ સ્ત્રીઓ માટે મુખ્ય આદર્શ હોવાનું માને છે. જ્યારે, એ સિવાયના તેમનું નારીસમુદાય પ્રત્યેનું વલણ રહેલું પામ્યું છે. એ વિના બીજા કેટલાક દેશોમાં પણ સ્ત્રીઓએ મેળવેલા અધિકારો છીનવી લેવાના પ્રયાસ થાય છે અને થયા છે. એ છતાં, સ્ત્રીસમાજમાં આવેલી અપૂર્વ જાગૃતિની પ્રબળ અસર ઘણાંખરા દેશોમાં ચાલુ રહી છે અને સ્ત્રીઓ આગળને આગળ કૂચ કર્યેજ જાય છે. પ્રગતિનાં આ બળોની આગેકૂચ હજી ય સજીવ છે અને અણધારી દિશાઓમાં એની અસર થતી માલમ પડે છે.

અઢારમી સદીના અંત ભાગમાં બરાબર જાગેલી આ સ્ત્રી પ્રવૃત્તિ, આજે પ્રગતિમાન ગણાતા દેશોમાં કેટલેક અંશે પીછેહઠનું વલણ દાખવતી થઇ છે; તો જે દેશોમાં, એવી પ્રગતિની આશા પણ ન રખાઇ હતી તે દેશોમાં એ પ્રગતિમાન દેશોની સ્થિતિ મેળવતી જાય છે. સ્ત્રીપ્રવૃત્તિનું આ તત્ત્વ સાચેજ નવીનતા સાથે આશ્ચર્ય પ્રેરનારું છે.

મહાવિગ્રહના અંત સમય પછી, એટલે કે ૧૯૧૮ પછી ચોદ જેટલાં રાજ્યોએ પોતપોતાનાં બંધારણોમાં, સ્ત્રી અને પુરુષ બન્ને જાતિઓ માટે, એક યા બીજા સ્વરૂપમાં સમાન અધિકારોને સ્થાન આપ્યું છે. ઑસ્ટ્રીઆ, ચીન, ડાન્ઝીગ, ઇસ્થોનીઆ, જર્મન આયરીશ ફ્રિસ્ટેટ, લેટવીઆ, લીથુઆનીઆ

* 'નવચેતન'ના મહિલા અંક માટે ખાસ લખેલો.

હોલાન્ડ, રશિયા, સ્પેન, ઝેકોસ્લોવાકીઆ, ઇક્વેડોર, અને ફિનલેંડ. બંધારણ દ્વારા સમાનતાના આ સ્વીકારને ધારીએ તેટલી ઓછી કે વધુ અગત્ય આપી શકાય; જર્મનીમાં તો એનો અંત આવી પણ ગયો છે. ઇક્વેડોરમાં તો, અર્વાચીનતાના એક તત્ત્વ તરીકે એનો સ્વીકાર કરવા સિવાય સરકારે વધારે ગંભીર અર્થ કદિ લેખ્યો નથી. જેનેટ મેક નામના એક યુવાન કેનેડીયને ' Interlude in Ecuador ' નામનું પ્રવાસ વર્ણનનું ઘણું જ રમુજી પુસ્તક લખ્યું છે. એ વાંચતાં ઇક્વેડોરના સામાજીક રીતરિવાજોની સારી માહિતી મળે છે, તે સાથે એથી એ બીના પણ સ્પષ્ટ થાય છે કે રાજબંધારણમાં સમાનતાનો સ્વીકાર થયા છતાં, ત્યાંની પરિસ્થિતિ તો સ્પષ્ટ સૂચવે છે કે એ સમાનતા હજી તો ઘણી ઘણી દૂર છે.

૧૯૩૧ના સ્પેનનાં રાજબંધારણના પ્રાથમિક પ્રકરણની બીજી કલમ જણાવે છે. ' કાયદા આગળ બધા સ્પેનીયર્ડો સમાન છે. ' ત્રીજા પ્રકરણના પહેલા ભાગની ૨૫ મી કલમ જણાવે છેઃ ' જાતિ, કુળ, જાતીયતા, સામાજીક દરજ્જો, સંપત્તિ, રાજકીય વિચારો કે ધાર્મિક માન્યતાઓને, જાહેર કાનૂનમાં ખાસ છૂટછાટનાં ધોરણ રૂપે કદિ પણ સ્વીકારવામાં આવશે નહિ. ' અને ચોથાં પ્રકરણની ૫૩ મી કલમ જાહેર કરે છે કે ' જાતિ કે શહેરી દરજ્જાના ભેદભાવ વિના, ૨૩ વર્ષની વયના બધાય શહેરીઓ મધ્ય પદ માટે લાયક ગણાશે.

પણ સ્પેન આજે તો ગંભીર પરિસ્થિતિમાં મૂકાયલું છે. એનાં પ્રધાનમંડળો વારંવાર બદલાયા કરે છે, અને એટલે પ્રધાનમંડળોનાં જેટલીજ એ બંધારણની પણ સ્થિરતા છે એમ કહી શકાય. આ લખાય છે ત્યારે તો, આંતર વિગ્રહની જ્વાળામાં સ્પેનનું ભાવિ ઝોલાં ખાઇ રહ્યું છે. કામદારોની સરકાર સામે, રાજાશાહીવાદી ફેસીસ્ટોએ બળવો જગાવેલો છે. એ આંતર વિગ્રહમાં પણ સ્પેનની મહિલાઓ, કામદાર વર્ગની મહિલાઓ, સરકારની પડખે રહીને લડી રહી છે. તેમ બળવાખોર પક્ષમાં પણ મહિલાઓ છે. એટલે સ્પેનની સ્ત્રીઓ રાજકીય વાતાવરણમાં પુરૂષોની પડખોપડખ રહી છે એ બીના સ્પષ્ટ છે. છતાં સ્પેનનાં રાજબંધારણમાં ઉપર ઉલ્લેખેલી સમાનતા ગ્રેટ બ્રિટનના જાતીય ભેદભાવ દૂર કરનારા ૧૯૧૯ ના કાયદામાં અપાયલી ખાત્રીઓ કરતાં પણ ઓછી અસરકારક છે. છતાં સ્પેનના રાજબંધારણમાં એ સમાનતાનો ઉલ્લેખ ખાસ નોંધપાત્ર છે. જે દેશ પોતાની સ્ત્રીઓને સામાજીક ગુલામીમાં જકડી રાખવા માટે વિખ્યાત હોય તે દેશના મૂળભૂત હક્કોના કાનૂનોમાં, સ્ત્રીઓની સમાનતાનો આવી રીતે સ્વીકાર થાય એ જગતભરની સ્ત્રીઓ માટે સાચેજ ગૌરવ લેવા જેવો પ્રસંગ છે.

વળી સ્પેનની સ્ત્રીઓએ વારંવાર અંગત વ્યક્તિત્વનો પ્રભાવ પાડ્યો છે એ પણ સાચું

છે. સેન્ટ થેરેસા અને રાણી ઇસાબેલા પ્રતિભા અને શક્તિ દાખવનારી ઐતિહાસિક વ્યક્તિઓ છે. ૧૯૩૩ માં જ્યારે ડોમીનીકન સાધ્વીઓને સ્પેન છોડી જવાની ફરજ પાડવામાં આવી ત્યારે, સિસ્ટર સેન્ટ પોલ નામની એક સાધ્વી ૩૨ વર્ષોથી ટેરેગોના ખાતે ફ્રેન્ચની અધ્યાપિકા હતી, એ ખીના જાણવામાં આવી હતી બીજા દેશોની જેમ, સ્પેનની બહુત સ્ત્રીઓ ગ્રામ્ય-જીવનમાં પ્રભાવવંતો ભાગ લેનારી હતી; અને તેઓના ઉપરજ જીવનનો બધો આધાર હતો. પરંતુ બીજા દેશોની જેમ સ્પેનમા પણ, ધનિક વર્ગો અને સાહેબજાદીરાજ સમાજ-પદ્ધતિનું સ્થાપન કરે છે અને તેથી, ક્રાન્તિ સુધી, અને છેક આજ દિન સુધી, દેશના ઘણાખરા ભાગોમાં બાળાઓને એવા પ્રકારનું શિક્ષણ આપવામાં આવે છે કે આજ્ઞાધીન પત્ની અને સંતતિસંવર્ધન કરનારી માતા ... કુટુંબની પ્રતિષ્ઠા જાળવી શકે. ત્યાં બાળાઓની કેળવણી ચાલતી આવેલી પરંપરાઓનીજ દિગ્દર્શક છે. એ મર્યાદિત છે. શારીરજ્ઞાન, સામાજીક વિજ્ઞાન કે અર્થશાસ્ત્રના પ્રાથમિક સિદ્ધાંતો કરતાં, અપૂર્વ ભરતકામ ને અને જુદી જુદી વાનીઓના પાકશાસ્ત્રને ત્યાં વધારે મહત્વના વિષયો લેખવામાં આવે છે. પછી ભલેને ઉપર ઉલ્લેખેલા વિષયો, ગૃહિણી-... ે માતાઓ તરીકેનાં તેઓનાં જીવનમાં છે અને ...યોગી થવાના હોય ! કોઇ અધિકારો ધરાવ... ... નહિ. ની સમાનતાના આ આદર્શ સાથે, જર્મ... અને ઇટાલી જેવા દેશોનો આદર્શ નોખો પડે છે. એ બે દેશો મુખ્યત્વે સંતતિ-સંવર્ધન અને ગૃહજીવન એજ સ્ત્રીઓ માટે મુખ્ય આદર્શ હોવાનું માને છે. બલ્કે, એ દિશામાંજ તેમનું નારીસમુદાય પ્રત્યેનું વલણ રહેવા પામ્યું છે. એ વિના બીજા કેટલાક દેશોમાં પણ સ્ત્રીઓએ મેળવેલા અધિકારો છીનવી લેવાના પ્રયાસ થાય છે

ભરવામાં આવી હતી અને તેણે આખા દેશમાં ભારે રસ ઉત્પન્ન કર્યો હતો. જગતની નિષ્ણાત સ્ત્રીવિજ્ઞાનશાસ્ત્રીઓ, સ્ત્રીરાજદ્વારીઓ સ્ત્રીધારાશાસ્ત્રીઓ, લેખિકાઓ, શિક્ષણશાસ્ત્રીઓ, અને ટેકનીશીયનોને મળવાનો અને જોવાનો લાભ સ્ત્રીઓને મળ્યો હતો. એટલુંજ નહિ પણ સ્પેનમાંજ, ચાલતી આવેલી પરંપરાનો ભંગ કરીને, દાકતરો, વ્યાયામ વિશારદો, વ્યાખ્યાતાઓ અને નિયામકો બનેલી સ્પેનીશ સ્ત્રીઓને પણ જોવાનું સદ્ભાગ્ય તેમને મળ્યું. ૧૯૩૩ માં સ્પેનની સ્ત્રીઓએ, પાર્લામેન્ટની ચુંટણીમાં અધિકારનો સૌથી પહેલો ઉપયોગ કર્યો અને રાજસભા–કોર્ટસ્–ના સભ્યો તરીકે પાંચ સ્ત્રીઓની ચુંટણી થઇ. માર્ગારીટા સાલાવેરીના નામની ૧૫ વર્ષની એક બાળા, રાજદ્વારી નોકરી માટેની પરીક્ષામાં બેઠેલા ૨૭૦ ઉમેદવારોમાં પહેલે નંબરે પસાર થઇ. સ્પેનમાં રાજદ્વારી નોકરીઓ સ્ત્રીઓ માટે ખુલ્લી છે. ' હિલ્ડેગર્ટ ' નામનાં તખલ્લુસથી, એક બીજી બાળાએ, સામાજીક વિષયો ઉપર વ્યાખ્યાનો કરીને અને લેખો લખીને અપૂર્વ પ્રતિષ્ઠા મેળવી હતી. માત્ર સત્તર વર્ષની વયે તેણે The Eugenic Problem, Sexual Education, અને The Limitation of offspring જેવાં અભ્યાસપૂર્ણ પુસ્તકો પ્રકટ કર્યાં હતાં, અને વિશાળ શ્રોતાસમૂહ સમક્ષ તેણે સંખ્યાબંધ વ્યાખ્યાનો કર્યાં હતાં. બે વર્ષ પહેલાંજ ... ઉન્માદવૃત્તિનું, દિવાનાપણામાં મારી સાથે આશ્ચર્ય ... આજે જીવતી હોત તો, મહાત્વિગ્રહનાઅભ્યાસપૂર્ણ ગ્રંથો લખીને કે ૧૯૧૮ પછી કીર્તિમાં વધારો કરત. પોતપોતાનાં બંધાઃ મુખ્યત્વે બે અમરોનું બન્ને જાતિઓ માટે, ...તના અધિકાર, સમાન અધિકારોને સ્થાન ...ીઓ, પરંપરા ...થા, ચીન, ...ગ્રીસ, ...તાનો બધોય ...અસર સ્પેનની આયરીશ ફ્રિસ્ટેટ, ...

* ' નવજીવન 'ના મહિલા અંક માટે ખાસ લખેલો.

સ્ત્રીઓની જૂનવાણી સ્થિતિને કાયમ રાખવા ચે પે છે; જ્યારે સમાનતાની ચળવળ બીજી દિશામાં દોરી ખેંચે છે. આમ સ્પેનની સ્ત્રીઓ જુની અને નવી એમ બે દિશાની બે ચપકડમાં ઝોલાં ખાય છે.

પણ, સ્પેનમાં જે કાંઇ બની શકયું છે તે કાંઇ અપૂર્વ નથી. દક્ષિણ અમેરિકાના લેટીન રિપબ્લીકો કદાચ સ્પેનનાં જેટલાં કડક નહિ હોય તોપણ, જરાય જાગૃત ન કહી શકાય એવા હતાં. સંજોગો અને પુરોગામી પ્રજાઓને વેઠવી પડતી હાડમારીઓને પરિણામે શહેરો સિવાય બીજે યુવાન ભાગાયો પર ચાલનો આવેલો દાબ રહેવા પામ્યો ન હતો છતાં ત્યાં પણ કેથોલીક ધર્મની અસર, એકધારી પરંપરા અને રીતભાતો તે જાગતી રાખતી હતી. છતાં તાજેતરનાંજ વર્ષોમાં માત્ર આકસ્મિક રીતેજ દક્ષિણ અમેરિકાનાં રીપબ્લીકોએ, આંતરરાષ્ટ્રીય સ્ત્રીસ્વાતંત્ર્યની પ્રવૃત્તિને ઉત્તેજન આપવામાં જાણે હરિફાઇ કરવા માંડી છે. સમાનતાવાદી ઠરાવો રજુ કરવામાં ચીલી કે વેનેઝુએલાના પ્રતિનિધિઓને જીતવામાં સારૂં સમર્થન અને જાહેરાત મળ્યાં. અને એક વાર કોઇ એક હેતુથી શરૂ થએલી પ્રવૃત્તિને અન્ય કેઇ હેતુઓની સાથેજ સમર્થન મળે. મોન્ટીવીડો ખાતે મળેલી સાતમી પાન-અમેરિકન પરિષદમાં, દક્ષિણનાં રીપબ્લીકનોમાં સ્ત્રીઓનાં પીઠબળ સાથે, અમેરિકાના રાષ્ટ્રીય સ્ત્રીપક્ષે ( National Women's Party ) સ્ત્રી અને પુરુષ બન્ને જાતિઓ માટે પ્રજા તરીકેનાં, શહેરીપણાના સમાન કાનૂનો બક્ષતા કરાર ઉપર રાજ્યોના સભ્યો પાસે સર્વાનુમતે સહી કરાવવામાં સફળતા મેળવી. હજી આજે યુરોપમાં આ પ્રશ્ન અદ્ધર રહેલો છે. જુદા જુદાં યુરોપીય દેશોમાં શહેરીપણાં-પ્રજાત્વની વીસ કે કદાચ તેથી યે વધુ વ્યાખ્યાઓ સ્વીકારાય છે.

મહાવિગ્રહ પછી, જાતીય સમાનતાનાં

રાજ્યબંધારણનો સ્વીકાર કરનારા ચૌદ દેશોમાં નોર્વે, સ્વીડન અને ડેનમાર્કનો સમાવેશ થતો નથી. છતાં, એક રશિયાને બાદ કરતાં ત્યાં સમાનતાના સિદ્ધાંતનો સૌથી વધુ સક્રિય રીતે અમલ થાય છે. ઇંગ્લાંડના જેટલીજ સ્ત્રી-પ્રવૃત્તિ જ્યાં જાગૃતાવસ્થામાં છે, તે હોલાંડનો પણ એમાં ઉલ્લેખ કરવામાં આવેલો છે. એટલે, બંધારણીય ખાત્રીઓ તો માત્ર સૂચનરૂપ છે એમ કહી શકાય.

ત્રણ સ્કેન્ડીનેવીયન રાજ્યો પોતાની રીતે જ પોતાના સામાજીક વિકાસને અનુસર્યાં છે. અલબત, કઠોર હવામાન, પ્રોટેસ્ટંટ ફિલસુફી અને સ્વભાવમાં રહેલાં કુદરતી જુસ્સાએ તેમાં તેમને સહાય કરી છે. કઠોર હવામાને દક્ષિણના દેશોની શિથિલતા અને વિલાસિતાને ઓછી અનુકૂળ બનાવી, પ્રોટેસ્ટંટ ફિલસુફીએ કેથોલીક ફિ-[illegible]ની ચોક્કસ મુશ્કેલીઓમાંથી મુક્તિ આપી [illegible] મનને સ્વતંત્ર બનાવ્યું. સ્વભાવમાં રહેલા કુદરતી જુસ્સાએ સામાજીક વિવેચનની ટેવ પાડી કે જેણે, ઇબસન જેવા કલાકારોને ભારે પ્રભાવ પાડયો.

નોર્વે અને સ્વીડનમાં તો, જગતભરમાં સૌથી વધારે ઉન્નત સામાજીક પ્રથાઓ અસ્તિત્વમાં છે. આંતરરાષ્ટ્રીય પરિષદમાં સ્કેન્ડીનેવીયન સ્ત્રીઓ કુદરતી નેતાઓ લેખાય છે. ૧૯૩૩ ના જુલાઇમાં, પ્રેગ ખાતે Open Door International ની પરિષદ ભરાઇ હતી. તેમાં નોર્વેના એક પ્રતિનિધિ ઉભી થઇને, બન્ને જાતિઓના કામદારોને નોર્વેની સરકાર કેવી રીતે સમાન સંરક્ષણ આપે છે તે જણાવ્યું હતું. ૧૯૨૮ માં ઓસ્લો ટાઉન કાઉન્સીલે, પરિણિત સ્ત્રી કામદારો સામે ભેદભાવ પાડવાનો પ્રયત્ન કર્યો હતો. પરંતુ એની સામે વર્તમાનપત્રોમાં પ્રબળ આંદોલન જગાવવામાં આવ્યું હતું અને પરિણામે એ પ્રયત્ન પડતો મૂકવામાં આવ્યો હતો, એ પણ તેમણે સવિસ્તર જણાવ્યું હતું. ઉત્તર-પશ્ચિમ યુરોપમાં સામાજીક પરિવર્તનના ઘણા નાના નાના બનાવો દૃષ્ટિગોચર થાય છે. દાખલા તરીકે, ઇંગ્લેન્ડ ખાતે, બાવીસ વર્ષોથી બે સ્ત્રીઓ વહાણવટાંની પોતાની પેઢી ચલાવે છે. તેઓ પાસે ૭ આગબોટો છે જેમનું વજન ૨૩,૫૫૦ ટન જેટલું થવા જાય છે. એ આગબોટોનું સમારકામ તેઓ જાતેજ કરે છે. એના કપ્તાનો પણ તેઓ જાતેજ નીમે છે અને કોન્ટ્રાકટો પણ તેઓ જ કરે છે. તેમનો આ ધંધો ત્યાં કોઇને આશ્ચર્ય ઉપજાવતો નથી. અલબત, આપણે ત્યાં તો એથી ઘણાને આશ્ચર્ય ઉપજ્યા વિના નહિ રહે. વીન્ચેસ્ટર કેથેડ્રલ ઉપર વિજળીના તાર નવેસરથી નાખવાના કામનો કોન્ટ્રાકટ એક અંગ્રેજ સ્ત્રી ઇલેકટ્રીકલ ઇન્જીનીયર મીસ જેની ડીકસે મેળવ્યાની બીના આવી જ નોંધપાત્ર છે.

આ તો જૂનો ઇતિહાસ થયો. જે વધારે નવું છે અને વધારે ચોંકાવી નાખે એવું છે તે તો બધું પૂર્વમાં બનવા પામ્યું છે. જનાનખાનાં, બાળલગ્ન અને સતિના રિવાજોની ચુંગાલમાં સપડાયલા પૂર્વના આ દેશો તુર્કી, ઇરાક, મીસર, હિન્દ અને ચીનની અપૂર્વ જાગૃતિ જગતની આંખોને સ્થગિત કરે એવી છે. એ દેશોમાં જે ફેરફારો થયા છે તે પશ્ચિમ કરતાં વધારે ઝડપથી થયા છે એમ કહ્યા વિના કોઇને પણ ચાલે એમ નથી

સૈકાઓથી તુર્કસ્તાનના દેશો સ્ત્રીઓની ગુલામી દશા માટે જાણીતા હતા. પણ મુસ્તફા કમાલ પાશાએ, તુર્કસ્તાનની રાજનીતિ જ પલટી કાઢી. પડદો, જનાનખાનાં અને અસંખ્ય બાળપત્નીની પરાધીનતાને તેણે અવગણવા માંડ્યાં. તેણે એ પ્રથાઓ સામે જેહાદ જગાવી. સરકારી કચેરીઓમાં તેણે ટાઇપીસ્ટ છોકરીઓ

દાખલ કરી અને યુરોપની સૌંદર્યની હરિફાઈમાં સુદ્ધા, બુરખા વિના, તુર્કની સુંદરીને તેણે પ્રવેશ કરાવ્યો. ૧૯૩૩ માં એક ભારે અગત્યનો અને લાક્ષણિક બનાવ બન્યો. ઈસ્તામ્બુલ મ્યુનિસિપલ લીગીએ ટ્રામોમાં સ્ત્રીઓ માટે પડદા સાથેની જે હારો રહેતી હતી તે નાબુદ કરી તે પછી પુરુષોની સાથે જ તેઓ બેસે છે અને મન ફાવે તેવી જગ્યા લે છે. તુર્કી સ્ત્રીઓ શહેરીઓ બની છે અને સમાનતાના ખાસ હકોની જેમ જ અગવડો પણ તેમણે સ્વીકારવી જ રહી.

મુસ્લીમ રિવાજો અને વિચારો જ્યાં અત્યંત પ્રબળતાથી જાળવી રાખવામાં આવ્યા છે તે પ્રદેશમાં, ૧૯૩૩ માં, રાજા ફૈસલ માટે થએલી પ્રાર્થનામાં ૫૦૦ જેટલી સ્ત્રીઓ બુરખા વિના શોકદર્શનમાં સામેલ થઈ હતી. યહુદીઓ અને આરબો વચ્ચેની તિરસ્કારની અત્યંત કઠોર લાગણી છતાં પેલેસ્ટાઈનના સામાજીક પરિવર્તનની અસર પહોંચ્યા વિના રહી શકી નથી. બુરખામાં ઢંકાયલી આરબ સ્ત્રીઓ વિદેશોમાંથી આવી વસેલી યહુદી બાળાઓને, તેઓના પુરુષ સાથીઓ સાથે કામ કરતી જુએ છે. સ્ત્રી ડાક્ટરો અને બેંકરોની વાતો તેઓ સાંભળે છે. સ્વપ્નામાં પણ કલ્પના ન કરી હોય એવી સ્વતંત્રતા તેઓ નજરોનજર નિહાળે છે. એ જ સ્વતંત્રતાને અપવિત્ર અને નાશકારક કહીને તેઓએ અગાઉ તિરસ્કારી હતી. કેટલાક નજીક નાહાલામ ખાતે એક આખું ય ખેતર બાળાઓ જ ચલાવે છે. આવા પ્રકારની ખબરોનો પ્રચાર પણ ઝડપભેર થાય છે. ઈરાનમાં નવી પ્રવૃત્તિઓ થવાના પણ સમાચાર મળે છે. ૧૯૩૩માં છૂટાછેડાના કાયદામાં સુધારા કરવામાં આવ્યા હતા. તે પહેલાના એ કાયદાઓ પત્નીઓ માટે અત્યંત નિરાશાજનક હતા. હવે એ કાયદાઓ પતિ અને પત્ની બન્ને માટે સરખા બનાવવામાં આવ્યા છે. મીસર, કે જેમાં રાજકર્તા પ્રજા સામાજીક પરિવર્તન વિરૂદ્ધ છે, ત્યાં પણ નવું નવું બની રહ્યું છે. ત્યાં 'Union Feministe Egyptienne' (મીસરની સ્ત્રીસ્વાતંત્ર્યવાદી સ્ત્રીઓનો સંઘ) ની સ્થાપના થઈ છે. અત્યાર સુધી એની પ્રવૃત્તિ સામાન્ય રીતે સખાવતની દિશામાં હતી પરંતુ કેરોમાં સ્થાપવામાં આવેલી હોસ્પીટલ માટે એ સરકારનું સમર્થન મેળવી શકી હતી. કેળવણીની દિશામાં તે સક્રીય રસ લઈ રહી છે. ઈંગ્લાંડમાં પણ સ્ત્રીપ્રવૃત્તિનો મોટો ભાગ સામાજીક સખાવતો અને સામાજીક સુધારાની પ્રવૃત્તિથી જ શરૂ થયો હતો. ઉત્તર આફ્રિકાના રણમાં એક

દિવસની વિમાની રેસમાં વિમાની પાયલોટ મેડમ એલ નદી લુતરીઆ ૧૯૩૩ ના ડીસેમ્બરની તા. ૨૩મીએ વિજયી નીવડી હતી. તે પછી ઉડ્ડયનમાં મીસરની સ્ત્રીઓ રસ લઇ રહી છે. ઓસ્ટ્રેલીયાનું એકલ ઉડ્ડયન કરનારી મશહુર વિમાની બાળા, મીસ એમી જોનસને ( જે આજે મીસીસ એમી મોલીસન છે ) અંગ્રેજ યુવતીઓને ઉડ્ડયનની દિશામાં આકર્ષી હતી, એ જ રીતે મેડમ એલ નદી લુતરીયાએ મીસરી યુવતીઓને પ્રેરણા કરી હોય એમાં જરાય આશ્ચર્ય પામવા જેવું નથી. કેરોમાં મીસરી સ્ત્રીઓને ઉપદેશિકાઓ માટે ઇવેન્જેલીસ્ટો તરીકે તાલીમ આપતી ઇવેન્જેલીકલ ક્રિશ્ચિયન મીશન કૉલેજ છે, જે એક અંગ્રેજ મહિલા ચલાવી રહી છે.

પૂર્વમા થએલા ફેરફારોની સરખામણીમાં, નજીકના પૂર્વમાં એટલે કે બર્મા, હિન્દ વિગેરેમા થયેલા ફેરફારો કાંઇક ધીમા ... નવા બંધારણની ચર્ચા કરવા માટે લંડન ગએલા ખાસી પ્રતિનિધિમંડળમા એક સ્ત્રીનો સમાવેશ થયો હતો, એ પ્રતિનિધિ ડૉ. સારો સા દાક્તરી વ્યવસાય કરે છે અને તેઓ ઘણાં જ કુશળ મુત્સદ્દી છે. એશીયાઇ સ્ત્રીઓમાં તેમનું સ્થાન મહત્વનું છે. ૧૯૧૯ નો હિન્દનો મતાધિકારનો કાયદો પુરુષોના જેવી જ રીતે સ્ત્રીઓને પણ મતાધિકાર આપવાની પ્રાંતિક ધારાસભાઓને સત્તા આપતો હતો. આ દેખાવમાં ઘણો જ ક્રાન્તિકારી સિદ્ધાંત હતો પણ વ્યવહારમાં એની ઘણી ઓછી અસર થવા પામી છે, કારણ કે મતાધિકાર માટે મિલ્કત ધરાવવાની જે લાયકાત એમાં રાખવામાં આવી છે તે બહુ જ નાના પ્રમાણની સ્ત્રીઓ વિના લગભગ બધી જ સ્ત્રીઓને મતાધિકારથી વંચિત રાખે છે. આ લાયકાતને અંગે મતાધિકાર ધરાવી શકે એવી સ્ત્રીઓનું પ્રમાણ જુદા જુદા પ્રાંતોમાં આવું છે. મદ્રાસમાં ૧ ટકા; મુંબઇમાં ૮ ટકા; બંગાળમાં .૩ ટકા અને મધ્ય પ્રાંતોમાં માત્ર .૨ ટકા. એ ધોરણે વીસ પુરુષે માત્ર એક સ્ત્રીને મતાધિકાર મળે છે. પુરુષો કરતાં સ્ત્રીઓને શિક્ષણ પણ ઓછું મળે છે. પડદાની પ્રથા અને સામાજીક રૂઢીઓની શૃંખલા કાયમ છે. ત્રણ લાખ બત્રીસ હજાર જેટલી વિધવાઓ તો ૧૫ વર્ષની અંદરની વયની છે. એક લાખ છવીસ હજાર જેટલી હિન્દની માતાઓ માતૃત્વની પ્રાપ્તિ સાથે જ અવસાન પામે છે. એમાં પણ તેર અને પંદર વર્ષની અંદરની બાળાઓનું પ્રમાણ સારું જેવું હોય છે. હિન્દને આપવામાં આવેલાં નવાં બંધારણમાં આ મતાધિકાર ઘણો વિસ્તાર પામ્યો છે. અક્ષરજ્ઞાન ધરાવતી દરેક સ્ત્રીને આ મતાધિકાર મળ્યો છે અને એને પરિણામે ઘણી મોટી સંખ્યામાં સ્ત્રીઓ મતદાર બની છે. અલબત્ત, મતાધિકાર મેળવવામાં સ્ત્રીઓ માટે અરજી કરવાની તેમજ બીજી કેટલીક મુશ્કેલીઓ તો સમાયલીજ છે. છતાં, આ મતાધિકારનો જ્યારે ઉપયોગ કરવાની જરૂર પડે ત્યારે સ્ત્રીઓ સારું બળ બતાવી શકશે.

આ છેલ્લી વાત તો છેક તાજેતરની થઇ, પણ તે પહેલાં, પ્રવર્તી રહેલી પરિસ્થિતિમાં સુધારણા કરવા માટે હિન્દી સ્ત્રીઓએ ભારે પ્રયાસ કર્યા હતા. ૧૯૧૭ માં મદ્રાસ ખાતે Women's Indian Associationની સ્થાપના થઇ. ૧૯૨૫ માં અખિલ ભારતીય મહિલા પરિષદની સ્થાપના થઈ અને એજ વર્ષમાં National Council of Women in India ની પણ સ્થાપના થઇ. આ સંસ્થાઓના સભાસદોની સંખ્યા ઘણી મોટી છે. હિન્દના નવા બંધારણ સંબંધી વિચારણા કરનારી જોઇન્ટ સીલેક્ટ કમીટી સમક્ષ આ સંસ્થાઓની પ્રતિનિધિ સ્ત્રીઓએ

દર્શાવેલા વિચારો ક્રાન્તિકારી છે. 'મૂળભૂત હક્કો' વિષેના તેઓના અહેવાલની પ્રસ્તાવના જુઓ. 'દેશની જાહેર સેવા માટે, પુરુષો સાથે સંપૂર્ણ શહેરીપણા અને સમાન હક્કોના સ્ત્રીઓના આ જન્મ અધિકારનો સ્પષ્ટ સ્વીકાર થવાની જરૂર છે એમ અમે આગ્રહપૂર્વક જણાવીએ છીએ. તેથી મૂળભૂત હક્કોની જાહેરાતમાં, કોઇ પણ જાહેર નોકરી, હોદ્દો, સત્તા કે માનની બાબતમાં જાતિ એ અંતરાયરૂપ રહેવી ન જોઇએ તેમ કોઇ પણ વેપારધંધો કરવામાં પણ એવો પક્ષપાત નડવો ન જોઇએ એવી સ્પષ્ટ જાહેરાત કરવામાં આવે એમ અમે ઇચ્છીએ છીએ. વળી, બંધારણીય ફેરફારો સંબંધમાં તેઓએ જે ટીકાઓ કરી છે તેમાં પણ મિલકતને અંગે મતાધિકારની લાયકાત ધરાવતા પુરુષોની પત્નીઓ કે વિધવાઓ તરીકે મતાધિકાર મળે એનો તેઓએ સખ્ત વિરોધ કર્યો છે. અને તેનું કારણ એમ છે કે, 'આવી દરખાસ્ત શહેરીપણાના સ્ત્રીના જન્મસિદ્ધ અધિકાર પર તરાપ મારે છે' સ્ત્રીઓને એવો મતાધિકાર જોઇએ છે કે જે તેમને સ્વતંત્ર વ્યક્તિ તરીકે સ્વીકારે. પતિકે લગ્નની છાપાને પરિણામે એ મતાધિકાર મળતો હોય તો તે સામે તેમનો જબ્બર વિરોધ છે

અને માત્ર વિરોધ દર્શાવીનેજ સ્ત્રીઓ બેસી રહી નથી. મતાધિકાર મેળવવા માટે નામો નોંધાવવાનો સમય નરતમાંજ આવ્યો. ત્યારે સ્ત્રીઓએ આ નિશ્ચયને વળગી રહીને અક્ષરજ્ઞાનની સ્વતંત્ર લાયકાત ઉપરજ મતાધિકારની મોટે ભાગે માગણી કરી છે. અખિલ ભારતીય મહિલા પરિષદે એ બાબતમાં કરેલું જબ્બર આંદોલન એકરાતિ માટે સાચેજ નોંધપાત્ર છે. ઉપર ઉલ્લેખેલા પ્રસ્તાવમાં જણાવવામાં આવ્યું હતું કે 'અમારી સંસ્થાઓના સભ્યોમાં એવી પ્રબળ લાગણી પ્રવર્તી રહી છે કે સ્ત્રીઓ તરીકે તેઓ પોતે રાજકારણમાં અનિવાર્ય અંગરૂપ છે.'

આ બધા ઉપરથી, તેમજ હિંદમાં શિક્ષિત સ્ત્રીઓ જે પ્રકારનું માનસ રાખતી રહી છે તે ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે હિંદની સ્ત્રીઓ, સમાન દરજ્જાની પ્રખર હિમાયત કરે છે યુરોપમાં અધિકારોની બાબતમાં સ્ત્રીઓ જે જાતની સમાનતા ભોગવે છે તેવીજ સમાનતા હિંદમાં પણ સ્ત્રીઓને જોઇએ છે. હિંદના તાજેતરના ઇતિહાસમાં સ્ત્રીઓએ આણેલા અપૂર્વ જાગૃતિની બધી નોંધ લેવી જોઇએ. અલબત્ત, આ લેખમાં તો એ માત્ર થોડાક શબ્દોમાંજ નોંધી શકાશે

કારણ કે હિંદી સ્ત્રીઓની હાલની જાગૃતિ વિષે તો સ્વતંત્ર અને વિસ્તારપૂર્ણ લેખની જરૂર રહે છે. તે છતાં, હિંદના રાજકારણમાં મહાત્માજીનો પ્રવેશ થયો તે પછી, હિંદી સ્ત્રીઓએ રાજકીય પ્રવૃત્તિમાં કાંઈક વિશેષ રસ લેવા માંડ્યો છે. અલબત્ત, શિક્ષિત મહિલાઓ તે પહેલાંથીજ આ પ્રવૃત્તિમાં રસ લેતી હતી. પરંતુ આમ વર્ગની સામાન્ય સ્ત્રીઓએ રાજકારણીય પ્રવૃત્તિમાં ઉલટભેર ભાગ લેવાનો પ્રસંગ તો છેલ્લી સ્વાતંત્ર્યની લડત પછીજ આવ્યો છે. મહાત્માજીની દાંડી કૂચ સાથે શરૂ થએલા આ મહાસંગ્રામમાં સ્ત્રીઓએ લીધેલો ભાગ અપૂર્વ અને અવર્ણનીય છે. આ લેખ વાંચનારો વર્ગ ભાગ્યે જ એનાથી અજાણ હશે. એટલે એનો વિસ્તાર અહીં કરવો યોગ્ય નથી. એમ છતાં હિંદના તાજેતરના ઇતિહાસમાંથી દુનિયાભરમાં નામના કાઢનારી સ્ત્રીઓનાં નામો જરૂર મળી આવે. શ્રીમતી એની બીસન્ટ, શ્રીમતી સરોજિની નાયડુ, શ્રીમતી શારદા મહેતા, શ્રીમતી લેડી વિદ્યાગૌરી નીલકંઠ, શ્રીમતી કમળાદેવી ચટોપાધ્યાય સ્વ. શ્રીમતી કમળા નહેરૂ, શ્રીમતી ડૉ. મુથુલક્ષ્મી, મીસીસ શરીફા હમીદઅલી, શ્રીમતી હંસા મહેતા વગેરે મહિલાઓએ પોતાના અપૂર્વ કાર્યથી જગતભરની મહિલાઓમાં માનભર્યું સ્થાન પ્રાપ્ત કર્યું છે. પશ્ચિમના દેશોની જેમ, હિંદની સ્ત્રીઓ પણ યોગ્ય, કુશળ અને એકનિષ્ટ રાજકીય નેતા ઉત્પન્ન કરી શકે એમ છે એ ઉપલાં બહેનોએ સ્પષ્ટ બતાવી આપ્યું છે.

હિન્દની પ્રવૃત્તિ વિષે અહીંજ થોભીએ અને આગળ વધીએ. ચીને પણ અપૂર્વ પ્રકારની જાગૃતિનું મોજું ઉછળાવ્યું છે. એક બળવાખોર સ્ત્રી સરદારે સ્ત્રીઓનો લશ્કરી સ્ટાફ જમાવ્યાનું તેમજ ગુલામીના અવશેષ સમી બાળાઓના વેચાણની પ્રથાનો ભોગ થઇ પડેલી બાળાઓનું સૈન્ય જમા કર્યાનું જાણવામાં આવ્યું હતું. નાનકીંગ ખાતેની ગીનલીંગ કોલેજમાં અમેરિકાનાં આગળ વધેલાં ધોરણે, ચીનની બાળાઓ ઉચ્ચતર શિક્ષણ મેળવી શકે છે. એ છતાં હજી ચીનમાં એવા વિસ્તારો પડેલા છે કે સાચનો સુધીમાં એક શિક્ષિત સ્ત્રી તમારા જોવામાં નહિ આવે ! પણ રશિયાના સામ્યવાદી સિદ્ધાંતોની અસરવાળા ભાગોમાં સંપૂર્ણ જાતીય સમાનતા પ્રવર્તી રહેલી છે. ચીનની હરએક પ્રવૃત્તિમાં સ્ત્રીઓ અજબ પ્રકારની જાગૃતિ બતાવે છે. એ જાગૃતિનો ખ્યાલ આપવા માટે એક ચીનાઇ લેખિકા મીસ સુ હુયેનના લેખમાંથી જ થોડુંક અત્રે ઉતારૂં:

'ચીનની મહિલાઓને, સમાજમાં તેમનું સ્થાન શું છે તેનું ભાન થયું અને તેમણે સ્ત્રીઓના અધિકારોની ચળવળમાં ભાગ લઇને સ્વતંત્રતાની માંગણી કરી. એ પ્રસંગને આશરે વીસેક જેટલાં વર્ષો જ થયાં છે. એ સમય પછીના અનેક ઝંઝાવાતોમાંથી તેઓ પસાર થઇ. એ ચળવળોમાં તેઓએ સક્રીય ભાગ લીધો, અને એ પ્રવૃત્તિઓ દ્વારા અપાર અને કીંમતી અનુભવ મેળવ્યા. સ્ત્રીઓની ચળવળ જાગીરદારો સામેની લડતમાંથી શાહીવાદ સામેની લડતમાં વિકાસ પામી.

ઊંડે ઊંડે ઉતરી ગયેલી રાજકીય કટોકટીભરી પરિસ્થિતિ અને ચીનની પ્રજામાં જાપાનીઓ વિરૂદ્ધની ઘર કરી ગએલી લાગણી સાથે આજે ચીનની સ્ત્રીઓએ નવું અને વધુ મક્કમ વલણ દર્શાવ્યું છે અને તેઓ એકવાર ફરી જાગૃત થઇ છે. તેમનામાં ઉત્સાહ અને શક્તિનાં પૂર આવ્યાં છે. રાષ્ટ્રીય સ્વતંત્રતાની ભવ્ય ચળવળના વિકાસ માટે પોતાની જવાબદારી અદા કરવામાં તેઓ નિડરતાથી પુરૂષો -સાથે- ખભેખભા- મિલાવી--રહી છે.

ચીનની રાષ્ટ્રીય લડતમાં, અને પરિણામે સ્ત્રીઓ એક મુખ્ય અંગરૂપ થઇ પડી છે. સાંભળી રહેજો ! ચીનની સ્ત્રીઓનો અવાજ સમસ્ત દેશમાં ફેલાઇ રહ્યો છે !'

એટલું જ નહિ, સ્વતંત્રતા માટેની ચીનની સ્ત્રીઓની લડતમાં ચીનની વિદ્યાર્થિનીઓએ અજબ જેવો ભાગ લીધો છે અને તેઓએ અપૂર્વ વીરતા બતાવી છે. એકલી વિદ્યાર્થિનીઓ પૂરતી જ એ લડત મર્યાદિત ન રહેતા જાપાની માલેકીની મીલોની મજુર સ્ત્રીઓએ, ખેડુત સ્ત્રીઓએ તેમજ સામાન્ય જનસમુદાયની સ્ત્રીઓએ પણ, પોતાની મુક્તના જેવનનિવાસની પરવા કર્યા વિના, આ લડતમાં ભાગ લીધેલો છે.

એ છતા એક બીના ખેદજનક છે. ચીનની સ્ત્રીઓને રાષ્ટ્રીય ચુંટણીમા ભાગ લેવાનો અધિકાર આપતો મતાધિકાર તો હજી હમણાં જ આપવામા આવ્યો છે. ચીનની રાષ્ટ્રીય સરકારે હમણાં જ ફરમાન કાઢીને એ અધિકાર બક્ષી ચીનની સ્ત્રીઓ માટે નવા યુગનાં મંડાણ કર્યાં છે. નેશનલ એસેમ્બલીની આવતી ચુંટણીમાં સ્ત્રીઓ એ અધિકારનો પહેલી જ વાર ઉપયોગ કરશે.

જગતભરના દેશોની આ સ્ત્રીપ્રગતિ કંઇ નિયમિત, સતત્ કે સર્વદેશીય રહી નથી. કોઇ એક દેશમાં એ આગેકદમ ભરે છે તો અન્ય દેશમાં એ પીછેહઠ કરે છે. એટલે જગતભરમાં એ પ્રવૃત્તિની પ્રગતિ તેમ પીછેહઠ થયા જ કરે છે

જ્યાં સ્ત્રીઓ સંબંધમા કોઇ પણ પ્રકારનું નિશ્ચિત વલણ રાખનારો દેશ તો જગત ભરમાં એક જ છે અને તે રશિયા રશિયામાં આજે જે કાંઇ બની રહ્યું છે તેના સંબંધમા જુદા જુદા અભિપ્રાયો મળશે એ બધું ઇચ્છવા જોગ છે કે કેમ તે વિષે પણ જુદા જુદા મતોનું પ્રદર્શન થશે, પરંતુ એક વાતમા કોઇથી વિરોધ થઇ શકે એમ નથી સામ્યવાદી સિદ્ધાંતે જરા પણ સંદેહ વિના પુરૂષ અને સ્ત્રીના સંપૂર્ણ સમાન દરજ્જાનો સિદ્ધાંત સ્વીકારી આચારમાં મૂકવામાં મહત્તા પણ મેળવી છે.

રશિયા વિષે અહીં જે કાંઇ લખાય છે તે તો જુદા જુદા હેવાલો અને સાધનો-દ્વારા મળેલી માહિતીને જ આધારે લખાય છે. એ ઉપરથી જુદા જુદા અનુભવો થતા હોવાનું જણાય છે. રશિયા જેટલો એશીઆઇ પ્રદેશ છે તેટલો જ યુરોપીય પ્રદેશ પણ છે પીટર ધી ગ્રેટે, પશ્ચિમ તરફ તેની પ્રજાનું ધ્યાન ખેંચ્યું અને લગ્ન પહેલા વર અને વધુએ એકમેકને મળવું જોઇએ એવું ફરમાન કર્યું; અને સ્ત્રીઓને દરબારમાં આવી બધા સાથે હળવામળવાનું ફરમાન કર્યું, તેમજ પડદાની મનાઇ કરી ત્યા સુધી તો, કમાલ અતાતુર્કના હાથમાં આવ્યાં પહેલા તુર્કસ્તાનની જે સ્થિતિ હતી તેનાથી રશિયા ઘણુ ઓછું પ્રગતિમાન હતું.

પણ અઢારમી અને ઓગણીસમી સદીમાં માલેતુજાર સ્ત્રીઓએ કેળવણી લેવા માંડી, અને સમાજમા સુધારેલી સંસ્કૃતિને અપનાવવા લાગી. તે પછી થએલી વિનીત અને ક્રાન્તિકારી પ્રવૃત્તિઓમાં સ્ત્રીઓએ ભાગ લીધો અને ૧૮૬૧ મા ગુનામીનો અંત આવ્યો. માધ્યમિક શાળાઓની સ્થાપના થઇ, સ્ત્રીઓ માટે દાક્તરી પદવીઓની છૂટ મૂકાઇ અને ધંધાઓમા સ્ત્રીઓને પ્રવેશ મળ્યો. લેનીનની પ્રતિભાવાન પત્ની ક્રુપ્સ્કાયાએ રવિવારે સાંજે ચાલતી પુખ્તવયનાઓ માટેની શાળાઓમા ક્રાન્તિના પાઠની તાલીમ લીધી. સેન્ટ પીટર્સબર્ગની સ્ત્રીઓની રાજકીય ક્લબ, વીસમી સદીની શરૂઆતમાં રાજકીય અને સામાજીક સુધારકોનું સંકેતસ્થાન બની.

પણ જનસમૂહનો મોટો ભાગ તો અભણ, નિરક્ષર અને વહેમી રહ્યો. મૈરાઓને મારવાની

અને પુરુષના આધિપત્યની જૂનવાણી પ્રથાઓનેજ તે વળગી રહ્યો.

રશિયન ક્રાન્તિ કરનારા સ્ત્રી પુરુષોએ જે સામ્યવાદી સિદ્ધાંતને વિકસાવ્યો હતો તેમાં પુરુષનાં આધિપત્યની આવી કોઇ વાતનો સ્વીકાર થતો ન હતો. માર્ક્સના સિદ્ધાંતનો અને ક્રાન્તિકારી શિસ્તનો સ્વીકાર કરનારા મજુર વર્ગના સભ્યોનીજ માત્ર ગણતરી થતી. જાતિ, ન્યાતિ કે પ્રજાત્વનો તેમને મન કોઇ ભેદ ન હતો. શ્રદ્ધા અને કાર્ય એ બેજ વસ્તુને શહેરીપણાં માટેની લાયકાત રૂપે લેખવામાં આવતાં.

'સ્ત્રીઓ વિના સાચી સામુદાયિક પ્રવૃત્તિજ શક્ય નથી.' એમ લેનીને લખ્યું હતું. એ કાંઇ એટલું બધું ચોંકાવનારૂં નિવેદન નથી. બ્રિટિશ પાર્લામેન્ટના કૌન્ઝર્વેટિવ સભ્યો, પ્રાઇમરોઝ લીગની સભ્ય સ્ત્રીઓ સમક્ષ એમ કહી ચૂક્યા છે. હર હીટલરે જર્મની સંબંધમાં કહ્યું છે. પરંતુ લેનીન એથી આગળ ગયો. તેણે કહ્યુંઃ 'દરેકે દરેક મજૂરણી રાજકારણનાં ક્ષેત્ર સુધી પહોંચી શકે એમ કરવાનું આપણું કાર્ય છે.'

રાજકારણને એ વર્ગ સુધી પહોંચાડવું એટલે શિક્ષણને એ વર્ગ સુધી પહોંચતું કરવું, રાજકીય કક્ષાઓ અને સંસ્થાઓનાં સભ્ય તેઓ બની શકે એમ કરવું અને રાજ્ય સભા સુધી તેમને માટે માર્ગ કરવો.

'સ્ત્રીઓના કાર્યમાં જો જરાસરખો હાથ આપવામાં આવે તો, સ્ત્રીઓ માટેનો પરિશ્રમ તેઓ કેટલો બધો ઓછો કરી શકે, કદાચ સમૂળગો જ દૂર કરી શકે, એ ઘણા ઓછા માણસો જાણે છે. ધણી અને માલેકની જૂનવાણી પ્રથાને જડમૂળથી આપણે ઉખેડી નાખવી જોઇએ"

કલેરા ઝેટકીન ઉપર લખેલા પત્રમાં લેનીને આમ જણાવ્યું છેઃ 'Women in Soviet Russia' નામનાં પુસ્તકમાં ફેનીના હેલે એ પત્ર અવતરણરૂપે ટાંક્યો છે. હવે તો એ એથી ય છેક, ખરેખર એનાં મૂળ સુધી, જતાં હોય એમ લાગે છે. કારણ કે એક વસ્તુનો આગ્રહ રાખવાની અનિવાર્ય જરૂર છે. છોકરાંઓની જેમ સ્ત્રીઓને શિક્ષણની અને એનો ઉપયોગ કરવાની તક મળવી જોઇએ. ગૃહજીવનની જવાબદારીઓ જે સ્ત્રીઓ ઉપર આજે પણ બેવડો ભાર નાખે છે તેમાં બની શકે ત્યાં સુધી હિસ્સો પડવો જોઇએ

રશિયાનું આ નવપરિવર્તન છે. રાજબંધારણમાં લેટવીયા કે ઇકવેડોરથી તે કાંઇજ વધુ આપતું નથી. સામાજીક સેવાઓમાં, આગળ ધપવાના એના ઇરાદાઓ હોવા છતાં, હોલાન્ડ, ઝેકોસ્લોવાકીયા, ગ્રેટબ્રિટન અને યુનાઇટેડ સ્ટેટ્સમાં જે અપાય છે તેના પ્રમાણમાં કાંઇ વધારે છૂટછાટો ત્યાં નથી. રશિયા તેનાં દવાખાનાંઓ અને હોસ્પીટલો, શાળાઓ અને સુવાવડ વગેરેને લગતી વ્યવસ્થાઓ માટે ઘણુંજ મગરૂર છે. છતાં આ બાબતમાં પશ્ચિમનો મુદ્દીરાદ તેને માટે કેટલેક અંશે જરૂર માર્ગદર્શક થયો છે.

પણ બધા ય દેશોને રશિયા આગળ ટપી જાય છે એક જ વસ્તુમાં, એ વસ્તુ જ સૌથી મહત્વની છે અને તે સ્ત્રીઓ સંબંધનું પોતાનું વલણ તદ્દન સ્પષ્ટ અને નિશ્ચિત કરવાની બાબતે. માત્ર ફરમાન પસાર કરવાથી જ જ્યાં સ્ત્રીઓને સમાનતા આપી શકાતી હોય ત્યાં લગ્નમાં છૂટાછેડામાં, મિલકતમાં, વારસપદમાં, કામ કરવાને લગતી સ્થિતિમાં અને શહેરીપણાનાં કાનૂનોમાં–તેમ કરવામાં આવ્યું છે. વળી જ્યાં જ્યાં કાયદા દ્વારા સમાનતાનું પાલન કરાવવાનું શક્ય હોય ત્યાં ત્યાં તેણે તેમ કર્યું છે. બાળકને જન્મ આપવો કે કેમ, અથવા ગર્ભ રહ્યા પછી પણ

તેનું પોષણ કરવું કે તેનો પાત કરવો એ બાબતમાં પણ સ્ત્રીને સંપૂર્ણ છૂટ આપી હતી. એટલું જ નહિ પણ આ બાબતને વ્યવહાર સ્વરૂપ પણ તેણે આપ્યું હતું. જો કે હાલમાં સોવીયેટ રશિયામાં જે નવો ધારો પસાર થયો છે તેમાં, સંતતિ-સંવર્ધન માટે ખાસ યોજનાઓ કરવા માંડી છે અને એ કારણસર છે. રશિયામાં આખરે અત્યારે યંત્રકામ એટલું બધું વધી ગયું છે અને કારખાનાઓની સંખ્યા એટલી બધી વધી ગઇ છે કે એ કારખાનાઓ ચલાવવા માટે પૂરતી સંખ્યામાં માણસો જ મળતાં નથી. એને પરિણામે સંતતિનિયમનને સ્થાને હવે ત્યાં સંતતિસંવર્ધનને ઉત્તેજન આપવાની યોજના ઘડાઇ છે. અને એ નવો ધારો પસાર પણ થયો છે. અસમ્મત, અપરિણિત મા-બાપોના બાળકો કાયદેસર સજાપાત્ર ઠરતા નથી. ૧૯૧૭ ના ડીસેમ્બરની તા. ૨૮ મીનું એ ફરમાન જણાવે છે 'બાળકોને જન્મ આપવો એ સ્ત્રીઓનું એક સામાજીક કાર્ય છે.' કેટલીક ધર્મના સિદ્ધાંતો જણાવે છે તેમ સ્ત્રીઓ માટે એ જ એક કાર્ય નથી. એ એક એવું સામાજીક કાર્ય છે કે, કૃત્રિમ અવરોધોથી એમાં હરકત આવવી જોઇએ નહિ. ત્યાં બાળકના જન્મ પહેલાં અને પછી આઠ સપ્તાહની રજા અપાય છે. ઉપરાંત, બાળકના જન્મની જાહેરાત પછી દરેક પરિણિત સ્ત્રીને બાળકને માટે સામગ્રી અને તેના ઉછેર માટે ખાસ ભથ્થું આપવામાં આવે છે. કોઇ કોઇ ઉદ્યોગમાં રોકાયલી સગર્ભા સ્ત્રીઓને હળવું કામ આપી શકાય. પરંતુ ઇન્સ્પેકટરની સંમતિ વિના તેને બરતરફ કરી શકાય નહિ કે એક કારખાનામાં ફેરવી શકાય નહિ. ધાવણાં બાળકોવાળી માતાઓને તેઓના કામ ઉપર એક કલાક મોડી હાજર થવા

દેવામાં આવે છે, તેમજ બાળકોને ધવરાવવા માટે તેઓને આરામ પણ આપવામાં આવે છે. સુવાવડ આવી ગયાના એક વર્ષ દરમ્યાન કોઇ પણ સંજોગોમાં તેને બરતરફ કરવા દેવામાં આવતી નથી.

બાળકો માટે ઘોડીયાંની પ્રથા, દવાખાનાંઓ અને માતાઓ માટેનાં ગૃહો, બીજા સ્થાને સ્થપાયલાં એવાં સાધનો કરતાં જરા વધારે સારા સ્વરુપમાં હશે. એ બધુય જવા દઇએ પણ માનસનું આખું ય વલણ નવું છે એટલે કે, સ્ત્રીઓને રોજી રળવાનો અધિકાર છે, તેઓને બાળકો ઉત્પન્ન કરવાનો હકક છે, સરકાર બધાંયને સમાન લેખે છે.

આ ઉપરાંત પણ રશિયામાં બીજી કેટલીક નવીનતાઓ છે. વેશ્યાવૃત્તિ નાબુદ કરવા માટે સોવીયેટ રશિયામાં સાચા દિલના જે પ્રયત્નો થયા છે તેવા પ્રયત્ન કોઇ જગાએ થયા નથી. અને એવી સફળતા પણ કયાંય મળી નથી. આ અનિષ્ટનો સામનો કરવા માટે બે કમીશનો નીમવામાં આવ્યા હતાં. એક નવી આર્થિક નીતિની સ્થાપના થયા પહેલાં અને એક પછી. એને નૈતિક અનિષ્ટ કરતાં આજે રશિયામાં આર્થિક અનિષ્ટરૂપે વધારે લેખવામાં આવતું હોય, ૧૯૩૨માં એક ધારા દ્વારા સામાજીક અને આર્થિક ઉપાયોની ભલામણ કરવામાં આવી હતી. એમાં સ્ત્રીઓને કામ ઉપરથી બરતરફ કરવામાં સાવચેતી રાખવાની, બેકાર સ્ત્રીઓ માટે સહકારી સમાજો સ્થાપવાની, નિરાધાર સ્ત્રીઓ માટે આશ્રમો સ્થાપવાની, તાલીમની સગવડ આપવાની અને ચેપી ચામડીના રોગોની સારવાર અને વધારે સારી વ્યવસ્થા કરવાની ભલામણો કરવામાં આવી હતી. રશિયામાં આજે એવી હોસ્પીટલો છે કે જ્યાં આવા અનિષ્ટમાં સપડાયલી બાળાઓની સારી રીતે સારવાર થાય છે તેના તરફ ધૃણાની નજરે જોવામાં આવતું નથી. એને બદલે, બળાત્કાર માટે, સ્ત્રીને વેશ્યાવૃત્તિમાં નાખવા માટે, એનાં અંગેની દલાલી કરવા માટે; બીજી વ્યક્તિને ચેપી રોગનો ભોગ બનાવવા માટે વધારે સખ્ત સજાઓ થાય છે. ૧૯૩૧માં સાં એવી પરિષદ મળી હતી, જે દુનિયાના બીજા કોઇ પણ દેશમાં ભાગ્યેજ શકય બનત. મોસ્કો પ્રોફીલેકટરીમાંના વડા દાકતરના પ્રમુખપદે દોઢસો જેટલી ' આગળની વેશ્યાઓ પણ હમણાંની કામદારો ' એવી સ્ત્રીઓ પોતાના પ્રશ્નોની ચર્ચા કરવા માટે લાલ કૂચ કરતી આવી હતી.

વળી સ્ત્રીઓ માટે ધંધાની પસંદગીનું ક્ષેત્ર પણ ઘણુંજ વિશાળ છે. સ્ત્રીઓને ઇજનેરો અને ખેડુતો બનાવવામાં ઉત્તેજન આપવામાં આવે છે, તેમ પાકશાસ્ત્ર અને દરજીકામમાં નિષ્ણાત બનાવવાના પ્રયાસ થાય છે. અને આ બધા ધંધાઓમાં, પત્ની અને માતા તરીકેની જવાબદારીઓ સાથે તેઓ છૂટથી પ્રવેશી શકે છે

અલબત્ત, આ બધી છૂટછાટો અને અધિકારો સાથે કુટુંબ સંસ્થાની જૂની પ્રથાનો નાશ થયો છે. ગૃહજીવન અને કુટુંબ જીવનની ભાવનાનો આ નાશ ઘણાને નથી રૂચતો. વળી ખેડુતસ્ત્રીઓ સૈકાઓ જુના કેટલાક વહેમો પણ પાળી રહી છે. છતાં જે અગત્યનું છે તે તો સરકારનો હેતુ અને એ હેતુની સિદ્ધિ માટે સરકાર તરફથી ભરવામાં આવેલાં પગલાં છે લેનીનને સ્થાને સ્ટેલીન આવ્યો, નહિ કે રોવારીશા નામની કોઇ સ્ત્રી, એ સાચું. મેલેકોની કારોબારીના સભ્યોમાં સ્ત્રીઓ અગત્યનો ભાગ ભજવતી નથી એ પણ સાચું; લાલ લશ્કરનો સરદાર પુરૂષ છે એ પણ સાચુ છે. પણ નોરવે અને મેક્ષીકો ખાતેનાં સોવીએટ એલચીનું સ્થાન સ્ત્રી

ધરાવે છે લશ્કરમાં સ્ત્રી એવીએટરો છે સોવીએટ સ્ત્રી અમલદારો પણ છે.

સોવીએટની સ્થાપના માત્ર ૧૯૧૭ થી થઇ છે

સૈકાઓથી જૂની-અતિ જૂની પ્રથા ચાલુ હતી સમાન દરજ્જાની સ્વપ્ને પણ કોઇને કલ્પના ન હતી, તેમ ઇચ્છા પણ ન હતી જ્યારે ક્રાન્તિ થઇ ત્યારે રશિયાના પુરૂષોનો મોટો ભાગ સત્તા ચલાવવા માટે પણ યોગ્ય ન હતો અને સ્ત્રીઓ તો તેઓના જેટલી પણ યોગ્યતા ધરાવતી ન હતી. આવી સ્થિતિમાં રશિયાની યોજના નિષ્ફળ ગઇ છે એવો વિચાર કરવા માટે પણ પેઢીઓ પસાર થવા દેવી જોઇએ કંઇ નહિ તો પણ એ એક યોજના છે સ્ત્રી અને પુરૂષ બન્નેને સમાન કાર્ય, સમાન બદલો અને સરખી જવાબદારીઓ આપે એવા પ્રકારનું જીવન જીવવા માટેનો એ સર્વ પ્રથમ પ્રયોગ છે એની અવહેલના કોઇથી થઇ શકે નહિ, કોઇથી થવાની નથી. એમ કરનારા માત્ર મોઢામાંથી થુંક ઉરાડે છે ।*

* 'જગતનો નારીસમાજ' નામના તૈયાર થતા પુસ્તકમાંથી એક પ્રકરણ

# બળવો

લેખક :
શ્રી 'સ્વપ્નદ્રષ્ટા'

આખો દિવસ પૃથ્વીને અસહ્ય તાપથી તપ્ત કરી સૂર્ય ભગવાન પોતાને વિશ્રામસ્થાને જવાની તૈયારી કરી રહ્યા હતા. સધ્યાના લાલ રંગોની આછી છાયા હવે પશ્ચિમાકાશમાં પથરાતી હતી. દિનભરનો અસહ્ય તાપ અને દુન્યવી જંજાળથી ઉપજેલો માનસિક તાપ સહી રહેલો માનવ-સમૂહ આ વખતે વિશ્રાંતિ માટે તલસતો હતો. સુખી ને આનંદી માનવ-પ્રવાહ સમુદ્ર કિનારે કે મેદાનમાંના શાંતિ-સ્થળો તરફ વહેવા માંડ્યો હતો. એકંદરે અત્યારે શાંતિનું સામ્રાજ્ય પ્રસરેલું હતું.

મુંબઇના એક ગીચ વસ્તીવાળા મકાન-માંની અગાશીની પાળ પર અત્યારે એક યુવક, દિવસના કામકાજથી થાકેલો, શાંત ને મીઠા વાયુની લ્હેરો મેળવવા બેઠો હતો. બ્હાર જવાનું કોણ જાણે એને પસંદ નહોતું. નીચે વહ્યા જતા માનવ-પ્રવાહને એ ઘડીક-વાર જોતો ને કંઇ કંઇ વિચારોના વમળો એના મગજમાં ફરી વળતા. બીજી પળે હાથમાં પકડેલી ચોપડી પર નજર કરતો, પણ મન ચોંટતું નહિ. એના મુખ પરથી લાગતું હતું કે તે કોઇ ગંભીર પ્રશ્નનું પૃથ-કરણ કરતો બેઠો હતો. મુખમુદ્રા એની ગંભીર ને ચિંતાગ્રસ્ત દેખાતી હતી. 'સંસાર એને મન સુખદુઃખનું' અદ્‌ભુત સંમિશ્રણ હતું. ઘડીભર ભાવિ દુઃખનાં સ્વપ્નોથી એ ભડકી ઉઠતો, તો ઘડીમાં સુખ ને ઉત્સાહના દેવી આશ્વાસનથી પ્રફુલ્લિત બની ઉઠતો.'

એનું નામ રમણ હતું.

થોડી વારે ઘરમાંથી એક તેર ચૌદ વર્ષની યુવતી ત્યાં આવીને ઉભી રહી ને પાછી થોડે દૂર પાળ પર બેઠી. એનું વદન મ્લાન હતું. કોઇ અગમ્ય આંતરવેદના અનુભવતી હોય એમ એના ચ્હેરા પરથી સ્પષ્ટ જણાતું હતું. કોઇ અસહ્ય દુઃખ એને અંદર ને અંદર બાળી રહ્યું હતું.

એનું નામ હતું કાન્તા.

કાન્તા અને રમણ લગભગ નાનપણથી જ સાથે ઉછરેલાં.

"કાન્તા ! કેમ આજે બહુ વિચારમાં જણાય છે ?" નીચે રસ્તા પર નજર રાખી બેઠેલી કાન્તાને રમણે પૂછ્યું.

"કંઇ નહિ, જોને ભાઇ નીચે સામેના ઘરમાં એક બાળક મરી ગયું છે." કાન્તાએ આશ્ચર્ય છુપાવતાં જવાબ આપ્યો.

એટલામાં રમણ પણ કાન્તાની સહેજ નજીક આવીને બેઠો. કેટલાય દિવસોના મગ-જમાં ગુંગળાયા કરતા વિચારોને વ્યક્ત કર-વાનો અવસર પ્રાપ્ત થયો છે એમ જાણી એ સ્વસ્થતાથી બેઠો ને કેવી રીતે વાત ઉપાડવી એના વિચારો કરવામા ગૂંથાયો.

"તું પણ ડાયરી લખે છે, નહિ ? આજે મેં તને લખતાં જોઇ હતી." એણે વાત ઉપાડી.

"ના ના, ભાઇ, એ કંઇ ડાયરી નથી. એ તો એક નિર્દોષ બાલિકાના કરુણ રુદનનાં આંસુઓ સ્થૂલ કાગળ પર પડેલાં છે એટલું જ." કાન્તાએ ગળગળી થઇ જઇને ઉત્તર વાળ્યો. એના મુખ પર વિષાદની ઘેરી છાયા પથરાએલી હતી. છતાં એ કોઇ સહાનુભૂતિ દર્શાવનાર પાસે આવી બેઠી છે એ વિચારથી સ્વસ્થ થઇ વાતોમાં રસ લેવા માંડી.

રમણની સ્થિતિ પણ કાન્તાના ઉત્તરથી વિચિત્ર થઇ હતી. આવી સ્થિતિમાં વા

ઉપાડવી એને અનુચિત લાગી. પણ જરા વારમાં ઠેકાણે આવી કાન્તાને આશ્વાસન આપતાં એ બોલ્યો,

"બ્હેન, તું આમ નિરાશ શાને થાય છે? ખરેખર કહેજે તારા મનમાં શા શા વિચારો આવે છે? તને પુનર્લગ્ન કરવાની આંતરિક ઇચ્છા છે? તને ફરીને સૌભાગ્યવતી થવાની અભિલાષા છે? કહે જોઉં."

"ભાઇ તને એની શી ખબર? દુનિયા મારે માટે નથી. એણે મને દૂર ફેંકી દીધી છે. મેં શાં પાપ કર્યાં હશે કે સમાજ અને કુટુંબ મારી આવી અવગણના કરી પોતે મહાલે છે." કાન્તાની આંખોમાંથી આંસુ સરી પડવાની તૈયારીમાં હતાં એ રમણ જોઇ શકતો હતો, પણ એણે અત્યારે હિંમત ન હારી જતાં હૃદયને દૃઢ રાખી બ્હેનને દિલાસો આપ્યો.

"તું ગભરાઇશ નહિ બ્હેન, જ્યાં સુધી હું અહિં છું ત્યાં સુધી હું મારાથી બનતું બધું કરીશ. કુટુંબ ભલે તને બોલાવે નહિ, સમાજ ભલે તને તરછોડે, દુનિયા ભલે તને રસાસ્વાદ લેવાનો અધિકાર ન આપે પણ જ્યાં સુધી મારામાં પ્રાણ છે ત્યાં સુધી તારા સુખ માટે મારું સર્વસ્વ ઉડાવી દેવા હું તૈયાર છું ને રહીશ."

કાન્તાએ પાલવ વતી આંસુઓ લૂછ્યાં. આ નવા વર્તનથી બ્હીક પામતી ઘડી ઘડી ઘરમાં નજર નાંખતી હતી. કોઇ શંકાની નજરે તો જોતું નથી ને!

પણ રમણની આંખોમાં ઝનૂન ભરાયું હતું. એની નસેનસમાં બંડખોર વૃત્તિઓ ઉછળી રહી હતી. એનું શરીર ભાવિ લડાયક વાતાવરણની જાણે સાવચેતી રાખતું હોય તેમ અસ્વસ્થ ને ચંચળ બની ઉઠ્યું હતું. એ પણ ઘરની અંદર નજર નાંખતો પણ એને કોઇની પરવા નહોતી. સમાજનાં ફારસોથી એ કંટાળ્યો હતો. ગુંગળાતું પક્ષી જેમ પાંજરામાંથી છૂટવા મથે તેમ એ તરફડી રહ્યો હતો, ને ભાવિની આશામાં એનું હૃદય મહાલવા લાગ્યું.

"ભાઇ, એ કેમ થશે?" કાન્તાએ નિરાધારીનો નિશ્વાસ નાખ્યો.

"તું જો. ધીરજ ધરજે. હિંમત હારતી નહિ. મારામાં વિશ્વાસ રાખજે" એમ કહી રમણ પાછો ઉતરી અંદર ગયો.

કાન્તા ત્યાં જ બેસી ભાવિ સંગ્રામના કંઇ કંઇ ભયંકર વિચારથી ઉદ્વિગ્ન બની બે પગ વચ્ચે માથું મૂકી બેસી રહી.

× × ×

ગુજરાતની કૌટુંબિક જીવન રચના કેવી અદ્ભૂત છે, સામાજિક વ્યવસ્થામાં ડોકિયું કરનાર સમજી શકે. ખૂબ વૈવિધ્ય ભરેલી એ જીવનની ઘટના છે એ તો ચોક્કસ.

રમણના માબાપ એને નાનપણમાં જ નિરાધારીમાં છોડી પરલોક સીધાવ્યાં હતાં. ને એને ઉછેરવાનો ભાર એના સંસારી ગણાતા મામા પર આવ્યો હતો. મામાની પ્રતિષ્ઠા

નાતજાતમા સારી હતી. તેમજ વેપારી સમાજમાં પણ એમનું સ્થાન આગળ પડતું હતું. એમનું ઘર કેટલેક અંશે શ્રીમંતાઇ ભરેલું કહેવાય. ઘરમાં કંઇ કંઇ પરિવર્તનો થએલાં, કે કંઇ કંઇ ચડતી પડતીઓ પણ અનુભવાએલી છતાં એ ઘરમાં સંસ્કારિતાની છાયા પ્રસરેલી છે એમ બ્હારના લોકોને લાગતું. ઘરમાં એક નાનું સરખું પુસ્તકાલય પણ હતું.

આ વાતાવરણ વચ્ચે રમણ ઉછર્યો. નિશાળ જીવન પસાર કરી હવે એ કોલેજમાં આવ્યો હતો. એના વાંચનના શોખે કંઇ કઇ સાહિત્યનો આસ્વાદ લેવા તત્પર બનાવ્યો. એની ભાવનાઓ પોષાઇ એની વૃત્તિઓ કેળવાઇ. એનું માનસ વિકસ્યું...ધીમે ધીમે એને સમાજની કુરૂઢીઓ પ્રત્યે કંટાળો આવવા [illegible]ગ્યો. તેમછે પોતાની નાતમાં જોકે જૂદે [illegible]ગે ભળવાનું થતાં તેનું મન ઉશ્કેરાઇ [illegible]ં ને હૃદય એ બધું જોઇ ભભુકી ઉઠતું.

એના આશ્રયદાતા મામાનું ઘર વિશાળ હતું. એમાં એ એકલવાયો કુટુંબમાં ભળી ગયો હતો. ભિન્નતાનો વિચાર ક્યારેકજ ઉભરાતો

એના મામાની પુત્રીના લગ્ન પ્રસંગે એ બળ્યો હતો પણ હૃદયમાં એને એ સમ્બન્ધ તરફ સખતનો અણગમો હતો પણ એ બતાવે કોની પાસે ? એની એક માત્ર વિશ્વાસુ સહચરી હતી એની નોંધપોથી એમાં એ એના વિચારો લખતો ને આશ્વાસન પામતો.

એ મામાની પુત્રી કાન્તા બાર વર્ષની, એક ચીસતાલીસ વર્ષના વિધુરને પરણી ગઇ.

રમણનું હૃદય દુઃખી બન્યું હતું. સમાજના કઢંગા રિવાજોએ એના મગજ પર સજડ ચોટ મારી હતી.

વખત પસાર થતો ગયો. એક સાંજે તાર આવ્યો કે કાન્તાના પતિ મરણ પામ્યા છે. ઘરમા તો રોકકળ થઇ રહી પણ રમણનું હૃદય ઝાલ્યું ઝીલાય તેમ નહોતું. એ રોઇ શકયો નહિ. ગંભીર વિચારોમાં ને દુઃખની ગ્લાનિમાં દિવાલને અઢેલી ઉભો રહ્યો.

—ને દહાડા જતાં એ બધું વિસરાઇ ગયું. સૌભાગ્ય હીન બનેલી કાન્તા પિયરમાં રહીને દુઃખી ને ઉકળાટભરેલું જીવન વીતાવવા લાગી.

રમણ ત્યારથી જ ગંભીર બન્યો હતો. કાન્તાને જોઇ એ હીણાતો હોય એવી લાગણી એ અનુભવવા લાગ્યો. પોતા પર જાણે ભારે જોખમદારી આવી પડી હોય એમ તે માનવા લાગ્યો. આસપાસ ઘરમાં બધાં કંઇ પણ પરવા કર્યા વિના સુખેથી પોતપોતામાં મ્હાલી રહ્યાં હતાં તેમના પ્રત્યે તિરસ્કાર ભરી દષ્ટિ નાખી એ પોતાનું કડવું જીવન પસાર કરવા લાગ્યો. આજે એ કેટલેય દહાડે બે દુઃખી હૃદયો મળ્યાં હતાં. થોડી વાતો કરી એ છૂટાં પડયાં.

× × ×

દિવસો ચાલ્યા જતા હતા ને રમણનો ઉકળાટ વધતો જતો હતો. ઘરનાં માણસો સાથે હવે એને બહુ બોલવું ચાલવું ગમતું નહિ. જમવાને વખતે તે રાતે બધા સાથે હોય, બાકી આખો દિવસ વાંચવામાં રહેતો કે બ્હાર નીકળી જતો. હવે તે બ્હાર સમાજમાં ભળવા લાગ્યો હતો. જુદી જુદી સંસ્થાઓ અને મંડળોમાં ભળી, અનુભવ લેવા માંડયો. અને ઘણાય સંસ્કારી યુવાન મિત્રો સાથે એનો ગાઢ સંબંધ બંધાયો. એક સંસ્કારી છતાં ગરીબ સ્થિતિના તાજેતરમાં જ ગ્રેજ્યુએટ થએલા યુવાન ભાનુ સાથે એની ખૂબ ગાઢ મૈત્રી બંધાઇ. બન્ને મિત્રો રોજ બ્હાર ફરવા જતા ને જીવનના કૂટ પ્રશ્નો ઉકેલવાના પ્રયત્નો કરતા.

આ સાથે રમણે કાન્તાને ઘરાં પુરાઈ માંથી બ્હાર લાવવા અથાગ શ્રમ લેવા માંડયો કાન્તા કેમ આગળ વધે એ વિચાર એના મગજને રોકી રહ્યો કાન્તાને સ્ત્રી મંડળમાં દાખલ કરાવી અને જૂદા જૂદા પ્રસંગો વખતે એને બ્હાર આણવા પ્રયત્ન કર્યા કર્યો ને થોડા જ સમયમાં કાન્તામાં છુપાઇ રહેલી શક્તિ વ્યક્ત થવા માંડી મંડળમાં એનું માન વધ્યું પોતાના માયાળુ સ્વભાવથી એણે કંઇ સહચરીઓના દિલ જીત્યા હતાં કાન્તામાં હવે દૃઢતા ને જોમ આવ્યાં હતાં

એક સાંજે દરિયા કિનારે રમણ ને ભાનુ ફરવા ગયા હતા. આસપાસની જનતા એમની દૃષ્ટિ બ્હાર હતી રમણે અંતે વાતનું અનુ સંધાન કરતાં કહ્યું—

" ભાનુભાઇ, તમે કહ્યું તે પ્રમાણે આ અધોગતિને તળિયે બેઠેલા સમાજને ઉંચે આણવાના પ્રયાસો આપણે કરવા જ જોઇએ હમણાં જ તમે કહ્યું કે આપણા સમાજમાં કેટલીય દીન વિધવાઓ દુ:ખાશ્રુ સારતી જીવન પસાર કરે છે એમને ઉગારવાના પ્રયત્નમા તું સાથ નહિ આપે ? મારી વાત કબૂલ કરશે ? '

' શું ? '

" મ્હારી એક ચૌદ વર્ષની બ્હેન આ વૈધવ્યનું અસહ્ય દુઃખ વેઠી રહી છે એને ઉગારી સમાજ સેવામાં તારો ફાળો આપ "

" શું કહે છે, રમુ ! તું એને પણ એવી તારી ઇચ્છા છે ? '

" હા ભાઇ, '

" પહેલાં તો તે એ વિષે વાત જ નથી કરી ઠીક અમે બે મળિયે એવી ગોઠવણ કરજે. એકબીજાનાં મન મળે ત્યારે થાય ને ? "

" સારું ' કહી રમણ છૂટા પડયો

× × ×

વચલા વખત દરમ્યાન રમણે ખૂબ ખૂબ વિચાર કર્યો અવસર મળ્યે એ કાન્તા સાથે વાતો કરતો ને એનો ઉત્સાહ જોઇ એ રાજી થતો અંતે આ વાતને ઘરમાં છેડવાનો રમણે વિચાર કર્યો એક રાત્રે જમ્યા પછી બધા અગાશીમાં બેઠા હતા ત્યાં તેણે વાત ઉપાડી

" મામાશ્રી ત્યારે આ કાન્તાનું શું કરવું છે ? આમને આમ જીવન કેમ જશે ! તમે એનું દુઃખ નથી જોતા ! એક બે દિવસ રડી તમે બધું ભૂલી ગયા જરાય ગ્લાનિ કે શરમ નથી આવતી ! આ તમારાં દિલ કે પત્થર ? '

' તે તું શું કહેવા માગે છે રમુ ! જરા વિનયથી બોલતાં નથી આવડતું ? " મામા તડુકી ઉઠયા

" નહિ, મારો જીવ અત્યારે ઠીક નથી, "

રમણે ચલાવ્યું. " કાન્તાને હું આમ નહિ જોઈ શકું. એક તો તમે એની મરજી પૂછ્યા વિના એનું લગ્ન કરી નાંખ્યું તમને એમ કરવાનો હકક જ શો હતો ! પરણવું કાન્તાને હતું, તમને નહિ. જરા જેટલી પણ વિચાર કરવાની ધીરજ નહિ ! પરણ્યા પછી એકજ વર્ષે બિચારી વિધવા થઈ, ને હવે એને તમે ખુણે ગોંધી રાખી છે. તમારી જ પુત્રી, છતાં અત્યારે એની તરફ જોવાનીય તમારી ઇચ્છા નથી થતી !—"

" એ વાત કર મા. નહિ તો મારું નહિ રહે ! આટલા દિવસ સુધી પાળ્યો પોષ્યો ને હવે સામો થાય છે ? "મામી વચ્ચે ઉછળ્યાં. "આ બારણાં ખુલ્લા છે. ચાલ્યો જા. "

રમણથી હવે ન રહેવાયું. છેલ્લી વાત કરતો હોય તેમ કહ્યું.

" મામા, યાદ રાખજો મને મારી કંઈ પરવા નથી. કાન્તાની પૂરી મરજી છે તે તેને આ જીવન અકારૂં થઈ પડ્યું છે. એનો ભાઈ કિશોર પણ એની સાથે છે. " એટલું કહી એ ત્યાંથી ઉઠી ગયો.

કાન્તા આટલો વખત અંદર ભરાઈ બેઠી હતી. છતાં મોટેથી થતી વાતોનો ભણકાર એને કાને પ્હોંચી ગયા હતા. રમણને એ હજારો આશીર્વાદ આપતી હતી.

એ રાત ચાલી ગઈ.

બીજે દિવસે રવિવારે સાંજે, રમણ ને કિશોર કાન્તાને સાથે લઈ આર્યસમાજમાં ગયા. બધું નક્કી કરી રાખ્યું હતું. ભાનુ ત્યાં આવી ગયો હતો. એ સશકત ને જુવાનીના જોમમાં દીપતો હતો. એના સાદા છતાં સંસ્કારી પોશાકમાં અપૂર્વ મોહકતા હતી. કાન્તા અને એણે ઘણી વાર સુધી વાતો કરી.

વૈદિક વિધિ પ્રમાણે લગ્ન વિધિ થઈ રહી. હોલમાં ભેગા મળેલા વિદ્વાનોના પુનર્લગ્ન વિષે વ્યાખ્યાનો થયાં પછી બધા છૂટા પડયા.

ભાનુ ને કાન્તા માટે એક જૂદું ઘર પણ લેવાઈ ગયું હતું. ત્યાં બધા ગયાં ને આનંદમાં એ સાંજ પસાર થઈ ગઈ. રમણ પણ ત્યાં જ રહ્યો.

રાત્રે કાન્તા ઘેર ન આવી એટલે મામા ગભરાયા. પણ કિશોરે બધી વાત કરી એટલે તો વધુ ગભરાટ થયો. આવા બળવા સામે કેમ વર્તવું એ એમને સૂઝયું નહિ.

બીજે દિવસે નાતમાં વાત ચાલતાં બધા ઉકળી ઉઠયા ને રમણ તેમજ એના મામાના કુટુંબને નાત બહાર કરવાની ધમકીઓ આવવા લાગી. " છોકરી મારા હાથમાં ન્હોતી " એમ બ્હાનાં કાઢી મામા નમ્રપણે નાત પાસે હાથ જોડી બેસી રહ્યા. દિવસ ચાલ્યા જતાં વાત વીસારે પડી.

અંતે રમણના મામાની આંખ ઉઘડી. કાન્તા સાંભરી ને એને મળવા તે તલપાપડ થઈ રહ્યા.

એક સાંજે તેઓ કાન્તાનું ઘર શોધતા શોધતા આવી પહોંચ્યા. કાન્તા રસોઈમાં વ્યગ્ર હતી. ઝુલા પર એક ખુલ્લી ચોપડી પડી હતી. ભાનુ ઘેર ન્હોતો.

" કાન્તા વ્હાલી, માફ કરજે ! તને દુઃખ આપ્યું તે ભૂલી જજે. તને જોઈ અમારી આંખો ઠારશું. રમણભાઈ કયાં છે ? "

કાન્તા રસોડામાંથી બહાર આવીને માબાપને પગે પડી-બધાં આનંદમાં આવી ભેટી પડ્યાં.

પણ રમણ કયાં હતો ?

એ દિવસ કાન્તા ને ભાનુ સાથે રઈ એ ચાલી નીકળ્યો હતો. ફરી એનો કંઈ પત્તો જ ન્હોતો.

# શિક્ષિત હિંદી મહિલાઓ શું શું કરી શકે ?

લેખિકા : શ્રીમતી સ્વરૂપકુમારી વતાલ, એમ. એ.

શિક્ષણ પામેલી દરેક મહિલાએ આ પ્રશ્ન વિચારવો ઘટે છે. પ્રશ્ન વ્યક્તિગત નથીઃ સમસ્ત પ્રજાનો છે. છેલ્લાં કેટલાંય વર્ષોથી હિંદી મહિલાઓ એવી તો પછાત પડી ગઇ છે કે તેમનું અસ્તિત્વ ભૂંસાઇ જવાનો ભય ઉભો થયો છે તેથી આ પ્રશ્ન વધારે અગત્ય ધરાવે છે.

ખરી રીતે સ્ત્રી સ્વદેશની કરોડ સમાન છે. હિંદી સમાજમાં સ્ત્રીઓનું સ્થાન ઘણું હલકું છે તેથી જ હિંદ પડતી દશા ભોગવે છે. હવે તો હદ થાય છે એટલે પ્રણાલિકા-ભંગ કરીને પણ પોતાનો જન્મસિદ્ધ હક્ક હસ્તગત કરવાનું દરેક હિંદી સ્ત્રીનું કર્તવ્ય લેખાવું જોઇએ.

રાષ્ટ્રીય હિલચાલથી આ દિશામાં ચોક્કસ પગલું ભરાયું છે. તેથી હિંદી સ્ત્રી જાહેર જીવનમાં ભાગ લેતી થઇ છે. " સ્ત્રી ગૃહિણી ને પુરૂષ વ્યવહારી " એ સિદ્ધાંત બાજુએ મૂકાયો છે. એ રીતના સદંતર જુદા કાર્યક્રમના દિવસો ભરાઇ ચૂક્યા છે. સ્ત્રીઓને તક મળી છે. એ તકનો પૂરેપૂરો લાભ ઉઠાવવો હવે સ્ત્રીઓના જ હાથમાં છે. સામાજીક આર્થિક ને રાજકીય દશા સુધારવા હવે હિંદી સ્ત્રીએ આકાશ પાતાળ એક કરી મૂકવાં જોઇએ

પરંતુ એમની ઝડપી પ્રગતિમાં મોટામાં મોટું વિઘ્ન એમની અભણ દશા છે. શહેરોમાં ગણીગાંઠી સ્ત્રીઓ ભણેલી દેખાય તેથી હિંદી સ્ત્રીઓની મોટી સંખ્યા સુશિક્ષિત છે એવું માની લેવાની ભૂલ કરવી ન જોઇએ. હિંદના શાપ ને શરમ સમા એ અજ્ઞાનકૂપમાં આપણે ભણેલી માનીએ છીએ તેવી સ્ત્રીઓ તો સિંધુમાં બિંદુ સમાન છે. એટલે જ્ઞાતિ, સામાજીક પરિસ્થિતિ ને સંયોગોના ભેદભાવ સિવાય સાર્વજનિક શિક્ષણ આપવામાં આવે એવો ચોક્કસ પ્રબંધ થવો જોઇએ.

પરંતુ યોગ્ય શિક્ષણ પામી હોય તેવી હિંદી મહિલાઓ શું શું કરી શકે ? આજે તો સામાન્ય રીતે હિંદી સ્ત્રીઓ શિક્ષણનો કાર્યપ્રદેશ હાથ ધરે છેઃ કોઇ કેળવણી ખાતામાં કે બીજે શિક્ષિકાઓ થાય છેઃ કોઇ શાળાખાતામાં કોઇ બીજી નોકરી સ્વીકારે છે. આ કામ તેમને માટે સંપૂર્ણ સગવડભર્યું ને સાનુકૂળ છે પરંતુ વધતું જતું કેળવણીનું પ્રમાણ જોતાં આ દિશા પણ પૂરાઇ જવાનો પાકો સંભવ છે. છેલ્લા થોડાં વર્ષોથી પગાર ઘણા જ ઘટી ગયા છે ને હરિફાઇ ખૂબ જ તીવ્ર બની છે. છતાં કેળવણી પ્રચાર વધતો જાય છે એ જોતાં કન્યાશાળાઓ વધશે ને સ્ત્રીઓને કામગીરી મળશે.

પરંતુ વિદ્યાલયો ને વિદ્યાપીઠોમાં કામે ચઢવાની અભિલાષા રાખવાને બદલે હિંદી સ્ત્રીઓ જો પ્રાથમિક શાળાઓમાં નોકરી મેળવવામાં સંતોષ માને તો તેમને કામગિરી મળી રહે; ને ખાસ કરીને માતાઓ પુરૂષો કરતાં પ્રાથમિક શાળાઓમાં વધુ સફળ થાય. પશ્ચિમનો અનુભવ એ વાત પૂરવાર કરે છે. એટલે હિંદી સ્ત્રીઓ એ કાર્યપ્રદેશ તરફ વધારે લક્ષ આપે તો તેમને પોતાને તેમજ દેશને ઘણો જ લાભ થાય. ઉત્સાહ, પ્રેરણા સહાનુભૂતિ ને સમજનું આ કાર્યપ્રદેશમાં વધારે સ્થાન છે એટલું જ નહિ પણ બીજી રીતે પણ હિંદી મહિલાઓ પોતાનો વિકાસ સાધી શકે તેમ છે.

ઇંગ્લેન્ડમાં લગભગ દરેક ધંધામાં સ્ત્રીઓ

કામ કરતી નજરે પડે છેઃ ખાનગી કે સરકારી નોકરીઓ માટે પણ તેઓ ઉમેદવારી નોંધાવે છેઃ ને તેઓ નિષ્ફળ નીવડ્યાં નથી, કે દેશહિતમાં વિઘ્નરૂપ થઇ પડયાં નથી. રશિયામાં તો સ્ત્રીઓ રાજતંત્રમાં પણ જવાબદાર પદવીઓ ભોગવે છે. દેશનું એક પણ ખાતું સ્ત્રી વિનાનું નથી. આપણી શિક્ષિત મહિલાઓએ પણ એ જ પ્રમાણે રાજતંત્રમાં કે ખાનગી ધંધાઓમાં પોતાનું સ્થાન શોધી લેવું ઘટે. કાર્યાલયોમાં, રાજતંત્રમાં ધારાસભામાં કે દવાખાનામાં દરેકે દરેક કામમાં સ્ત્રીઓ વિખ્યાતી મેળવી દેશસેવા આદરી શકે.

આપણી મહિલાઓએ ઔષધોપચારો પ્રત્યે જોઇએ તેટલું લક્ષ આપ્યું નથી હિંદમાં દવાદારુની સમવડનો દેખીતો અભાવ છે. સામાન્ય જનતાની તંદુરસ્તી યોગ્ય પોષણથી ઘણી જ ઉતરતી છે. આયુમરણ પ્રમાણ આપણને નીચું જોવડાવે તેવું છે. આ ધંધામાં પડી હિંદી સ્ત્રીઓએ સહૃદયતાથી ખૂબ કામ કરવાની જરૂર છે. માંદાંની માવજતનું કાર્ય શા માટે હલકું લેખાવું જોઇએ ? દવા કરતાં માવજત દર્દીને ઘણી શક્તિ આપી શકે છે. હિંદી મહિલાઓ નર્સીંગ અપનાવી લે તો પોતાના ઘરમાં જ તેઓ અમૂલ્ય સહાય આપી શકે એટલું જ નહિ પણ અન્યનો આશીર્વાદ પણ મેળવી શકે. હિંદની રેડ ક્રોસ સોસાયટીને મરદો કરતાં મહિલાઓની વધારે જરૂર છે. એ દિશામાં નજર દોડાવવાથી અત્યારની બેકારી સમૂળગી ટળી જાય તેમ છે. વળી હિંદુ સ્ત્રીઓ મરદ દાકતરો કરતાં સ્ત્રી દાકતરો પાસે જવાનું વધુ પસંદ કરે છે. તેમજ સમાજસેવાની જે વ્યકિતઓ ધગશ ધરાવે છે તેઓ ગામડે ગામડે દવાદારૂની સગવડ આપી વધારે સેવા સાધી શકે તેમ છે. એ ધંધામાં જે વધારે મહત્વાકાંક્ષી હોય તેને માટે વૈદકીય સ્ત્રીસેવાસંઘ મોજુદ છે.

વકીલાતના ધંધામા ઉમેદવારોનું પ્રમાણ અતિશય વધી ગયું છે છતાં સ્ત્રીઓ માટે તો હજી પણ જગા છે જ. સ્ત્રીઓમાં શક્તિ નથી એવુ માનવાનું કાંઇ જ કારણ નથી એટલે એ ધંધો સ્વીકારવામાં પણ કાંઇ જ હરકત નથી. શહેરો ને જીલ્લાઓમાં વકીલોની મોટી સંખ્યા નજરે પડશે પણ ગામડાંઓમાં હજી માંગ છે જ. હિંદમા કાવાદાવા પ્રપંચોનો ઝોક મશહુર છે. એટલે એ કામકાજ ગમતું હોય તેને માટે ત્યાં જરૂર સ્થાન છે.

વ્યાપાર રોજગારમાં તો હિંદી સ્ત્રીઓ નજરે જ પડતી નથી. હિંદ ઉદ્યોગ પ્રધાન દેશ નથી છતાં જે વેપાર રોજગાર છે, તેમાં કામકાજની ખોટ નથી. સ્ત્રીઓમાં સ્વાભાવિક અન્તહારકુશળતા હોય છે, અત્યારે તેઓ એ શક્તિ માત્ર ગૃહકાર્યમાં જ દાખવી શકે છે. પરંતુ તેમણે એ હદ વિસ્તારવી જોઇએ ને દેશના વેપાર રોજગારમાં આગળ પડતો ભાગ લેતાં થવું જોઇએ. પાચુરણ

સામાનની-દુકાનમાં મેનેજર તરીકે કામકાજ કરવામાં તેમણે જરા પણ નાનમ લગાડવી જોઈએ નહિ. તેઓ ધારે તો મોટાં કારખાનાની ડીરેકટરા પણ બની શકે.

પત્રકારિત્વના ધંધામાં સુશિક્ષિત હિંદી મહિલાઓ આનંદ સાથે ઘણું કામકાજ મેળવી શકે. હજી તો હિંદી પત્રકારિત્વ ઉગતી દશામાં છે. એને સફલ બનાવવા ઘણાં ય મરદ મહિલાઓની જરૂર છે. શિક્ષિત સ્ત્રીઓ વર્તમાનપત્રના રિપોર્ટર કે મેનેજર બની શકે. કોઈ પણ પત્રના આખો મહિલા વિભાગ ચલાવી લે. માસિકો કે પત્રિકાઓ કાઢી પોતાની બેનોને યોગ્ય સંદેશ પાઠવી શકે. દેશદાઝની લાગણી પ્રગટાવી તેમને સુપંથે પ્રેરી શકે, જગતનાં સુયોગ્ય નાગરિક બનાવી દે. જીવનના અનેક કાર્યપ્રદેશ પર અજવાળું પાડી શકે. મરદો ચડીયાતી શક્તિઓ ધરાવે છે તેથી તેમની હીન દશા નથી પરંતુ તેઓ પોતાની શકિતઓનો જોઈએ તેવો ઉપયોગ કરતાં નથી તેથી તેમને ખમવું પડે છે એમ તેઓ પૂરવાર કરી આપે. સમાજ માત્રની આંખ ઉઘાડી પોતાનું સ્થાન નક્કી કરી લે.

આ બધું સ્ત્રીઓ કરે તો ઘરનું શું ! એ વિચાર જ ભૂલભરેલો છે. અર્વાચીન માનસમાં એ કયાંથી ઘુસી ગયો છે તેજ સમજાતું નથી. કુટુંબની વ્યકિતઓમાં પરસ્પર મેળ હોય તો ઘરની સુખશાંતિ કદિ પણ નષ્ટ થતી નથી. ઘરમાં સ્ત્રીઓની જરૂર છે પણ આખા વખત માટે નહિ. શ્રમવિનિમય, યોગ્ય કેળવણી ને પરસ્પર સહકાર દાખવવાથી સ્ત્રીઓ સંપૂર્ણ ખાતાઓ તેમજ સમાજ ને રાષ્ટ્રના સ્તંભો બની શકે તેમ છે. ઘર વણસી જતું હોય તો એ કુટુંબીઓનો જ વાંક હોય છે, બાહ્યકામકાજથી કદિ પણ તેમ થતું નથી. ઉલટું જે સ્ત્રીઓ જાહેર જીવનમાં પડે તે તો ઘરને વધારે સુખી બનાવી શકે. બાલકોને વધારે સારાં ઉછેરી શકે. જે હસ્ત ઝુલાવે પારણું તે જગત પર શાસન કરે-એટલે હિંદી મહિલાઓની પ્રગતિની આડે કોઈ પણ પ્રકારનું નડતર સંભવિત નથી.*

* અનુવાદક: શ્રી રમણીકલાલ દલાલ.

---

## ‘ગુણસુન્દરી’ને લગતો પત્રવ્યવહાર કરતાં આટલું નોંધી લેજો:

વ્યવસ્થા વિભાગને લગતો પત્રવ્યવહાર:

વ્યવસ્થાપક: લુહાણામિત્ર પ્રિન્ટીંગ પ્રેસ
**વડોદરા**ના સરનામે કરવો.

તંત્રી વિભાગને લગતો પત્રવ્યવહાર:

તંત્રી: ‘ગુણસુન્દરી’ ૧૧૪, વિઠ્ઠલભાઈ પટેલ રોડ,
**મુંબાઈ**, ૪ એ સરનામે કરવો.

# ફૂલવેણી

## [૧] હિન્દી સ્ત્રીઓનો દરજ્જો

દુનિયાભરમાં સ્ત્રીઓનો દરજ્જો શો છે ? આર્થિક સામાજીક, રાજકીય અને કાયદાને અંગેની બાબતમાં સ્ત્રીઓ કેવું સ્થાન ધરાવી રહી છે ? આ પ્રશ્નને લગતી તપાસ રાષ્ટ્ર-સંઘ તરફથી હાથ ધરવામાં આવી છે. દુનિયાભરના જુદા જુદા દેશોની સરકારો પાસે એને લગતાં નિવેદનો માગવામાં આવ્યા છે. એ મુજબ હિંદી સરકાર પાસેથી પણ આ પ્રશ્નને લગતી માહિતી માગવામાં આવી હતી અને હિંદી સરકારે એ મોકલી પણ આપી છે. એમાં ખાસ નવાઇ જેવી વાત તો એ છે કે, સ્ત્રીઓનાજ પ્રશ્નને લગતી આ અગત્યની બાબતમાં હિંદી સરકારે સ્ત્રીઓની દેશની અગ્રગણ્ય સ્ત્રી-સંસ્થાઓનો અનાદર કર્યો છે. કોઈ પણ સ્ત્રી-સંસ્થાને, આ મહત્વની બાબતમાં પૂછ્યા ગાછ્યા વિનાજ હિંદી સરકારે આ નિવેદન રાષ્ટ્રસંઘને મોકલી આપ્યું છે.

પણ હિંદની સ્ત્રી સંસ્થાઓ જાગૃત છે. હિંદી સરકાર તરફથી આવી કોઇ રીતનો અન્યાય તે સહી લે એવી નથી...એટલે હિંદની બે અગ્રગણ્ય સ્ત્રી સંસ્થાઓ, અખિલ ભારતીય મહિલા પરિષદ અને હિંદી સ્ત્રી-સમાજ Women's Indian Association તરફથી, આના સંબંધમાં એક લાંબુ નિવેદન રાષ્ટ્રસંઘને સુપરત કરવામાં આવ્યું છે. જુદી જુદી સ્ત્રી સંસ્થાઓના અભિપ્રાયો માંગીને, પ્રાંતીય શાખાઓ પાસે પૂરતી વિગતો મેળવીને એ નિવેદન તૈયાર કરવામાં આવ્યું છે અને રાષ્ટ્રસંઘને એ સુપરત કરવામાં આવ્યું છે.

હિંદની સ્ત્રીઓના દરજ્જા વિષેનું એ નિવેદન સુપરત કરતાં આ સંસ્થાઓએ સખેદ જણાવ્યું છે કે, "રાષ્ટ્રસંઘનાંજ એક સભ્ય ઇથીઓપીયાની સ્વતંત્રતાનું સામ્રાજ્યવાદી ઇટાલીના ઘાતકી હલ્લામાંથી સંરક્ષણ કરવામાં રાષ્ટ્રસંઘ નિષ્ફળ નિવડયો છે, અથવા તો તે સત્તાહીન જણાયો છે એ કારણે હાલના રાષ્ટ્રસંઘ પ્રત્યેની એ સંસ્થાઓની શ્રદ્ધા ચલીત થઇ ગયેલી છે એટલે સૌથી પ્રથમ તો આ સંસ્થાઓ રાષ્ટ્રસંઘને જણાવે છે કે, તેણે પોતાનીજ નવરચના કરવી અને તે એવી રીતે કે, એનો મુખ્ય હેતુ જે શાન્તિની સ્થાપનાનો છે તે પાર પાડી શકવા જેટલો તે શક્તિશાળી અને સત્તાવાન થાય. આ રીતેજ કોઈ પણ વિષય ઉપરનું કોઇ પણ સ્થળનું નિવેદન સામાન્ય રીતે દુનિયા માટે સાચી રીતે લાભદાયક થઈ શકે.

હિન્દી સરકારે આ પ્રશ્ન પર પોતાનું નિવેદન કોઇ પણ સ્ત્રી સંસ્થાની સલાહ કે મંત્રણા વિના મોકલી આપ્યું તે સામે નિવેદનમાં વિરોધની નોંધ લેવાઇ છે. હિંદની મહિલાઓની સંસ્થાઓને પૂછ્યા ગાછ્યા વિના જ બ્રિટિશ હિન્દની સ્ત્રીઓના રાજકીય અને સામાજીક દરજ્જા વિષે હિન્દી સરકારે રાષ્ટ્રસંઘને નિવેદન મોકલી આપ્યું છે એ જણાવતાં અમને ઘણો જ ખેદ થાય છે. આ નિવેદન માટે જે વિજ્ઞપ્તિ પ્રકટ કરવામાં આવી છે તેની વાક્યરચનામાં રાખવામાં આવેલી ભાવના મુજબની રાષ્ટ્રીય સરકાર આ પત્રે હિંદ ધરાવતું નથી એ અમારાં કમનસીબનો એક ભાગ માત્ર છે.."

સરકારે સ્ત્રી સંસ્થાઓના વિચારોની સંપૂર્ણ અવગણના કરી છે

પંજાબ, આસામ, સિંધ જેવા ચોક્કસ પ્રાંતોના અપવાદ વિના સ્થાનિક મંડળોની ચુંટણીમાં અને મતાધિકારમાં પુરૂષોના જેવા જ હકો સ્ત્રીઓને પણ છે.

હજી સુધી સ્ત્રીઓને ન્યાયમૂર્તિઓ તરીકે નીમવામાં આવી નથી. પરંતુ નોન-સ્ટીપેન્ડીઅરી સ્ત્રી ઓનરરી મેજીસ્ટ્રેટ ઘણી છે. છતાં આવી સ્ત્રીઓને પુરૂષોના જેવી સત્તા આપવામાં આવતી નથી. જ્યુરર તરીકે કામ કરવાને સ્ત્રીઓને લાયક ગણવામાં આવતી નથી.

અમારા રાજકીય દરજ્જા સંબંધમાં અમે ઉલ્લેખ કરીશું કે વિદેશોને લગતા બધાય પ્રશ્નો, લશ્કરી ખર્ચ અને સામાન્ય રીતે નાણા સ્થિતિ, વિમાની તેમજ દરિયા કાંઠાના કે ટેરીફને લગતા પ્રશ્નો એ સર્વ હિન્દના પુરૂષો તેમજ હિન્દની સ્ત્રીઓના અંકુશની બહારના વિષયો છે

બ્રિટીશ હિન્દ સિવીલ લો.

શહેરીપણાના અને વસવાટને લગતા અધિકારોની યોગ્ય વ્યાખ્યા થઇ નથી અથવા તે નક્કી થયા નથી. હિન્દી સ્ત્રીઓને સામાન્ય રીતે, તેઓના પતિઓના નાગરિકતાના અધિકારો મળે છે અને તેઓના પતિઓની કોમના કાનૂનો લાગુ પડે છે.

મિલ્કત હિન્દુ કાયદો

હિન્દુ કાયદાનો અર્થ જૂદો જૂદો કરવામા આવે છે અને પરિણામે દેશભરમા કોઇ એક સરખી પ્રથા અસ્તિત્વમા નથી. એના બે મુખ્ય વિભાગો 'દાયભાગ' અને 'મીતાક્ષરા' ને નામે જાણીતા છે તેમાથી 'દાયભાગ' બંગાળમાં અને મીતાક્ષરા' હિન્દના બાકીના ભાગમા અમલમા છે. હિન્દુ સમાજમાં સંયુકત કુટુંબની પ્રથા છે અને એના આધાર પર મિલ્કતના અધિકારો રખાયલા છે આ પ્રથાની ઉપયોગિતા હવે રહી નથી પણ 'ગેઇન્સ ઓફ સાયન્સ એક્ટ' ને નામે ઓળખાતા તાજેતરના કાયદાથી એના નાશને ઉત્તેજન મળી રહ્યું છે છતાં સ્ત્રીઓની સ્થિતિ તો આ કાયદાથી પણ અસંતોષકારક છે.

### સ્ત્રી ધન

ચોક્કસ સંજોગોમા સ્ત્રીધન વિના હિન્દુ કાયદા મુજબ સ્ત્રીને મિલ્કતનો કોઇ અધિકાર નથી, જે કાંઇ મિલ્કત તેને વિલથી આપવામા આવી હોય, અથવા બક્ષીસ કરવામાં આવી હોય, અથવા લગ્ન પહેલા પોતાની કમાણીને પરિણામે મેળવી હોય તેનો નિકાલ કરવાની તેને પૂર્ણ સત્તા છે પરંતુ લગ્ન પછી જો તે પોતાની કમાણીથી પણ કાઇક મીલ્કત મેળવે તો તેનો નિકાલ પતિની સંમતિ વિના તે કરી શકતી નથી.

### પુત્રીના અધિકાર

મુંબઇના કેટલાક ભાગોમા માટુક પ્રથા આવે છે, તેમાં પિતાની મિલ્કત ઉપર પુત્રી સંપૂર્ણ અધિકાર ધરાવે છે એ સિવાય, હિન્દુ કાયદો તો અપરિણિત પુત્રીને જો તે સંયુક્ત કુટુંબમા રહેતી હોય તો, તેની મિલ્કતમાથી જીવનનિર્વાહનો ખર્ચ અને લગ્નનો ખર્ચ જ માત્ર આપે છે. જો મિલ્કતની વહેંચણી થઇ ગઇ હોય તો પુત્રોના હીસ્સાનો ચોથો ભાગ તેના લગ્નના ખર્ચ માટે અલગ કરી રાખવામા આવે છે. દાયભાગ કાનૂન મુજબ જો પિતા પુત્ર વિના મરી જાય તો જ પુત્રીને વારસો મળે છે. પરિણિત પુત્રી આ કાયદા પ્રમાણે જો તેને બાળકો હોય તો વારસો મેળવી શકે છે પણ તે માટે પિતાને પુત્રો, પ્રપૌત્રો કે અપરિણિત પુત્રીઓ હોવી ન જોઇએ. મીતાક્ષરા કાનૂન પ્રમાણે પરિસ્થિતિ વધારે ખરાબ છે. કારણ કે જો મરનાર પુરુષને કાંઇ પુત્રાદિ સંતાન

ન હોય તો મિલ્કત કુટુંબીજનોને ફાળે જાય છે.

### પત્ની અને વિધવાના અધિકાર

પત્ની તરીકે હિન્દુ સ્ત્રીને તેના પતિની મિલ્કતમાં ઉતરતા પ્રકારના હક્કો છે. સૌદાયક સ્ત્રીધન સિવાય, પત્નીની મિલ્કતમાં પતિને ચોક્કસ અધિકારો છે. પણ જો તેનો નિર્વાહ કરવાની ના પાડે, અથવા તેને તજી દે તો, પત્ની બધાંય સ્ત્રીધન માટે દાવો કરી શકે છે, વિધવાના અધિકારો ઘણાજ હલકા છે. હિન્દુ કાયદાના બધાય વિભાગોમાં, જો તેને પુત્રો હોય તો તેને માત્ર જીવનનિર્વાહનો જ અધિકાર છે અને જો મિલ્કત વહેંચવાની હોય તો તેને ભાગ મળે છેઃ જો કે તેના પર તેનો અધિકાર મર્યાદિત હોય છે. દાય ભાગ પ્રથા પ્રમાણે, જો વિધવાને પુત્ર ન હોય તો, તેને પતિની મિલ્કત ઉપર જીવનપર્યંત વ્યાજ આપવામાં આવે છે. પરંતુ કાયદાને અંગેની જરૂરીઆતોને નામે જાણીતા એવા કેસો વિના, વિધવા, પતિની મીલ્કત વેચી ન શકે અથવા કોઇને આપી પણ ન દઇ શકે. વળી મીતાક્ષરા પ્રથા પ્રમાણે તો વિધવાને પુત્રો ન હોય તો વારસો પણ મળતો નથી. દાયભાગ કાનૂન પ્રમાણે એક ગંભીર અન્યાય થયેલો છે. પુત્રની નિસ્સંતાન વિધવા જીવનનિર્વાહ પુરતો પણ અધિકાર ધરાવતી નથી અને પતિના કે પિતાના ઘરમાં કોઇ પણ અધિકાર વિનાની તેની સ્થિતિ કોઇકવાર તો ઘણીજ કરૂણાજનક અને દયાજનક બની જાય છે.

જો સ્ત્રી પુનર્લગ્ન કરે અથવા તો તેની સામે કાયદેસર રીતે બેવફાઇનો આરોપ પુરવાર કરી શકાય તો તે બધાય અધિકારો ગુમાવી બેસે છે. સિવાય કે લગ્ન પહેલાં વારસામાં તેને કાંઇ મિલ્કત મળી હોય અથવા પુત્રો તરફથી તેને કંઇ બક્ષીસ મળી હોય.

### ઇસ્લામી કાનૂન

ઇસ્લામી કાનૂન હેઠળ સ્ત્રીઓને મિલ્કતની બાબતમાં વધારે સારા અધિકારો છે. પુત્રીને સરખો હિસ્સો આપવામાં આવ્યો નથી છતાં તેને પિતાની મિલ્કતમાં ચોક્કસ હિસ્સો આપવામાં આવ્યોજ છે. વિધવાને તો તેના પતિની મિલ્કતમાં પૂરતો હિસ્સો મળે છે. શીયા અને હાનીફી બન્ને કાનૂનો પ્રમાણે, સ્ત્રી મિલ્કત ધરાવે છે અને એના ઉપર સંપૂર્ણ માલીકી પણ ધરાવે છે, પુત્રી, વિધવા, માતા, બહેન અને કાકી સુદ્ધાં સર્વને પુરૂષો-ની સાથે વારસો તરીકે સ્વીકારવામાં આવેલ છે અને તેઓ માટે ચોક્કસ અને નક્કી કરેલ હિસ્સો રખાયેલો છે. પુત્રીને પુત્રના હિસ્સાથી અર્ધો હિસ્સો મળે છે, પરંતુ જો પુત્ર ન હોય તો અર્ધો હિસ્સો મળે છે. પત્નીને જો બાળક અથવા પુત્રનું બાળક હોય તો ચોથો હિસ્સો મળે છે. માતાને જો બાળક હોય તો છઠ્ઠો અને નહિ તો પુત્રની મિલ્કતમાં ત્રીજો ભાગ મળે છે. પુત્રની પુત્રી અને પ્રપૌત્રીઓને પણ ચોક્કસ હિસ્સો મળે છે.

પણ આના સંબંધમાં હિન્દમાં ઘણી વિષમતા ઉભી થાય છે. કારણ કે પંજાબ, કાઠીયાવાડ અને ગુજરાતમાં ઘણી મુસ્લીમ કોમો ચાલતા આવેલા રૂઢીના કાનૂનો અનુસરે છે એટલે મિલ્કતને લગતા ઇસ્લામી કાનુનોનો લાભ સ્ત્રીઓને મળતો નથી.

### પારસીઓનો કાયદો

પારસીઓનો કાયદો સ્ત્રીઓ પ્રત્યે વાજબી રીતે ઉદાર છે. સ્ત્રી, તેને વારસામાં મળતી મિલ્કતની સર્વાધિકારી છે. જો પુત્રીને તેના પિતા કે પુરૂષ સગાંઓનો વારસો મળતો હોય તો તેને તેના ભાઇના ભાગનો ચોથો ભાગ મળે છે પરંતુ જો તેને તેની માતા કે બીજા સ્ત્રી સંબંધીઓ તરફથી વારસો

મળતો હોય તો તેને ભાઇ સાથે સરખો હીસ્સો મળશે

### મલબારની (દ. હિન્દ) પ્રથા

મલબારમાં પણ સંયુક્ત કુટુંબની પ્રથા શાસન ભોગવે છે. પરંતુ પિતા ઉપરથી વંશ ચાલવાને બદલે અહીં માતા ઉપરથી વંશ ચાલતો આવ્યો છે. પુત્રો અને પુત્રીઓ બન્નેને દાદાઓ (માતાના પિતા) અને કાકાઓની મીલ્કત મળે છે પરંતુ બાળકોને તેઓના પિતાની મિલ્કતમાં અધિકાર હોતો નથી ત્રાવણકોર રાજ્યે તાજેતરમાં એક કાયદો પસાર કર્યો છે એના દ્વારા સંયુક્ત કુટુંબના ધોરણની પ્રથા રદ કરવામાં આવી છે પરંતુ રાજ્ય રાજકુટુંબમાં અને બ્રીટીશ મલબારના બધા ભાગોમાં એ પ્રથા ચાલુ છે. આ પ્રથાના પરિણામે લાંબા સમયથી સ્ત્રીઓ હમેશ સમાજમાં ઘણોજ ઉંચો દરજ્જો ધરાવે છે અને અહીં શિક્ષિત અને અક્ષરજ્ઞાન ધરાવતી સ્ત્રીઓનું પ્રમાણ હિન્દના બીજા ભાગ કરતાં ઘણું ઉંચું છે. આ પ્રથામાં ખામી એ છે કે સંયુક્ત કુટુંબની પ્રથાના આધારે એ રચાયલી છે એટલે તેના આનુષંગી દુષણો હોય જ. એને પરિણામે સંયુક્ત કુટુંબો હવે વિભક્ત પણ થવા લાગ્યા છે

### ઇન્ડિયન સક્સેસન એક્ટ

વારસાને લગતો આ કાયદો ૧૯૨૫માં અમલમાં આવ્યો. એ મુજબ સ્ત્રીઓને પુરૂષોના સમાન મિલ્કતના હક્ક મળે છે. અને પુત્રીને પુત્રના જેટલોજ સરખો હીસ્સો મળે છે. વિધવાને પતિની મિલ્કતમાંથી ત્રીજો ભાગ મળવો જોઇએ પરંતુ જો તેને કોઇ સંતાન ન હોય તો તેને અર્ધો ભાગ મળે છે અને તેની બધીય મિલ્કત તેને મળે છે. અહીં એક વાત નોંધવી જોઇએ. આ એક્ટ કાનૂન પ્રમાણે પણ વિધવાને પતિની મિલ્કતમાંથી, તેને કોઇ સંતાન ન હોય તો પણ અર્ધાથી વધારે હિસ્સો મળતો નથી જો કોઇ સંતાન ન હોય તો બાકીનો અર્ધો ભાગ તાજને ભાગે જાય છે. આ કાયદો સ્પેશીયલ મેરેજ એક્ટ મુજબ જેઓનાં લગ્ન થયાં હોય તેઓને અને દેશી ખ્રીસ્તીઓને જ લાગુ પડે છે. સ્ત્રીઓને કાયદાની બાબતમાં સમાનતા આપવાનો સહેલામાં સહેલો માર્ગ હિન્દુ અને મુસ્લીમ કોમને પણ એ લાગુ પાડવામાં જ રહેલો જ છે. બ્રહ્મસમાજીઓની બાબતમા પણ વિષમતા ઉપસ્થિત થાય છે. ૧૮૭૨ના સ્પેશીયલ મેરેજીસ એક્ટ મુજબ તેઓ પરણતા હોવા છતાં, વારસા અને મિલ્કતની બાબતમાં જુના હિન્દુ કાયદાનું તેઓ અનુસરણ કરે છે. એટલે ૧૯૨૩ના સુધારેલા હિન્દી વારસાને લગતા કાયદાના લાભો તેઓને મળતા નથી. [ અપૂર્ણ ]

## [ ૨ ] નોબેલ પારિતોષિકની વિજેતા ગ્રેઝીયા ડેલેડા

જગતભરમાં કીર્તિ ફેલાવનારું નોબેલ પારિતોષિક મેળવનારી જે નામાંકીત વ્યક્તિઓ છે તેમાં સ્ત્રીઓની સંખ્યા પણ ઠીક છે. છતા અત્યાર સુધીમાં સાહિત્ય માટેનું આ પારિતોષિક મેળવનારી તો ત્રણ જ સ્ત્રીઓ થઇ છેઃ એક મશહુર સ્વીડીશ લેખિકા સેલ્મા લેગર.લોફ, બીજાં ઇટાલીયન લેખિકા ગ્રેઝીયા ડેલેડા; અને ત્રીજાં ડેનમાર્કના લેખિકા સીગ્રીડ એન્ડસેટ. આ ત્રણ મહિલાઓ પૈકી એક ગયા મહીનામાં જ પોતાની પ્રખર સાહિત્ય સેવાની સુવાસ પ્રસારીને અવસાન પામ્યાં છે. એ ઇટાલીની સાહિત્ય સ્વામિની ગ્રેઝીયા ડેલેડા. એકસઠ વર્ષની ઉમ્મરે ઓગસ્ટની તા. ૧૬ મીએ રોમમાં તેમનું અવસાન થયું.

૧૯૨૬ માં એમને નોબેલ પારિતોષિક સાહિત્ય માટેનું મળ્યું ત્યારે જ એમની સાહિત્ય સેવાનો ખુદ ઇટાલીની પ્રજાને પણ સાચો ખ્યાલ આવ્યો એમ કહી શકાય; કારણ કે, એ પહેલાંની લાંબા સમયની એમની સાહિત્ય સેવા છતા, ઇટાલીયન પ્રજાએ પણ આ વિદુષીની બુદ્ધિ પ્રભાની સાચી પિછાન કરી ન હતી અને એમને પોતાને પ્રસિદ્ધિનો ઝાઝો મોહ ન હતો એટલે પણ તેમની વાહવાહ ગવાવા પામી ન હતી.

ચૌદ વર્ષની નાની વયથી એમણે સાહિત્ય પ્રવૃત્તિ શરૂ કરી હતી અને અવસાન પામતાં સુધીમાં કંઇ નહિ તો તેમની ત્રીસ ઉપર નવલકથાઓ પ્રકટ થઇ ચુકી હતી.

૧૮૭૫ ના સપ્ટેમ્બર માસમાં ડેલેડાનો જન્મ થયો હતો. ન્યુરો તેમનું જન્મસ્થાન. તેમનું લગ્ન પણ ઘણું વહેલું થયું હતું. ૧૮૯૨ માં તેમનું પ્રથમ પુસ્તક પ્રકટ થયું હતું. એનું નામ Fior de Sardegna ( Flower of Sardinia ) સારડીનીઆનું પુષ્પ અને એ સમયથી ચાલીસ વ[illegible] સુધી ગ્રેઝીયા ડેલેડાએ સતત સાહિત્ય સે[illegible] કર્યે રાખી. ૧૯૦૩ માં તેનું પુસ્તક Elia[illegible] Portulu પ્રકટ થયું અને આ પુસ્ત[illegible] પછી પ્રથમ તેમના તરફ ધ્યાન ખેંચા[illegible] અને એ પુસ્તકનાં જુદી જુદી ભાષાઓમ[illegible] ભાષાંતરો થયાં. એમની ઘણી જ જાણીત[illegible] અને લોકપ્રિય થયેલી નવલકથાઓ પૈકી એ[illegible] Cenere (Ashes) રંગભૂમિ પર ઇલેન[illegible] ડ્યુઝે રજુ કરી હતી અને એની ફીલ્મ પ[illegible] ઉતારી હતી. એ ઉપરાંત તેમની લ[illegible] કૃતિઓમાં Nostalgie, La vita De[illegible] Male, Careneal Vento વગેરે [illegible] પણ એમને સૌથી વધુ માન અપાવનાર અ[illegible] દુનિયાભરમાં એમની કીર્તિ વધારનાર [illegible] નવલકથાઓ તો La Madre ( The[illegible] mother માતા ) અને L'edera (The[illegible] Ivy) છે. આ દરમ્યાન તો સારડીનીયા અ[illegible] સારડીનીયન પ્રજાનાં જીવનનું આલેખન કર[illegible] માટેજ ગ્રેઝીઆ પ્રખ્યાત થઇ ગઇ હતી[illegible] ગ્રેઝીયાના પોતાના જાણવામાં પણ આ બી[illegible] આવી ચુકી. અને તેણે આલેખનની વ[illegible] એકદમ બદલી નાખી. તેણે નીચેની નવલકથ[illegible] ઓ એવી રીતની લખી કે જ્યાં સારડીનીયા[illegible] કાંઇ નામો નિશાન રહ્યું નહિ. અલબત[illegible] લાક્ષણિક શૈલી અને નાટયછટા તો તેવાં[illegible] રહ્યાં હતાં. Il Segreto dell 'uom[illegible] solitario ( The Secret of th[illegible] Solitary Man ) Il Dio D[illegible] Viventi ( The God of th[illegible] Living ) Il Fuga in Egito ( The Exile in Egypt ). અને I[illegible] Paese del Vento (The countr[illegible] of the Wind).

ઇટાલીયનો ગ્રેઝીની લાક્ષણિક પ્રતિ[illegible]

હોવા છતાં ગ્રેઝીયા ડેલેડા ઇટાલીમાં પણ બહુ લોકપ્રિય થયાં નહતા. પોતાની પ્રજાદ્વારા પણ જે માન મળ્યું નહી તે માન નોબેલ પારિતોષિક મળતા તેમને મળી શક્યું. ગ્રેઝીયા ડેલેડા સાહિત્ય માટેનું નોબેલ પારિતોષિક મેળવનારાં બીજાં ઇટાલીયન હતાં. સાહિત્ય માટેનું નોબેલ પારિતોષિક મેળવનાર પ્રથમ ઇટાલીયન કાર્ડુસી હતાં.

સારડીનીયામા જન્મેલાં હોઇને ગ્રેઝીયા ડેલેડાએ સારડીનીઅન જીવન અને પ્રદેશ વર્ણનને પોતાનું ખાસ આલેખન બનાવ્યું હતું. સારડીનીયાના રીત રિવાજ સારડીનીયાના પ્રજા જીવન અને ભાવનાનાં આલેખનમાં એમણે પરિપૂર્ણ સિદ્ધિ મેળવી હતી. એ છતાં એમનું કલાવિધાન એટલા પ્રદેશ પુરતું જ મર્યાદિત ન રહેતાં સાર્વદેશીય સ્વરૂપ પામી શક્યું હતું. સમકાલિન ઇટાલીયન સાહિત્યમાં વર્ગોએ સીસીલી અને તેના પ્રજાજીવનનું જેવું આલેખન કર્યું તેવું જ આલેખન ગ્રેઝીઆ ડેલેડાએ સારડીનીઆ માટે કર્યું. સ્પષ્ટ અને મચોટ શૈલી, ભવ્ય અને પ્રેરક કલ્પના, એમની કૃતિઓનાં લક્ષણો. ખાસ કરીને સ્ત્રી જીવનનું આલેખન અપૂર્વ છે. પ્રણયીની સ્ત્રી અને માતા એ બેના આલેખનોમા એની કલાએ અપૂર્વ સિદ્ધિ મેળવી છે.

નોબેલ પારિતોષિકના પાંચ હજાર પાઉંડથી વધુ તેણે સારડીઅન બેકુનો માટે બક્ષીસ આપ્યા હતા

## [ ૩ ] આંતરરાષ્ટ્રીય સ્ત્રી સભાનું અધિવેશન

આંતરરાષ્ટ્રીય સ્ત્રી સભાનું અધિવેશન આ વર્ષે સપ્ટેમ્બરની તા૦ ૨૮ મીથી તા૦ ૯ મી ઓકટોબર સુધી યુગોસ્લાવીયામા આવેલી ડુબ્રાવનીક ખાતે પ્રેપેગન્ડીનીમાં મળનાર છે. એમા ચર્ચાનારા અગત્યના પ્રશ્નોની ચર્ચામા ભાગ લેવા માટે આંતરરાષ્ટ્રીય સ્ત્રી સભા સાથે જોડાએલી રાષ્ટ્રીય સ્ત્રી સભાઓને દશ દશ પ્રતિનિધિઓ મોકલવાનું આમંત્રણ આપ્યું છે.

એને માન આપીને હિંદની રાષ્ટ્રીય સ્ત્રી સભાએ નીચેના પ્રતિનિધિઓની ચુંટણી કરી છે. ડૉ૦ કાશીબાઇ નવરંગે, શ્રીમતી સરોજિની દેશપાંડે મીસીસ ફ્રાન્સીસ વી, મીસીસ સીતા પરમાનંદ અને મીસીસ રૈમફે ડૉ૦ કાશીબાઇ નવરંગે પ્રતિનિધિ મંડળની આગેવાની લેશે.

આ બેઠક સમક્ષ ચર્ચાનારા પ્રશ્નો અને ઠરાવો વિષે ટુંકમા અવલોકન કરીએ. બેઠક સમક્ષ બે નવી સમિતિઓ નિમવાની દરખાસ્ત છે. એમાં એક સમિતિ સામાજીક સાહિત્ય વિષેની અને બીજી સામાજીક અને ગજકીય કરકસરને લગતી છે. રાષ્ટ્રીય અર્થશાસ્ત્રને લગતું જ્ઞાન વિશેષ સંપૂર્ણતાથી મળી શકે અને તેના માટે વધારે સારી તાલીમ મળે એ માટે ગૃહિણીને મદદ કરવાનો આનો ઉદ્દેશ છે

એ ઉપરાંત, બેઠક સમક્ષના બીજા ઠરાવોમા ગુલામી નાબુદ કરવાનો પ્રશ્ન, રાષ્ટ્રસંઘને વધારે સંગીન બનાવવાનો પ્રશ્ન, કાયામાવતી પહોંચણી, પરિણિત સ્ત્રીઓના નાગરિક તરીકેના અધિકાર, કેળવણીને લગતા અનેક પ્રશ્નો, સ્ત્રીઓ અને બ્રોડકાસ્ટીંગ, સીનેમા, નીતિના સમાન ધોરણનો પ્રશ્ન, ખોરાકના પોષક તત્વો, આર્થિક ક્ષેત્રમા સ્ત્રીઓના સમાન અધિકારને લગતી અનેક બાબતો એ બધા પ્રશ્નો ચર્ચા માટે રજુ થશે. આ આ બધા વિષયો પરથી જોઇ શકાશે કે, સભા સમક્ષ ચર્ચાનુ વિશાળ ક્ષેત્ર પડેલું છે.

પણ એ ઉપરાંત એક વધુ અગત્યનો પ્રશ્ન તો નવા આંતરરાષ્ટ્રીય પ્રમુખની ચુંટણીને લગતો છે. લાંબા સમય સુધી પ્રમુખસ્થાનેથી સેવા કર્યા પછી લેડીએબર્ડીન

એ પદેથી રાજીનામુ આપી રહ્યાં હોવાથી તેમને સ્થાને નવા પ્રમુખ નીમવાની જરૂર ઉપસ્થિત થઇ છે. અત્યારે જાણવામા આવ્યુ છે તે પ્રમાણે આ પ્રમુખ પદ માટે ત્રણ નામોની દરખાસ્ત રજુ થનાર છે. ( ૧ ) બેલ્જીયમની સ્ત્રી સભાના પ્રમુખ બેરોનેસ પોલબોલ ( ૨ ) રૂમાનીયાની સ્ત્રી સભાના પ્રમુખ પ્રીન્સેસ કાન્ટાસુઝેન અને ( ૩ ) સ્વીડનની કાઉન્સીલના પ્રમુખ મીસ કરસ્ટીન હેઝલગ્રેન; આ ત્રણે મહિલાઓ આંતરરાષ્ટ્રીય સ્ત્રી સેવા માટે જાણીતા છે એટલે એ ત્રણમાથી એકની પસંદગી કરવાનું કામ પ્રતિનિધિ બહેનો માટે જરૂર મુશ્કેલ છે. પણ એટલું તો ચોકકસ કે, આ ત્રણ-માંથી ગમે તે બહેન ચુંટાય તો પણ આંતરરાષ્ટ્રીય સ્ત્રી સભાનું ગૌરવ જળવાઇ રહેશે એમાં શક નથી.

### કલકત્તાની બેઠકનો હેવાલ

આંતરરાષ્ટ્રીય સ્ત્રી સભા અને હિંદની રાષ્ટ્રીય સ્ત્રી સભાની જાન્યુઆરી માસમા કલકત્તા ખાતે મળેલી સંયુક્ત પરિષદનો હેવાલ હાલમાં જ પ્રસિદ્ધ થયો છે.

સામાન્ય જનતાનું એ તરફ ધ્યાન ખેંચાય એ આવશ્યક છે. કેમકે આ બેઠક કેટલેક અંશે વિશિષ્ટ હતી. પહેલી જ વાર આંતર રાષ્ટ્રીય સ્ત્રી સભાએ એની વાર્ષિક બેઠક હિંદમાં ગોઠવી હતી અને એને લઇને યુરો-પીય દેશોના તથા ચીનના પ્રતિનિધિ બહેનોએ એમાં હાજરી આપી હતી.

પરિષદ આ વર્ષે જાન્યુઆરીની ૩૦ મી થી ૪ ફેબ્રુઆરી સુધી વડોદરાના શ્રી મહારાણી ચીમનાબાઇના પ્રમુખપણા નીચે કલકત્તામાં મળી હતી. એને લગતી કાર્યવાહી અને ચર્ચા આ પાના પર અગાઉ થઇ ગઇ છે. એ દરમીયાન વિવિધ અને મહત્વના વિષયો પર વિચારણા ચલાવવામાં આવી હતી. વિષયોનું મહત્વ આપણે માટે વિશેષ છે કેમકે એ સર્વ હિંદને લગતા પ્રશ્નો અને પરિસ્થિતિ સંબંધે હતા. (૧) ગ્રામ્ય સુધારણા (૨) કેળવણી (૩) સમાજ સુધારણાનુ શિક્ષણ (૪) સ્ત્રીઓ અને વર્તમાનપત્ર (૫) શાળાઓની વૈદકીય તપાસ (૬) આરોગ્ય-સુધારણા અને રહેઠાણ (૭) શીશુ-સંરક્ષણ (૮) સીનેમા (૯) અનીતિ માટે સ્ત્રીઓ અને બાળકોનો વેપાર (૧૦) સ્ત્રીઓની સામાજીક અશક્તિઓ (૧૧) ખોરાક અને આરોગ્ય-આ અનેક વિષયો પરની ચર્ચાઓ મહત્વની છે.

આ ખાસ કરીને હિંદને લગતાજ પ્રશ્નો નથી. પરંતુ આપણે ત્યા એ સર્વેને અંગેની પ્રવૃત્તિઓ હજુ જોઇએ તેટલા પ્રમાણમા વિકસિત નથી થઇ. બેશક, શીશુ-સંરક્ષણ જેવા પ્રશ્નોની બાબતમાં આપણે જાગૃત થવા છીએ. અને એને માટે ઘટતાં પગલાં લેવા માટે ચળવળ ચલાવીએ છીએ. પરંતુ ગ્રામ્ય સુધારણા જેવા મહત્વના વિષયો તરફ હજુ સુધી લક્ષ પણ નહોતું ખેંચાયું. એ હર્ષની વાત છે કે હિંદી સભ્યોએ આ સર્વે વિષયો પરત્વે વાસ્તવિક પરિસ્થિતિની વિચારણા કરી હતી; અને સમજપૂર્વક અત્યારે જે પગલાં તુર્ત લઇ શકાય એ લેવા માટેની હિમાયત કરી હતી. આ પ્રયત્નમા એમને અન્ય દેશોના સભ્યો તરફથી મહત્વની સૂચનાઓ મળી હતી કેમકે એવાજ પ્રશ્નોને લગતી પ્રવૃત્તિઓ બીજા દેશોમાં ચાલુ છે એમાંથી આપણે માર્ગ-દર્શક સૂચનાઓ જરૂર મદદરૂપ થઇ શકે. અહેવાલ-ને અંતે આપેલ ઠરાવોની યાદી આપણા સન્નારી વર્ગની સર્વદેશીય વિચારણા અને સામાજીક પ્રગતિ માટેના રાષ્ટ્રીય પ્રયત્નને મદદરૂપ થાય એવા પગલાં સત્વર લેવાની એમની ઝંખના વ્યક્ત કરે છે.



# સમાલોચના

**વ્રતચિત્રાવલિ** ચિત્રકાર, શ્રી કનુ દેસાઈ કુમાર કાર્યાલય, ૧૪૫૪, રાયપુર અમદાવાદ, રૂ ૧૧

આપણા લોકજીવનમા, આજે મનુ વ્રતનુ મહત્વ ઓછુ નથી હિન્દુઓમા વર્ષ ભરમા અનેક વ્રતો ઉજવાય છે, ખાસ કરીને સ્ત્રી વર્ગમા. એ વ્રતો પૈકી મુખ્ય મુખ્ય ગણાય એવા દસ વ્રતોની ભાવનાને, શ્રી કનુભાઈએ તેમની રેખાઓમા અંકિત કરી છે બાલિકાઓના કુમકુમ વ્રત, અલૂણા વ્રત અને ગૌરીવ્રતની ભાવનાને, શ્રી કનુભાઈની પીંછીએ આબેહુબ આલેખી છે એ વ્રતોની પાછળ રહેલા આદર્શને તેમણે સારી રીતે ખડો કર્યો છે અક્ષયતૃતીયા, તુલસીવ્રત જિવત, વટસાવિત્રી, નાગપાંચમ શીતળ અને ઋષિપંચમી એ બાકીના વ્રતો છે એ વ્રતોના આલેખનોમા પણ વ્રતો પાછળ રહેલા હેતુને બરાબર લક્ષમા રાખીને એનુ સચોટ આલેખન કરવામા આવ્યુ છે શ્રી કનુભાઈની પીંછીમા જે માર્દવ અને કુમાશ છે તે આ બધાય ચિત્રોમા સચોટ રીતે દર્શન દે છે વ્રતો અને તેમના હેતુઓ સમજવા માટે, શ્રી ઝવેરચંદ મેઘાણીનો પરિચય ઘણો ઉપયોગી થઈ પડે એવો છે આપણા લોકજીવનને જ ચિત્રકળાનો વિષય બનાવીને શ્રી કનુભાઈએ એમના આગવા મંગળાષ્ટક આદિ સંગ્રહોથી સારી કીર્તિ સંપાદન કરી છે આ સંગ્રહ એમની એ કીર્તિમા બેશક વધારો કરે એવો જ છે એના સુચારૂ મુદ્રણ વિષે તો કાંઈ કહેવાપણુ રહેતુ નથી રૂપરંગ અને ઉઠાવ પણ આકર્ષક હોવા સાથે પૂરતો ભાવવાહી છે

**સ્મરણસંહિતા** રચનાર શ્રી. નરસિંહરાવ ભોળાનાથ, પ્રકાશક સી. જમનાદાસની કંપની, મુંબઈ ૨, કિં રૂ ૧૧ ~

૧૯૧૫ મા પ્રથમ પ્રકટ થએલ આ 'કરુણ પ્રશસ્તિ' ૨૧ વર્ષે બીજી આવૃત્તિ રૂપે પ્રકટ પામે છે અને તે પણ કવિતાને શોભે એવા સારા રૂપરંગ અને મુદ્રણમા એ સાથે જ આનંદ પામવા જેવી બીના છે. પુત્રમરણના શોકમાથી, કવિએ "સમાન દુઃખવાળા અન્ય મનુજબન્ધુ ભગિનીઓ"ને આશ્વાસન મળે એવા હેતુથી આ કાવ્યની રચના કરી અને ગુજરાતીમા કરુણ રસ પ્રધાન કાવ્યોમા અનોખુ સ્થાન પ્રાપ્ત કર્યું આ કરુણ પ્રશસ્તિ અને એવા પ્રકારના કાવ્યો વિષે આચાર્ય શ્રી. આનંદશંકરનો ઉપોદ્ઘાત અભ્યાસીઓને ઘણો જ ઉપયોગી થઈ પડે એવો છે

**ન્યાયનો નાથ** લેખક શ્રી. મનહરનાથ માણેકનાથ પારેખાન પ્રકાશક સ્વસ્તિક ગ્રંથમાળા પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨ રૂ ત્રણ

સ્વસ્તિક ગ્રંથમાળાના ચોથા વર્ષના પુસ્તક ૩-૪ તરીકે આ નવલકથા પ્રકટ થાય છે એ સૌથી પ્રથમ 'સયાજી વિજય'ની ભેટ તરીકે પ્રકટ થઈ ચૂકી હતી અને તે વખતે એ 'સયાજી વિજય'ના ગ્રાહક વર્ગમા સારો આદર પણ પામી હતી સામાન્ય ગ્રાહક વર્ગ માટે તો આ પ્રકાશન સંસ્થા દ્વારા એ રજુ થાય છે એ નવલકથામા અત્યારના સામાજીક વાતાવરણને આલેખવાનો પ્રયાસ થયો છે આંતર દેશીય લગ્ન, પલટાતા જતા નીતિના આદર્શો, વિભક્ત અને અવિભક્ત કુટુંબ, અને સામાજીક સુધારણાના બીજા વિષયોની એમા છણાવટ કરવામા આવી છે મિલમજુરો અને માલિકોની ચળવળો, ચૂંટણીના રંગ વગેરે પ્રાસંગિક લાગે એવા પ્રસંગોને પણ એમા સારી રીતે ગૂંથ્યા છે છતા છેક ૪૩૩ પાના જેટલા વાચનમા રસનિષ્પત્તિ એકધારી થઈ શકી નથી. કેટલેક સ્થળે, પ્રસંગોને ટુંકાવી શકાયા હોત સર મનુભાઈએ 'પુરોવચન'મા નવલકથાના

' ખડાયતા મિત્ર ' ના આશ્રયે, એ જ્ઞાતિને અત્યંત ઉપયોગી થઇ પડે એવું આ ૪૮૦ પાનાનું પુસ્તક ભેટ આપવામાં આવ્યું છે. એમાં ખડાયતા જ્ઞાતિએ છેલ્લા પચ્ચીસ વર્ષમાં જ્ઞાતિ હિતની જે જે પ્રવૃત્તિઓ કરી છે, જ્ઞાતિમાં કેળવણી અને સમાજ સુધારણામાં જે કાંઇ કામ થએલાં છે અને જ્ઞાતિમાં જે જે સંસ્થાઓ અસ્તિત્વ ધરાવે છે તે સર્વેનું વિગતવાર અવલોકન કરેલું છે શ્રી કેશવ હ. શેઠે એના ઉપર લગભગ ૪૦ પાનાનો પ્રવેશક લખીને જ્ઞાતિની વર્તમાન સ્થિતિનું સચોટ ચિત્ર રજુ કર્યું છે આખુંય પુસ્તક, જ્ઞાતિહિતના કાર્યમાં રસ લેનારા સર્વેને ઉપયોગી થાય એવું છે અને આવું મોટું પુસ્તક ભેટ આપવા માટે લેખકને તથા ' ખડાયતમિત્ર ' ના તંત્રીને અભિનંદન ઘટે છે.

પશ્ચિમની કલાકૃતિઓ · સંયોજક શ્રી. રામચંદ્ર દામોદર શુકલ પ્રકાશક અંજલિ ગ્રંથ માળા, કેન્ટોન્મેન્ટ, કરાંચી મૂલ્ય એક રૂપિયો

' નવલિકા સંગ્રહ ' નામના પુસ્તકથી જાણીતા થએલા શ્રી. રામચંદ્ર શુકલે આ પુસ્તકમાં ૮ રશિયન ફ્રેન્ચ અને બીજી નવલિકાઓ ઉપરાંત મશહુર નાટ્યકાર ગેલ્સવર્ધીના ' મોબ ' નામક નાટકનું ' દુર્ગાદ્વાર ' નામે ભાષાંતર પણ પ્રકટ કર્યું છે. શ્રી. શુકલે પસંદ કરેલી આ કૃતિઓ એ એ સાહિત્યની કદાચ સર્વોત્તમ નહિ તો ઉત્તમ પ્રકારની કૃતિઓ તો જરૂર છે એ કહેવું જોઇએ. લેખક વિષે તેમજ વાર્તા વિષે ટૂંકી આલોચના ઉપરાંત

છે વાર્તા રસિકોને પર ભાષાના નવલિકા સાહિત્યનો એથી કાંઇક પરિચય જરૂર થશે.

(૧) બિરાદર બબુ લેખક : શ્રી કાન્તિ કાકા. (૨) કડવાનું કોંગો. લેખક · શ્રી ચન્દ્રભાઇ કા ભટ્ટ, ' ચાલો વિચારીએ ' ગ્રંથમાળા, એલીસ બ્રીજ, અમદાવાદ, કિંમત અનુક્રમે અઢી આના અને સાડાપાંચ આના

પહેલા પુસ્તકમાંનો ક્રાન્તિકારી રશિયન જુવાન બબુરિકનનો પરિચય પ્રેરણા આપનારો થઇ પડશે જ્યારે બીજામાં ગોરી પ્રજાના હાથમાં કેરનો ભોગ બનેલા કોંગોનો ઇતિહાસ છે બન્નેની શૈલી વાંચનારાઓને રૂચી જાય એવી છે.

કુંવરબાઇનું મામેરૂ : લેખક : શ્રી ચન્દ્રકાન્ત મગનલાલ ઓઝા, રાજકોટ, મૂલ્ય ૦-૨-૦

ભાવવાહી કવિતાના રૂપમાં ભક્ત નરસિંહ મહેતાના એક જીવન પ્રસંગને આમાં સરળતાથી આલેખવામાં આવ્યો છે.

સ્વીકાર · ટીલક મહોત્સવ સ્મારક સુબોધ સંગ્રહ અને શ્રી સુમાર્ગ શિક્ષા : બન્નેના પ્રકાશક અમથાલાલ જગજીવનદાસ શાહ, મુંબઇ પહેલાનું મૂલ્ય ૭ આના. (3) Theosophy a speech delivered at the Parliament of Religions in Bombay by Madame Sopia Wadia, Published by Theosophy Company (India) Ltd 57, Esplanade Road Bombay, India Price 4 annas.

# 'ગુણસુન્દરી'નું ભેટપુસ્તક : 'જીવતા સોદા'

## વર્તમાનપત્રો એને માટે શું કહે છે?

'ગુણસુન્દરી' ની ૧૯૩૬-૩૭ ની ભેટ તરીકે આ સામાજિક વાર્તા પ્રકટ થઇ છે. આ વાર્તા પ્રથમ કકડે કકડે 'મહાગુજરાત'માં પ્રસિદ્ધ થઇ હતી. લેખકે આ વાર્તામાં અનાવિલ બ્રાહ્મણો અને પાટીદારોમાં ચાલતા વાંકડા અને પરઠણના રિવાજનાં અનિષ્ટ પરિણામોનો ચિતાર આપવાનો યત્ન કર્યો છે. શ્રી. યશોની કલમ સાદી તેમજ પ્રવાહી છે અને કહેવાનું હોય તે ટુંકમાં સ્પષ્ટતાથી કહી શકવાની શકિતવાળી છે. લાંબાં વિવેચનો કે કંટાળાભરેલાં વર્ણનો એમાં આવતાં નથી. સામાન્ય પાત્રો અને સામાન્ય પ્રસંગો દ્વારા એમણે વાંકડાના પ્રશ્નને છણવાની ઠીક મહેનત કરી છે. અને એમનું આ પુસ્તક એ અનિષ્ટનો ભોગ બનેલી બહેનો પ્રત્યે સહાનુભૂતિ ઉપજાવવામાં કાંઇક ફાળો આપશે એવી આશા જરૂર રાખી શકાય.

'ગુજરાતી' તા. ૧૩-૯ ૩૬

× × ×

ભાઇ યશોએ 'ગુણસુન્દરી' માસિકની ભેટ તરીકે અનેક પુસ્તકો લખ્યાં છે. એમાં આ એક અનોખું પુસ્તક છે. બેશક એકવાર આ પુસ્તકનું વસ્તુ એક સાપ્તાહિકમાં ક્રમશઃ છપાઇ ચૂક્યું હતું. પરંતુ તે વસ્તુ સચોટ અને હેતુલક્ષી હતું. તેનું પુસ્તકાકારે પ્રકાશન થવાની જરૂર હતી. ગુણસુન્દરીના ચાલુ વર્ષના પુસ્તક તરીકે તે કાયમના સ્વરૂપમાં પ્રકટ થયાથી વાંચકો તે એકી બેઠકે સળંગ વાંચી શકશે. અનાવિલો અને પ ટીદારોમાં ચાલતા વરવિક્રયના રિવાજ પર પ્રહાર કરતું આ વાર્તાનું વસ્તુ છે. જેનું સૂક્ષ્માવલોકન કરીને લેખકે તેને હિંદુ સંસારના અનિષ્ટ રિવાજ તરીકે વાર્તામાં એવી સચોટતાથી ગુંથ્યું છે કે તે સદર જ્ઞાતિઓને હૃદય હોય તો શરમથી તેઓએ એ અનિષ્ટ સુધારવાં જ રહ્યાં. શૈલી સરલ અને સાદી છે. આવાં હેતુલક્ષી નવલો આપણા સમાજની સુધારણા માટે આવકારપાત્ર છે

'ગુજરાતી પંચ' તા. ૨૦-૯ ૩૬

× × ×

વિક્રય, પછી તે વરનો હો, કે કન્યાનો; પણ તે ધૃણાપાત્ર ઠરે છે. શ્રી. યશો શુકલનું નવું મૌલિક સર્જન 'જીવતા સોદા' વરવિક્રયની પ્રથાથી જન્મતાં અનિષ્ટો પરત્વે માત્ર અંગુલીનિર્દેશ કરે છે. અને વર્તમાન યુગ પ્રવાહો ઝીલતાં યુવકયુવતીઓ એ ધૃણાસ્પદ પ્રથાનો સુયોગ્ય સામનો કઇ રીતે કરી શકે તે દર્શાવવા સુલેખાનો આદર્શ રજુ કરે છે; તેમજ એક યા બીજાં કારણસર સ્વેચ્છા કે પરેચ્છાને વશવર્તી વરવિક્રયની પ્રથાને અનુસરનાર પોતાની ભૂલના પ્રાયશ્ચિત રૂપે શું કરી શકે તે સુમંતના દ્રષ્ટાંતથી સમજી શકાય છે.

ગુજરાતમા અનાવીલ, બ્રહ્મક્ષત્રિય, અને એવી કેટલીક કોમોમા વરવિક્રયની પ્રથા આજે પણ 'વાંકડા' ના નામે હયાત છે. 'જીવતા સોદા' ના સર્જકે સંસ્કારી અને સુશિક્ષિત યુવક યુવતીઓ પણ એ પ્રથાનું અનુસરણ કરવા લલચાય છે એ સાબીત કરવા સાથે વર્તમાન સમાજ વ્યવસ્થાનું એક સુરેખ ચિત્ર આપણી સમક્ષ રજુ કર્યું છે.

× × ×

શ્રી યશો શુકલ ગુજરાતના નારી જીવન અને નારી સાહિત્યના અભ્યાસી તરીકે જાણીતા છે. સ્ત્રીઓ માટે જ ચાલતા માસિક પત્ર 'ગુણસુંદરી' ના અધિપતિ તરીકે તેમને ગુજરાત ઓળખે છે, કુશળ પત્રકાર, નવલ લેખક, અને સાહિત્ય ભક્ત તરીકે દિન પ્રતિદિન પ્રતિષ્ઠા જમાવતા આ નુવાન લેખકે 'જીવતા સોદા'માં સમાજની એક અતિ મહત્વની ઘટના જીવતી કરી છે.

'જીવતા સોદા'માં રજુ થએલાં પાત્રોમાં સુલેખાનું પાત્રાલેખન કંઇક નબળું જણાય છે. ક્યાંક ક્યાંક વાતાવરણ વધુ સજીવ બનાવાયું હોત તો ઠીક. સુલેખા અને સુમંત વચ્ચેના રસિક પ્રસંગો ચીતરવામા લેખકે પ્રશંસનીય મર્યાદા જાળવી છે, એમ કહી શકાય.

ટુંકમાં 'જીવતા સોદા' વર્તમાન સાહિત્યનું એક સફળ આલેખન લેખી શકાય તેમ છે. અને

આ સફળ આલેખન માટે શ્રી. યજ્ઞેશ શુકલ અભિનંદનને યોગ્ય ઠરે છે.

' એ ઘડી મોજ ' તા. ૨૦-૯-૩૬

× × ×

શ્રી. યજ્ઞેશ હ. શુક્લે લખેલું ઉપરનું પુસ્તક ' ગુણસુન્દરી 'ના ગ્રાહકોને સને ૧૯૩૬-૩૭ નાં વર્ષની ભેટ તરીકે આપવામાં આવ્યું છે. હિંદુ સમાજની કેટલીક જ્ઞાતિઓમાં કન્યા વિક્રયની તો બીજી કેટલીક જ્ઞાતિઓનાં વર વિક્રયની બદી છે. આ બદી એવી છે કે છોકરીઓનો પિતા મરવા પડે છે બંગાળમાં થોડા જ સમય પર બે ત્રણ યુવતીઓએ પોતાના પિતા પરની પોતાને પરણાવવાની જવાબદારી ઓછી કરવા માટે આપઘાત કર્યો હતો.ગુજરાતની પણ અનેક જ્ઞાતિઓમા વર વિક્રય ની પ્રથા છે તેમાં અનાવીલ, પાટીદાર અને બ્રહ્મક્ષત્રીય જ્ઞાતિ પણ છે. આ પુસ્તકમાં અનાવીલ જ્ઞાતિની વર વિક્રયની બદી કેવી નુકસાનકારક છે અને અનેક બાળકોના ભોગ લેનારી નીવડી છે તે બતાવવામાં આવ્યું છે.

' મુંબઇ સમાચાર ' તા. ૧૯-૯-૩૬

× × ×

આ પુસ્તક "ગુણસુન્દરી"ના ગ્રાહકોને સને ૧૯૩૬-૩૭ ની ભેટ તરીકે આપવામાં આવ્યું છે. વરવિક્રયની પ્રથાના અનિષ્ટ તત્વોની છણાવટ કરતી આ નવલકથા અનાવિલ સમાજની એ પ્રથા ઉપર રચાઇ છે. પાત્રો સાચા પાત્રોની અને પરિસ્થિતિની ભૂમિકા ઉપર રચાયલાં છે તે પરણવાના ગંદીર રિવાજ સામે વાંચકને જેહાદ ગજાવવા પ્રેરે તેમ છે. મહાત્મા ગાંધીજી પરણવાના રિવાજને હૃદયશૂન્ય કહે છે, વાર્તામાં સુમન્ત દેસાઇ નામનો શિક્ષિત યુવાન વરવિક્રયની પ્રથાનો ભોગ બને છે અને તેમાં સરલા નાયક નામની શિક્ષિત યુવતી સાથ આપે છે. સરલા નાયકની ખાસ બ્હેનપણી સુલેખા આ લગ્ન પ્રત્યે અણગમો દર્શાવે છે. અને ચર્ચા થતાં સુલેખા તેની સખીઓને સુણાવી દે છે કે, "જીવતા સોદા જેવાં લગ્ન કરતાં કૌમાર્ય સેવવામાંજ સુલેખા ગૌરવ સમજશે" ને ભાવિમાં સુલેખાને વરવિક્રયની પ્રથામાં સાથ આપવાનો પ્રસંગ આવતાં બધાની આંખમાં ધૂળ નાખી પરદેશગમન કરી જાય છે. સ્વદેશ પાછાં ફરતાં સુલેખા પોતાની પ્રિય સખી સરલાના પત્રમાં 'જીવતા સોદા' સામે જેહાદ જગાવવાની યોજના રજુ કરે છે. વાંકડો લેનારને કોઇપણ બાળા પરણવા તૈયાર ન થાય એ બાબતનું પ્રચારકાર્ય શિક્ષણ લેતી યુવતીઓમાં કરવું અને પ્રસંગ પડે કૌમાર્ય સેવવાની તૈયારી રાખવી. આ એની યોજના અને યોજનાને મૂર્ત સ્વરૂપ આપવા સુલેખા .આજીવન કૌમાર્ય સેવવાનો નિશ્ચય કરે છે. આ સિવાય બીજા સુંદર પ્રસંગો વાર્તા સારે' સંકળાયેલા છે. કૌમાર્ય સેવવાની ઇચ્છા રાખનાર એજ સુલેખા પ્રથમ એક વાર જાતીય આકર્ષણના વહેણમાં તણાતી બચી જાય છે. શિક્ષિત યુવકો ને યુવતીઓ આ પુસ્તક વાંચે અને પરણવાના રિવાજ-જીવતા સોદા સામે જેહાદ ગજાવી તેમ વર્તે.

નવગુજરાત : તા. ૨૧-૯-૩૬.




## સ્વદેશ

**સ્ત્રીઓનો મતાધિકાર:** મુંબઈની ધારાસભાએ ગયે અઠવાડિયે મુંબઈ શહેરના મ્યુનિસિપલ કાયદામાં સુધારો કરનારું બીલ પસાર કર્યું છે. એ અનુસાર રૂા. ૧૦ નું ભાડું ભરનારને બદલે રૂા. ૫, નું ભાડું ભરનારને મત આપવાનો અધિકાર રહેશે. મુંબઈ શહેરના કરતા પણ લોકલ બોર્ડો માટે વધારે "વિશાળ મતાધિકાર આપતું એક બીજું બીલ પણ મુંબઈ ધારાસભાએ પસાર કર્યું છે. આનું પરિણામ એ આવ્યું છે કે, શહેરની સ્ત્રીઓ અને હરિજનોને પ્રાંતિક એસેમ્બલીની ચુંટણીમાં મત આપવાનો અધિકાર રહેશે. પણ તેઓ મ્યુનિસિપલ કોરપોરેશનની ચુંટણીમા મત આપી શકશે નહિ આ પરિસ્થિતિ દૂર કરવા માટે શ્રી નરીમાન મુંબઈ કોરપોરેશનમા ભવિષ્યનો મ્યુનિસિપલ મતાધિકાર નવી ધારાસભાઓમાં છે તેવા રાજકીય મતાધિકારના ધોરણનો જ હોવો જોઈએ એવો ઠરાવ લાવવા ધાર્યો છે.

ધારાસભામાં પુખ્ત વયના સ્ત્રી પુરુષના મતાધિકારને લગતા પસાર થએલા ઠરાવ અનુસાર મુંબઈ મ્યુનિસિપાલીટી સમક્ષ રજુ થએલા શ્રી. નરીમાનના ઉપલા ઠરાવને સમર્થન આપવા માટે મુંબઈના ભાટીયા સ્ત્રીમંડળ તરફથી જાહેર સભા બોલાવવામાં આવી હતી. તેનું પ્રમુખસ્થાન શ્રીમતી હંસાબહેન મહેતાએ લીધું હતું. આ સભામાં શ્રી. નરીમાને જણાવ્યું હતું કે, મીસર અને તુર્કી જેવા દેશોમા સ્ત્રીઓ પડદામા રહે છે છતા ત્યા સ્ત્રીઓને મતાધિકાર મળેલો છે અને સ્ત્રીઓ સારો હોદ્દો ભોગવે છે. પણ કમનસીબ હિંદમાં નજીવા અધિકાર માટે આપણે લડવું પડે છે મ્યુનિસિપાલીટીના કાર્યમાં સ્ત્રી કાર્યો સમાયલા છે અને તેથી સ્ત્રીઓના મતાધિકારની ખાસ જરૂર છે. તમારે લડીને એ અધિકાર મેળવવાનો છે.

શ્રીમતી સરોજિની નાયડુએ તે પછી આ ઠરાવ મુક્યો હતો " આજની આ સભા પુખ્ત ઉમ્મરના સ્ત્રી પુરુષોને મતાધિકાર મળવો જોઈએ, એવી મતલબના મુંબઈ મ્યુનિસિપાલીટી સમક્ષ શ્રી. નરીમાને રજુ કરેલા ઠરાવને ટેકો આપે છે અને એ ઠરાવને ફતેહમંદ બનાવવા છેવટ સુધી લડત ચલાવવા ખાત્રી આપે છે. "

શ્રીમતી સરોજિની નાયડુ ઉપરાંત શ્રી. સુંદરદાસ મોરારજી, શ્રીમતી મણિબહેન હંસરાજ મૂળજી, શ્રીમતી હંસાબહેન વગેરેએ ઠરાવના સમર્થનમા વિવેચનો કર્યાં હતા.

**મહાસભાની કારોબારી સમિતિમાં** શ્રીમતી સરોજિની નાયડુની રાષ્ટ્રપતિ જવાહરલાલે નિમણુંક કરી છે. આથી મહાસભાની કારોબારીમા એક પણ સ્ત્રી સભ્ય ન હોવાની ફરીયાદ દૂર થવા પામી છે.

**ભારત મૈયા બિસાન્ટની** ત્રીજી સંવત્સરી ઉજવવા માટે મુંબઈમા તા ૨૦ મી સપ્ટેમ્બરે શ્રી જીનવાલાના પ્રમુખસ્થાને જાહેર સભા મળી હતી તેમા શ્રી જમનાદાસ દ્વારકાદાસે, પ્રખરવક્તા સબળ આગેવાન, અનેક રાજ્યનિષ્ણાત, ગંભીર તત્વવેત્તા અને ભાવનાની જ્વલંત મૂર્તિસમા શ્રીમતી એની બીસાન્ટને અંજલિ આપી હતી. શ્રી. જીનવાળા, શ્રી વેંકટેશ્વરમ્ અને બીજા વક્તાઓ પણ બોલ્યા હતા.

**વિધિસરનાં લગ્ન ફોક થયાં.** સુરતી દશા પોરવાડ જ્ઞાતિની પદ્મા નામની બાઈએ, હીરાલાલ બબાભાઈ નામના માણસ સાથે થએલાં લગ્ન રદ કરવાની વડી અદાલતને અરજી કરી હતી. તેમાં જણાવ્યું હતું કે, ૧૯૨૨ના મેમાસમાં તેનાં લગ્ન પ્રતિવાદી સાથે થયા હતા. તે પહેલાથીજ પ્રતિવાદીમા બાઇપણાના ચિન્હો હતા પણ એ વાત

વાદીની માતાથી છુપાવવામાં આવી હતી. તેમ પક્ષાની લગ્ન માટે સંમતિ પણ લેવામાં આવી ન હતી. પ્રતિવાદી ગાંડો હોઇ તેણે તેની સાથે લગ્ન જીવન ભોગવ્યું નથી. છેતરપીંડીથી આ લગ્ન થવાં હતાં. આ અરજી પ્રમાણે, ના. ન્યાયમૂર્તિએ લગ્ન રદ કરતો હુકમ કર્યો હતો.

**શ્રી. દીવાળીબહેન રાઠોડને અભિનંદન :** મુંબઇની મ્યુ. કાપડ બજાર ગુજરાતી કન્યાશાળાના મુખ્ય શિક્ષિકા શ્રીમતી દીવાળીબાઇ રાઠોડની બદલી મ્યુ. કાલબાદેવી ગુજરાતી ગુલાબબાઇ કન્યાશાળાનાં મુખ્ય શિક્ષિકા તરીકે થઇ છે. તેમને વિદાય આપવા તા. ૮ મી સપ્ટેમ્બરે શ્રી. જમનાદાસ મહેતાના પ્રમુખપદે મેળાવડો થયો હતો. શ્રી. દીવાળીબહેનની લાયકાત વિષે પ્રશંસનીય વિવેચનો થયાં હતાં અને તેમણે પોતાને કામ કરવાની તક આપનારાઓનો આભાર માન્યો હતો.

**સ્વ. શીરીનબાઇ કામા :** પરોપકારી અને લોકપ્રિય તેમજ સેવાભાવી પારસી મહિલા બાઇ શીરીનબાઇ કામાના અવસાન માટે શોક દર્શાવવા તા. ૨૭ મી સપ્ટેમ્બરે સર કાવસજી જહાંગીર હૉલમાં પારસી કોમની જાહેરસભા મળી હતી. શેઠ મંચેરજી પેસ્તનજી કામા પ્રમુખસ્થાને હતા. તેમણે તથા અન્ય વક્તાઓએ સ્વ. શીરીનબાઇની સેવાઓના ગુણગાન ગાયાં હતાં અને તેમની યાદ-ગિરિ જાગવવા માટે ઘટતાં પગલાં લેવા તેમજ ફંડ એકઠું કરવા એક સમિતિ નીમી હતી.

હર્વે વિદ્યાપીઠને નામે જાણીતી શ્રીમતી નાથીબાઇ દામોદર ઠાકરશી હિન્દી સ્ત્રીઓની યુનિ-વર્સીટીની જી. એ. ની પરીક્ષામાં શ્રીમતી માનગદેવી મુનશી પહેલા વર્ગમાં અને મીસ કલાવતી દફતર અને શ્રીમતી પુષ્પાવતી જે. મહેતા બીજા વર્ગમાં પાસ થયાં છે.

**શ્રી. મેનકાને અભિનંદન :** જર્મનીમાં બર્લિન ખાતે ગયા ઓગસ્ટ માસમાં દુનિયાના જુદા જુદા ખેલાડીઓની ઓલીમ્પીક હરિફાઇ થઇ હતી. તેમાં જાણીતી હિંદી નર્તકી શ્રી મેનકાને તેની નૃત્યકળા માટે ત્રણ ચાંદો મળ્યા. તે માટે તેમને અભિનંદન ઘટે છે.

**પતિએ તરછોડી એટલે :** મુંબઇમાં ગાય વાડીમાં પ્રેમજી નરશી નામનો એક સજ્જન કાપડની ફેરી પર ગુજરાન કરતો હતો. કોઇક કારણથી એક મહિના પહેલાં તે ઘરમાંથી ચાલી ગયો હતો. એટલે, પુત્ર સાથે જીવન ગુજારતી તેની પત્ની કસ્તુરબાઇને જીવન અસહ્ય લાગ્યું. તેણે શરીર પર ઘાસલેટ છાંટી ગઇ તા. ૧૬ મીએ પોતાના જીવનનો અંત આણ્યો.

**સ્ટવ-સઘડીના ભોગ :** ( ૧ ) મુંબઇમાં ખેતવાડી પર પતિ સાથે રહેતી ત્રિવેણીબાઇ રમણ-લાલ નામની ૧૮ વર્ષની યુવતી રોક કરવા માટે સ્ટવ પર પાણી ગરમ કરવા જતાં સાડી સળગી જવાથી દાઝી મરણ પામી. (૨) મુંબઇમાં લક્ષ્મીબાઇ મોરેશ્વર કાળે નામની દક્ષિણીબાઇ સ્ટવ સળગાવવા જતાં સાડી સળગી જવાથી દાઝી મરણ પામી. (૩) મુંબઇમાં ફુલગલીમાં પતિ સાથે રહેતી સતોકબાઇ મોહનલાલ નામની વીસ વર્ષની સ્ત્રી કપડાં ધોવા માટે પાણી ગરમ કરવા જતાં સ્ટવથી સાડી સળગી જતાં દાઝી મરણ પામી. ( ૪ ) સઘડી સળગાવવા જતાં દાઝી જવાથી મુંબઇમાં રૂકમણિબાઇ ભાસ્કર નામની સ્ત્રીનું મરણ નીપજ્યું.

**વરવિક્રય સામે પ્રતિબંધ :** વડોદરા રાજ્યની ધારાસભાની ગઇ બેઠકમાં નવસારીના સભ્ય શ્રી. બાપુભાઇ દેસાઇએ વરવિક્રય પર પ્રતિબંધ મૂકતો ખરડો રજુ કરવાની પરવાનગી માંગી હતી. તેમણે એનાં સમર્થનમાં વરવિક્રયની પ્રથાનાં અનિષ્ટ ઉપર વિવેચન કરી, તેમની અના-વિલ જ્ઞાતિમાં એ પ્રથાએ ઉપસ્થિત કરેલી પરિ-સ્થિતિનો ઉલ્લેખ કર્યો હતો. ચર્ચા પછી એ ખરડાને રજુ કરવાની પરવાનગી અપાઇ હતી.

**વડોદરાની ધારાસભામાં લગ્ન વિચ્છેદનો પ્રશ્ન :** વડોદરા રાજ્યની ધારાસભાની બેઠક તાજેતરમાં એક્ટીંગ દિવાન કર્નલ શિવરાજસિંહના પ્રમુખપણા નીચે મળી હતી. કેટલાંક પરચુરણ કામો થયા બાદ રા. બાપુભાઇની હિંદુ લગ્ન વિચ્છેદ નિબંધ સુધારવાની દરખાસ્ત રજૂ થતાં તેમણે જણાવ્યું હતું કે ઓરત કબજેનો કાયદો હિંદુ સમાજને દિગ્મૂઢ બનાવનારો છે. આ કાયદાથી તો એમ પુરવાર થાય કે સ્ત્રીઓ પુરૂષોની મિલ્કત છે એટલે આ કાયદો રદ કરવાની મારી સૂચના છે. આ બાબત ઉપર ગંભીર ચર્ચા ચાલતાં એવી દલીલ કરવામાં આવી હતી કે સુધારવામાં આવેલી

દરખાસ્ત બ્રિટીશ રાજ્ય માટે નિરર્થક છે. અંતે દરખાસ્તનો બીજો ભાગ—'પતિ ચાર સ્ત્રી પરણે એમાં વાંધો નથી પણ પરણે ત્યારે પ્રથમની સ્ત્રીને લગ્નવિચ્છેદનો હક મળવો જોઇએ'—સર્વાનુમતે મંજુર થયો હતો.

(૧) બાળલગ્ન કરવા માટે નવસારીમાં એક પાટીદાર અને એક ગોર મહારાજને રૂા. સો સોની સજા થઇ છે. (૨) સાવલીની મુનસફ કોર્ટમાં ઓગસ્ટના છેલ્લા અઠવાડિયામાં બાળલગ્નના કાયદાના ભંગ માટે બેસુમાર કેસ ચાલ્યા તેને પરિણામે કુલ રૂા. ૨૦૦૦ દંડની સજા થઇ.

**પુત્રીને છોડાવો '**

વડોદરાના દાંડીઆ બજારમાં રહેતા મી. મધુકર અને તેની માસી બનુબાઇ મહાજન ઉપર મી નીકટે નામના માણસે ગોધીરામાં ફરિયાદ કરી હતી કે 'મારી પુત્રી દુર્ગા મધુકરને પરણાવી છે દુર્ગાને એનો વર મધુકર તથા તેની માસી બનુબાઇ બન્ને જણ માર મારે છે તથા ઘરમાં પૂરી રાખે છે તો એને છોડાવો' એ ફરિયાદને આધારે વોરંટ મેળવી જપ્તી લઇ દુર્ગાને છોડાવવામાં આવી હતી.



**કુમારી વાણી ઘોષ**

બંગાળની આ બાળા, એક કુશળ તરનારી તરીકે આખા બંગાળમાં જાણીતી છે. બંગાળમાં જુદાં જુદાં સ્થળોએ થએલી તરવાની અનેક હરિફાઇઓમાં આ બાળાએ ભાગ લીધો છે અને ઇનામો જીત્યા છે. આ બાળા પોતાની કુશળતા મુંબઇમાં બતાવનાર છે. એલીફન્ટા રોકથી ગેટવે ઓફ ઇન્ડીઆ સુધી તે તરનાર છે. હાથકડી નાખીને લાંબો સમય સુધી તરવા માટે જાણીતા થએલા શ્રી. પ્રફુલ ઘોષે એને તાલીમ આપેલી છે.

અમદાવાદની શ્રી સંસ્થા જ્યોતિસંઘને, શહેરની પ્રાથમિક શાળાઓમાં જ્યાં જ્યાં સામાન હોય ત્યાં ત્યાં અંદર બેસીને ખાવાનું વેચવાનો પરવાનો, સ્કુલ બોર્ડે એક વર્ષ માટે આપ્યો છે.

**અખિલ હિંદ મહિલા પરિષદ :** પરિષદના મંત્રી લખી જણાવે છે કે:—આ પરિષદના પ્રચાર અર્થે શ્રીમતી પ્રેમલીલા મહેતા તથા શ્રી. ઇન્દુમતી મહેતા કાઠિયાવાડના પ્રવાસે ગયા હતા ભાવનગર, રાજકોટ, જામનગર, દ્વારકા ગોંડળ અને પોરબંદર મુકામે શ્રીઓની મોટી જાહેર સભાઓ ભરી પરિષદ સાથે સહકાર કરવા આમંત્રણ આપ્યું હતું. દરેક ઠેકાણે ઉચ્ચ કુટુંબની બહેનોએ પણ યોગ્ય ભાગ લઇ પ્રચારને આગળ વધાર્યો હતો. આગામી પરિષદમાં હિંદ બહારના મહેમાનો તરીકે મીસ એગાથા હેરીસન તથા ડૉ. અરૂંડેલને પરિષદના મહેમાનો તરીકે આમંત્રણ આપવાનો વિચાર રાજકુમારી અમૃત કુંવરે જણાવ્યો છે. કમીટીએ ઠરાવ્યું છે કે અમદાવાદમાં ભરાનારી પરિષદની સ્વાગત સમિતિમાં રૂા. ૩૦૦) ભરનાર પેટ્રન, રૂા ૨૦૦) ભરનાર વાઇસ પેટ્રન અને રૂા. ૧૦૦) ભરનાર ડોનર ગણાશે. નાની રકમોના દાન પણ સ્વીકારવા આવશે. સ્વાગત સમિતિના સભ્યો નોંધવાનું કામ ઝપાટાભેર ચાલી રહ્યું છે. સ્થાનિક બહેનો પરિષદને સફળ બનાવવા ઉત્સાહથી કામ કરી રહી છે.

**મહિલા પરિષદ માટે પ્રદર્શન :** અખિલ હિંદ મહિલા પરિષદની ૧૧ મી બેઠક અમદાવાદમાં ડીસેમ્બરના ત્રીજા અઠવાડીયામાં મળનાર છે. તેને અંગે ગ્રામઉદ્યોગ, હસ્તકળા, ભરતગુંથણ તથા દરેક જાતની સ્વદેશી વસ્તુનું પ્રદર્શન ભરવાનું છે. આ પ્રદર્શનમાં પોતાનો માલ મૂકવાની,

સ્ટોલ રાખવાની તેમજ બીજી કોઇ પણ રીતે સહકાર આપવાની જેમની ઇચ્છા હોય તેમણે શ્રી. તરંગિણી નીલકંઠ, બટ, સાથે વધુ માહિતી મેળવવા પત્રવ્યવહાર કરવો. ભરતગુંથણના દરેક નમુનામાં સ્વદેશી વસ્તુઓ વપરાયલી હોવી જોઇએ.

**આપઘાત :** ( ૧ ) ભાવનગરમાં મસાણીયા ચકલા પાસે રહેતા એક રજપુત કુટુંબની યુવાન વહુઆરૂએ ગૃહક્લેશને કારણે ગ્યાસતેલ છાંટી બળી મરી આપઘાત કર્યો છે. ( ૨ ) મુંબઇમાં વિન્સેન્ટ રોડ પર રહેતી મંગળાબાઇ રઘુનાથરાવ નામની ૪૨ વર્ષની સ્ત્રીએ ક્ષયના દર્દની બીમારીથી કંટાળીને ઘાસતેલ છાંટી તે સળગાવી આપઘાત કર્યો. ( ૩ ) મુંબઇમાં કુલગલીમાં આવેલી ભણસાલી ચાલમાં સુંદરજી રતનશી નામના તેલના વેપારીની પત્ની દેવકાબાઇએ સ્ટવથી આપઘાત કર્યો.

**આક્ષેપો પાછા ખેંચાયા :** પુનામાં લોકશાહી સ્વરાજ-પક્ષ તરફથી 'રાષ્ટ્રમત' નામનું એક છાપું નીકળે છે. તેમાં મહાસભાની વિરૂદ્ધ લખાણો આવે છે. એ પત્રમાં મહાસભાવાદી સ્ત્રીઓ અને સેવિકાઓ સામે આક્ષેપો કરતો લેખ પ્રકટ કરવામાં આવ્યો હતો. તે સામે પુનાની મહાસભાવાદી સ્ત્રીઓએ સખ્ત રોષ દર્શાવ્યો છે. એ પક્ષના નેતા શ્રી. એમ એસ. અણે ને તેમણે પત્ર લખીને એ વિષે ખુલાસો પૂછતાં શ્રી. અણેએ એ આક્ષેપો માટે દિલગિરિ દર્શાવી છે. શ્રી. અણે એ પક્ષમાંથી છુટા પણ થયા છે;

**દેશમુખ બીલ અને મહારાષ્ટ્ર :** મિલકતની બાબતમાં, સ્ત્રીઓને પણ પુરૂષના જેવાજ અધિકારો હોવા જોઇએ, એવી માંગણી શિક્ષિત સ્ત્રીઓમાં જોરશોર થવા લાગી છે, એમાં ય ડો. દેશમુખ તરફથી વડી ધારાસભામાં રજુ થએલાં હિન્દુ સ્ત્રીઓના મિલકતને લગતા અધિકારોનાં બીલ પછી એ ચળવળને ભારે પ્રોત્સાહન મળી રહ્યું છે.

હિંદના જુદા જુદા પ્રાંતોની સ્ત્રીઓએ આ બીલનાં સમર્થનમાં ભારે આંદોલન જમાવ્યું છે. એમાં મહારાષ્ટ્રની બહેનો પણ પાછળ રહી ગઇ નથી. મહારાષ્ટ્રના પ્રગતિમાન સ્ત્રીવર્ગમાં ડો. દેશમુખના બીલને સર્વત્ર અવકાર મળી રહ્યો છે. પુના શહેર અને છાવણીના બંને શહેરોમાં આ બીલની ૫ છી રહેલા સિદ્ધાંતને અનુમોદન આપવા માટે સભાઓ ભરાઇ છે અને એ બીલની ચોથી કલમમાં કેટલાક સુધારાઓ કરવાની પણ સૂચનાઓ થઇ છે.

આ ચોથી કલમે ભારે વિવાદ ઉપજાવ્યો છે. આ કલમ એવી છે કે વિભકત કુટુંબનો કોઇ પણ હિન્દુ જો કાંઇ પણ વીલ કર્યા વિના મરી જાય તો તેની મિલકતમાં તેના કુટુંબની સ્ત્રીઓને સમાન વારસો મળે અને અવિભકત સંયુકત કુટુંબની મિલકતમાં વિધવા અને પુત્રીઓને સમાન હીસ્સો મળે એવી પણ એ કલમમાં ગોઠવણ છે. આ કલમે ભારે વિવાદ ઉપજાવ્યો છે.

મુંબઇ એડવોકેટસ એસોસીએશને આ બાબતમાં નીચેની સૂચનાઓ કરી છેઃ (૧) મરનારના દેવા માટે પુરૂષો સાથે કુટુંબની સ્ત્રીઓને પણ જવાબદાર બનાવવી. (૨) અપરિણિત સ્ત્રી વર્ગનાં લગ્ન કે નિર્વાહ માટે કાંઇ વધુ જવાબદારી નહિ રહે, (૩) આખા હિંદમાં સમાન ધોરણે સ્ત્રી ધન મુકાય અને તેમાં સ્ત્રીના વારસો પછી તે પુરૂષ હોય કે સ્ત્રી હોય સર્વને સરખા અધિકાર મળે. (૪) સ્ત્રીની મિલકતના વારસા સંબંધમાં જેવા સિદ્ધાંતો છે તેવાજ સિદ્ધાંતો રહેવા જોઇએ. સ્ત્રીઓ સામે તેઓના પોતાના અધિકારો સંરક્ષવાને આતુર એવા પુરૂષોના આ વિચારો છે. આ ધારાશાસ્ત્રીઓ એક વાત ભૂલી જાય છે. મધ્યમ અને ગરીબ વર્ગની સ્ત્રીઓના જીવનનિર્વાહનો પ્રશ્ન, સંયુકત કુટુંબની મિલ્કતમાં તેમને કે વીલ કર્યા વિના અવસાન પામતા વિભકત કુટુંબના પુરૂષના વારસામાં તેમને જે કાંઇ હીસ્સો મળે તેથી ઉકલી જવાનો નથી. તેઓને તત્કાળ આર્થિક સ્વતંત્રતા આપવામાં આવે તો પણ વર્ષો સુધી તેઓ સ્વાશ્રયી થઇ શકે એમ નથી એવી અત્યારની પરિસ્થિતિ છે.

ડો૦ દેશમુખે આ પરિસ્થિતિનો પૂરેપૂરો વિચાર કર્યો છે અને તે પછીજ, આ બીલની બીજી કલમમાં, આ બીલથી જે કાંઇ સુધારા કરવામાં આવે તે વિના, હિંદુ કાયદા પર બીજી કાંઇ અસર થશે નહિ. પિતાની કે, પતિની મિલકતમાં આ બીલ દ્વારા પોતાની બહેનને હીસ્સો મળે તેની કોઇ ભાઇએ અદેખાઇ કરવી ન જોઇએ.''



**મીસ સારાહ ચાકો**
**વિદ્યાર્થીઓની પ્રતિનિધિ**

દુનિયાના ખ્રીસ્તી વિદ્યાર્થી સઘના આશ્રયે કેલીફોર્નીયામા ખ્રીસ્તી વિદ્યાર્થી પ્રવૃત્તિની જુદી જુદી શાખાઓની સંયુક્ત પરિષદ મળી હતી. તેમા અખિલ હિન્દ ખ્રીસ્તી વિદ્યાર્થી સઘના પ્રતિનિધિ તરીકે કોચીન રાજ્યમા આવેલ ત્રીચુરના મીસ સારાહ ચાકો ગયા હતા

મીસ સારાહ ચાકોની વિદ્યાર્થી તરીકેની કારકીર્દી સુદર છે મદ્રાસ ઇલાકામાથી તેઓ સૌથી પ્રથમ આવીને એમ એ. થયા હતા તે પછી લખનૌની ઇસાબેલા થોબર્ન કોલેજના સ્ટાફ પર તેમણે મદદનીશ તરીકે કાર્ય શરૂ કર્યુ હતુ લખનૌમા હિન્દી સ્ત્રી કેળવણી સબધમા પણ તેમણે સારૂ કાર્ય કર્યુ હતુ ખ્રીસ્તી વિદ્યાર્થી ચળવળમા ભારે રસ તેમણે લેવા માડયો અને જાવામા મળેલ ખ્રીસ્તી વિદ્યાર્થી પરિષદમા તેઓ હિંદના પ્રતિનિધિ તરીકે ગયા હતા

તે પછી તેઓ હિન્દમા એ ચળવળના પ્રમુખ નીમાયા હતા તેમણે અમેરીકાની મુલાકાત લીધી અને પછી દુનિયાભરના વિદ્યાર્થીઓની પરિષદમા તેમણે હાજરી આપી હતી. હિન્દ બ્રહ્મા અને સીલોનની વિદ્યાર્થીઓની જે ચાર વર્ષીય પરિષદ ૧૯૩૩ ના અલ્હાબાદમા ભરાઇ હતી તેમા પણ તેમણે ખુબ રસ લીધો હતો

કેલીફોર્નીયા પરિષદમા હિંદી પ્રતિનિધિ મડળની આગેવાની લીધા પછી તેઓ હિંદમા પ્રતિનિધિ તરીકે ચીનની યુનીવર્સીટીઓની મુલાકાત લેશે

**સામાજીક બીલોને અનુમોદન** અખિલ ભારતીય મહિલા પરિષદની ધારાસભા પેટા સમતિ તરફથી શ્રીમતી અસફ અલીએ સીમલામા વડી ધારા સભાના સભ્યોને ડૉ દેશમુખના હિન્દુ સ્ત્રીના વારસાઇ હક્કોને લગતા બીલ, આર્ય અને હિંદુ અ તરજ્ઞાતીય લગ્ન બીલ મુસ્લીમ પરસનલ લૉ એપ્લીકેશન બીલ અને શ્રી બ એમ સી રાજાના અસ્પૃશ્યતા નિવારણ બીલને ટેકો આપવા વિનતિ કરતી પત્રિકાઓ વહેંચી હતી

**મહાસભાવાદી સ્ત્રીઓ પર આક્ષેપો** જાણીતા હિન્દુનેતા ભાઇ પરમાનંદે મહાસભાવાદી સ્ત્રીઓ સામે નાગરી બર્યા આક્ષેપો કરતો લેખ તેમના 'હિંદુ' પત્રમા લખેલો તેથી દેશભરની સ્ત્રીઓમા રોષની લાગણી ફેલાઇ ગઇ હતી એ કારણે દિલ્હીમા તા. ૨૬ મી ઑગસ્ટે તેમને બહેનોએ કાળા વાવટાથી સત્કાર્યા હતા અને જાહેર સભામા પણ તેમણે જ્યારે ખુલાસો કર્યો કે તેમણે કરેલો ઇસારો મહાસભાવાદી સ્ત્રીઓ વિષે ન હતો ત્યારેજ તેમને બોલવા દીધા હતા

**ભાષણો કરશો નહિ** દિલ્હીના કામદાર સઘના પ્રમુખ શ્રીમતી ચારબીબી અગરવાલ સામે રાજદ્રોહી ભાષણો કરવાનો આરોપ હતો તેમની પાસે બે વર્ષ સુધી રાજદ્રોહી ભાષણો ન કરવા માટે રૂ ૧૦૦ ના જામીન લેવાયા છે

**પતિદેવ !** પૈસા લેઇતા હતા તે આપવાની પત્નીએ ના પાડી એટલે પતિદેવે મિજાજ ખોઇ નાખ્યો અને પત્નીને માર મારી નાક કાપી નાખ્યુ આ પની મીરઠમા બીજ્યા મહોલ્લામા સ્થાનિક શાળાની મુખ્ય શિક્ષિકા

**કમળા નહેરૂ સ્મારક હૉસ્પીટલ** કમળા નહેરૂ સ્મારક હૉસ્પીટલ સમિતિના મંત્રી શ્રીમતી વિજયાલક્ષ્મી પંડિત એક નિવેદન દ્વારા જણાવે છે કે લખનૌની મહાસભામા શ્રીમતી કમળા નહેરૂની યાદગીરી જાળવવા અલ્હાબાદમા હૉસ્પીટલ કાઢવા માટે નાણાની માગણી કરવામા આવ્યા બાદ સ્વરાજ્યભવનના ટ્રસ્ટીઓ અને પંડિત જવાહરલાલ તરફથી સ્વરાજ ભુવનની ઉત્તરે અને પૂર્વે અમુક જમીન આપવાની કરવામા આવેલી માગણીનો સ્વીકાર કરવામા આવ્યો છે પાછળથી આટલી જમીન પૂરતી નહિ થાય એમ જણાતા આ જમીનની પડખે જ એક જમીનનો ટુકડો મળી આવે એમ હોઇ અલ્હાબાદ મ્યુનીસીપાલીટી પાસે તે લાંબા સમયના પટાથી ભાડે આપવાની માગણી કરવામા આવી છે

તાજેતરમા સમિતિની એક બેઠક મુંબઇમા મળ

હતી અને, ત્યાં આગળ થયેલી વિચારણાને અંતે એમ જણાયું હતું કે ઓછી રકમથી શરૂઆત થઇ શકે એમ હોવા છતાં સારી હૉસ્પીતાલ કાઢવા માટે રૂ. ૫ લાખની જરૂર પડશે.

આ ફંડ ચેરીટેબલ સોસાયટીઝ એક્ટ હેઠળ રજીસ્ટર કરાવવાનો વિચાર છે.

સ્મારકની યોજના ચોક્કસ સ્વરૂપ ન પકડે ત્યાં સુધી ફંડ કરાવવાની મહેનત કરવામાં આવી નહોતી, પરંતુ હવે તે માટે વ્યવસ્થિત પ્રયાસ કરવા માટે સંખ્યાબંધ સ્થાનિક સમિતિઓની નિમણુંક કરવામાં આવી છે અત્યાર સુધીમાં રૂ. ૬૦,૦૦૦ જેટલી રકમ એકઠી થઇ છે. નાણાં ભરનારાઓએ તે હૉસ્પીતાલ ખજાનચી શેઠ જમનાલાલ બજાજ ઠેકાણે ૩૯૫, કાલબાદેવી રોડ, મુંબઇ, એ શીરનામે મોકલવા.

સભા ભરવા ન દીધી. લાહોર શહેર મુસ્લીમ સ્ત્રી મતદાર મંડળની બેઠક માટે લાહોરનાં સબજજના પત્ની શ્રીમતી નિસારની ઉમેદવારીને ટેકો આપવા પડદેનશીન મુસ્લીમ સ્ત્રીઓની સભા મળી હતી પરંતુ મુસ્લીમ બાળાઓએ ધમાલ કરી મુકીને સભા ભરાવા દીધી ન હતી સહેજ ઝપાઝપી પણ થઇ હતી.

**મહાસભા અને સ્ત્રીઓ:** એગ્મોરવાળાં શ્રીમતી એસ. સુભદ્રામ્માએ રાષ્ટ્રપતિ જવાહરલાલને તમામ વાતમાં હું ખુશીથી વાપરીશ બાબતમાં હું કાંઇ ચોક્કસ પગલાં ન લઇ કારણ કે આપણી મહાસભા તો લોક સરથ છે."



મીસીસ પી. ટી. શર્મા

પંજાબમાંથી 'એ' વર્ગનું ઉડ્ડયનનું લાયસન્સ મેળવનાર પ્રથમ પંજાબી નોર્થન ઇન્ડીયા ફ્લાઇંગ ક્લબના એ બ્હેન સભ્ય છે.

એકી સાથે ત્રણ બાળકોને જન્મ આપવાનો બનાવ પોલાચી (મદ્રાસ) મા બન્યો મીયાગલ નામની વીસ વર્ષની યુવતી કોઇમ્બતુર તરફ જતી હતી ત્યાં રસ્તામાં તેણે ત્રણ બાળકોને જન્મ આપ્યો હતો પોલાચીની સરકારી હૉસ્પિટલમાં તેમને ખસેડવામાં આવ્યાં હતા ખુશખુશાલ છે.

બળાત્કાર માટે સજા બારીસાલ જીલ્લાના ભંડારીયા પોલીસ સ્ટેશનના સબઇન્સ્પેક્ટર શ્રી. શરતચંદ્ર ચક્રવર્તિ એક યુવાન વિધવા પર બળાત્કાર કરવા માટે ૭ વર્ષ સખ્ત કેદની સજા થઇ.

પ્રકીર્ણ (૧) રાષ્ટ્રપતિ પં. જવાહરલાલ નહેરૂ એ ગઇની આખરે મુંબઇ આવ્યા હતા. તે પ્રસંગે ઝવેરીબજારની મુલાકાત તેમણે લીધી હતી તે વેળા, ઝવેરીના રૂના વેપારીઓએ સ્વ. કમળા નહેરૂના સ્મારક માટે હૉસ્પીટલ સ્થપાનાર છે તેમાં રૂ. ૧૨૦૦૦ નો ફાળો આપેલ હતો (૨) સંતતિનિયમનના પ્રચાર માટે અમદાવાદમાં એક મંડળ સ્થપાયું છે. તેના ઉપ



**ડૉ. મોડ સ્લાઇલ**

શીકાગો યુનીવર્સીટીના ડૉ૦ મોડ સ્લાઇલ, કેન્સરના રોગમા નિષ્ણાત છે, ઉંદરો ઉપર તેમણે એને અંગે પ્રયોગો કર્યા છે છેલ્લા ૨૫ વર્ષથી તેઓ એ રોગને લગતુ સંશોધન કાર્ય કરે છે. એ દરમ્યાન તેમણે ૧૫૦૦૦૦ ઉંદરોનો ઉછેર કરી પ્રયોગો કર્યા છે



**શ્રીમતી સુભદ્રાબાઈ તારકુંડે**

પુનાની મ્યુનિસિપાલીટીએ અદાલતોમા ચાલતા પોતાના મુકદમાઓ ચલાવવા માટે વકીલ તરીકે આ બહેનની નીમણુંક કરી છે

જીવનમાના સિદ્ધાંતોને તરત કાયદાનુ રૂપ આપી શકાય તે માટે એ બીલ સીલેક્ટ કમીટીને મોકલવાની સરકારને વિનતિ કરવામા આવી છે

**હિન્દ વિષે તુર્કીની લાગણી** હિન્દ ઘણુ ઘણુ દૂર છે, છતા એજ ખરેખર પૂર્વ, મહાન પૂર્વ અને જ્ઞાન ભંડાર ભર્યું પૂર્વ છે તુર્કી તો તદ્દન પૂર્વ છે હિન્દના મારા પ્રવાસ દરમ્યાન, તુર્કી માટે મે ભારે સહાનુભૂતી જોઇ હતી મુસ્લીમો જ નહિ પણ હિન્દુઓ સુદ્ધા તુર્કસ્તાન પ્રત્યે ભારે રસ દાખવતા હતા

અને હિન્દની મહિલાઓ, તુર્કી સ્ત્રીઓની મુક્તિમા ભારે રસ લઇ રહી હતી. તુર્કી અને હિંદ એ બન્ને દેશોમા સુધારાની જે ચળવળ ચાલી રહી છે એમા ઘણા સમાનતાના લક્ષણો છે સર સઇયદ અહમદે શરૂ કરેલી એ મહાન ચળવળે,



**શ્રીમતી જમના પી ગીદવાણી**
**બી. એ એલ એલ બી**

આ બહેન સિંધના પ્રથમ સ્ત્રી ધારાશાસ્ત્રી છે નવી સિંધ લેજીસ્લેટીવ એસેમ્બ્લીની આગામી ચુંટણીમા એ પ્રાંતને આપવામા આવેલી એક સ્ત્રી બેઠક માટે તેઓ ઉમેદવારી કરનાર છે

બીજા દેશોની મુસ્લીમ સ્ત્રીઓ ઉપર ઘણી ભારે અસર પાડી છે છતા એક વાત સખેદ કહેવી પડે છે, કે એ સારી સ્થિતિના વર્ગો પૂરતી જ એ મર્યાદિત રહે છે પણ સુધારાની શરૂઆત હમેશા લઘુમતીથી જ થાય છે પછી જ સામાજિક કાર્યકરો એને લોકોમા પ્રચારે છે

તુર્કીના વિખ્યાત નેતા, મેડમ હલીદે અદીબના માનમા લંડનમા સર અબ્દુલ અને લેડી કાદીરે સમારંભ યોજ્યો હતો તેમા તેમણે ઉપલા ઉદ્ગારો કાઢ્યા હતા

**અધિકાર માટે લડત**

પુરુષ રચિત સરકારે લાદેલી અયોગ્યતાઓ-હરકતો સામે સ્ત્રીઓ લડી રહી છે એ લડતને આગળ ધપાવનારી લંડનની મિસિસ ક્રીડમવીગ-સ્વાત વગેરે વિદેશીઓને પરણેલી સ્ત્રીઓ, જેઓના પતિ

ઓના દેશની શહેરી તરીકેના અધિકાર જાળવી રાખી શકે એ માટે હજી પણ લડી રહી છે. આ પ્રશ્ન સંબંધમાં ના૦ શહેનશાહ ઉપર એક વિજ્ઞપ્તિ મોકલવાની તેણે યોજના કરી હતી. એના ઉત્તરમાં સ્વદેશ કચેરી તરફથી જણાવવામાં આવ્યું છે કે, ના૦ સમ્રાટ સમક્ષ એ વિજ્ઞપ્તિ રજુ કરવામાં આવી હતી પણ સ્વદેશ મંત્રી એના સંબંધમાં કાંઇ પણ હુકમ કરવાની સલાહ તેમને આપી શકયા ન હતા.

આના ઉત્તરમાં વિમેન્સ ફ્રીડમ લીગે જણાવ્યું છે કે, આ પ્રશ્ન પરત્વે સરકારે જે વલણ અખત્યાર કર્યું છે તેનાથી વિમેન્સ ફ્રીડમ લીગને ઘણો જ અસંતોષ થયો છે અને એ અસંતોષ વધવાનું કારણ તો એ છે કે, રાષ્ટ્રસંઘની એસેમ્બ્લીમાં, ૧૯૩૧ મા ગ્રેટબ્રિટનના પ્રતિનિધિએ તેની નીતિ તરીકે એવી જાહેરાત કરી હતી કે: " શહેરીપણાના હકક સંબંધમાં પરિણિત સ્ત્રીઓને જે હરકતો નડી રહી છે તે દૂર થવી જોઇએ એમ બ્રિટિશ સરકાર વાજબી રીતે માને છે. શહેરીપણાના હકની બાબતમાં પરિણિત સ્ત્રી પરિણિત કે અપરિણિત અથવા કોઇ પણ એવી એકલ સ્રીના જેવી જ સ્થિતિમાં હોવી જોઇએ.

પત્રમાં વધુમાં જણાવ્યું છે, " ૧૯૩૧ માં જાહેર કરેલી નીતિથી બ્રિટિશ સરકાર શા માટે જુદી પડે છે તે અમારી સમજમાં આવતું નથી. બ્રિટિશ સ્ત્રીઓને પોતાનાં શહેરીપણાનો સ્વતંત્ર અધિકાર બક્ષે એવો કાયદો પસાર કરવા અમે સરકારને આગ્રહ કરીએ છીએ. "

**રાષ્ટ્રસંઘની એસેમ્બ્લીમાં સ્ત્રી પ્રતિનિધિઓ :** જીનેવામાં રાષ્ટ્રસંઘની એસેમ્બ્લીમાં હાજરી આપવા માટે જે બ્રિટિશ પ્રતિનિધિ મંડળ જનાર છે તેમાં એક સ્ત્રી સભ્ય પણ છે. ગ્રેટ બ્રિટનની એ અગ્રગણ્ય સ્ત્રીઓ પૈકીની એક મહિલા છે. એનું નામ મીસ મારજોરી મેન્ઝ. કોન્ઝર્વેટીવ પક્ષમાં મીસ મેન્ઝ ઘણીજ લાગવગ ધરાવે છે. રાજકારણમાં ઘણા સમયથી મીસ મેન્ઝ જાણીતાં છે.

મહાવિગ્રહ દરમ્યાન મીસ મારજોરી મેન્ઝે ઉપયોગી કામ બજાવ્યું હતું. એ સમય દરમ્યાન તેમણે વિગ્રહ કચેરીમાં કામ કર્યું હતું. ૧૯૧૯ ની પેરીસની સુલેહ પરિષદમાં પણ તેમણે હાજરી આપી હતી. ૧૯૨૯ થી ૧૯૨૦ સુધી તેઓ સ્વદેશ કચેરીમાં ઇન્ટેલીજન્સ ડીપાર્ટમેન્ટમાં મંત્રીપદે હતાં; પાછળથી લંડનના એક અગત્યના વિભાગ સાઉથ હેકને તરફથી તેઓ પાર્લામેન્ટનાં સભ્ય બન્યાં હતાં.

હમણા હમણાં તેઓ નેશનલ યુનીયન ઓફ કાન્ઝેર્વેટીવ અને યુનીયનીસ્ટ એસોસીએશનોની કારોબારી પર લંડનના પ્રતિનિધિ તરીકે કામ કરે છે. આખા ગ્રેટબ્રિટનમા હજારો સભ્યો ધરાવતી આ સ્ત્રીઓની સંસ્થા છે.

ઐતિહાસિક સંશોધન, સંગીત અને પક્ષીઓનો અભ્યાસ આ વિષયમાં તેમને ઘણો જ રસ છે અને અભ્યાસમાં તેઓ સારો સમય ગાળે છે. ફ્રાંસમાં કરેલા ઐતિહાસિક સંશોધનના અભ્યાસ સંબંધમાં તેમણે બે પુસ્તકો પણ પ્રકટ કરેલાં છે. એ બન્નેનાં નામ " Qualque poicer Relations A La Vie De Lowis Due D'Orleans " અને Dens lavontaires on Moyon Age' છે અને અભ્યાસીઓએ એને ઘણાં જ સારાં લેખ્યાં છે.

રાષ્ટ્રસંઘની એસેમ્બ્લીની છેલ્લી બેઠક જુલાઇ માસમાં મળી હતી. તેમાં આખીય બેઠકમાં માત્ર બેજ સ્ત્રીઓ પ્રતિનિધિઓ તરીકે આવી હતી. એમાંનાં એક સ્વીડનની સરકારનાં પ્રતિનિધિ મીસ કરસ્ટીન હેસલ્ય પેન ઘણાં વર્ષોથી એસેમ્બ્લીમાં તેમજ આંતરરાષ્ટ્રીય મજુર સંસ્થામાં કામ કરે છે. વિશ્વશાંતિ અને સામાજીક ન્યાયને માટે તેમણે ભારે રસ બતાવ્યો છે અને તેમની શક્તિ, વીવેક બુદ્ધિ અને સખ્ત પરિશ્રમ કરવાની યોગ્યતાને પરિણામે તેમને સૌ કોઇ તરફથી સન્માન મળે છે.

" એસેમ્બલીમાં બેસનારાં બીજા પ્રતિનિધિ ડેનમાર્કની સરકારનાં પ્રતિનિધિ મીસ ફોરચામર હતા. આ બે સીવાય જુલાઇની એસેમ્બલીમાં અન્ય કોઇ પણ સ્ત્રી સભ્યનો અભાવ હતો.

**મીસીસ બર્લ માર્કહામ :** આટલાંટીક મહાસાગર ઉપર પૂર્વથી પશ્ચિમ બાજુએ વિમાનમાં એકલ ઉડ્ડયન કરવાનું સાહસ ખેડનાર મીસીસ બર્લ માર્કહામને નોવાસ્કોશીયા નજીકમાં કેપ બ્રેટન આઇલેન્ડ આગળ ફરજીયાત ઉતરવું પડયું હતું.

[ અનુસંધાન પૃ. ૨૬૦ ]



# નોંધ

**હિન્દુ કાયદાની ખામી**

હિન્દુ કાયદામાં સ્ત્રીઓને જેટલો અન્યાય થયો છે તેટલો અન્યાય અન્ય કોઇ પણ કાયદામાં થયો નથી. એ કાયદાની એક ખામી તરફ તાજેતરમાં જ મુંબઇની વડી અદાલત સમક્ષ આવેલા એક મુકદ્દમાએ પરિણામે ઠીક ઠીક ધ્યાન ખેંચ્યું છે. અને એ મુકદ્દમાનો જે ચુકાદો આવ્યો છે તે એ કાયદાની વિષમતાનો ભોગ બનેલી કેટલીક બહેનોને માર્ગદર્શક થઇ પડે એમ છે. હિન્દુ લગ્ન ધાર્મિક બંધન છે અને એ જીવનભર ટકતું પવિત્ર બંધન છે. એ માન્યતા વર્ષોથી રૂઢ થએલી છે. આદર્શ પૂરતી એ માન્યતા સાચી છે પરંતુ વ્યવહારમાં જોઇએ તો એ માત્ર એકપક્ષી બંધન છે અને તે માત્ર સ્ત્રીને જ જીંદગી પર્યંત જકડી રાખે છે. કારણ કે જીવનભરનું એ પવિત્ર બંધન હોવા છતાં, નજીવાં કારણસર પણ, પુરૂષ એક પત્ની જીવતી હોવા છતાં બીજી વાર કે ત્રીજી વાર ફરી લગ્ન કરી શકે છે અને તેની પાસે, તેની પ્રથમ પત્ની તો માત્ર જીવન નિર્વાહ પૂરતું ભરણપોષણ જ મેળવી શકે છે. આવી સ્થિતિમાં એ બંધન માત્ર સ્ત્રીને જ ભોગવવું પડે છે અને તેનું જીવન નિરર્થક જેવું થઇ પડે છે.

વળી, લગ્નમાં પરણનાર બાળાની સંમતિ પણ લેવાતી નથી અને માબાપો જેવાં ચોકઠાં ગોઠવે તેવાં જ ચોકઠાંમાં બાળાને જીવન વિતાવવાનું રહે છે. એને પરિણામે અનેક પ્રકારનાં ક્લેશો, વચના, મનનાં અને શરીરનાં થવા પામે છે અને એનાં પરિણામે હિન્દુ યુવતીઓના આપઘાતો અને અકાળ મરણોના બનાવો વિશેષ પ્રમાણમાં બનવા પામે છે. એ પરિસ્થિતિ નિવારવા માટે સમાજ સુધારકોએ વિશેષ પ્રયાસ કરવાની જરૂર છે.

ઉપર વરિષ્ટ અદાલતના જે ચુકાદાનો ઉલ્લેખ કર્યો છે તે ખાસ ઉલ્લેખ યોગ્ય તો એટલા માટે છે કે વીસથીપર વર્ષ પર થએલા લગ્ન એથી રદ થયાં છે. સુરતી.દશા પોરવાડ જ્ઞાતિની પદ્મા નામની બાઇનું લગ્ન તે બારેક વર્ષની હતી ત્યારે હીરાલાલ બખાસ નામના ગૃહસ્થ સાથે થએલું. એ લગ્ન પછી, બેવાર પદ્મા સાસરે ગઇ તે વેળા તેને માલમ પડ્યું કે તેનો પતિ ગાંડો છે. એ પછી તે પિયરમાં જ રહેવા લાગી. આ બાબતમાં વિશેષ તપાસ થતાં તેના જાણવામાં એમ આવ્યું કે, લગ્ન થયું તે પહેલાથી જ હીરાલાલનામા ગાંડપણનાં ચિહ્નો હતાં. અને હીરાલાલની માતાએ, તેનો પુત્ર ગુણસંપન્ન છે એમ જણાવીને પદ્માની માતાને તેનું લગ્ન તેની સાથે કરવા સમજાવેલી. આમ હીરાલાલનાં ગાંડપણની વાત પદ્માની માતાથી છુપાવવામાં આવી હતી. આવી રીતે છેતરામણથી આ લગ્ન થએલું હોઇ, એ રદ કરવા માટે અરજી કરવામાં આવી હતી. અને તેનો ચુકાદો ના ન્યાયમૂર્તિએ પદ્માની તરફેણમાં આપ્યો હતો.

આવી રીતે છેતરામણીથી કે, બીજા કોઇક પ્રકારની ખોટી રીતે લગ્નનો ભોગ બનેલી સ્ત્રીઓ હિન્દુ સમાજમાંથી સારી સંખ્યામાં મળી આવે છે. તેઓ માટે બાઇ પદ્માનો કેસ માર્ગદર્શક થવા પુરતો છે. છતાં એ બાબત ઘણી ગુંચવટ ભરી છે, એનો ખ્યાલ રખાવો ઘટે. હિન્દુ કાયદા પ્રમાણે પદ્માને છુટાછેડા તો મળી જ શકે નહિ. એટલે આવા ગાંડા પતિને પણ તેણે નિભાવવો જ પડત; જો તેનાં લગ્ન આવી છેતરામણીથી થયાનું પૂરવાર ન કરી શકાયું હોય તો. એટલે ખરી વસ્તુસ્થિતિ તો એ છે કે, હિન્દુ કાયદામા આવાં લગ્ન સંબંધ વિષે કાંઇક સુધારણા થવી જોઇએ કે જેથી પોતાની ઇચ્છા વિરૂદ્ધના જીવનભરના બંધનમાંથી હિન્દુ સ્ત્રીઓ બચવા પામે.

"ગુણસુન્દરી"
# બાલવિભાગ
તન્ત્રી: સોમભાઇ પટેલ,
C/o ધી ન્યુ ઇરા સ્કૂલ, મુંબઈ, ૭.

વર્ષ ૬ : અંક ૧૦ પુસ્તક ૬ ઓક્ટોબર : ૧૯૩૬

## પડછાયાનું ગીત

અમે તો કોઇકના પડછાયા
અમે સૌ અજવાળાના જાયા. અમે૦

પાટી પોથી લઇ હાથમાં
બેની, કનુભાઇ સાથમાં
ભણવા ચાલ્યા કરતા ચાળા
અમારા વાન મજાના કાળા! અમે૦

સવાર સાંજે લાં....બા
બપોરના તો ટૂંકા
રાતે અંધારે સંતાયા
અમે તો અજવાળાના જાયા
અમે સૌ કોઈકના પડછાયા.

મોહન ઠક્કર

# અનુભવી વૈદરાજ

આસપાસ પચાસ પચાસ ગાઉમાં વૈદરાજ પ્રખ્યાત હતા. ગમે તેવો હઠીલો રોગ હોય પણ વૈદરાજનું નામ પડયું કે નાસી જતો. વૈદરાજ વૃદ્ધ હોઇને કેટલાય તેને વૈદબાપા પણ કહેતા.

વૈદબાપા પાસે દેશ પરદેશના માણસો પણ આવતા. સવાર સાંજ દર્દીની ભીડ જામેલી રહેતી. વૈદબાપા જરાએ અધીરા ન થાય. સૌને વારાફરતી બોલાવી શાંતિથી બધું પૂછે ને દવા આપે. વૈદબાપાએ બહાર ગામના માણસોને રહેવા એક મકાન બંધાવ્યું હતું; જેમાં બહાર ગામના બિમાર માણસો રહેતા ને દવા કરાવતા.

વૈદબાપાને એક જુવાન દીકરો હતો એનું નામ નવલશંકર શાસ્ત્રી. બાપાની સાથે રહીને એ બધું વૈદું શીખેલ; વળી ભણી ગણીને મહા વિદ્વાન થયેલ. લોકોને વૈદબાપા જેટલીજ લાગણી તેના તરફ હતી. રાજા પાસે પણ તેનું પૂરું માન હતું.

એક દિવસ બપોરે વૈદબાપા બેઠા બેઠા દવાની પડીકાં વાળી રહ્યા છે ત્યાં દરબારી હજુરિયો હાથ જોડીને ઊભો રહ્યો. "રાજાને ફાંસ વાગી છે તાકીદે પધારો; બહુ પીડા થાય છે. બહાર આપને માટે પાલખી તૈયાર છે."

વૈદરાજ કપડાં પહેરીને એકદમ તૈયાર થયા. જઇને જોયું તો રાજાજીને ઘીની ફાંસ વાગેલી. શિયાળાના દિવસો હતા. ઘી ઠરીને પત્થર જેવું થઇ ગએલું. પોતાના જમવાના થાળની વાટકીનું ઠરેલું ઘી આંગળી વતી ઉખેડવા જતાં નખમાં ઘીની ફાંસ વાગી ગઇ. ઠંડીના દિવસો હોઇ રાજાને પાર વિનાની વેદના થતી હતી એટલે હજુરિયાને એકદમ દોડાવેલો. રાજાજી હજુ પુરા જમ્યા પણ ન હતા. વૈદરાજ વાત સાંભળીને કહે "ઓહો એમાં તે શું? લાવો ઠંડુ પાણી, હમણાં આરામ." એ તો શિયાળાના દિવસો એટલે ઘીની ફાંસ પણ કોમળ ભાગમાં પતરું કે લોઢું વાગ્યું હોય તેવી ખટકતી હતી. એમાં વળી રાજા જેવી સુંવાળી જાત પછી પૂછવું જ શું!

વૈદબાપાએ મનમાં વિચાર્યું, કે આવો લાગ રોજ નહિ આવે. કયારેક આવા શિકાર મળી જાય છે. આ ઠીક લાગ મળ્યો છે. વૈદરાજે કહી દીધું, "બસ, આ એકજ

તેનો અકસીર ઉપાય છે. ઠંડા પાણીમાં આંગળી બોળી રાખવી. પાણી જરા ઉનું થાય કે તુરત બીજું પાણી લેવું. ઠંડુ પાણી રેડયા જ કરો તો જલદી આરામ થશે. આને માટે સવાર સાંજ હું આવતો રહીશ." એટલું કહી વૈદરાજ તો ગયા.

અહીં રાજાને બીલકુલ ચેન પડતું નથી. અંદરના ભાગમાં ફાંસ ખટકતી હોઇ કશું કરવું ગમતું નથી. બોલવું ચાલવુંએ ગમતું નથી. ઠંડા પાણીમાં હાથ બોળી રાખવાથી પીડા વધતી જાય છે. વૈદરાજને ફરી તેડાવ્યા વૈદરાજ બબ્બે કલાકે ને છેવટે દર કલાકે નવું નવું ઠંડુ પાણી વાસણમાં ભરી અપવાનું કહેતા ગયા ને તેમાંજ આંગળી બોળી રાખવાનું કહ્યું. વૈદરાજને સવાર સાંજના તથા બે ત્રણ આંટાના રોજના સો રૂપિયા ચડતા હતા. રાજાને પાંચ છ રાતના ઉજાગરા થયેલા. શરીર નબળું થઇ ગયેલું. મોઢું પણ પીળું થઇ ગયું હતું. ઊંઘ આવે નહિ તેમ ખાવાનું ભાવે નહિ. આટલા દિવસ થયાં છતાં ઘીની ફાંસ નીકળી નહિ, ઠંડા પાણીથી ફાંસ ઠરતી જાય છે ને વધારે પીડા કરતી જાય છે. વ:રાજ તો અનુભવી હતા. એને તો એજ કામ હતું. આવો સારો લાગ રોજ કયાંથી મળે ? પોતે જ રોજ દિવસમાં દશબાર આંટા ખાય છે ને રાજાની સારવાર કરે છે. પોતાના દીકરાને પણ રાજાને શાની માંદગી છે તેની વાત કરી ન હતી. દીકરાને એમ કે બાપા જાય છે પછી મારે શી ચિંતા !

એક દિવસ બાપા બહાર ગામના દર્દીને જોવા ગયેલા વખતસર આવી પહોંચવાની બાપાની ધારણા હતી. પણ દર્દીઓએ બહુ આગ્રહ કર્યો એટલે મોડું થઇ ગયું. ઘેર રાજા તરફથી હજુરિયો આવ્યો એટલે નવલશંકર શાસ્રી ગયા. જઇને બધી હકીકત જાણીને કહે ' એહ ! એમાં શું ? લાવો સતય (પાલી." હુંફાળું પાણી આપ્યું એટલે તેમાં આંગળી બોળાવી થોડીવારે ઘી પીગળી ગયું એટલે ફાંસ નીકળી ગઇ; ને પીડા મટી ગઇ. રાજાજીએ જુવાન વૈદરાજને વખાણ્યા ને પોતાની પીડા મટાડવા માટે પોશાક તથા રૂા. ૫૦૦) રોકડા આપ્યા.

વૈદબાપાએ ઘેર આવી ઘોડા ઉપરથી સામાન ઉતાર્યો ત્યાં નવલશંકર શાસ્રી ઘેર પહોંચ્યા. રાજાજીની ફાંસ કાઢી નાખી રૂા. પાંચસો તથા પોશાક મળ્યાની વાત જરા હરખમાં આવી જઇ જુવાન વૈદે બાપાને કહી; પણ અનુભવી વૈદરાજે માથું ધુણાવ્યું. પ્રેમે બેલાવી દીકરાને વાત કરી. "તું એક દિવસે પાંચસો લઇ આવ્યો,

ની લીલોતરી પણ લીલી લીલી છમ જેવી ને સુંવાળી સુંવાળી રેશમ જેવી. ખેતર આખુંયે ઘડીભર રળીઆમણું લાગે. એતો લીલોતરીનો કરે ગાલીચો ને રાણીની જેમ રૂઆબથી એના ઉપર બેસે બેસીને વળી આમતેમ ડોલે. ડોલતાં જાય, ગાયન ગાતાં જાય ને મઝા કરતાં જાય.

એક ને એક ગાલીચો સહુનેય આવે કંટાળો. તો પછી ચકીબાઇનેય કંટાળો આવે તેમાં નવાઈ શી ? એમણે તો વિચાર કર્યો બદલવાનો. પાસે ચરતી'તી એક ગાય. ધોળી ધોળીને રૂપાળી. ચકીબાઈએ તો ગાયની પીઠનો કર્યો ગાલીચો. બીજો ગાલીચો શોધવા જાય તો વખત જાય તરત જ બુદ્ધિનો કર્યો ઉપયોગ. ને નવા ગાલીચા ઉપર હરખભેર બેઠાં. ગાય અહિંતહિં ચરે ને પાછી ઉભી રહે. ચકી-બાઇને તો ગમ્મત પડે.

એવામાં વાડ પાસે થઇને જતી'તી રાણીની ગાડી. રાણીએ હુકમ કર્યો એટલે હાંકનારે તો ગાડી ઉભી રાખી. રાણીએ દાસીઓને પૂછયું, " પેલું પક્ષી કયું છે ? " દાસીઓ હળવેથી બોલી, " બા, એ તો ચકીરાણી કહેવાય. " રાણીએ ફરી પૂછયું, " એને ચકીરાણી કેમ કહો છો ? " દાસીઓ બોલી, " એ તો રાજાજીનાં રાણી જેટલાં શોખીન એટલે ચકીરાણી કહેવાય. " આ સાંભળી રાણીને તો લાગી નવાઇ. થોડી વારમાં એ તો થઇ ગયાં ગુસ્સે. ગુસ્સાનો તો પારજ નહિ. એમનું રાણીપદ તો ચકી-બાઇએ લઇ લીધું. રાણીને તો માન ઓછું થયું હોય એમ લાગ્યું. એ તો ઉતાવળે ઉતાવળે ચાલ્યાં રાજમહેલ ભણી. આવીને બધું કહી રાજાજીને સંભળાવ્યું. રાજાજી તો આ વાત સાંભળીને બોલે કે ચાલે ! શું બોલે ?

શાન્તિલાલ શાહ

——◇——

ની લીલોતરી પણ લીલી લીલી છમ જેવી ને સુંવાળી સુંવાળી રેશમ જેવી. ખેતર આખુંયે ઘડીભર રળીઆમણું લાગે. એતો લીલોતરીનો કરે ગાલીચો ને રાણીની જેમ રૂઆબથી એના ઉપર બેસે. બેસીને વળી આમતેમ ડોલે. ડોલતાં જાય, ગાયન ગાતાં જાય ને મઝા કરતાં જાય.

એક ને એક ગાલીચો સહુનેય આવે કંટાળો. તો પછી ચકીબાઇનેય કંટાળો આવે તેમાં નવાઈ શી ? એમણે તો વિચાર કર્યો બદલવાનો. પાસે ચરતી'તી એક ગાય. ધોળી ધોળીને રૂપાળી. ચકીબાઇએ તો ગાયની પીઠનો કર્યો ગાલીચો. બીજો ગાલીચો શોધવા જાય તો વખત જાય તરત જ બુદ્ધિનો કર્યો ઉપયોગ. ને નવા ગાલીચા ઉપર હરખભેર બેઠાં. ગાય અહિંતહિં ચરે ને પાછી ઉભી રહે. ચકીબાઇને તો ગમ્મત પડે.

એવામાં વાડ પાસે થઇને જતી'તી રાણીની ગાડી. રાણીએ હુકમ કર્યો એટલે હાંકનારે તો ગાડી ઉભી રાખી. રાણીએ દાસીઓને પૂછ્યું, " પેલું પક્ષી કયું છે ? " દાસીઓ હળવેથી બોલી, " બા, એ તો ચકીરાણી કહેવાય. " રાણીએ ફરી પૂછ્યું, " એને ચકીરાણી કેમ કહો છો ? " દાસીઓ બોલી, " એ તો રાજાજીનાં રાણી જેટલાં શોખીન એટલે ચકીરાણી કહેવાય. " આ સાંભળી રાણીને તો લાગી નવાઇ. થોડી વારમાં એ તો થઇ ગયાં ગુસ્સે. ગુસ્સાનો તો પાર જ નહિ. એમનું રાણીપદ તો ચકીબાઇએ લઇ લીધું. રાણીને તો માન ઓછું થયું હોય એમ લાગ્યું. એ તો ઉતાવળે ઉતાવળે ચાલ્યાં રાજમહેલ ભણી. આવીને બધું કહી રાજાજીને સંભળાવ્યું. રાજાજી તો આ વાત સાંભળીને બોલે કે ચાલે ! શું બોલે ?

શાન્તિલાલ શાહ

——◇——



બ્હેનાં

ચિત્રલેખા: શ્રીમતી આનુ મુકાદમ

ગુણસુન્દરી અને સ્ત્રીહિતોપદેશ

દીપોત્સવી અંક

વર્ષ ૨૪મું નવેમ્બર ૧૯૩૬ અંક ૩ જો


# દીવાળી ન દીપતી

પૂજ્યા દીપક પૂજી જ્યોતને
    પૂજ્યા સૂરજ ને ચન્દ્ર
પૂજ્યા ઉંબર પૂજ્યા આંગણાં
    એવી પૂજા અનન્ત
    તોય રે દીવાળી ન દીપતી

નેવ અપૂર ભર્યાં બધે
    પ્રગટી દીપકમાળ
પોતાની જ્યોત બળે જગે
    જાણે ડૂબે અંધાર
    તોય રે દીવાળી ન દીપતી.

કંકુના પૂર્યા મ્હેં સાથિયા
    પૂર્યા રંગ અમૂલ
ફૂલડાંની પાંખડી પાથરી
    સોનું કેસરપૂર
    તોય રે દીવાળી ન દીપતી

આભને ગોખ ઝૂકી ગઈ
    છૂપી ધરણીને ઉર
આજ પોકારી સાદ પાડતા
    મ્હારા અન્તરસૂર
    તોય રે દીવાળી ન દીપતી

ચાન્દ્રાયણ

# રંગતાળી

સખિ ! આથમતી અન્ધારી રાત,
આજ મારે દીવાળી;
રૂડાં ઊગે છે પ્રેમનાં પ્રભાત,
રંગમાં રંગતાળી :

કળી ફૂટે છે—ફોરે છે ફૂલ,
આજ મારે દીવાળી;
ફૂલ ફૂલડે જાગે છે બુલબુલ,
રંગમા રંગતાળી :

ખુલે-ખીલે છે પદ્મ કેરી પાંખ,
આજ મારે દીવાળી;
ખુલે હૈડાં, ને પ્રેમ પીએ આંખ,
રંગમાં રંગતાળી :

કુંજકુંજે મેનાના કલ્લોલ,
આજ મારે દીવાળી;
એ તો બોલે છે હૈયાના બોલ,
રંગમાં રંગતાળી :

સખિ ! છબતા એ તારલા છૂપાય,
આજ મારે દીવાળી;
એવી કિટિમરાની કીકીઓ મીંચાય,
રંગમાં રંગતાળી :

કિરણકિરણે ઝગે છે જ્યોતિવૃન્દ,
આજ મારે દીવાળી;
ગહીં ચમકે છે સૌભાગ્યચંદ્ર,
રંગમાં રંગતાળી :

દેવમંદિરે મંગળાર્તિ થાય,
આજ મારે દીવાળી;
મારે મ્હોલે મંગળ વર્તાય,
અંગમાં રંગતાળી :
—સખિ ! આથમતી૦

કેશવ હ. શેઠ

# તપશોભના

[ છાયાપ્રકાશની એક ગીતનાટિકા ]

## ભૂમિકા

ઉમા હિમગિરિની તળેટીમાં, ખળખળ વહેતા ઝરણાંની સાન્નિધ્યમાં તપ કરવા આવી છે નગાધિરાજ હિમવંત અને મેનાવતીની આ લાડકી, શરેકારરવું કન્યાને શિવને પરણવાના કોડ જાગ્યા છે નિજની બાળસહચરીઓ જયા વિજયાની જોડે ઉમા નિર્જનવનવગડાને નંદનવન બનાવી રહી છે હિમાલયની ઊંચી શિખરટોચોને, સંધ્યા કેસુડાના તોરણે શણગારે છે ત્યારે, ઉમા નયનો મીંચી અપાર શ્રદ્ધાથી સુમંગલ અંતરેચ્છાની સિદ્ધિ અર્થે, પ્રકૃતિના તમામ પુરુષવાચી તત્વોને પ્રાર્થે છે 'હૈયામાં હોય એવું હૈયાને મળજો.'

કુરાગી કરીને એક વિઘ્નસંતોષી વનચંડિકા, ઉમાના તપમાર્ગમાં અનેક પ્રલોભનો ઊભા કરે છે શિવવિરોધી વર્ણનોથી એ કાપાલિક કુમારી ઉમાના અંતઃકરણને પાછું વાળવાના પ્રયત્નો કરી જુએ છે પણ ઉમ સુમંગલ શ્રદ્ધાએ એના જીવનને વશ કરી રાખ્યું છે એવી તપશોભના ઉમા આ બધું સાચું માની લે કઈ રીતે ? કુરાગીને એ શા ઉત્તરો વાળે છે ? ' મને એ બધા કષ્ટો સહેવા કાચી જરી બહેન કુરાગી ! અને માનવીની માનવતાનું મૂલ્ય જ ત્યાં છે ને ! ' ' પરિતાપના અગ્નિની વચ્ચે ફૂલ જેવું કોમળ થઈને રહેવું ' કુરાગીના આક્ષેપોનું પોત પાતળું પડી જતું દેખાય છે ને એ હારે છે ખીજાતી, દાઝતી નાસી છૂટે છે એ વનચંડિકા

તપશ્ચર્યાના ધુમ્મસમાં સિદ્ધિની તેજકિરણાવલીઓ ગૂંથાય છે ઉમાને અંગે અંગે પ્રકાશના અંકુરો ફૂટે છે હિમગિરિનું ભવ્યશિખર શિવની મૂર્તિ રૂપે સાકાર થાય છે પ્રકાશની પમરાટથી, ઝપટાયેલું ધુમ્મસ છિન્નભિન્ન બને છે શિખરની શિરટોચી ઉપર ચંદ્રની કમાન આવીને સ્થિર થાય છે ઉમાની આંખો હર્ષાશ્રુએ ભીની બને છે, પગને અંતરને આંખોને ગતિ આપી શિવપત્ની બનવા સંચરતી પાર્વતી 'કવિતામૂર્ત' એવી પ્રેરણાદાયી ભાસે છે

ભજવનારીઓને છાયાપ્રકાશની સૂચના વરૂ ચાણીએ શી કરવાની હોય ? ' વાદળીના મોતી ' અને ' આરાસરૈની ' ને ભજવવાની હોંસ જેમણે સેવી હશે તેજ આ ગીતનાટિકાને સમજી-સમજાવી શકશે વળી શરૂઆતનો નવો—અનવણ્યો માર્ગ તો સૌને અણગમતો લાગે છે એને ગમતો કરવાની એ નવે ચીલે ચાલવાની હિંમત આપણામાં નહિ આવે તો તો જ્યાં છીએ ત્યાંજ પડ્યા રહેવાના, અંધારા ખૂણામાં

લખનાર
' કોઈ પણ '

તપોગીની વનખડી ત્રમોની જેમ ચારેકોર પર્ણકુટિઓ પથરાણી છે ધરતીની હરિયાળી જોજન લાખે સુધી બીછાવેલી દેખાય છે સામે હિમાલયની પર રંગો ઝાયાચિત્ર જેવા શોભે છે દોડતા ઝરણાઓનો મીઠો અવાજ ઠેરઠેર સંભળાય છે

તખ્તાના સ ધારની પ્રકાશમા સૌથી પ્રથમ દષ્ટિને પડે છે જમણીકોરની એક અન્ય પર્ણકુટિ એના બ ધદ્વાર પર ફુલવેલીઓ ઢાંકે છે આમ્ર અનેકાગ્રી ફુલો ગોઠવી સાથિયા ચીતર્યાં છે આર કૅરેનુ લજિત વાતાવરણ રમ્યગમ્ય લાગે છે.

લાબી ફુલદોરીને પકડી આઠ વનકન્યાઓ ગાતી ગાતી પ્રવેશે છે.

પહેલી ચાર વનકન્યાઓ : જીવનની મીટ ચઢે ચંદ્રિકાની કેડીએ સખિ !
સંધ્યાના શ્વાસ સમેટાય
ક્ષિતિજપાપણે સખિ !
નમણી કિરણવેલ નીતરે સખિ ! ૪

બીજી ચાર વનકન્યાઓ : ચંદ્રિકાનાં હેત ઢળે તારિકાની કીકીએ સખિ !
રજનીનાં ચેન ઉકેલાય
જીવનઆગણે સખિ !
નમણી કિરણવેલ નીતરે સખિ ! ૮

રંગશિર્ષમાથી ઉમાની સહચારિકાઓ–જયા અને વિજયા–ગાતી ગાતી આવે છે.

જયા-વિજયા :- કોકિલાનાં ગીત ઢળે પવનની પગદંડીએ સખિ !
વગડો વેગન લહેરાય
પિયૂષ છાટણે સખિ !
નમણી કિરણવેલ નીતરે સખિ ! ૧૨

પ્રકાશમાથી ઘડી હોય એવા અપૂર્વ રૂપપરિધાને, કમળકાકડીઓ હાથમા લઇને તપેશ્વરી ઉમા મંદ પગલે તખ્તા પર આવે છે.

વનકન્યાઓ અને જયા-વિજયા વ્યવસ્થિત રૂપમા ઊભી રહે છે.

ઉમા ( સાખીની ઢબે, ધીમેથી ) : કોકિલા કયા હીંડી તમે, છાટણાં પિયૂષના ?
તારિકાને હોય કદી ચંદ્રિકાની વાસના ? ૧૪

બધી કન્યાઓ : સુરભિનો સ્નેહ સકલ હૃદયને મંદિરીએ સખિ !
ધરતીનો પાલવડો ભીંજાય
ગગન આસુએ સખિ !
નમણી કિરણવેલ નીતરે સખિ ! ૧૮

ઉમા ( હસીને ) : મનમાં જે હોય તેજ આવે છે હોઠ ઉપર
આખોમાં આવી વસે કલ્પનાની કોક નજર
આવુ તે હોય કદી ?

ફૂલને ઉપાડું ત્યારે કરમાતું એનું અંગ
હું યે તપું છું નિત્ય તપની વરાળમાં,
તોય ના ઉડી જતા ઉમંગના અમોલ રંગ
એવું તે હોય કદી ? ૨૫

જયા-વિજયા : તારે હૈયે ભરી છે વાદળની મેઘઘટા,
તપની અણમોલ છટા.
પંકજમાં રમનારી કાયાની પોયણીને
પાયા તેં વજ્જરના ઘૂંટ ૨૯

આઠે વનકન્યાઓ ચપળતાપૂર્વક તળાવની કોર ઉપર આવે છે.

વનકન્યાઓ : તપેશ્વરી, પાયા તેં વજ્જરના ઘૂંટ
પરમેશ્વરી, પાયા તેં વજ્જરના ઘૂંટ
શ્વાસે શ્વાસે ભરેલ સંયમની સંતકથા,
તપની મનમુગ્ધછટા,
તારે હૈયે ભરી. ૩૪

જયા-વિજયા : ' નગાધિરાજ હિમવતના અંધારઘરે '
નવલા પ્રકાશપુંજ જેવી નિહારિકા
પ્રગટી, અલૌકિક તારિકા ૩૭

વનકન્યાઓ : ઘેરા અંધારમાંથી ચંદ્રિકા બહાર આવી,
ફુલની પટરાણી જાણે સુરભિનું રૂપ લાવી :
નામાભિધાન એનું પાડયું 'તું હિમવતી
ધુમ્મસ ભરેલ હિમકેડીઓને ઉજ્જ્વળતી
સાચી સુંદરતા હતી. ૪૨

જયા-વિજયા : એ જ આ ઉમાવતી,
માતા મેનાવતીએ પાડયું 'તું નામ ઉમા
બીજાં અનેક નામ વચ્ચેથી એજ નામ
આજે અંકિત હિમપર્વતની પંગતમાં. ૪૬

વનકન્યાઓ : કુંકુમના પગલાં બિછાવતી આ કાનનને
કરવા શું આવી ધન્ય ? ૪૮

ઉમા ( આગળ આવી ) ઉત્તર એના અનન્ય
પૂછો મને બધું—
જેના લલાટે ચંદ્ર શોભે છે રાતદિવસ
જેની આંખોમાં રમે તારિકાના તેજ મધુ—

દિવ્યતાની દીવીએ પૂરે છ જે પ્રકાશ વધુ
એવા પ્રકાશમાં ભળી જવાની હોંસ-તરસ
એથી શું કહેવાય વધુ ? ૫૫

હદેળીઓમાં કોડિયાં ધરી અનેક તાપસ-કન્યાઓ ગાતી ગાતી પ્રવેશે છે ઉમા વિચારલીન ઉભા રહે છે.

તાપસ-કન્યાઓ : દિવ્યતાની દીવીએ—
ઉરઉરનાં અંધારાં ઓસરે,
પ્રાણુને પ્રકાશની પાંખો મળે,
પ્રેમમાં પવિત્રતા જઇ ભળે
દિવ્યતાની દીવીએ
ચંદ્રિકામાં ચંદ્રની પ્રભા પડે,
તારિકાઓ કલ્પનામુખી બને,
આશાના પંથ ચોરે ઊઘડે,
દિવ્યતાની દીવીએ. ૬૪

ધુમ્મસે છવાયલી પ્રભાતલેખિકા તણી
તું જ ચેતના નવી:
તું જ ચેતના
હિમદુર્ગની અચેતનાને
આવતી ઉષા બની જગાડવા અનંતને ૬૯

જયા-વિજયા : જગાડવા ? નહિ, નહિ; શમાવવા ઉરે
એણે ચૂમ્યાં છે નેત્ર આજે વસંતનાં. ૭૧

વન-કન્યાઓ : વનવનમાં ભમતી એ તો પૂછે છે કોયલને,
ફુલફુલમાં શોધે છે, ચિત્તના કળાયલને,
' કલ્પવૃક્ષની સુવર્ણડાળીએ ' ચડી
એ તો હીંચકાવે છે, આંતરડીઘાયલને. ૭૫

ઉમા ( આગળ આવી ) : સંધ્યા લપાય પણે, વાદળીનાં જૂથ ચડે
વીંટે અંધારસાળુ અવનીને યામિની
ઉતરે ઘનઘોર મેઘ
ઝબકે સૌદામિની. ૭૯

તાપસ-કન્યાઓ શરૂઆતનો અધુરો રાગ અહીં સાંકળી લે છ

વીજળડી નયનતેજ નાંગરે
વર્ષા શાંતિનાં સ્વપ્નાં ઘડે
ઊંડાં અંધારને આંખો મળે
દિવ્યતાની દીવીએ. ૮૩

નેપથ્ય : દીવીઓ બુઝાશે ને હૈયું હોલાશે એનું
ઓગળવા માંડી શિલા હિમની;
પ્રચંડકાય પથ્થરની
ઓગળવા માંડી કલા હિમની. ૮૭

તાપસ-કન્યાઓ : કાયાના મોહ-મેલ ઓગળે,
પથ્થરને પ્રાણની સુધા અડે:
સંસારે સુંદરતા ઊતરે,
દિવ્યતાની દીવીએ. ૯૧

પાલવમાં પવનનો ફફડાટ ભરીને કોપમૂર્તિ કૃશાંગી પ્રવેશે છે એના મો પર કપાળની રતુમડીને ધુમ્મસઘેરી છાયા પથરાણી છે. આંખો રુધિરપરિવાર પારેવાની જેમ બ્હીને રંભરણમાં ઢંકાઇ જાય છે. ઉમા ટટાર ઊભી રહે છે, આશંકાથી, ભયથી, તિરસ્કારથી.

કૃશાંગી : કલ્પનાની દીવીએ
શું જએ છે પાથરી અધીર મીટ પથ્થરે !
દેવલોકમાં તજી પિતાતણી,
શીદને તપાવતી શરીર આ તપોવને !

ઉમા અનુત્તર રહે છે.

સ્વર્ગની તને તમા ?
નહિ, ન લક્ષ્મીસુખ, ભૂખના પ્રસાદવૈભવે
યદી, પતિ ચરિત્રવાન પામવા સુકોમલા
સુસંગને દમી રહી હશે. યદી—
રત્નરૂપ કન્યકા !
આ પ્રકાશ દેહશ્રી, મધુર નૈનની છબી
વળી શરીર માંડણી :
પદે પદે પરાગથી ભરી જતી વસુંધરા,
વસુંધરાસમી પવિત્ર ને શશિસ્મિતા
તને-શું કાજ કોઇના પતિ ધરત્રિખંડમાં :
સુયોગ્ય કુલને, સુબુદ્ધિને-સ્વરૂપને, ૧૦૬

શિખર તૂટી પડતું હોય એવો કડાકો સંભળાય છે :

**ઉમા** ( ઊંચે જોઈ ) : શિવ ! શિવ ! શિવ ! શિવ !
એથી એક શબ્દની તૃષા નથી મને વધુ. ૧૦૮

**કૃશાંગી** ( હસી ) : તૃષા નથી તને વધુ ?
શિવનેત્રમાં ભરેલ મોહિની તને મળી ?
મળી હશે !
ભસ્મથી, ભરેલ અંગ, ને જટા મહીં ભુજંગ
વ્યાઘ્રચર્મથી શરીર આવરી પિશાચ સંગ,
આથડે સ્મશાનમાં. ૧૧૪

**ઉમા** ( ગાઢ નાખી ) : કૃશાંગી ઓ, કૃશાંગના ! ૧૧૫

**કૃશાંગી** : પ્રેમપંથમાં ભુલી પડેલ પાર્વતી !
ઐરાવતે ચઢેલને ન નંદી શોભશે,
' હંસચિત્ર ચીતરેલ ચુંદડીની ગાંઠને
વ્યાઘ્રચર્મથી શી વિધ ગંઠશો તમે ?
રાજમહેલવાસીને સ્મશાનવાસ શે ગમે ? ' ૧૨૦

**ઉમા** ( સ્વસ્થ થઈ ) : મને બધું ગમે.
સ્મશાનવાસ, ભૂતની જમાત, ભસ્મ અંગપે
ભરીશ હું બની પતંગ દીપતેજનો.
ભુજંગ સંગ હું રમીશ રાતદિ' તજી ઘૃણા
તળેટીઓ મહીં ભમીશ, હિમમહેલને ભુલી
ભુલી જઈશ ભૂતકાળ, વર્તમાનમાં ભળી. ૧૨૬

**કૃશાંગી** ( કટાક્ષ ) : અને ભવિષ્યમાં ? ૧૨૭

**ઉમા** : *ભવિષ્યમાં ?*
ભવિષ્યની તમા ન હોય વર્તમાનને,
ભવિષ્યના પ્રકાશમાં ન જીવવું ગમે મને.
હું વર્તમાનની, ઝીલીશ વર્તમાનમાં અમી,
મરીશ વર્તમાનની હથેળીએ રમી રમી ૧૩૨

**કૃશાંગી** ( હારી હોય તેમ ) : નવાઈની તું તાપસી,
નંદીનાથની અપૂર્વ ભક્તિ અંતરે વસી !
તું ગઈ છું એમના કદી સુદર્શને ?
એ વિચિત્રવેશ, કેશનાં અછુટ ગુંચળાં,
ભીખ માગવા ભમે છ ચીપીઓ પછાડતા
માનવી હસે છ એમનાં નવાં પ્રદર્શને ! ૧૩૮

મહાત્મા ગાંધીજીની જયંતિ



મહાત્માજીની જયંતિ ઉજવવા માટે મુંબાઇમાં ભૂલેશ્વર જીલ્લા મહાસભા સમિતિ તરફથી રેંટિયા બારસે મુંબાઇની બહેનોની સભા મળી હતી. તેનાં પ્રમુખ શ્રીમતી પેરીનબ્હેન કેપ્ટન અને બીજાં બ્હેનો.

ઉમા ( અંતર અહાવી ) : માનવી હુએ હાલે,
હું ય અંતરે હમી હસી ફુલાઉં રાત દિ'.
તળેટીઓની ભીની માટીમાં પડેલ પાદચિહ્ન
સાચવ્યાં છે મેં બિછાવી ડાળીઓ અશોકની. ૧૪૨

કૃશાંગિ ( હસી ) : પાદચિહ્ન ? ૧૪૩

ઉમા હર્ષવિશમા નૃત્ય કરવા લાગે છે. ચંદ્રકમાન હિમશિખરની જટામા આવીને સ્થિર બની છે. પવન ઊંચા વૃક્ષોને તાલબદ્ધ રીતે નમાવી રહ્યો છે.

ઉમા : પાદચિહ્ન ! પાદચિહ્ન !
પાદચિહ્નની પવિત્રતા પિછાનવી નથી સહેલ:
એક એક ચિહ્નમાં અનેક ચંદ્રની કલા,
અનેક ફૂલની સુગંધ
એ સુગંધમાં પૂરાઈ પ્રેમમૂર્તિ મંગલા.
એ સુચિહ્નમાં જડેલ માનવીપણું
પ્રભાતની અપૂર્વ તાજગી અને પ્રફુલ્લતા,
ઉંચે જવા સંસારવેલને દીસે છે પ્રેરણા ૧૫૧

રંગશાર્ષમાંથી શરૂઆતની વનકન્યાઓ સરખા ખંડોમા વહેંચાઈને, ગાતી ગાતી પ્રવેશે છે. [illegible]યાથી અદૃશ્ય થાય છે

વન-કન્યાઓ : મ્હેકંતી માનવતાને મંદિરે
સંસારવેલ,
ચડતી આશાને અમર સોણલે ૧૫૪

નેપથ્ય : સ્વપ્નના અનંત રંગ
ઇન્દ્રધનુ અંગ અંગ.
શબ્દનાં સુશોભનોથી ચીતરાયા લાખ લાખ,
વાણી કેરા વિહંગ. ૧૫૮

વન-કન્યાઓ : ઠરતા દીપકના તેજ અર્ચને
સંસારવેલ,
ચડતી આશાને અમર સોણલે.
નમતી સંધ્યામાં જેમ રજનીની છાય ભળે;
ઓસરતો અંધકાર કિરણો ચંચુથી ગળે,
ઉરઉરના મેલને ગળી જતી
સંસારવેલ,
ચડતી આશાને અમર સોણલે. ૧૬૬

નેપથ્ય : કિરણોનાં ઓઢી ચીર
ઉષા માનસને તીર
સ્મિતના સુશોભનોથી ચીતરતી લાખલાખ,
રંગો ભરિયા પતંગ. ૧૭૦

વન-કન્યાઓ : કિરણ અંગુલિઓને નર્તને
સંસારવેલ,
ચડતી આશાને અમર સોણલે. ૧૭૩

જયા-વિજયા હંસહંસીની જોડીને રમાડતી પ્રવેશે છે.

જયા-વિજયા : વનમાં દીઠેલ હંસ-હંસીની જોડલી,
કરતી'તી પરભવની વાત :
અજાણી એવી
કરતી'તી પરભવની વાત :

હંસે કહ્યું હું હેતો કુંવર ઉજ્જેનનો,
હંસીએ માંગ્યાં એંધાણ :
વિચિત્ર એવાં
હંસીએ માંગ્યા એંધાણ.

હંસે ખંખેરી એના પિછાંની સૂપડી,
નીકળ્યાં ધનુષ્ય અને બાણ :
સુવર્ણ જડયાં
નીકળ્યા ધનુષ્ય અને બાણ. ૧૮૫

ઉમા ( હોઠે આંગળી મૂકી ) : કેવી અજબ વાત ?
શંકા સુતી'તી જેના અંતરમા સોડ તાણી
પરભવમા ન્હોતી જેને શ્રદ્ધા, એ હંસ-રાણી
પૂછી તે કેમ શકે, આથી અધીક વાત ? ૧૮૯

જયા-વિજયા : હંસી તો ખુબ હસી
અંતરમા ઇર્ષ્યાની છાયા આવીને વસી
લોચનિયે લોચનિયે જ્વાલાની જીભ ડસી
સંકેલ્યું એણે પરભાત
સૌભાગ્યનું
સંકેલ્યું એણે પરભાત ૧૯૫

ઉમા ( ઊંચે જોઈ ): હૈયું કેવું કજાત ?

વન-કન્યાઓ : ચાંદની પ્રકાશ વેરી અંતર ઉજાળતી,
તેજની તલાવડીને તીર હો
સંસારવેલ
ચડતી આશાને અમર શોણુલે, ૨૦૦

પ્રભાતનાં ઝાંખાં અજવાળાં વચ્ચે ધુમ્મસ છંટાવું શરૂ થાય છે. પવનમાં વસ્ત્રો ફરફરાવતી તાપસ કન્યાઓ ફરી પ્રવેશે છે.

તાપસ-કન્યાઓ : કાંચન તીરે નયણાં લપસતાં
મીંચતાં મીંચતાં લમણાં ઉઘડતાં
હો, કાંચનતીરે. ૨૦૩

ઉમા ( હિમપર્વતની શિખર હારી સામે જોઈ ) : નયણાં લપસતાં ? લમણાં ઊઘડતાં ?
કાંચનતીરે ? ૨૦૫

તાપસ-કન્યાઓ : હૃદયબળે પાછાં ખેંચી ત્યાં
અધીક અધીક દૂર જતાં,
અંતરપણ પાછળ પરવરતું
પંખભુલીને પછડાતાં
હો, કાંચનતીરે. ૨૧૦

ઉમા ( ગાંડીની જેમ ) : હુંયે ભુલી છું આજ અંતરની સાન સખિ !
સંયમ, નિયમનું મને આજ નથી ભાન સખિ !
રહ્યું નથી યાદ કશું,
શોધું છું એજ રૂપ નયનોમાં આવી વહ્યું. ૨૧૪

ધુમ્મસથી ઘેરાયલાં હિમશિખરને, પ્રભાતકિરણો વર્તુળાકારમાં વહેંચાઈ ઉજ્જવલ કરે છે.

તાપસ-કન્યાઓ : પવનના વેગભર્યાં પારણે ઉમંગથી
આવી આવીને હીંચકાતાં,
વાંકાં ચૂંકાં બ્હેન નિરખતાં
જઈ તળીએ સંતાતાં
હો કાંચનતીરે. ૨૧૯

ઉમા ( હાથ લંબાવી ) : એજવાયુ, એજ વેગ-હીંચકો પતંગનો
ચંદનીની સેર શી રૂપેરી કેડીઓ :

સ્થિતપ્રજ્ઞ, ધ્યાનમગ્ન એ પ્રફુલ્લ મૌન, મંદ
હાસ્યથી છવાયલી છવિ લલિત સુંદરા.

**જયા-વિજયા :** ઉમાપતિ, ઉમાપતિ, ૨૨૪

**વન-કન્યાઓ :** ( હર્ષવિશે ): તાપસી તપોવનમાં સ્વર્ગને ઉતાર્યું તમે,
શિરકલગી આજ બન્યાં હિમની
શંકરે ઉમાને કરી અધિકારી અંગની
તપને કલ્યાણતણી ભેટી ભુજાઓ બેઉ સીમની.
પુણ્યભોગી પાર્વતી
વિશ્વવંદના સતી ૨૩૦

કિરણે કિરણે પેલી રૂપેરી પગદંડી વધુ ઉજળી બને છે. એ પગદંડી વચ્ચે ધીમે ધીમે પગલાં મુકતી ઉમા પ્રસ્થાન કરતી હોય છે. એની ઊંચે પહોંચવા મથતી નજરને, હિમાલયના સર્વોચ્ચ શિખરની છાયામાથી પ્રગટેલી શિવની મનોહર અને ભવ્ય કલ્પનામૂર્તિઓ બાંધી રાખી છે.

**તાપસ-કન્યાઓ :** રજની ગઇ સખિ, ઊંઘવિહોણી
રડી રડી આંસુ , સુકાતાંઃ
નયણાં ને ઉર મેળવ પાછાં
પ્રાણ-પ્રકાશ પમરાતા
હો કાંચનતીરે. ૨૩૫

**જયા-વિજયા** ( બૂમ પાડી ): ઉમા ! ઉમા ! ઉમા ! ૨૩૬

**ઉમા** ( ચડતાં ચડતાં ) : આજે પ્રકાશપંથ લાધ્યો પ્રવાસીજંન !
જગનો અંધાર ઉરે બાંધ્યો પ્રવાસીજંન ! ૨૩૮

**વન-કન્યાઓ :** દર્શનો, અતૃપ્ત દર્શનો વિના અમે
રહી શકીશું કેમ એકલાં તપોવને ?
અને તમે ? ૨૪૧

**ઉમા** ( જતાં જતાં ) : ઓગળશે હિમ અને સરિતાઓ છલકાશે,
આવીશ હું ધરતીનું તંનઃ
નિહાળવા, આવીશ હું ધરતીનું તંન,
મલકાવવા માતા ધરિત્રિનું મંન. ૨૪૫

ઉમા અદૃશ્ય થાય છે. તમામ કન્યાઓ અધીર નયને પ્રકાશમાં ભળી જતો પ્રકાશ જોઇ રહે છે. લગ્નગીતો ગવાતા હોય એવી મંગલ સ્વરલહરીઓ વાયુ લઇ આવે છે.

પડદો.

卐

# બાળકોનો ઉત્સાહ સમજો

લેખક : શ્રી. ગિજુભાઈ

મોટાઓ બાળકોનો ઉત્સાહ સમજી શકતા નથી. બાળકોના ગાઢ પરિચય વિના તેમના પ્રત્યે ઊંડી સહાનુભૂતિ વિના, તેમના પ્રત્યેની જવાબદારી ભરી સન્માનવૃત્તિ વિના એ ઉત્સાહ સમજી શકાય તેમ નથી.

આ ઉત્સાહ તે કામ કરવાનો ઉત્સાહ છે. બાળકો એટલે પ્રવૃત્તિનું પ્રતીક. આ કલ્પના નથી. પણ વાસ્તવિકતા છે. ઘડીભર પણ છૂટાં મૂકેલાં બાળકો જોવાથી આ વાતનું દર્શન થશે.

બાળકોને ફરવા લઈ જાઓ. હાથમાં ઝાલ્યા રહેશે નહિ અને આપણી આગળ ને આગળ ચાલ્યા-દોડ્યા જશે.

બાળકોને ઝાડે ચડવાની રજા આપો. અહિંથી તહિં ને તહિંથી અહિં તેઓ ચડ-ઉતર કર્યા જ કરશે.

બાળકોને ખડ કાઢવાનું મળશે તો તેઓ કેટલું બધું ખડ ચૂંટી કાઢશે ખડનો નાનો એવો ઢગલો કરી નાખશે.

બાળકોને બાંકડ અને ટેબલો સાફ કરવા રજા આપીએ તો તેઓ હોંસે હોંસે કેટલીય વખત સાફ સૂફ કર્યા જ કરશે.

બાળકોને નદીના પટમાં વીરડા ગાળવાનું અને નદી, તળાવ, બેટ કરવાનું મળશે તો તેઓ કલાકોના કલાક સુધી તેમ કર્યા કરશે.

બાળકોને દરિયા કિનારાની રેતીમાં કુવા કરવાનું અને કિલ્લા કરવાનું જડશે તો તેઓને ખબર નહિ પડે કે સવારનો સૂરજ માથે ક્યારે આવ્યો ને આથમણો ક્યારે નમ્યો.

બાળકોને બાગ બનાવવાનું, ધોરીઆ કરી નાના નાનાં ઝાડોને પાવાનું મળશે તો તે કામમાં ખાવા પીવાનું પણ ભૂલી જશે.

બાળકોને સારી સારી ચોપડીઓ મળશે તો માબાપ ખાઈ પીને સૂઈ જશે તો પણ બાળકો વાચતા રહેશે.

બાળકોને લખવાનું મન થશે તો તે વખતે કેટલાયે કાગળો અને પાટી લખી નાખશે.

એમજ બાળકોને ચિત્ર કાઢવાની ઉર્મી આવશે તો સેંકડો ચિત્રો તેઓ કાઢી નાખશે.

બાળકોમાં અદ્ભુત બળવાન પ્રાણ છે. એ પ્રાણની શક્તિને જે પિછાણે છે તેઓ વિજળી કરતા પણ વધારે બળને પિછાણે છે. માત્ર આ પ્રાણને સંયમિત કરી જેઓ પ્રાણના વર્ધન માટે, વિકાસ માટે યોજના કરે છે તેઓ પ્રાણનું દર્શન અને પ્રાણનું ઉધ્ધારણ હાંસલ કરી શકે છે.

બાળકોને સ્વતંત્ર પરિસ્થિતિમાં મૂકીએ અને તેના પ્રાણને નિહાળીએ.

# અંબિકાષ્ટક*

સંપાદક :

શ્રી. મંજુલાલ ર. મજમુદાર

૧

અહો અંબિકે રંબિકે (?) વિશ્વમૂલં
શમન સંસૃતિ દુઃખરોગાદિ શૂલં :
મંગલદાયકં લાયકં રમ્ય રૂપં
સગુણ નિરગુણ આદિ માયા અનૂપં
પ્રણત જન અભયવર પ્રદાની ભવાની
ભુવન ચઉદ રાજ્યેશ્વરી રાજ્યમાંની
સ્તવે સુરસખા ઇંદ્રઆદિ વિધાતા
નમો અંબિકા સર્વદા સુખદાતા !

૨

તનુ દિવ્યમાં સોળ શણગાર છાજે
ગલુબંધ મણિમુક્તાની માલ ભ્રાજે;
કરણજાલ ઝલહલે જ્યોત સારી
મોહે શીશમાં ફૂલવેણી સમારી
વદન ઇંદુ શોભા ચિબૂક બિંદુ રાજે
ચપલ નેત્રકમલે ખંજનમીન લાજે :
ઝગે દંત હીરા અધર બિંબ રાતા
નમો અંબિકા સર્વદા સુખદાતા.

૩

ભાલે કેસરીઆડમાં રક્તબિંદુ
મૃગારૂઢ જેવો ઉદે બાલ ઇંદુ;
નાસા કીરચંચૂ મોતી મોર ચમકે
અંગદ મુદ્રિકા મેખલા બાંહે ઝલકે :

---

* ભુજંગી છંદની ચાલમાં રચેલું આ "અંબિકાષ્ટક" કોઈ અજાણ્યા કવિનું રચેલું હોય એમ જણાય છે. સમય તે માટે, ડિંગળને મળતી ભાષા સિવાય બીજું કાંઈ પ્રમાણ નથી. એક પ્રાચીન પોથી-માંથી ને ઉતાર્યું છે; અને આસો માસમાં પૂજાતી શક્તિઓના સ્તવન રૂપે એ પ્રસ્તુત હોવાથી તે પ્રકટ કરવા જેવું લાગ્યું. સંપાદક

ઓઢી ચુંદડી જરકસી નીલ ચોળી
ચલકે અંગના સંગમાં રંગ ભોળી.
કેહેતાં રૂપ હારે ગિરા, પદ્મજાતા!
નમો અંબિકા સર્વદા સુખદાતા.

૪

કોટિ સૂર્યકાંતિ કોટિ ચંદ્રસીતં
તાડિતં તનુઅંગ આભા અમિતં:
અદ્‌ભુત આકૃતિ જ્યોતિમય રૂપ જાણું:
માહારી અલ્પબુદ્ધિઃ અધિક શું વખાણું?
તુંહી સરસ્વતી વૈષ્ણવી સુવિધાત્રી:
તુંહી શાંકરી ભૈરવી કાલરાત્રિ:
પ્રણવરૂપિણી જોગિણી વિશ્વત્રાતા
નમો અંબિકા સર્વદા સુખદાતા.

૫

ધર્યાં અષ્ટ ભુજમાં ત્રિશૂલ ખડ્ગ ચક્રં,
ગદા શક્તિ ફરસી ધનુષબાણ વક્ર:
કૃતં ઘોરતમ દુષ્ટ વધ ચંડમુંડં
હતં શુંભ નિશુંભ રણ રુંડમુંડં:
દેવી ચંડિકા ભગવતી ભદ્રકાલી:
મહિષમર્દિની રક્તનેત્રી કરાલી.
ભુમિભારહર દૈત્ય કુળથી નિપાતા:
નમો અંબિકા સર્વદા સુખદાતા.

૬

આદિ બ્રહ્મશક્તિ સકલ બીજધારી
સૃષ્ટિ ઉદ્‌ભવં પાલ સંહારકારી:
નિજં નિર્મિતં ભ્રાંતિ રચના વિચિત્રં
વિખાણે કવિ ગીત ગાથા પવિત્રં:
પરા પારમીશં પરંશં પ્રચંડં
અજં શાશ્વતં તુર્યમૂલં અખંડં
જગન્માત વિશ્વંભરી વિશ્વધાતા
નમો અંબિકા સર્વદા સુખદાતા.

૭

રાજે એકરૂપે અકલ બ્રહ્મમાયા
રવિ રશ્મીત ધતુ ( ? ) નહિ ભિન્ન કાયાઃ
જુગલ રૂપથી દિવ્ય લીલા કરો છો
ચેતન શક્તિએ લોક સૃષ્ટિ ધરો છોઃ
અખિલ મોહની સોહની ચંદ્રભાલી
દેવી મૃગપતિવાહની વેશવાળી.
મુનિ સિદ્ધ યોગી ફરે ગીત ગાતા
નમો અંબિકા સર્વદા સુખદાતા

૮

તુંહી પંચમહાભૂત ને લોકપાલ
રવિચંદ્ર મહત્તત્ત્વ ગુણકર્મકાલં;
આદિ અંત મધ્યે પુરણ તું પ્રકાશે
સ્થાવર જંગમે તું અધિષ્ઠાન ભાસે;
અખિલ વિશ્વમાં નારીરૂપ તાહારાં
પ્રકૃતિ પુરુષથી નથી કોઈ ન્યારાં.
તુંહી જનક સ્વામિ, ગુરુ માત ભ્રાતા
નમો અંબિકા સર્વદા સુખદાતા,

( કલશ )

ઇદં અંબિકાષ્ટકં પાપહારી,
જપંતિ સુચિ પ્રાણુ ધારી· ત્રિવારી
પામે સંતતિ સંપતિ ભોગ ભૂરિ
વામે દુઃખ દુષ્કાળ દારિદ્ર દૂરી;
ટળે રોગ વિજોગ ભય ક્લેશ વામે
શોભા કીરતિ બલ આયુ આરોગ્ય પામે.
કરે વિનતી દાસની દાસ માતા
નમો અંબિકા સર્વદા સુખદાતા

# ભારતવર્ષની પ્રતિભાશાળી સ્ત્રી ચિત્રકાર અમૃત શેરગીલનો

શ્રી વરદાચરણ ઉકીલના લેખપરથી

પરિચય કરાવનાર

શ્રી 'સુન્દરશ્યામ'



શ્રીમતી અમૃત શેરગીલ

ગયે વખતે મારી સીમલાની મુસાફરી દરમ્યાન એક દિવસ હું કુતૂહલવશ થઈ "સમર-હીલ" નામના એક સુંદર બંગલામાં જઈ પહોંચ્યો શ્રીમતી અમૃત શેરગીલ નામની આપણા દેશની એક મહિલા ચિત્રકારનું એ નિવાસસ્થાન હતું હું ત્યાં પહોંચ્યો ત્યારે શ્રીમતી અમૃત પોતાના બંગલાની અંદર ઉભા કરેલા સ્ટુડીઓમાં ચૂપચાપ રીતે ચિત્રકામમાં મગ્ન રહેલાં જણાયાં અગાઉ દીલ્હી ખાતે ભરાયલા અખિલ ભારતીય કલા પ્રદર્શનમાં આ પ્રતિભાશાળી કલાકારની ચાર સુંદર કૃતિઓ જોઈને મેં એમને મળવાનો નિશ્ચય કર્યો હતો એ ચિત્રોની દક્ષતા, વર્ણવ્યવસ્થા, વિષય તથા વિચાર પ્રતિપાદનની મૌલિકતા જોઈ હું ખુબ જ આકર્ષાયો હતો.

સીમલાના એમના સ્ટુડીઓમાં આ રીતે મારો અને એમનો પ્રથમ પરિચય થયો શ્રીમતી અમૃત એકવડા બાંધાની એક અજબ સુંદર સ્ત્રી છે. એના ન્હાનકડા મુખ પરથી એ જાણે બાળકી જ હોય એમ જોનારને ભ્રમ થાય છે હું જ્યારે એમના સ્ટુડીઓમાં પહોંચ્યો ત્યારે એક ખૂણામાં એક ચિત્રાધાર પર નવા કેનવાસ ઉપર શ્રીમતી અમૃત નવા ચિત્રની શરૂઆત કરતાં હતા શરૂ કરવામાં આવેલું ચિત્ર ભારતના એક મજદૂરનું હતું બીજા ખૂણામાં ભીખ માંગવાવાળી એક ભીખારણનું અપૂર્ણ ચિત્ર પડ્યું હતું તેના પર મારી દૃષ્ટિ પડી આ બન્ને ચિત્રોમાં ભારતવર્ષની મૂર્તિમાન દીનતા સ્પષ્ટ તરી આવતી હતી સ્ટુડીઓની દિવાલ આગળ જુદી જુદી ઉમ્મર સાથે અતિદયાજનક પરિસ્થિતિમાં એક વ્યક્તિ ચિત્રના પ્રતીક તરીકે ઉભી હતી શ્રીમતી અમૃતને આવી રીતે વ્યક્તિઓને પ્રતીક તરીકે બેસાડીને ચિત્રો દોરવાનો

ઘણો શોખ છે, કારણ કે એથી એમને એમના વિચારોમાં અને એ જાતના આદર્શો દોરવામાં ભારે મદદ મળે છે. તે પછીના એક અન્ય દિવસે પેલી ભીખારણનું અપૂર્ણ ચિત્ર પૂરૂ કરતાં મેં એમને જોયાં. એક ભીખારણ પોતાના બે બચ્ચાંઓ સાથે દિવાલને અઢીને બાઈને શ્રીમતી અમૃતને ' પોઝ ' આપતી હતી આ આખાય દૃશ્યથી દેશની દુર્દશા અને દરિદ્રતા પ્રત્યે સહાનુભૂતિ ઉત્પન્ન થતી હતી. આ પ્રતિભાશાળી કલાકારના ચિત્રોમાં ભારતવર્ષની દયામય પરિસ્થિતિ કેમ વધુ સ્પષ્ટ તરી આવે છે તેનું કારણ મને તરતજ સમજાઇ ગયું. શ્રીમતી અમૃત શેરગીલ માત્ર આ દેશની એક નિષ્ણાત કલાકાર છે એટલુંજ નહિ પરંતુ એ એક અત્યંત સુશિક્ષિત અને સુસંસ્કૃત મહિલા છે. એમનું પોતાનું વ્યક્તિત્વ ઘણુંજ શક્તિ-શાળી છે આ ગુણને અંગે એમણે માત્ર ભારતવર્ષની કલા પર પોતાની દૃષ્ટિ સ્થિર કરી છે. એક દિવસ એમને એવો પ્રશ્ન પૂછવામાં આવ્યો કે " આપ માત્ર ભારતવર્ષની અને એની ગુગ પહેલાંની કલાના ચિત્રો જ કા દોરો છો?" જવાબમાં નમ્રભાવે શ્રીમતી અમૃતે જણાવ્યું કે "આપણા દેશમાં જે દરિદ્રતા પ્રવર્તી રહી છે એને કલારૂપે પ્રદર્શિત કરવા માટે હું દુખા-ચીપણુ બનવા માગુ છું. એ કલાએ મારા પર અજબ પ્રભાવ પાડયો છે મારો એટલો વિશ્વાસ છે કે જે કલાને સજીવન કરવી હોય તે કલા પોતાના દેશની વાસ્તવિકતાથી ઓત-પ્રોત હોવી જોઇએ. "



ભારત માતા

એક બીજા પ્રસંગે કલા પર પોતાના વિચાર મંતવ્યો રજુ કરતાં શ્રીમતી અમૃતે એવી મતલબનું જણાવ્યું હતું કે " ચિત્ર-કલાની અંદર માત્ર સ્વાભાવિકતાને પોતાના અમલ સ્વરૂપમાં પ્રદર્શિત કરવી એજ માત્ર બસ નથી. ચિત્રકલાનો એ એક લુખો સિદ્ધાંત છે વાસ્તવિક કલા તો છે ચિત્રની ચોક્કસ શૈલી પકડવામાં, ચિત્રમાં રચનાત્મક ગુણો હોવામાં અને એના આકારોનો સુદિતે વિકાસ કરવામાં, પરન્તુ એ કલા કલાકારની પોતાની ધારણાઓને અનુકૂલ હોવી જોઇએ કે જે કલા કલાકારના વિષયનો આન્તરિક અર્થ દબદ પ્રદર્શિત કરી શકે. જે વ્યક્તિના જીવ-નમાં આવી જાતના ગુણોનો સમાવેશ થયેલો હોય તેજ વ્યક્તિ ખરેખરી રીતે પોતાના દેશની કલાનું સુંદર પ્રદર્શન કરાવી શકે

શ્રીમતી અમૃતનો જન્મ સને ૧૯૧૩ માં પંજાબના એક સંસ્કારી કુટુંબમાં થયેલો. બાલ્યવયમાંજ ચિત્રકલા પર એમની રુચિ જોઇને એમના માતપિતાએ ચિત્ર-કલાનું શિક્ષણ લેવા માટે એમને યુરોપ મોકલ્યાં. ૧૯૨૯ની સાલમાં તેઓ પેરીસ ગયાં અને ત્યાં

ત્રણ માસ સુધી "એકેડેમી ઓફ ગ્રાન્ડ શૉમીરે"માં શિક્ષણ પ્રાપ્ત કર્યું. આવી એક ફ્રેંચ સંસ્થામાં પ્રવેશ કરીને શિક્ષણ પામનાર શ્રીમતી અમૃત પહેલીજ ભારતની વતની હતી પેરીસમાં એમણે પ્રો. લુસિયન સાઇમનની મદદ વડે પોતાના શિક્ષણક્રમનો આરંભ કર્યો હતો.

આ સંસ્થામાં એમણે ત્રણ વર્ષ સુધી અભ્યાસ કર્યો અને તે દરમ્યાન એમને વ્યક્તિઓની પ્રતિકૃતિ દોરવામાં (પાટ્રેટ) તેમજ



એકલ સ્ત્રી

નિર્જીવ પદાર્થોના ચિત્રો ફલક પર સુંદર રીતે પાડવા માટે એમને પારિતોષિક મળ્યુ. કોઈ પણ વિદ્યાર્થી કે વિદ્યાર્થિનીને આવી જાતનું ભાગ્ય પ્રાપ્ત થવુ મુશ્કેલ હોય ત્યાં શ્રીમતી અમૃતને આ જાતનુ પારિતોષિક લાગલાગટ ત્રણ વર્ષ સુધી મળ્યું આ વખતે એમની વય વીસ વર્ષથી પણ નાની હતી.

તે પછી સને ૧૯૩૨ માં "ગ્રાન્ડ સેલોન" ના ભવ્ય અને વિશાળ પ્રદર્શનમાં એમણે પોતાનુ "ધડ" નામનું ચિત્ર મુકયુ આ ચિત્ર પ્રત્યે ચિત્રકલાના સુપ્રસિદ્ધ મર્મજ્ઞોનું ધ્યાન આકર્ષાયું અને એમણે શ્રીમતી અમૃતની આ કૃતિની ભારે પ્રશંસા કરી. ૧૯૩૩ માં એમણે "નવયુવતીઓ" નામનું એક મોટું પણ સુંદર ચિત્ર પ્રદર્શનમાં મુકયુ. કે જે ચિત્રને કલાનિર્ણાયકોએ ૧૯૩૩ ની સાલના શ્રેષ્ઠ ચિત્ર તરીકે સંબોધ્યું. આ ચિત્રથી શ્રીમતી અમૃતને "ગ્રાન્ડ સેલોન"ની અચ્છી ચિત્રકાર તરીકેનું માન મળ્યું. આવી જાતનું બિરુદ મેળવનાર સૌથી નાની ઉમરની સ્ત્રી તરીકે શ્રીમતી અમૃતનું નામ પહેલુંજ હતું. ભારતવર્ષની નહીં પરન્તુ એક આખાયે એશિયાનિવાસી સ્ત્રી તરીકે આ જાતનું માન મેળવનાર શ્રીમતી અમૃત શેરગીલને જરૂર અભિનંદન ઘટે છે. "ગ્રાન્ડ સેલોન" જેવી એક મહાન કલાસંસ્થાના આવા પ્રદર્શનોમાં શ્રીમતી અમૃત જેવું માન ભાગ્યેજ કોઇને પ્રાપ્ત થયુ હશે. ૧૯૩૪ માં ભરાયેલા "સેલોન ડેસ ટુઇલેરીસ" નામના પ્રદર્શનમાં જગતની સર્વોત્તમ અને ઉત્કૃષ્ટ કલાકૃતિઓને જ સત્કારવામાં આવી હતી આ પ્રદર્શનમાં મુકવામાં આવતા ચિત્રોની ઘણીજ કડક પરીક્ષા થાય છે અને પ્રદર્શનના અધિકારીઓ ને જે ચિત્રો સર્વોત્તમ રીતે પસંદ પડે તેમને જ પ્રદર્શનમાં સ્થાન મળે છે. ખુશી થવા જેવી વાત એટલીજ છે કે આખાયે પૂર્વ દેશમાંથી શ્રીમતી અમૃતના ચિત્રોને જ આ પ્રદર્શનમાં સ્થાન મળ્યુ હતુ

પેરીસ પ્રવાસના અંતિમ દિવસોમાં શ્રીમતી શેરગીલે એક સ્ટુડીઓ ભાડેથી લઇને સ્વતંત્ર રીતે કામ કર્યું હતું. ૧૯૩૪ માં તેઓ હિન્દ ખાતે પાછા ફર્યાં પેરીસથી પાછા ફર્યા તે પહેલાં એમણે જે શાળામાં તાલીમ લીધી હતી તે શાળાની ચિત્રકલા પદ્ધતિથી સહેજ વેગળી દિશામાં પ્રવેશ કર્યો હતો ત્યાંની સંસ્કૃતિના સંસ્કારથી એઓ દૂર રહી જઇ પોતાના આચાર વિચારો અને આદર્શોને મૂર્તિમંત ફલક પર ચિતરવા માટે એમણે ચિત્રકામની નવી જ ઢબ અખત્યાર

કરી કે જેથી એમના ચિત્રો ભારતવર્ષની કલાને અનુરૂપ બની શકે. ભારતવર્ષની દયામણી અને દુઃખદ પરિસ્થિતિને પ્રદર્શિત કરવામાં એ અધિક દિલચસ્પી રાખે છે; કે જે દિલચસ્પી એમનાં " ભીખારણ " નામના ચિત્રમાં આબેહૂબ તરવરી આવે છે. યુરોપની અંદર એમણે તૈયાર કરેલા ચિત્રોમાં જે અનોખી પ્રતિભા, દૃઢતા અને વાસ્તવિકતા જણાય આવે છે તેને લઇને એમને તાત્કાલિક સફળતા મળી છે. આજકાલ એમના ચિત્રોમાં એક વિશિષ્ટ જાતનું વ્યક્તિત્વ અને મૌલિકતા માલમ પડી આવે છે કે જે પ્રત્યેક કલાકારના મોટામાં મોટા ગુણો છે. આવી જાતના પ્રત્યેક ગુણો દેશની વૈચિત્ર્યતામાં તેમજ સજીવતામા વધારો કરે છે. શ્રીમતી અમૃત, સાહિત્યક અથવા વર્ણનાત્મક ચિત્રો પસંદ નથી કરતા પરંતુ એમની કલાની વિશિષ્ટતા રેખાઓ, રંગો અને પરિકલ્પનાની ~~: ધરાતલ પર પરિલક્ષિત બને છે.

એમનાં " ધડ " અને " નવયુવતીઓ " નામના ચિત્રો આપણી પૂરાણી શૈલીના ઉદાહરણરૂપ બન્યા છે કે જે શૈલીનો એમણે હવે સદંતર ત્યાગ કર્યો છે. એમનાં બીજાં ચિત્રો આધુનિક શૈલીના નમુનારૂપ બન્યા છે. એમનું " દેહાતી " નામનું ચિત્ર આ વર્ષે પેરીસમાં " ગ્રોંડ સેલૉન " માં મૂકવામાં આવ્યું હતું કે જ્યાં એ ભારે પ્રશંસાને પામ્યું હતું. સુપ્રસિદ્ધ કલાઆલોચક ગૅસ્ટન ડેરીજે પ્રસ્તુત ચિત્રને જોઇને એવા શબ્દો ઉચ્ચાર્યાં હતા કે: " આ ચિત્ર ઉપરથી એમ સ્પષ્ટ માલમ પડે છે કે કલાકારની શક્તિશાળી વ્યક્તિગત પ્રતિભાને એનું ઉચિત વાતાવરણ મળી ગયું છે "

સીમલા ખાતે નામદાર વૉઇસરૉયના હાથે ખુલ્લાં મુકાયેલા સીમલા ફાઇન આર્ટ સોસાયટીના પ્રદર્શનમાં શ્રીમતી અમૃત શેરગીલના પાંચ ચિત્રો મૂકવામાં આવ્યાં હતાં, આધુનિક ચિત્રકલાના થોડાક પરીક્ષકો અને પ્રશંસા કરનારાઓ જે સીમલા ખાતે રહે છે એમણે આ ચિત્રોને જોઇને હિન્દની આવી એક પ્રતિભાશાળી ચિત્રકારને અભિનંદન આપ્યાં હતાં.



પોતાની બાળવિધવા થએલી કન્યાને પરણાવવાનો દરેક માત-પિતાનો ધર્મ છે, અને મોટી ઉમરની દરેક વિધવાને પુનર્લગ્ન કરવાનો એટલોજ અધિકાર છે જેટલો વિધુરને છે.

—મહાત્મા ગાંધીજી

***

' સ્ત્રીનું બંધન અને તે પણ લગ્ન જેવા વિષયમાં એ આજનું મોટામાં મોટું પાપ છે. લગ્નમાં વર્ણ, હેદ્દો, જ્ઞાન લક્ષ્મી કે વય કોઇ જાતનું બંધન નજ હોય. પ્રેમ એ એકજ લગ્નનો હેતુ હોઇ શકે.

—' ધૂમકેતુ '

# લખમીની લોકલ

લેખક : શ્રી. જીતુભાઈ પ્ર. મહેતા

ફુટબોલ જ્યારે 'પેપસોડન્ટ' અને 'કોપરાન'ની શોધ પાછળ પડયા હતા ત્યારે લખમી સવારની વહેલી લોકલમાં બેસી ગઈ હતી. ચાલીની બહારના નળ નીચે એ હજુ તો અંધારું હતું ત્યાંજ ન્હાઈ હતી. અને સ્ફુર્તિની આંગળીએ ચડી એ કારખાના પર કામ કરવા જતી હતી. રોજ મવારે લખમી આજ લોકલ પકડતી, રજા હોય ત્યારે પોતાનાં કપડાં ધોવામાં એ બધો વખત વીતાવતી. અનેક હાર વચ્ચેથી એ પસાર થઈ જતી—ત્યારે ખાસ કોઈને યાદ રહેતું નહિ કે તેઓની વચ્ચેથી એક ઓરત પસાર થઈ ગઈ. એટલુંજ નહિ કામગરો ટેકરીએ ચડતા ત્યારે એમાં ભાગ લેવાનું પણ લખમી ચૂકતી નહિ. કપાળ પર એ વધુ પડતો મોટો ચાંદલો રાખતી. એ કાળી ચામડીમાં કંકુના રાતા રંગને 'ભરાડાં' પાડવાનું મન ન થતું. એ કંકુની સાથે જોડાયેલો લખમીનો વર–નાથુ જેલ ભેગો થયો હતો. નાથુ કામમાં ખુબ હોશીયાર હતો. ફીટર તરીકે એનું નામ કારખાનામાં મશહુર હતું. પણ આ કારીગરનું મગજ ફરેલું હતું. હેડ-જોબર એને રોજ સતાવતો એટલે એક દિવસ નાથુએ એનો સીધો હિસાબ કરી નાખ્યો. હેડજોબરને એણે ખંજેર્યો, મારામારી થઈ, લોહી ઉડયું અને હેડજોબર જીવતો તો રહ્યો પણ નાથુને સાત વરસની સજા પડી ગઈ.

લખમીનો દિવસ સહેલાઈથી ખપી જતો. સવારથી સાંજ સુધી કારખાનામાં એકધારું કામ ચલતું, એટલે સાત વરસ સામે એના મગજે ખાસ યુદ્ધ આદર્યું નહિ. નાથુ પર સજા ટીપાણી ત્યારે પણ લખમી મક્કમ રહી હતી. ઉચકી પડવાનું એને આવડતું નહોતું—"સાત વરસ નીકળી જશે" એ બળ એનામાં હતું—એ એણે નાથુને પણ આપ્યું.

એટલે પહેલાની માફક જ પુરા જોમથી લખમી આ વરસોના પટ પર ટપતી ગઈ. બજાણીઆની માફક એ લાગણીના દોરડા પર ડગ ડગી નહિ. એ એને આવડતું જ ન્હોતું. સવારના તો રોજ તાજી બની એ કામ પર જતી. પણ કોઈક વાર સાંજના પાછા ફરતા એની આખ લોકલની બારીમાંથી દૂર જતી, અને આ હાલતમાં એકાદવાર એ એના રહેઠાણના સ્ટેશનથી આગળ ચાલી ગઈ હતી.

એક જ લોકલમાં મુસાફરી કરતાં માણસો એક બીજા સાથે વાત નથી કરતાં પણ તેઓ એક બીજાને જરૂર ઓળખતા હોય છે, અને અજબ પ્રકારની ગાંઠ તેઓ વચ્ચે બંધાઈ જાય છે. લખમીના આવા અબોલ મિત્રો ઘણા હતા. એ મિત્રોને ખાત્રી થતી કે તેઓનો દિવસ બરાબર ઉગ્યો છે, જો તેઓની લોકલમાં લખમી હોય. એની બેસવાની રીત બાકડા

## હિમાલય

અહીં સકળ સૃષ્ટિના સુમુલ યુદ્ધ રાશ્મો વસે
પ્રચંડ હિમવાયુ તે અતિ પ્રચંડ વેગે ધસે

પ્રચંડ હિમ પોષમાં હિમકણો જતી જો વહી
પ્રચંડ હિમનો ઘડયો ગિરિ વસે નિરાંતે અહીં

પ્રચંડ હિમમાળના ગહવિશાળ ન્યારા ઘડયા
જરી સમયના પ્રહાર કદીયે ન એને નડયા ?

પ્રચંડ પગથારમાં હિમવિશાળ છે વિસ્તર્યા
પ્રછન્ન કુપ ત્યાં કુએ કઈક જીવ એમાં સર્યા

પ્રબુદ્ધ મુનિ સાધુઓ જીવનમુક્ત ગોદે રહ્યા
પ્રસન્ન મનથી અહીં તપ તપે છ સૈકાં થકી.

ચન્દ્રવદન મહેતા

પરનો એનો ખુરો, એની નાની ભાયાની પોટલી, એની જાડી સોંઘી બંગડીઓ, એનું લુગડું—આ બધું સવારના વાતાવરણમાં એવું ખૂંતી ગયું હતું કે એના પર ખાસ ધ્યાન પણ જતું નહિ. કારખાનામાં પગાર થયો છે એની તરત ખબર પડી જતી. લખમી તે દીવસે ફુટવાળા પાસેથી કાંઇ ને કાંઇ લેતી. એકવાર તો આઠ આના આપી એણે પેલો બેટરીનો ટોર્ચ પણ લીધેલો. એને વારે વારે ઝગતો કરી એણે બેટરી અમરથી જ ખતમ કરી દીધી હતી.

× × ×

આજે ફલાંગ મારીને લખમી લોકલમાં બેઠી. અને એની સાથે નાઇકુ પણ આવ્યો. બન્ને પાસેજ બેઠાં હતાં પણ ખાસ વાતચીત ચાલતી નહોતી. લખમીની આંખ બારીમાંથી દૂર જતી હતી. નાઇકુ જેલમાંથી છુટયો એ ચિત્ર એ જોતી હતી. પણ એના મ્હોં પર ખુશી હતી. નાઇકુ જેલની બહાર આવ્યો . . . રે લખમી એની વાટ જોતી ઉભી હતી. લખમીએ નાઇકુના દોસ્ત મારફત આ દિવસ જાણી લીધો હતો. એ સાથે લાવી હતી ખાસ દેશી પાન અને એમાં એણે ઉમદા જરદો નંખાવ્યો હતો. એક રેશમી રૂમાલ પણ એ નાઇકુ માટે લઇ આવી હતી. તે દિવસે રજા હતી એટલે ચાલીની એ નાની ઓરડીમાં ગોઠીરા થયેલો. આ યાદમાં લખમી ડૂબી.

અને બન્ને જણાં પરેલ પર ઉતર્યાં.

નાઇકુને પણ બીજા કારખાનામાં નોકરી મળી ગઇ.

× × ×

આ—નવી નોકરીમાં પણ પેલો જ હેડ જોબર ! નાઇકુની આંખમાં ક્રોધનાં રાતાં કણો નાચી રહ્યાં. હેડજોબર આ નવી મીલમાં જુની નોકરી છોડી નોકરી કરવા આવ્યો હતો. નાઇકુ કાંઇપણ બોલ્યો નહિ અને કામ કરવા એ તો ઉપડયો. તેજ સાંજના એને ટપારવામાં આવ્યો. એ બધું એ સાંભળી રહ્યો; આ હકીકત નાઇકુએ લખમીથી છાની રાખી. પણ એક દિવસ એ એક સેંટ્રીફ્યુગલ "પંપ" ઉધાડી રહ્યો હતો. એમાં ખુબ જ કચરો ભરાઇ ગયો હતો. એ પર એને ખુબ મહેનત લેવી પડી. તેજ વખતે હેડજોબર આવ્યો અને એણે નાહક નાઇકુ પર રોફ શરૂ કર્યો. નાઇકુનું મગજ ગયું. એણે ફરી હેડજોબરને સ્પેનરથી નવાજ્યો. હોદ્દા થઇ, નાઇકુ પકડાયો અને ફરી એના પર સાત વરસની જેલ પડી.

× × ×

સવારનો ભૂખરો રંગ ટાઢમાં લપાઇને સ્ટેશન પર ધ્રુજતો હતો. સ્ટેશન ઉપરના બાંકડા પણ રાતની બથમાં રહી ટાઢા બોળ બની ગયા હતા.

તે વખતે લખમી દાદરા પરથી ઉતરી લોકલ પકડવા આવી.

અને લોકલમાં એ સમાણી. એનાં કપડાં વાસ મારતાં હતાં. નહાવાનું એ ભૂલી ગઇ હતી ?...

બાંકડાના એક ખુણામાં એ બેઠી હતી. એ ઝોકાં ખાતી હતી. લમણા પર એણે ચુનાના ગોળ ડાઘ મુકયા હતા ત્યારે એની આંખ લોકલની બારીમાંથી દૂર દૂર જતી હતી એ આંખની તલાશમાં જોમ નહોતું. એમાં આજસુધીનો તમામ થાક ભર્યો હતો. પરેલ આવી ગયું તો યે એને ખ્યાલ રહ્યો નહિ. પરેલ પરથી ગાડી ઉપડયા પછી એને ખ્યાલ આવ્યો કે એ તો આગળ ચાલી. એ ઉઠવા ગઇ.

ઉતારૂઓ બોલી ઉઠયા, "બાઇ કયાં જવું છે ?...લખમીએ પરાણે કહ્યું:

"પરેલ."

ઉતારૂઓએ મોટેરાઓની માફક કહ્યું:

"પરેલ તો ગયું. હવે મહાલક્ષ્મી ઉતરીને સામેની લોકલ લેજે." અને લખમી મહાલક્ષ્મી સ્ટેશન પર ઉતરી પડી.

પહેલી જ વાર એની આટલી ચુક થઇ હતી.

# સ્ત્રીઓ અને સામાજિક કર્તવ્ય

લેખિકા



શ્રીમતી શારદા મ્હેતા બી. એ.

નૂતન રાજ્યબંધારણમાં સ્ત્રીઓને ધારાસભાની ચુંટણી માટે અમુક મર્યાદિત હક્ક મળ્યા છે. સ્ત્રીઓનું દૃષ્ટિબિન્દુ એ રીતે જાહેરમાં મુકવાની તક મળી છે જે હક્ક મળ્યો છે તે સંતોષકારક નથી. એથી વધારે પ્રમાણમાં અને સ્ત્રીઓનું સ્વમાન સચવાય એ પ્રકારનો મતાધિકાર મળવો જોઈતો હતો. હિન્દુસ્થાનની સમગ્ર સ્ત્રીઓના મન્તવ્યને જાહેર કરનાર જે સ્ત્રીઓની ત્રણ કેન્દ્રભૂત સંસ્થાઓ—અખિલ ભારતવર્ષીય મહિલા પરિષદ—અખિલ ભારત મહિલા એસોસીએશન—નેશનલ કાઉન્સીલ ઑફ વિમેન—છે તે સર્વેની અત્યન્ત સરળ માગણી છતાં કોમી ભાવનાનું કંટક સ્ત્રી મતાધિકારમાં નાખ્યું છે અને ગુલામી સૂચક મતાધિકાર અપાયો છે આ સર્વ અનિષ્ટો છતાં જે વસ્તુસ્થિતિ છે તેમાં કામ કરવાનું છે મહાસભાએ ધારાસભામાં પ્રવેશ કરવાનો સિદ્ધાન્ત તો સ્વીકાર્યો છે, એટલે હવે આ ક્ષેત્રમાં જે થોડી ઘણી શિક્ષિત સ્ત્રીઓ છે તેમણે કામ કરવાનું છે સ્ત્રીઓમાં આ હક્કનું ભાન કરાવવાનું છે. વાંચી લખી શકે એવી સ્ત્રીઓની સંખ્યા ગુજરાતમાં હસ્તી ધરાવે છે છતાં મતદાર પત્રકમાં કેટલા થોડા નામ દાખલ થયાં છે! છાપાઓમાં જાહેરાતો આપી, શાળાએ શાળાએ પત્રો મોકલ્યા, ઘેર ઘેર ફર્યાં પણ સ્ત્રીઓની અને તેમના પુરુષોની અનહદ બેદરકારીને લીધે આટલા શ્રમ પછી પણ જુજ સંખ્યા દાખલ થઇ છે અખિલ ભારત મહિલા પરિષદ તથા મહાસભા બન્ને તરફથી નામ નોંધાવવા માટે પ્રયત્ન થયો હતો



## કનકકિશોરી

૧

કનકકિશોરી ખેલતી, એના વાંકડિયા શા કેશ,
એનો છૂટો મધુરો વેશ
ન્હાની ન્હાની રમતે ભરતી મોંઘા સ્મરણપ્રદેશ
ન્હાની ન્હાની લ્હેરે જાણે સરવરનો ઉરદેશ !

૨

વીત્યાં વર્ષ અને એ ગોરી મુગ્ધા જોબનવેશ,
એનો આછો ઘેરો વેશ,
એના વાંકડિયા શા કેશ;
મદભર મોહક માદક સ્મિતથી સાધ્યો હૃદયપ્રદેશ;
પૂરવહેતી સરિતા જાણે તોડીફોડી કચ્છપ્રદેશ !

૩

હજી ના વીસ્રરિયા આવેશ,
હજી એ વાંકડિયા શા કેશ;
સ્મરણ રમે વીંટાયો મદભર જોબનનો એ શેષ,
નયન રમે ઉલ્લાસવિલાસ તણા હજી એ પરિવેશ;
આજે સુદબારસની ચાંદની જાણે, છાક નહીં લવલેશ.

૪

સર્યાં એ બાળપના ઉલસાટ,
શમ્યા એ જોબનના તલસાટ,
ચન્દ્રતણી શોભા વીંટેલી રજનીતણે શું મેઘ !
બાલા, યુવતી આજ વત્સલા સફલા એ કુલઘેન !
હજી એ વાંકડિયા છે કેશ
હજી એ ગૌરવનો પરિવેશ.

સુંદરજી ગો. બેટાઈ

તે છતાં બહુ અસંતોષકારક પરિણામ આવ્યું છે. આનું કારણ એટલું જ છે કે સામાજીક કર્તવ્યનું ભાન હજી સ્ત્રીઓને આવ્યું નથી. ભણેલી ગણાતી સ્ત્રીઓ પણ આ પ્રદેશમાં ઉદાસીનતા સેવે છે. આજે આપણો દેશ ખરેખરી કસોટીમાંથી પસાર થાય છે તે વખતે જડ થઈને બેસી રહીએ તે કેમ ચાલે ? ધર્મનાં ધતીંગો દિવસે દિવસે વધતાં જાય છે. સ્ત્રીઓ બહાર નીકળતી થઈ છે-પણ કર્તવ્ય દિશા બદલાઈ નથી.

ચાતુર્માસનાં વ્રત, સ્નાન, પૂજા, કથા સઘળું કરવામાં સ્ત્રીઓને અવકાશ મળે છે, નાણાં પણ મળે છે-પરંતુ પોતાના શહેરનું આરોગ્ય, પોતાનાં સંતાનોની કેળવણી, પોતાના દેશનું દારિદ્ય, ગુલામીની શૃંખલા એ સઘળી વાતો જેના ઉપર ભવિષ્યની પ્રજાનો આધાર છે-અને ભવિષ્યની પ્રજા તૈયાર કરવી એ સ્ત્રીજાતિની, માતાની ફરજ છે છતાં આ ભાવના જાગ્રત જ નથી થઈ એ ખરેખર દુઃખદ સ્થિતિ છે. કાંઈ પણ સામાજીક કાર્ય કરવાનું હોય છે તો કોઈ હાથમાં લેતું જ નથી. એટલે પ્રજાની ઉન્નતિનું કામ આગળ ધપતું નથી. વ્યવસાયી બહેનોને ઘર છોડીને જવાની સવડ હોતી નથી એવું બહાનું કઢાય છે. શિક્ષિત બહેનોનું જૂથ હજી સુધી આપણે ત્યાં ઊભું કરી શકયા નથી, જે પોતાનો વખત અને શકિત સામાજીક કામને માટે આપી શકે. જ્યાંસુધી એવાં જૂથ ઊભાં નથી થયાં ત્યાંસુધી કામ અધૂરાં ને અધૂરાં જ રહેવાનાં.

પોતાના ગામમાં રહીને પણ જ્યાં સુધી શિક્ષિત બહેનોને ઘરકામ અને વ્યવહાર સાચવવા ઉપરાંત સામાજીક કામ કરવા પ્રત્યે પ્રેમ ઉત્પન્ન થશે નહિં–પોતાનાં કર્ત્તવ્યનું ભાન થશે નહિં–અને હજી સૂધી તે થયું નથી–ત્યાંસૂધી સ્ત્રીઓના અને સમસ્ત પ્રજાના અનેક પ્રશ્નો અણઉકલ્યા જ રહેશે. એક તો શિક્ષિત સ્ત્રીઓની સંખ્યા ઘણી જૂજ, અને તે પણ જો પ્રગતિના પ્રચાર માટે આગળ ના પડે તો કામ આગળ કેમ વધે ? સાર્વજનિક સંસ્થાઓમાં જવા માટે સ્ત્રીઓને મતાધિકાર મળ્યા હોય, પણ એ પ્રકારનાં કામ કરવા માટે કોઇ તૈયાર થાય નહિં, શક્તિ કેળવે નહિં તો અધિકાર નિરર્થક જાય. જો સ્ત્રીઓની જગ્યાઓ પૂરવાની જ હોય તો તદ્દન અણઆવડીઆત, ઓછાભણેલી સ્ત્રીઓથી પૂરાય. સંસ્કારી સ્ત્રીઓના સહકારની, તેમનાં દૃષ્ટિબિન્દુની દરેક સાર્વજનિક કાર્યમાં જરૂર છે જ, એ વસ્તુ સ્વીકારાઇ છે છતાં સ્ત્રીઓ પોતાની મેળે પોતાનો માર્ગ સાર્વજનિક કાર્ય માટે શોધી લેતી નથી. તે પરત્વે તદ્દન ઉદાસીનતા સેવે છે; અને તેની સાથે પુરુષો એ બાબતમાં ઉત્સાહ બતાવતા નથી, અને સ્ત્રીઓની કૌટુંબિક ઉપાધિઓ ઓછી કરતા નથી, સરળતા કરી આપતા નથી, ઉત્સાહ આપતા નથી, માર્ગ બતાવતા નથી, અને એ પ્રત્યે બેદરકારી બતાવે છે એટલે કોઇપણ જાહેર કાર્યમાં સારી સંખ્યામાં સ્ત્રીઓ આગળ પડતી નથી. માત્ર મેળા મેળાવડા શોભાવવા, વસ્ત્રાભૂષણોનાં પ્રદ-



## સુન્દડી

(ઢાળ—આવો રબારણ હો ! મારે નેસલડે)

માથું સુન્દડલી રે<br>
કે રંગમાં રાતીશી સુન્દડી<br>
સુન્દડીએ શોભે શો દેહ<br>
રંગમાં રાતીશી સુન્દડી. માથું૦ ૧

સુન્દડીએ તારલા રે<br>
કે નવલખ રાતીશી સુન્દડી<br>
અન્તરે નવલખ આરા<br>
રંગમાં રાતીશી સુન્દડી. માથું૦ ૨

સુન્દડીએ ચીતર્યાં રે<br>
કે માંગલ્ય રાતીશી સુન્દડી<br>
માળુમાં પૂરે પ્રકાશ<br>
રંગમાં રાતીશી સુન્દડી. માથું૦ ૩

સુન્દડીએ લીલડો રે<br>
કે પાલવ રાતીશી સુન્દડી<br>
સુન્દડીએ લીલા લહેર<br>
રંગમાં રાતીશી સુન્દડી. માથું૦ ૪

સુન્દડીએ ચિત્તડાં રે<br>
કે ચોંટયાં રાતીશી સુન્દડી<br>
સુન્દડીની જગમાં ન જોડ<br>
રંગમાં રાતીશી સુન્દડી. માથું૦ ૫

જયમનગૌરી પાઠકજી

'ર્શન કરવાને સ્ત્રીઓ એકઠી થાય એ વર્તમાન સ્થિતિ માટે યોગ્ય નથી. રાજકીય ક્ષેત્રમાં એ ઉભરો આવ્યો પણ તરત જ સમી ગયો —એ ભૂતકાળની વાત થઇ. એ મોટાઇ પર અત્યારે જીવાય નહિ. શિક્ષિત અને સંસ્કારી સ્ત્રીઓએ પોતાનો ધર્મ સામાજીક અને રાજકીય ક્ષેત્રમાં આગળ પડવાનો વખત આવી લાગ્યો છે; ગમે એટલા હક્ક મળે પણ તે અદા કરવા માટે યોગ્ય સ્ત્રીઓ બહાર પડે નહિ, તો હક્ક મળ્યાનું પ્રયોજન નિષ્ફળ જાય. જમાનો આગળ વધે તેની સાથે સ્ત્રીઓએ પોતાની કર્ત્તવ્ય દિશા બદલવાની છે. અને દરેક ગામે એવી સ્ત્રીઓ થોડી સંખ્યામાં હોવી જોઇએ કે જેઓ પોતાની જવાબદારી સમજીને કામ ઉપાડી શકે. આવી સ્ત્રીઓનાં જૂથ ઉપાડી લેવાનું કાર્ય અખિલ હિન્દ મહિલા પરિષદની પ્રાન્તિક શાખાઓનું પ્રથમ કર્ત્તવ્ય છે. આવા જૂથની મારફત ગામોમાં અને ગામડાંમાં કાર્ય કરી શકાય. બેચાર બહેનો કે ભાઇઓ અમુક પ્રકારનું કામ કરવાની ધગશ રાખે પણ તેને સહકાર મળે નહિ તો થોડાં માણસોની શકિત વેડફાઇ જાય. આપણા પ્રાન્તનું બલ્કે આપણા દેશનું ઘણું કામ આ પરિસ્થિતિ બદલવા માટે વિચારશીલ વ્યકિતઓએ તોડ કહાડવાની જરૂર છે. સામુદાયિક સંકટના પ્રસંગે કવચિત સળખળ માલુમ પડી આવે છે—પણ પછી કાંઇ જ નહિ—સહુ ઘરમાં ભરાઇ જાય છે. રોજની એશઆરામની જીંદગી અથવા કુટુંબ કબીલામાં, રૂઢિ અને વ્યવહારમાં કાળ વિક્ષેપ કરે છે. રાષ્ટ્રના ઘડતરમાં સ્ત્રીઓના સહકારની પારાવાર જરૂર છે—સમય સમજીને—યુગધર્મ સમજીને દરેક સ્ત્રીએ પોતાનો હિસ્સો આપવાનો છે. આ કર્ત્તવ્ય ભાન જાગ્રત થવું જરૂરનું છે. અને પુરૂષોએ એ જાગ્રતિ લાવવાના કામમાં મદદ કરવાની જરૂર છે. બહેનો જાગ્રત થાઓ, ઉઠો અને આગળ વધો.

---

## વીરા વહોરાજીનો મારગ

( હરિનો મારગ છે શૂરાનો, નહિ કાયરનું કામ જોને એ રાહ )

શૂરાનો મારગ છે વ્હોરાનો, નહિ ગુરખાનું કામ જોને
માથું ઘેર મુકીને લેવું, ફીદાહુસેનનું નામ જોને.
ભડબાદર સૈયાજી હો કે
પડછંદો હો પઠાણ જોને
વીરતામાં એની તુલ્ય ન આવે
એ તો સોય-દોરાની ખાણ જોને.
હુલ્લડ જ્યારે થતું મુંબઇમાં, મરદ બચ્ચો થરથરતો જોને
સુરત શહેરની શેરીમાં, એ તો છાતી કાઢીને ફરતો જોને
"આપરે જાતું કે હોસે" કરીને
એની દાઢીમાં હાથ કોઇ નાંખશે જોને
તેને એ બહાદુર ખાલા કે ઇસ્ક્
સસ્તા બીલકુલ નહિ આપશે જોને.

જદુરાય ડી. ખંધડીઆ




લેખક : શ્રી. તારાચંદ પોપટલાલ અડાલજા,
એલ. ટી એમ.

## ૧. કોડીલા કંથ કાજે !

" બાઇ ! સંભાળજો. હમણાં એક વરાહ આ તરફ ખુબ હળ્યો છે. ! "

પોતાના પતિને માટે ભાત લઇ જતી યૌવનના ઉંબરમાં પ્રવેશતી એક ભરવારીને વનવગડામાં ગાયો ચરાવતા ગોવાળે ચેતવણી આપી, અને કડીયાળી ડાંગ ખભા ઉપર રાખી લોકગીત લલકારતો ગાયોના ધણ સાથે એ આગળ વધ્યો. ભરવારીએ ક્ષણભર એ ભરવાડ સામે જોયું–ક્ષણભર તેના પગ સ્થંભી ગયા.

પરંતુ બીજી જ ક્ષણે એ ગોવાળની વાત સાંભળી ન સાંભળી કરીને નિર્ભયતાપૂર્વક એ આગળ વધી.

' વરાહ આવે તો ભલે આવે ! એ આવશે તો જોયું જશે, પરંતુ એ ડરના માર્યાં કંઇ પાછા ફરાય ? ભાતની ગહ જોઇને બેસી રહેલા મારા કોડીલા કંથને કંઇ ભુખ્યા રખાય ! '

ક્ષણભર પેદા થયેલા મૂંઝવણના વિચારને પણ એની યુવાવસ્થાની તનમનાટીએ હડસેલી મુક્યો. એની નીડર છાતી પોકારી ઉઠી, ' થવાનું હોય તે થાય, પરંતુ ભાત લઇને ખેતર બેગા તો થઇ જવું જ જોઇએ '

અને પોતાના એ ' કોડીલા કંથ 'ને મળવાની ઉત્સુકતામાં એણે ઉતાવળા ડગ ભરવા માંડયા.

ખીલતી વસંત જેવી એ રજપુત રમણી રંક અવસ્થામા પણ પોતાને રાણી જેવી સુખી માનતી હતી. એક વખતનું જાગીરદાર કુટુંબ કાળ બળે નિર્ધનાવસ્થામાં આવી પડયું હતું. અનેક ખેડુતોને પોષનાર એનો સસરો સમયનો પલટો થતાં જાતે જ ખેડુત બની ગયો હતો. એનો પતિ સુજાનસિંહ બાલ્યાવસ્થામા એકાદ ગામધણીની સાહ્યબી સાથે ઉછર્યો હતો, પરંતુ અત્યારે એને જાતે ખેતી કરવાનો વખત આવ્યો હતો. દ્દઢ મનોબળવાળો એ યુવાન નિરાશાના નિસાસા ન નાંખતાં દ્દઢ મનોબળથી પ્રાપ્ય સ્થિતિ વધાવી લઇ પુરુષાર્થ કેળવી રહ્યો હતો. અને એના દિલની રાણી ઉમાદે પણ જરા પણ કચવાટ કે અસંતોષ બતાવ્યા વિના પ્રફુલ્લતાભર્યું જીવન જીવી બતાવીને પોતાના પતિને પ્રોત્સાહન આપી રહી હતી.

મનનો સાચો સંતોષ ગરીબીમાં પણ અમીરી માની શકે છે–જો તેમનો સંસાર સુખી હોય તો ! આખા ગામમાં સુજાન અને ઉમાદેની લગ્ન જોડી માટે આદરમાન હતું.

એમનો અન્યોન્ય પ્રેમ, નિખાલસ હૃદય, મધ્ય વર્તન, સ્નેહભરી કુટુંબભાવના અને ગામલોકો પ્રત્યે સદ્ભાવભર્યું વર્તન આ સર્વ ગામલોકોના આકર્ષણનું કારણ બનતું અને સ્ત્રી કે પુરુષ, બાળક કે વૃદ્ધ, સૌ કોઇ એમના સંતોષી અને સુખી જીવનના મુક્તકંઠે વખાણ કરતા.

પ્રાતઃકાળે સુજાનસિંહ બીજા સાથીઓ સાથે ગામની સીમને છેવાડે આવેલી પોતાની વાડીએ જતો, અને ઉમાદે સાદું છતાં સ્વાદિષ્ટ ભોજન તૈયાર કરીને એ ભાતું જાતે વાડીએ પહોંચાડતી. અને વૃદ્ધ સાસુ સસરા સાથી સાથે ભાત મોકલી આપવા અને એ રીતે ખરા બપોરે વાડી સુધી જવા આવવાનો પરિશ્રમ બચાવવાની વખતો વખત ભાવભરી સલાહ આપતાં, પરંતુ ઉમાદે આગ્રહપૂર્વક એ સૂચનાનો અસ્વીકાર કરીને 'એ તો પોતાનું કર્તવ્ય છે' એમ જણાવી જાતે જ વાડીએ પહોંચી જતી. કેવળ સુજાનસિંહ ઉમાદેના આ આગ્રહનું સાચું કારણ જાણતો. પતિપરાયણ એ પ્રમદા એ બહાને વાડીએ આવીને પતિદર્શનનો લ્હાવો લેવા સાથે કુદરતની લીલા નીહાળીને–તે કુદરતમાં પોતે રાચીને–પતિને પણ એ નૈસર્ગિક વાતાવરણમાં સ્નેહપાન કરાવીને આનંદ કિલ્લોલ કરવા અને દિલ બહેલાવવા માગે છે એ વસ્તુ ચતુર સુજાનસિંહથી અજાણી રહેવા પામતી નહોતી. આવી પ્રેમાળ પત્ની પ્રાપ્ત થવા માટે તે પરમકૃપાળુ પરમાત્માનો ઉપકાર માનતો અને પોતાનો વિશુદ્ધ પ્રેમ તે પ્રેમ પૂજારણને ચરણે ધરીને દાંપત્ય જીવનનું અનેરું સુખ અનુભવતો.

## ૨. વરાહના સપાટામાં

નિત્યક્રમ પ્રમાણે આજે પણ ઉમાદે પોતાના પતિને ભાત આપવા નીકળી હતી. કુદરતના સૌંદર્યનું નિરીક્ષણ કરતી તે અડધા રસ્તે આવી પહોંચી એટલામાં ગોવાળે તેને ભયની ચેતવણી આપી. છતાં વાડીની સુંદર હરીયાળીમાં પોતાના પતિ પાસે બેસીને અંતરના ઉમળકાપૂર્વક તેને ભોજન કરાવવાની પ્રબળ ઇચ્છાને રોકવાનું તેના માટે શક્ય નહોતું. પોતાના હૃદયનાથને સ્નેહઝુલે ઝુલાવવાના અને અરમાનના તરંગો ઉડાવતી એ તો ઉત્સાહભરી આગળ જ વધવા લાગી.

પરંતુ એકાએક તેની વિચારમાળા તૂટી. માર્ગના જમણા પડખે આવેલી ઘીચ ઝાડીમાંથી એકાએક ઘુઘવાટીભર્યો અવાજ આવ્યો, અને સ્વાભાવિક જ એનું લક્ષ ખેંચાયું. એણે જોયું કે એક વરાહ એ માર્ગ ઉપર પોતાની પાછળ ધસ્યો આવે છે !

પેલા ગોવાળે જાણે ભવિષ્ય ભાખ્યું હોય એમ એ વરાહ તેની સામે ધસી આવ્યો. ઉમાદેએ દોટ મૂકી.

પરંતુ વરાહ એમ પાછો જાય તેવો નહોતો. ઓઢણીની અંદર પાછળ પાછળ દિશા

### સાગર–ખંજરી

[ ઢાળ : રૂપેરી આંકળી સોહાય ]

સાગરરાજની મધુરઃ રૂમઝુમ ખંજરી વાગે.
ઉછળે પ્રેમ કેરું પૂરઃ રૂમઝુમ ખંજરી વાગે.

સુણતાં સુન્દર લાગે કે ભાવ મધુરા જાગે;
છલકે રંગભરેલું ઉરઃ રૂમઝુમ ખંજરી વાગે.

સલુણા સાગર-તીરે કે વાયે મન્દ સમીરે.
પદછન્દ પડે કૈં દૂરઃ રૂમઝુમ ખંજરી વાગે.

ગાતો એ અનુરાગે કે રંગભરેલા રાગે;
પ્રભુનાં ગાણાં ચતુરઃ રૂમઝુમ ખંજરી વાગે

મહેકે રસનો રાગી કે સુણતાં નાદ સુહાગી;
પ્રીતે પાથરે ત્યાં નૂરઃ રૂમઝુમ ખંજરી વાગે.

રસની ભરેલી રાતે કે કેવા એ સંગાથે;
કે બનિયે પેલાનૂરઃ રૂમઝુમ ખંજરી વાગે.

મૂળજીભાઈ પી. શાહ

પ્રાણી દોરાઇ આવે તેમ તે વરાહ જરા પણ દિશા ફેર કર્યા વિના તેની પાછળ ને પાછળ આવતો હતો !

'પોતાની પાસેના ખોરાકની ગંધથી આકર્ષાઇને તે આવતો હશે કે પોતાના ઉપર હિંસક હુમલો કરવા માટે ?' ઉમાદે વિચારમાં પડી.

પરંતુ એ પ્રશ્નનો નિર્ણય કરી શકાય તે પહેલાં તો વરાહ છેક તેની લગોલગ આવી લાગ્યો.

હવે શું થાય ?

સામે જ એક વિશાળકાય વૃક્ષ હતું. ઉમાદેને એક યુક્તિ સૂઝી.

એકદમ એ વૃક્ષ પાસે તે દોડી ગઇ. વરાહે પણ તેની પુંઠ પકડી

વરાહને ભૂલાવામાં નાખવાના ઉદ્દેશથી ઉમાદે એ વૃક્ષ ફરતી પ્રદક્ષિણા કરવા લાગી. એમ કરતા પણ એ જંગલી જાનવર પોતાનો કેડો છોડી જાય તો તે વેળાસર પોતાના પતિને ભાત પહોંચાડી શકે એ એક જ વિચાર એના મનમાં રમી રહ્યો હતો.

પરંતુ વરાહ પણ એની પાછળ વૃક્ષ ફરતો ઘુમવા લાગ્યો.

### શોડી પંજો !

ઉમાદે કંટાળી. એણે ભાતની પોટકી જાળવીને એક કોર મુકી દીધી, કુદકો કરીને તે વરાહની પાછળ ગઇ અને બરાબર લાગ સાધીને તેને બંને હાથે બાથ ભરી જકડી લીધો

યૌવનની ઉછળતી તાકાત અને દૃઢ મનોબળવાળી ઉમાદેના શોડી પંજામાં પકડાયેલા એ વરાહે છૂટવાના ખૂબ ફાંફાં માર્યા, પરંતુ એ ચસકી ન શકયો.

એક વખત આ હિંસક પ્રાણી છટકે તો એ બંડેખોરને શુંનું શું કરી બેસે એ વિચારે ઉમાદે મુંઝાણી.

વરાહ જીવ ઉપર આવ્યો. બંધનમાં જકડાવાની એને ટેવ નહોતી. જીંદગીમાં તેને કદિ આવો અનુભવ થયો નહોતો. મજબૂત હાથોના બાથમાં પોતાને ભીંસનાર માનવ પ્રાણીનો સાક્ષાત્કાર આજે જ થયો હોવાથી એ નાગચૂડ સમી ભીંસમાંથી છૂટવા માટે પોતાની સર્વ શક્તિ એકઠી કરીને તેણે મુક્તિ મેળવવા તનતોડ પ્રયાસ કરવા માંડયા.

ઉમાદેની ખાત્રી થઇ કે આમ ને આમ વધુ વખત ઝીક ઝાલી શકાશે નહિ. એણે ચોમેર નજર કરી. દૂર દૂર ખેતરમાં કોઇ માનવી ફરતું હોય તેમ લાગ્યું અને તેણે બૂમ પાડી 'ધાજો રે ધાજો! વરાહ સપડાયો!'

એ ગગનભેદી ચીસથી પેલા માનવીનું લક્ષ ખેંચાયું. ધસમસયો તે ઉમાદે પાસે આવી લાગ્યો.

પલકમાત્રમા એણે વસ્તુસ્થિતિ માપી

## ઉરને બારણિયે

માારે ઉરને બારણિયે બેન હો  
કોકવાર ટહુકી જજે.

ઉરની અણમોલ મધુઆશા વિલાય, ને  
સપનાંની કૂંણી ફૂલકાયા પિલાય રે.  
ત્યારે વરસંતી વાદળી બેન હો  
કોકવાર ઝૂકી જજે. મારે૦

અંધારે આંખડી ઘડી ઘડી બિડાય, ને  
ભાવિના પંથ પળપળમાં ભૂંસાય રે  
ત્યારે સોનાપગલીએ બેન હો  
કોકવાર ફરકી જજે. મારે૦

મારે ઉરને બારણિયે બેન હો  
કોકવાર ટહુકી જજે.

ઉમાશંકર જોષી

લીધી. ઉમાદે સૂચવે તે પહેલાં જ તેણે એ વરાહને પકડી લીધો.

અતિશ્રમથી થાકેલી પરસેવાથી રેબઝેબ થયેલી ઉમાદેએ એ ખેડુત તરફ આભારભરી નજર ફેંકી, જમીન ઉપર મુકેલું ભાતું ઉપાડયું અને વાડીમા વાટ જોતા પોતાના વ્હાલમને એ ભાત પહોંચાડવા ઉતાવળા પગલે વાડી તરફ ચાલવા લાગી.

પેલા ખેડુતને તો આજે સોનાનો સૂરજ ઉગ્યો હોય તેવો હર્ષ થયો. એ વરાહને એમને એમ ગામ સુધી ધમડી જઇ પોતાના પરાક્રમનું પ્રદર્શન ભરવાનો અને ગામ લોકો-ની પ્રસંશા પામવાનો એનો મનસુબો હતો. પણ ખેતરોનો ઉભો મોલ અને શેરડીના વાઢનો ઉપભોગ કરીને વકરી ગયેલો વરાહ એમ એને વશ થાય તેવો ન્હોતો. એણે છૂટ-વાના પ્રયત્નો કરતાં કરતાં ખેડુતને કાયર કાયર કરી નાખ્યો. એની તીક્ષ્ણ દાતરડીનો એકાદ ઘા પોતાના શરીરમાંથી લોહીનો ધોધ વહાવશે એવી બ્હીક તેના મનમાં પેઠી.

ખેડુત ગભરાણો. ઉમાદે પોતાની દૃષ્ટિ મર્યાદા બહાર નીકળી જાય તે પહેલા તેણે મોટેથી બૂમ મારી, 'એ બ્હેન, આમ આવો, પાછા આવો, આ વરાહ મારા કાબુમાં રહી શકે તેમ નથી !'

ઉમાદેએ એ બૂમ સાંભળી, પોતાના તારણહારને ભયમાં સપડાયલો જોયો, અને એ પાછી વળી.

'કેમ ? મરદ જેવા મરદ થઇને ગભરાઇ ગયા ?' હસતા હસતા તેણે પ્રશ્ન પૂછ્યો. એ પ્રશ્નમાં પેલા ખેડુતના પુરૂષાતને જગવવા-ની શક્તિ હતી

'ગભરાવાનું તો શું ? પણ આમ ને આમ એને લાંબો વખત કાબુમાં રાખી નહીં શકાય તમારા રાઠોડી પંજા જેટલી તાકાત મારા હાથમાં નથી, બ્હેન ! ભુરાટો થએલો આ વરાહ જો મારા હાથમાંથી છટકયો તો મને અને બીજા જે કોઇ એની હડફેટમાં આવશે તેને લ્હાણમાં લઇ લેશે !'

ઉમાદે વિચારમાં પડી. એમ બને તો તો ગજબ થઇ જાય. પણ ત્યારે કરવું શું ?

એકાએક કંઇ ઉપાય સૂઝી આવ્યો હોય તેમ તે બોલી ઉઠી, 'ભાઇ, આટલી કૃપા કરી તો થોડો વધુ વખત તકલીફ સહન કરી લ્યો. એને પુરો કર્યા વિના હવે છુટકો નથી. હું અબઘડી હથિયાર લઇને આ આવી પહોંચી સમજો !'

અને બાણમાંથી ધનુષ્ય છૂટે એમ વાયુવેગે ઉમાદે ઉપડી.

## ૪. સ્ત્રી કે શક્તિ ?

રોજ હસતી રમતી પુતળીની માફક આનંદકિલ્લોલ કરતી આવતી ઉમાદેને બદલે આજે કોઇ ક્રુર શિકારીના સપાટામાંથી છુટવા હરિણીની માફક ફાળ ભરીને ધસી આવતી પોતાની પ્રિયતમાને જોતાં સુજાનસિંહનો આનંદ ઉડી ગયો.

'શું થયું હશે ? કોઇ હરામખોર એની પાછળ લાગ્યો હશે કે લુંટારાના સંકજામાંથી એ છટકી આવી હશે ?' મનમાં ને મનમાં તે શંકાકુશંકા કરવા લાગ્યો.

ઉમાદે શ્વાસભરી આવી, જેમ તેમ ભાતની પોટકી નીચે મુકી દીધી, અને સાંબડે બાંધેલી તલવાર છોડી લઇ જેવી આવી હતી તેવી શ્વાસ ભરી ત્યાંથી પાછી દોડી ગઇ. બહારવટું, ચોરી, લુંટફાટ અને મારે તેની તરવાર એવા એ જમાનામાં ખેડુત સીમમા જાય કે ખેતી કરતો હોય ત્યારે પણ તરવાર સાથે જ રાખતો અને હળ ખેડતી વખતે એ હથિયારને હળ સાથે જ બાંધી રાખતો, જેથી અચાનક હુમલો થાય તો પણ તત્ક્ષણ તે કામમાં આવે. ઉમાદે આ વાતથી અજાણ ન્હોતી.

સુજાનસિંહ વિચારમાં પડયો. ' આ તે સ્ત્રી કે સાક્ષાત શક્તિ ? નથી કંઈ વાત કરતી, નથી વિગત જણાવતી, નથી મદદની યાચના કરતી, અને તલવાર લઈને એમને એમ સુસવાટ ભરી ચાલી જાય છે ! ધાડપાડુ કે લુંટારાઓનો સામનો કરવા તો એ નહિ ગઈ હોય ? તો...તો...' એણે અનેક તર્ક વિતર્ક કર્યાં. ગમે તે હોય પરંતુ પોતાની પ્રિયતમા કંઈ જોખમ ખેડવા તત્પર બની હોય ત્યારે પોતે શાંત શી રીતે બેસી શકે ?

પેટમાં જમૈયો ખોસીને-હાથમાં યોદ્ધાની મોટી કોથ લઈને જે માર્ગે ઉમાદે ગઈ હતી તે જ માર્ગે એણે દોડી કરી.

હાથમાં ખુલ્લી તરવાર સાથે ઉમાદે પેલા ઝાડ પાસે આવી પહોંચી ત્યારે એ ખેડુત ઉંઘને પાટણે બેઠો હોય તેમ વરાહને અંકુશમાં ગખવા પોતાની રહી સહી શક્તિ અજમાવી રહ્યો હતો વરાહ છટકયો કે છટકશે એવો અગ્નિનો પ્રસંગ આવી લાગ્યો હતો ખેડુત સાથે આકૃતનું વાદન વધુને વધુ વેરાતુ જતું હતું.

ઉમાદેએ આ જોયું. તેણે ધરતી ઉપરથી મોટો પાંચીકો ઉપાડયો, અને તેને દૂર ફંગોળીને વરાહને એવી જ રીતે દૂર ફેંકવાની એ ખેડુતને સાન કરી.

ઉમાદેના હાથમા સૂર્યના કિરણેમાં વિજળી શી ઝબુકતી તરવાર જોતા ખેડુત સાનમા સમજી ગયો પોતાનુ મધુ ય બળ એકઠુ કરીને તેણે વરાહને દૂર ફંગોળ્યો.

પરંતુ અફસોસ ! એ વરાહ તો પોતાને અત્યાર સુધી હેરાન કરનાર એ ખેડુતને પોતાની દાતરડોથી લોહીલુહાણ કરવાના નિશ્ચય સાથે તેની સામે ધસી આવ્યો.

ભયભીત બનેલો ખેડુત બે ચાર ડગલા પાછળ હઠયો અને તેણે વરાહનું નિશાન ચૂકવ્યું.

એજ ક્ષણે ઉમાદેની તરવાર એ વરાહ ઉપર ઉતરી એ તલવારના એકજ ઝાટકે વરાહના રામ રમી ગયા.

### ૫ ધન્ય સ્ત્રીશક્તિ !

' ધન્ય રજપુતાણી ! ૨ન છે તારી જનેતાને ! ' વાતાવરણમાં આ પ્રશંસાવચનો ગુંજી ઉઠ્યા.

ઉમાદે વિચારમાં પડી. અહીં પોતાને આવી રીતે બીરદાવનાર કોણ અને કયાંથી ?

તેણે પાછળ નજર કરી. એના મુખ ઉપર શરમના શેરડા ઉપસ્થિત થયા.

' આ તો પોતાનો કોડીલો કંથ-સુજાનસિંહ ! ભાત ખાવાનુ છોડીને આ અહીં કયાંથી આવી લાગ્યા ? ' એના અંતરમાં પ્રશ્ન ઉઠયો.

' શાબાશ ! સાચી ક્ષત્રિયાણીને એજ શોભે ! વીરાંગનાને ઉચીત કાર્ય કરીને તે તો મારું ગૌરવ વધાર્યું છે ! ' સુજાનસિંહે પોતાની અર્ધાંગનાને પ્રશંસાની અંજલી અર્પી.

- ' એમ ન કહો, સુજાનભાઈ, એણે તો આ વરાહને વધ કરવામાં ભનભના પુરૂષને પણ શરમાવે તેવી શક્તિ બતાવી છે ! પોતાની પાછળ પડેલા આ જંગલી જાનવરને પોતાના સકંજામાં સપડાવી તેની સાથે છેવટ સુધી ટક્કર ઝીલી આશક્તિનુ સાચુ પારખુ આપ્યુ છે આવી સ્ત્રીશક્તિ તો આપણા સમાજની સાચી શોભા છે ! ' પેલા ખેડુતે નજરે જોયેલા ઉમાદેના પરાક્રમનુ વિગતથી વર્ણન કરી બતાવ્યું.

સ્ત્રીશક્તિનો સાચો પૂજનારો પોતાની પ્રિયતમા તરફ સુનત ભાવભીની નજરે જોઈ રહ્યો.

ઉમાદેની આંખો પોતાના એ સ્નેહભર્યા પ્રેમાળ પતિ ઉપર ઠરી રહી.

અને એ જુગલજોડી ઉપર છુપા આશિર્વાદ વરસાવતા એ ખેડુતના અંતરમાં એક જ ધ્વનિ ગુંજી રહ્યો ' શાબાશ ઉમાદે ! ધન્ય સ્ત્રીશક્તિ ! '

## નૂતનની બંસી






બંસરી બાજી રે !
શેફાલી ફુલે નાચે છે ધરા
યૌવન વેરી રે !
મૃદુ મૃદુ ગાને આજ વાતાયને
આનન્દ આનન્દ ફૂટે !
મધુ-મધુરસ્વર પપીયા કહે
પ્રીતની હેલી ફુટે !
ઓરે ! સજની રાધિકા રાધિકા
કરી લેને શૃંગાર !
મોતન માલા કંઠ લગાવી લે
કરીએ કુસુમહાર !
ભાલમાં કુમકુમ આડ કરી લે
સીંદુર કેરી રે !
રૂમઝુમ નુપુર પાય ધરી લે
આનંદ વેરી રે !
ઓરે ! સજની રાધિકા રાધિકા
ચાલને પૂજા કાજે !
છોડને વિરહ છોડને લાજને
ચાલને સોહાગ સાજે !
આજ મે તારા શ્યામને જોયા
ફુટતા શેફાલી ફુલે !
મૃદુ ચરણ ગોવિન્દના જોયા
માનવ સંસાર ફુલે !
સજની સજની રાધિકા રાધિકા
બંસરી બાજી રે !
નૂતન મંગલ આલોક આલોક
ધારા છાયી રે !

**સુરેશ ગાંધી**

( ઝળકાતુ આવે બેડલુ—એ રાગ )

ઝગમગતા આંગણુ દીવડા,
અંતરમાં આતમ-જ્યોત રે
મારે મંગળ નૂતન પ્હરોડિયે

ગગનાંગણ ઉષા પૂરિયા,
કંઇ રંગસુરંગી ચોક રે
મારે મંગળ નૂતન પ્હરોડિયે

કરમાં હીંચે ફૂલછાબડી,
એ હતરી મંદિર વાટ રે
મારે મંગળ નૂતન પ્હરોડિયે

ગુલ-ફૂલે મધમધ વાડીયુ,
હૈયે તો રસ બસ હેત રે
મારે મંગળ નૂતન પ્હરોડિયે

ગુર્જર ગૃહકુંજે અમર તપો,
એના તપજો અખંડ સ્નેહ રે
મારે મંગળ નૂતન પ્હરોડિયે

**જમુભાઇ દાણી**

# ગુણસુન્દરીને

લેખક :

પ્રો. અનન્તરાય મ. રાવળ

ગુણમૂર્તિ ગુણીયલ,

જ્યારે જ્યારે આર્ય સ્ત્રીત્વનો મને વિચાર આવે છે, અને જ્યારે જ્યારે ગરવી ગુજરાતણના ગુણગાન કવિઓ પાસેથી ગવાતાં સાંભળું છું ત્યારે ત્યારે મને તું સાભરી આવે છે, અને સ્મરણપ્રદેશમાં તે વેળા ઉગી નીકળતી તારી सितांशुका मंगलमात्र ભૂષણા એવી મનોમૂર્તિને वन्दे मातरम् કહી વંદવાનું જ મન થઇ જાય છે. સ્ત્રીત્વના દર્શન પુરુષો ભિન્ન ભિન્ન સ્વરૂપે કરવા ચહાય છે. કુસુમ, પ્રમદ, મંજરી જેવી કેટલીક સ્ત્રીઓને કાયમ મસ્ત, ચંચળ, ઉલ્લાસભરી યુવતીઓ તરીકે જ જોવી ગમે, કુમુદ જેવી કેટલીકને સ્વભાવસરલા, રહેજ ગંભીર મુગ્ધા તરીકે જોવાનું દિલ થાય, કેટલીકનું તો 'હાંકે પુન પુન પાથવ ઉર દેશ' એવું ચિત્ર જ ચિત્તને ચોંટી જાય, અને કેટલીક સ્ત્રીઓ એવી હોય જેમને જોતાં વેંત તેમના વત્સલ ખોળામાં શિશુભાવે લોટવાનું મન થઇ જાય અને બીજે ભવે તેને જ પેટે અવતરવાનો નિર્ણય કરી નખાય. તને સંભારતાં જ મને આ છેલ્લી વૃત્તિ થઇ આવે છે. વાત્સલ્યમૂર્તિ માતા સિવાય તારૂં બીજું એકે સ્વરૂપ મારાથી કલ્પાતું નથી. વિદ્યાચતુર જેવા રસિક સ્વામીની સંસ્કારી પ્રેયસી, કુશળ ઘરરખુ ગૃહિણી, કુટુંબવત્સલ ઉદારચરિત આર્યા તું આર્યસ્ત્રીત્વના અપૂર્વ વિજયસ્તંભ સરીખડી સદાય અમારા વંદન ને અર્ધ્યની અધિકારિણી છે, ને રહેશે.

તારૂં નામ મને ખુબ ગમી ગયું છે. એવું યથાગુણ અને મધુરૂં નામકરણ કરવા બદલ મને ગોવર્ધનરામને ધન્યવાદ આપવાનું મન થઇ જાય છે. ગોવર્ધનરામની દુનિયા એક રીતે બહુ મજાની છે હરેક પાત્રનું નામ તેનું માનસ, સ્વભાવ, ચારિત્ર બધું સ્પષ્ટ કહી આપે છે અમારી દુનિયામાં તો નામોની અટપટી ગુંચવણને ભેદીએ તો પણ પ્રત્યક્ષ અનુભવ વિના કોઇના ખરા ગુણદોષની ગમ જ ન પડે એવી વિપરીત સ્થિતિ પ્રવર્તે છે. વધુ ઉંડું જોઇ શકનારા સૌંદર્યમીમાંસકો ને ચીન્તકો કહે છે કે ખરૂં સૌંદર્ય તો આત્માનું હોય, માત્ર દેહનું નહિં. તારી વિમલ આત્મસમૃદ્ધિ એટલી સુંદર છે કે તારી નમણી ગોરી દેહદષ્ટિના લાલિત્યને એ શતગુણ દિપાવે છે. ખરેખર, તું ગુણસુંદરી છે એટલું જ નહિ, ગુણસાગર પણ છે. તારો એ વિપુલ ગુણભંડાર અમને તો જોવા મળ્યો તારા ગૃહિણીધર્મમાંથી, અને એ જોઇને મને તો એમ જ થયું કે તારા ગુણુમકરમાં જે અનેક સ્ફટિકનિર્મળ તેજસ્વી રત્નો ભર્યાં છે તેની ચમક ને પ્રકાશ અનુભવનાર તારા પતિનાં કુટુંબીજનો ખરેખર ભાગ્યશાળી બની ગયા છે.

પહેલવહેલી પતિગૃહે આવી ત્યારે તોતારા જમાનાની સૌ ગુજરાતી છોકરીઓની માફક તું અનભિજ્ઞ, ગભરૂ, મુગ્ધા જ હતી, પણ તારામાં ભવિષ્યમાં વિકસનાર સર્વ ગુણો બીજદશામાં સુતેલા જ પડ્યા હતા. એના પર વારિસિંચન વિદ્યાચતુર તરફથી થતાં એ વિકસ્યા અને ફેલાયા. સંસ્કારી વિદ્યારસિક પતિના કેટલાક રસોદ્‌ગારો તું સમજી નહિં શકતી ત્યારે તેને થતો આઘાત તું પામી ગઇ અને ત્યારથી તેં એને ગુરૂ કર્યાં. આતુર જિજ્ઞાસા, ઉત્સાહ ને સ્વાગત મેધાને બળે બધી પતિજ્ઞાત વિદ્યા ને સંસ્કાર-

સામગ્રીને તેં ઝીલી અને આત્મસાત્ કરી લીધી. થોડા જ સમયમા એનો ઉપયોગ કરવાનો સમય પણ આવી પહોંચ્યો, પણ તે પતિ માટે નહિં પણ કુટુંબીજનો માટે. એ જ્ઞાન ને સંસ્કાર તેં કેવાક ઝીલ્યા છે તેની આકરી કસોટી પણ તારા મર્મજ્ઞ પિતા ગોવર્ધનરામ તરત જ લે છે. તારા ઘરમાં તારી બે નણંદો, વિધવા જેઠાણી, સધવા જેઠાણી ને તેનો પતિ તથા સાસુ સસરા પોતપોતાના પરિવાર સહિત જાણે એ બધાએ ભેગા મળી તને હેરાન કરવાનું વ્યવસ્થિત કાવતરૂં જ રચ્યું હોય તેમ થોડા જ સમયમાં આવી શંભુમેળો રચે છે, એ સંજોગોમાં આજની નવવધૂને ફટાણું મ્હોં કરતી ને ન ચાલ્યે બબડતી બબડતી કામ કરતી હું કલ્પું છું ને જોઉં છું પણ તારા ઉચ્ચ આત્મગુણો ને પતિદત્ત વિદ્યા તારી કુમકે આવે છે. શી તારી પ્રશાંત સ્થિતપ્રજ્ઞ શી ધીરજ ! શું સ્નિગ્ધ તારૂં કુટુંબવાત્સલ્ય ! શી તારી ઉદ્યોગપરાયણતા ! શી ઉદારતા ! ભિન્ન ભિન્ન રુચિવૃત્તિઓવાળા એ માનવીઓના મિજાજ, સ્વભાવ, ટેવો કુટેવો આદિ મદન કરતી, પ્રફુલ્લ ચિત્તે અને હસતે મ્હોંયે એમની સરભરા તું આનંદથી કરી રહે છે, અને સર્વને સંતોષ આપવા ભગીરથ પ્રયાસ કરે છે. હસમુખાં રહેવાના સમ જેણે ખાધા છે એવી કામચોર દુઃખમા, કજીયાખોર ચંડિકા, ક્રોધી મિજાજી સસરો, દેવપૂજામાંજ રોકાઇ રહેતાં છતાં ક્યારેક સાસુપણાના હક્ક ભોગવતા રહેતા ધર્મલક્ષ્મી, આગસ્તુ કામી જેઠ, ઉચ્છૃંખલ નફ્ફટ મનોહરી, અને આવાં બીજા ને બધી રીતે રીઝવવાનું કામ તો આકાશમાથી ઉતરી આવી ખુદ બ્રહ્મા પણ ન કરી શકે, તે તું ધર્મ માની કુશળતાથી બજાવે છે. સરસ્વતીચંદ્ર અને કુમુદ જેવા મહાસ્વપ્નમા તને એક વેદી પર સતીની પેઠે બળતી, ને પોતાના બળતાં

## હંસ અને ગરૂડ

( ગીત-કાવ્ય )

૧

પૃથ્વીને પડથાર, સરોવર,
ને ગિરિવર સહાય.
એક રંગે નહીં સાગર બાજુ—
અન્યઃ ઉર્ધ્વદ્યુતિ રહાય !

૨

સરોવરે રાજહંસ કમળે—
રમે લલિત સુકુમારઃ
જળ લહરીને સંગીત ઝૂલે—
રચે સ્વર્ગ-સંસાર !

૩

ગિરિગોખેથી નયન-બાણ સમ—
ગરૂડ વીંધે વ્યોમ·
પ્રભુ અવતારે ધરી વિમાને—
રસ-પ્રભુતાને ભોમ !

૪

અબોલ એકાંતે આનન્દે—
પ્રાણીમાત્ર લ્હેરાયઃ
હરે હંસલાં ત્યમ મોતીડાં—
વિમુક્તિનાં વેરાય !

૫

ગરૂડને ગર્જન, નિર્ભય જગ—
પ્રેમ પરસ્પર રહાયઃ
સૂર્ય રશ્મિને અગ્નિ, ઝીલી—
સંજીવનફળ લ્હાય !

૬

ઉભય પંખીના ન્યારા નિર્મિત—
નિશ્ચિત જીવિત-પન્થ·
એક રસાતલ વર્ષા ઝીલે—
પ્રકટે અન્ય વસન્ત !

૭

કરૂણોજ્જ્વલ જીવનને ઝુલવે—
પુણ્યાનન્દે હંસઃ
ગુણ-ગૌરવવીર ગરૂડ જગવે—
પ્રાણચમક દિવ્યાંશ !

લલિત

## ન શાને ગમે ?

ઉગતી ઉષાના ઉલ્લાસ,
બ્હેનડી, ન શાને ગમે રે:
મનસ્યા મધુરીના વિલાસ,
બ્હેનડી, ન શાને ગમે રે ? ટેક.

ખીલી રહ્યાં હોય
નવરંગી ફુલડાં,
કરતાં પતંગિયાં નૃત્ય,
બ્હેનડી, ન શાને ગમે રે ?

ખીલી રહી હોય
આંબાની કુંજ ને
ટહુકી રહે પરભૃત:
બ્હેનડી, ન શાને ગમે રે ?

સુંદર હરિયાળાં અને
શિખરો પહાડનાં
ઝરણાં વહે ઝમઝમ:
બ્હેનડી, ન શાને ગમે રે ?

સાથિયા પૂરાય ગગન
તારાનાં ચિત્રણો,
વેરતાં વ્યોમનાં કુસુમ·
બ્હેનડી, ન શાને ગમે રે ?

મેનાનાં મધુર ગીત
પ્રગટાવે પ્રકૃતિ,
રેલે સૌન્દર્ય રસગાન:
બ્હેનડી, ન શાને ગમે રે ?

શિલ્પ કે સ્થાપત્ય, ચિત્ર
કવિતા કે હોય નૃત્ય,
પ્રભુતાનું કરાવે જે ભાન:
બ્હેનડી, ન શાને ગમે રે ?

જનાર્દન પ્રભાસ્કર

શરીરમાંથી નીકળતી ઉકળતી અમૃતધારાઓ તારા શરીરને અમૃતસ્નાનમાંથી ચારે પાસથી વીંટેલા કૃમિગણનાં મુખમાં જાય એવો પ્રયત્ન કરતી જોઈ એ તારા કુટુંબવત્સલતાનું સાચું મહત્ત્વ આધ્યાત્મિક ચિત્ર નથી ? આ મઠમાં તારી આત્મસમૃદ્ધિ કેટલી બધી ખીલી નીકળી છે ! પતિની સગવડ સાચવવામાં તારો પતિપ્રેમ: ગૃહકાર્યની વહેંચણી કરવામાં અને વ્યવસ્થા જાળવવામાં તારી કાર્યપરાયણતા: સૌનું મન સાચવવામાં ને તેમને અનુકૂળ થવામાં વ્યવહારદક્ષતા' સૌ પોતપોતાના સ્વાર્થમાં રમે ત્યારે તારી વૈયક્તિક સુખ સગવડો પ્રત્યે ઉદાસીન રહેવામાં તારી નિસ્વાર્થતા, ઉદારતા ને ત્યાગ· સૌની સેવા કરવા છતાં જશને બદલે જુતિયાં મળે અને અનેકોનાં મ્હેણાં ટોણાં સાંભળવાં પડે તે સહન કરવામાં તારી સહનશીલતા, ક્ષમા ને ધીરજ : વાત વાતમાં સ્વભાવ ને વર્તનની હીનતા છતી કરનાર માણસોની વચ્ચે કાદવમાના કમળની માફક પોતાના ઉમદા ચારિત્ર્યની છાપ ને વર્ચસ્વ પાડવામાં સારું ગૌરવ ને વ્યક્તિત્વ· આમાંથી શાની પ્રશંસા કરી ને શાની નહિં !

મને તો બેજ વાના તારા સ્વભાવમાંથી ખૂબ આકર્ષે છે, એક તારી ઉદારતા ને બીજી તારી સહનશીલતા. પોતાની દીકરીને પરણાવવા દુ:ખમા પોતાનું ઘરેણું છોડવા તૈયાર નથી ત્યારે તું સ્વેચ્છાએ રાજીખુશીથી પોતાનો મંગળધર્મ માની તારું ઘરેણું ગીરો મૂકીને તેનાં લગ્ન કરાવવા તૈયાર થઇ જાય છે. ને તે પણ એનાં ડિંડિમ વગાડીને નહિ, માત્ર એક વિદ્યાચતુરને જ તે વાત તેં કરેલી. વળી પોતાને માટેની અનેક ચીજો નણંદો જેઠાણી, જેઠાણીની પુત્ર-વધુ, સાસુ આદિને વાપરવા આપી દેવાની તારી ઉદારતા કંઇ કેર કેર સ્ત્રીઓમાં જોવામાં આવતી નથી.

ગાનચતુરને નોકરીએ વળગાડવામાં ને તેને ઠેકાણે લાવવામાં પણ તારો હિસ્સો નાનો સૂનો નથી. તારી સહનશીલતા ખાતર તો ક્ષમયા ધરિત્રી એમજ કહેવાનું મન થઇ જાય છે. પણ પાપનો ભાર અમહ્ય થઇ પડયો. ધરિત્રી મૈયા પણ અકળાઇ ઉઠી, કકળાટ કરતાં બ્રહ્મા કે ક્ષીર સાગરવાળા વિષ્ણુ પાસે ફરીયાદ કરવા જાય છે, એવું પુરાણો કહે છે. પણ તું તો બધુંય જાતે જ સહી લઇ તેના પર અકળ પડદો ઢાંકી, દે છે. વિદ્યાચતુરને મ્હોંયે એક પણ શબ્દ તેં કદી ફરીયાદનો ઉચ્ચાર્યો મે જાણ્યો નથી. એ બાબતમાં તો પૃથ્વી કરતાંયે તારૂં સહન તપન આગળ વધી જાય છે. પણ એથીયે વધુ આકર્ષક તો છે તારા ચારિત્રની વિશુદ્ધિ. મનોહરી જેવી છકેલી મસ્ત યુવતીને તું તારા નિર્મળ સ્પર્શથી જે રીતે શુદ્ધ ને સ્વસ્થ બનાવે છે તે તો કોઇ વિરલ છાપ અમારા .. પાડે છે. પારસમણિ લોહને સ્પર્શી તેને ચિન બનાવે તેમ તું એકલી મનોહરીને જ નહિં, ગાનચતુરને પણ સુધારી લે છે. પછી નવાઇ ખરી કે તારો પતિ તને વ્હાલ માં ' ગુણીયલ ' કેમ કહે છે ?

" ગુણીયલ, તું તો આમ આકરી મ્સો ટીમાંથી ઉજ્જવળ રીતે પસાર થાય છે અને સંયુક્ત ગૃહવ્યવસ્થાને તારી જ્યોતિથી અજ-વાળી જાય છે. પણ મને અને મારા જેવા અનેકોને , એવી ચીડ ચડે છે એવી કુટુંબ-વ્યવસ્થા પર કે અમારા હાથમાં સત્તા હોય તો કલમના એક ધમરકાથી આખા દેશમાંથી એ નાબુદ કરી નાખીએ. અલબત્ત તું તો એ ભઠ્ઠીમાં જેમ જેમ વધુ તપાય છે. તેમ તેમ વધુ શુદ્ધ બને છે, પણ તારા જેવી અનેક ગુણસુંદરીઓને અકાળે પરાણે ત્યાગમૂર્તિઓ બનાવી તેમના જીવનનો અર્ધો રસકસ ઉગતી જુવાનીમાં જ ડામી દેનાર આવી સંયુક્ત-કુટુંબની પ્રથા સામે તારૂં સહનતપન જોનાર તો જેહાદ જ પોકારશે. તારી અપ્રતિમ શક્તિ, વાત્સલ્ય, વ્યવહારદક્ષતા, ઉદારતા ઇત્યાદિ આવર્ષ નાનાં બંધીયાર ને સાંકડાં ક્ષેત્રમાં તથા સ્વાર્થી કુટુંબીઓએ ઉપજાવેલા ગૃહકલહના શમનમાં જ નકામાં વેડફાઇ જાય . તેના કરતા એ સલામત રહ્યાં હોત તો તને અને તને જીવનસહચરી તરીકે મેળવના ભાગ્યશાળી બનનાર તારા પતિને કેટલો અલભ્ય જીવનાનંદ એ અર્પત ! પણ તારા ગ્રન્થકાર તો બહુ શાણા ને ઠરેલ વિચારક હોવાથી અમ જુવાનિયા જેવા આવેશપ્રધાન એ ન બની શકે એ સ્વાભાવિક છે. તેમાં વળી તેમણે તો આપણી સંસ્કૃતિમાં જામેલા રાફડાઓ બતા-વવા અને પાછા તે રાફડાઓમાં પણ કેટલાક રત્નો પાકે છે તે બતાવવા ધારેલું ને ? એટલે એમનો હેતુ તો એવો કે " જુઓ ભાઇ, આ બધાય રાફડા તમારે ખોદી કાઢી ,સાફ કરવાના છે. પણ જરા સભાળજો, એ રાફડાઓ છેક નિર્માલ્ય નથી, તેમાંથી કેટલોક જ્યોતિ પ્રકાશ નીકળે છે એ તરફ બેધ્યાન ન બનજો. ' એનો અર્થ એ થયો કે સંયુક્ત કુટુંબની પ્રથા એ અત્યારના પલટાયેલા સંજોગોમાં સ્પષ્ટ રીતે ગતપ્રાણ રૂઢિ છે એટલું જ નહિ પણ. પતિપત્નીના વિકાસમાં અને પ્રણયસહચારમાં અનેકધા બાધક પણ છે. તો પણ જો આવા કુટુંબમાં એકાદ ગુણસુંદરી હોય તો તો એ બધાનું એ સારૂં વાળી દે. ખરેખર ઓ કુલયોગિની, તું ન હોય તો આવી વ્યવસ્થા હલાહલ ઝેર છે, તું હોય તો એવું ઝેર પણ અમૃતમાં પલટાઇ જાય, તારા વિનાનું સંયુકત કુટુંબ એટલે સેતાનજણી આફત. અગરબત્તી માફક તું એક કુટુંબયજ્ઞની વેદી પર હોમાઇ જાતે બળતી. ગઇ પણ સર્વને સુગંધ આપતી ગઇ. શંકરે હલાહલ પીધેલું તો તેં પણ કંઇ ઓછું હલાહલ નથી પીધું. આમ

હોવાથી જ પેલો સરસ્વતીચંદ્ર પોતાનું મનોરાજ્ય કુમુદને કહેતી વેળા કહે છે કે ' હું તેમના ( વિદ્વાનોના ) ઘરોમાં ગુણસુંદરીઓ, કુમુદસુંદરીઓ ફરતી જોવા ઇચ્છું છું.. ' એ યાદીમાં પણ પહેલું નામ તારું જ છે એ કંઇ અકસ્માત નથી પણ સહેતુક છે એમાં મને શંકા નથી ચાંદામાં પણ સરસ્વતીચંદ્ર તથા કુમુદ સ્વપ્નમાં તારી તેજોમૂર્તિ નિહાળે છે. સરસ્વતીચંદ્ર પુરાણના દ્વિતીયકાંડ આખાને તું તારી જ દિવ્ય પ્રભાથી ભરી દે છે પેલા અંગ્રેજ વિવેચકે શેક્સપીઅર માટે કહેલું કે તેના શોકપર્યવસાયી નાટકોમાં નાયિકાઓ જ છે, નાયકો છે જ નહિ, તે વાક્ય મને તારા સંબંધમાં પણ સાચું લાગે છે સરસ્વતીચંદ્ર પુરાણના દ્વિતીયકાંડમાં તું જ સર્વસ્વ છે, અધ્યસ્થાને બિરાજે છે અને વિદ્યાચતુર પણ તારી પ્રભા આગળ ઝાંખા પડી જાય છે અમારા કવિવરના ૐ नमो कुलयोगिनी–એ શબ્દોમાંજ તને અર્ધ્ય આપી શકાય.

અયિ સંસારશોભન તપસ્વિનિ, કોણ જાણે કેમ અમારા હિંદના લેખકોને સ્ત્રીઓ પાસે તપસ્યા કરાવવાનું બહુ પસંદ પડી ગયું લાગે છે સીતા, શકુન્તલા, ઉમા દમયંતી, દ્રૌપદી આદિ પુરાણગાન સ્ત્રી વિશેષોની એવી જ જીવનકથા આલેખાઇ છે. ગોવર્ધનરામે પણ તને તથા તારી મોટી પુત્રીને તપસ્વિનીઓ બનાવી છે તે આવાજ કોઇ હેતુથી હશે ? સૌન્દર્ય ને રસ જોડે તપસ્યાનો મેળ કેમ ખાય ? પણ નહિં, આર્ય સંસ્કૃતિનું જ એ વિશિષ્ટ તત્વ છે કે ' પ્રભુએ બાંધી પાળ રત્નાગરની પુષ્પથી ' રસ સાથે પુષ્પ, સૌન્દર્ય સાથે ત્યાગ ને તપ એવી આર્યસંસ્કૃતિએ અજબ સમિશ્રણ કર્યું છે. પૂર્વની સંસ્કૃતિ, કવિવર્ય ટાગોર કહે છે તેમ, ત્યાગપ્રધાન છે, અને કોઇ પણ પ્રજા કે રાષ્ટ્રની સંસ્કારિતાનું માપ તેની સ્ત્રીઓ પરથી નીકળે. એ જોતા આર્ય સ્ત્રીત્વમાં આત્માનું સૌંદર્ય ને ત્યાગ વૃત્તિનાં તત્વને પ્રધાન સ્થાન આપવામાં આવ્યાનું રહસ્ય સમજાઇ જાય છે. પશ્ચિમની સંસ્કૃતિ ભોગપ્રધાન વધુ, એટલે ત્યાંનો સ્ત્રીત્વનો આદર્શ ભારતીય આદર્શને જરા પણ સમજી ન શકે એવો સંભવ છે ત્યાં વૈયક્તિક સુખને ખાતર બધી પ્રવૃત્તિ હોય, આત્મસમર્પણની ભાવનાનો, સામાન્ય રીતે અભાવ હોય, પતિપત્ની વચ્ચે પણ વારંવાર અંટસ પડતા લગ્નવિચ્છેદ થતા હોય, અને વ્યક્તિ સ્વાતંત્ર્ય ખાતર પોતાના રૂંધાતા વિકાસના આગળા ઉઘાડી નાખવા માટે પેલા ઇબ્સેનની નોરાની માફક પતિ ને છોકરા ને ઘરબાર બધું ફગાવી દઇ ચાલી નીકળવાની વૃત્તિને શાબાશી મળતી હોય, એવું ચિત્ર જરાય અતિશયોક્ત નથી ગુણસુંદરી, તમને નોરા થતા હું સ્વપ્નમાં પણ કલ્પી શકતો નથી નોરા પોતાનો વિકાસ સાધવા ચ્હાય છે ને પતિના ઘરબારનો ત્યાગ કરે છે, તમે તમારા પતિના કુટુંબીજનોના સુખ સગવડ ખાતર તમારો પોતીકો વિકાસ ને સુખ ને સ્વાતંત્ર્યનો લ્હાવો જતો કરો છો. આર્ય સ્ત્રી પોતાની જાતને ભૂંસી શકે છે એમાં જ આર્ય સ્ત્રીત્વનો વિજયડંકો છે. ગુણસુંદરી, તમે આર્ય સ્ત્રીત્વના ઉજળા આદર્શની મૂર્તિ છો, અત્યારના ગુજરાતમા દેહસૌંદર્યની કૃત્રિમતા, વંધ્ય વાચાળતા, કુટુંબવાત્સલ્યનો અભાવ, ત્યાગ કરતાં પોતાના હક ને ભોગ ન જવા દેવાની ચીવટ ઇત્યાદિ લક્ષણો પાશ્ચાત્ય સંસ્કારોના સંસર્ગને બળે પગપેસારો કરતા જાય છે એ વખતે આજની સ્ત્રીઓને માટે તમે જ પુણ્યમાર્ગ પથદર્શિકા છો, દીવાદાંડી રૂપ છો એમ કહી નાખું તો શું ખોટું છે ?

પછી તો કુટુંબજાળમાંથી મુક્ત થયા બાદ સૌમ્ય, શાન્ત, સાત્ત્વિક એવું તારૂં જીવન એકધારૂં વહે જાય છે. કુટુંબકાર્યની જંજાળમાં કુમુદના તરફ જરા ધ્યાન નહિં આપી શકાયેલું તેનો ખંગ તું વાળી દે છે. કુસુમના વિકાસને અનુકૂળ ભૂમિકા તૈયાર કરીને પણ તરત જ તને બીજી જ ચિન્તા ચોંટે છે તે તારી 'પુત્રસમોવડી' એ નાની પુત્રીને માટે યોગ્ય પતિ શોધવાની એ ચિન્તા જોડે ગરીબડી કુમુદની સ્થિતિથી તને ઉપજતું દુઃખ મળી તારા ગૌર વદન પર ગ્લાનિ ને હૃદયમાં અકથ્ય વિષાદ ઉપજાવે છે. તારી એ ખિન્ન મૂર્તિ મને ય ઘણીવાર સખેદ કરી મૂકે છે.

ને ત્યાર પછી ઘણો વખત વીતી જાય છે અને તને ઠીક ઠીક સમય પછી જ્યારે જોઉં છું ત્યારે, માફ કરજે ગુણીયલ, પણ મને તું પહેલાંની ગુણીયલ ન લાગી. મનોહરીને ધારનાર તું 'કુમુદના દૂષણની આશંકાએ તને મૂઇ વાંછી તેનું મ્હોં પણ જોવા ના-કબુલ થાય એ તારા વર્તનમાં કઇ રીતે સંભવે એની જ મને ગમ ન પડી. તારૂં કુમુદ પ્રત્યેનું તે વેળાનું ઠંડું ક્રૂર વલણ ' अयि कठोर यशः किल ते प्रियं ' એમ કહી તને સંબોધવા પ્રેરે છે. ગાય જેવી ગરીબ દીકરી નહિં, પણ સમાજભય, પ્રતિષ્ઠાભય, અને વર્ષોથી માનેલી નીતિનો ભય તને બ્હીવડાવતો મને લાગ્યો. ખરૂં કહું તો મને તારા વિકાસને ન છાજે એવાં તારાં તે વેળાનાં વાણી ને વર્તન લાગ્યાં છે. વિદ્યાચતુરના સંસ્કાર શીખામણ આટલે સુધી ઝીલી પછી આગળ એક કદમ ને તેય પતિની પાછળ પાછળ, તે કેમ નથી ભરી શકતી ? કે પછી આખરે તુંય ગુજરાતી સ્ત્રીને ? એટલે અમુક હદથી આગળ જતાં ખચકાય, સમાજવ્યવસ્થામાં ક્રાન્તિ કરતાં બ્હીએ એવું ય જતાવવું જોઇએ ? ગોવર્ધનરામે એક સ્થળે લખ્યું છે તેમ પચીસની ઉમરે જે હિંદુ જુવાન વિચારોમાં ઉગ્ર સુધારક ને જહાલ હોય છે તેજ પાંત્રીસની ઉમરે નરમ મવાલ અને સંરક્ષક બની ગયો હોય છે. એ સિદ્ધાંતમાં તું અપવાદ બને એ તારા વિધાતાને ન રૂચ્યું અને સ્ત્રીની સામાન્ય રીતે સંરક્ષક મનોવૃત્તિનું દર્શન તારામાં તે વેળા કરાવ્યું. છતાં ય આર્યા તે આર્યા. બધી રીતે ના કબુલ છતાં કુમુદને સરસ્વતીચંદ્ર જોડે પુનર્લગ્નથી સાંધવા ને તેમ કરતા પ્રધાનપદું જાય તો જવા દેવા તૈયાર થએલા તારા પતિને અનુસરવા તો તું બંધાય છેજ, પણ મને અફસોસ રહી ગયો એ વાતનો કે તું ત્યાં દલીલમાં તારી,વિચક્ષણતા, સુદિગણુતા ઇત્યાદિ કેમ વિસરી જાય છે અને પતિના આ આગળ પડતા વિચારને ઉમળકાભેર કેમ વધાવી નથી લેતી ? પણ એમાં તારો વાંક નથી. તારા વિધાતા થોડાક સમાજભીરૂ ને સંરક્ષણવૃત્તિના હતા એ બિના ભૂલી જઇએ તો પણ કલાકાર લેખે તેમણે પાત્રોનું ભાવનાત્મક સાથે જ વાસ્તવિક આલેખન પણ કરવું ધાર્યું હતું તેથી તારૂં વર્તન એવું બની ગયું. આજના ભણેલા ગણેલા જુવાનિયા પણ ચૂપચાપ કેટલાંક રૂઢ મંતવ્યોને અને સમાજના આચારોને વશ નથી થઇ જતા ? તું એનાથી આગળ જાય તો તો માત્ર ખ્યાલી આદર્શમૂર્તિ જ બની જાય ને ?

પછી તો તારી શેષ અવસ્થા હું જોવા પામ્યો નથી, પણ કલ્પી શકું છું ખરો. કુમુદનું પુનર્લગ્ન સરસ્વતીચંદ્ર જોડે ન થયું, તેમજ કુસુમને સરસ્વતીચંદ્રે સહધર્મચારિણી તરીકે સ્વીકારી એ બંને બિનાએ તારા હૃદય પરની મોટી શલ્યા જાણે ઉંચકી લઇ ' હા...શ ' નો ઉદ્ગાર તારી પાસેથી કઢાવ્યો હશે જ એમાં શંકા નથી. કુસુમનો વધતો જતો શારીરિક માનસિક વિકાસ જોઇ

## રશિયન મહિલાઓની કૂચ



રશિયામાં થોડાજ સમય પર નવી રાજઘટનાનો દિન ઉજવાયો તે પ્રસંગે લશ્કરી સિપાઇઓની સ્ત્રીઓએ મોસ્કોના રસ્તાઓ પરથી ગીત ગાતાં ગાતાં કૂચ કરી હતી તેનું એક દૃશ્ય.

न जाने भोक्तारं कमिह समुपस्थास्यति विधिः એ તારી ચિન્તા ટળવાથી અને કુમુદનું તો બગડ્યું તેમાં નિરુપાય. પણ કુસુમને તો સર્વથા સુયોગ્ય પતિ મળી ગયો એ ખ્યાલે તને નિશ્ચિન્ત થતી કલ્પું છું. આ સાથે પતિને જુવાનીમાં તો કુટુંબપુરાના વહનમાં સુખ કે હુંફ બહુ નહિ આપી શકેલી એટલે હવે જીવનનો થાક ચઢવા લાગેલા પતિની કાળજીભરી સુશ્રુષા કરવામાં તારો સમય વ્યતીત થતો જોઉં છું. જેવો આદર્શ ગૃહિણીધર્મ ને ગૃહસ્થાશ્રમ તેં ગાળ્યો તેવો જ તમારો વાનપ્રસ્થાશ્રમ પણ હશે જ એમાં શંકા કોને હોય! અને છતાંય, દુઃખીયારી ત્યાગમૂર્તિ કુમુદના ભસ્મજીવનની સ્મૃતિથી કોઈ કોઈ વાર છાને ખુણે આંખોમાંથી આંસુની અમોલી સેર વહાવતી પણ તને કલ્પું છું. ખરું પૂછો તો તારું

૬

## બજાવે બંસરી શ્યામ

(ઢાળ-'આજે નોમ ભરહરિયે ભારતનું ઝોલાં ખાય')

જોને બ્હેની! કાલિન્દીતટ બજાવે બંસરી શ્યામ!
દીપે કેવો રૈલરિયો કામણગારો એ કહાન!

એ મધુર નાદ સૂણી કાન,
બની ગોપી સહુ ગુલતાન;
તનમનથી લાગ્યું તાન-જોને૦

તરછોડયાં ન્હાનાં બાલ,
કર્યું ચંદ્રક કાજળ ભાલ;
કશુંયી સમજાની ન સાન-જોને૦

અવળાં અંબર સજી અંગ,
સહુ ધસિયાં જ્યાં શ્રીરંગ;
ધર્યું ચરણે તન-મન-ધન-જોને૦

એ અદ્ભુત આત્મારામ,
ઇન્દ્રિય સહુ ગોપી અનામ;
કર્યું દમન ત્હેનું યદુનાથ-જોને૦

એ બ્રહ્મચારી ભગવાન,
લીધો અષ્ટમ અવતાર;
યદુકુલદીપક ઘનશ્યામ-જોને૦

દીપકબા દેસાઇ

એ કલ્પનાચિત્ર જ મને બહુ સાચ્ચું લાગે છે.

જ્યારે જ્યારે તારી મનોમૂર્તિ મારા સ્મરણપ્રદેશમાં ખડી થાય છે ત્યારે ત્યારે મને આંગ્લકવિ વર્ડ્ઝવર્થની પેલી

A perfect woman nobly planned
To warn, comfort and command;
And yet a spirit, still and bright,
With something of an angel's light.

એ પંક્તિઓ એકદમ યાદ આવે છે. તે પંક્તિઓ તારે માટે સુંદર ભાષ્યરૂપ છે, એ પંક્તિઓમાં તારું જ વર્ણન અભિપ્રેત છે એમ મને હરઘડી લાગ્યું છે. પણ તારું ચરિત્ર જ એવું ઉદાત્ત છે કે બધા આદર્શ તારામાં સમાઈ જતા લાગે છે. પેલો સંસ્કૃત શ્લોક કુલની ઉદ્ધારનારી ગૃહિણીના ગુણોની જે યાદી આપે છે, (कार्येषु मंत्री करणेषु दासी ०) તે પણ તને યથાસ્થિત લાગુ પડે છે.

પંડિત માલવીજીએ એક વેળા ગુજરાતણના સંસ્કારિતા અને ગૃહમાર્દક્ષતા એ બંને ગુણોને પ્રશંસ્યા હતા અને પોતે તે પર મુગ્ધ બન્યા હતા, તે બંને ગુણોનું મિલન તારામાં એવું મળ્યું છે કે ગુણગરવી ગુજરાતણની કોઇ આદર્શમૂર્તિ બતાવવાની હોય તો તને જ ચીંધવી પડે અને એક અંગ્રેજ લેખકનું નારીમહિમાસ્તવન—

"Woman stands for the maternal spirit the representat on of young Madonna self-sacrificing protecting and exquisitely ben gn."—

પણ જાણે તને જોયા પછી જ લખાયું હોય તેમ લાગે છે. તારી વધુ તે શી પ્રશંસા કરવી ? તને તો અમારાં સૌનાં વંદન જ હોય:

जगद्वन्द्यां देवीमुपसमिव वन्दे भगवतीम्.

અત્યારના સંક્ષોભના કાળમાં ન પુરા પૌરસ્ત્ય ન પુરા પાશ્ચાત્ય એવા કઢંગા સંકરમાં અત્યારનો નારીવર્ગ ઝડપાઇ ન જાય તે પહેલાં કહી કહી તારી પુણ્યજ્યોત અમારા દેશમાં પ્રસરાવી ચિરંજીવ રહેજે,' ગુણીયલ. હું હૃદય તેજ ભારતીય સ્ત્રીત્વનો અને ગૃહસંસારનો જયવારો છે.

---

## પ્રેમના બોલ

( ગીત )

પ્રેમના અબોલ બોલ આજે બોલાયા !
યુગયુગને અંતરાળે આજે બોલાયા !
પ્રેમના અબોલ બોલ.

હૈયું હિલ્લોલે ચઢે,
આત્મા નાચે ને કૂદે,
અન્યોન્ય સાર ઉર ઉરમાં ઢોળાયા !
પ્રેમના અબોલ બોલ.

પ્રેમના અબોલ બોલ આજે સુણાયા !
આજે સુણાયા, પ્રાણ પ્રેમથી પીવાયા !
પ્રેમના અબોલ બોલ.

યુગયુગની ભૂખ લાગી,
આત્મની અનંત પ્યાસી,
અમૃતની રેલી રહી આજ જીવનધારા !
પ્રેમના અબોલ બોલ.

પ્રેમના અબોલ બોલ આજે ઝીલાયા !
આજે ઝીલાયા, આજ પ્રેમીએ પમાયા !
પ્રેમના અબોલ બોલ.

દ્વૈત તે અદ્વૈત થાય,
આત્મ આત્મમાં છુપાય,
વિશ્વકુંજ ગુંજે આજ મિલનની સિતારા !
પ્રેમના અબોલ બોલ.

फाल्गुन

# માતાનો સહકાર



લેખિકા શ્રીમતી સરોજબહેન વ્યાસ

> તમે મારા દેવના દીધેલ છો,
> તમે મારા માગી લીધેલ છો;
> આવ્યા ત્યારે અમર થઈને રહો

કોઈ અજાણ્યા કવિએ એ ગાયું જાણ્યે અજાણ્યે આપણે એ ઝીલ્યું.

પણ એ 'દેવના દીધેલ' કે 'માગી લીધેલ'ને 'અમર થઈને રહો' કહેવાથી આપણું કર્તવ્ય પૂરું થાય છે ?

માતા એ આવતી કાલના જગતની સર્જનહાર, નવયુગને ઘડનાર, અને નવી સંસ્કૃતિને પોષનાર છે. માતાની જવાબદારી બાળકને જન્મ દઈ રાખવામાં જ પૂરી થતી નથી, પણ એની ખરી જવાબદારી તો બાળકનો વિકાસ સાધવામાં છે. જે માતા સમજપૂર્વક બાળકના સર્વાંગ વિકાસમાં ફાળો આપે છે, તેજ માતા બાળક તરફની પૂર્ણ જવાબદારી સમજે છે એમ કહી શકાય.

પણ માતાને બાળક તરફની જવાબદારી અદા કરવામાં આનંદ તો ત્યારે જ આવે કે જ્યારે બાળકની જવાબદારી એણે પોતાની હાર્દિક ઇચ્છાથી માગી લીધી હોય. માત્ર પિતાની ઇચ્છાથી અથવા કોઈ વાસનાના પરિણામે થયેલું બાળક એ માતાનું માગી લીધેલું બાળક નથી. માતાએ પોતાની આર્થિક, કૌટુંબિક, શારીરિક પરિસ્થિતિ ધ્યાનમાં લઈને, જો પોતાને બાળકનું પારણું ઝૂલાવવાનો શોખ હોય, અને પોતાને બાળક જોઈતું હોય તો જ બાળક હોવું એ માતાનો અપૂર્વ લ્હાવો છે, અને જગત ઉપર એવી સંસ્કારી માતાઓનો ભારેમાં ભારે ઉપકાર છે પરંતુ દૈવયોગે આવી પડેલા બાળકો તરફ માતાને ગમે તેટલો કુદરતી પ્રેમ હોય, છતાં, તે તેમને પૂરતો ન્યાય તો નહિ જ કરી શકે.

માતાપિતાને હાથે બાળકને અન્યાય ન થાય એટલા ખાતર જ નહિ પણ બાળક પ્રત્યેના સ્નેહની ખાતર તેમને બાળક ન જોઈતું હોય તો ન જ થવું જોઈએ. સંયમ સુંદર છે પરંતુ જ્યાં અને જ્યારે, સંયમ અસંભવિત હોય, ત્યાં અને ત્યારે ખુલ્લા દિલથી, સંતતિનિયમનનાં વૈજ્ઞાનિક સાધનો તેમણે વાપરવા જોઈએ.

માતાએ બાળકના કલ્યાણને ખાતર, તેના સંપૂર્ણ વિકાસ અર્થે, ઘણી ઘણી તૈયારીઓ કરવાની હોય છે. બાળકને જન્મ દેતાં પહેલાં પણ માતાએ કેટલીક ખાસ તૈયારીઓ કરવી જોઈએ. જેમકે શરીરશાસ્ત્ર, માનસશાસ્ત્ર, બાળકનો ખોરાક, બાળકની ટેવો, બાળકના કપડાં, બાળમાનસ, બાળરોગો, અને બાળવિકાસ વગેરે વિષેનું સામાન્ય જ્ઞાન માતાએ મેળવવું આવશ્યક છે.

બાળક એ કાંઇ માટીનો પીંડો નથી કે જેનો ગમે તેવો ઘાટ ઘડી શકાય. એ તો એક, સચેતન, સ્વતંત્ર વ્યક્તિ છે. માતાપિતાએ બાળકનાં સ્વભાવ, ટેવો, આંતરિક શક્તિઓ, કલ્પના, બુદ્ધિ વગેરેનું અવલોકન કરી તેના વિકાસ અર્થે જોઇતું પ્રોત્સાહન, સ્વાતંત્ર્ય અને સમજ આપવાં જોઇએ. તેમ કરતાં બાળક કુદરતી રીતે જ ખીલી રહે છે.

ત્યારે બાળકના વિકાસને માટે શું શું કરી શકાય? માતા પિતા એમાં કેટલી સહાય આપી શકે? એ આપણે વિચારીએ.

પ્રથમ તો બાળકના કપડાં લઇએ. એમાં આપણે એટલું જોવું જોઇએ કે એ સારાં, સુંદર અને સ્વચ્છ છે, અને એના શરીરની ગતિને રૂંધી રાખે એવાં નથી. ઋતુ પ્રમાણે કાપડમાં અને પહેરવેશમાં ફેરફાર કરવો જોઇએ. બાળક સમજણું થતાં પોતાની મેળે પહેરી અગર કહાડી શકે, એવાં કપડાં હોવાં જોઇએ. એક નાનો જ દાખલો લઇએ:—હૉક અગર મથરાના બટન પાછળ રાખવાથી બાળકને પહેરતાં અગવડ પડે છે એનો ખ્યાલ કેટલાં માબાપોને આવતો હશે! સમજુ માતાએ કહેવાતી ફેશનને બાજુએ મૂકી, પહેરવેશ બાળકને ગમે અને જેમાં તેને સુખ અને મરજી લાગે તેવો યોજી કહાડવો જોઇએ.

બાળકના ખોરાકમાં પણ કાળજી રાખવી જરૂરી છે. ખોરાક સાદો અને પૌષ્ટિક આપવો જોઇએ. વળી પ્રમાણસર અને નિયમિત આપવો જોઇએ. બાળકને પોતાની જાતે ખાવાનું ગમે છે. અતિસ્નેહ કે માતાની મમતા ખાતર (કપડાં બગાડશે, હાથ પગ મોં ગંદા કરશે એવા બહાના નીચે) બાળકને કોળિયા દેવામાં તો એને આપણે પાંગળું જ બનાવીએ છીએ.

ઘણાં કુટુંબોમાં આયા રાખવાની પ્રથા આજે ઘર કરી બેઠી છે. પણ એમાં યે માતપિતાએ એટલી કાળજી તો અવશ્ય રાખવી જોઇએ કે આયા બાળક સાથેના વર્તનમાં માયાળુ, સંસ્કારી અને બાળજિજ્ઞાસાપોષક છે અને બાળકના વિકાસમાં અંતરાયરૂપ નથી. જો આયા બાળકને ધમકાવતી હોય, તેની જિજ્ઞાસાને દબાવી દેતી હોય તો બાળકનો વિકાસ અટકી પડે છે.

આજુબાજુનું વાતાવરણ બાળકના કુમળા મન પર ઝટ અસર કરે છે. ગમે તેવાં બાળકોની સોબત, હલકા પ્રકારનું વાંચન, ગંદાં ચિત્રો એના વિકાસમાં અંતરાયરૂપ છે. માબાપને રૂચિકર નાટક-સિનેમામાં કે ક્લબ-પાર્ટીઓમાં બાળકને સાથે લઇ જવાથી

## મંગલ–વિધાત્રી

"સખે! તુજ ગભીર નેત્ર મહીં તેજ શશિ સૂર્યનું,
અને મુખ વિષે વસી કમલશાયિની શારદા;
પદે તવ દીસે અતિ સબલ જોમ યુવાતણું,
અભિનવ નિહાળું ચેતન રગે રગે નર્તતું.
નવીન કંઇ દીપ્તિ, આસ, સુડ ઓપ વ્યાપી રહે,
વદે નહિ શું કેમ એ તુજ સમાનમાં સંભવે?
નિરાશ, દિલદગ્ધ તું જગદરણ્યમાં આથડ્યો;
'નહિ, સુખ અહિં નહિ, અહિં જ શાન્તિ આશમના,
કઠોર, હિતહીન શાસકતણા કુડા શાસનમાં;
સનાતન પ્રચંડ તાપ વિશ્વ અન્યના સંભવે.'
કહ્યું તુજ પ્રતાપ એ સ્મરી બધા વિમાસું ઉરે,
નિહાળી તુજ રૂપ અન્ય અજબ શાન્તિ વ્યાપે છતાં"
"સુધાવાસ કર દંડ સ્પર્શથી હૃદયગિરિ પરે,
મકટી ગંગા ત્યાંય પાપ તાપ સંહારતી."

નવલરામ ત્રિવેદી

બાળક રૂંધાઇ જાય છે. આપણી ગમે તેવી વાતો સાંભળવાથી, ગમે તેવા સિનેમા જોવાથી, બાળક અકાળે સમજણું ( Prematurely Old ) બની જવાનો સંભવ છે. બિચારાં બાળકો નિર્દોષ વાતાવરણમાં સ્વતંત્રપણે એમની રીતે અને એમની ગતિએ ખીલવાને બદલે કરમાઇ જાય છે. બાળકને મ્યુઝિયમ, બાગમાં કે ખુલ્લી હવામાં ફરવા લઇ જવું એ વધારે ઉપયોગી તેમજ આનંદદાયક છે.

આજના સમાજજીવનમાં માતાઓ બહારની ઘણી પ્રવૃત્તિઓ વહોરી લઇ પોતાની મોટાઇ શોધે છે, પરંતુ જે માતાને બાળકની સાથે વાતો કરવાનો, રમવાનો, ફરવા જવાનો વખત નથી તેને માતા થવાનો હક નથી.

રમકડાં તો બાળકોને બહુજ ગમે છે. પણ રમકડાં કેવાં આપવાં તે ઉપર ખુબ વિચાર કરવો જોઇએ. ગમે તેવાં રમકડાં આપવાને બદલે એની ઉમરના પ્રમાણમાં, બુદ્ધિપ્રેરક સુંદર અને ખાદીનાં રમકડાં બાળકના વિકાસમાં ખુબ મદદ કરે છે. એમાંથી સર્જનશક્તિ, સંશોધનવૃત્તિ અને કલ્પનાવિકાસને સિંચન મળે છે. વળી એવાં રમકડાંથી હાથના સ્નાયુઓને કસરત મળે છે, અને બાળકોની કલ્પના પોષાય છે.

આપણે આગળ જોયું તેમ બાળક પર વાતાવરણની ભારે અસર થાય છે. જે ઘર સ્વચ્છ, શાંતિભર્યું, વ્યવસ્થિત અને સંસ્કારી હોય તેમાં ઉછરતાં બાળકોમાં કેટલાંક સુંદર તત્વો આપોઆપ આવે છે. આવા સંસ્કારી અને સ્વતંત્ર વાતાવરણમાં બાળકોને પોતાનું કામ જાતે કરવાનું મન થાય છે. બાળકને મોટેરાં કે નોકરોના, વધારે પડતી કાળજીના પરતંત્ર વાતાવરણમાંથી બચાવી લેવાય તો એની સ્વાશ્રયી બનવાની વૃત્તિને ખૂબ પોષણ મળે છે. આપણાં પાણિયારાં જોઇએ તો એવાં હોય છે કે બાળક કોઇની મદદ વિના પાણી લઇ શકે જ નહિ. નાની છતાં આ એક ખૂબ અગત્યની વાત છે. ખાસ કરીને બાળકો માટે માટલાં, પાટલા, પ્યાલા, ખીંટીઓ, ચિત્રો વગેરે તેઓનાથી પહોંચાય અને તેનો સરળ રીતે ઉપયોગ કરી શકે તેટલે ઉંચે અને તેવાં હોવાં જોઇએ. બાળકોની વસ્તુઓ બાળકો જાતે ઉંચકી શકે, બરાબર ગોઠવી શકે એવી હલકી હોવી જોઇએ.

ઘણી વખત માબાપો કપડાં બગડવાની બીકે નાનાં બાળકોને છૂટથી ખુલ્લામાં રમવા દેતાં નથી. બાળકને સર્જનનો ખૂબ આનંદ હોય છે. અને એટલા માટે જ એ એવી વસ્તુઓ સાથે રમવા માગે છે કે જ્યાં એની ઇચ્છા પ્રમાણે એના ઘાટ ઘડી શકે, અને જુદાં જુદાં

## શ્યામની છવિ

: : ગઝલ : :

શ્યામ આવતો નિહાળી હું સરી પડી,
જળ ભરેલ સર ઉપરથી ગાગરી પડી:
વાગ્યું મને શું ન તે સમજ રહી જરા,
આંખ મહીં એવી મારી કાંકરી પડી !

કળ વળી કદી ન, એવી ઠોકરાઇ હું,
ભાન રહ્યું ના જ-ક્યાંય ઝાંઝરી પડી·
ઝૂમ બની કેડ માહરી લુલે ચઢી
જેહની મહીં જિગરની કાતરી પડી·

સુઇ રહી એકલી હું સેજ શેનમાં,
આગ ઉપર હોય જેમ ખાખરી પડી;
ચેન નથી તે દિવસનું લેશ અંતરે
જે દિવસથી સાંભળી બુરાઇ ખરી પડી:

તારી તો સૂરત છે ઠીક ઠીક, પતંગિયા,
કેમ છબીમાં પરંતુ સાંવરી પડી ?

પતીલ

રૂપ આપી શકે. બીની માટીમાં કે રેતીમાં એ કિલ્લા, તળાવ, પર્વત, દહેરાં, રમકડાં વગેરે બનાવે છે, પાણીમાં હોડીઓ તરાવે છે, દિવાસળીનાં ખોખાં કે લીલા શાક-માંથી કેટલીએ સુંદર આકૃતિઓ બાળક ઉપજાવી કહાડે છે. બાળકને આવા સ્વતંત્ર સર્જનનો આનંદ ઓર જ હોય છે! કોઇ પણ ઘરમાં પોષાય તેવી આ રમતો છે. એને જાતે મહેનત કરવી છે; પ્રયોગો કરવા છે: તેમાં માબાપો પોતાની મોટાઇ કે સગવડ ખાતર અંતરાયરૂપ ન થાય તો તેમણે બાળ-કના વિકાસમાં સુંદર ફાળો આપ્યો ગણાય.

દરેક બાળકને પોતાની વસ્તુઓ બરાબર રાખવાની, પોતાની ઇચ્છા થાય ત્યારે બીજાની મદદ વગર વાપરવાની તીવ્ર ઇચ્છા હોય છે. પૈસાદાર કુટુંબો બાળકને માટે જુદો ઓરડો આપી શકે. એમાં બાળકને જોઇતાં સાધનો વસાવી આપે. પણ જેમની એવી સ્થિતિ ન હોય તેઓ પણ પોતાનાં બાળકોને રંગીન કપડાંના ટુકડા, જુદા જુદા આકારના રંગીન પથરા, માટી લાકડાના ટુકડા, માટીનાં વાસણ, કોડિયાં, કુલડીઓ, કપડાની ઢીંગલી, દીવાસ-ળીના ખોખા, છિપોલીઓ, કે પીંછા વસાવી આપે તો બાળકો એમાથી અનેક જાતનાં નવાં નવાં સર્જનો કરશે. એ સર્જનમાં જ બાળકનો વિકાસ રહેલો છે. ટુંકમાં બાળક પોતાનું સ્વતંત્ર જગત રચીને બાલજગતના ઉલ્લાસ માણી શકે

આ સાથે બીજી પણ એક વાત લક્ષમાં રાખવા જેવી છે એકલાં સાધનો વસાવી આપવાથી બાળકોને સહાયરૂપ નથી થવાતું. પરંતુ તે સાધનોનો ઉપયોગ કોઇ કોઇવાર કરી બતાવવો જોઇએ. બાળક સાધનો યોગ્ય રીતે વાપરે છે કે નહિ તે જોવું જોઇએ. બાળકની સામેનો ટકટકાટ ઘરમાં મોટેરાંઓએ બંધ કરવો જોઇએ. આખો વખત એની ચોકીદારી કરવાથી એના મગજ પર ખરાબ અસર થાય છે. ઘણી વખત નજીવી બાબતો માટે એને બધાંના દેખતાં ઠપકો આપવાથી એની સ્વમાનની લાગણી ઘવાય છે.

ઘણી વખત આપણે ત્યાં મહેમાનો આવે છે, ત્યારે આપણાં દંભ, મોટાઇ, શ્રીમંતાઇ અને આપણું અભિમાન પોષવા માટે બાળકને ગાવાનું, નાચવાનું કે નાટક કરવાનું કહીએ છીએ. આથી બાળકમાં પ્રદર્શનવૃત્તિ, અભિમાન, મેરસાઇ, જેવાં તત્વો દાખલ થાય છે

ઘણાં પૈસાદાર માબાપો પોતાના બાળકને ઘણું ઘણું શીખવાડી હોંશિયાર બનાવી દેવાની લાલચમાં કે સમાજમાં વખણાવાની ધગશમાં ઘણા ઘણા શિક્ષકો રોકી બાળકને માથે ભારે બોજો નાખે છે અને બાળકના વિકાસને કાયમનું નુકસાન કરે છે. થોડા સમયમાં એ થાકી જાય છે અને પોતાને ગમતી ચીજો-વિષયો તરફ પણ એને ધીમે ધીમે અભાવ ઉભો થતો જાય છે.

ઘણી વખત માબાપો બાળકની હાજરીમાં એની શાળા કે એના શિક્ષકો વિષે કેટલીક નહિ ઇચ્છવા જેવી ટીકાઓ કરે છે. આથી શાળા કે શિક્ષકને નુકસાન કરવાને બદલે આપણે આપણાં બાળકને ગંભીર નુકસાન કરીએ છીએ.

જે શાળા કે જે શાળાના શિક્ષકો આપણા માનને લાયક નથી તેવી શાળામાં કે તેવા શિક્ષકોના હાથમાં બાળકને નહિ સોંપવા માટે આપણે સ્વતંત્ર છીએ. જે શાળાને માટે, જે શિક્ષકો માટે, બાળકને માન નથી, અભિમાન નથી, તે શાળા કે શિક્ષક પાસેથી બાળક ગણિત શીખી લેશે. પરંતુ 'જીવન' 'ચારિત્ર્ય' કદિ શીખશે નહિ.

બાળકમાં ઘર શાળા-શિક્ષકો અને માતા પિતા માટે માન અને સ્નેહ હોવાં જોઇએ.

માતાએ તો પોતાના અસીમ આનંદની સાથે સાથે ભારે આત્મભોગ આપવાનો છે. બાળકના સુખમાં સુખ માનનાર માતા, પોતાના સુખના વિચારને બાજુએ મૂકી બાળકના વિકાસનો જ વિચાર કરે છે, અને એ કરવામાં અપૂર્વ ધીરજ અને શાંતિની જરૂર પડશે. સદ્ભાગ્યે બાળકના સ્નેહને ખાતર માતામાં એ શક્તિનો ભંડાર છૂપાયલો છે.



# કન્યા*

પ્રો. ઇશ્વરચંદ્ર નંદા, બી એ ( ઓક્સન )ના હિન્દી નાટકને ગુજરાતીમા ઉતારનાર શ્રીમતી સરોજિની મ્હેતા, એમ એ

**પાત્રો**

| | |
|---|---|
| મેના | એક સત્તર વર્ષની કન્યા |
| લલિતા | એની છ વર્ષની નાની બ્હેન |
| હરિલાલ | એનો પિતા |
| કમળા | એની માતા |
| વસત | મેનાની બહેનપણી |
| એક વૃદ્ધ સ્ત્રી | હજામની સ્ત્રી, એક છોકરો વિગેરે |

સ્થળ એક ગામ સમય વર્તમાન

[ દૃશ્ય એક મોટો ઓરડો તેમાથી બીજા ઓરડામા જવાનુ બારણુ ભીંતમા છે સામા માચી ઉપર એક પાત્રીસેક વર્ષની સ્ત્રી(કમળા) બેઠી બેઠી થાળીમા ઘઉ વીણે છે પાસે એક મોટી પાટ ઉપર એક વૃદ્ધ સ્ત્રી બેઠી બેઠી પતર બનાવે છે મેના એક સાદડી ઉપર બેસીને રુમાલ ઉપર ભરતકામ કરે છે એક ખાટલા ઉપર બેસીને લલિતા કોડીઓથી રમે છે ]

કમળા ખરૂ કહો છો, કાકી આપણામા એ હવે નઠારા રીવાજ પેસતા જાય છે મોટી સાંઢીયા જેવડી થતા સુધી લોકો દીકરીઓ પરણાવતા નથી જુઓને, પેલી માળીકે છોકરીને મરાઠ વરસની કરીને પરણાવી અને આ બાપુ દીઓ ઉમર જેવડી છોકરીની હજી હમણાં તો સગાઇ કરી

વૃદ્ધ સ્ત્રી એમાં બૈરા શુ કરે ? મરદોનો જ વાંક છે

કમળા અમારામાં તો છોકરી ચારપાચ વરસની થાય કે પરણાવી દેતા આ મારી જ વાત-મને તો મારૂ લગન સાંભરતુએ નથી

વૃદ્ધ સ્ત્રી : બ્હેન, જમાનો ફરી ગયો હળાહળ કળિયુગ વ્યાપી ગયો બૈરાંનું કહેવું કોઇ સાંભળતુ નથી મરદો ફાવે તેમ કરે છે મારૂ તો છત્તરમે માથાકુટમા જ ગયુ

બે મહિના પછી મારા ચમનની છોકરીને છઠ્ઠુ વરસ બેસશે અને મે તો મારે મનથી એને માટે વર પણ શોધી મૂક્યો છે, પણ ચમન માને ત્યારે ને !

કમળા અરે એમા શુ ? આ અમારી મેના તો સત્તર વરસની થઇ પણ એના બાપની આંખો ઉઘડતી નથી

વૃદ્ધ સ્ત્રી સાચું કહુ તો તારી જ આંખે નથી ઉઘડતી તુ વારે ઘડીએ દમામણ કર્યા કરે તો પછી એને વાત હાથમા લીધા વગર ચાલે ?

કમળા અરે દમામણ કરી કરીને તો થાકી ગઇ, રોજ ' કાલ જોઇશું " " કાલ

---

* ભજવવા ઇચ્છનારે મૂળ લેખકની અને અનુવાદકની પરવાનગી લેવી

જોઇશું " કર્યા કરે છે. એવી તો કેટલીએ કાલ' નીકળી ગઇ.

વૃદ્ધ સ્ત્રી : વખત ખરાબ છે. મેનાનો બાપ ઘેર આવે કે એની પૂંઠ પકડજે. કુંવારી દીકરી તો બાપનો ભારો. એ તે ઘરમાં રખાય ? કહ્યું છે ને કે હાથી દરબારે શોભે ને દીકરો સાસરે શોભે.

કમળા : આ ફીકરમાં હું તો અડધી થઇ ગઇ છું. રાતદહાડો મારા હૈયામાં હોળી સળગે છે.

વૃદ્ધ સ્ત્રી : પણ હમણાં તો કશું એ નહિ બને. ગોર મહારાજ કહેતા હતા કે કાલથી સિંહસ્થ બેસે છે.

કમળા : હું તો મુંઝાઈ ગઈ છું. ઘણીએ વાર કહ્યું, પણ 'હા, હા ' કહ્યા કરે છે ને કરતા કશુએ નથી.

વૃદ્ધ સ્ત્રી : ઠીક. હવે મળશે ત્યારે હું જરા એના કાન ખોલીશ.

[ બહાર પગલાં સંભળાય છે ].

કમળા : લો એજ આવતા લાગે છે. તમે અત્યારે જ વાત ઉપાડજો. હું પણ કહેવા લાગીશ.

વૃદ્ધ સ્ત્રી : ના, ના, અત્યારે બરાબર લાગ નથી. કોઇ બીજી વખત. હવે જાઉં. મારો ચમન વાટ જોતો હશે.

[ હરિલાલ આવે છે ]

વૃદ્ધ સ્ત્રી :( ઉઠી સાથે ઓઢતાં )—લે ભાઇ બેસ.

હરિલાલ : બેસોને કાકી, કેમ જાઓ છો ? ઉતાવળ શી છે ?

[ એક છોકરો આવે છે ]

છોકરો : દાદીમા, ઓ દાદીમા, તમને બાપા બોલાવે. એમને કાંઇ કામસર એકદમ બ્હારગામ જવાનું થયું છે.

વૃદ્ધ સ્ત્રી : ચાલ હું આવી. જુઓ, કહ્યું જ હતું કે મારો ચમન વાટ જોતો હશે.

[ વૃદ્ધ સ્ત્રી અને છોકરો જાય છે ]

કમળા : સાંભળો છો, હવે તો તમારાથી થાકી. મેં મેના બાબત તમને હજાર વખત કહ્યું હશે. પણ તમે તો એક કાનેથી સાંભળી ને બીજે કાનેથી કાઢી નાખો છો. મેના સત્તર અરાઢની તો થઇ. પણ તમે એના લગન બાબત તો કશો વિચાર જ કરતા નથી.

હરિલાલ : ( પાટ ઉપર બેસી બેસથી પંખો ખાતાં )—અક્કલ વગરની વાત ન કર. મેના તારી દીકરી છે તે મારી નથી ? એ મોટી થઇ ગઇ છે તે કંઇ મને ખબર નથી ? મેં વર માટે કેટલી તપાસ કરી છે તેની તને શી ખબર ? સારું ઘર ન મળે ત્યાં સુધી હું કરૂં પણ શું ?

કમળા : પણ લોકો મને શું કહેશે તેની જ મને તો ચિંતા છે. હમણાં જ આ કાકી એ બાબત કહેતા હતાં, ને તમને આગ્રહ કરવાનું મને કહી ગયાં છે.

હરિલાલ : કાકીને એકલી ટક ટક કરતાં આવડે છે. એ તારે મારે શું કરીને ઉંધા વળવાનાં છે ? બૈરાં એકાં મળે એટલે વાતોનો પાર જ ન આવે. બીજું કાંઇ કામે નહિ ને !

કમળા : તમે તો જ્યારે ત્યારે બૈરાંને ઉતારી પાડો છો. જરા સાથે બેસીએ એટલે વાતો તો કરીએ જ ને ? તમે મરદો એકઠા મળો તો વાતો નથી કરતા ? પણ હવે પેલું ગામ-શું નામ તો, બળ્યું મારી જીભે હતું પણ ભૂલી ગઇ—હા, હા, વીરમપર. ત્યાંથી કાંઇ ખબર આવી કે નહિ ? ગોરને ત્યાં મોકલ્યાતાને, તે કંઇ ખબર લાવ્યા કે નહિ.

હરિલાલ : હું આવ્યો કે તરત તને કહેવાનો હતો. પણ તું તો પેલાં ગામ કાકીની ને એવી વાતો કરવા મંડી તે મારું સાંભળે ત્યારે ને !

કમળા : વારૂ, હવે તો કહે.

હરિલાલ : હમણાં જ રસ્તામાં મને ગોર મળ્યા.

કમળા : ત્યારે એમને ઘેર જ કેમ ન તેડતા આવ્યા ? એમને મોંએ જ હું બધું સાંભળત.

હરિલાલ : હું બહાર કામે જતો હતો તે વખતે એ અહિં ઘેર આવતા હતા. એટલે હું સાથે તેડી ગયો. એમને મોંએ સાંભળવા કરતાં લેને હું એમણે કહ્યું તેનું તે જ કહું છું–તમારાં ભાગ્ય ઉઘડયાં તે આવું સારૂં ઘર મળ્યું. એ લોકો બહુ જ શ્રીમંત છે. ભગવાને ચારે હાથે એમને આપ્યું છે. કુટુંબ બહુ ગોટું છે. અને વળી કુળ પણ બહુ સારૂં ગણાય છે. ગામમાં ને આસપાસ બધે તેમની આબરૂ મોટી છે.

કમળા : હાશ ! ભગવાને આખરે મારા સામું જોયું. ચિંતાથી રાત દહાડો હું તો બળી જતી હતી.

હરિલાલ : આ બાબતમાં તો ખરેખર ગવાને મહેર જ કરી છે. ધીરજનાં ફળ મીઠાં છે. તું તો કેવી અધીરી થઇ ગઇ હતી ? પણ એમ કાંઇ ઉતાવળે આંબા પાકે છે ! મેના ભાગ્યશાળી તો ખરી. અને હવે એના ભાગ્યથી બધું સારૂં જ થશે.

કમળા : ભગવાન જમાઇને સો વરસના કરે. એમની ઉંમર કેટલીક છે ? પંચવર છે કે બીજવર ?

હરિલાલ : ( નાક ઉપર આંગળી મૂકે છે–મેના પ્રતિ )–બેટા, તારે જરા બહાર જવું પડશે. થોડું કામ છે.

મેના : હું આ રૂમાલ ભરૂં છું. હમણાં ઉઠું છું.

કમળા : હવે ભરવાનું કાંઇ નાસી જાય છે ? જા બા, જલદી જા.

મેના : શું કામ છે ?

કમળા : જરા ગોરાણીને કહી આવ કે ગોર મહારાજ ઘેર આવે કે તુરત મોકલજો.

મેના : કયાં ગોરાણી ?

કમળા : કયાં તે વળી કાંઇ વીસ પચીસ ગોરાણી છે ? હલા પંડયાનાં વહુ.

મેના : મને એમનું ઘર બરાબર ખબર નથી.

કમળા : હવે જાને જલ્દી ! જા, પોડાશમાંથી વસંતને તેડતી જજે. એને ખબર છે.

[ મેના જાય છે. ]

હરિલાલ : હું એમ કહેતો હતો કે–

લલિતા : ( ખાટલા ઉપરથી કુદીને મેનાનું ભરતકામ ઉપાડે છે અને કમળા પાસે લાવીને) બા, હું આ ભરૂં ? મને એ કરવું બહુ જ ગમે છે.

કમળા : ના, ના, તું બગાડીશ. પહેલાં મોટીબહેન પાસે ભરતાં શીખજે, પછી કરજે.

લલિતા : પછી શીખીશ. હમણાં કરવા દો ! મારે કરવું છે.

હરિલાલ : ડાકણ ! છાની રહે ! વાત કરવા દે ને !

લલિતા (ધુંધવાતી): ત્યારે મને રૂમાલ કેમ નથી ભરવા દેતાં ?

કમળા : એને એમ વઢો નહિ. એ તો હજી બાળક છે. જા ચુપ, ભરવું હોય તો ભર, પણ બગાડીશ નહિ.

લલિતા ( આનંદથી કુદતી ભરતવાળું કપડું માથા ઉપર મુકી ): જુઓ, કેવું સરસ દેખાય છે !

કમળા : હં, હં. આ શું ? બગાડીશ !

લલિતા : ના, હું તો એ લેવાની. મને બહુ ગમે છે.

[ ગાદી ઉપર બેસીને ભરવાનું શરૂ કરે છે.]

હરિલાલ : આપણાથી વાત કરાય માટે તો મેનાને બહાર મોકલી ત્યારે આ કકડેશા વચમાં બોલ બોલ કરે છે.

ભગવાનની કરપા થશે એટલે બધું મનું ઉતરશે.

[ ચોખાની થાળી જમીન ઉપર મુકી નેરાશથી ચોખા સાંભરની ખુશાલીમાં ધીમું ગાય છે. ઉઠીને ચોખાની થાળી એક ખુણામાં મુકી આવે છે ].

**લલિતા** ( ભરતવાળા રૂમાલને ઘસડી લાવી ): જો.બા, મોટી બ્હેન કરતાં તો મેં બહુ સરસ ભર્યું. ( આંગળીથી બતાવી ) જોને, બહુ સારું નથી ?

**કમળા** : અરે, આ શું કરી મુકયું ? હૈયા ફુટી ! મેં કરવાની ના નહોતી કહી ? આ તો બધું બગાડી નાખ્યું !

**લલિતા** : બા, તું સમજતી નથી. મને તો બહુજ સારું લાગે છે. મારી બધી ઢીંગલીઓ માટે હું આવી જ સાડીઓ ભરીશ અને પરણશે ત્યારે સાસરે લઇ જવા આપીશ.

**કમળા** : ગાંડી, જા. તારી ઢીંગલીઓનાં માથાં મુંડાવ.

[ લલિતાને ખોળામા લઇને બેસેછે ]

**લલિતા**: મારી ઢીંગલીઓને બાબો ન દેતી.

[ બહાર કોઇ બારણું ખખડાવે છે ].

**નેપથ્યમાં** : બા, બ્હેન, શેઠ,કોઇ છે કે ?

**કમળા** : લલિતા, જોને કોણ છે ? મને લાગે છે કે રૂપલા હજામની વહુ આવી છે.

[ લલિતા બહાર જઇ હજામની સ્ત્રીનો છેડો પકડી પાછી આવે છે ].

**લલિતા** : બા, આ તે દહાડે આવી હતી ને તે.

**કમળા** : કેમ અલી જેકોર, બહુ દહાડે દેખાઇ ?

**જેકોર** : બા, શું કરું, કાંઇ જાણી જોઇને નહિ આવતી હોઉં ? હીરાબ્હેનની ચંપાને સાસરે મને મોકલી હતી ને !

[ જમીન ઉપર બેસીને હાથમાંની થાળીમાંથી એક પેંડો લલિતાને આપે છે. ]

**કમળા** : અલી જીભ કેમ ભેગે છે ? સાદડી ફાટી નહિ જાય. બેસ સાદડી ઉપર. ( પેંડાની થાળી બતાવી ) આ કયાંથી લાવી?

**જેકોર** : ચંપાને છોકરો આવ્યો છે ને તેના પેંડા વ્હેંચવા મને મોકલી છે. તમને ખબર છે ને ચંપાનું સીમંત હમણાં કર્યું હતું તે. ચંપાની માનો હરખ તો માતો નથી. બધે પેંડા વ્હેંચ્યા છે અને ગીત પણ ગવડાવવાનાં છે. તમારે પણ જવાનું છે. કાલ વાજાં પણ વગડાવ્યાં હતા.

**કમળા** : વગડાવેસ્તો ભાઇ. ઘરમાં પહેલ વહેલો ભાણીયો આવ્યોને ? હીરા નસીબદાર તો ખરી. ચંપા તો મા પણ થઇ. મારી મેના જેવડી જ છે. ( મેનાનો વિચાર કરી હાય લાંબો કરી ) જુઓ તો ખરાં.

**જેકોર** : ત્યારે તમે એ મેનાને પરણાવતાં કેમ નથી ? અત્યારે એ પણ મા થઇ હોત.

**કમળા** : સારા ઘરની તપાસ તો કે દહાડાનાં કરીએ છીએ. પણ મળતું નહોતું. પણ આખરે મેનાના બાપે મહામહેનતે એક સારો છોકરો શોધ્યો છે. કયાં તો—વીરમપુર— હા, હા વીરમપુરમાં.

**જેકોર** : કયું વીરમપુર ? મારા પીયરના ગામ પાસે છે તે તો નહિ હોય ?

**કમળા** : તે તો ખબર નથી. પણ અહીંથી આથમણી દિશામાં જતાં પંદરેક ગાઉ ઉપર છે એમ સાંભળ્યું છે.

**જેકોર** : ત્યારે તો એજ. હા, ત્યાં એક સારું ઘર છે ખરું.

**કમળા** ( આતુરતાથી ) : તું કાંઇ જાણતી હોય તો—

**જેકોર** : મને કાંઇ બરાબર ખબર નથી. કેમકે બહુ વરસથી હું એ તરફ ગઇ નથી. પણ ત્યાંની વતો તો બહુએ સાંભળી છે. એ લોક પામે પૈસો બહુ છે. શેઠને પોતાને સરકારી પેન્શન મળે છે.

કમળા · પેન્શન મળે છે ? છોકરાની ઉમર કેટલીક છે ?

જેકોર તે તો શી ખબર બા ? પણ કે છે એમને છોકરાં છે

કમળા મેનાના બાપે પણ એમ જ કહ્યું. 'થોક શું કહેશે એ જ મને તો ફાળ પડી છે. આશરે કેટલા વરસની ઉમર હશે તે તો ખબર હશે ને ?

જેકોર ભગવાન ગણી ખમ્મા કરે– પણ ઠીક ઉમર પહોંચેલા તો હશે જ. એમના બે દીકરા તો નોકરી કરે છે. એક દીકરો મેટ્રીકનું ભણે છે અને ગઈ સાલ દીકરીને પયણાવી

કમળા હે ખરેખર ! ત્યારે, યપુ હજી રીતસર ચાકના નથી કર્યા તે મેનાના બાપે તો આમાનું કશું મને કહ્યું નહિ.

જેકોર પણ પાસે અઢળક પૈસો છે

કમળા પૂળો મૂકો એના પૈસામાં ! પણ આટલી ઉમરે પરણવા શું કામ નીકળ્યો હશે ? આટલા બધા તો છોકરા છે !

જેકોર . બા, એ તો એક ખાનગી વાત છે, તમારાથી છાનું શું કામ રાખું ? હું પીયર ગઈ'તી ત્યારે મારા બાપાએ વાત કરી'તી વીરમપુર અમારા ગામની પાસે જ ખરું ને એટલે મારા બાપા તો બહુ વાર ત્યાં જાય છે કહે છે કે બાપ દીકરા કંઈ લડ્યા હશે ત્યારે મોટા છોકરાએ એમને મ્હેણું માર્યું કે હમણાં ફાવે તેમ કરો પણ આખરે તો બધું અમારું જ છે ને ? બીજું કોણ હક કરવા આવવાનું છે ? એટલા ઉપર થી ડોસાને બહુ રીસ ચઢી ને પરણવાનું નક્કી કર્યું નકામો મમતમાં જ પરણે છે.

કમળા ( આગળી કરડી ડોકું ધુણાવતાં )–હાય હાય, કેવું કહેવાય ! ઘડપણમાં ડોસા ડોસાની બુદ્ધિ ગઈ લાગે છે. પણ–પણ જેકોર, આ બધી વાત ખરી હશે ?

જેકોર બા, એ તો હું કેમ કરીને જાણું ? મેં તો સાંભળ્યું છે તે કહું છું

કમળા વખતે ખરું જ હશે લોકો

વાત કરે એટલે કંઈક તો મંદી ખરું હશે જ ને !

જેકોર : બા, એ નો કરમમાં લખ્યું હોય તેમ થાય. આપણું એમાં શું ચાલે ? લો, બેસો, હવે જઈશ. હજી તો બહુ ઘેર જવાનું બાકી રહ્યું છે. ચંદુલાલને ત્યાં, કીલાશેઠને ત્યાં, પછી કાકીને ઘેર—

કમળા : અરે ભગવાન ! મારે માથે આ શું દુઃખ નાખ્યું ?

જેકોર : બા, એમાં ફીકર શીદ કરો છો ? એ નહિ તો બીજો મુરતીયો મળશે. દીકરી કંઈ કુંવારી રહેશે ? ડોસો કુંવારો મરે પણ કંઈ ડોશી કુંવારી મરી સાંભળી છે ?

[ ઊઠે છે ]

કમળા : જેકોર, જરા મારું સાંભળતી જા. આપણે જે વાત થઈ તે બધી પેટમાં રાખજે હોં, બા ! જોજે ! બે કાનથી ચાર કાન વાત ન જાય. નહિ તો બધે હો હા થશે, ને એક વખત આબરૂ ગઈ તે લાખો રૂપીયા ખરચને પાછી આવતી નથી.

જેકોર : કશી ફીકર રાખશો નહિ બા ! અમે એવાં માણસ નથી. અમને તો આખી દુનિયાની વાતોની ખબર હોય. તે એમ બધે કહેતાં ફરીએ તો આરો કેમ આવે ?

કમળા : સારું, યાદ રાખજે, ભૂલીશ નહિ.

જેકોર : કશી ચિંતા ના રાખશો બા.

[ જાય છે ]

કમળા : અરેરે ! આ તે પેલા ભવની કરણીનાં ફળ હશે ! જે પાસા નાખીએ છે તે ઉંધા જ પડે છે આટલી મહેનતે આ ઠેકાણું મળ્યું ત્યારે એ પણ આવું નાલાયક નીકળ્યું. વળી પાછી બીજી એક પંચાત છે. આ જોર જે કોઈને મોંએ વાત કરશે તો બધે વાત ફેલાશે. એને કંઈ આપ્યા વગર પાછી મોકલી તેં ઠીક ન કર્યું. લાવ એની પાછળ જઈ કંઈ આપી આવું. ( એક પેટીમાંથી એક ધોતીયું કાઢી એમાં ચોખા બાંધે છે ). લલિ, અહિં બેસજે હોં; તારા બાપા આવે તો કહેજે કે હું હમણાં આવી.

લલિતા : ના ના, હું તો તારી જોડે આવવાની. હું એકલી નહિ રહું.

કમળા : અરે હું, આ આવી. બેસ અહિં. લે, આમાંથી પેંડા જોઈએ તો ખાજે. ને તારી ઢીંગલીઓ રમજે.

લલિતા ( પેંડો ઉપાડી ખુશી થતી ) : વારું. પણ જલ્દી આવજે હોં. ( દોડીને ઢીંગલી પાસે જાય છે. )

[ કમળા જાય છે. ]

લલિતા : હું મારી ઢીંગલીને નવાં લુગડાં પહેરાવીશ. પહેલાં આને. ( ટોપલીમાંથી એક ઢીંગલી કાઢે છે, અને જમીન ઉપર મૂકે છે. ) બેસ. ( ઢીંગલી પડી જાય છે. ) કેમ રીસઈ છે કે શું ? ( ઢીંગલીને બેઠી કરતાં ) બેસ, જો, તને પેંડો આપીશ. ( ઢીંગલી પડી જાય છે ) કેમ હજી રીસાયલી છે ? કે ઉંઘ આવે છે ? ત્યારે એમ ભસી મરને ! વારું સુઈ જા. ( ઢીંગલીને સુવાડીને થાબડે છે. ) સુઈ જા હોં ! ( ટોપલીમાંથી બીજી કાઢે છે, અને જમીન પર મૂકે છે, તે પણ પડી જાય છે. ) કેમ તું પણ રીસઈ ? વારું, ચાલ તને પરણાવું. ( ટોપલીમાંથી બે ઢીંગલા કાઢે છે; એક મોટો છે અને એક નાનો છે ). આની જોડે પરણાવું કે આની જોડે ? આ નાના જોડે. ( બેને સાથે બેસાડી જોઈ રહી ) ના, ના. આ મોટા જોડે. ( બદલે છે ).

[ હરિલાલ આવે છે. ]

હરિલાલ : બેટા, તારી બા ક્યાં છે ?

લલિતા ( ચમકીને ઉંચું જોતાં ) : હમણાં આવું છું એમ કહીને ગઈ છે.

હરિલાલ ( હસીને ) : પણ ક્યાં ગઈ છે એમ પૂછું છું.

લલિતા : મને તો કહી ગઈ હતી કે હમણાં આવું છું ને તારા બાપા પૂછે તો કહેજે કે હમણાં આવશે.

હરિલાલ : કંઈ સમજતી નથી. જા, બોલાવી લાવ.

લલિતા : ઉભા રહો. આ દીગલીઓ ગોઠવીને જાઉં.

હરિલાલ : ના હમણાં જ જા. જા, દોડ.

લલિતા ( દોડતાં ) : બા, ઓ બા !

હરિલાલ : એ તો જ્યારે જોઈએ ત્યારે બ્હાર જ ગયેલી હોય છે. બૈરાંનો પગ ઘરમાં કોણ જાણે કેમ ટકે જ નહિ.

લલિતા : ( માનો છેડો ખેંચતી )– બાપા, લો હું બોલાવી લાવી. એ બામેથી આવતી જ હતી.

[ દીગલીઓ પાસે જાય છે ].

હરિલાલ : કેમ ક્યાં ગઈ'તી ?

કમળા : તમે તો મારૂં જીવતર ખારૂં ઝેર કરી નાખ્યું. સાચી વાત મને કહી નહિ. બધું જુદું સમજાવ્યું. મને તો જીવતી બાળી મૂકી.

હરિલાલ : પણ છે શું ? કાંઈ ભાગ ભાગ પીધી છે ? કે કાંઈ ભૂત ભરાયું છે ? નકામી બાંટા શેના પાડે છે ?

કમળા : ચેવીએ ખરી વાત ન કહી હોત તો શું નું શું થઈ જાત ? તમે મારૂં કાળજું બાળી નાંખ્યું.

હરિલાલ : પણ છે શું તે તો કહીશ ?

કમળા : સાંભળો હું આ કહી દઉં છું કે પૂર્વનો સૂરજ પશ્ચિમમાં ઉગે તો એ મારી ગરીબડી મેનાનું ગણું તમને નહિ આપવા દઉં ! વીરમપુર એને દેવી નથી. મેં સાચી વાત જાણી છે.

હરિલાલ : કઈ રાંડ શંખણીએ તારા કાન ભંભેર્યાં ? નામ તો દે ! એનો ચોટલો ઝાલીને ધમડી લાવું !

કમળા : બસ ! મેં મારા મનની વાત કહી દીધી. એવા ખખરી ગયેલા, અક્કલહીણ ડોસાને મારી દીકરી નહિ પરણાવું. લોકોની નિંદા મારાથી નહિ સંભળાય.

હરિલાલ : હેં ! જુઓ તો ખરાં ! કાંત્યું પીંજ્યું કપાસ બરાબર ! મેં આટ આટલી મહેનત કરી. તું જ રાત દહાડો જીવ ખાતી હતી, અને હવે તારૂં મનમાનતું કર્યું ત્યારે તું જ મને ખાવા ધાય છે !

કમળા : હું તો લજવાઇને મરી જાઉં ! લોકમાં મોં શું બતાવીયે ? પહેલેથી બોલ્યા કેમ નહિ ? તમારી કપટવિદ્યાનાં શાં ફળ ગળત ? હું કોઇ દહાડો હા કહેવાની જ નથી.

હરિલાલ : વારૂ, તું ના કહે તેમાં કંઇ મોટી લંકા લાગવાની નથી. તારૂં કહેલું માને છે કોણ ? તને રાજી કરૂં કે મારો પોતાનો લાભ જોઉં ? હું જાણતો તો જ કે તું આમ ચાળા કરીશ પણ મેં ??? માટે તૈયારી રાખી જ છે. તું હા કહે - ના કહે, મેં તો રીતસર ચાંલ્લા કરાવી દીધા છે. લગનની બધી તૈયારી થઇ ગઇ છે. જો માણસો બૈરીના કહેવા પ્રમાણે ચાલે તો દુનિયામાં કશુંએ ન થાય.

કમળા : મારી દીકરીને તમારાથી ત્યાં નહિ પરણાવાય. બીજી ગમે તેને પરણાવો; જાઓ ! તમારી માને પરણાવો ! હું મારે મારી મેનાને લઇ મારે પીયર જતી રહીશ, ને તમારૂં મ્હોં ફરી જોવાની નથી.

હરિલાલ : મારૂં, જા. જોઉં છું તો ખરો કે કેવી જાય છે ! જતન તો આવવા નીકળી પણ ચુકી છે. આજે રાતનાં જ લગન લીધાં છે. જા ! એક વખત જતી હોય તો હજાર વખત જા ! કાલ જતી હોય તો આજ જા !

કમળા : હાય ! મને જીવતી મારી નાખી ! મારૂં પાનું તમારી સાથે ક્યાં પડ્યું ! હું તો ગળે ફાંસો-ખાઇને મરીશ ! હું ઝેર ખાઇશ ! એનું પાપ તમારે માથે ! ( મેના પાછેથી પ્રવેશ કરી છાની રીતે સાંભળે છે ). પછી જાઓ તમારાથી થાય તે કરજો ! હાય, સત્યાનાશ વાળ્યું ! હાય હાય !;

હરિલાલ : હવે આ નકામી ધાંધલ શું કામ કરતી હોઇશ ? મારૂં પાનું આ ઢોર માથે ક્યાં પડ્યું ? ક્યાંને ક્યાં હું—

કમળા : બસ ! તમે જાણો છો કે બધી અક્કલ તમારામાં જ ભરી છે. પણ તમારી અક્કલે ચાલ્યાં હોત તો ક્યાંનાં ક્યાં જઇને પડ્યાં હોત ! તમે તો બધી લાજ શરમ નેવે મૂકી છે, પણ સગાં વહાલાં શું કહેશે તેનો જરાયે વિચાર નથી ?

હરિલાલ : જરા સાંભળ તો ખરી ! નકામી બકબક ન કર. જો, બરાબર ધ્યાનથી સાંભળજે ! મેં જે કર્યું છે તે આપણા સારા સારૂ જ કર્યું છે.

કમળા : ધૂળ ને ઢેફાં !

હરિલાલ : કાંઇ ગાંડી થઇ છે ? જરા સાંભળ તો ખરી ! તારે બે દીકરીઓ પરણાવવાની છે.

કમળા : તેનું શું ?

હરિલાલ : અને હજી તો તારે આખો ભવ કાઢવાનો છે.

કમળા : હં પછી શું ?

હરિલાલ : હરેખદાસ ખૂબ તકાસ કરે છે.

કમળા : વારૂં, પછી ?

હરિલાલ : એ લોકો કાલ ઉઠીને આપણાં ઘરબાર, ઘરસામાન વેચાવશે.

કમળા : ઠીક પછી ?

હરિલાલ : ઘરમાં સાંજના પણ દાણા નહિ રહે.

કમળા : પછી ?



શ્રીમતી યમુના ચૌધરી

આ અંકમાં
જેમની
કલાકૃતિઓ
પ્રકટ થાય છે



શ્રીમતી કુમી દાલાલ



શિવ
શ્રીમતી યમુના ચૌધરીએ
દોરેલા સ્કેચ

## પત્રકારત્વની તાલીમ લીધી
### સૌથી પ્રથમ બે હિન્દી બહેનો

આ બન્ને બહેનો, કુમારી પુર્ણિમા મહેતા અને કુમરી પ્રેમલતા મહેતા અલાહાબાદ વિભાગના કમીશ્નર શ્રી વી એમ મહેતાની પુત્રીઓ છે લંડન ની સ્કુલ ઓફ જર્નાલીઝમમાંથી પત્રકારત્વને લગતી તાલીમ તેમણે મેળવી છે આવા પ્રકારની તાલીમ મેળવનાર અને એ અભ્યાસક્રમમાં સફળતા મેળવનાર આ બન્ને બહેનો સૌથી પ્રથમ હિન્દી બાળાઓ છે એ માટે એમને અભિનંદન ઘટે છે

કુમારી પૂર્ણિમા મહેતા

કુમારી પ્રેમલતા મહેતા




મુંબઈની ચોદ જેટલી સ્ત્રીસંસ્થાઓના આશ્રયે સ્ત્રીઓની જાહેરસભા શ્રીમતી હંસા મહેતાના પ્રમુખપદે મળી હતી તેમાં સ્ત્રીઓને અક્ષરજ્ઞાનના ધોરણે મતાધિકાર આપવાની શ્રી૦ નરીમાનની તજવીજને ટેકો આપવામાં આવ્યો હતો

**હરિલાલ** : પછી પછી શું ? મેં એવી યુક્તિ શોધી હતી કે એક કાંકરે બે પક્ષી મરે.

**કમળા** : હું કાંઇ સમજી નહિ.

**હરિલાલ** : તેથી તો કહું છું કે તું મૂરખ છે. મૂરખને કાંઇ સીંગડાં ઉગતાં હશે ?

**કમળા** : આમ ગોળ ગોળ, શું બોલો છો ? સીધું કહી દોને જે હોય તે !

**હરિલાલ** : આ બધાને પહોંચી વળવા પૈસા ક્યાંથી લાવીશ ?

**કમળા** : તે તો હું શું જાણું ?

**હરિલાલ** : તું નથી જાણતી તેમાં જ આમ બડબડ કરે છે. ઉભી રહે. ( પાસેની ઓરડીમાં જઇ એક મોટી રૂપીયાથી ભરેલી થેલી લાવે છે અને કમળાના પગ આગળ નાખે છે ). લે, લઇ લે, હવે ફાંસો નહિ ખાવો પડે.

**કમળા** : ( થેલી ઉપર નજર સ્થિર રાખી )–શું રૂપીયા ?

**હરિલાલ** : હા, રૂપીયા.

**કમળા** : ક્યાંથી ?

**હરિલાલ** : વીરમપુરથી.

**કમળા** : ( સંકોચથી )–વીરમપુરથી ?

**હરિલાલ** : ( થેલી ઉપાડી )-લે, પકડ, જરા હાથ ફેરવી જો !

**કમળા** : ( ધીમે ધીમે હાથ લાંબા કરે છે અને હરિલાલ એમાં થેલી મૂકે છે )–ઓહો ! કેટલા બધા ! ( જમીન ઉપર બેસી જઇ થેલી ખોલે છે, અને અંદર બન્ને હાથ નાખી બે મુઠ્ઠા ભરીને રૂપીયા બહાર કઢે છે ) આહા ! પણ–પણ લોકો શું કહેશે ? મગાં વ્હાલાં શું કહેશે ?

[ મેના ફરી ઊંચું કરી વાત સાંભળવા યત્ન કરે છે ]

**હરિલાલ** : ચુલામાં જાય લોકો ! લોકો તારા ઘરમાં દાણા ભરવા આવે છે ? ( કોથળી બતાવી ) આમાં કાંઇ નવાઇ જેવું છે ? પેલા હરખચંદ પરણ્યા ત્યારે કન્યાના ભારોભાર રૂપીયા આપ્યા હતા.

**કમળા** : ( ડોકું હલાવી )–હા, હા, ખરૂં છે અને લોકોને મ્હોંડે કાંઇ તાળું છે ? છો બોલે. પણ તમે કહ્યું કે આજ રાતનાં લગન લીધાં છે અને આપણે તો કાંઇ તૈયારી એ નથી કરી.

**હરિલાલ** : એની ફીકર રાખીશ નહિ. ગોર મહારાજે બધું તૈયાર રાખ્યું છે. ચાર ફેરા ફરવાની વાર છે. જોશીએ કહ્યું છે કે આજ રાતે છેલ્લું મુહુર્ત છે. કાલથી સિંહસ્થ બેસે છે. ( રૂપીયા બતાવી ) ઠેકાણે મૂકજે. હું જાનનું સામૈયું કરવા જાઉં છું. ઘર મૂકીને ક્યાંય જઇશ નહિ.

[ હરિલાલ જાય છે ].

**કમળા** : ( હાથ કોથળીમાં નાંખી )–ચાલો ઠીક થયું. ભગવાનની કરપા. હવે દીકરી ઠેકાણે પડી અને મારે માથેથી ભાર ઉતર્યો. પરમેશ્વર કોઇને દીકરી ના આપશો. એ તો પારકું ધન. માબાપના ઘરમાં સાપનો ભારો સાચવવાનો. આખરેબેર સાસરે વિદાય થાય એટલે ગંગા ન્હાયાં ! હવે જોઇએને બોલાવું. વખત થોડો છે ને હજી તો હજાર વાનાં કરવાનાં છે. ( લલિતાને ) મારી સાથે આવવું છે કે અહિં રહેવું છે ?

**લલિતા** : તારી સાથે આવવું છે.

[ કમળા અને લલિતા જાય છે. નાના ઓરડામાંથી મેના આવે છે. ]

**મેના** : કાંઇ સમજપ્ પડતી નથી. આજે રાતનાં લગન લીધાં છે ? કોનાં લગન ? જાન નીકળી ચુકી છે ? કોની વાત કરતાં હશે ? અમસ્તી કાંઇ વાત હશે ? પણ ના, રૂપીયા, પૈસા ? બાપા કેમ ગુસ્સે થયા હશે ? કાંઇ નહિ. બા આવશે એટલે બધી ખબર પડશે. કાંઇ બધું નવાઇ જેવું લાગે છે. હશે, હમણાં ખબર પડશે,

( નેપથ્યમાં ) : મેના, ઓ મેના !

**મેના** : ( અવાજ ઓળખીને ) વસંત, બ્હાર રહી રહી કેમ બૂમ પાડે છે ? અંદર આવને !

[ વસંત આવે છે. ]

**વસંત** : મેના, મારા તરફથી મુબારકબાદી.

**મેના** : શેને માટે ! ઘડી ઘડી મશ્કરી ન કર.

**વસંત** : ઠીક, હું મશ્કરી કરું છું કેમ ? જાણે તારું લગન જ નહિ થવાનું હોય ! સાસરે જઇશ ત્યારે તો મને સમુળગી ભૂલી જઇશ.

**મેના** : કોઇ પરણવાનું હોય કે નહિ; તને તો મશ્કરી કરવાનું મળ્યું એટલે બસ !

**વસંત** : તું ગમે તેટલો ઢાંક પીછોડો કરને ! એવી વાત કાંઇ છાની રહે છે ? હું એમ છેતરાવાની નથી. મને બધી ખબર છે.

**મેના** : હેં શું બોલે છે ?

**વસંત** : પોતે તો જાણે કશું જાણતી જ નહિ હોય ? આ જેઠાર હમણાં જ તારે ઘેરથી નીકળી તે મને મળી. એણે જ બધું કહ્યું. મેં બધું પૂછી લીધું. એ કહેતી'તી કે તારા સાસરાનું ગામ એના પીયરની પાસે જ છે

**મેના** : જા, જા, બધું મને ચીડવવાને તેં ગોઠવી કાઢ્યું છે.

**વસંત** : ના, ના, મેના, તદ્દન સાચું કહું છું. તને બહુ જ પૈસાદારને ઘેર દીધી છે. જેઠારે કહ્યું કે એ લોકોને ત્યાં અઢળક પૈસો છે. અને તું નસીબદાર તો ખરી કે માથા ઉપર ટક ટક કરવા સાસુ પણ નથી.

**મેના** : તું તો એવીને એવી જ રહી ! મશ્કરી કર્યા જ કરજે. કરેસ્તો ! તારા મનમાં છે કે તુ પોતે પરણેલી. એટલે તારાથી ફાવે તેમ બોલાય.

**વસંત** : મારી અદેખાઇ ન કરીશ. તારું એ હવે તરત લગન થશે. તારો વર તારા દાદા જેવડો છે ! કહે છે કે તારા બાપા કરતાં વીસ વરસે મોટો છે.

**મેના** : જા, જા, બટકબોલી ! તને એવડો જમાઇ મળજો !

**વસંત** : પણ હું સાચુ કહું છું. કહે છે કે એને બે છોકરા છે અને છોકરાને ઘેર છોકરા છે. અને ગઇ સાલ તારા જેવડી છોકરીના લગન કર્યાં.

**મેના** : બસ હવે; બહુ મશ્કરી થઇ.

**વસંત** : હું મશ્કરી નથી કરતી. ખરું કહું છું.

**મેના** : હું તારું માનું ત્યારે ને !

**વસંત** : માતાજીના સમ ! જુઠું શું

કામ બોલું ? ખરું કહું તો મારો તો માંભળી બહુ જીવ બળ્યો.

**મેના** : ઓ મા ! ( દુઃખથી જમીન ઉપર બેસી જાય છે. ડુસકું ખાઇ પાલવથી મો ઢાંકે છે. ) ઓ ! હવે સમજી. ( દુઃખની પીડાથી આખું શરીર હલાવે છે. ) મારૂં નસીબ ફુટી ગયું, મારૂં નસીબ ફુટી ગયું. હવે શું કરૂં ? ( રડે છે. )

**વસંત** : રડે છે શું કામ ?

**મેના** : જા, મને એકલી મરવા દે. ( રડતી રડતી ) અરે ભગવાન મને પેલા જ શું કામ કરી ! હવે શું કરૂં ? મા બાપ જ મારાં દુશ્મન થયાં ! બસ, હવે હું મરી જઇશ. જીવીને શું કામ છે ?

**વસંત** : પણ આટલું બધું શું કામ રડે છે ? ધીરજ રાખ.

**મેના** : બસ હું અફીણ ખાઇને મરીશ ! હું ગળે ફાંસો નાખીશ ! નહિ તો ડુબી મરીશ ! આખો ભવ દુઃખમાં કાઢવો તેના કરતાં એક ઘડીભરનું દુઃખ વેઠી લઇ આપઘાત કરવો જ સારો. જા, જા. અહિંથી જતી રહે !

**વસંત** : શાંત થા, મેના, હું કહું છું તે સાંભળ.

**મેના** : બહેન, એમાં તું શું કહેવાની છે ? નસીબમાં હોય તેમ થાય. દવાકેકમાં મારી જીંદગી ધૂળધાણી થઇ જશે.

**વસંત** : ઉઠ, અહીંથી જતી રહે. તારી માસીને ઘેર જા. મ્હોં પર ઘુમટો ખેંચી લે એટલે કોઇ તને ઓળખવાનું નથી. એકદમ દોડી જા. આવાં માબાપનું મ્હોં ફરી જોવું જ ન જોઇએ. જલ્દી કર.

**મેના** : ના, ના. એમ શી રીતે થાય ! બસ હું તો મરીજ જઇશ.

**વસંત** ( મેનાનો હાથ ખેંચી ) : ઓ મેના, મેના, ઉઠ.

[ એણીને ઉઠાડે છે ]

**મેના** : તું જતી રહે, હું મરીજ જઇશ.

**(નેપથ્યમાં)**: મેનાની મા, ઓ મેનાની મા !

**વસંત** : ઓ મેના, ચાલ, જલ્દી કર !

**મેના** (રડતી રડતી) : હું કુવામાં પડીશ, હું કુવામાં પડીશ !

[ બન્ને નાના ઓરડામાં થઇને ચાલ્યા જાયછે. ]

**મેના** (અંદરથી) હું આપઘાત કરીશ, હું મરી જઇશ.

[ હરિલાલ આવે છે ]

**હરિલાલ** : મેનાની મા ! (પાસેના ઓરડામાં જોઇ) મેનાની મા ! બહાર ગઇ લાગે છે. ખરું જ કહ્યું છે કે સ્ત્રીની મતિ પાનીએ. હજી હજાર ચીજો કરવાની છે, ને અત્યારે બહાર ક્યાં ગઇ ! બૈરાંની જાત જ ભટકતી.

[ કમળા અને લલિતા આવે છે, લલિતા દોડતી ઢીંગલીઓ પાસે જાય છે. ]

**હરિલાલ** : કેમ બહાર ગઇ'તી ? મેં ના નહોતી કહી ?

**કમળા** : જરા પેલા રૂપલા બ્રાહ્મણની વહુને બોલાવવા ગઇ'તી. રસ્તામાં અંબામાસી મળ્યાં, તે વાત કરવા ઉભી રાખી તેમાં જરા વાર થઇ ગઇ.

**હરિલાલ** : બૈરાંની વાતો જ પૂરી ન થાય. ઘેલા સાથે વેપાર કરીએ તો ખોટનો જ વેપાર.

**કમળા** : બસ, તમે તો એવું એવું બોલ્યા જ કરજો. હવે કહો તો ખરા કે જાનના ઉતારા માટે શી સગવડ કરી ?

**હરિલાલ** : જાન તો આવી પણ ગઇ અને એમના ઉતારાની બધી ગોઠવણ બરાબર

થઇ ગઇ છે. માહ્યરું પણ તૈયાર કર્યું છે. ત્યાં જવા થોડો નીકળીએ ખરો.

[ નેપથ્યમાં વરઘોડાનો અવાજ સંભળાય છે. ઢોલ, શરણાઇ, નગારાં વાગે છે. ]

**હરિલાલ** : જો, વરઘોડો આવી પહોંચ્યો હમણું આપણને બોલાવશે

**કમળા** : ત્યારે તો પાનેતર લાવું. (પેટી-માંથી પાનેતર કાઢી લાવે છે.)

( નેપથ્યમાંથી ગોરનો અવાજ )—હરિલાલ ભાઇ, ઓ હરિલાલ ભાઇ, એ જલદી કરજો. આટલી વાર કેમ ?

**હરિલાલ** : એ, કાંઇ વાર નથી. જાઓ, અમે આ આવ્યાં. જરાએ વખત નહિ લાગે. ( કમળાને ) ચાલો, હવે મેનાને બોલાવો, જલ્દી પાનેતર પહેરાવી દે. ઉતાવળ કરજે.

**કમળા** : અહિં તો મેના નથી. અંદર હશે. ( પાસેના ઓરડાના બારણા આગળ જઇ ) બેટા મેના, ઓ મેના, જલ્દી કર. મુંઝાઇને કેમ બેઠી છે ? હવે શરમાવાનો વખત નથી. ચાલ, મારી ગાંડી દીકરી ! મેના ઓ મેના !

**હરિલાલ** : અરે છોકરી, ક્યાં ગઇ ? બ્હાર કેમ નથી આવતી ?

( નેપથ્યમાં ગોર ) : એ ભાઇ, આ મુરત વીતી જાય છે ચાલો; તમારે માટે બધા બેસી રહ્યા છે. જલ્દી કરો.

**હરિલાલ** : જાઓ ગોર મહારાજ, અમે આ આવ્યાં. જરા કન્યાને પાનેતર પહેરાવે છે ( કમળાને ) છોકરી જરાએ જ હેતી નથી ! જા, શોધી કાઢીને જલ્દી અહિં લઇ આવ. અત્યારે કાંઇ શરમાવાનો વખત છે ?

**કમળા** : ( ફરી અંદરના બારણા આગળ જઇ )–ઓ મેના, આવ દીકરા, ગભરાતી નહિ. બ્હાર આવ. મેના, ઓ મેના ! ( હાથ ઘસતી પાછી આવે છે ). હાય, હાય, ત્યાં તો મેના નથી ! હવે શું કરીશું ?

**હરિલાલ** : ના, ના, ત્યાં જ હશે. બોલાવ, બોલાવ.

**કમળા** : મેના, ઓ મેના, આ કામને વખતે તું ક્યાં ભરાઇ બેઠી છે ?

[ હરિલાલ ચારે તરફ જોતો મેનાને બૂમ પાડે છે. ]

**કમળા** : હાય, હાય ! મહાનાશ વાળ્યું ! છોકરી ઘરમાં નથી, હવે શું કરીશું ? નાસી ગઇ હશે ! હાય રે ! આ તો ડૂબી મરવાનું થયું ! આપણું નાક કપાઇ ગયું !

**હરિલાલ** : મેં તને બ્હાર જવાની ના નહોતી કહી ? હવે પેટ ભરીને રો ! મારું કહ્યું ન માન્યું તેનું ફળ !

**કમળા** : અરે છોકરી આ શું કર્યું ? હાય, હાય, લોકો આગળ લજવાઇને મરી જઇશું. અત્યારે માંહ્યરામાં કોને બેસાડીશું ? મરવા જેવું થયું ! હવે થાય શું ?

( નેપથ્યમાં ) ગોર : એ હરિલાલભાઇ, આ ત્રીજી વખત તમને બૂમ પાડી. આવતા કેમ નથી ? મુરત વીતી જાય છે. વર પક્ષના ગોર તો ગુસ્સાથી રાતાપીળા થઇ રહ્યા છે.

**હરિલાલ** ( તૂટેલે અવાજે ) જાઓ, પડ્યા, અમે આ આવ્યા. કશી વાર નથી. ( કમળાને ) હવે કહેજો ખરો કે કરવું શું ? આ સમો સાચવવો કેવી રીતે ? જલ્દી બોલ. એક પળનો વિલંબ થાય એમ નથી.

**કમળા** : હાય, આ છોકરીને બદલે પથરો પેદા થયો હોત તો એ સારું. શું કરું ?

**હરિલાલ** : જલ્દી કર પાનેતર લઇને

પહેરાવી દે! નહિ તો મત્તાનાશ વહ્યું સમજજે.

[ કમળા પાછી હઠે છે અને પાનેતર છાતી સરસું દાબી હરિલાલથી આઘી ખસી જાય છે. હરિલાલ પાનેતર ખેંચી લઇ ઢીંગલીઓ રમતી લલિતાને ઓઢાડી એને ઉચકીને દોડી જાય છે. કમળા હરિલાલની પાછળ છાની અને માથું કૂટતી જાય છે. ]

કમળા : હાય, હાય, શો ગજબ કર્યો!

લલિતા : ( છુટવાનાં ફાંફાં મારતી )– ઓ મારી ઢીંગલીઓ, મને ઢીંગલી રમવા દો!

[ પડદો પડે છે ]

---

## માજી! દુષ્કૃતિ અમારી

માજી! દુષ્કૃતિ અમારી ભણી ના જુવો, જો:
માજી! દુર્મતિ અમારી થકી ના દુવો, જો;
માજી! દષ્ટિવક્ર આપની ન ત્યાં રહો, જો:
માજી! પુણ્યકોપ આપનો ન ત્યાં વહો, જો.

માજી! દેહદલિત, મદભરેલ, ધારીએ, જો
માજી! પાપપુંજ પ્રીતિથી વધારીએ, જો;
માજી! જીવન કલુષ ભાવથી ઝુલાવીએ, જો
માજી! પતન બન્ધનો ઉરે ઝુલાવીએ, જો.

માજી! જન્મ નીચ, કીટ શો, મળ્યો અતિ, જો:
માજી! દોષ શો? સુધારણા નથી થતી, જો;
માજી! કિચ્ચડના જીવ બીજું શું કરે, જો
માજી! અધમ, તમ દયા વિના શું ઉદ્ધરે, જો.

માજી! તેજ ના ત્હમારું અમે ઝાંખીએ, જો:
માજી! છતી આંખ, અન્ધતા શી માંખીએ, જો;
માજી! પ્રેમનયન આપનાં તણી તૃષા, જો
માજી! દિલ મલિન, ત્હોય તમ વિશે રસ્યાં, જો

માજી! બાલ અબલ, ઓ કૃપાલ! તમ અમે, જો
માજી! દીન, ગતિહીન,—તમ પદે નમે, જો;
માજી! પન્થ પુનીત આપને ચ્હડાવજો, જો:
માજી! પંક થકી રંકને બચાવજો, જો.

માજી! બાલ કદિ કુબાલ ના કુતાત થાય, જો:
માજી! ચરણશરણ આપને પતિત ધુવાય, જો;
માજી! પાપ, તાપ, વૃત્તિ દુષ્ટ,—સર્વ કાપજો
માજી! આપનાં અમે અમારે એક આપ, જો.

માજી! માગીએ અમોલી આપનીજ સેવ, જો:
માજી! ત્યાગીએ નઠોરી પાપનીજ ટેવ, જો
માજી! તિમિરજીવિતમાં પ્રકાશ સૌખ્ય લાવજો:
માજી! અંતર તમ પુણ્ય પગલિએ સુહાવજો.*

રામમોહનરાય જશવન્તરાય દેસાઇ

---

* દેવદાસીનું ગીત લેખકના 'અનામિકા' નામના અપ્રકટ નાટ

# ગુંગળામણ

લેખક
શ્રી ચુનીલાલ વર્ધમાન શાહ

ડૉ. કંચનગૌરીએ સુરતના એક ધર્માદા સાર્વજનિક દવાખાનામાં નોકરી લીધાને માત્ર બેજ વર્ષ થયાં હતાં, પરંતુ એટલા સમયમાં પોતાના મળતાવડા અને પ્રેમાળ સ્વભાવથી તેણે ખૂબ પ્રસિદ્ધિ જ નહિ પણ લોકપ્રિયતા પ્રાપ્ત કરી હતી. સ્ત્રી ડાક્ટરનાં દર્દીઓ મોટે ભાગે સ્ત્રીઓજ હોય છે. અને લાગણીશીલ લેખાતી સ્ત્રીજાતિ જ્યારે દર્દથી આર્દ્ર બને, ત્યારે તેને જો પ્રેમાળ સ્ત્રી ડાક્ટર મળે, તો પછી એ ડાક્ટરની દવા કરતાં તેની પ્રેમાળતાનું વશીકરણ જ દર્દ મટાડવામાં વધારે ભાગ ભજવે એ પુરતું જ છે. કંચનગૌરીમાં આવડત હતી, પ્રેમાળતા હતી, નિર્લોભતા હતી અને સૌજન્યભર્યો સ્વભાવ હતો. આ બધા ગુણોથી સ્ત્રી વર્ગમાં એવી શ્રદ્ધા બેસી ગઇ હતી કે ડાક્ટર કંચન-ગૌરીનો હાથ અડકતાં જ દર્દીઓનું અર્ધું દર્દ તો ઓછું થઇ જાય છે!

ગરીબો તેને દયાની દેવી તરીકે ઓળખતા. તે ખાદીનાં કપડાં પહેરતી, ગરીબ દર્દીઓને ત્યાં ફી લીધા વિના તેમને જોવા જતી. અને તે બધાંની ઉપર તેની મીઠી-આશ્વાસનદાયક વાણી. લોકો માનતા કે તેને 'દયાની દેવી' તરીકે બોલાવવામાં પણ અતિશયોક્તિ ન લેખાય.

કંચનગૌરી દવાખાનામાં દર્દીઓને તપા-સતી બેઠી હતી, એટલામાં તેની સમીપે એક અણઓળખીતા પુરુષનું આગમન થયું. સુંદરલાલ એક ગ્રેજ્યુએટ હતો અને સુરતના એક સાપ્તાહિક પત્રનો તંત્રી તથા માલેક હતો. સુંદરલાલનું નામ લોકપ્રિય હતું. સુંદરલાલ જેવો વિદ્વાન હતો તેવો એક સમાજસુધારક તથા સ્ત્રીજીવનની ઉન્નતિનો હિમાયતી પણ હતો. અમદાવાદમાં સ્ત્રીઓને સ્વાવલંબનને માર્ગે ચડાવનારા "જ્યોતિસંઘ" ના જેવી સંસ્થા સુરતમાં હોવી જોઇએ તે વિષેના કેટલાક લેખો પણ તેણે પોતાના પત્રમાં પ્રસિદ્ધ કર્યા હતા. સુરતના સામાજિક જીવનમાં તે પ્રગતિશીલ વિચારો ધરાવનો મનાતો અને તેવાં જાહેર ભાષણોમાં તેને અનેકવાર પ્રમુખપદ પણ અપાએલું. આવા એક જાણીતા પુરુષની સાથે કંચનગૌરીને એકેવાર કદી પ્રસંગ પડ્યો નહોતો, કારણ કે કંચનગૌરી પોતાનાં દર્દીઓના ઘેરામાંથી જાહેર કાર્યોમાં સક્રિય રસ લેવા માટે ભાગ્યે જ ફુરસદ મેળવી શકતી હતી. પણ સુંદરલાલને તે નામથી ઓળખતી હતી, એટલે તેણે કંચનગૌરીના હાથમાં પોતાના નામનું કાર્ડ મૂક્યું કે તરત જ તે તેને ઓળખી ગઇ અને મૃદુ સ્મિત સાથે બોલી: " પધારો એડીટર સાહેબ! કંઇ કામ સેવા!"

" તમને થોડી તકલીફ આપવા આવ્યો છું. મારો પુત્ર જરા માંદો છે; તેની તબીયત જોવા જરા આવશો?"

" હા, પણ આ દર્દીઓને પતાવતાં મને હજી અર્ધો કલાક થશે."

" કશી ફીકર નહિ, એટલો વખત હું થોભીશ."

સુંદરલાલની પત્નીના મૃત્યુને માત્ર આઠ જ દિવસ થયા હતા. તેનો પુત્ર ત્રણ વર્ષનો હતો અને જ્યારથી તેની માતા તેને છોડીને ચાલી ગઇ, ત્યારથી તે "મા...મા..." કરતો

ઘરમા રડતો ફરતો હતો. તેને કયાંય ગોઠતું નહોતું. તે ખાતો નહિ, દૂધ પીતો નહિ. સુંદરલાલની માતા પાસે તો ઢુકતો પણ નહિ અને કેવળ જનનીથી જ હળી ગએલો એ બાળક છેલ્લા બે દિવસથી તો જાણે જનની પાછળ જવા ઇચ્છતો હોય એમ બિછાને પડયો હતો પત્નીના મૃત્યુનો ફટકો સુંદરલાલને સખત લાગ્યો હતો, અને પુત્રની આ સ્થિતિથી તે વધારે ગભરાયલો રહેતો હતો.

સુંદરલાલ કંચનગૌરીને ગાડીમા લઇને ઘેર આવ્યો અને બચુના બિછાના વાળા ખંડમાં દાખલ થતાં તેણે ધીમેથી ઉદ્‌ગાર કાઢયો " બચુ ! "

બચું અચેતન સરખો પાસું ઢાળીને પડયો હતો. તેણે આંખો ઉઘાડી અને તેની નજર પહેલાં પિતા ઉપર અને પછી ડાક્ટર ઉપર પડી. કંચનગૌરીને જોતા જ જાણે તેના વદન ઉપર આનંદની ઊર્મિ પ્રકટી અને ' બા... તું આઇ ? " એમ બોલતાં તેણે હાથ પહોળા કર્યાં...બા પોતાને તેડે એ આશાએ.

કંચનગૌરીની મમતાએ એ માતાહિન બાળકની ઝંખનાને હર્ષભેર સત્કારી અને તુરત તેને તેડી પોતાના ખોળામાં બેસાડયો. " તને કેમ છે બચુ ? " એમ કહેતાં કંચનગૌરીએ તેનું શરીર તપાસવા માંડયું. બચુ કુતુહલ વશ બની કંચનગૌરીના બદન ભણી વારે વારે જોતો હતો. તેને સમજાતું નહોતું કે પોતાની બાએ આવા સફેદ કપડાં જ કેમ પહેર્યાં હશે !

બચુનું શરીર બરાબર તપાસી લઇને કંચનગૌરીએ કહ્યું: " કાંઇ ખાસ ગભરાવાનું કારણ નથી. તેનું શરીર બહુ ક્ષીણુ થઇ ગએલું છે, તે કદાચ માતાની જ ઝંખનામાં હશે, પણ કોઇ દર્દ નથી. થોડી દવા અને મમતાભરી માવજતથી તેની તબીયત સુધરી જશે "

એ પ્રમાણે સુંદરલાલને આશ્વાસન આપીને તે પાછી દવાખાને આવી. તેજ દિવસથી સુંદરલાલે બચુ માટે કંચનગૌરીની દવા ચાલુ કરી.

દર્દ એ માણસની ભૂલનું પરિણામ હોય છે. જેવી ભૂલ તેવો એ ભૂલનો દર્દરૂપી દંડ. કંચનગૌરીએ અનેક દર્દીઓને તેમની એ ભૂલો સમજાવી હતી. પરન્તુ આ નાના બચુએ એવી કઇ ભૂલ કરી હતી કે વિધિએ આ માંદગીનો દંડ તેની પાસેથી વસુલ કરવો માંડયો હતો ? તેની માતાને ટાઇફોઇડ તાવ આવ્યો હતો અને તે મરણ પામી હતી; તે તાવ ભલે તેની માતાની ભૂલના દંડરૂપ હોય, પણ તેમા બચુનો વાક શો ? તે બિચારા સુકોમળ પુષ્પને " બા...બા..."ની ઝંખનામા માતાની પાછળ રીબાઇ રીબાઇને મરવું પડે એ કેટલું અસહ્ય ! કંચનગૌરીના કોમળ સ્વભાવને એ વિચાર આપતાં કમકમાં આવતાં હતા એ ગોરું ગલરું જેવું ફૂલ કરમાઇ ન જવા દેવાની પોતાની નૈસર્ગિક ફરજ હતી એમ તેને લાગતું હતું ને રોજ એક વખત તેને જોવા જતી અને સાંજે કમ્પાઉન્ડરને મોકલી તેની ખબર કઢાવતી. પોતાની વીઝીટોની ફીના પૈસા સુંદરલાલને ભારે ન પડી જાય, તેટલા માટે બીજા દિવસથી તેણે વીઝીટ ફીના પૈસા લેવાનું પોતાની મેળેજ બંધ કર્યું.

( ૨ )

ગૌરીશંકરે જ્યારે કંચનને તેર વર્ષની વયે પરણાવી, ત્યારે તેણે પોતાની મેળે જ પુત્રીને કહ્યું હતું: " બહેન, હવે તું નિશાળ છોડી દે. " કુંવારી પુત્રી નિશાળે જાય તે ઠીક, પણ તે પરણે અને પછી નિશાળે જાય, તે શોભે નહિ, એવી એકાદ માન્યતા એ આગ્રહી

પાછળ હશે એમ કંચને માન્યું હતું. પરતુ ચંદ્રશંકરનો હિસાબ જૂદો હતો. આજકાલ બધાય ભણેલી કન્યાને પહેલી પસંદગી આપે છે, એટલે કંચનનું વેવીશાળ અને લગ્ન થયું ત્યાં સુધી તેણે પુત્રીને ભણાવી, પણ પછી જરૂર શી રહી? તેને સારો ભણેલો વર મળી ગયો એટલે પછી તેનું જીવન સફળ થઇ ચૂક્યું એવી માન્યતાથી જ તેણે પુત્રીને નિશાળે જવાનું બંધ કરાવ્યું. બાઇ માણસનો અવતાર, તેને કયાં રળવા જવું છે? કાગળ-પત્તર કે છાપેલી ચોપડીઓ વાંચી શકે એટલુ ભણતર હોય તો ઘણું બધું થઇ ગયું એમ માનનારાઓમાંનો એક ચંદ્રશકર કચનને અંગ્રેજી બીજા ધોરણ સુધી ભણાવે, પછી તેને કોઇ જુના જમાનાનો માણસ કેમ કહી શકે? તેને લાગતું હતું કે પુત્રીને ભણાવવામાં અને તેને નિશાળેથી ઉઠાડી મૂકવામાં પણ પોતે પૂરી સમજદારીથી અને દીર્ઘ દૃષ્ટિથી વર્ત્યો હતો.

પરન્તુ લગ્નપછી ૭ મહિને જ જ્યારે બિચારી કંચન વિધવા થઇ ત્યારે ચદ્રશંકરની સમજદારી અને દીર્ઘદૃષ્ટિને આપોઆપ નવી પાંખો ફૂટી બ્રાહ્મણની ન્યાત, બાળ વૈધવ્ય, આજનો જમાનો, બિચારી કચન કેમ જીવન વીતાડશે તેની ચંદ્રશંકરને ચિંતા થવા લાગી. બાળ વિધવા અંત સુધી પવિત્ર જીવન ગાળે તેમાં જ પિયર-સાસરાની કુલીનતાની કસોટી રહેલી છે, અને હજી તો કંચનની જુવાનીનો વિકાસ પણ બાકી હતો, તેની રસવૃત્તિને જો અભ્યાસમાં વાળી હોય, તો ચિત્ત ભ્રમણ કરતુ અટકે. તેવી જ રીતે સાસરાની ગરીબ સ્થિતિને કારણે ભવિષ્યમાં ત્યા ન પોષાય તો પોતાની મેળે આજીવિકા પણ મેળવી શકે, એવી સમજદારીની નવી પાંખોએ ચંદ્રશંકર પાસે નવી આજ્ઞા કરાવી; "બેટા કંચન, હવે તું તારો અભ્યાસ આગળ વધાર."

કંચન ભણવામા હોશિયાર હતી. તેણે મેટ્રિક્યુલેશનની પરીક્ષા પસાર કરી અને ડાક્ટરનો અભ્યાસ શરૂ કર્યો. જ્યારે તેણે ડીગ્રી મેળવી ત્યારે ચંદ્રશકર મૃત્યુને કિનારે બેઠો હતો. તેનો સસરો મરણ પામ્યો હતો તથા તેનો એકનો એક દીયર મુંબઇ નોકરીએ ચાલ્યો ગયો હતો અને કચનના ભાઇઓ વડોદરામાં પોતપોતાનુ જુદુ ઘર માંડી બેઠા હતા. મૃત્યુ પહેલાં ચદ્રશકરે આનંદથી જોયું કે "હવે મરી કચનને પોતાનો રોટલો રળી ખાવા માટે પારકે આશરે રહેવાની જરૂર નહિ રહે"

( ૩ )

કંચનગૌરીના જે ગુણો વિષે સુંદરલાલે કોઇ કોઇવાર સાંભળ્યું હતું, તે ગુણોનો તેને બચુની માંદગી દરમ્યાન સારી પેઠે અનુભવ થયો. તે કોઇ દિવસ એકવાર અને કોઇ દિવસ બે વાર પણ બચુને જોવા આવતી.

બચુની તબીયત સુધારા પર આવવા છતાં તેની આવજા તો ચાલુ જ રહી હતી. તે આવતી ત્યારે કોઇવાર સુંદરલાલ ઘેર હોય અને કોઇ વાર ન પણ હોય; તે હોય ત્યારે તેની સાથે થોડી વાર ગપાટા મારતી બેસતી અને ન હોય તો બચુને તપાસી તેની સાથે થોડી બાલશોચક વાતો કરીને ચાલી જતી. કોઇવાર તે તેને માટે લીલી દ્રાક્ષ લેતી આવતી. કંચનગૌરીની બાળક પ્રત્યેની સ્નેહાર્દ્રતા જોતાં સુંદરલાલની આંખો ભીજાતી અને કંચનગૌરીના એ ગુણને કારણે જ તેને પગે પડી જવાનું તેને મન થતું.

સુંદરલાલનું હૃદય કંચનગૌરી પ્રત્યે પ્રાણ પાથરવા જેટલું આર્દ્ર બનવા લાગ્યું, ત્યારથી તેને કંચનગૌરી સાથેની વાતોમાં ખૂબ રસ પડવા લાગ્યો. જ્યારે કંચનગૌરી બચુને જોવા ઘેર આવતી ત્યારે તે ખાસ હાજર રહેવા લાગ્યો. તે આવતી ત્યારે બચુ જ્યાં હોય ત્યાંથી દોડી આવીને કંચનગૌરીને વળગી પડતો ને બચુ ઉપર ખૂબ વહાલ દાખવતી અને બચુને ખોળામાં બેસાડી સુંદરલાલ સાથે વાતો કર્યા કરતી. બચુ હવે માંદો નહોતો, છતાં, તેના ઉપર કંચનગૌરીને અદ્ભુત પ્રેમ આવતો; તેથી કોઇવાર ખુદ કંચનગૌરીને પણ આશ્ચર્ય થતું. પરન્તુ જેમ જેમ એજ રીતે સમય વીતવા લાગ્યો અને બચુ ઉંઘી ગયો હોય ત્યારે પણ સુંદરલાલ સાથે વાતો કરવામાં તેને આનંદનો અનુભવ થવા લાગ્યો, તેમ તેમ તેને સમજાવા લાગ્યું કે પોતાને પુરૂષના પરિચયની ક્ષુધા લાગવા માંડી હતી. જ્યારે તેને સૌથી પહેલાં એ વિચાર આવ્યો, ત્યારે તે ચમકી, મનમાં ને મનમાં શરમાઇ અને પોતાપર તેને ગુસ્સો પણ આવ્યો; છતાં સુંદરલાલના વધતા જતા પરિચયમાંનો રસ તેને જરાએ ઓછો થતો ન લાગ્યો.

કંચનગૌરીના ગુણોએ સુંદરલાલને આકર્ષ્યો હોય એમાં નવાઇ નહોતી. પરન્તુ એ આકર્ષણ કેવળ ગુણપૂજાનું નહોતું. જે પ્રેમાળ હૃદય બચુનું હતું, તે પ્રેમાળહૃદય પોતાનું થાય એવી અભિલાષા તેને થઇ હતી. તેની વાતોમાં જેવી રીતે કંચનગૌરીને રસ પડતો હતો, તેમ કંચનગૌરીની વાતોમાં હવે સુંદરલાલને પણ રસ પડતો હતો. એક વાર "બચુએ તમારે ત્યાં આવવાની હઠ લીધીછે, તેથી આજે હું તેને તેડી લાવ્યો છું" એમ કહી સુંદરલાલ બપોરતે વખતે કંચનગૌરીને મળવા આવ્યો. તે સમયે બેઉની વચ્ચે જે વાર્તાલાપ થયો તેને પરિણામે થોડા દિવસ પછી બેઉનું લગ્ન થયું, અને સુંદરલાલ જેવા એક જુવાન તથા પ્રસિદ્ધ પુરૂષે એક વિધવાનો હાથ પકડી ખરો સંસાર સુધારો કરી બતાવ્યો તે માટે તેની પ્રશંસા થવા લાગી.

## ( ૪ )

સુરતના કલેકટરની બદલી થવાની હતી, તેથી શહેરના કેટલાક ધનવાનોએ, સરકારી અમલદારોએ અને પોલીસ ખાતાના માણસોએ નાણાંની એક મોટી રકમ એકઠી કરી તેમાંથી વિદાય થતા કલેકટરના માનમાં ગાર્ડનપાર્ટીની ગોઠવણ કરી હતી. આ સમારંભમાં હાજરી આપવા માટે મી. અને મીસીસ સુંદરલાલને આમંત્રણ મળ્યું હતું.

તેમનું લગ્ન થયાને માત્ર ત્રણજ દિવસ થયા હતા. સુંદરલાલની ઇચ્છા હતી કે પાર્ટીમાં કંચનગૌરી દીપી નીકળે અને એવી સુંદર તથા હોશિયાર પત્ની મેળવવા માટે ત્યાં હાજર થએલા મોટા મોટા સરકારી અમલદારો પોતાને મુબારકબાદી આપે

પાર્ટીમાં જવા માટે જ્યારે કંચનગૌરીએ કપડાં પહેરવા માંડયાં ત્યારે સુંદરલાલ હાથમાં કપડાંનું એક બંડલ લઇને હસતો હસતો

આવ્યો અને બોલ્યો: " જરા થોભ, કંચન ! તારે માટે મેં સુંદર સાડી અને બ્લાઉઝ લાવી રાખ્યાં છે. "

" ખરેખર ? તમે તો મને વાત પણ કરી નહિ " એમ કહેતાં કહેતાં કંચને હસતી આંખે સ્વામીના હાથમાંથી બંડલ લીધું.

સુંદરલાલ આનંદ પામતો બોલ્યો, " તને આનંદથી ચકિત કરવા માટેજ મેં કહ્યું નહોતું. "

કંચને બંડલ છોડી જોયું તો મહિંથી નારંગી જ્યોર્જેટની સાડી અને બ્લાઉઝ નીકળ્યાં. તે કીંમતી હતાં, પરંતુ તે જોઈને કંચનને આનંદ ન થયો. તે સ્વદેશી નહોતાં. તેણે કહ્યું: " તમે નથી જાણતા કે હું પરદેશી કાપડ નથી પહેરતી ? હાથવણાટનું કાપડ કદાચ ન હોય, તો એ સ્વદેશી તો જોઈએ જ ને ? "

" એ બધા ચાળા હવે છોડી દે. ખાદી અને સ્વદેશીની વાતો વખતે શોભે-કવખતે નહિ. "

" એમાં વખત-કવખત શાનો ? "

" આપણે કલેક્ટરની પાર્ટીના મેળાવડામાં જવાનું છે; ગાંધીજીની પ્રાર્થનામાં હાજર રહેવા માટે જવાનું નથી. "

" પણ કલેક્ટરની પાર્ટીમાં ખાદી કે સ્વદેશી પહેરીને જઈએ તો હરકત શી ? "

" એ બધી લપછપ છોડી દે, કંચન ! જો, હવે આપણું દિન પરસ્પરને અનુકૂળ

થઇને રહેવામાં સમાયલું છે; સરકારી નોકરીની સાથે સારાસારી રાખવામાં અને તેમની દષ્ટિને અળખામણા નહિ લાગવામાં આપણું હિત રહેલું છે. આપણો ખાદીનો પોશાક જોઇને તો કલેકટર ખફા થાય તો કાલથી છાપું ચલાવવું જ આરે મારે ભારે થઇ પડે."

કંચન હસીને બોલીઃ " ઉંહ ! તો છાપું હું ચલાવી આપીશ, પછી શી ફીકર છે ? પણ મારું સ્વદેશી વ્રત......"

" હવે ચબાવલી થયા વિના ઝટ સાડી પહેરી લે; છાપું ચલાવવું એ ગુમડા ઉપર નસ્તર મૂકવા જેવું સહેલું કામ નથી !"

સુંદરલાલના સ્વરમાં અણધારી તીવ્રતા આવેલી જોઇને કંચન ચૂપ બની ગઇ. તેણે પોતાની ઇચ્છા વિરુદ્ધ એ પરદેશી સાડી અને બ્લાઉઝ-પહેરી પતિની સાથે જવું પડયું; પણ પાર્ટીમાં તે આનંદમાં રહી શકી નહિ. એ સુંદર પણ પરદેશી કપડાં પહેરીને ફરતાં તેને જાણે શરમ અને સંકોચ થવા લાગ્યાં. એ કપડાંમાં સજ્જ થએલી એ દયાની દેવી જાણે પોતાના થોડા દિવસ પહેલાંની જીવનચર્યાની દાંભિકતાથી ભરેલી લોકોની નજરે આવી રહી હોય, એવો જ તેને ખ્યાલ રહ્યા કર્યો. લગ્ન થતાં જ પોતાના વ્રતને આ રીતે તિલાંજલિ આપવી પડે એમાં તેને સ્વમાન અને સ્વતંત્રતાનો ધ્વંસ થતો જ દેખાવા લાગ્યો. વિચારમાં ને વિચારમાં તેને પોતાના પરિણિત જીવનના ભાવિ સુખ માટે શંકા પણ ઉદ્ભવવા લાગી.

પાર્ટીમાં કંચનની વિમનસ્કતા સુંદરલાલના ધ્યાનબહાર રહી નહિ. પોતાના મિત્રો સાથે જ્યારે તે કંચનની ઓળખાણ કરાવતો, ત્યારે કંચનના વદન ઉપર મધુર સ્મિતને બદલે ગંભીરતા જ જોઇને તે મનમાં ને મનમાં ચ્હીડાતો હતો. પોતાના માનસિક ઉલ્લાસને કંચન તરફથી જરાએ પ્રોત્સાહન ન મળતું જોઇને તે અકળાયો અને પાર્ટી વિસર્જન થયા પૂર્વે જ કંચનને લઇને તે ઘેર પાછો આવ્યો. રસ્તામાં ગાડીમાં બેઉ કશું બોલ્યાં નહિ, અને એ અબોલા બે દિવસ સુધી ચાલ્યા. પછી તે બોલતાં થયાં ખરાં, પરન્તુ લગ્ન પૂર્વે તેમને પરસ્પરની વાતોમાં જે રસ પડતો હતો, તેનું હવે નામનિશાન રહ્યું ન હોતું.

લગ્ન માટે કંચને દવાખાનામાંથી પંદર દિવસની રજા લીધી હતી. એ રજા પૂરી થઇ એટલે તેને જરા ઉત્સાહ આવ્યો. પોતાનાં દર્દીઓની વચ્ચે જઇ પહોંચવાને, તેમનાં દર્દો અને સુખ-દુઃખની વાતો સાંભળવાને તે ઉત્સુક બની હતી. તે દિવસનું તેનું મન સુખ, જૂના સુખની, નવી 'આવૃત્તિ જેવું હતું.

દવાખાનામાં જવાને તે કપડાં પહેરવા લાગી એટલે સુંદરલાલે પૂછયું : " ક્યાં જવાની તેયારી કરો છો ? "

" કાલે સાંજે મારી રજા પૂરી થઇ, એટલે આજે મારે દવાખાને જવું જોઇએ. "

" હા, હા. પણ કંચન ! મારા જેવા પત્રકારની સ્ત્રીને નોકરી કરવા જવું પડે એ તો મને શરમાવા જેવું લાગે છે. "

" પણ મારું કામ લોકોનાં દુઃખ નિવારવા જેવું પવિત્ર છે, તેમાં શરમાવા જેવું શું ?"

" મેં તો મારો મત જણાવ્યો; હવે શું કરવું તે તારે જોવાનું છે. "

" તો પછી હું દવાખાનામાં વિના પગારે કામ કરીશ. એ ધર્માદા દવાખાનું છે અને ધર્માદા ફંડના પૈસા ન લેવાય તો વળી વધારે સારું. "

" વિના પગારે કે પગાર લઇને પણ તું ધંધો કરવા ઘરની બહાર જાય એ મને ગમતું નથી. મે કાંઇ ઘરમાં ભાડે સ્ત્રી આણી નથી;

તારે ઘરમાં રહેવું જોઇએ. ધારો કે તું ધંધા પર જાય અને પાછળ કોઇ મહેમાન આવે, તો મારે શો જવાબ દેવો? બાઇ સાહેબ નોકરી પરથી આવશે ત્યારે તે તમારો સત્કાર કરશે. એમ મારે કહેવું?"

"માજી ઘરમાં છે ને!"

"માજી વૃદ્ધ થયાં: ઘરમાં બેઠું આવે તોય માજી ઘરનું વહીનરું કરે એમ કહેતાં તને શરમ નથી આવતી?"

કંચનનું હૃદય જાણે બેસી ગયું. સુંદરલાલ કપડાં પહેરીને ઓફીસમાં ચાલ્યો ગયો. અને પાછળ તે રડવું રોકી શકી નહિ. સ્વામીને અપ્રસન્ન કરીને રોજ રોજ નોકરી પર જવું, એના જેવી લગ્નની નિષ્ફળતા બીજી કઇ? તે ખુબ સુંઆઇ કપડાં પહેરવાની બાબતમાં તેણે સ્વામીની ઇચ્છાને અનુકુળ થવા માટે પોતાના સ્વદેશી વ્રતનો ત્યાગ કરી મન મનાવી સેવા યત્ન કર્યું હતું, તે કરતાં ય વધારે આકરો આ પ્રસંગ હતો. પરંતુ એ પ્રસંગનો ય કડવો પ્યાલો તેણે પી લેવાનો નિશ્ચય કર્યો. તેણે નોકરીનું રાજીનામું લખી મોકલ્યું.

એ રાજીનામાથી હરીઓ કકળાટ કરવા લાગ્યાં. દવાખાનાના માલેકો આશ્ચર્ય પામ્યા, કંચનના પ્રશંસકો તેના જીવનનું પતન જોવા લાગ્યા. "દયાની દેવી પણ પરણે છે એટલે વિલાસને રમણે ચડયા વિના રહેતી નથી" એવા લોકોના ઉદ્દગારો પણ કંચનને કાને આવવા લાગ્યા, પણ તે કોઇની પાસે ખુલાસો કરવા જેવી સ્થિતિમા નહોતી સ્વામીની હઠીલાઇનો વાંક કાઢતાં તેની જીભ ઉપડતી નહોતી. આખો દિવસ તે ઘરમાં ગોંધાઇ રહીને જેમ તેમ ગાળ્યા કરતી.

## (૫)

સાંજના પાંચ વાગ્યા હતા. કંચન બચુની સાથે રમવામા વખત ગાળતી બેઠી હતી, એવામાં એક ડોસી ગભરાતી ગભરાતી તેની પાસે આવી અને બોલી "બાઇ સાહેબ! ગમે તેમ કરો, પણ અત્યારે મારે ત્યાં ચાલો. મારી દીકરી ખૂબ કષ્ટાય છે અને બાળક અર્ધેથી આવીને અટકયું છે."

"પણ દવાખાનામા નવા બાઇ ડાકટર આવ્યાં છે, તેમને તેડી જાઓને."

"ના, તેમનું મારે કામ નથી, તમે જ ચાલો. મારી દીકરી પણ કહે છે કે કંચન-

શોરીને જ તેડી આવો તમે નહિ આવો તો એ જરૂર ગભરાઈ જશે ”

કંચન પંજવત્ ઊઠી અને બાઈની સાથે તેને ત્યાં ગઈ અર્ધા કલાક પછી સુંદરલાલ ઘેર આવશે અને તે ચીડાશે એ કંચનના ધ્યાનમાં જ હતું પરંતુ આ ડોશીની કાકલુદીથી અને પોતા પર જ તેની શ્રદ્ધા હોવાથી તે આ પવિત્ર કાર્ય માટે જવાનો ઇનકાર કરી શકી નહિ તેના યત્નોથી પ્રસૂતાનો સુખરૂપ છુટકો થયો, તેથી કંચનને પણ આનંદ થયો કે પોતાનું આવવું સફળ થયું હતું. તે રાત્રે આઠ વાગે ઘેર આવી, ત્યારે સુંદરલાલ ક્રોધાંધ બનીને આરામ ખુરશીમાં બેઠો હતો

“ મને કહ્યા વિના તું બહાર જાય એ મને પસંદ નથી, તે તારા ધ્યાનમાં નથી ? ” ભ્રકુટી ચઢાવીને સુંદરલાલે પ્રશ્ન કર્યો.

‘ એક ગરીબ બાઈને બાળક અટકી ગયું હતું હું ગઈ નહોત તો કદાચ બાળકનું અને તેની માતાનું પણ મૃત્યુ થાત તેની ખૂબ આજીજીથી મને ગયા વિના ચાલ્યું નહિ. ”

“ પણ ગામમાં બીજા ડાક્ટરો મરી ગયા’તા કે શું ? ”

‘ મારા પર એ બાઈને શ્રદ્ધા હતી, એટલે તે મને જ ખેંચી ગઈ હું ના કેવી રીતે પાડું ? ’

‘ એમ ? હું ધારું છું કે તું મરી જાય તો તારા એ શ્રદ્ધાળુ દર્દીઓ તને નરકમાંથી પણ ખેંચી લાવ્યા વિના ન રહે ! ”

“ આવું શું બોલો છો, મહેરબાની કરીને મને ન પજવો ” અને કંચનની આંખોમાંથી આંસુ વહી નીકળ્યાં

“ હું તને પજવું છું ? લાજ નથી આવતી એવું બોલતાં ? વૈધવ્યમાં સબડતી દોઢ દમડીની છોકરીને મેં સૌભાગ્ય આપ્યું, કુંવારી છોકરીઓ મળતી’તી તોય મેં વિધવા ઉપર દયા દાખવી તેનો ભવ સુધાર્યો, વકીલાત કરીને પેટ ભરવા માટેની ગુલામી દશામાંથી મેં મુક્ત કરી, ખાદીના ગોદડાં ઉતરાવીને ઇટાલીયન રેશમથી અને મોતીના દાગીનાથી તને મઢી એ બધા ઉપકારોનો તું આવો બદલો આપે છે ? ”

“ વોય વોય રે ! મારું માથું ફાટી જાય છે, મને આ નરકની ગુંગળામણમાંથી ખેંચી જઈને કોઈ બહારની હવામાં લઈ જાઓ ! ” એ ઉદ્‌ગારોની સાથે જ કંચન બેભાન ફસડાઈ પડી

•

હતી ત્યારે મેં તેને માનસશાસ્ત્રના સર્વ સામાન્ય સિદ્ધાંતોના અભ્યાસમાં થોડો એક પ્રવેશ કરાવ્યો હતો. તેને યાદ હશે કે એક પ્રખર માનસશાસ્ત્રીએ સ્પષ્ટતાથી લખ્યું છે કે મનુષ્ય મનુષ્યનાં વ્યવહારો એક બીજાના માનસની ઓળખાણ ઉપર જે દિવસે સંસારમાં સાચી શાંતિ અને સાચું સુખ દેખાશે તારાં સાસુ વૃદ્ધ છે એમને તો આ જમાનામાં જુની આંખે નવા તમાશા જોવાના છે સુંદરભાઇ જેટલો વખત વીલાયત રહ્યા તેટલો વખત માજી સવાર સાંજ ઘીનો દીવો કરીને દસ દસ માળાઓ ફેરવતા. ઇશ્વર પાસે માંગતા કે મારો સુંદર સાજો સારો અને ધર્મભ્રષ્ટ થયા વિના ઘરે પાછો ફરે સુંદરભાઇએ પણ વૃદ્ધ માતુશ્રીની આ લાગણીને આઘાત થાય તેવું વર્તન દેખીતી રીતે કશું જ કર્યું નથી. માતાનો જેટલો અનહદ પ્રેમ પુત્ર તરફ છે તેટલો જ અનહદ પ્રેમ પુત્રનો માતા તરફ છે. સુંદરભાઇ કોઇ વખત પોતાના પિતાને થેડું ઘણું માઠું લગાડી ..કશે પરંતુ પોતાના માતાની લાગણીઓને કોઇ વખત નહિ સુંદરભાઇની એ લાગણીને તુ બરાબર સમજી લેજે. વૃધ્ધ સાસુ તુ કહે છે તેમ કોઇ વખત કંઇ બોલી નાખે તો તેમ કરવા માટે એના મનની સ્થિતિ અને આસપાસના સંયોગો જ જવાબદાર હોય છે એમ સમજજે થોડા દિવસ પહેલા મણીકાકા ત્યાં આવ્યા હતા ત્યારે જુની ઓળખાણને દાવે તારા સાસુને મળવા આવ્યા હતા મણિકાકાએ મને અહીં આવીને કહ્યું કે ઉમાની સાસુ ઉમાનાં ભારે વખાણ કરતાં હતા. ઉમા જેવી ડાહી વહુ મળવા માટે પોતે અભિમાન લેતા હતાં એમણે તો એમ પણ કહેલ કે આવી ભણેલી ગણેલી વહુ મળે તેમાં અમારાં ધનભાગ્ય ગણાય આ ઉપરથી તું સમજી શકીશ કે તારાં સાસુ કંઇ પણ બોલ્યાં હોય તો તે તેના અંતરની વાત નથી, પરન્તુ બહારથી પરાણે લદાએલી છે.

આપણા હિન્દુ સંસારની વિચિત્રતા એ છે કે માણસને પોતાનો સ્વતંત્ર અભિપ્રાય ભાગ્યે જ હોય છે. જેને હોય છે તેને તેવો અભિપ્રાય પ્રગટ કરવાની હિમ્મત હોતી નથી. આપણા મોટા ભાગના માણસોના અભિપ્રાયો આસપાસની પરિસ્થિતિ પ્રમાણે ઘડાએલા હોય છે એ પરિસ્થિતિ બદલાય તો અભિપ્રાય પણ બદલાય આ નિયમને કોઇ જ અપવાદ હોય છે એમ સમજજે તારા સાસુ જે પરિસ્થિતિમાં વસે છે તેમાંથી તેને દૂર ખેસવી લેવામાં આવે તો આજે છે તેવા અભિપ્રાયો તેમના ન રહે એ તમારી શેરી, એ તમારા પાડોશીઓ, તમારી ન્યાતનુ એજ સંકુચીત વાતાવરણ, રોજે રોજ ચાલતી વાતો એ બધું જોતા તારા સાસુ આજે છે તેવાં જ રહે એમાં નવાઇ નથી હુ તો એમ પણ કહું કે તુ પોતે પણ બે ચાર વરસ સુધી એજ વાતાવરણમાં રહેતો તારા વિચારો ને અભિપ્રાયો પણ તારા સાસુ જેવા જ થઇ જાય તને મારી આ વાત સાચી નહીં લાગે પરન્તુ સ્વભાવના ઘણા લાંબા પરિચય ઉપરથી હુ તને કહી શકું છુ કે સામાન્ય મનુષ્ય પોતાની આસપાસની પરિસ્થિતિને આધીન હોય છે. પોતાના સ્વતંત્ર વ્યક્તિત્વથી નવું વાતાવરણ પેદા કરી નવી જ સૃષ્ટિ જન્માવે તેવા લોકો વીરલ હોય છે આપણી સમાજમાં એવી વિભૂતીઓ બહુ જ ઓછા દેખાય છે આ હકીકતને ધ્યાનમાં રાખીને તારી સાસુ સાથેનો વર્તાવ તું રાખીશ તો આજે તને જે દુ:ખ થાય છે તે નહિ માય ઘરની અંદરનું અનુકુળ વાતાવરણ શોધી કહાડના તને વાર નહિ લાગે એવા અનુકુળ સમયે તુ તારી ઇષ્ટ પ્રવૃત્તિ કરીશ તો તને કશો વાંધો નહિ નડે

અને સુંદરભાઈને કાને તારા અંતરની વાતો દુઃખભરી લાગણીઓથી ભરપૂર બની જઈને વ્યક્ત કરતાં પહેલાં ખૂબ વિચાર કરજે. હું એને જે પ્રમાણે સમજ્યો છું તે રીતે જોતાં મુશ્કેલીમાંથી તને રૂચે તેવો કોઈ માર્ગ તેને હાથ લાગવાનો નથી. પરન્તુ એ પોતે વધારે મુંઝાશે. આપણા સમાજમાં જુવાન નવવધૂને એક એવી ટેવ હોય છે કે ઘરમાં બનતી વાતમાં મરચું મીઠું ઉમેરી લાગણી પ્રધાન રીતે પોતાના પતિ પાસે એ વાતને રજુ કરવી. આમ કરવામાં પતિની ખોટી સહાનુભૂતિ મેળવવાનો ઇરાદો હોય જ છે. તે ઉપરાન્ત એ ટેવને વારંવાર અવકાશ મળવાથી આમાં એક જાતનું વેવલાપણું પણ આવી જાય છે. હું ઇચ્છું છું કે તારામાં નતો ખોટી સહાનુભૂતિની વૃત્તિ જાગે કે નતો ખોટું વેવલાપણું આવે. બનતા બનાવો ઉપર ઉદાર દૃષ્ટિથી જોવું અને તે સંબંધે વાત કરવી પડે તો પણ ક્ષમાશીલ દૃષ્ટિ રાખી વાતને રાળીટાળી નાખવી એમાંજ માણસાઈ રહેલી છે. આજના જમાનાની આમાં સહિષ્ણુતા કે ક્ષમાશીલતા નથી તે મારે મન તો એક મોટી ખામી છે. સાચી કેળવણી માણસને વધારે નમ્ર બનાવે છે. તારામાં એ નમ્રતા છે. એની મને ખાત્રી છે. એકાએક કપરા સંજોગો આવી પડે તો પણ નમ્રતાના એ માર્ગમાંની જરા પણ તું ખસે નહિ તેની જ્યારે તારામાં કોઈ પણ ઠેકાણે ગર્વનું છીછરાપણું દેખાઈ આવે તો સમજજે કે તેં પ્રાપ્ત કરેલા જ્ઞાનનો દુરૂપયોગ છે. સુંદરભાઈ સાથેની તારી વાતચીતમાં તું આ દૃષ્ટિને હમેશાં તારી નજર આગળ રાખીશ તો તારા જીવનમાં અસંતોષ નહિ પ્રગટે.

પ્રતિકૂલ સંયોગોમાં વધારે વખત માણસને રહેવાનું બને તો તેનામાં નકામો કચવાટ અને નિંદા કરવાની બુરી કુટેવ પેદા થાય છે. પ્રતિકૂલ સંયોગોને પણ સહિષ્ણુતાથી હઠાવી દે અને અંતરના પ્રેમના છંટકાવથી વેરીને પણ વહાલાં કરી દે તેને શિક્ષિત માણસ સમજવો. હજી તો તારા માટે જુદા સંયોગોમાં જીવવાની શરૂઆત થાય છે. તેં મને પત્ર ભલે લખ્યો, હજી પણ ઘણી વીગતોથી ભરપૂર તારે મને લખવાના રહેશે. પરન્તુ હું તને અવશ્ય ચેતવવા માગું છું કે અધીરી થઈને તું તારી વાતો ગમે તેવી રીતે ગમે તે માણસને કહેવા નહિ મંડી પડતી. તને આવી સૂચના કરવી એમાં પણ તું તારૂં અપમાન જોશે તે હું સમજું છું. પરન્તુ બહેન, દુનિયાની ખારી મીઠી અનુભવ્યા પછી હું તને કહી શકું છું કે આપણું મન એટલું બધું મુલાયમ હોય છે અને આપણી અહંવૃત્તિ એટલી બધી સતેજ હોય છે કે આપણને ખબર ન પડે તેવી રીતે તે આપણી પાસે કામ કરાવે છે.

તું જે પુસ્તકો અહીંથી લઈ ગઈ છે, તે વંચાઈ ગયાં હોય તો મને પાછાં મોકલજે. ‘ કન્યાને પત્રો ’ વાળા પુસ્તક ઉપર તારા વિચારો તું વીગતે જણાવવાની છે એમ કહ્યું છે, તે તને યાદ હશે. વાંચતી વખતે જે શંકાઓ તારા મનમાં ઉઠી હોય તે પણ વગર સંકોચે લખજે.

સુંદરભાઈ મુંબઈથી પાછા ફરે, ત્યારે મારા નમસ્કાર કહેજે અને મારા પત્રનો જવાબ અવશ્ય લખે તેમ મારા વતી વિનંતી કરજે.

# એક બાઉલ ગીત

સંપાદક :
શ્રી નગીનદાસ પારેખ

બંગાળમાં બાઉલ નામના ભગત વૈરાગીઓનો એક પંથ છે. માથે જટા, હાથમાં એકતારો, શરીરે કાળો ઝભ્ભો અને જીભે ભગત ગીતો—એ બાઉલ. એ લોકોનાં ગીતોએ બંગાળના કાવ્ય-સાહિત્ય ઉપર ખૂબ અસર કરી છે. કવિવર રવીન્દ્રનાથ તો એ ગીતો ઉપર મુગ્ધ છે. એમણે પોતાનાં કેટલાંય ગીતોના સૂર અને ભાવ આ અભણ, અસરકારી વૈરાગીઓ પાસેથી લીધેલા છે.

એવા એક બાઉલગીતનો અનુવાદ અહીં છે. જીવ અને ઇશ્વર, જીવાત્મા અને પરમાત્મા, એ બંનેની બેલડી છે. જીવને ઇશ્વરની જેટલી ગરજ છે, એટલી જ ગરજ ઇશ્વરને જીવની છે. જીવ જો ઇશ્વરને અવગણી શકતો નથી, તો ઇશ્વરને પણ જીવની અવહેલના કર્યે પાલવે એમ નથી. ઇશ્વરને એકલાં ગમતું નહોતું માટે જ તો તેણે જીવને પેદા કર્યો. એના વિના એની લીલા ચાલે જ નહિ. જીવાત્મા પોતાનું આ મહત્ત્વ અને પરમાત્માની આ ગરજ સમજે છે અને પરમાત્માને કહે છે કે હું કંઇ હવે તને ઢૂંઢતો અથડાતો કુટાતો તારી પાછળ આવવાનો નથી. તારે ગરજ હોય, તારી રાસલીલા મારા વિના અધૂરી રહેતી હોય, તો તું જાતે આવ. હું તો આ અહીં રસ્તામાં બેઠો છું. તને મારી ગરજ ન હોય, તારી રાસલીલા મારા વિના ચાલે એમ હોય તો મારે કંઇ તને શોધવા વનવન ભટકવું નથી, મને તારાં દર્શન વિના ચાલશે-ભલેને એ વિના મારા પ્રાણ ઊડી જતા. યુગયુગ થયાં તારી શોધમાં મારાં અંગો વિકલ થઇ ગયાં છે, દષ્ટિ હરાઇ ગઇ છે, છતાં મને ખાતરી છે કે તું તારી ગરજે મને શોધતો આવવાનો છે. આ વિશ્વાસભરી વાણી આ ગીતમાં ગુંજે છે.

[ રાસ રમતાં મારી નથની ખોવાણી ]

તારે આવવું હોય તો આવ
કાના આવવું હોય તો આવ—
હું તો બેઠી આ મારે મારગડે.

મારૂં ભાગ્યું શરીર
નથી રહ્યું હવે ઢીર,
હું તો બેઠી આ મારે મારગડે.

અંગો ઢીલાં થઇ ગયાં, સાંભળ કાળા કા'ન,
પગ મારા નથી ચાલતા, નથી શરીરનું ભાન—૧

રસિયા મુજ વિણ જો કદી ચાલે રાસલીલાય,
તો અહીંથી પાછી ફરૂં, ઢૂંઢું નહિ વનમાંય—૨

દીન હીન ગણતાણી મને તરછોડે તું કા'ન,
દઇ દે અહીંથી વિદાય તો; નથી કોનું બસ કામ—૩

જુગના જુગ વીતી ગયા નીકળી તારે કાજ,
પ્રાણ ઊડે, તન આખડે, તોય દર્શન મારે તાજ—૪

મારા વિણ ચાલે નહિ જો કદી તારો રાસ,
તો તો અહીંયાં આવજે, બેઠી હું તો ઘાંજ—૫

હાટ ધૂળે ખર તાપથી દષ્ટિ મારી હરાઇ,
જાતે આવી શોધશે ગરજે તું મધુરાઇ—૬

# કેટલીક ભ્રમણાઓ

લેખક : શ્રી સીતારામ જે. શર્મા

કેટલાક માણસોમાં એવો ભ્રામક વિચાર હજુ પણ ઘર કરી રહ્યો છે કે, સ્ત્રીઓ તો માત્ર રસોડું અને ઘર સંભાળીને બેસી રહે તો જ સંસારની વ્યવસ્થા બરાબર જળવાય, અને બાળકોનો સારી રીતે ઉછેર થઇ શકે. જો તેઓ જાહેર જીવનમા પડે, તો સમાજવ્યવસ્થાની ગડી જ ઉકલી જાય અને ઘરસંસાર પણ કથળી જાય.

આવા માણસો એ વિચાર કરી શકતા નથી, કે જો પુરુષો વ્યાપાર, ધંધો રોજગાર કે નોકરી કરવા છતાં જાહેરજીવનમાં ભાગ લઇ શકે અને તેથી તેમના કુટુંબ તેમજ સમાજમાંના જવાબદારીભર્યાં કામોમાં અડચણ ન આવે, તો પછી સ્ત્રીઓ એવાં કામોમાં પડે તેથી જ તેવી અડચણ કેમ આવે ? તેમને આ રીતે સ્ત્રી પુરુષની વચ્ચે તુલનાત્મક નજરે વિચાર કરતાં જ એક પ્રકારની કંપારી વછૂટે છેઃ કેમકે તેઓ સ્ત્રીઓના વ્યક્તિત્વનો જ સ્વીકાર કરતા નથી. એ સ્વીકારમાં તેમનું પુરુષપણું ઘવાય છે.

❖

પરંતુ અત્યારે અનેક શહેરોમાં સ્ત્રીઓ પોતપોતાનાં મંડળો સ્વતંત્ર રીતે ચલાવે છે, તેમાં તેઓ હજારો રૂપીઆ એકઠા કરે છે અને હજારોનો વહિવટ કરે છે, શિક્ષણના વર્ગો, ભાષણો, આનંદપર્યટનો, બાલમંદિરો આલમંદિરો વગેરે સરળ રીતે ચલાવે છે, અને તેમનાં મંડળોમાં સેંકડો જ નહિં પણ હજારોની સંખ્યામાં સભાસદો હોય છે, તેમાં ભાગ્યે જ પુરુષોના મંડળો જેવા વિચારભેદ કે કચકચંકામ થતા જણાય છે. એ બધું જોયા જાણ્યા છતાં, તેમજ એ મંડળોમાં કામ કરી રહેલી સંખ્યાબંધ બહેનો જાહેર જીવનમાં પોતાનો અમુક ફાળો આપતાં હોવા છતાં, તેમની ગૃહવ્યવસ્થા કે તેમનો સંસાર વ્યવહાર કથળી ગયો નથી, તે અનુભવ્યા પછી પણ જૂનવાણી વિચારોને વળગી રહેવું તેમાં શું લાભ છે ?

❖

જર્મનીનો સરસુબત્યાર હેર હીટલર સ્ત્રીઓને રસોડાં, ઘર અને બાળકો સંભાળવાની આગ્રહભરી ભલામણો વારંવાર કરે છે. અને તે ભલામણો પાછળનુ રાજકારણી દૃષ્ટિબિંદુ કે જર્મનીની આર્થિક પરિસ્થિતિ અને ભાવી સંગ્રામની તૈયારીની યોજનાઓની પશ્ચાદ્ ભૂમિકાના જ્ઞાન કે ભાન વિના કેટલાક પુરુષો સ્ત્રી ઉન્નતિના કાર્યોને વિરોધ કરવાની ટેવને લીધે કહી નાખે છે કેઃ 'જોયું', જર્મની જેવા પશ્ચિમના આગળ વધેલા સુધારાવાળા દેશમાં પણ હવે સ્ત્રીઓને કારખાનાં, ચૌટાં અને કચેરીઓમાંથી પાછી વાળી ઘરમાંનું તેનું સ્થાન સંભાળવાની ભલામણ કરવામાં આવે છે, ત્યારે હિંદમાં સ્ત્રીઓને પુરુષોની હરિફાઇ કરવાનું ઉત્તેજન સુધારાવાદીઓ આપે છે.'

આ દલીલ અજ્ઞાન પર રચાયલી છે. કેમકે હીટલરની એ પ્રત્યાઘાતી નીતિની કોઇ પ્રશંસા કરનારૂં હજી નીકળ્યું નથી. છતાં જર્મનીના આ પ્રત્યાઘાતી દાખલાનું ઉદાહરણ આપનારાઓ, અમેરિકા, રશિયા, બ્રિટન, તુર્કસ્થાન અને જાપાનનાં સ્ત્રીઓની પ્રગતિના કાર્યોનાં ઉદાહરણો આપવા કેમ તૈયાર થતા

નથી ? તે સમજવા જેવું છે. એનું કારણ એ છે કે, એ દલીલબાજી કરનારાઓ પિછેહઠવાદીઓ છે, એટલે જગતભરમાં ક્યાંય પણ કોઇ પિછેહઠની હિમાયત કરશે, ત્યાંથી શોધી શોધીને તેઓ તેનો પ્રચાર કરશે. પ્રગતિના શત્રુઓ પાસેથી એથી સારાની આશા ન જ રાખી શકાય.

☙

આજકાલ ગુજરાતમાં એક નારીનિંદક વર્ગ એવો પણ નીકળ્યો છે, કે જે રશિયાની છેલ્લાં પંદર વર્ષની સર્વાંગી પ્રગતિનો વિચાર જ નહિં કરતાં, રાજકારણી નઝરે રશિયાના નિંદકોએ જે પ્રચારક અને પ્રત્યાઘાતી સાહિત્ય વહેતું મૂક્યું છે, તેમાંથી ખોટી હકીકતોના આધારે 'રશિયનનારી'ના સંબંધમાં ગમે તેવાં એકપક્ષી જૂઠાણાં ફેલાવી, તેના આધારે તેઓ ગુજરાતણોને ચેતવણી આપવા નીકળ્યા છે કે, જોજો તમે વધુ પડતી સ્વતંત્રતાના ચાળે ચઢી પુરુષોની સરખામણીમાં ઉતર્યાં તો તમારી દશા એમના જેવી થશે.

આ તો પહેલાં નંબરનું જૂઠાણું જ છે.
...નાં જૂઠાણાંની જાળોમાં કોઇએ વિના
...વાની જરૂર નથી. જગતભરની
અને વિકાસનાં અનેક
અ... ને વાંચવા મળી
પગ માર... ...રીએ છીએ
રશિયા મુજ...
તો અહીંથી ... સ્વમાન,
... રહી
હીન હીન ...જા... એજ
દઇ દે અહીંથી વિદ...
... રહી
જુગના જુગ વીતી ...
પ્રાણુ ઊડે, તન આખડે, ...
મારા વિણ ચાલે નહિ જો
તો તો અહીંયાં આવજે, બેડી
કાટ ધૂળે ખર તાપથી દષ્ટિ ...
જાતે આવી શોધશે ગરજે હું

તેમજ આર્થિક વિકાસ અશક્ય જ બનવાનો છે.

☙

છતાં આંખો મીંચીને હિંદીઓએ કોઇ પણ દેશનું અનુકરણ કરવું એવું યે કોઇ કહેતું નથી. દેશ, કાળ, પરિસ્થિતિ એ બધાનો ખ્યાલ રાખીને તેમજ વાસ્તવિક પરિસ્થિતિના સાચા અભ્યાસ પછી, હિંદીઓને જે સુયોગ્ય અને વાજબી લાગે તેમ. કરવું એજ વ્યવહારૂ અને વિવેકી માર્ગ છે. અને આપણા દેશની જાગૃત સ્ત્રીશક્તિ એજ ધોરણે કાર્ય કરી રહી છે તે સંતોષનો વિષય છે.

ગુજરાત પ્રાંત સામાજિક સુધારાની બાબતમાં બીજા કેટલાક પ્રાંતો કરતાં વિશેષ સહિષ્ણુ અને ઉદાર છે. સ્ત્રી જાગૃતિ તરફ પણ ગુજરાતીઓ સમભાવ રાખે છે. અને સમકાલીન નવયુવાનોની દષ્ટિ વધુ વિશાળ બનતી જાય છે. તેમ ગુજરાતણો એ પ્રમાણમાં ઠીક ઠીક સામુદાયિક જાગૃતિ બતાવી રહી છે. એ સંજોગમાં હવે પિછેહઠની તો વાત સર્વથા અશક્ય જ થઇ પડેલી સમજવી. છતાં ખાસ ગુજરાતના પિછેહઠવાદી પુરુષ સમાજને આગ્રહ છે કે, તમે પ્રત્યક્ષ રીતે સ્ત્રી ઉન્નતિનાં કાર્યોમાં સાથ આપી ન શકો તો કંઇ નહિં, પણ નિદાન તે કાર્યોમાં અડચણરૂપ થતા અટકો. એવી અડચણો કરવાથી પણ પ્રગતિનાં પુર અટકે તેમ તો નથી જ, માટે ખોટા વિરોધથી પોતાની જ હાંસી કરાવવી તે ઠીક નથી.

☙

અને બ્હેનોને તો એટલું જ કહેવાનું કે, જૂઠાણાંનાં જાળાંથી તેમજ ભ્રામક વાતોથી તમે તમારો નિશ્ચિત પંથ કદી યે ન જ છોડશો. કેમકે તમારી સ્વાધીનતા વિના દેશની સ્વાધીનતા શક્ય બનવાની નથી, અને બને તો તે પાંગળી જ રહેવાની એ.

# સ્ત્રીઓની તંદુરસ્તીની દ્રષ્ટિએ સંતતિ નિયમન

લેખક : ડૉ. અમૃતલાલ હ. પટેલ,
ડી. પી. એચ (ઇંગ્લેંડ)
હેલ્થ ઓફિસર, સુરત

સંતાનોત્પત્તિ તે સ્ત્રીઓને માટે એક કુદરતી કાર્ય ગણાય છે પરંતુ ટુંક સમયને અંતરે અને વારંવાર, લાંબા સમય સુધી સંતાનોત્પત્તિ થવી તે કુદરતી કાર્ય નથી, આ સિદ્ધાન્તને આપણે વૈદકશાસ્ત્ર અને સ્ત્રીઓ અને બાળકોના જન્મ મરણના આંકડા ઉપરથી સમજી શકશું.

ઓગણીસમી સદીના અંત સુધી, સંતાનોત્પત્તિને એક આકસ્મિક કાર્ય તરીકે લેખાતું. અમુક દંપતીને અમુકજ સંખ્યામા બાળકો જોઇએ અને તેથી વધુ નહિ તેવો વિચાર કરવાનો હક પણ થોડાક દાયકા અગાઉ મનુષ્યને હતો નહિ. બાળકો તો, નસીબમાં હોય તેટલાંજ થાય અને તેટલાંજ થવા દેવાં તેવી માન્યતા અગાઉ જનસમાજની હતી હવે જમાનો બદલાયો છે અને આ માન્યતા બદલાતી જાય છે.

છેલ્લાં ત્રીસ, પાંત્રીસ વર્ષમાં, સંતતિ નિયમનની હીલચાલના આગળ વધવા સાથે, સંતાનોત્પત્તિના નાજુક વિષય ઉપર મનુષ્ય જાત વધારે ગંભીર રીતે વિચાર કરતી થઇ છે. બાળકો જોઇએ કે નહિ; જોઇએ તો કેટલાં જોઇએ અને કેટકેટલાં વર્ષને અંતરે જોઇએ એ પ્રશ્નો હવે દંપતીજીવનના અંગત પ્રશ્નો ગણાવા લાગ્યા છે.

જો, સ્ત્રીઓની તંદુરસ્તીની દ્રષ્ટિએ, સંતતિનિયમનના પ્રશ્નનું નિરાકરણ કરવામાં આવે તો, આ પ્રશ્ન માટે બીજી કોઇ દ્રષ્ટિએ વધુ વિચાર કરવા જેવું રહેતુંજ નથી; કારણ કે જો સ્ત્રીની તંદુરસ્તીને ખાતર સંતતિનિયમન કરવું આવશ્યક પુરવાર થાય તો બીજા કોઇ પણ કારણો માટે, કોઇ પણ સ્ત્રીને અનિયંત્રિત રીતે સંતાનોત્પત્તિ કરવાની ફરજ પાડી શકાય જ નહિ.

સ્ત્રીની તંદુરસ્તીને ખાતર અમુક જ સંખ્યામા અને અમુક વર્ષને અંતરે જ બાળકો ઉત્પન્ન થવાની જરૂર છે તે વાતને સાબીત કરવા માટે તર્કશાસ્ત્ર અને બુદ્ધિવાદનો આશરો લેવાની જરૂર નથી, તેને માટે ધર્મશાસ્ત્રો અને જાતિશાસ્ત્રોનાં પ્રમાણોની જરૂર નથી. આ પ્રશ્નના ઉકેલ માટે તો આપણે કોઇ પણ દેશના જન્મ મરણના આંકડા અને હોસ્પીટલના રીપોર્ટો જોવાની જરૂર છે. આંકડાશાસ્ત્ર તે એક તદ્દન નિરસ વિષય છે. તેનો અભ્યાસ કોઇને કરવો ગમતો નથી છતા પણ જગતની લગભગ અર્ધી વસતી કે જે સ્ત્રીઓની છે તેમના હિતને ખાતર અને જગતની ભવિષ્યની પ્રજાને ખાતર આવા નિરસ જણાતા આંકડાઓનો અભ્યાસ આપણે કરવો જરૂરી છે. ચાલો આપણે, આ ઉપરથી નિરસ જણાતા આંકડાઓ, સ્ત્રીઓની તંદુરસ્તીના ઇતિહાસની કેવી ભયંકર કહાણી કહે છે તે સાંભળીયે.

આપણા દેશની સ્ત્રીઓના મરણના આંકડાઓ બતાવે છે કે, પંદર વરસથી મોટી ઉમરની જેટલી સ્ત્રીઓ સુવાવડમાં મરણ પામે છે તેનાથી લગભગ દશ ગણી સ્ત્રીઓ કે જેમને પંદર વર્ષની અંદર સુવાવડ આવે છે

ગર્ભાશય અને જનનેન્દ્રીયના જીર્ણ અને ઉગ્રલેખુ રોગો લાગુ પડે છે. અને તેને લીધે સ્ત્રી, જીંદગી સુધી પીડાય છે અથવા વહેલી મૃત્યુને શરણ થાય છે

વારંવાર અને ટુંક સમયને અંતરે આવતી પ્રસુતિની અસર બાળકના મરણ પ્રમાણ પર ઘણી ગંભીર રીતે થાય છે. પહેલી પ્રસુતિના બાળકોનું મરણ પ્રમાણ વધારે હોય છે પણ બીજી, ત્રીજી અને ચોથી પ્રસુતિના બાળકોનું મરણ પ્રમાણ ઘણું જ ઓછું હોય છે. તે પછીની પ્રસુતિઓના બાળકોનું મરણ પ્રમાણ વધતું જ જાય છે. વળી મુવેલાં જન્મેલાં અને અધૂરે અવતરેલાં બાળકોની સંખ્યા ચોથી પ્રસુતિ પછી ઘણા જ મોટા પ્રમાણમાં હોય છે.

બાળકના હિતને ખાતર અને માતાની તંદુરસ્તીને ખાતર કોઇ પણ સ્ત્રીને ચારથી વધુ પ્રસુતિ આવે તે ઇચ્છવા યોગ્ય નથી. આવી ચાર પ્રસુતિઓ, પણ ઓછામાં ઓછી બેથી ત્રણ વર્ષને અંતરે જ આવવી જોઇએ જેથી કરીને સ્ત્રી, પહેલી પ્રસુતિમાં ગુમાવેલી શક્તિ પાછી મેળવી શકે અને પોતાના બાળકને સારી રીતે અને વગર અગવડે ઉછેરી શકે. એકથી દોઢ વર્ષના અંતરે અવતરેલા ત્રણચાર બાળકોની માતાની શારીરિક અને માનસિક દશાનું ચિત્ર ખરેખર દયાજનક હોય છે.

બાળકને તેના પહેલા પાંચ વર્ષની જીંદગીમાં જો કોઇતી સૌથી વધારે જરૂર હોય તો તેની તંદુરસ્ત માતાની. પાંચ વર્ષની અંદર માતાને ખોવી તેનાથી વધારે ગંભીર નુકસાન બાળકને કોઇ નથી. જે બાળકની માતા તેની એક વર્ષની અંદરની વયમાં જ મૃત્યુ પામે છે તે બાળકને જીવવાની આશા ઘણી જ થોડી હોય છે. આવા બાળકોનું મરણ પ્રમાણ ઘણું જ મોટું હોય છે. આનું મુખ્ય કારણ એ છે કે બાળકને તેનો કુદરતી ખોરાક માતાનું દુધ-મળતું નથી.

ઉપરના વિવેચનથી આપણે નીચે મુજબ તાત્પર્ય કાઢી શકીએ.

સમજદાર અને બુદ્ધિશાળી દંપતીએ, સહેલાઇ, સગવડ અને માનભરેલી રીતે ઉછેરી શકાય તેથી વધુ બાળકો ઉત્પન્ન કરવાં નહિ.

આપણા દેશના બધા સંયોગો જોતાં, મધ્યમ વર્ગના દંપતીના બાળકોની સંખ્યા ચારથી વધુ હોવી જોઇએ નહિ.

દંપતીના જીવનના આ આદર્શને મેળવવા માટે બ્રહ્મચર્યનો બની શકે તેટલો ઉપયોગ કરવો પરંતુ એકલા બ્રહ્મચર્યથી જ મર્યાદિત સંખ્યામાં અને અમુક સમયને અંતરે સંતાનોત્પત્તિ કરવી તે તદન-અશક્ય વાત છે. આટલા કારણસર, આધુનિક વિજ્ઞાનના આધારે શોધાયેલા, સંતતિનિયમનના સાધનોનો ઉપયોગ નિષ્ણાત ડોક્ટરની સલાહ અનુસાર કરવો. આમ કરવું તે દરેક દંપતીનો કુદરતી હક છે, તેમ કરવામાં દંપતીને, કુટુંબને અને દેશને ફાયદો છે. મનુષ્યની સામાન્ય બુદ્ધિ પણ આપણને આજ માર્ગ સૂચવે છે. આથી વિરૂદ્ધ વર્તન કરવું તેમાં ધર્માન્ધતા, બીકણપણું, બિન જોખમદારી અને દંપતીજીવન અને કુટુંબ પ્રત્યેની નિષ્ઠુરતા સીવાય, બીજું કશું જણાતું નથી.

**શારદા**
વાર્ષિક * ૧૯૯૨
**અંક ૨**

બહાર પડી ચૂકયો છે જેમાં નીચેના ચિત્રકારો-અને લેખકોની કૃતિઓ સમાઈ છે.

ત્રિરંગી ચિત્ર કનુ દેસાઈ, કવર ડીઝાઈન માર્કંડ ભટ્ટ
લીનો-કટ યજ્ઞેશ્વર શુકલ, શિલ્પતસ્વીઓ માદ્રી દેસાઈ

**કાવ્ય**

ખબરદાર
શેષ
ઝવેરચંદ મેઘાણી
સુન્દરમ્
ચંદ્રવદન મહેતા
સુંદરજી બેટાઈ
ઉમાશંકર જોષી
બાદરાયણ
જયન્તકુમાર ભટ્ટ
પૂજાલાલ
ઉપવાસી
દેશળજી પરમાર
ઇન્દુલાલ ગાંધી
ત્રિભુવન વ્યાસ
સ્નેહરશ્મિ
રમણ ન. વકીલ

**નિબંધ-વિવેચન**

આનંદશંકર
બલવંતરાય
જયસુખલાલ
અંબાલાલ પુરાણી
ડોલરરાય માંકડ
અનંતરાય રાવળ
મનસુખલાલ ઝવેરી

**પ્રકીર્ણ**

કાલેલકર
માદ્રી દેસાઈ
વિજયરાય
રંજિતલાલ પંડ્યા
યજ્ઞેશ શુકલ
જમુભાઈ દાણી
રવિશંકર ભટ્ટ

**નવલિકા**

ધનસુખલાલ
જીતુભાઈ મહેતા
કિસનસિંહ
ગુલાબદાસ બ્રોકર
જયચંદ્ર શેઠ

**નાટક**

ત્રિશૂળ
હંસા મહેતા

**પ્રાસંગિક**

હંસા મહેતા
રવિશંકર મહેતા
જીતુભાઈ મહેતા
ધનસુખલાલ
યશવંત પંડ્યા

**હાસ્ય**

ગગનવિહારી મહેતા
નવલરામ ત્રિવેદી

*
તંત્રી યશવંત પંડ્યા
*

૨૦૦ પાનાં, ૪૦ લેખકો, ત્રિરંગી અને બીજાં ચિત્રો
સવા રૂપિયામાં આ સંગ્રહ આપનો કરી લો
બધા બુકસેલરોને ત્યાંથી મળી શકશે

**અંક ૨**
વાર્ષિક * ૧૯૯૨
**શારદા**

# બાલસાહિત્ય
## અંગ્રેજી અને ગુજરાતી

લેખક :
શ્રી નાગરદાસ ઇ. પરેખ

'હું તો એને ' એ " બી " સી ' પણ આવડતી નથી પછી ચોપડીની શી જરૂર ? '

' ભના માલુમ ! વાંચતાં આવડવાની રાહ જોવાની જરૂર નથી, અને ' એ ' બી ' સી ' તો એની મેળે આવડી જશે બાળક ચિત્રો જુએ એટલું જ બસ છે '

' એવા પુસ્તકો મળે છે ખરાં ? '

' જોઇએ તેટલા. ચિત્રથીજ આખી વાર્તા સમજાવેલી અને ચિત્રો પણ એવાં મઝાના કે બાળક એક વાર જુએ તો એને યાદ જ રહી જાય વળી રંગ બેરંગી, ખાસ્સાં મોટા મોટાં, એવાં પુસ્તકો પણ જોઇએ તેટલા, મસ્તાં, મોંઘા, નાનાં મોટાં સૌને પરવડે એવા મળી શકે છે એક જાપાનમાં પણ આવા પુસ્તકો ઇંગ્રેજી ઢબનાં છપાયા છે, અને બે આના જેટલી નજીવી કિંમતે મુંબાઇમાં પણ વેચાય છે ! '

× × ×

એટલી જ સગવડ એ બી સી ડી શિખવા માટે છે જનાવરોની એ બી સી પક્ષીઓની એ બી સી ચીજોની એ બી સી એમ જાત જાતની ને ભાત ભાતની એ બી સી ડી શિખવાની ચોપડીઓ પણ તૈયાર થઇ છે અને મળી શકે છે

પછી આવી મોટા અક્ષરમાં છાપેલી પુષ્કળ ચિત્રોવાળી વાર્તાની અને વિનોદની ચોપડીઓ બાળકો વાંચતાં જાયને મઝા કરતાં જાય.

× × ×

બાળક જરા મોટું થાય અને શાળામાં જવા માંડે ત્યાં તો એને માટે જાત જાતની વાંચન માળાઓ—ગણતાં ગણાય નહિ એટલી વિવિધ પ્રકારની તૈયાર એની સાથે વધારાના વાચનની માળાઓ પણ તૈયાર એના જ્ઞાનમાં ઉમેરો કરવા માટે અનેક પ્રકારનાં સાધનો પણ તૈયાર.

× × ×

બ્લેકી, નેલ્સન, ઓકસફર્ડ યુનીવર્સિટી પ્રેસ, લોંગમેન, મેકમિલન, વિગેરે પ્રકાશકોએ ઇંગ્રેજી બાલ સાહિત્યના હજારો પુસ્તકો પ્રકટ કર્યાં છે અને જુદી જુદી પુસ્તકમાળાઓ અને શ્રેણીઓ માટે, બાળકો માટે, વિપુલ સાહિત્ય તૈયાર કર્યું છે અમુક વર્ષનાં બાળકો માટે અમુક શ્રેણી અને એ શ્રેણીમાં પણ પસંદ કરવા માટે અનેક પુસ્તકો એમ બાળકોનો વિકાસ ધ્યાનમાં રાખીને યોજના થઇ હોય છે.

× × ×

દુનિયાભરના જાણીતા માણસોના જીવન ચરિત્રો, દેશ દેશની દંતકથાઓ, વિવિધ ધર્મકથાઓ, પરીકથાઓ વિજ્ઞાનની વાતો, આલમની અજાયબીઓ, પ્રાણી કથાઓ, પક્ષી કથાઓ પરિભ્રમણની વાતો, ઇતિહાસનો પરિચય ખગોળ અને ભૂગોળની વાતો, સાહસ કથાઓ, સંવાદો, કાવ્યો, નાટકો, અમર સાહિત્યના પુસ્તકોનો ટુંકો પરિચય વિગેરે, અનેક પ્રકારનાં પુસ્તકો નાના, મોટા, ટુંકાવેલા, સવિસ્તર, સચિત્ર અને સુંદર રીતે આકર્ષક દેખાવના ઇંગ્રેજી સાહિત્યમાં બાળકો માટે

× × ×

તૈયાર કરાયાં છે અને એમના જ્ઞાનમાં વધારો કરે છે.

× × ×

જે વિષયને લગતું જ્ઞાન બાળકને મેળવવું હોય તે વિષયને લગતાં પુસ્તકો પણ એને માટે તૈયાર હોય છે. વિવિધ પ્રકારની રમતોનાં, જાદુ પ્રયોગોનાં, સુતારી જ્ઞાનનાં, રંગાટ કામનાં, કડિયા કામનાં, દરજીનાં, રમકડાં બનાવવાનાં, રેલ્વેનાં, રેડિયોનાં, વાયરલેસનાં, આગબોટનાં વિજ્ઞાનનાં એમ અનેક પ્રકારનાં વિવિધ વિકાસ સાધવામાં મદદ કરનારાં પુસ્તકો પણ તૈયાર હોય છે.

× × ×

ટુંકામાં એટલું જ કે અંગ્રેજી બાલસાહિત્યનો વિકાસ અનેક વિધ થયો છે અને થતો રહે છે. એની પાછળ વ્યવસ્થિત કામ કરનારી વ્યક્તિઓ અને સંસ્થાઓ છે અને એને મહત્વનું ઉત્તેજન મળતું રહે છે એની લાખો નકલો દુનિયાભરમાં ખપે છે. અનેક પ્રકારના જ્ઞાનકોશ—એનસાઇક્લોપીડીયા, બુક ઑફ નૉલેજ—વિગેરે પણ તૈયાર થયા છે ને નવા નવા થતા જાય છે અને અંગ્રેજી બાલસાહિત્યનો અનેકવિધ વિકાસ સાધે છે.

× × ×

શિક્ષણશાસ્ત્રની દૃષ્ટિએ લખાયેલાં જૂદી જૂદી પદ્ધતિનો પરિચય આપતાં પુસ્તકો પણ છે અને બાળકોના વિકાસની શાસ્ત્રીય માહિતી આપતાં પુસ્તકો પણ હોય છે.

આ બધાં પુસ્તકોનાં નામ ગણાવવાનાં આ ટુંકો લેખ થશે જ નહિ, તેથી મુખ્ય વિગતો ને વિષયો વિષે જ અંગુલિનિર્દેશ કર્યો છે.

× × ×

બાળકોની દુનિયામાં અંગ્રેજી બાલસાહિત્યનો વિશાળ મહેલ છે અને એમાં અંગ્રેજી જાણનાર બાળકો કલ્લોલ કરે છે.

× × ×

[ ૨ ]

હવે ગુજરાતી સાહિત્ય તરફ નજર નાખીએ. ગુજરાતનું બાલસાહિત્ય છેલ્લાં દશ બાર વર્ષમાં સારી રીતે વિકસ્યું છે અને દિનપ્રતિદિન એની ખિલાવટ થતી જાય છે.

એ વિકાસ સાધનારી મુખ્ય સંસ્થાઓ દક્ષિણામૂર્તિ, બાલજીવન, ગાંડિવ અને ચરોતર કેળવણી મંડળ છે ને એ દરેક સંસ્થા પાછળ અમુક વ્યક્તિઓનું પીઠબળ છે.* એકંદરે એ સંસ્થાઓ અને વ્યક્તિઓની સંખ્યા આંગળીને વેઢે ગણી શકાય એટલી નાની છે.

કક્કો બારાખડી ન જાણનારાં નાનાં બાળકો માટેની ચિત્રોની અને ચિત્રકથાઓની આપણે ત્યાં એક પણ ચોપડી નથી.

કક્કો બારાખડી શિખવા માટે જહાંગીર બી. કરાણીની 'ચિત્ર-યુક્ત મુળાક્ષરો'ની એકજ ચોપડી ધ્યાન ખેંચે એવી છે. એ સિવાય એ વિષયની બીજી એક પણ સારી ચોપડી નથી.

મોટા અક્ષરમાં વાર્તાઓ, ચિત્રપોથીઓ કે નાનાં બાળકો માટેની ચોપડીઓમાં નામ આપી શકાય એવું પણ એકજ પુસ્તક છે અને તે શ્રી. હંસા મહેતાની 'બાળ વાર્તાવલિ' ભાગ પહેલો. એ સિવાય બીજું એવું મોટા અક્ષરનું સારું પુસ્તક નથી.

એ પછીની ઉંમરનાં બાળકો માટે આપણે ત્યાં સારી સંખ્યામાં પુસ્તકો છે અને સામાન્ય રીતે વિવિધતાનું પ્રમાણ પણ ઠીક ઠીક જળવાયું છે.

હજી આપણે ત્યાં ચિત્રો તરફ તથા

* શ્રી. નાગરદાસ પટેલ પણ આ સાહિત્યની એક સંસ્થા જ છે એટલું અહીં ઉમેરી લેવાનો લોભ રોકી શકાતો નથી. તંત્રી.

પ્રકાશનની સુઘડતા તરફ જોઇએ તેટલું ધ્યાન અપાતું નથી બાળકોને ચિત્રો ગમે છે અને ચિત્રો સાથેનાં પુસ્તકો વધારે પ્રમાણમાં પ્રકટ થવાની જરૂર છે.

કાગળ ધાબાં જેવાં, ઢંગધડા વિનાના ચિત્રોવાળાં પુસ્તકોનું સ્થાન સુઘડ છપાઇવાળાં અને સુંદર ચિત્રોવાળાં પુસ્તકો ધીરે ધીરે લેતા જાય છે.

આકર્ષક દેખાવ અને સુઘડ છપાઇ માટે 'બાલવિનોદમાળા'ના હમણાં પ્રકટ થયેલાં પુસ્તકો તરફ અંગુલિ નિર્દેશ કરી શકાય.

દક્ષિણામૂર્તિનાં પ્રકાશનોમાં ઘણી જ વિવિધતા જળવાઇ છે અને બાળકો માટે જૂદી જૂદી શ્રેણીનાં પુસ્તકો શ્રી ગિજુભાઇએ તૈયાર કર્યાં છે. એમાંનાં પ્રાતિક શબ્દો ઘણાંને ખુંચે છે. ચિત્રનું પ્રમાણ વધે અને જરા સારાં ચિત્રો અપાય તો વધારે સારૂં બાકી એકંદરે દક્ષિણામૂર્તિનાં પ્રકાશનોની નિપુનતા અને વિવિધતા ખાસ ધ્યાન ખેંચે એવાં છે. ગુજરાતના બાલસાહિત્ય ઉપર એ સંસ્થાનો ઉપકાર જેવો તેવો નથી. ગુજરાતના બાલસાહિત્યને સમૃદ્ધ બનાવવાનું પહેલું માન શ્રી ગિજુભાઇને ફાળે જાય છે.

એ પછી એટલું જ પ્રશંસાપાત્ર કામ બાલજીવન સંસ્થાએ કર્યું છે. એના એ સંચાલકોએ મળીને બાલજીવન માસિક ઉપરાત ગુજરાતી બાલસાહિત્યને ૧૨૫ કરતાં વધારે પુસ્તકો આપ્યા છે અને તેમાં પણ વિવિધતા સારી રીતે જળવાઇ છે

ગાંડિવની બાલસાહિત્ય સેવા પણ ધ્યાન ખેંચે એવી છે એ સંસ્થાએ પોતાનાં પુસ્તકોનું પુનર્વિધાન કરવા માંડ્યું છે અને આજના બાળકો ગમે તેવા પુસ્તકો થવાની લેશ નહિ એવી એ સંસ્થાને ખાત્રી થઇ છે.

આ ઉપરાંત નાના મોટાં બીજાં પ્રકાશનો પણ છે અને એ બધાની સંખ્યા પણ સારા પ્રમાણમાં છે

ઇંગ્રેજી બાળસાહિત્યના વિશાળ મહેલને મુકાબલે આ બધા પ્રયત્નો નાના સરખા સુઘડ બંગલા જેવા ગણી શકાય છતા ગુજરાતે ગૌરવ લેવા જેવું એટલું છે કે હિંદુસ્તાનના બાલસાહિત્યમાં ગુજરાતનું બાલસાહિત્ય મોખરે છે, અને દક્ષિણમાં એ સૌથી આગળ વધ્યું છે.

એનું એ સ્થાન અચળ રહો.

# લગ્ન-ભાવના ::: જુની અને નવી

લેખક : શ્રી. હરિલાલ ભરૂચા

લગ્ન એ માનવજીવનનો મહા પ્રશ્ન છે. એ સમસ્યાનો ઉકેલ કરવાને યુગે યુગે અનેક પ્રયાસો થઇ ગયા છે છતાં એ પ્રશ્ન અત્યારે પણ પહેલાં જેટલો જ નવો અને અધુરો લાગે છે અને ભવિષ્યમાંએ લાગશે. સુખી અને આદર્શ લગ્ન માટે ચોક્કસ કાનુનો કોઇ દિવસ કોઇથી રજુ થઇ શકે તેમ નથી. એનું બંધારણ નક્કી કરવાના બધા જ પ્રયાસો નિષ્ફળ નીવડયા છે. અને ભવિષ્યમાં થનારા પ્રયાસો સફળ નીવડવાની ખાત્રી નથી. લગ્ન એ હૃદયનો પ્રશ્ન છે અને જે વસ્તુનું જન્મ-સ્થાન હૃદય છે તેના ઉપર કાયદો સત્તા કે બંધારણના દોર ચાલી શકતા નથી. છતાં લગ્ન એ એક પ્રકારનું બંધન જ ગણાય છે ને ? જીવનમાં કેટલાંક બંધનો જરૂરી અને ઇષ્ટ છે. સંપૂર્ણ સ્વતંત્રતાનો પૂજારી આ યુગનો આદમી સમાજમાં જ રહે છે; તે જંગલમાં જતો નથી અને સમાજ એ પણ એક જાતનું સ્વીકૃત બંધન જ છે ને ? બંધનો બધાં જ અનિષ્ટ છે એ ખ્યાલ ભ્રમ મૂલક છે અને વિચારની અરાજકતામાંથી જન્મે છે. ખરી રીતે સંપૂર્ણ સ્વતંત્રતા એ જીવનનું ધ્યેય કદી બની શકે જ નહિ. એ શબ્દ પ્રયોગજ ખામી ભરેલો છે. રાજકારણમાં કે સમાજમાં સંપૂર્ણ સ્વતંત્રતા કદાપી સ્થાપી શકાય નહિ આપણે અરાજકતાને એ નામ આપીએ તો ભલે. રાજકારણમાં આજે એ શબ્દ પ્રયોગ વપરાય છે તેનો અર્થ "સ્વરાજ" શબ્દમાં વધારે યોગ્ય રીતે સમાઇ જાય છે. બાકી માનવીને સંપૂર્ણ રીતે સ્વતંત્ર રહેવું હોય તો તેણે કાંતો જંગલ શોધવું રહ્યું કાંતો ગાંડપણ સ્વીકારવું રહ્યું. તે સિવાય બીજો રસ્તો નથી.

માનવ જીવન અને વ્યવહાર પરાવલંબી છે અને રહેશે. અને ત્યાં સુધી જીવન સાથે સંબંધ રાખતી દરેક વસ્તુ પણ થોડે ઘણે અંશે પરાવલંબી રહેવાની. આ દૃષ્ટિએ લગ્ન બંધન છે. અને તે એ ઇષ્ટ પણ છે. લગ્ન સંસ્થા કેમ અને કયારે શરૂ થઇ એ ઇતિહાસ જરૂરી નથી. લગ્નના ભીતરમાં સમાયલો મુખ્ય મુદ્દો એ જાતીય આકર્ષણનો છે. એ આકર્ષણ લગ્ન પહેલાં હતું અને લગ્ન પછી પણ રહે છે. પ્રેમ એ જાતીય આકર્ષણનું ભવ્ય પરિણામ અને પ્રેમની પ્રેરણામાંથી પરિપાકરૂપે ઉપજાવેલું સ્વરૂપ એ લગ્ન સ્ત્રી અને પુરૂષ વચ્ચેના જાતીય આકર્ષણનો વેગ ઘણા એ ખાળવાનો અને નિંદવાનો પ્રયાસ કર્યો છે છતાં એ મહાસાગરનું પૂર કોઇથી અટકાવી શકાયું નથી. જગતના નીતિવાદીઓએ એની નિંદા કરી છે છતાં કોઇ એમાંથી છટકી શકયું નથી. વાસ્તવિક વસ્તુનો અસ્વીકાર કરવાથી કે તેની નિંદા કરવાથી તે વસ્તુ અટકી શકતી નથી. અને તેની નિંદા કરવાની જરૂર પણ નથી. વાસ્તવિક રીતે જાતીય આકર્ષણ એ તો સૃષ્ટિનો મહાક્રમ છે. તમામ સર્જનનું એ મૂળ છે. ચેતનવંતા માનવકૂળનો એ પાયો છે. અને જેની પ્રેરણામાંથી પ્રેમ અને લગ્ન જેવી બે ભવ્ય વસ્તુઓ જન્મી તે નિંદવા યોગ્ય શા માટે ? એ મહાનદનાં ધસમસતાં પૂરને મર્યાદા બાંધવા લગ્નસંસ્થાનો જન્મ થયો. અને આટલી મર્યાદા ન શોધાઇ હોત તો માનવીની પ્રેરણાનું આ પૂર માનવકુળમાં પ્રલય ફેલાવત.

લગ્નની ભાવના આમ ઘણી અનાદિ છે. તેના સ્વરૂપમાં આજે ફેરફાર થયો છે ને

ભવિષ્યમાં ઘણા થશે તોએ તેનું સત્વ તો એકજ રહેવાનુ. સ્ત્રી અને પુરૂષ એના એજ રહેશે એકબીજાને આકર્ષશે, સાથે રહેશે, પ્રેમ લેશે ને દેશે. પછી ભલે એ સહવાસને તમે લગ્ન કહો, ઉપલગ્ન કહો, મુક્તીઆં લગ્ન કહો કે કમાયો કહો. મુખ્ય ભૂમિકા તો એકજ રહેવાની–આકર્ષણ અને પ્રેમ.

જુના કાળમાં લગ્નની ભૂમિકા ધર્મ ઉપર રચાઇ હતી. ધર્મ એજ સર્વ પ્રવૃત્તિનું મૂળ ગણાતું. તે કાળના લોકોની કોઇપણ પ્રવૃત્તિ ધર્મ સિવાય ઉદ્‌ભવતીજ નહિ અને તેથીજ "સહધર્મચારીણી"નો શબ્દપ્રયોગ યોજાયો આજે લગ્નભાવનામાંથી ધર્મ શબ્દ નીકળી ગયો છે અને સહચારીણી અગર સહચરી શબ્દ રહ્યો છે. આજના માનવીની પ્રવૃત્તિ ધર્મમાંથી ઉત્પન્ન નથી થતી. આજે દરેક પ્રવૃત્તિને ધર્મની દ્રષ્ટિએ જોવાની ટેવ માનવ સમાજ માટે જરૂરી નથી તેમ હિતકારક પણ નથી, એટલે સાહચર્યની ભૂમિકા ઉપર લગ્નનો આદર્શ રચાયો છે. અને બીજી બધી ભૂમિકાઓ જોતાં 'સાહચર્ય'ની ભાવના એજ અત્યારે તો લગ્નની ઉત્તમભાવના છે કમનસીબે આપણે ત્યાં એ ભાવના પણ નથી રહી અને તેથી જ આપણા લગ્નો નિષ્ફળ નીવડે છે. આપણે ત્યાં હજુ પણ પ્રેમને લગ્નના પ્રેરણા સ્થાન તરીકે નથી સ્વીકાર્યો. મોટે ભાગે (હાલમા થોડાક અપવાદ સીવાય) હિંદુલગ્ન એ ધાર્મિક જોડાણ માત્ર રહ્યું છે. હૈયા કરતા હસ્તમેળાપને વધારે મહત્વ અપાયછે. સપ્તપદી ની ક્રિયામાં લગ્ન સમાપ્ત થાયછે અને પછી–"કાજળ કાળી વાદળી ને ઘોર અંધારી રાત" આ આપણી લગ્ન પ્રથા–જેનો વેદી પર હજારો યુવક યુવતીઓના બલિદાન દેવાયાં છે. આ વસ્તુ સ્થિતિ પરિવર્તન માગે છે—ભાવિ પ્રજાની ઉન્નતિ માટે, આપણો સમાજ જે લગ્ન ભાવના અત્યારે સંઘરી રહ્યો છે તેનાથી સમાજનો હ્રાસ થયો છે. એણે પેદા કર્યા છે કેવળ ટુંક બુધ્ધિના વામનજીઓ સશક્ત અને બુદ્ધિશાળી નરપુંગવો આ જાતની લગ્નપ્રથામાંથી ન સર્જાય.

નવી લગ્ન ભાવના ખડકની બીજી ધાર પર ઉભી છે. એ જુદા જુદા સ્વરૂપે યુરોપ અમેરીકામાં દેખાય છે મુક્તી લગ્ન એ એનું ઉત્કૃષ્ટ સ્વરૂપ. સ્વતંત્ર સહચાર (Free love) એ વળી તદ્દન નવો પરિપાક. આ બધી જાતના લગ્ન સ્વરૂપની ભૂમિકા Contract અથવા કરાર ઉપર રચાઇ છે. અને આ બધા પ્રયોગોમાંથી એકે સફળ પ્રયોગ તરીકે હજુ સ્વીકારાયો નથી, ઉલટું જજ લીંડસે જેવા અનેક વિચારકોએ આ લગ્ન ભાવના સામે ચેતવણીના સૂર ઉચ્ચાર્યા છે. લગ્નને કેવળ કરાર તરીકે જ ગણવાનો યુગ આવશે તો લગ્ન એ લગ્ન નહિ રહે પણ શેઠ નોકરનો સબંધ બની જશે. પ્રેમ જે સર્વ પ્રવૃત્તિનું પ્રેરણા સ્થાન છે તે કેવળ બજારી ચીજ બની જશે. લગ્ન એ માત્ર જાતીય આકર્ષણનો જ સેદો બની જશે. અને મર્યાદા વિનાનું જાતિ આકર્ષણ ક્યાં અટકશે એ કહેવું મુશ્કેલ છે.

આમ બે વિરોધી ભાવનાઓ વચ્ચે લગ્નનો પ્રયોગ ચાલી રહ્યો છે ખરી રીતે લગ્ન એ માત્ર કરાર નથી તેમ સંપૂર્ણ સ્વતંત્રતાએ નથી. લગ્ન એટલે સમાન સાહચર્ય સમન્વય અને લય-પ્રેમ એની ભૂમિકા ને સહિષ્ણુતા એનો આધાર અને એક બીજાનું સમર્પણ એ એનો વિજય.

# નારીની ઉત્પત્તિ

એફ. ડબલ્યુ. બેતના એક લેખને આધારે
લખનારઃ શ્રીયુત ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશી
તંત્રી : " નવચેતન "

હિંદુઓના બ્રહ્મા જ્યારે નારીની રચના કરવા બેઠા ત્યારે તેમને જણાયું કે તેમની પાસેની બધી ય સામગ્રી પુરૂષની રચના કરવામાં પૂરી થઇ ગઇ હતી ને સામગ્રીઓમાંનો કોઇ પણ પદાર્થ વધ્યો નહોતો. હવે તો બ્રહ્માજી મોટી ચિંતામાં પડયા. ઘણા વિચારને અંતે ચંદ્રમાની ગોળાઇ ને લતાઓની વક્રતા લીધાં. નારીયેળની ક્ષીણતા લીધી. પુષ્પોનો વિકાસ ને પાંદડાંઓની તાઝગી લીધાં. હાથીની સૂંઢનો આકાર ને હરિણીની દૃષ્ટિ લીધાં. મધમાખીની હારનું ચોંટી બેસવું ને સૂર્યરશ્મિઓની પ્રસન્નતાભરી ક્રીડા લીધાં. મેઘનું રૂદન ને વાયુની ચંચલતા લીધાં. સસલાંની ભયાતુરતા ને મોરનું અભિમાન લીધાં. કમળની કોમળતા ને વજ્રની કઠોરતા લીધાં. મધની મીઠાશ ને વાઘની ક્રૂરતા લીધાં. પોપટનો બોલબોલ કરવાનો સ્વભાવ ને કેયલનો મધુર ટહુકાર લીધાં. કાગડાની ચતુરાઇ ને સારસની વફાદારી લીધાં. આ બધા સામગ્રીને એક ખરલમાં નાંખી, ઘૂંટીને એકરસ કરી અને એમાંથી નારીની રચના કરીને બ્રહ્માએ એ નારી માણસને આપી દીધી.

એક અઠવાડિયાં પછી માણસ બ્રહ્મા પાસે આવ્યો અને બોલ્યો "ભગવન્ ! આપે મને જે નારી આપી તેથી તો હું મુંઝાઇ ગયો છું તે આખો દિવસ બસ બકવાજ કરે છે. મને એટલો હેરાન કરે છે કે મરન કરવું મુશ્કેલ થઇ પડયું છે. મને એકલો છોડતી જ નથી. મારે તેના પર ચોવીશે કલાક ધ્યાન રાખવું પડે છે. મારો બધો વખત તેની પાછળ જ જાય છે. તે વાતવાતમાં રોવા ને વાતવાતમાં હસવા મંડી જાય છે. તેની સાથે હું નહિ રહી શકું. આપે જ તેને આપી છે તો આપ જ હવે મહેરબાની કરીને તેને પાછી લઇ લ્યો."

બ્રહ્માએ " ઠીક " કહીને નારીને પાછી લઇ લીધી.

એક અઠવાડીયું વીત્યા પછી માણસ પાછો બ્રહ્મા પાસે આવ્યો ને કહેવા લાગ્યો " ભગવાન્ ! જ્યારથી મેં આપને નારી પાછી આપી દીધી ત્યારથી મને જીવન એકાકી ને નિરસ જણાય છે. રહી રહીને મને સાંભરે છે કે એ મારે માટે કેવી પ્રસન્ન થઇને નૃત્ય કરતી હતી ! કેવી મસ્ત બનીને ગાતી હતી ! તેના હાસ્યમાં સંગીત હતું, દર્શનમાં સૌન્દર્ય હતું, સ્પર્શમાં કોમળતા હતી. ભગવાન્ ! મને એ પાછી આપો.

બ્રહ્માએ " વારૂ " કહીને માણસને નારી પાછી આપી.

ત્રણ જ દહાડા વીત્યા ત્યાં માણસ પાછો બ્રહ્મા પાસે આવ્યો અને બોલ્યો " ભગવન્ ! મને સમજાતું નથી કે શું થાય છે, છતાં હું એવા નિર્ણય પર આવ્યો છું કે મારે માટે નારી આનંદકર કરતાં દુઃખકર વધારે છે. માટે આપ એને પાછી લઇ લ્યો. "

પણ બ્રહ્માએ ગુસ્સે થઇને કહ્યું " ચાલ નીકળ અહીંથી ! ગમે તે રીતે એને સંભાળ. હવે હું તારી વાત નહિ સાંભળું. "

માણસે કહ્યું " પણ સ્ત્રી સાથે નથી રહી શકતો "

બ્રહ્માએ જવાબ આપ્યો ' પણ તું તેના વિના પણ નથી રહી શકતો તેનું કેમ ? "

આમ કહી બ્રહ્માએ તેને બહાર કાઢયો ને પોતાને કામે લાગ્યા.

માણસ કહેવા લાગ્યો " હું નથી સ્ત્રીની સાથે રહી શકતો કે નથી તેના વગર રહી શકતો. હવે શું કરૂં ? "

# હિન્દી કાવ્ય સાહિત્યના મર્મભાવના સફળ અને શ્રેષ્ઠ છાયાવાદી કવયિત્રી



## શ્રી મહાદેવી વર્મા

એમની કાવ્યપ્રતિભાનું પત્રાવલોકન કરાવનાર **શ્રી કિસનસિંહ ચાવડા**

પ્રિય ભાઇ,

આજે અકસ્માત બહેન મહાદેવીનો નવો કાવ્યસંગ્રહ 'સાંધ્યગીત' જોયો એનું રૂપરંગ જોઇને તો મુગ્ધ થઇ જવાય એવું છે અને અંદરના ગીતો બહારના રૂપરંગને સાર્થક કરે એટલા પ્રતિભાવંત છે આ સંગ્રહની એક વિશિષ્ટતા એ છે કે દરેક કાવ્યના સુશોભનો અને કેટલાક ભાવચિત્રો રંગમાં અને રેખામાં બહેન મહાદેવીના પોતાના કરેલા છે. આવી લાક્ષણિકતા મે કવિવર શ્રી રવીન્દ્રનાથના કાવ્યસંગ્રહ 'બીથીકા'માં જોઇ હતી પોતાના ભાવ અથવા કલ્પના ચિંતન અથવા સંવેદનના અક્ષરદેહને રંગ અને રેખાથી મઢનાર કવિ-ચિત્રકાર કે કલાકાર કવિ આપણા ગુજરાતી સાહિત્યમાં મારા જાણવામાં નથી

'સાંધ્યગીત' સહીત મહાદેવીજીના આજ સુધીમાં ચાર સંગ્રહો થયા છે 'રશ્મિ' અને 'નીહાર'માં એમની કાવ્યપ્રતિભાના ઝળકતાં દર્શન થયાં હતાં પણ 'નીરજા'માં એમની સર્જકપ્રતિભાની જ્યોતના સ્થિર દર્શન હિંદી સાહિત્યને થયાં, અને આ 'સાંધ્યગીત' તો એમની કાવ્યપ્રતિભાના સૌન્દર્યનું પ્રતીક બની ગયું છે.

'નીહાર'માં મહાદેવીની અનુભૂતિયોમાં એક પ્રકારની કુતુહલભરી વેદના દેખાય છે બાળકના મનમાં દૂર દેખાતી સોનેરી ઉષા અને જળભર્યાં વાદળા જોઇને જે જાતનો કુતુહલભર્યો વલવલાટ થાય છે તેવો તદ્દન નિખાલસ સંક્ષોભ 'નીહાર'ની કવિતામાં છે 'રશ્મિ'માં અનુભૂતિ કરતા મહાદેવી વધારે ચિંતનશીલ દેખાય છે પરંતુ 'નીરજા' અને 'સાંધ્યગીત'માં એમનું અંતઃકરણ અનાયાસે જે સુખદુઃખનું સામંજસ્ય અનુભવે છે તેના જ મર્મભાવી અને મધુર આલેખનો છે

પ્રાચીન હિંદી કાવ્યસાહિત્યનો અધિકાંશ ગેય છે તુલસીદાસનું પ્રભુ પ્રતિ વિનીત આત્મનિવેદન ગેય છે, કબીરનું બુદ્ધિગમ્ય તત્ત્વનિદર્શન સંગીતની મધુરતાથી ભર્યું છે, સૂરદાસના કૃષ્ણપ્રેમનો ઇતિહાસ પણ ગીતમય છે, અને મીરાંની વ્યથા ભરી પદાવલિને તો સમસ્ત ગીતમંડળની સામ્રાજ્ઞી કહીએ તોય એમાં અતિશયોક્તિ નથી મીરાંના હૃદયમાં એકેની નારી અને વિરહિણીને કાજે ભાવાતિરેક

સહજ પ્રાપ્ય હતો. એના બહારના રાજરાણીના સ્વરૂપમાં અને આંતરિક સાધનામાં સંયમને માટે પૂરતો અવકાશ હતો. ઉપરાંત એની વેદના પણ આત્માનુભૂત હતી એટલે એનું " હેરી મેં તો પ્રેમદિવાની મેરા દરદ ન જાને કોય " ગીત સાંભળીને આપણું અંતઃકરણ એની વ્યથાની સાથે એકદમ સમભાવી બની જાય છે એમાં આશ્ચર્ય નથી. સુરદાસનો સંયમ કોમળતા અને ભાષાની મધુરતા માટે બરાબર છે પણ કથા પારકી છે એવો આપણે એના સંગીતની સાથે વહેવાની ઇચ્છા કરીએ છીએ પણ વહેતા નથી. ગોસ્વામી તુલસીદાસની ગીતગગાને જોઇને મસ્તક શ્રદ્ધાથી નમી પડે છે પણ અંતરાત્મા વેદનાથી વિકલ બનતો નથી. કબીરના પદો રહસ્યમય ભાવથી આવી આવી આપણા હૃદયને સ્પર્શ કરી સીધા બુદ્ધિની સાથે અથડાય છે. એમા પણ વિચાર પ્રધાન હોય છે પણ ગીતનો ભાવ ગૌણ હોય છે.

હિંદી કવિતાનો વર્તમાન નવીન યુગ પણ એક રીતે ગીત પ્રધાનકર્તવ્ય છે. માણસનું વ્યસ્ત અને વ્યક્તિ પ્રધાન જીવન કાવ્યના બીજા અંગો તરફ દ્રષ્ટિપાત જ કરવા દેતું નથી. એને માટે તો પોતાનું હૃદય એજ *પોતાની દુનિયા છે માણસ પોતાના પ્રત્યેક* શ્વાસનો ઇતિહાસ લખવા માગે છે. પ્રત્યેક રોમાંચનું આલેખન કરવા ઉત્સુક છે અને એને પ્રત્યેક સપનાનું મૂલ્ય તરત જ વિવિધ જોઇએ છે. એટલે આજની હિંદી કવિતામાં ગીતોની જ વિવિધતા નજરે પડે છે. બીજા સાહિત્ય કરતા આજે હિંદી કાવ્ય સાહિત્યમા છાયાવાદ જેને આપણે Mysticism અથવા રહસ્યવાદ કહીએ તેની કવિતા ઘણા પ્રમાણમાં સર્જાય છે એટલે આજે હિંદી રહસ્યવાદી કવિને મન માનવના આંસુ ગેઘના જલબિંદુ અને વસુંધરાના ઝાકળબિંદુનું એકજ કારણ છે, એકજ મૂલ્ય છે. જ્યારે પ્રકૃતિની અનેકરૂપતામાં, પરિવર્તનશીલ વિભીન્નતામાં કવિએ આવું તારતમ્ય શોધવાનો પ્રયાસ કર્યો ત્યારે પ્રકૃતિનો દરેક અંશ સ્વતંત્ર અને અલૌકિક વ્યક્તિત્વ ધારણ કરી રહ્યો. પણ માનવહૃદયની બધી તરસ એનાથી ન છુટી ; કારણકે માનવીય સંબંધોમાં જ્યાં સુધી અનુરાગથી જન્મતા આત્મવિસર્જનનો ભાવ એકરસ નથી થઇ જતો ત્યાં સુધી એ સંબંધો સરસ નથી બનતા, જ્યા સુધી મધુરતા સીમાતીત નથી બની જતી ત્યા સુધી હૃદયનો અભાવ દૂર નથી થતો. એટલે રહસ્યવાદી કવિતાએ આ અનેક રૂપતાને એક મધુરતમ વ્યક્તિત્વનું રૂપ આપીને એની આગળ આત્મનિવેદન કરવા માંડયું. પણ રહસ્યવાદ એ આત્માનો વિષય છે. કાવ્યનો નથી એ ઘણા ઓછા કવિઓ સમજ્યા એટલે વિરલ કવિ આવી મર્મજ્ઞાનતાથી કવિતા સર્જવામાં સફળ થયો. કાવ્યની ઉત્કૃષ્ટતા વિષયને લીધે નહિ પણ એમા રહેલા અંતઃકરણના નીચોડ ઉપર છે. એ જ્ઞાન દોહ્યલું થઇ પડયું.

સર્જન એ જીવન સાધનાની સિધ્ધિ છે. સંગ્રહ એ પરિશ્રમ અને પાંડિત્યનું ફળ છે. *એક ચિત્રકારને તમે કોરેલો કાગળ, તુટેલી* પીંછી અને બગડેલો થોડો રંગ આપો એટલે પળવારમાં એ નિર્જીવ કાગળ સજીવન બની જાય છે. રંગમા કલ્પના આકૃતિ ધારણ કરે છે. રેખાઓમા જીવન બોલી ઉઠે છે, નિરર્થક તુટેલા દંડરાને કુશળ ગાયકની આંગળીઓનો સ્પર્શ થતાં જ એ તારોમાથી આપણા સુખદુઃખ હસી ઉઠે છે અને રડી પડે છે. સીમાના બંધન છીન્નભિન્ન થઇ જાય છે અને આપણે કોઇ અજ્ઞાત સૌન્દર્ય લોકમાં પહોંચીને મુગ્ધ બની જઇએ છીએ. નિરંતર પગમાં અથડાતા કદરૂપા પત્થરમાંથી શિલ્પી

આત્મપ્રતિમા સર્જે છે અને આપણે જાણે એની સાથે એક પ્રકારનો પ્રેમસંબંધ બાંધી રહ્યાં છીએ.

આજના હિંદી કાવ્ય સાહિત્યમાં બહેન મહાદેવી વર્મા મર્મસ્પર્શના મહાન અને શ્રેષ્ઠ છાયાવાદી કવયિત્રી છે. 'નીરજા' અને 'સાંધ્યગીત'માં એમનું આત્મ નિવેદન વિવિધ સ્વરૂપે અને ભાવે ગુંજે છે. અને આ જોતાં કવિનો આત્મા કેટલો સર્વાનુભવી અને સમર્થ સંસ્કારગ્રાહી છે તેનો સાક્ષાત્કાર થાય છે. મહાદેવીની કવિતામાં સંવેદનાનું સૌંદર્ય અને માધુર્ય બંને વિલક્ષણ રીતે એક બનીને વિલસે છે. ભાવોની કોમળતા અને સૂક્ષ્મતા, આલેખનની સ્વાભાવિકતા અને સરળતા સમાંતરે વહે છે. અને એમની સમસ્ત કવિતામાં કોઈ મધુરતમ અને સુંદરતમ વિભૂતિમાં આત્મ વિસર્જન કરીને-સમાઈ જઈને ધન્ય થઈ જવાની મધુર વેદના સતત બોલ્યા જ કરે છે.

આ વખતે 'સાંધ્યગીત'માં એમની કવિતા સાથે એમની રંગરેખા જોવા મળે છે. ભાઈ રવિશંકર રાવળના મહાન 'ચિત્ર-દૂ'ને આકાર આપતા પ્રૌઢ હાથે કવિતા અને ચિત્રકલાને માણવી બહેનો તરીકે સમોવડી ગુજરાતમાં વિહરવાની જે ભાવના આપી હતી તે સાંભરે છે.

ચિત્રમય કાવ્ય હોય કે પછી કાવ્યમય ચિત્રનો સારો ચિત્રકાર અને નિપુણ કવિ, તથા સારો કવિ અને નિષ્ણાત ચિત્રકારનો હાથ સાથે હાલે છે.

બહેન મહાદેવી આ શાપમાંથી શી રીતે મુક્ત છે એ મારે માટે કહેવું મુશ્કેલ છે પણ એમની કવિતા અને ચિત્રકલાનો આંતરિક સંબંધ અને બહારનું પ્રતીકરણ જોતાં એમને એ શાપ ચોંટ્યો નથી એટલું તો ચોક્કસ છે.

બહેન મહાદેવી પ્રયાગ મહિલા વિદ્યાપીઠના આચાર્ય (Principal) છે એમ. એ. સુધી ભણેલાં અને 'ચાંદ'ના તંત્રી છે અને પ્રથમ પંક્તિના કવિ છે એ તમે એમને મળો તો કદીએ ન કહો એટલાં એ બાળક સમાં સરળ, નિર્દોષ અને કુતૂહલભર્યાં તમને લાગે.

શાન્તિનિકેતનની એ સંધ્યા મને હજી સાંભરે છે. દિવસના અસ્તમાને પશ્ચિમનું ક્ષિતિજ જાણે લોહીથી રંગાયું હોય એવું લાલ હતું. જાણે આજે બીજો કોઈ રંગ ન ચમકાવવાનો નિશ્ચય કરીને સંધ્યા ગંભીર અને ગુસ્સે થઈને આવી જતી એમ લાગતું હતું અમે દૂર દૂર લાલ કાંકરીવાળી 'ખોવાઈ'-ઓમાં સંધ્યાના એ લાલ રંગની ભભકતા જોતાં ઊભાં હતાં ત્યાં છેલ્લી લાલ રેખાને વિલીન થઈ જતી જોઈને મહાદેવી હસી પડ્યાં અને બોલ્યાં "હારીણી, આખરે એની જેમ નમી પડી."

અને સંધ્યા પણ આ અભિનંદન કે માન કોણ જાણે શું ધારીને જતી હતી અભિનવ અને અવનવા રંગોના ચમકારા આકાશમાં ચમકાવી ગઈ.

આજે બહેન મહાદેવીનાં 'સાંધ્યગીત' જોઈને મને એ સંધ્યા સાંભરે છે. જીવનમાં હારીની બહેન મહાદેવીએ કવિતામાં એ સંધ્યાની જેમ નમી પડીને કોઈ અજબના મધુર આત્મભાવે સર્જો પોતાના ભાવ રંગો ચમકાવ્યા છે.

મહાદેવી વિષે તો એક સ્વતંત્ર વિસ્તૃત લેખ લખાય. એમની કવિતાની જેમ એમનું જીવન પણ રંગભરી અને રંગ કુતૂહલભર્યું અને કોમળ, મર્મભરી અને મધુર છે.

લેખિકા......શ્રી પંડ્યા

# નળ દમયંતી

કળિયુગના સમયની એક વાર્તા કહેનાર : સૌ. શ્રીમતીબાળા મજમુદાર

આજે કૉલેજમાં ઠેર ઠેર એકજ વાત ચાલી રહી હતી. તેનું એક કારણ હતું. જ્યાં ને ત્યાં નળ અને દમયંતીના વિવાહની ચર્ચા ચાલતી હતી. વિદ્યાર્થીઓ પ્રોફેસરોના લેક્ચર કરતાં આ વાત સાંભળવાને વધારે ઉત્સુક જણાતા હતા.

દમયંતીએ બતાવેલી હીંમત બરાબર છે. એમ કેટલાક કહેતા, અને કળિયુગમાં પણ દમયંતી એક આર્ય સ્ત્રીની માફક વર્તી ? એમ કહી કેટલાક તેને ધન્યવાદ આપતા.

આ વાત જનમેજયને કાને આવતાં વૈશંપાયનને તેમણે પૂછ્યું: " કહો વૈશંપાયન આ બધું શું છે ? પહેલાં આજ નામવાળી કથા મેં એકવાર તમારે મ્હોંએ સાંભળી છે. પણ હમણાં અનેક વ્યવસાયને લીધે મને એ બરાબર યાદ નથી. તો કૃપા કરી ફરીથી મને એ કથા સંભળાવો. "

જનમેજયનો આવો પ્રશ્ન સાંભળી વૈશંપાયન જરા વિચારમાં પડી ગયા. થોડીવારમાં સ્વસ્થ થયા. પછી એ બોલ્યાઃ " વત્સ, જનમેજય, તારે જ માટે નહીં પણ અખિલ જગતના કલ્યાણ માટે હું એકવાર એ કથા તને ફરીથી શ્રવણ કરાવુ છું તે સાંભળ. અને તેનું મનન કર. માત્ર એ કથા હાલના જમાનાને અનુસરીને તને એક નવલિકાના સ્વરૂપમાં હું કહેવા ઇચ્છું છું. "

* * *

વૈશંપાયન ઉવાચ : " વર્તમાનકાળની એક કૉલેજ નામની પાઠશાળામાં દમયંતી ખરેખર એક અપ્રતિમ નમૂનો હતી, તેના ઘરની સ્થિતિ સારી હતી, એટલે કૉલેજમાં પણ, જીંદગીમાં લઇ શકાય એટલી, મઝા એ માનતી અને અનેક ગુણ પ્રમાણે એનામાં રૂપ પણ ખૂબ હતું. એટલે એને ચાહનારા પણ ઘણા હતા.

" વત્સ, જનમેજય ! ઘણા વિદ્યાર્થીઓ કૉલેજને પૃથ્વી ઉપરનું નંદનવન માને છે, અને આ નંદનવનને તે કેમ પસંદ કરે છે, તેની તને ખબર છે ? એનું કારણ એમ છે કે, સ્વર્ગમાં તો પુણ્ય પરવારે એટલે ત્યાંથી પાછા જવુ પડે છે. પણ કૉલેજમાં તો જેટલાં વર્ષ ગાળવાં હોય તેટલાં ગળાય. ત્યાંથી કોઇ કાઢી શકે નહીં.

એટલે દમયંતીને ચાહનાર બહુ લોકો આ કળિ યુગમાં હોય તેમાં શું આશ્ચર્ય ! જેને ઇંદ્રાદિ દેવોએ પણ દમયંતીને પરણવા ખટપટ કરી હતી એજ ઇતિહાસનું પુનરાવર્તન આજે થાય છે. તેને ખોટું કેમ કહી શકાય ?

કૉલેજના દેવને આપણે પ્રોફેસર કહીએ છીએ. તેવા દેવલોકો પણ દમયંતીને પરણવાની અભિલાષા રાખતા હતા.

પરંતુ ' પ્રેમ તો આંધળો છે. '–એ કવિનું વચન સત્ય છે. પ્રેમ પ્રતિષ્ઠા રૂપ, ધન, કે સંપત્તિને ઓળખતો નથી.

ખરું જોતા દમયંતી કોઇ નળને ઓળખતી નહોતી, અને નળની પાસે દમયંતીનો એકાદ ફોટો હોય એવો પણ સંભવ નહોતો તેમ છતા બન્ને જણાંએ એક બીજા ઉપર પ્રેમ રાખવા માંડ્યો હતો. કૉલેજમાંથી ફરવા જતાં, બજારમાં ખરીદી કરવા જતા કે મેદાન

પર રમતી વખતે નળની જોડે દમયંતી હોય જ. એમ બધાંને મન ખાત્રીપૂર્વક ઠરી ગયું હતું.

૨

કોઈવાર કદાચ છાયા વસ્તુને છોડીને અળગી રહે. કદાચ વિદ્યાર્થી એકલા અભ્યાસ માંજ ધ્યાન આપે કે, પ્રોફેસર ઘેર વાંચ્યા વગર કોલેજમાં આવી શીખવી શકે; પણ નળ અને દમયંતી જુદાં પડયાં હોય, એ વાત તો બનતી જ નહીં

દમયંતીનો પ્રેમ દિવસે દિવસે નળ ઉપર વધતો ગયો છે એમ સાંભળી પ્રોફેસરોએ પોતાને માટે દમયંતી મેળવવા ખટપટ શરૂ કરી. તેના પરિણામે નળને ચેતવણી આપવા એક પ્રોફેસરે તેના ઉપર નોટીસ મોકલી.

બીજે દિવસે પ્રો. રૂદે (પાઠશાળાના દેવનું આ નામ હતું) નળને પોતાની રૂમ ઉપર બોલાવ્યો અને કહ્યું: "જો સાંભળ, તને કોઈ કોલેજનો અભ્યાસ વ્યવસ્થિત રીતે ભણવાની સગવડ કરી આપે તો તે વાતની તું ના પાડીશ? વિચાર કરીને જવાબ આપ–"

"અલબત્ત ના ન જ પાડું" નળે સમજ્યા વગર કહ્યું.

"ઠીક. તો તેના બદલામાં મારું એક કામ તારે કરવું પડશે"

"અયોગ્ય નહીં હોય તો જરૂર કરીશ."

"સારું: જો સાંભળ, પેલી મિસ દમયંતી –" નળના મો ઉપર એકદમ શરમ-શાર્દી ચઢી આવી.

"હા તેને હું ઓળખું છું."

"તો તેને, મારે માટે તમે—"

"માફ કરો મારાથી તે નહીં બને, મેં તેને લગ્નનું વચન આપ્યું છે, એટલે મારાથી આપનું કામ નહીં થાય, તે બદલ મને માફ કરો."

બળુકી ઊંડા કોપને જેમ તેમ મનમાં શમાવી પ્રો. રૂદે કહ્યું, 'લે, છેક કાલ સવાર સુધીની મુદત આપું છું: બરાબર વિચાર કરજે. આનું પરિણામ સારું નહીં આવે—"

ખિન્ન વદને નળ ત્યાંથી બહાર નીકળ્યો. દમયંતીને આ વાત માંડીને કહી. દમયંતીએ તેને આશ્વાસન આપ્યું, એટલે નળના મનને ધીરજ વળી

૩

એપ્રીલ માસનો ચાલે છે. બહારની સખત ગરમી અને પરીક્ષાના પરિણામનો ઊંચો જીવ એ તો પરીક્ષામાં બેસનાર ઉમેદવારોજ જાણે. એનો ત્રિવિધ તાપ પરીક્ષામાં બેઠા સિવાય કોઈથી સમજાય એવો નથી. પરીક્ષા આવી અને ગઈ

છેવટે પરિણામ બહાર પડયું. દમયંતી સેકન્ડ કલાસમાં અને નળ ફરી બેસવાના વર્ગમાં!

પણ તેથી કાંઈ બે જણના પ્રેમમાં ન્યૂનતા આવી નહીં.

વડીલોને કહ્યા કહાવ્યા વગર બન્ને જણ પરણી ગયા.

પછી દમયંતીનું શિક્ષણ તો જેમતેમ ચાલ્યું પણ નળ તો નપાસ થયો એટલે ઘરમાં પણ કોઈએ એને સંઘર્યો નહીં. અને નપાસ થનારને જગત પણ ક્યાં સંઘરે છે? એટલે નળ બેકાર બન્યો!

૪

હવે નળ જગતની નજરથી ગંધાતો અંતે તો એક દિવસ દમયંતી પાસે આવ્યો. એ બોલ્યો એના સ્વરમાં અકળામણ હતી, "દમયંતી પરેશાની માફક હજી તું મને ચહે છે? જગતની નજરે મારું મૂલ્ય કોડીનું છે. પણ તારા હૃદયમંદિરના પર્યંક ઉપર મારે માટે જગા છે?"

બેકાર સ્થિતિને લીધે નળે દમયંતીને ખૂબ નમ્રતાથી પૂછયું.

એક સાર્વજનિક બાગમાં નળ પાસે દમયંતી ઊભી હતી તેને નળની આવી સ્થિતિની ખબર નહોતી. નળની સાથે તેનું લગ્ન થયું હતું એ વાત હજી તેણે બ્હાર પાડી નહોતી. નારદ સુદ્ધાંને પણ આ વાતની ખબર પડવા દીધી નહોતી. એટલે દમયતી માટે મોટા અનુભવી બેરીસ્ટરો અને ડોકટરોથી માંડીને ઠેઠ કોલેજના વિદ્યાર્થીઓનાં પણ માગાં આવતાં હતાં.

દમયંતી નળને ધારણા દેતી બોલી. "કેમ તું આજે આમ બોલે છે ? હજી તને એક આર્ય સ્ત્રીનો પ્રેમ ક્યાં સુધી અખંડિત રહે છે તેની ખાત્રી થઇ નથી ? રાખોડી નીચે ઢંકાએલો દેવતા દેખાતો નથી એટલે કાંઇ તેની ગરમી જતી રહે છે ? સ્વરનો અવાજ સંભળાય નહીં એટલે શું એ સળગતો નથી ? આવું કેમ પૂછવું પડ્યું ?"

નળને ઓછું આવ્યું. એ બોલ્યો "દમયંતી ! મારો કહેવાનો એવો અર્થ નથી. પણ દૂધનો દાઝ્યો છાશ ફૂંકીને પીએ તેના જેવી મારી સ્થિતિ છે. બેકારીને લીધે હું હતાશ થઇ ગયો છું. આ આપણી, હમણા તો લગભગ, છેવટની મુલાકાત છે. એ કહેવાને માટે જ હું આવ્યો છું."

દમયંતી તો આ સાંભળી આભી જ બની ગઇ.

એ બોલી ઊઠી ! "એટલે મને કંઇ સમજ પડતી નથી !" દમયતીએ અધીરાઇથી પૂછ્યું.

નળ ગંભીરાઇથી બોલ્યો "સાંભળ, હું પરદેશ જાઉં છું. મારામાં કમાવાની શક્તિ છે કે નહીં તેની કસોટી કરવા માગું છું. તારા પ્રેમની સંજીવનીથી હું તેમાં યશસ્વી થઇ પાછો આવીશ, એમ મને શ્રદ્ધા છે. સમજી !"

દમયંતી કાંઇ પણ બોલી શકી નહીં પલકવાર ચિત્રપટના દેખાવની માફક અનેક દૃશ્યો તેની આંખ આગળથી પસાર થઇ ગયાં !

પહેલાં તો આ વાત તેણે માની જ નહીં આખરે નળે તેને બરાબર ખાત્રી આપી ત્યારે તેને એની વાતનો ભરોંસો પડ્યો.

આંસુભરી આંખે એણે નળને સંમતિ આપી. નળે સૂરજની સાખે દમયંતીને કૉલ દીધા. દમયંતીએ એ કૉલ હૈયામાં સાચવી રાખ્યા.

૫

વચમાં થોડાંક વર્ષો વહી ગયાં દમયંતીના પિતા ઋતુપર્ણ અને તેની માતા દમયંતીને એના લગ્ન માટે રોજ ટોકયા કરતાં. દમયંતી, હંમેશાં આ વાત નીકળતાં ગંભીર બની જતી. અને એના મુખ ઉપરનો ઉલ્લાસ ઊડી જતો વ્હાલસોયાં માબાપ તેથી ઓશીઆળાં બનતાં.

નળના ગયા પછી એનો ફક્ત એકજ કાગળ આવ્યો હતો. તે અમેરિકામા ઇલેક્ટ્રીકલ એન્જિનીયરીંગના ક્લાસમાં દાખલ થયો હતો. પોતાનું ઠેકાણું યે એમાં લખ્યું ન્હોતું ત્યારપછી એકકે કાગળ એણે લખ્યો ન્હોતો. એથી એકજ કાગળના આધારે દમયંતી જાણે જીવતી હતી.

૬

ઋતુપર્ણને ઘેર આજે ખૂબ ધામધૂમ હતી. આખા બંગલાને સુશોભિત બનાવવાને વિજળીનું નવીન ફીટીંગ કરવા સારૂ અમેરિકાથી પાસ થઇ તરતનાજ આવેલા બાહુક નામના એન્જિનીયરને બોલાવ્યો હતો.

દમયંતીની ઇચ્છા વિરૂદ્ધ તેનો વિવાહ ઋતુપર્ણે પ્રો રૂદ્ર સાથે નક્કી કર્યો હતો.

હિન્દુ સંસ્કૃતિ પ્રમાણે ઉછરેલી દમયંતીની પોતાનું લગ્ન નળ સાથે થયું છે,–તો કહેવાની હીમત, ચાલી નહીં. ઋતુપર્ણને તે વાત જણાવવાથી તેનું કેવું પરિણામ આવશે તેની

પણ એને બરાબર-ખાત્રી હતી. એની મા અને આજુબાજુનાં સગાંવહાલાં પણ એનાં છૂપાં સ્વેચ્છાલગ્નની વાત સાંભળીને દુઃખી થાત.

છતાં, દમયંતીની શું આ ઘેલછા નહોતી? એક માત્ર પહોંચ્યાનો પત્ર આવ્યો તે બાદ. તે સિવાય નળ ક્યાં વસે છે તેની પણ એને ખબર ન્હોતી. તે અમેરિકાથી પાછો આવ્યો છે એટલી એને છાપાંઓદ્વારા ખબર પડી હતી.

" આ વખતે જ-નળની બાતમી મળી જાય તો ! " દમયંતીના મનમાં ઊડી ઊડી આશાનો તાંતણો હજી ટકી રહ્યો હતો. ભાગ્યમાં જે લખ્યું હશે તે કયો માનવી મિથ્યા કરી શકનાર છે ?-આવા વિચારોમાં તેનું મન હજારો સામાન્ય માણસની પેઠે આશ્વાસન ખોળી રહ્યું હતું.

હિન્દુ સંસારમાં પુત્રી, એ કુંડામાં ઉછેરેલી વેલ જેવી; એટલે ગમે તેટલી ફાલીફૂલીને કુંડાથી બહાર જવાનું કરે, પણ તેનાથી તેની બહાર નીકળી શકાતું નથી.

લગ્ન-મુહૂર્તનો વખત જેમ જેમ પાસે આવતો ગયો તેમ તેમ એ આકુળ વ્યાકુળ થવા લાગી. ઘરમાંથી ઉમરે અને ઉમરેથી ઘરમા તે આંટા મારી રહી છે. "

" નળને તો પોતાના વિવાહની કશી ખબર નથી, છતાં ત્યારે તેની રાહ શું કામ જોવી ? " તેનું મન તેને ભમાવવા લાગ્યું.

આખરે કંટાળીને પોતાના ભમતા મનને બીજામાં પરોવવા, એ આમતેમ જોવા મંડી, સહેજમાં જ એની નજર એક વ્યક્તિ ઉપર પડી.

વિજળીની વિવિધરંગી ગોઠવણી કરતા, કારીગરો ઉપર દેખરેખ રાખનાર એ ઇજનેર હતો. તેને પહેલાં કોઇ કોઇ ઠેકાણે જોયો હોય એમ એને લાગ્યું. કદાચ એ નળ તો નહીં હોય ! બીજી જ ક્ષણે એના મને શંકા ઉઠાવી " પણ, એ અહીં ક્યાંથી-હોય ? "

એટલામાં એ વ્યક્તિએ પોતાનું ઘડીઆળ જોવા હાથ ઊંચો કર્યો. તો તેના હાથ ઉપર છૂંદણાંવડે આકૃતિ પાડેલી જોઇ. એ જોતાં તે એકદમ દોડીને પાસે ગઇ. કોતરેલી એ આકૃતિ દમયંતીની જ હતી.

એને જોતાં વેંત આજુબાજુ કોણ છે અને શું છે તેનું તેને ભાન રહ્યું નહીં. તે મોટેથી બોલી, " કોણ તમે નળ ? "

એકાએક, કોઇ અજબ મીઠા સ્વરવાળી બૂમ સાંભળી બાહુકે આંખ ઊંચી ફેરવી; અને તેના સામું જોયું અને ત્યાં તો નળ અને દમયંતીની

" મળી દષ્ટોદષ્ટ. "

દમયંતી એકાએક ભોંય ઉપર બેસી પડી. હર્ષના આવેગમાં એ બેભાન બની ગઇ. થોડી વાર પછી દમયંતી જ્યારે ભાનમાં આવી, ત્યારે તે નળના ખોળામાં સૂતી હતી.

ઋતુપર્ણ, એની બા, પ્રો. રૂદ્ર અને બીજાં સગાંવહાલાં આજુબાજુ વિંટળાઇને ઊભાં હતાં. પ્રો. રૂદ્રે ઉદાર દિલથી સહુની સમક્ષ દમયંતીનો હાથ નળના હાથમાં મૂક્યો, અને પોતાનું જોખમાયેલું સુરુખીપણું સાચવી રાખ્યું.

નારદના મળતીયા છાપાંવાળાને આ વાતની ખબર પડતાં તેમણે તે ગામેગામ ફેલાવી.*

* મરાઠી ઉપરથી.

# નૃત્ય : :

## કસરતની દૃષ્ટિએ તેનું મહત્વ

મૂળલેખક :
ડાક્ટર દ્વારકાનાથ પંડ્યા

અનુવાદક :
શ્રી. ધનશંકર હીરાશંકર ત્રિપાઠી

નૃત્ય શું છે? એ એક પ્રકારની કસરત છે. તે સંગીત અને વાદ્યો સહિત ખાસ કરીને ઉત્સવોમાં અને તહેવારોમાં દેવમંદિરોમાં લગ્નાદિ શુભ પ્રસંગોમાં ઇત્યાદિમાં જુદી જુદી રીતે થતાં જોવામાં આવે છે. ભારતમાં પૂર્વકાલમાં રાજકુમારીઓને નૃત્યનું શિક્ષણ અપાતું. બાણાવલિ અર્જુને બૃહન્નલાના સ્વરૂપમાં ઉત્તરાને નૃત્ય શીખવ્યાનું શ્રી મહાભારતમાંથી દૃષ્ટાંત મળે છે. દેવદાસીઓનો આખોયે વર્ગ દેવમંદિરોમાં નૃત્યાર્થે જીવન ગાળતો, વિદેશોમાં 'બેલેટ' 'બૉલ' અને 'ડાન્સ'ના અવસરો વારંવાર આધુનિક સમયમાં ઉજવાતા જણાય છે.

નૃત્યમાં ત્રણ બાબતોનો સમાવેશ થાય છે: (૧) ઇશ્વરના પ્રેમમાં મસ્ત થઇને અથવા તો સામાજિક આનંદાવેશમાં શરીરની ક્રિયાઓ આપમેળે કામ કરી રહે છે. (૨) સુંદર અને મનમોહક ભાવોનાં દર્શન નૃત્યમાં થાય છે; જેથી નૃત્ય જોનારનાં હૃદય આનંદથી થનગની રહે છે. (૩) કૌશલ્ય અને અભ્યાસથી જ સુંદર અને કલાયુક્ત નૃત્ય થઇ શકે છે.

નૃત્યના ભાવ મોટે ભાગે પદ્ય સંગીતદ્વારા દર્શાવવામાં આવે છે પરંતુ ગદ્યદ્વારા પણ નૃત્યથી ભાવો દર્શાવી શકાય એ નૃત્યની સૂક્ષ્મ સિદ્ધિ છે. ભૂતલ પર કોઇપણ દેશ એવો નથી જેમાં નૃત્ય કોઇને કોઇ સ્વરૂપમાં અસ્તિત્વમાં ન હોય. એબિસિનિયાના લોકો, જેમને સુસંસ્કૃત તરીકે ગણના પાશ્ચાત્યોમાંના કેટલાક ના પાડે છે તેઓમાં પણ 'ચેસી-સ્ટેપ' નામે એક અદ્ભુત સમૂહ-નૃત્ય હોય છે. નર્તકો તેમાં ગોળાર્ધમાં ઉભા રહે છે; પોતાના ખભા સંગીતના તાલ અનુસાર વારંવાર ઉંચા નીચા કરીને તાલ દે છે; પોતાની કહોણીઓ આગળ અને પાછળ તાલબદ્ધ રીતે લઇ જાય છે. એ બાદ તેઓ ફરવા માંડે છે ફરતાં ફરતાં ખભા અને કહોણીઓના તાલ ચાલુ રાખીને નર્તકો જમીન પર બેસી જાય છે; પાછા ઉભા થાય છે અને ફરવું ચાલુ રાખે છે. આ નૃત્યમાં ઓછી કલા સાધ્ય કરવાની હોતી નથી. ઉપરાંત, શરીરનાં ઓછાં અંગોને કસરત મળતી નથી પણ વક્ષસ્થલ, બન્ને બાહુ, ખભા, પગ અને શરીરની તમામ નસોને તેમાં કસરત મળે છે. એ નૃત્ય વખતે બરાબર તાલબદ્ધ અને ધીમા કે ઓચિંતા ઝડપથી ગોળાકારમાં ફરવામાં શરીરમાં ઓછી સ્ફુર્તિ જોઇતી નથી.

તેઓમાં એક બીજું નૃત્ય એક લાકડીનું નૃત્ય હોય છે. તેમાં એક વ્યક્તિ પોતાના હાથમાં એક લાકડી પકડી રાખે છે; પોતાનો એક પગ જમીન પર સ્થિર રાખે છે અને પછી નૃત્ય શરૂ કરે છે. એ નૃત્ય દરમ્યાન બીજા પગ વતી તે જમીનપરની ધૂળમાં અનેક પ્રકારનાં ચિત્રો પાડે છે! કલ્પના કરો કે, વિના અભ્યાસે અને વિના વ્યાયામે સુંદર ચિત્રો પાડતું નૃત્ય કરી શકાય ખરું?

ભારત વર્ષના પહાડી ગોંડ લોક બબ્બેની જોડી મોટી સંખ્યામાં એક અજબ સંયમવાળું નૃત્ય કરે છે તેઓ પોતાના પગ ઘસડતા ઘસડતા નાચે છે. એ વખતે તેમની આંખો જમીન તરફ જ ઢળેલી હોય છે અને હાથનાં

આંગળાંની મુઠ્ઠીઓ વાળીને તેઓ છાતી આગળ અદબના સ્વરૂપમાં રાખે છે, જે વખતે હાથની કરોણીઓ પીઠ તરફ બહાર નીકળેલી હોય છે. આ સ્થિતિમાં તે પગ ધમકના અમુક સ્થાને પહોંચીને પછી પોતાનાં મસ્તક આકાશ તરફ ઊંચાં રાખે છે તે બિલકુલ, જરા એટલે પણ નીચે ઢાળવાનાં હોતાં નથી તેમ ક્યાં પછી પાછે પગલે તેઓ નૃત્યના તાલમાં પગ ધમકતા મૂળ સ્થાને પાછા આવે છે. આમાં વ્યાયામ, સંયમ અભ્યાસ અને કલા ન હોય શું એમ કદાપિ માની શકાય ?

જંગલી ગણાયેલા મેક્સિકોના સંતાલ અને ફીજી લોકનાં નૃત્ય, તાસ્મેનિયન, યુકાતાનના લોક, ફીજી, ન્યુ કેલીડોનિયા, જાવા, એસ્કિમો ઝુલુ અને તાહિતીના લોકોનાં નૃત્યના અનેક પ્રકારોમાં વ્યાયામને ઘણું સ્થાન હોય છે. ઝુલુ અને તાહિતીના લોકોના યુદ્ધ-નૃત્ય, હબસી લોકનું 'કુરૂ' નૃત્ય, ઓસ્ટ્યાક લોકનો 'ફેધર ડેન્સ' અથવા 'મીક ઘેરેટ' સામોઅન લોકનું 'કમારા' એ બધાં નૃત્યો, વીરતાના ભાવથી ભરપૂર હોય છે.

પાશ્ચાત્ય પ્રજામાં એક જ નર્તકથી થતાં 'જીગ' અને 'હોર્ન પાઈપ' નૃત્ય તેમજ બે જણથી થતાં 'વાલ્ઝ' અને 'ફોક્સ-ટ્રોટ'નાં નૃત્ય અઘરાં ગણાય છે રશિયનોમાં 'મેજરકા' નામક નૃત્ય તો ઘણુંજ કઠિન ગણાય છે એમાં શરીરના પ્રત્યેક અવયવને અને શિરાઓને કામમાં લેવામાં આવે છે. એમાં નર્તકી સાથે જે સંગિની હોય છે તેને આશ્ચર્ય કેમ ફોઈકાર તે અદ્ધર ઉપાડીને નીચે જમીન પર પટકાવે છે. ફોઈવર તેનું મસ્તક ઝાલીને તેની આજુ તેના શરીરને એવી તો અદ્ધર ઘુમરાવી લેવડાવે છે કે જો આ કલા બન્નેને સાધ્ય ન હોય તો જરૂર બેમાંથી એકની—ખાસ કરીને નર્તકસંગિની સંગિનીની—હાંસ થઈ એમ !

ભારતવર્ષમાં નૃત્યને કલા તરીકે જ મૂળથી મહત્ત્વ અપાયેલું છે પરંતુ એ કલા ક્યાંક ક્યાંક એવા લોકોને હાથે જઈ ચડી છે કે જેને લીધે તેના પ્રત્યે માનની દૃષ્ટિથી જોતાં સંકોચ ઉપજે છે, એટલું જ નહીં પણ યોગ્ય વરદ હસ્તમાં તે કલા ન રહી હોવાથી જનતા તેના લાભ વિસરી ગઈ છે. વ્યાયામ અને કલાના નૃત્યના બે નમૂના દાખલ તપાસીએ. ઘડો અને થાળીનાં નૃત્ય. માથે ઘડો રાખીને તે પડવા ન દેતાં નૃત્ય કરવું એટલું જ નહીં તે ઘડાને પણ કંઈ વિઘ્ન નથાવવો એ કાંઈ રહેજસાજ સાધ્યકલા ગણાય ? મહાગીઓ થાળીના નૃત્ય કરે છે એમાં પણ કેટલા ધૈર્ય ચાતુર્યનું સ્થાન હોય છે ? આ બન્ને નૃત્ય, સાધારણ લોકને હસ્તે જઈ પડવાથી તેની મહત્તા અંકિતાં આપણે વિસરી ગયા છીએ પણ તે પાશ્ચાત્ય પ્રવાસીઓ આ દેશમાં આવીને તે નૃત્ય જુએ છે તેઓ તેના હોઠ પાડીને તે નૃત્યોના વર્ણન અનેક પત્રોમાં સ્તુતિપૂર્વક કરે છે. આપણાં નૃત્યોને અન્યો ઘણી અપાતું આ મહત્ત્વ અનુભવ્યા પછી પણ આપણે આપણાની કદર કરવા પ્રેરાઈએ છીએ ! થાળીમાં પાણી ભરેલું હોય, કુદકા મારતા નૃત્ય સાથે થાળીને આમતેમ ફેરવવામાં આવતી હોય, અને તે પણ તાલબદ્ધ રીતે—એમ છતાં થાળીમાંથી પાણીનું ટીપું સુદ્ધાં બહાર છલકાય નહીં, એવા નૃત્યને જે હલકા ગણાતા લોકો હજી ચિરંજીવ રાખી રહ્યા છે તેઓએ ભારતવર્ષની એક અદ્ભુત કલાને જાળવી રાખી છે. તેમની પાસેથી શિષ્ટ ગણાતાઓ તે કલા શીખશે કે ?

ઘાસ અથવા ધણ સાથે ધડ ઉપર નાચવું અને ધડ ઉપર 'બેલેન્સ' જાળવીને ઊભા રહેવું—એ પણ એક જાતનું નૃત્ય છે. સર્કસોમાં એ નૃત્ય વર્ષોથી તેથી પ્રશંસ આવતો સુશોભ છે. પરંતુ તે અંગેપણે એટલું જ કહેવું

બસ થશે કે, એ નૃત્યમાં પગના અંગુઠા પર નાચવાનું કામ અદ્‌ભુત કલાયુક્ત હોય છે, જે શ્રમસાધ્ય કર્યા વિના કદાપિ કોઈથી થઈ શકે નહીં આ નૃત્યથી શરીરના તમામ સ્નાયુઓને પુષ્ટિ મળે છે.

આજના ભારતમાં આવી કલાઓનું મહત્વ સમજીને સ્વીકારવા જો આપણે તત્પર થઈએ તો શારીરિક કેળવણીના એક અંગ તરીકે નૃત્યને અને બીજા અંગ તરીકે સંગીતને અવશ્ય મહત્વ આપીએ. Mr. Locke નામના એક ડાક્ટરનું કહેવું છે કે: "નૃત્યનો પ્રભાવ ફક્ત શરીરના આરોગ્ય ઉપર જ પડતો નથી; પરંતુ બાળકોની બાહ્ય સુન્દરતામાં અને ભાવોમાં તે વૃદ્ધિ કરે છે. ઉપરાંત, બાળકોને તે સ્ફુર્તિવાળાં, હિંમતવાન આત્મશ્રદ્ધાળુ અને વીર બનાવે છે." કસરતની સાથે સંગીતનું સંમિશ્રણ કરવાનો શાળાઓમાં જે પ્રબંધ રખાયો છે તેનો ઉદ્દેશ શો હોય છે ? એજ કે, કસરત કરનારાઓનાં મનને સંગીતથી ઉત્સાહ આપવો અને તનની શકિત તેમજ સ્ફુર્તિનો વધારો તો કસરતમાં મળે છે જ. હોવર નામનો લેખક એક સ્થળે કહે છે કે "જો આવીજ રીતે નૃત્યને 'જીમનેસ્ટિક' (કસરત)માં દાખલ કરવામાં આવે તો તેથી સૌથી વધુ મધુર અને સર્વ પ્રકાર તો સંપૂર્ણ માનુષિક આનંદ મળશે." સ્માઈફસના ફિઝિકલ એજ્યુકેશનમાં જણાવ્યું છે કે "જે કસરતમાં સ્નાયુઓને વધારેમાં વધારે પુષ્ટ બનાવી શકાય અને જેમાં સ્નાયુઓને વધારેમાં વધારે ઉપયોગમાં લઈ શકાય એનાથી શરીર–સ્વાસ્થ્યને ઘણો લાભ થાય છે."

"શાળાઓમાં 'જીમનેસ્ટિક' (કસરત) સાથે સંગીત ઉપરાંત નૃત્ય દાખલ કરવાની જરૂરીઆત આ ઉપરથી સિદ્ધ થાય છે. નૃત્યને કસરતની દૃષ્ટિથી આપણે જો મહત્વ આપીશું તો જ તે કલા પ્રત્યેનો ઉવેખ દૂર થશે અને ભારતની એ લુપ્ત કલા ઘેર ઘેર પુનઃ ચિરસ્થાયી બની જશે. શ્રી. ઉદયશંકર, શ્રી. સીમકી, શ્રી. રાગિનીદેવી વગેરેએ ભારતીય નૃત્યની મહત્તા પાશ્ચાત્ય દેશોમાં ચમકાવી છે. તેનું પ્રતિબિંબ હવે આપણી ભૂમિમાં પડવા માંડયું છે. એનો લાભ સર્વને મળે તે માટે વિદ્યાર્થીઓમાં કસરત સાથે સમૂહ–નૃત્યની વ્યવસ્થા કરવામાં આવે એ જ ઇષ્ટ છે.

---

## 'નવચેતન'નો મહિલા અંક

કલકત્તાથી, શ્રી. ચાંપશી વિ. ઉદેશીના તંત્રીપદે પ્રકટ થતાં 'નવચેતન' માસીકે, ઓક્ટોબર માસનો અંક, સ્ત્રી ઉપયોગી વિવિધ વાચન સામગ્રીથી ભરેલા 'મહિલા અંક' તરીકે પ્રકટ કર્યો છે. એમાં જુદા જુદા દેશોની સ્ત્રીઓની પ્રવૃત્તિઓ ઉપરાંત, સ્ત્રીઓએ કરેલા વિકાસની નોંધ લેતા લેખો અને સંખ્યાબંધ ચિત્રો આપવામાં આવેલા છે. મુંબઈના શ્રી. ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ, આર્યકન્યા મહાવિદ્યાલય વડોદરા, જલંધર કન્યા વિદ્યાલય વગેરે સંસ્થાઓનો પરિચય આપવામાં આવેલ છે. શ્રી. સૌદામિની મહેતા, શ્રીમતી સરોજિની મહેતા, શ્રીમતી વિનોદિની નીલકંઠ, શ્રીમતી વિજયાલક્ષ્મી પંડિત વગેરે બહેનોના લેખો વાચનીય છે. સ્ત્રીઓને એમાંથી ઘણું નવું જાણવાનું મળે એમ છે. આવો સુંદર અંક પ્રકટ કરવા માટે શ્રી. ચાંપશીભાઈને અભિનંદન ઘટે છે.

# ફૂલવેણી

## [૧] વડોદરા મહિલા પરિષદ

વડોદરા વીમેન્સ એસોસીએશનની વાર્ષિક પરિષદ ઓક્ટોબરની તા. ૧૭-૧૮ મીએ મહારાણી ગર્લ્સ હાઇસ્કુલનાં મકાનમાં મળી હતી. પ્રમુખસ્થાને મુંબઇવાળાં ડૉ. મીસીસ માલિનીબાઇ સુખથનકર હતાં.

શ્રી. ગુલબાનુ વાડિયાએ શરૂઆતમાં જણાવ્યું હતું કે બરોડા વિમેન્સ એસોસિએશન એ અખિલ હિન્દ મહિલા પરિષદની એક શાખા છે. અ. હિ. મ. પરિષદ એ હિન્દની સ્ત્રીઓની સૌથી મોટી સંસ્થા હોઇ બહારના દેશો એની મારફત હિન્દી સ્ત્રીઓ વિષે પ્રશ્નો પૂછે છે એટલે આપણો હિન્દમાંના તેમજ હિન્દ બહારના સ્ત્રીઓના પ્રશ્નો સાથે નિકટ સંબંધ રહે છે. વધુમાં તેમણે વર્ષ દરમ્યાન થયેલા કામકાજની સુંદર નોંધ લઇ પ્રમુખનો પરિચય આપતાં જણાવ્યું હતું કે ડૉ. માલિનીબાઇ સુખથનકર મુંબઇ યુનિવર્સિટીના ગ્રેજ્યુએટ હોઇ ૧૯૨૭ માં એમ. બી. બી. એસ. પાસ થઇ ડૉકટરનો ધંધો કરતાં હોઇ તેઓ સર્વત્ર જાણીતા છે. અ. હિ. મ. પરિષદ સાથે તેમનો સંબંધ બહુ જૂનો હોઇ તેઓ ઘણી સ્ત્રી સંસ્થાઓ સાથે જવાબદારી સહ સંકળાયેલાં હોઇ મુંબઇ કોર્પોરેશનના સભ્ય છે.

ડૉ. બાનાએ ટેકો આપતાં શ્રી. માલિનીબાઇએ પ્રમુખસ્થાન સ્વીકારતાં શ્રી. ગુલબાનુએ સંસ્થાનો વાર્ષિક રિપોર્ટ વાંચી સંભળાવ્યો હતો. જેમાં સંતોષકારક કામની નોંધ લઇ સંસ્થાની પ્રવૃત્તિઓ તથા ડૉ. બાનાના ગ્રામ પ્રવાસનો તથા કૉલેજમાં ભણતી વિદ્યાર્થીનીઓ માટેની હોસ્ટેલને સુરતનાં મિસિસ ગાંધી અને જરબાઇ કોન્ટ્રાકટરે આપેલી સહાયનો ઉલ્લેખ હતો. સ્વ. અબ્બાસ તૈયબજી માટે શોકસભા ભરાઇ હતી. શ્રી. વી. વી. જોશીએ સંયુક્ત કુટુંબ વિષે વિવેચન કર્યું હતું. છેવટે સભાસ્થાન પૂરું પાડવા પ્રિન્સિપાલ નિકલ્સનનો આભાર મનાયો હતો.

શ્રીમતી માલિનીબાઇએ તેમનાં ભાષણમાં સ્ત્રીઓની જાગૃતિની જરૂરિયાત જણાવી તેમના પ્રશ્નો તેઓએ આખા હિન્દમાં પોતાની સંસ્થાઓ સ્થાપીને ઉકેલવા જણાવ્યું હતું. વધુમાં તેમણે ઉમેર્યું હતું કે બધાં કામો કેવળ પુરૂષો ઉપર છોડવાં જોઇએ નહિ, તેમને સહકાર આપવો જોઇએ. સ્ત્રીઓની આર્થિક પરાધીનતાનો ઉલ્લેખ કરી તેમણે તેમની સામાજીક અને રાજકીય પરિસ્થિતિ પર ભાર મુકયો હતો.

સ્ત્રીઓની ઉન્નતિની આડે અજ્ઞાન આવે છે: સ્ત્રીઓને સજ્ઞાન કર્યા વિના તેમની સ્થિતિ સુધરવી અશક્ય છે. મુંબઇ ઇલાકામાં ભણેલી સ્ત્રીઓ ૨૯ છે.

હાલની શિક્ષણપ્રણાલિ પર પ્રમુખે ખૂબ પ્રહારો કરી તેને માનસિક અને શારીરિક નિર્બળતા નોતરનારૂ અને બેકાર ડીગ્રીધારીઓ વધારનારૂં ગણાવી હાલની શિક્ષણપ્રણાલી બદલવાની જરૂરિયાત પર ભાર મૂકયો હતો.

દરેક માતાએ આરોગ્યના સામાન્ય નિયમો અને બાળઉછેર તથા બાળરક્ષણ વિષે જ્ઞાન ધરાવવું જોઇએ. તે માટે સંસ્થાઓ જોઇએ સ્ત્રીઓ માટે ફરજીયાત શારીરિક શિક્ષણની જરૂર છે. શ્રીમંત મહારાજા સાહેબે હાલમાં જ તેવો હુકમ કર્યો છે.

સ્ત્રીઓને આર્થિક સ્વાતંત્ર્ય આપે એવા શિક્ષણની જરૂરિયાત દર્શાવી, સ્ત્રીઉદ્યોગાલયો જેવી સંસ્થાઓ વધુ ઉઘડે એમ ઇચ્છયું હતું. બાળલગ્ન પ્રતિબંધ અને સ્ત્રીઓના હકકો વિષે વડોદરાની નીતિની પ્રસંશા કરી ડૉકટર પ્રમુખે, સંતતિ નિયમન વિષે બોલતાં સારી કાળજી સિવાય

એટલાં તંદુરસ્ત બાળકોને જ આવકારદાયક લેખ્યાં હતાં. વળી ધારાસભામાં રજુ થયેલાં ડૉ. દેશમુખ, શ્રી. ભગવાનદાસ અને શ્રી રાજાના બીલોની અગત્ય વિષે ચર્ચા કરી સ્ત્રીઓએ ગ્રામ-પંચાયતોથી માંડી વડી ધારાસભાના ક્ષેત્રમાં સ્થાન મેળવવું જોઇએ એમ જણાવી રાષ્ટ્રનું ગૌરવ સ્ત્રીઓના સહકાર વિના નથી એમ ભારપુર્વક જણાવી ગુલામી મનોવૃત્તિ કાઢી નાખી આત્મશ્રદ્ધા અને એકતા કેળવવા અપીલ કરી શ્રી માલિની-બાઇએ વક્તવ્ય સમાપ્ત કર્યું હતું.

અ. હિ. મ. પરિષદમાં પ્રતિનિધિ મોકલવા માટે આગલે દિવસે મત લેવાયેલા તેના પરિણામે શ્રી. અંગુબાઇ પટવર્ધન, શ્રી. સરલા મહેતા, શ્રી. પ્રેમલીલા મહેતા, ડૉ. મિસિસ પાટીલ, ડૉ. મિસ બાના, કુ. સુશીલા પંડિત, શ્રી અવંતિકા આચાર્ય શ્રી. જયવતી દેસાઇ અને શ્રી કુમુદબ્હેન ઠાકોર વગેરે ચુંટાયા હતાં. શ્રી. ગુલ વાડિયા પણ Standing Committee ના સભ્ય તરીકે પ્રતિનિધિ તરીકે Standing Committee ના સભ્ય તરીકે પ્રેમલીલા મહેતા સર્વાનુમતે ચુંટાયાં હતાં.

### પસાર થયેલા ઠરાવો

ડૉ. મિસ બાનાએ સ્ત્રીઓની નિરક્ષરતા દૂર કરવાના ઠરાવ પર અસરકારક વિવેચન કરતાં શ્રી. અપર્ણા દેશપાંડેના અનુમોદનથી તે ઠરાવ પસાર થયો હતો. મિસ નેલસને મેટ્રીકના ધોરણે સ્કુલ લિવીંગ પરીક્ષા દાખલ કરવા શ્રીમંત સરકારને વિનંતિ કરતાં તથા ગૃહઉદ્યોગોને ઉત્તેજન આપવાનો ઠરાવ રજુ કર્યા તે શ્રી. અંગુબાઇ પટવર્ધનના અનુમોદનથી પસાર થયા હતા. કુ. બચાંનો ફરજીઆત શારીરિક શિક્ષણના શ્રીમંતના સંદેશને ટેકો આપતો ઠરાવ મિસિસ વાડિયાના ટેકાથી પસાર થયેલો જાહેર થયો હતો. શ્રી. અવંતિકા આચાર્યનો વિદ્યાર્થીનીઓ તથા શિક્ષિકાઓ માટેના છાત્રાલયનો, શ્રી. અંગુબાઇ પટવર્ધનનો માનસિક ખામીવાળાં બાળકો માટે મિસિસ દેસાઇનો દેશી ઉદ્યોગોને તથા ઔદ્યોગિક સંસ્થાઓને મદદ આપવા વિષેના ઠરાવો વિવેચન પછી પસાર થયા હતા.

ડૉ. મિસિસ પાટીલે સંતતિનિયમન તથા તેને માટેના ક્લીનીકની જરૂરિયાતનો ઠરાવ રજુ કરતા એની જરૂર મધ્યમવર્ગને વધુ હોવાથી તેની સમજ સ્લાઇડ સાથે આપવા તથા તેનો લાભ ગરીબોને મફત આપવા જણાવ્યું હતું. ઠરાવ પસાર થયો હતો.

શ્રી. પ્રેમલીલા મહેતાએ સમર્થનમાં બાળકોના જન્મ વચ્ચેના ગાળા ઉપર ભાર મુકી જણાવ્યું હતું કે સંતતિનિયમન એટલે સંતતિનિકંદન નહિ. શ્રી. અપર્ણા દેશપાંડેએ પ્રાસંગિક વિવેચન કર્યું હતું.

ડૉ. મિસિસ પાટીલનો અસ્પૃશ્યતા નિવારણ કરી હરીજન બાળકોને સવર્ણ સાથે શિક્ષણ આપવાનો, કુ. સુશીલા પંડિતના, કારેલી-બાગના અબળાશ્રમને ધન્યવાદ આપતો તથા શ્રી. સરલા મહેતાનો ઓરત કબજા નિબંધનો કાયદો રદ કરવાના ઠરાવો ઉપર સુંદર વિવેચનો થઇ તે પસાર થયા હતા.

ડૉ. બાનાએ પ્રાંત પંચાયત વગેરે સ્થાનિક સંસ્થાઓ દ્વારા ધારાસભામાં સ્ત્રીઓએ પ્રવેશ મેળવવાનો ઠરાવ રજુ કરતાં જણાવ્યું હતું કે તેથી આપણે ચોક્કસ દૃષ્ટિબિન્દુ રજુ કરી શકીશું.

જેમ પુરુષો પોતાની સ્ત્રી વગર એકલા પોતાના બાળકોના પાલક કાયદાથી ઓળખાય છે તેમ છોકરીઓની મા પણ કાયદાથી પતિની હયાતીમાં પતિ વગર એકલી પોતાના બાળકોની પાલક ગણાવી જોઇએ એવો મહત્વનો ઠરાવ દાખલા દલીલસહ સમજાવતાં અનુમોદન પછી તે પસાર થયો હતો.

શ્રી. લીલા મહેતાએ બ્રિટિશ હિન્દના ધોરણે અત્રે કારખાનાનો કાયદો કરવાનો ઠરાવ રજુ કરતાં કામના કલાક ઘટાડવા તથા સ્ત્રી મજુરોને સુવાવડ પહેલાં અને પછી અડધા પગારે રજા આપવાની જરૂરિયાત પર ભાર મુકતાં શ્રી. સરલા મહેતાના અનુમોદનથી તે પસાર થયો હતો.

પ્રમુખશ્રીએ ઉપસંહારમાં સ્ત્રીઓની નિરક્ષરતા દૂર કરવા જણાવી સંતતિનિયમનના ઠરાવની અ. હિ. મ. પ. માં થયેલી સ્થિતિ વર્ણવી મજુર સ્ત્રીઓને મુંબાઇમાં જે ઓછી સગવડો પણ છે તે અત્રે નથી તે માટે દીલગીરી દર્શાવી બધા ઠરાવો અમલમાં મૂકવા ભારપૂર્વક જણાવ્યું હતું.

શ્રી. સરલા મહેતાએ પ્રમુખશ્રીનો આભાર માન્યા બાદ પ્રમુખને ફુલહાર થઇ સભા વિસર્જન થઇ હતી.

## [ ૨ ] મહારાષ્ટ્ર મહિલા પરિષદ

મહારાષ્ટ્ર મહિલા પરિષદનું દશમું અધિવેશન ઓક્ટોબરની શરૂઆતમાં પુના ખાતે મળી ગયું. એના પ્રમુખસ્થાનેથી મુબઇનાં ડૉ. મીસીસ માલિનીબાઇ સુખથનકરે કરેલાં ભાષણમાં સ્ત્રીઓના આર્થિક સ્વાતંત્ર્યના પ્રશ્ન પર ભાર મૂકીને તેઓને બીજાં શિક્ષણ સાથે ધંધાને લગતું શિક્ષણ પણ આપવુ જોઇએ એવી આગ્રહભરી હીમાયત વાજબી રીતે કરી હતી

વળી વડી ધારાસભા સમક્ષના ડૉ દેશમુખ આદીના ખરડાને અનુમોદન આપવા ઉપરાંત તેમણે એવો આગ્રહ કર્યો છે કે સ્ત્રીઓની પ્રગતિ માટે ખરેખર કાળજી રાખનારી અને સ્ત્રીઓના હક્કોનું સંરક્ષણ કરવાની ઇચ્છા ધરાવતી હોય, તેમજ એમ કરવાને સમર્થ હોય એવી સ્ત્રીઓને ધારાસભાઓમાં ચુંટી મોકલવી જોઇએ સ્ત્રીઓને લગતા પ્રશ્નોના હીતની દ્રષ્ટિએ જોતા તેમનુ આ કથન સાચુ છે તે સાથે એટલુ પણ કહેવું જોઇએ કે હિંદી સ્ત્રીઓમાથી, આવી જવાબદારી ઉપાડી લેવા માટે તૈયાર હોય એવી સ્ત્રીઓ જરૂર નીકળી આવે એમ છે. છતાં એટલું સખેદ કહ્યા વગર ચાલે એમ નથી કે સ્ત્રીઓએ પોતે પણ આ બાબતમા કાઇક ઔદાસીન્ય સેવેલું-છે. આગામી ધારાસભાઓની ચુટણી દરમ્યાન સ્ત્રીઓ આ ઉદાસીનતા ત્યાગે એમ ઇચ્છવું જરૂર વધારા પડતું નથી.

રાજકારણ અને સ્ત્રીઓના કાર્ય સબંધમા તેમણે સારૂં પૃથક્કરણ કર્યું છે. તેઓ કહે છે સ્ત્રી સમાજની પીછેહઠ કરાવનારૂં અનિષ્ટ અટકાવવા માટે રાજકીય સત્તા એ ખાત્રીભર્યું સાધન છે. સાર્વજનિક હિતને ખાતર સ્થપાયલી સામાજીક કે રાજકીય સસ્થાથી સ્ત્રી સમાજના હીત યા અહીતનો નિર્ણય થતો હોવાથી સ્ત્રીઓએ સર્વ સંસ્થાના કાર્યથી માહીતગાર રહેવુ જોઇએ બીજા સમાજથી અલિપ્ત ન રહેતા આપણે સ્ત્રીઓની ઉન્નતિને પોશક અને સ્વાતંત્ર્યને પોષક એવી રાજકીય અને સામાજીક સુધારણા કરવા માટેના કામમા આપણી બુદ્ધિનો ઉપયોગ કરવો જોઇએ અને સ્ત્રી સમાજની ધાર્મિક, સામાજીક અને કાયદેસરની અડચણો દૂર કરવાનો સંગઠિત પ્રયાસ કરવો જોઇએ. આપણા સમાજની ઉન્નતિ કરવાનો આપણો જન્મસિદ્ધ હક્ક છે એ લક્ષમાં રાખીને ઘણી જ ધીરજથી આપણે આપણુ કાર્ય હાથ ધરશું તો સ્ત્રી સમાજની ઉન્નતિ જરૂર થશે. એટલું જ નહીં પણ સ્વતત્રતા મેળવવામા અને દેશની ઉન્નતિ થવામા પણ બહુ વાર લાગશે નહિ " આમ ડૉ માલિનીબાઇએ સ્ત્રીઓને જાહેર કાર્યોમા રાજકારણમા સુદ્ધા આગળ ધપવાની સલાહ આપી છે. અને એ સલાહ વાજબી છે એમ પણ કહેવુ જોઇએ. સ્ત્રીઓની ઉન્નતિમા અવરોધ રૂપ થઇ પડે એવા કેટલાક પ્રસંગો ધારાસભાઓમા આવે છે અને તેવે વખતે સ્ત્રીઓને ગંભીર અન્યાય થઇ બેસવાનો પૂરતો સભવ હોય છે. સ્ત્રીઓ જો ત્યા સ્થાન ધરાવી પોતાના અને તે સાથે સમસ્ત પ્રજાના હીતનુ સરક્ષણ કરતી હોય તો આવા પ્રસંગો ઓછા બનવા પામે અને બનવા પામે તો તે પૂરતા વિરોધ વિના નહીં બની શકે આમ ડૉ માલિનીબાઇએ શિક્ષિત સ્ત્રીઓ માટે પ્રેરણાત્મક સુચનાઓ એ ભાષણમાં કરી છે.

પરિષદે પસાર કરેલા ઠરવો પૈકી સતતિ નિયમનને અનુમોદન, વડી ધારાસભાઓના ડૉ. દેશમુખ અને રા બ. રાજાના ખરડાને અનુમોદન, હુડાની ( વાકડાની ) પ્રથાનો વિરોધ, સ્ત્રી જ્યુરરોની આવશ્યકતા વગેરે ઠરાવો હતા. પણ એ બધામા એક અગત્યનો ઠરાવ આ છે " કુટુંબની મિલકતમા વધારો કરવાની યોગ્યતા સ્ત્રીઓમા આવે તે માટે સ્ત્રીઓએ કયા કયા ધંધા કરવા શકય છે તે સુચવીને તે યોજના અનુસાર થતા માલનો ઉઠાવ થાય તે માટે મદદ કરવાને આ પરિષદ આગ્રહ કરે છે. " સ્ત્રીઓને ગૃહઉદ્યોગ કરવામા આ ઠરાવથી બળ મળશે એમાં શકા નથી.




## સ્વદેશ

**મ્યુ. મતાધિકાર અને સ્ત્રીઓ :** મુંબઇ મ્યુનિસિપાલીટીમાં સ્ત્રીઓનો મતાધિકાર વિસ્તૃત કરવાને અને અક્ષરજ્ઞાનના ધોરણે સ્ત્રીઓને પણ મતાધિકાર હોવા જોઇએ એવી માંગણી રજુ કરવા, અને શ્રી. કે એફ. નરીમાને એને માટે ઉપાડેલી લડતને ટેકો આપવા મુંબઇની શ્રી. ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળ, શ્રી. ભગિની સમાજ અને બીજી મળી ચૌદ જેટલી સ્ત્રી-સંસ્થાઓની જાહેર સભા શ્રીમતી હંસાબ્હેન મહેતાનાં પ્રમુખપદે તા. ૧૩ મી ઓકટોબરે મારવાડી વિદ્યાલય હોલમાં મળી હતી. શ્રીમતી હંસાબ્હેન મહેતાએ કહ્યું: જુના બંધારણ અનુસાર જે કોઇ દશ રુપિયા ભાડું ભરતો હોય તેને મતાધિકાર આપવામાં આવ્યો હતો. અને નવાં બંધારણ અનુસાર જે પાંચ રૂપિયા ભાડું આપે તેને મતાધિકાર મળે છે. ધારાસભા માટે મત આપવાનો અધિકાર પાંચ રુપિયા ભાડું આપનારને પણ આપ્યો છે. જ્યારે મ્યુનિસિપાલીટીમા જુની જ રીત ચાલુ છે. સ્ત્રીઓનો મતાધિકાર વિસ્તૃત કરવાનો ઠરાવ શ્રી. નરીમાન કોર્પોરેશનમાં લાવ્યા હતા. પણ લગભગ બધા પુરુષ કોરપોરેટરોએ તેનો વિરોધ કર્યો હતો. કોરપોરેશનનું એ વલણ શોચનીય છે. સ્ત્રીઓને મતાધિકાર જોઇએ છે. પરંતુ તે પત્ની તરીકે નહિ પરંતુ સ્ત્રી તરીકે જોઇએ છે.

શ્રી. નરીમાને પણ સ્ત્રીઓના મતાધિકાર બાબતમાં સમજણ આપી હતી. તે બાદ શ્રી. નરીમાનના પ્રયાસને આવકાર આપતો અને પુખ્ત વયના સર્વ સ્ત્રી પુરુષને મતાધિકાર ન મળે ત્યાં સુધી સ્ત્રીને પોતાનો વ્યકિતગત અધિકાર મળે એટલા માટે અક્ષરજ્ઞાનનું ધોરણ સ્વીકારવાની માંગણી કરતો ઠરાવ થયો હતો. શ્રીમતી ગંગાબહેન પટેલ, શ્રીમતી મણિબહેન હંસરાજ મુળજી, શ્રીમતી ઉર્મિલાબહેન પારેખ, શ્રીમતી બાબીબહેન, મુળજી વગેરેએ પ્રાસંગિક વિવેચન કર્યાં હતાં.

**કુમારી વિનોદિની શાહ :** શ્રીમતી નાથીબાઇ દામોદર ઠાકરસી હિન્દી સ્ત્રીઓની યુનિવર્સીટીનાં એક ગ્રેજ્યુએટ કુ વિનોદિની પોપટલાલ શાહ લંડન યુનિવર્સીટીનાં શિક્ષણ વિષયક માનસશાસ્ત્રનો બે વર્ષ પર્યંત અભ્યાસ કરીને તા. ૨૪ મી સપ્ટેમ્બરે હિન્દ પાછાં ફર્યાં છે મેડમ મોન્ટેસોરીના હાથ હેઠળ બાળકોની કેળવણી માટેનો અભ્યાસક્રમ પણ તેમણે પાર ઉતાર્યો છે. વીએના યુનિવર્સીટીના પ્રો. બુહલરના હાથ હેઠળ પ્રેકટીકલ સાઇકોલોજીનો અભ્યાસ પણ કર્યો છે. ઉપરાંત બીનેટ સાયમન સીસ્ટમમાં પણ બાળકોની માનસિક પરખને લગતા વિષયમાં પણ તેઓ નિષ્ણાત થયાં છે.

શ્રીમતી સરોજિની નાયડુ મુંબઇમાં ઘણાં માંદાં થઇ ગયાં હતાં. એટલે તેઓ, તેમની પુત્રી કુ. પદ્મજા નાયડુ સાથે હૈદ્રાબાદ (દખ્ખણ) ગયાં હતા. ત્યાં તેમની તબીયત વધારે બગડી હતી. અને તેઓ છેક પથારીવશ થઇ ગયાં હતાં. તેમને સંપૂર્ણ આરામ લેવાની સલાહ આપવામાં આવી છે. એક માસ માટેની તેમની બધી રોકાણો એથી રદ કરવામાં આવી છે. નવેમ્બરની શરૂઆતમાં પંજાબના પ્રવાસે તેઓ જનાર હતાં. તે કાર્યક્રમ પણ તેમણે રદ કર્યો છે.

**મહિલા પરિષદનો સંદેશો :** અમદાવાદમાં મળનારી અખિલ હિંદ મહિલા પરિષદ વિષે પેટલાદમાં માહિતી આપવા વડોદરેથી શ્રી. સરલા બહેન મહેતા તથા અમદાવાદથી શ્રી તરંગીણી બહેન નીલકંઠ આવતાં દ્વારકેશની ધર્મશાળામાં બહેનોની જાહેર સભા રાખી હતી. સભામાં બહેનોએ સારી સંખ્યામાં હાજરી આપી હતી.

પ્રથમ શ્રી. કુમુદ બ્હેન દેસાઇએ મહેમાનોની ઓળખાણ કરાવ્યા બાદ શ્રી સરલા બ્હેને ભાષણ કરતા આવી મોટી કોનફરન્સ જ્યારે આપણે ઘર આગળ આવે ત્યારે આપણે તેને લાયક યોગ્ય સત્કાર કરવા તૈયાર રહેવુ જોઇએ વગેરે કહી પરિષદનો હેતુ આજ સુધી તેણે કરેલા કામો વગેરે સમજ વ્યાપકી બ્હેનો એ અક્ષરજ્ઞાન મેળવવા હાલના વધતા જતા બેકારીના જમાનાને પહોચી વળવા ગૃહઉદ્યોગની કેટલીબધી જરૂર છે તે સમજાવી બ્હેનોને સ્વાશ્રયી બનવા બોધ આપો હતો. વળી બાળલગ્નનો બંધ કરવા બ્હેનોને નિશ્ચયી બનવા તથા તંદુરસ્તી માટે અજ્ઞાન બ્હેનોને સમજુ બ્હેનોએ ડાકટરી સલાહ સહાય મફત અને વખતસર મળે તેવા પ્રયત્નો કરવા સુવાવડ પહેલા અને પછી કાળજી રાખવા બાળમરણ અટકાવવા વગેરે ભાગ લઇ સાર્વજનિક સંસ્થાઓમા પણ રસ લેવા જણાવ્યુ

ત્યારબાદ શ્રી તરંગિણી બ્હેન સ્ત્રીઓ માટે આજ સુધીમા ઘડાઇ ગયેલા કાયદાઓ વારસાઇ હક તથા હવે પછી તે બાબત આવનારૂ બીલ વિગેરે સમજાવી સર્વને અમદાવાદ પરિષદમા આવવા આગ્રહપૂર્વક આમંત્રણ આપી સ્વાગત સમિતિના મેમ્બરો બનવા જણાવ્યુ હતુ

પછી થોડા બ્હેનોના નામો ત્યા નોંધી તે કામ શ્રી સા૦ કંચનબા મંદિરને સોપ્યુ

ત્યારબાદ શ્રી કૌશીક બ્હેન દેસાઇએ પેટલાદની સ્ત્રી જનતા તરફથી મહેમાનોનો આભાર માન્યો હતો બાદ સભા વિસર્જન થઇ હતી

## સુલેહની જોન ઓફ આર્ક



અમેરીકામા આ મીસીસ વીરા વિન્ગેટ ઉપતાન મથી ઓળખાય છે અમે સમા વિશ્વશાંતિ કે મેસમા માતાઓના વિશ્વસંઘના પ્રતિનિધિ તરીકે તેઓ ગયા છે શ્વેત વર્તુલમા મેઘધનુષ્ય ધરાવતો વજ તેમણે યોજ્યો છે દુનિયાના એકત્ર દેશો માટે અનુકુળ પ્રતીક તરીકે તેઓ કોમસમા એ રજુ કરનાર હતા

**કપડા સળગી ગયા**

અમદાવાદમા ભાનુમતી નામની અગાર વર્ષની કપોળ વણિક બાળાએ ગૃહકલેશને કારણે કપડા સળગાવી જીવનનો અંત આણ્યો.

**પતિદેવ**

(૧) સીઆવકેટમા એક મુસ્લીમે પત્નીનુ નાક કાપી નાખ્યુ કહે છે કે પત્નીને બેવફા હોવાનો તેને શક હતો અત્યારે હવે એ પતિદેવ ગિરફતાર થયા છે (૨) શોલાપુરના સેસન્સ જજે નરસિંહ વિષ્ણુ કુલકર્ણી નામના બ્રાહ્મણને કુહાડાથી પત્નીનુ ખૂન કરવા માટે ફાંસીની સજા કરી

**આંતરજ્ઞાતીય લગ્ન** (૧) વિસનગર તાલુકાના વાલમ ગામના વતની હાલ અમદાવાદમા નોકરી કરતા વીસનગરા નાગર યુવક શ્રી નટવરલાલ સોમલાલ અને પુદગામના વીશા શ્રીમાળી જૈન શ્રી

કેશવલાલની પુત્રી શ્રી સમુબહેન સાથે લગ્ન કર્યું. શ્રી સમુબહેન બાર માસ પર વિધવા થયાં હતાં. ( ૨ ) વડોદરામાં દશાલાડ વણિક યુવક નવીનચંદ્ર પુરૂષોત્તમ બંગડીવાળાએ વીસાલાડ વણિક યુવતી કલાવતી ત્રિકમલાલ સાથે આર્યકુમાર આશ્રમમાં લગ્ન કર્યું.

### વિદેશ

**શેરબજારમાં સ્ત્રી સામે પ્રતિબંધ :** લંડનના શેરબજારમાં સ્ત્રીઓને દાખલ કરવામાં આવતી નથી. એને માટે કાયદેસર કોઇ પણ જાતનો પ્રતિબંધ ન હોવા છતાં સભ્ય થવા માટે આવેલી સ્ત્રીની અરજીનો કદી સ્વીકાર થતો નથી આનીજ એક અરજીનો હમણા અસ્વીકાર થયો છે.

બ્રેડફોર્ડમાં શેરદલાલ તરીકે સારી સ્થિતિમાં આવી ગયેલ, એક મહિલા મીસ બ્રાડગ્લીએ શેર બજારના સભ્ય થવા માટે અરજી કરી હતી. લંડન શેર બજારે એ અરજીનો ઇન્કાર કર્યો છે છેલ્લાં ૫ વર્ષોથી બ્રેડફોર્ડના શેર બજારમાં દાખલ થવા માટે મીસ બ્રાડગ્લી પ્રયાસ કરે છે પરંતુ એમને સફળતા મળતી નથી. હવે તો તેઓ સ્ત્રીઓને શેર બજારમાં દાખલ કરાવવા માટે સરકારની દરમ્યાનગીરી મેળવવાનો પ્રયત્ન કરનાર છે.

**લેખિકાનું અવસાન :** નવલકથાકાર, નાટ્યકાર અને ચરિત્રલેખક તરીકે નામના મેળવનાર શ્રી સાહિત્યકાર મીસ ઇ. એમ. સેમન્ડસનું લંડનમાં અવસાન નીપજ્યું છે.

૧૮૯૪ માં તેનું સૌથી પ્રથમ પુસ્તક પ્રગટ થયું. એનું નામ ધી ઓટોબાયોગ્રાફી ઓફ એ મોડર્ન એમેઝોન, એ દીવસો સ્ત્રીસ્વાતંત્ર્યવાદના શરૂઆતના દિવસો હતા એટલે એ નવલકથાને તે સમયે ઘણોજ આદર મળ્યો હતો.

તે પછી તો ઇતિહાસલેખક અને ચરિત્રલેખક તરીકે તેણે પ્રતિષ્ઠા જમાવી. વિગ્રહ પછીના દિવસોમાં તેનું ફારસ ' ક્લોથ્સ અને વુમન ' વેસ્ટ એન્ડમાં ઘણો સારો સત્કાર પામ્યું હતું.

**નવલકથાકાર મેડમ આલ્બાનેસી :** લંડનમાં ગઇ તા. ૧૬ મીએ અવસાન પામ્યાં છે. તેમણે સંખ્યાબંધ નવલકથાઓ લખી છે. તેઓ અંગ્રેજ હતાં. શાહેનશાહ એડવર્ડના શરૂઆતનાં યુગની સ્ત્રી લેખિકાઓમાં તેઓ કદાચ સૌથી છેલ્લાં હતાં. એજ યુગના મશહુર લેખિકાઓ મેરી કોરેલી અને બેરોનેસ ઓરકઝી સાથે તેમની પણ ગણતરી કરી શકાય. તેઓ ઘણાં જ લોકપ્રિય લેખિકા હતાં વિગ્રહ સાથે મેરી કોરેલીના જેવી લેખનપ્રવૃત્તિનો અંત આવ્યો અને પરિણામે મેડમ આલ્બાનેસીની લોકપ્રિયતા પણ કાંઇક ઓછી થઇ. છતાં તેમણે લખવાનું ચાલું જ રાખ્યું હતું.

**કુ. જીનબેટનનો નવો રેકોર્ડ :** ન્યુઝીલેન્ડની વિમાનીબાળા મીસ જીન બેટને તેના વિમાની ઉડ્ડયનનાં સાહસોમાં એક અપૂર્વ ઉમેરો કર્યો છે. ૨૩ કલાક અને સત્તર મીનીટ જેટલો સમય પોર્ટડારવીન ખાતે વહેલાં પહોંચીને તેણે એકલ ઉડ્ડયનનો રેકોર્ડ કર્યો છે. એ ઉડ્ડયન દરમ્યાન તેને અવનવા અનુભવો થયા હતા. વળી દરમ્યાન સમુદ્ર ઓળંગીને પણ તે સહીસલામત ઓકલેંડ પહોંચી ગઇ હતી.

**વિશ્વશાન્તિનો સંદેશ :** દુનિયાના બેતાલીસ દેશોની, ચાર કરોડ જેટલી સ્ત્રીઓ તરફથી શાન્તિ-સુલેહ જાળવી રાખવાની આગ્રહભરી અપીલ કરવામાં આવી છે. ચાલુ માસની તા. ૧લી થી ડુબ્રોવની ખાતે શરૂ થએલી સ્ત્રીઓની મહાસભાની આંતરરાષ્ટ્રીય કાઉન્સીલની શરૂઆત કરવાં, એના પ્રમુખ લેડી ઇઝાબેલ, માર્શીઓનેસ ઓફ એબરડીને આ અપીલ કરી છે. સ્ત્રીઓના રાષ્ટ્રસંઘ જેવી ભવ્યતા આ બેઠકને મળી ચૂકી હતી.

પોતાના જ સ્વાર્થ માટે જીવતાં અને બીજા દેશોનો નાશ કરવાના હેતુથી સજ્જ સજાવટ કરી રહેલા દેશોએ સુલેહ-શાન્તિ માટે ભય ઉપસ્થિત કર્યો છે: એનો ઉલ્લેખ કરતાં તેમણે માનવ જાતિના કલ્યાણ માટે અત્યંત જરૂરી એવા આદરભાવ અને વ્યક્તિ સ્વાતંત્ર્ય માટે આગ્રહભરી વિનંતી કરી હતી

યુરોપની હાલની પરિસ્થિતિ વિગ્રહની આગાહી કરે એવી છે ખરી ? એવા પ્રશ્નના ઉત્તરમાં તેમણે આગ્રહપૂર્વક કહ્યું: '' ના. અમે સ્ત્રીઓએ વિગ્રહ નહિ જ થવા દેવો એવો મક્કમ નિર્ણય કરેલો છે. ઉલ્ટાંક વિગ્રહની વિરૂદ્ધ છે. યુવાનો પણ વિગ્રહ

[ અનુસંધાન પૃ. ૨૬૪-પર જુઓ. ]



# નોંધ

**નૂતન વર્ષાભિનંદન**

આ અંક પ્રકટ થયા પછીના થોડાજ દિવસોમાં, વિક્રમ સંવતનું ૧૯૯૨ મું વર્ષ પૂરૂં થશે અને ૧૯૯૩ નું વર્ષ બેસશે. એ પ્રસંગે અમે અમારા સર્વ વાચક ભાઇબહેનોને તેમજ મિત્રો શુભેચ્છકોને નવા વર્ષનાં અભિનંદન પાઠવીએ છીએ. અને આગલા વર્ષની માફકજ, આ નવા વર્ષમાં પણ અમને તેમનો સહકાર મળતો રહે એવી અભિલાષા પ્રદર્શિત કરીએ છીએ. નવું વર્ષ પણ સર્વેને સુખદાયી અને લાભદાયી નીવડે એવી અમે પરમકૃપાળુ પરમાત્માને પ્રાર્થના કરીએ છીએ.

**દીપોત્સવી અંક**

દર વર્ષની માફક અનેક પ્રકારના વાચનથી ભરેલો દીપોત્સવી અંક પ્રકટ કરતાં અમને ઘણો હર્ષ થાય છે. બીજા સામયિકોની હરોળમાં ઉભવાની હરિફાઇમાં અમે આજ સુધી કદિ પડ્યા નથી અને હવે પછી પણ પડવા માગતા નથી. અમે તો એ શુભ પ્રસંગે, અને દીવાળીના તહેવારો પૂરા થયા પછી પણ ગુજરાતી બહેનોને કાંઇક સારૂં વાચન લાંબો સમય સુધી મળતું રહે એ દૃષ્ટિએ આ અંક પ્રકટ કરીએ છીએ એટલે એમાં કલા અને રંગના ભભકા નહિ જણાય તો પણ શિષ્ટ અને સુંદર વાચન આપનાર અંકમાંથી દરેક વર્ગની રૂચિ પ્રમાણેનું મળી રહ્યા વિના રહેશે નહિ, એની અમને ખાત્રી છે તે છતાં આ વેળા અમે અમારી કેટલીક ચિત્રકાર બહેનોની કલાકૃતિઓ આ અંકમાં આપવાને સદ્‌ભાગી થયા છીએ અને દર મહિને એકાદી કલાકૃતિ, કોઇ ચિત્રરેખા બહેનની જ અપાય એવો પ્રબંધ કર્યો છે આ કાર્યમાં અમને સહકાર આપવા માટે અમે ગુજરાતના ઉત્સાહી કલાકાર ભાઇ ભાનુ સ્માર્તનો આભાર માનીએ છીએ. આ અંકમાં પ્રકટ થએલી શ્રીમતી શામી બહેન મોદી, શ્રીમતી આનુ મુકાદમ, શ્રીમતી કુમી દલાલ અને શ્રીમતી યમુના ચૌધરીની કલાકૃતિઓ અમે એ ભાઇના સહકારથી જ મેળવી શક્યા છીએ ભવિષ્યમાં પણ એમના તરફથી આવો વધુ સહકાર મળતા અમે બહેનોની કલાકૃતિઓ 'ગુણસુન્દરી' દ્વારા વખતો વખત રજુ કરી શકીશું 'ગુણસુન્દરી' માટે પોતાની કૃતિઓ આપવા માટે અમે સૌ ચિત્રરેખા બહેનોનો આભાર માનીએ છીએ.

**સાહિત્યસામગ્રી.**

હવે આ અંકની સાહિત્ય સામગ્રી તરફ નજર કરીએ ગુજરાતના લગભગ બધા જ યુવાન કવિઓની કાવ્ય પ્રસાદી આ અંકમાં રજુ થએલી જણાશે એ પૈકી કેટલીક તો ઘણી જ મનોરમ અને પ્રેરક છે કેટલાંક ગીતો વખતો વખત ગાવાનું મન થાય એવાં છે એ તો એ ગીતો કંઠસ્થ કરીને જ અમારી વાચક બહેનો સિદ્ધ કરી આપશે કવિતાની જેમ જ નાટક, વિવેચન, નવલિકા, નિબંધ, અને પરિચય લેખ એમ વિવિધ પ્રકારની સામગ્રી રજુ થઇ છે, શ્રી 'કોઇપણે' રજુ કરેલી ગીત નાટિકા, 'તપરોભના' અગાઉ પ્રકારની તેમની બે નાટિકાની હરોળમાં ઉભી રહી શકે એવી છે અને ગુજરાતી બહેનો જો ધારે તો રંગભૂમિ પર એને ઘણી જ સફળતાથી ઉતારી શકે એ ઉપરાંત શ્રીમતી સરોજિની મહેતાએ રજુ કરેલી નાટિકા 'કન્યા' પણ ભજવવા યોગ્ય હોવા ઉપરાંત, હિંદુ સમાજનો એક ગૂઢ પ્રશ્ન વિચારણા માટે રજુ કરે છે શ્રી ગિજુભાઇ અને શ્રીમતી સરોજ બહેન વ્યાસ બાળકો અને માતાઓ માટે ઉપયોગી સૂચનો રજુ કરે છે જ્યારે સ્ત્રીઓની પોતાની જ ઉદાસીનતા સંબંધમાં શ્રીમતી શારદા બહેને રજુ કરેલી બીના ગંભીર વિચારણા માગી લે છે આગામી મહિલા પરિષદ પ્રસંગે, એ પ્રશ્ન

ઠીક ઠીક ચર્ચાય એ ખાસ ઇચ્છવા જોગ છે. એવા જ પ્રકારે શ્રી. સીતારામ શર્માએ સ્ત્રી પ્રવૃત્તિ સંબંધી કેટલીક ભ્રમણાઓ દૂર કરવાનો પ્રશંસનીય પ્રયાસ કર્યો છે. સંતતિ નિયમનના પ્રશ્ન પર ડૉ. અમૃતલાલ પટેલ સ્ત્રીઓની શારીરિક હાલતને ખ્યાલમાં રાખીને ચર્ચા કરે છે. એ નવું દૃષ્ટિબિંદુ સંતતિ નિયમનના વિરોધીઓને ગળે ઉતરે તો એમનો પ્રયાસ સફળ થએલો લેખાય.

વિવેચન લેખોમાં સ્વ. શ્રી. ગોવર્ધનરામના અમર પાત્ર 'ગુણસુન્દરી' પાત્ર પરિચયનો પ્રો. અનંતરાય રાવળે એટલી સુંદર રીતે કરાવ્યો છે કે, 'ગુણસુન્દરી'નું ચિત્ર આપણી આંખ આગળ રજુ થઇ જાય છે, એવી જ રીતે બીજાં સાહિત્યનાં સ્ત્રી પાત્રોના પરિચયની આપણે તેમની પાસેથી આશા રાખીએ. શ્રી. કિશનસિંહ ચાવડા હિન્દીના સુપ્રસિદ્ધ કવયિત્રી શ્રીમતી મહાદેવી વર્માની પ્રતિભાનો ઝાંખો પરિચય પત્રદ્વારા કરાવે છે પણ એમની પાસેથી તો શ્રીમતી મહાદેવીના વિસ્તૃત પરિચયની આશા રાખેલી છે, તે પૂરી કરવાની અમે તેમને વિનતિ કરીએ છીએ. શ્રી નાગરદાસ પટેલ અંગ્રેજી અને ગુજરાતી બાળ-સાહિત્યનો પરિચય કરાવ્યો છે તે તુલનાત્મક અભ્યાસની દિશામાં નજીવા છતાં મહત્વના પ્રયાસરૂપ છે.

વાર્તાઓમાં શ્રી. જીતુભાઇ મહેતા, શ્રી. ચુનીલાલ શાહ, શ્રી. અકાલજાની વગેરેની વિવિધ રસ વ્યક્ત કરતી અને પ્રશ્નોને છેડતી છે. તેમાં શ્રી. ચુનીલાલ શાહે છેડેલો પ્રશ્ન તો આજની સૌ કોઇ શિક્ષિત બહેનોએ તો ચર્ચવા જેવો છે.' શ્રીમતી અમૃત શેરગીલનો પરિચય એક ચિત્રકાર બહેનની શક્તિનો પરિચય કરાવે છે.

આમ આ દીપોત્સવી અંક વિવિધ વાંચન સામગ્રીથી ભરેલો છે તે છતાં એમાંની ઉણપો માટે તો અમારે ક્ષમા જ માગી લેવાની રહે છે.

**કમળા નહેરુનું સ્મારક**

થોડા સમય પછી, ફરીવાર, શ્રીમતી કમળા નહેરૂ સ્મારક હોસ્પીટલ માટેનાં ફંડમાં પોતાની શક્તિ મુજબ ફાળો આપવાની અમે ગુજરાતી બહેનોને વિનતિ કરીએ છીએ. આ હોસ્પીટલ માટે રૂ. ૫ લાખની જરૂર છે અને એમાં અત્યાર સુધીમાં હજી ફક્ત ૩૩-૩૪હજાર રૂપિયાજ ભરાયા છે. હિન્દી પ્રજાએ દેશની સ્વતંત્રતા કાજે ફના થનાર શ્રીમતી કમળા નહેરૂનાં સ્મારકની ઝોળી જલદી ભરી દેવી જોઇએ. અમારી ગુજરાતી બહેનો આ ઝોળીમાં પોતાનો ફાળો નાખવા નહિ ચૂકે એવી અમે આગ્રહભરી વિનતિ કરીએ છીએ.

---

[ સ્ત્રીજગત્ : અનુસંધાન પૃ. ૨૬૨ થી ચાલુ ]

કરવા ઇચ્છતા નથી. અને છેવટે દુનીયાભરની માતાઓ પણ વિગ્રહનો વિરોધ કરે છે.

**સ્વીટઝરલેન્ડમાં** કન્સીલ ડી પ્રૈડહોમ્સના કાયદાની સુધારણાનો અભ્યાસ કરવા માટે જીનીવા સરકારે એક સમિતિ નીમી છે. તેમાં ત્રણ સ્ત્રીઓ સભ્યો ચુંટાઇ છે. એ પૈકી એક મેડમ ગોર્ડ છે. જે સંસ્થામાં આ સ્ત્રી સભ્યો નીમાઇ છે તે મતાધીકાર હોય એવી સ્ત્રી સંસ્થાઓ પૈકીની એક છે.

**નોર્વે ખાતે સ્ત્રી એલચી :** યુનાઇટેડ સ્ટેટ્સ ઓફ સોવીયેટ રશીયાના નોર્વે ખાતેના એલચી-પ્રતિનિધિ તરીકે એક સ્ત્રીની નીમણુંક થઇ છે.

ઇજનેરો અને ટેકનીશીયનોની પત્નીઓ જેઓ માત્ર ગૃહિણીઓજ છે અને જેઓ કોઇ ધંધામાં લાભદાયક રીતે રોકાયલી નથી તેઓ તેઓના પતિઓના ધંધા અનુસાર સંગઠિત થવા લાગી છે. મોસ્કોમાં તેમણે તાજેતરમાંજ પરિષદ ભરી હતી. એના જુદા જુદા પક્ષોની સાંસ્કૃતિક અને સામાજીક પ્રવૃત્તિઓના હેવાલો રજુ કરવામાં આવ્યા હતા. તેઓ કારખાનાઓમાં બાગો બનાવે છે, બાળકો માટે બાળગૃહો બનાવે છે; બાળકો માટે રેસ્ટોરાં અને સેનેટોરીયમો ચલાવે છે અને સ્ત્રીઓ માટે બધાય પ્રકારના અભ્યાસક્રમો પણ યોજે છે. આ રસપ્રદ અને કીમતી કાર્ય છે. ઘણુંજ કીમતી કાર્ય થાય છે એટલા માટેજ નહિ પણ, જે કાર્ય ઉપર તેઓ જીવે છે તે કામ સાથેની એકરૂપતા એ બતાવે છે.

**બે સ્થાને સ્ત્રીઓ નીમાઇ :** ડેનમાર્કની સ્ત્રીઓને ભારે સંતોષ થાય એવી બે નીમણુંકો થઇ છે. મીસીસ ઇલાસાબે રાજ્યની એક્સપેરીમેન્ટલ ઇન્સ્ટીટ્યુટના ખાતાના વડા તરીકે નીમવામાં આવી છે. આવીજ રીતે પહેલીજવાર સ્ત્રી ઇજનેરને સ્થાન મળ્યું છે. ડૉ એલન પેડરસનસાયના ક્ષયના સેનીટોરીયમના વડા તરીકે નીમાયાં છે. આ સ્થાન માટે ૮ ઉમેદવારો હતા તે પૈકી ડૉ એલન એકજ સ્ત્રી ઉમેદવાર હતાં.

**ચેકોસ્લોવાકિયામાં ચુંટાઇ :** બેલ્જીયમની ચેમ્બરની તાજેતરમાં થએલી ચુંટણીમાં સમાજવાદી સભ્ય ઇસાબેલા બ્લુમ ચુંટાઇ છે. છેલ્લી પાર્લામેન્ટમાં માત્ર તેઓજ એક સ્ત્રી સભ્ય હતાં.

"ગુણસુન્દરી"

# બાલવિભાગ

તન્ત્રી: સોમભાઇ પરેલ,
C/o ધી ન્યુ ઇરા સ્કૂલ, મુંબઈ, ૭.

વર્ષ ૬ : અંક ૧૧ | પુસ્તક ૬ | નવેમ્બર : ૧૯૩૬

## કૂચ કદમનું ગીત

આજ રજા : કાલ રજા : રોજ રજાની મોજમજા !
રમવાની રજા : ખીલવાની રજા !
રજા ; રજા : રજા : સ્વતંત્રને મજા !
હરો : ફરો : કળા કરો : રજા : રજા : મજા !
આજ મજા : કાલ મજા : રોજ રજાની મોજમજા !
મજા : મર્જ : મજા : સ્વરાજ્યની મજા !
તજો કજા : કરો મજા : ધરો ધજા ધજા !
આજ ધજા : કાલ ધજા : રોજ ધજાની મોજમજા !
ધજા : ધજા : ધજા : સ્વદેશની ધજા !
ધરો ધજા : કરો મજા : રજા : રજા : રજા !

. લલિત

# ગલુડીયાંની પૂંછડી

'કેમ દોસ્ત, ચાલ ફરવા જઈશું ?'

'અરે, જગદીશ ! તું અત્યારે આટલા તડકામાં કયાંથી ?'

'વસંત, દોસ્ત હવે આ તારા પાઠને બંધ કરને ભાઈસા'બ; રવિવારને દિવસે પણ તું તો કુતરાંની માફક 'લખ લખ'જ કર્યા કરીશ ? ચાલ વિકટોરીયા ગાર્ડનમાં જઈએ, તારાં પોથાં સંકેલ, ઉઠ, ઉઠ શું વિચાર કરે છે ?'

'લેને ભાઈ, આ ઊઠયો. તને ના કહેવાશે. પણ અત્યારે તડકામાં તે ફરવાનું તારા ચક્કેલ ભેજામાં કયાંથી આવ્યું, તોફાની, તું તો એવોજ છે.'

'હવે ચાલને, પંચાત શું કરવા કરે છે; નહિ તો તારૂં દફતર ને તારાં થોથાં હમણાં ઉડી પડશે. ચાલ, ચાલ, ભણીને પાછો પોપટ થઈને ઊડી જતો નહિ; નહિ તો પાછા જગાકાકા તને ગોતશે કયાં ?'

'તું તો મશ્કરોજ છે. એવું શું કહે છે.'

'ચાલે છે કે ચાલ્યો જાઉં. તો પછી તારે ને મારે....'

'લે, લે. એમાં ભાઈ જલ્દી રીસાવાયે મંડી પડયા.'

વસંત દફતરમાં ચોપડાં ભરીને જગદીશ સાથે ચાલતો થયો.

રસ્તામાં ગપાટા મારતા તેઓ બગીચામાં આવી પહોંચ્યા.

બગીચામાં જઈ એક બાંકડા ઉપર બેસતાંજ જગદીશે કહ્યું.

'એઈ જો તો, પેલું ઝાડ નીચે કોણ સૂતું છે ?'

'એ તો માળી છે. પેલો ઘરડો ડોસો.'

'ચાલ, તેની પાસે જઈને કહીએ કે આપણુંને થોડાં ફૂલ આપે.

'ચાલો.'

'અરે, આ તો ઊંઘે છે. તેની આંખો તો બંધ છે અને મોઢું ઉઘાડું છે. વસંત એક પથરો આપ તો. આપને, શું જુએ છે ?'

'શું કરીશ ?'

'આ ડોસલાના મોઢામાં મૂકીને નાસી જઈએ. પછી જોઈલો....મજા.'

'અરે મૂર્ખા હું તો કેવો તોફાની છે. એવું કરશું તો આ ડોસો ઉઠી જશે ને બંનેને મેથીપાક ચખાડશે. ચાલ પેલે બાંકડે.'

'તું તો બીકણુજ છે. આપણે જલ્દી નાસી જઈશું. પણ તને એક વાત કહું, પેલી તારા ઘર પછવાડે વાડામાં એક કુતરી વિયાઈ હતી તેનાં બચ્ચાં આપણુંને અત્યારે મળશે ? ?

'તો ?'

'તો શું, ચાલ એક પકડી આવીએ. અને પછી આ ડોસલાની લાંબી ચોટલી સાથે બાંધી દઈએ. પછી જોઈલો મજા. આહા ! કેવી મજા ! હેં ?'

'તું તો એવીજ તોફાની છે હું તો તેવું કંઈજ....'

'એમ, તારે જોવું છે ? ચાલ્યો જા; તારે ને મારે આજેથી...'

'પણ જગદીશ, નકામો શા માટે માર ખાવો, તે જરૂર જાગી ઉઠશે. ચોટલી તણાશે કે ડોસો જાગીને બન્નેને કોપરાપાક, મેથીપાક, આલમપા....'

'ફોશી, ડરપોક, બીકણ છોકરી. હું તને કહું તેમ જો તું નહિ કરે તો ચાલ્યો જા. આવા તે દોસ્ત હોય ?'

'પણ... '

'પણ બણ કંઇ નહિ. આવે છે કે નહિ ?'

'ઠીક ભાઈ ચાલ, તારું માનીને પણ માર ખાવાનો છે ને ?'

બન્ને જણ પોતાની શેરીમાં પાછા આવે છે કુતરી ગલુડીયાં ધવરાવે છે. બન્ને જુએ છે

'વસંત, થોડીવાર બેસીએ, હમણાં કુતરી ચાલી જશે.'

'હા, હા,'

કોઇએ તૂ તૂ તૂ કર્યું એટલે કુતરી રોટલો ખાવા દોડી ગઇ.

'હાશ, હવે ઠીક મજા પડશે. પેલું લાલ લઇ લઇએ જા, તું તારે ઘેરથી થોડી રોટલી લઈ આવ. ત્યાં સુધી હું તેને અહિં રમાડું છું; જલ્દી.'

વસંત રોટલી લઈને આવે છે થોડી થોડી રોટલી ખવરાવતા બન્ને બગીચામાં ઝટપટ જ્યાં માળી સૂતો છે ત્યાં દોડી જાય છે.

'જો, મારી પાસે આ સુતરની દોરી છે. હું દોરીથી પૂંછડીને ચોટલી બાંધું છું. તું તેને થોડી થોડી રોટલી ખવરાવજે હો !'

ગલુડીયું પૂંછડી હલાવતું હલાવતું રોટલી ખાય છે. જગદીશ ચોટલી અને પૂંછડી બાંધે છે.

'જગદીશ, પણ જો....'

'જો વળી પાછો ?'

'ઠીક, તારી મરજી.'

ધીમેથી ગાંઠ વાળે છે પાછું ખેંચી જુએ છે. ઢીલું થઇ જવાથી પાછું જોરથી બાંધે છે. ત્યાં તો ગલુડીયે 'વાઉ, વાઉ, વુ ય, વુ ય, વું, ઉંય.' કરતાં ખેંચવા માંડયું, ને ચોટલી જોરથી ખેંચાણી ત્યાં તો ઘરડો માળી 'વોય વોય,' કરતો સફાળો બેઠો થઇ ગયો ને બન્ને છોકરા નાઠા. માળીએ દોડીને બન્નેને પકડયા. બન્નેને મારવા માંડયું. 'સાલા અહિં કયાંથી મૂઆ, તમારાં માવતર છે કે મરી ગયાં ? ચાલો પોલીસ પાસે...' લઇને માળી તો બન્નેને પકડી ચાલ્યો પોલીસ પાસે.

'એ ભાઇ સા'બ, કાકા ભૂલી ગયા....એ...એ ... .......' જગદીશે કહ્યું.

'આવા ધંધા કરો છો ને ભુલી ગયા,' ને ગાળો સંભળાવતાં ઉપરા ઉપર તમાચા દેવા માંડયા. બન્નેએ ખૂબ રાગ કાઢીને રડવા માંડયું.

ત્યાં તો વસંતના કાકા રેલ્વે ઑફીસમાંથી નીકળ્યા. ' એય શું છે ? છોડી દે, છોડી દે, છે શું ? '

' અરે ભાઇસા'બ ! આ છોકરાંએ તો મારી રોઝડી કરી. પણ....એ મારી ચોટલીને ગલુડીયાંની પૂછડી સાથે બાંધી. હું સૂતો'તો પછી ...'

' મૂકી દે. ભાગો આ તો છોકરાં કે વદરાં ! '

બન્નેને છોડયા તેવા મુઠ્ઠીઓ વાળીને નાસી ગયા.

બીજે દિવસે નિશાળને દરવાજે બન્ને મળ્યા. જગદીશે વસંતને કહ્યું ' એય વસંત ગલુડીયાની પૂંછડી હા....હા. હા. ' દાંત કાઢતો તે નિશાળમાં ઘૂસી ગયો. અને વસંતે હોઠ પીસ્યા.

ગુલાબસિંહ બારહટ

---

# છાપુ

" એય ! છાપુ. "

" એ ભાઇ ! છાપુ આપોને. "

" એને ના આપતા, મને આપો. "

" ના. ના. એની પાસે ઘણાં છે. એને ન આપતા. મને આપો. "

કનુ અને મનુ બન્ને પાડોશી છોકરાં હતાં. બન્ને સાથે જ રમતાં, જમતાં ને ભણતાં. તેમનાં ઘર રસ્તા ઉપર પડતાં હતાં. સવારસાંજ થઇને તેમના ઘર પાસે હજારો મીલમજુરો જતા આવતા. દરેકે દરેક પોતાની સ્થિતિ અનુસાર ચાલતાં, હસતાં, વાતો કરતાં. કેટલાંક ચાલતાં જતાં તો વળી કેટલાક સાયકલ પર જતાં. આખોયે દિવસ ત્યાં માણસો ને વાહનોની અવરજવર રહેતી. તેઓને જોવામાં તેમનો આખોયે દિવસ કયાં ચાલ્યો થઇ જતો તેનું તેઓને લગીરે ભાન ન હતું

ઉનાળાની રજાઓ પડી હતી. તેઓના ઘર પાસે થઇને રોજરોજ નાટક, સીનેમાઓની ગાડીઓ ને લારીઓ જતી. તેઓ હોંશભેર છાપુ લેવા દોડતા. પણ તેમની નગ્નતા ને અર્ધ ઉંચાઇ જોઇ છાપુ વહેંચનારા આપખુદી અમલદારો તેઓને ગાળ ભાંડી કાઢી મૂકતા. સાંજે મીલો છુટતી અને હજારો મજુરો કામ પરથી કંટાળી, શાંતિનો શ્વાસ લેવા પોતાના ઘર તરફ જલદી જલદી કરતા. તેના તેજ આપખુદી અમલદારો તેઓને છાપુ આપતા. જો કે તેમાંના ઘણાય તે છાપા પર બેદરકારી બતાવતા; છાપુ લેવાની સ્હેજ પણ તમન્ના ન કરતા છતાંય તેઓ તેમને છાપાં પધરાવતા—તેમના પર વગર માગે ફેંકતા, મનુને તેઓની આવી રીતભાત પર ઇર્ષા થતી. તેને સમજ ન્હોતી પડતી કે તેઓ આટાને—જેઓને તેની સ્હેજ પણ કિંમત નથી—તેઓને છાપાં આપે છે-વળગાડે છે.

ને પછી કનુ ને મનુ રસ્તા પર ઉભા રહી. " એય છાપુ ! એય છાપુ " કરતાં, જતાં આવતાં મજુરો પાસેથી છાપુ આપ્યા પહેલા તો તેમના હાથમાંથી લઇ લેતાં. કેટલાક છાપુ આપી દેતા તો વળી કેટલાક સીનેમા શોખીનો, પોતાના તુમાખીપણામાં " હટ, હવે " કહી તેમને ધુતકારી કાઢતા. માનાપમાનનો રહેજ પણ ભેદભાવ રાખ્યા વગર તેઓ બમણા ઉત્સાહથી આગળ વધતા ને બીજાઓની પાસે છાપાની મ ગણી કરતાં.

" જો મનુ ! મારી પાસે કેટલાં બધાં છાપાં છે ? "

" મારી પાસે આઝાં બધા છે. "

" જા જા, હવે. તારાથીં તો મારો પાસે વધારે છે. "

" એસ, એમ, હવે, મારી પાસે ઘણા બધા છે. "

" મારી પાસે સો છે. "

" તો મારી પાસે હજાર છે. "

" મારી પાસે લાખ છે. "

" મારી પાસે આખું આભલું ભરાય એટલાં છે, બોલ. "

ને આમ બન્ને મિત્રો છાપાની હોડ બકતા ને અનહદ આનંદ લૂંટતા લૂંટતા પોતાનો દિવસ ખુબજ આનંદ ને ઉમંગમા વ્યતિત કરતા.

૨

આવી રીતે એક દિવસ કનુ ને મનુ બન્ને છાપા એકઠા કરતા હતા. એટલામા જમવા જવાનો વખત થઇ જવાથી મનુની બા તેને તેડવા આવી. મનુ તો છાપા ભેગાં કરવા એટલો તો એકાકાર બન્યો હતો કે તેને તેની આજુબાજુ શું થઇ રહ્યું છે તેનું પણ પૂરું ભાન ન હતું. તેની બાએ જ્યારે જમવા જવા માટે તેને બૂમ મારી ત્યારે તેણે રમતમાં ને રમતમાં તેનો ઇન્કાર કર્યો. આથી તેની બા તેના પર ખુબજ ખીજાઇ. તેનો હાથ પકડી તેને ખુબજ માર્યો. તેના ભેગા કરેલા બધાય છાપા ફાડી નાખ્યા. ને તેને ઘેર જઇ એક અંધારી ઓરડીમા પૂર્યો. મનુ ખૂબ અંધારું જોઈ એકદમ બીધો. તેને બીકનો માર્યો તાવ ચડયો તેણે બહાર નિકળવા માટે તેની બા પાસે ઘણી ઘણી માફી માગી, આજીજી કરી, ધમપછાડા કર્યા પણ તેની બાએ તેને સુધારવાની મક્કમ પ્રતિજ્ઞા કરી હતી. તેને છાપા ભેગા કરવાની નિર્લજ્જ ટેવમાંથી મુક્ત કરવાની તેની ઉંડી ઉંડી અભિલાષા હતી. ઘણા ઘણા પ્રયાસો કરવા છતાં પણ તેની બાએ તેને બહાર ન કાઢયો તે ન જ કાઢયો ને મનુ ભૂખ, તરસ ને તાવની અસહ્ય પીડાથી જમીન પર પટકાઇ પડયો.

મોડી રાતે તેની બાએ ઓરડી ઉઘાડી જીવંત મનુને બદલે મનુનું શબ જેવું નિષ્ચેતન શરીરજ હાથમાં આવ્યું. તાબડતોબ બે ત્રણ દાક્તરોને બોલાવવામા આવ્યા. પણ કોઇજ તેનો રોગ પારખી શક્યું નહિ. દવ આપી, ફી લઇ, તેઓ ચાલ્યા ગયા. ત્યાં બેઠેલાં બધાંએ માણુસોએ તેના જીવવાની આશા છોડી દીધી.

મનુ લવરીએ ચડયો: તે લવવા લાગ્યો

" જો કનુ ! મારી પાસે આટલાં બધાં છાપાં "

" પણ મારી પાસે તો આખું અભલું ભરાય તેટલાં બધા છાપાં છે. "

" તો મારી પાસે એવા સો આભલાં ભરાય તેટલાં બધાં છાપાં છે. "

" પણ તારી બા તારાં બધાં છાપાં ફાડી નાખશે તો તું શું કરીશ ? "

" પણ મારી બા એવી નથી કે મારી ઇચ્છા વિરૂદ્ધ મારાં બધાં છાપાં ફાડી નાખે. મારી બા તો બહુજ લાડ કરે છે. મને સારું સારું ખાવા આપે છે. મારી બા કદીય મારાં છાપાં ફાડી નજ નાખે. "

ને એટલામાં ત્યાં બેઠેલા એક વૃદ્ધ કાકાએ પોતાના બહોળા અનુભવથી કહ્યું,

" બહેન ! તમે એનાં છાપાં ફાડી નાખ્યાં છે ? "

ને મનુની માતાની આંખો આંસુ વહેવા લાગ્યાં.

" બહેન ! તમે તેનાં છાપાં ફાડી નાખ્યાં તેનોજ આ તાવ છે. જો તેનો તાવ ઉતારવો હોય તો આખાયે ઓરડાને છાપાથી ભરી દો: છાપાથી શણગારી દો. "

ને જોતજોતામાં તેના કહેવા મુજબ આખાયે ઓરડાને છાપાથી ભરચક ભરી દેવામાં આવ્યો: વ્યવસ્થિત ગોઠવી દેવામાં આવ્યો.

ને નાનાં, મોટાઃ મેલા, ગંદાઃ પોળનાં છોકરાંઓને ત્યાં બોલાવવામા આવ્યાં–ભેગા કરવામાં આવ્યા દરેકને એકેક મોસંબીની ચીરી ને એકેક છાપું આપવામા આવ્યું. કનુને બેચાર છાપાં વધારે આપવામાં આવ્યાં. ને બધાયે છોકરાઓ મોસંબીની ચીરી ચાટતાં ચાટતાં, છાપાની હોડ બકતાં ત્યાં ધમાચકડી કરવા લાગ્યાં.

વૃદ્ધે મનુની પથારી પાસે જઇ તેના કાનમાં કહ્યું.

" મનુ ! જો ઉઠ. તારે તો ભગવાન જેટલાં છાપાં. "

ને મનુએ ધીમેથી આંખ ઉઘાડી.

" મનુ ! જો જો તારે ભગવાનથીય વધારે છાપા. જો જો આટલાં બધાં છાપાં કોનાં છે ? કનુનાં છે ? ના, ના, એ તો બધાં તારાં છે. જો ઉઠ, તારે તો ભગવાનથીય વધારે છાપાં. "

" મારે ભગવાનના જેટલાં છાપાં. મારે ભગવાનથીય વધારે છાપાં. " ને મનુ એકદમ પથારીમાં બેઠો થઇ પથારીમાં ફરતો ફરતો ઉપર મુજબ ગાવા લાગ્યો.

ને બધાય એકઠા થએલા છોકરાઓએ તેનુ ગીત ઝીલી લીધું ને બધાય ફેર-કુંદડી ખાતા ગાવા મંડી પડયા.

શાંતિમાંથી આખુયે વાતાવરણ સંગીતથી ગાજી ઉઠયું.

ને થોડીવાર પછી મનુ માતાની ગોદમાં લપાઇ કહેવા લાગ્યો.

" જો બા ! મારે ભગવાનથીય વધારે છાપા. ચાલો બા આપણે જમવા જઇએ. મને કેટલું બધું મોડું થયું. તને ગમ નથી પડતી ! મારું પેટ પાતાળમાં પેસી ગયું છે. મને ભૂખ લાગી છે. બા મને ભૂખ લાગી છે. "

ને બીજે દિવસે મનુ તદ્દન સાજો થઇ ગયો.

જયંતીલાલ શાહ

# ત્યાગ

ઘણાં ઘણાં વર્ષો પૂર્વે અયોધ્યામાં દશરથ નામે રાજા રાજ કરે. તેને ત્રણ રાણીઓ-કૌશલ્યા. સુમિત્રા અને કૈકેયી. તે વખતે રાક્ષસો પ્રજાને બહુ બહુ રંજાડતા. તેથી દશરથ રાજાને ઘણીયે વાર તેમની સામે લડવું પડતું. એક વખતે રાજા પોતે પોતાની રાણીઓ સાથે રથમાં બેસી રાક્ષસો સાથે લડી રહ્યો છે; તેવામાં એના રથની ધરી ભાંગી ગઇ. બહાદુર કૈકેયીએ પોતાનો હાથ ત્યાં ધરી દીધો અને રથને પડતો અટકાવ્યો. યુદ્ધ પૂરું થયું. રાજાએ જોયું તો કૈકેયીના હાથનો કૂચો વળી ગયો હતો. રાજાએ કૈકેયીને ઘણી શાબાશી આપી, વરદાન માગવા કહ્યું. કૈકેયીએ જવાબ વાળ્યો, કે, 'રાજાજી, વખત આવ્યે માગીશ.'

રાજા-હવે પોતાની પાછલી વયમાં છે. દેવકૃપાથી આ વયમાં એને ચાર પુત્રો થયા હતા. કૌશલ્યાને પેટે રામ-સુમિત્રાને લક્ષ્મણ અને કૈકેયીને ભરત અને શત્રુઘ્ન. ગાદીનો વારસ પાટવીપુત્ર રામ ગણાય. વૃદ્ધત્વને લીધે રાજાથી રાજ્યકારભાર બરાબર થતો નથી રાજાએ રામને ગાદી આપી જંગલમાં તપ કરવા જવાનો વિચાર કર્યો.

સારાય શહેરમાં અને રાજ્યમાં રાજાની આ ઇચ્છા જાહેર કરવામાં આવી. પ્રજા રામને ઘણી ચાહતી. રામનું શીલ અને વર્તન જોઇ બધાયે એના ઉપર ઓવારી જતાં. પ્રજામાં આનંદ આનંદ થઇ ગયો. રાજ્યાભિષેકના દિનની બધાં રાહ જોઇ રહ્યાં હતાં. એવામાં એક જીવને આ બધાંના આનંદને હણવાનું યોગ્ય લાગ્યું. તે જીવ તે કૈકેયીની દાસી મંથરા. તેણે એની રાણીસાહેબને કહ્યું, 'બા, કાલે રામ રાજા થશે. અને તમારે આખુંયે જીવન એના કબજામાં રહી કાઢવું પડશે. આ ગુલામી તે શે વેઠાય ?' ચતુર અને રાણી કૈકેયીના કાનમાં ઝેર રેડાયું. તેણે પોતાના પુત્ર ભરતને ગાદી મળે એમ ઉપાયો શોધવા માંડ્યા. દાસીજાત, ચતુર અને ચાલાક તો ખરીજ. તરતજ એણે કૈકેયીને કહ્યું, કે, 'પેલું વરદાન આજેજ માગી લ્યોને. 'ભરતકુમાર' રાજા થાય અને રામ સાધુવેષે ચૌદ વર્ષ વનમાં રહે.' ભાનભૂલી કૈકેયીએ 'હા' ભણી.

રાજ્યાભિષેકનો દિવસ આવી લાગ્યો. આનંદે ઉભરાતી પ્રજાને શી ખબર કે, એમનો આનંદ માત્ર ક્ષણજીવી છે. રાજા કૈકેયીના મહેલમાં આવ્યો. ત્યાં જુએ તો કૈકેયી તો એક અંધારા ઓરડામાં ફાટયાંતૂટયાં કપડાંમાં પડેલી. રાજાએ આનું કારણ પૂછ્યું. કૈકેયીએ રોફથી જણાવી દીધું, કે,

'મારે આમ રામની ગુલામ થવું નથી. ક્ષત્રિયધર્મ સાચવવો હોય તો, મારું પેલું વરદાન આજે જ આપી દો. મારો ભરત રાજા થાય અને પેલો રામ સાધુ વેષે ચૌદવર્ષ વનમાં રહે, એ વરદાન મારે જોઇએ' આ સાંભળતાં જ, રાજાને વજ્રપાત થયો હોય એમ મૂર્છા આવી ગઇ, અને તે જમીન ઉપર ઢળી પડયો. અન્તે મરી પણ ગયો.

થોડીક વાર અને તપાસ પછી આ દુઃખદ સમાચાર વીજળી વેગે બધે ફેલાઇ ગયા. રામને ખબર પડતાં જ, તે કૈકેયીની વંદના માટે ગયા, અને તરત જ રાજ્યનો

ત્યાગ કરી વનમાં જવા નિશ્ચય જણાવી દીધો. પિતાનું વચન પાળવા એ મરણને નોતરવા પણ તૈયાર હતા. રામનાં પત્ની સીતાને ખબર પડતાં, તે પણ પતિની સેવાર્થે રામ સાથે જગંલયાત્રાએ નીકળી પડયાં. પેલા ભ્રાતૃસેવાની મૂર્તિ લક્ષ્મણજી તો કોઇના રોકયા રોકાયા જ નહિ ને. એ તો કહે, જ્યાં રામ, ત્યાં આરામ ' એ પણ રામ અને સીતાની સાથે થયા. ત્રણે જણાંએ વનનો રસ્તો લીધો. પણ હવે રાજ્યનું શું ?

ભરત અને શત્રુઘ્ન તો આ વખતે મોસાળમાં હતા. તેમને તરત જ તેડાવવામાં આવ્યા, પુત્રઘેલી કૈકેયીના હ્રદયમાં આનંદ ઉભરાતો હતો. ' ભરત ' રાજા થશે, એ વિચારથી એને ગલગલીયા થતાં. ભરત અને શત્રુઘ્ન આવી પહોંચ્યા. ભરતને રામના વનવાસ અને પિતાજીના મૃત્યુની ખબર પડતાં, એ ઘણો દિલગીર થયો. પણ શુ થાય ? એટલામાં, ' એ રાજા થવાનો છે, ' એમ ખબર મળી. આ ખબર મળતાં જ એ મહેલ છોડી, રામની શોધમાં નીકળી પડયા. મળેલા રાજ્યને ઠોકરે મારી એ પણ ભ્રાતૃભક્તિ કરવા નીકળી પડયા. પોતાને મળેલું રાજ્ય છોડી દેવું એ કંઈ નાનો સૂનો ત્યાગ કહેવાય ? રામે પિતૃભક્તિમાં રાજ્યનો ત્યાગ કર્યો, તો ભરતે ભ્રાતૃભક્તિમાં રાજ્યનો ત્યાગ કર્યો. રામ અને ભરત બન્ને સરખી જ ત્યાગ મૂર્તિઓ ગણાયને ? કૈકેયીના દુઃખનો પાર રહ્યો નહિ. એને સાન આવી રામના ગુણ યાદ આવ્યા અને પશ્ચાતાપના અગ્નિમાં એ બળવા લાગી. છેવટે, ભરતે રામને શોધી કાઢયા. એમને બહુ બહુ વિનવ્યા, પણ એ પિતાની પ્રતિજ્ઞા પૂરી થયા સિવાય કયાંથી અયોધ્યાનું રાજ્ય લઇ શકે ? છેવટે, એમણે પોતાની પાદુકા આપી ભરતને કહ્યું, કે, ' આ પાદુકાને મારી પ્રતિનીધિ માની, એના નામે રાજ્ય ચલાવજો. "

ભરતજી ઘેર આવ્યા. રામનો આદેશ બરાબર ઉઠાવ્યો. અને રાજ્ય વ્યવસ્થિત કરી વનમાં તપ કરવા ચાલ્યા ગયા. સહેજે મળતા રાજ્યને ઠોકરે મારવું, એ કેટલો મોટો ત્યાગ કહેવાય ? અને ભરતજી કેટલા મહાન ત્યાગી ગણાય ?

---

## વાદળિયો

આકાશે આ સેના કયાંથી
આ વી ને ઉ ભ રા ય ?
એક પગાડી બીજી નાની
વા દ ળી ઓ લ પ્પા ય. ૧

છાનીમાની ઉતરી આવે,
જળબિંદુ સંતાડી લાવે;
ઝરમર કેવાં મોતી વરસે,
દુનિયા સઘળી ' નહાય. ૨

ફૂલ પાંદડીઓ . રંગબેરંગી,
ચમક ઠમકતી કળિયો જાગી;
રસબિંદુએ નહાવા લાગી,
સરિતા કેવી થનગન થાતી ? ૩

લીલી સાડી અંગે ધારી,
ધરતી હોંસે હોંસે વારી;
અંતરના કેં કૂજન ઠારી,
અર્પે મીઠાં ધાન્ય દુલારી. ૪

નટુભાઇ

આ માસિક વડોદરા-રાવપુરામાં ધી લુહાણામિત્ર સ્ટીમ પ્રિં. પ્રેસમાં અંબાલાલ વિઠ્ઠલભાઈ ઠક્કરે પોતાને માટે છાપી અને તેજ ઠેકાણેથી પ્રસિદ્ધ કર્યું. તા. ૫-૧૧-૩૬.

Registered No. B. 1775



# જે હાથ ઝુલાવે પારણું તે જગત પર શાસન કરે...

આ જુની કહેવતમાં યુગોના અનુભવનો નીચોડ છે. અનાદિ કાળથી માતા માનવતાની સંરક્ષક બની રહી છે કુટુંબ અને રાષ્ટ્રના ભાવિની યોજના અને ઘડતર કરનાર તેજ છે. કોઇ પણ ગૃહિણી અંતર્ગત ભયને નોતર્યા વિના આ પવિત્ર ફરજની અવગણના કરી શકે નહિ માતાએ ગૃહની દૈનિક જરૂરિયાતો અને સગવડો તરફજ ફકત જોવાનું નથી, પરંતુ તેણે કુટુંબના ભાવિને નિશ્ચિંત બનાવવાની યોજના પણ કરવી જોઇએ. પુરૂષો સ્વાભાવિક વર્તમાન જરૂરિયાતોમાં ગુંથાયલા રહે છે અને સ્ત્રીઓએજ દીર્ઘદૃષ્ટિથી ભાવિની ઝાંખી કરવી પડે છે. તમારી આ પવિત્ર ફરજ તમે અદા કરી છે ? વોર્ડનની પોલીસીનું નજીવું પ્રીમીઅમ ભરવાને તમારી કરકસરથી તમારા પતિને શકિતશાલી બનાવો. પોતાના હજારો દેશબંધુઓનું ભાવિ નિશ્ચિંત બનાવવાને વોર્ડન છેલ્લાં થોડાંક વર્ષથી દેશને પડખે મકકમતાથી ઉભી છે. કુટુંબવાળાઓ માટે અનેક સગવડો સાથેની અત્યંત વિશ્વાસપાત્ર પોલીસી વોર્ડનની છે એનું થોડું પ્રીમીઅમ, પોલીસી રદ થવા સંબંધી અને ખર્ચનું ફાયદાકારક પ્રમાણ અને નવા કામની વધતી જતી ભરતીથી એને પ્રજાનો અચળ વિશ્વાસ મળ્યો છે.વોર્ડનનું મફત મળતું પ્રોસ્પેકટસ મંગાવવાનો વડીલોને આગ્રહ કરી કુટુંબના હિતનું પ્રથમ પગલું તમે આજે જ લ્યો.

આર્થિક દૃષ્ટિએ સ્વતંત્ર થાઓ !

પોતાના ફુરસદના સમયનો કંપનીના પ્રતિનીધિ તરીકે સદુપયોગ કરવા ઇચ્છતી ચપળ અને બુદ્ધિમતી મહિલાઓ માટે સ્વતંત્ર કમાણીનું નવું ક્ષેત્ર ખુલ્લું છે. ખાસ લાભ સાથે ઉજ્જવલ ભાવિ તેમની રાહ જુએ છે. સામાજીક ક્ષેત્રમાં કામ કરતી-લાગવગ ધરાવતી બ્હેનો શરતો માટે જરૂર પત્રવ્યવહાર કરે.

# વોર્ડન ઇન્સ્યુરન્સ

રીચીરોડ

કંપની **અમદાવાદ** લીમીટેડ

અને





આદ્યતંત્રી અને સ્થાપક : શ્રી જયકૃષ્ણ વર્મા, હાલ દીવાન સાહેબ લુણાવાડા રાજ્ય.

| વ્યવસ્થાપક : | તંત્રી : | પ્રકાશક : |
|---|---|---|
| નટવરલાલ એ. ઠક્કર | યજ્ઞેશ હ. શુક્લ | અંબાલાલ બિ. ઠક્કર |
| પ્રિ લુહાણામિત્ર પ્રિં. પ્રેસ, | તંત્રી : બાળવિભાગ : | 'ગુણસુન્દરી' કાર્યાલય : |
| વડોદરા | સોમભાઈ પટેલ | ૧૧૪, વિઠ્ઠલભાઈ પટેલ રોડ, મુંબઈ, ૪ |

મુંબઇ મહિલા પરિષદ



મુંબઇ મહિલા સમાજના આશ્રયે મુંબઇની મહિલાઓની વાર્ષિક પરિષદ તા. ૭ મી નવેમ્બરે મીસ ગુલેસ્તાન બહાદુરજીના પ્રમુખપદે મળી હતી. તે પ્રસંગે પ્રમુખબહેન ઉપરાંત બીજા કાર્યકર બહેનોનું લેવાયલું છબી ચિત્ર.

## મહાત્માજીની શિલ્પ પ્રતિમા



જાણીતી અંગ્રેજ શિલ્પી શ્રી મીસીસ ક્લેર શેરીડને કોતરેલી મહાત્માજીની આ શિલ્પપ્રતિમા ફ્રાન્સના મશહૂર કલા માસિકોએ ખૂબ વખાણી છે

[ 'જન્મભૂમિ 'ના સૌજન્યથી ]

# ગુણસુન્દરી

અને સ્ત્રીહિતોપદેશ

પુસ્તક ૨૭મું | ડીસેમ્બર : ૧૯૩૬ | અંક ૪ થો


# સાહિત્યમાં સ્ત્રીનું સ્વરૂપ

મહાત્મા ગાંધીજી

……અમદાવાદમાં બારમું ગુજરાતી સાહિત્ય સમેલન, તા. ૩૧ મી ઓકટોબર, તા. ૧-૨ જી નવેમ્બરને રોજ મળી ગયું તેમાં મહાત્માજીએ કાઢેલા ઉદ્દગારો……

જ્યોતિસંઘના કેટલાક ઠરાવો મારી પાસે આવ્યા છે. એ ઠરાવોનું રહસ્ય એ છે કે આજનું સાહિત્ય સ્ત્રીને ઉંચે ચઢાવનારૂં નથી, પણ નીચે ઉતારનારૂં છે. હું સાહિત્યનો વાંચનાર ન કહેવાઉં, જો કે મેં સાહિત્ય વાંચ્યું છે પણ બહુ થોડું વાંચ્યું છે અને થોડું વાંચ્યું છે એટલે ઘણું પચાવવાની મેં શક્તિ કેળવી છે, એટલે આપણાં પુસ્તકો અને છાપાંઓમાં શું શું હશે એનો થોડો ઘણો ખ્યાલ મને છે અને મને લાગે છે કે આમ-જતા જમાનાના સાહિત્યકારોના કરતાં સ્ત્રીને વધારે સારી ચીતરી છે. ગોવર્ધનરામભાઇને તો હું પૂજ-નારો, એમણે સ્ત્રીજાતિનું બારે સન્માન કરેલું છે,

## અનંત ઉચાટે

એક અનંત ઉચાટે
વિચરું ભવભવને ઘાટે.

ક્ષિતિજ કિનારે પાંખ પછાડું,
દિગન્તને ઉંબર ડગ માંડુ,
સૂર્યતણી પરકમ્મા કોટિ
આદરું ઘુમ માટે. વિચરું.

જીવનનાં બાથાં લઈ બાંધી,
મૃત્યુતણા વનવગડા વીંધી,
કાળકિનારે બટકું હરદમ
તત્ત્વદર્શન તલસાટે. વિચરું.

સુન્દરમ્

છતાં મને લાગે છે કે આગલા જમાનામાં જે સન્માન થયું હતું તેથી વધારે સન્માન ગોવર્ધનરામ ભાઇએ નથી કર્યું. પણ આજકાલ સ્ત્રીઓની જે પૂજા થઇ રહી છે એમ મુનશી મને કહે છે તે ખોટી પૂજા છે. સ્ત્રીઓની સારામાં સારી ભાવના આજના લેખકો નથી રજુ કરતા. સ્ત્રીની કેવી ભાવના છે એ જાણવાનો હું દાવો રાખું છું, કારણ બચપણથી મને સ્ત્રીઓ સાથે બહુ સંબંધ રહ્યો છે તે આજ સુધી, તે એટલે સુધી કે મારી પાસે નીલાનાગિની જેવી પણ આવી ગઇ અને તેનો હું બાપ થઇને બેઠો. આજે પણ એ તો વ્યભિચારીણી છે, પણ એને માટે હું પ્રાણ પાથરી દઉં એવો છું. એટલે અહીંના સાહિત્યકારોને હું કહું છું કે તમે સ્ત્રી માગે એવી સ્ત્રીપૂજા તેને આપો. તમારી રીતે એને ન પૂજો હું તો વિકારોને દબાવી જાણનાર પણ રહ્યો, રંભા અને કુબડીનો ભેદ જાણનારો રહ્યો, પણ બન્નેને મારી મા અને દિકરી માનનારો રહ્યો. એ મારા જ્ઞાનથી હું કહું છું કે જે તમે સ્ત્રીને જે રીતે ચીતરી રહ્યા છો તેમાં નું સન્માન નથી રહ્યું, નથી પૂજા રહી. મને આવે છે કે સ્ત્રીઓ પુરૂષોને બહુ દુષ્ટ ચીતરી રહી છે. હા, ચીતરે છે. પણ કેમ ન ચીતરે? પુરૂષોએ એની કનડગત કરવામાં કાંઇ બાકી રાખી છે કે ? એમ. એ. થયેલા પણ સ્ત્રીને કેવી રીતે રાખે છે એ બતાવનારા દયાજનક કાગળો મારી પાસે પડયા છે એટલે હું તો કહું કે સ્ત્રી પુરૂષની સામે થાય એટલુંજ નહિ પણ સ્ત્રી પુરૂષના અત્યાચાર સામે તેને દાંતથી પીસવાને તૈયાર થાય તોએ એને હું અહિંસા ગણું.

[ વિષયવિચારિણી સમિતિમાં ]

*

આજે ઉપરાંત એક વાત મારે તમને કહેવાની છે. તે તમને રૂચિકર તો લાગે કે ન લાગે ! મારા ઉપર શ્રી. લીલાવતી બેનનો કાગળ આવ્યો છે; તે પત્ર વિષયવિચારિણી સભામાં ચર્ચાયો હતો. પત્રની ભાષા મને ન ગમે એવી હતી, સંસ્કૃતમયી અને આડંબરવાળી હતી, પણ તે તો જેવી એમની પાસે હોય તેવી લખે. જ્યોતિસંઘ અનપઢ સ્ત્રીઓને ગુજરાતી શીખવે છે.' ગુજરાતી શીખવતાં તેની પાસે કાંઇક વાંચવું જોઇએ જ, ગુજરાતીમાં સમજાવવું જોઇએ. આ વાંચીને તેમાં આવતાં સ્ત્રીઓનાં વર્ણન વિષે તેમણે લખ્યું હતું. આ સાહિત્ય નિર્મળ નથી લાગતું. સ્ત્રી એ સાહિત્યકારને પૂછે છે તમે સ્ત્રીનું સૌંદર્ય કયાં જોયું ? સ્ત્રીના દેહસૌંદર્ય સાથે તમને શું લાગેવળગે ? દેહસૌંદર્ય સામે જોયું હતું કે હૃદયસૌન્દર્ય ? માનું-સ્ત્રીનું સૌન્દર્ય તમે જોવા કયાં આવો છો ? હું મરી જઇશ ત્યારે તમે મારા સુન્દર શરીરને વસાણાં ભરી ઘરમાં રાખવાના છો ? આવું પૂછશે તો પેલા લેખક ભોંઠા પડી જશે.

મનુસ્મૃતિમાં સ્ત્રીને કેટલું માન અપાય છે, તે એક ભાઇએ લખીને મને મોકલ્યું છે. પણ સ્મૃતિઓમાં તો રત્નો પણ છે અને કાંકરા પણ છે. મીસ મેયોએ જેમ હિંદની ગટરોનેજ હિંદ કહ્યું તેમ સ્મૃતિઓમાં સ્ત્રીઓને વિષે ખરાબમાં ખરાબ લખેલું ઘણુંય મળી આવે છે. સ્ત્રીઓ પોતે પણ બાપડી કહે છે, અમે અબળાઓ છીએ કે અમે ઢોર છીએ, પતિ અમારો પરમેશ્વર, અમે તેની સેવા કરવા સરજાયા છીએ, આ બધું વાંચ્યાં પછી સ્ત્રીના મનમાં થાય છે કે જે સાહિત્યકારો આ કહી રહ્યા છે તે આવાં સુંદર વર્ણનો આપીને અમને ચીતરે છે શા માટે ? અમે છીએ એવી અમને શા માટે નથી ચીતરતા ? અમારે નથી રંભા જેવી ચીતરાવું, નથી કુબડી ચીતરાવું. શું કોઇ કાંણી, શીતળાના ડાઘવાળી, અનેક રોગ થઇ ગયા હોય તેવી સ્ત્રીને પતિ નથી મળ્યો તેવું જોયું છે ખરૂં ? કે શું આ બધું પરલોકની સ્ત્રીઓ વિષે છે ?

મને સ્ત્રીના વિષે લાગણી છે. મેં તે વિષે વિચાર્યું છે. આધુનિક પુસ્તકો એકે એવાં નથી કે જે સાચી સ્ત્રીને વર્ણવતાં હોય ! સ્ત્રીના શરીરના વર્ણન સાથે તમને શું નિસ્બત છે તે જાણી શકાતું નથી. પણ સ્ત્રીઓની પરાધીનતા કે સ્વરૂપ વિષે સાક્ષરો લખે અને સ્ત્રીઓ વાંચે તેની શું અસર થાય છે તે વિચારવાનું છે. શા માટે એને ઢીંગલી તરીકે ચીતરવામાં આવે છે ? શા માટે એને માતા તરીકે નથી ચીતરવામાં આવતી ? હું તો સ્ત્રીઓની વચ્ચે બેસનારો છું. એક કાળ એવો હતો કે જ્યારે મારી આગળ સ્ત્રીઓજ હતી. દક્ષિણ આફ્રિકામાં બધાં જેલમાં ગયાં ત્યારે ૬૦ કુટુંબોમાં હું જ એક બાપ થઇને બેઠો હતો. તે વેળા હું કાંઇ ૬૯

વર્ણનો ડોસો ન હતો. તે સ્ત્રીઓના ટોળામાં રંભા પણ હતી અને કુરૂપ પણ હતી, જુવાનોમાં સામટાઓ પણ હતા પણ કોઇની કોઇ સ્ત્રી ઉપર કુદષ્ટિ કરવાની હિંમત ન હતી. કોઇ અયોગ્ય કિસ્સા નજ બન્યા હતા એમ મારૂં કહેવું નથી. એક કિસ્સાનું તો મેં વર્ણન આત્મકથામાં આપેલું છે. પણ સામાન્ય રીતે કોઇની કોઇની સાથે છૂટ લેવાની કે કુદષ્ટિ કરવાની હિંમત નહોતી. એ અજ્ઞાન સ્ત્રીઓ હતી, અભણ હતી, પણ તેઓ જેલમાં જતા શીખી અને ગઇ એ કાંઇ અશિક્ષિત 'હોય બીજાનાથી દોરવાઇને જેલમાં ગઇ એમ નહતું.

એટલે હું તમને વિનયપૂર્વક કહેવા ઇચ્છું છું કે તમે શ્રીમતી લીલાવતી બેનના કાગળને અયોગ્ય ગણીને કાઢી ન નાખશો. શ્રી. લીલાવતી બેનના કાગળમાં ગાળીયે ભર્યું છે, કદાચ બેનો સમજી પણ નહિ હોય પણ તમે તેને ઉડાવી દઇ નહિ શકો; તેમને-સ્ત્રીઓને અશિક્ષિત ગણી તેમનો અવાજ કાઢી નહિ નાખતા. અમદાવાદની પોળોની બેનોને હું ન ઓળખું, હું તો સામાન્ય સ્ત્રીના જીવનની વાત કરૂં છું. સામાન્ય સ્ત્રીના હૃદય ઉપર આ સાહિત્યની શું અસર પડે છે તે વિચારવાનું છે. જ્યોતિસંઘની ૫૦ કે ૧૦૦ બેનો માટે હું નથી બોલતો પણ સ્ત્રીનું હાર્દ વિચારી બોલું છું. તે જો તમે સાંભળી શકતા હો તો આને માટે વિચાર કરજો. સાહિત્યની કલમ ચલાવો તો એજ વિચારથી ચલાવજો કે સ્ત્રી એ મારી જનની છે. એ વિચાર કરીને તમે લખશો ને તમારી કલમમાંથી જે ઝરશે તે સ્ત્રી સુંદર આકાશમાંથી વર્ષા ઝરે છે તેમ ઝરશે અને પૃથ્વી રૂપી સ્ત્રીને ફળદ્રુપ બનાવશે. સ્ત્રીને તમે શા સારૂ ધમાવી મૂકો છો ? એનામાં કદિ ન હોય તેવા વિકારો ઉત્પન્ન કરવા તમે કેમ પ્રયત્નો કરો છો ? સાહિત્યના વર્ણન પ્રમાણે તેનું નાક, તેના કાન છે કે નહિ તે જોવા માટે તેને અરીસામાં જોવાને માટે તમે પ્રેરો છો. તેના હૃદયમાં આજ વિચાર ઘુમી રહ્યો હોય છે. તેથી તે ખીસામાં અરીસો રાખતી થાય છે. એને શા સારૂ એમ મનમાં થાય કે મને વર્ણવી છે તેવી હું છું કે નહીં ?

તમે ચીતરો તો તેને વિકારી ન ચીતરો. ઉપનિષદો, બાઇબલ, કુરાનમાં આવું લખ્યું હતું ? તુલસીકૃત રામાયણમાં આવું હતું કે ? તમે પરદેશી પુસ્તકોના અનુવાદ કરો, તેમાં સ્ત્રીઓના રૂપનાં વર્ણનનું તમે અનુકરણ કરો એમાં શું તમારે પ્રાચીનને નવા ઢાળોમાં ઢાળવા છે કે શું ? શું પ્રાચીનો મૂર્ખ હતા ? પણ હજી તમે વિચાર કરજો અને વિચાર કરતાં સાચું લાગે અને સુઝે તો હજીય વિચારજો, ફરી વિચારજો, તમારા ખ્યાલ ફેરવવા પ્રયાસ કરજો, વિચાર કરતાં જો મારૂં કહેવું નિરર્થક લાગે તો મને માફી આપજો

[ સંમેલનના ઉપસંહાર વેળા ]

---

# સૌ. લક્ષ્મીબાઈ પ્રાગજી હરિયાણી હરિફાઇ
## ઇનામી નિબંધ

" સ્ત્રીઓનું આરોગ્ય " એ વિષય પર જે કોઇ સ્ત્રી પુરૂષ નિબંધ લખી મોકલશે તેમાંથી ઉત્તમ નિબંધ જેમનો પરીક્ષક પસંદ કરશે તેમને રૂા. ૫૦) નું ઇનામ આપવામાં આવશે.

**સરતો**

( ૧ ) નિબંધ આશરે બારસો લીટીનો હોવો જોઇએ.
( ૨ ) તે છપાવવાનો હક સોસાઇટીને સ્વાધીન રહેશે.
( ૩ ) પરીક્ષકનો અભિપ્રાય છેવટનો ગણાશે.

અમદાવાદ,
પો. બો. નં. ૨૩
તા. ૨૧-૯-૩૬

લી॰
વિદ્યાબહેન ર. નીલકંઠ
ઑન. સેક્રેટરી, ગુજરાત વર્નાક્યુલર સોસાયટી

**તા. ક.**—તા. ૩૧ મી ડિસેમ્બર ૧૯૩૬ સુધીમાં સદરહુ નિબંધ મળી જવા જોઇએ. તે મુદ્દત પછી મોકલેલા નિબંધો સ્વીકારવામાં આવશે નહિ.

# ઝુલતે ઝરૂખે

ઝુલતે ઝરૂખે મ્હારે મીઠલડે કંઠ,
ટહુકી જાને જરા ઢેલડના કન્થ !

તે દિ ટહુકતો હતો તૂં ચઢીને
ટીશીએ ઊંચે કદમ્બ,
સ્વરના વિસ્તારથી ઉઠે આન્દોલનો,
પડતા એના પડછન્દ :
ઝુલતે—

વાડીએ તેમ તૂં કલા કરી રહ્યો' તો
નાચતો તો ઢેલડની સંગ,
ઘનગનતો હોય ત્યાર લાગે અમોને
ભીલડી સાથે નીલકંઠ !
ઝુલતે—

કુદરતનો નૃત્યકાર છોગ તૂં ચઢાવે,
પીંછીએ પીંછીએ જડયા ચન્દ,
વન–ઉપવનનો તૂં તો વિહારી
આજે ભૂલ્યો કયાંથી પન્થ
ઝુલતે—

ઝુલતે ઝરૂખે મ્હારે આવી ચઢયો તો
ટહૂકી જાને રસકંદ,
ઝુલતે ઝરૂખે હું યે ઝુલી રહી,
જોઉં આઘેરો પ્રેમીનો પન્થ !*

જનાર્દન પ્રભાસ્કર

---

* આદિત્ય સંમેલનની કવિસભા માટે લખેલું.

# શરદપૂનમ

: પાત્રો :

મેના
મનુ : હેનો પતિ
મ્હેરાં
ગોપા. } મેનાની સખીઓ
લીલા
તથા અન્ય સખીઓ

લેખક :
શ્રી. રમણ ન. વકીલ

સ્થલ : મેના–મનુના ઘરનું દિવાનખાનું
સમય : સ્હાંજના સાત.

[ એક ખૂણામાં એક સોફો પડેલો છે. તેની સ્હામે ચાર પાંચ ખુરશીઓ અને વચ્ચે એક ન્હાનું ટ્રૂપાઇ છે. સોફા ઉપર મેના કંઇક ગોખવા પ્રયત્ન કરતી બેઠી છે. હેના હાથમાં એક નોટબુક છે, કંઇક યાદ આવતાં તે ઊઠે છે. ]

મેના : અરે, આ ગરબો મોઢે કરવામાં તો મ્હને કંઇ વખતનું પણ ભાન ન રહ્યું. ( ઘડિયાળ તરફ જોઇ ) આ જોતજોતામાં સાત તો વાગી ગયા ને હજી આ બધું તો એમનું 'એમ પડ્યું' છે. રામા ! ( બૂમ પાડે છે પણ જવાબ ન મળતા વધુ જોસથી ) અરે રામા ! ( રામો ઘરમાં હોય એમ લાગતું નથી ) આ રામાથી યે હું તો હવે કંટાળી. ખરા કામ વખતે જ એ મુવાને સટકી જવાનું મુરત આવે છે. એ રામા ( મૃત્યુ-વત્ શાન્તિ ) કોણ જાણે ક્યાંયે મરી ગયો હશે ? આજકાલના તે કંઇ નોકર છે ! એની જોડે માથા ઝીકીઝીકીને ય હું તો થાકી. કામ બામને નામે આરતી ને આજે તો આ જોઇએ ને કાલે પેલું જોઇએ. ( રામો પ્રત્યક્ષ હોય હેવો અભિનય કરી ) આવજે, હારા કપાળમાં ડામ દઇશ હવે. ( રડવા જેવી થઇ ગઇ ) એ મુવો તો નથી પણ આ બધું ખસેડશે કોણ ? મારા યે ભોગ જ છે તો. કંઇ ખસેડ્યા વગર છૂટકો છે ?

[ એક ખુરશી ઊંચકી બહાર મૂકી આવે છે, સોફો બાજુએ ખસેડે છે, બીજી ખુરશી લઇ બહાર જવા જાય છે ત્યાં મનુ પ્રવેશે છે; અને મેના ખુરશી ત્યાં જ રહેવા દઇ તખ્તાના આગળના ભાગમાં મનુ સાથે આવે છે. ]

મનુ : કેમ મેના, આ ખુરશી લઇને આજે મ્હારૂં સ્વાગત કરવા વિચાર રાખ્યો છે ?

મેના : આ રામા જેવા હમે થાવ તો તેમ પણ કરવું પડે.

મનુ : અભિમાનનાનું કામ આટલું બધું આગળ વધી ગયું હશે એની મ્હને ખબર નહિ. કેમ રામાનું શું છે ?

મેના : ( હાથ જોડી ) આ હમારા રામાથી તો પ્રભુ તોબા કંઇક નોકરો જોયા પણ આવા નહિ

મનુ : પણ શું છે તે કંઇ કહેશે કે નહિ ?

મેના : શું હોય, વળી એનું એ જ. જ્યારે મ્હારે ખરૂં કામ હોય ત્યારે જ એને બ્હાર જવાનું મુરત આવે.

મનુ : મેના, હારી ફરિયાદ સ્હામે મ્હારી સંપૂર્ણ સહાનુભૂતિ છે, પણ એમ કેમ ન હોય કે રામો બ્હાર જાય ત્યારે જ હને કામ કાઢવાનું મુરત આવતું હોય ?

મેના : ( રામા પરનો ગુસ્સો મનુ પર કાઢી ) બસ જ્યારે હોય ત્યારે હમારે એનું જ ઉપરાણું લેવું. એમને એમ હમે જ એને છેક ફટાવી મૂક્યો છે.

મનુ : ત્યાં જ હારી ભૂલ થાય છે. કોઇ કોઇને ફટાવતું નથી. આ જમાનો જ

સૌને રડાવે છે. તું જ કહેતી'તીને કે આ જમાનો વ્યક્તિ-સ્વતન્ત્રતાનો છે. તો રામો પોતાનું સ્વાતન્ત્ર્ય ભોગવે ત્હેમાં ત્હને કે મ્હને શો વાંધો હોય ?

મેના : તે એને કંઇ સ્વતન્ત્રતા ભોગવવા પગાર નથી આપતા !

મનુ : નહિ જ વળી. મ્હેં એવું ક્યારે કહ્યું ? ગુલામી કરવા બદલ જ આપણે એને પગાર આપીએ છીએ. એ ગરીબ છે એટલે આપણે એને પૈસા આપી એનાં સેવા અને સ્વાતન્ત્ર્ય બન્ને વેચાતાં લઇએ છીએ.

મેના : એ મ્હારાથી તમને નથી પ્હોંચી શકાવાનું. પણ હું સારૂ સારૂ કહી—

મનુ : ( અધવચ અટકાવી ) કે ક્યાં તો આ રામો નહિ કે હું નહિ.

મેના : ત્હમને તો બસ જ્યારે ને ત્યારે મશ્કરી જ સુઝે છે. પણ હવે મ્હારે આ રામો નહિ જોઇએ. એને આ મહિનો પૂરો થાય કે એનો પગાર ચૂકવી આપો. એ નહિ ને એના ભાઇ-એવા તો હજાર રામા મળી રહેશે.

મનુ : પણ આટલું બધું શું છે તે કંઇ કહેશે કે નહિ ?

મેના : ત્હમારે ક્યાં મ્હારું કહ્યું સાંભળવું છે ?

મનુ : મ્હેં સાંભળવાની ક્યારે ના પાડી ? પણ ત્હારા રોષનું કારણ જાણ્યા વગર, રામાના ગુન્હાની વિગતવાર તપાસ કર્યા વગર હું કાંઇ પણ કેવી રીતે બોલી શકું ?

મેના : ત્યારે ક્યારની હું અમસ્તી જ ભસ્યા કરતી હોઇશ. એમ જ ને ?

મનુ : સ્ત્રીઓ ભસે છે એવું મ્હેં આ જન્મમાં કદી કહ્યું જ નથી. જ્યારે મ્હારી સુખ કલ્લોલની મેના, મેના મટી, શકરાબાજનું કે સમડીનું ઉગ્ર 'સ્વરૂપ ધારણ કરે ત્યારે તે વિના કારણ તો ના જ હોય એટલું તો હું કલ્પી શકું છું. પણ અલબત્ત મ્હારા શરીરમાં વસેલા માનવહૃદયને લીધે મ્હને ત્યારે ત્હેના શિકારરૂપ બનેલા માનવપ્રાણીની દયા તો આવે જ ને ?

મેના : એટલે હું સમડી, હું શકરો-બાજ ?

મનુ : ના. ના. ( એના બે હાથ ઝાલી ) તું તો મ્હારી મીઠી મેના. ને એ મેનાનો મીઠો ટહુકો મ્હને ગમે પણ ઘણો. ( મેનાના મુખ ઉપર પ્રેમ અને ગર્વનું સ્મિત ફરકે છે. ) પણ ( સ્મિત ઉડી જાય છે. ) કોઇક વાર તું સમડી સ્વરૂપ ધારણ કરે અને મ્હારા પર કે મ્હારા જેવા બીજા નિર્દોષ શિકાર પર તરાપ મારે ત્યારે મ્હને ત્હારું રૌદ્ર સ્વરૂપ જોવાની ખુબ ગમ્મત પડે છે.

મેના : ( ત્હેના ગાલ પર વ્હાલભર્યો-ધીમો તમાચો મારી ) એમ કે ?

મનુ : હારતો. કવિઓ કહે છે કે સ્ત્રી હસે છે ત્યારે ત્હેના મ્હોંમાંથી મોતી ખરે છે.

મેના : અને તે પુરુષરૂપી હંસ ચરે છે.

મનુ : હા. કવિઓ એમ કહે છે પણ તે વાસ્તવિક નથી. ખરી વાત એમ છે કે જ્યારે સ્ત્રીઓ રડે છે ત્યારે ત્હેમનાં નયનરૂપી છીપોમાંથી આંસુરૂપી મોતી ખરે છે. અને તે પુરુષરૂપી હંસ ચરે છે.

મેના : એટલે એમ જ કહોને કે સ્ત્રીના આંસુમાંથી જ પુરુષો આત્મતૃપ્તિ મેળવે છે.

મનુ : ના. .ના. એ તો ત્હેં અર્થનો અનર્થ કર્યો. હું તો એમ કહેવા માગતો હતો કે કવિઓ સ્ત્રીના સ્મિતને વધુ પડતું મહત્વ આપે છે. સ્ત્રી અને સ્મિત એ બન્ને સંવાદી છે જ્યારે ખરું સૌન્દર્ય એ વિસંવાદી વસ્તુઓના યોગમાં સમાએલું છે.

મેના : એ ત્હમારી સૌન્દર્ય-મીમાંસામાં મ્હને તો કાંઇ સમજણ નથી પડતી.

મનુ : એમાં સમજવા જેવું કાંઇ

છે જ નહિ. એનો અર્થ એમ કે સ્ત્રી જ્યારે ગુસ્સે થાય છે–અર્થાત્ જ્યારે એના મુખ ઉપર ઉગતા કે આથમના સૂર્ય કે ચન્દ્ર જેવી સુરખી પથરાઇ રહે છે ત્યારે જ ત્હેનું ખરૂં સૌન્દર્ય પ્રકાશે છે. માર્દવ એ તો સ્ત્રીને સહજ છે. રોષ અને કઠોરતા એ દુર્લભ છે. એટલે જ જ્યારે તું સમડી કે બાજનું સ્વરૂપ ધારણ કરે છે ત્યારે ત્હારૂં તે દુર્લભ સૌન્દર્ય નિહાળવાની અમૂલ્ય ક્ષણ મ્હને પ્રાપ્ત થાય છે.

**મેના :** જાવ, જાવ હવે. આજે ત્હમારૂં જરાક ખરયું લાગે છે ! આ જુવો વળી પાછી આવી ત્હમે મ્હને વાતમાં નાખી ને મ્હારૂં કામ તો રહ્યું એમનું એમ......આ ત્હમે જરા રામાને બોલાવો ને–

**મનુ :** આ સેવક જ પ્રત્યક્ષ રામા જેવો ઉભો છે ને ! ફરમાવો.

**મેના :** ત્હમને તો બસ જ્યારે ને ત્યારે મજાક જ સુઝે છે.

**મનુ :** ના, ના, સાચું કહું છું. રામો બ્હાર નથી. ત્હારે શું કામ છે તે તો કહે ?

**મેના :** મ્હારે આ બધું ફરનીચર ખસેડવું છે.

**મનુ :** કેમ રૂમ પીળવાડવવો છે ?

**મેના :** શું કપાળ તમ્હારૂં ! આ સાડા સાત વાગ્યે મ્હારી બધી બ્હેનપણીઓ અહીં આવવાની છે.

**મનુ :** કેમ વળી આજે પણ પાછી મહિલા–મંડળની સભા છે કે શું ?

**મેના :** ( કંટાળાભર્યા અવાજે ) ના, ભાઇ, ના. આજે શરદ–પૂનમ છે. એટલે મ્હેં મ્હારી બ્હેનપણીઓને ગરબા ગાવા બોલાવી છે.

**મનુ :** બોગ લાગ્યા ત્યારે તો. મ્હને પ્હેલેથી જ ક્હેવું'તું ને તો હું સીનેમા જોવા જાત.

**મેના :** તો હજી પણ જાવ તો મારો ક્યાં ના છે !

**મનુ :** હવે તો જવાનું કહેશરતો. આપણે તો આ ચાલ્યા. તો તો આજે જમવાને નામે પણ આરતો જ હશે.

**મેના :** હારતો, વળી કોક દિ એવું પણ હોય. હજી તો માંડ હમણાં પરવારી. પણ ઘરમાં દૂધ છે ને પૌંઆ મ્હેં પલાળ્યા છે.

**મનુ :** બરાબર એટલે જ માણેકઠારીને દિવસે દૂધ પૌંઆ ખાવાનો મહિમા ગણાતો હશે. મને આજે જ એ મહિમા સ્હમજાયો ! અત્યાર સુધી હું એમ માનતો હતો કે દૂધ ધોળું, પૌંઆ ધોળા ને શરદ પૂર્ણિમાનો ચન્દ્ર ને ચાંદની બન્ને ધોળાં એટલે જ તે દિવસે લોકો દૂધ–પૌંઆ ખાતા હશે.

**મેના :** એ ત્હમારાથી થાય તેટલી મશ્કરી કરો, હવે કાંઇ આપણાથી થઇ શકે એમ નથી. ને ભૂખ લાગી હાય તો રેસ્ટોરાંમાં થોડું ખાઇ લેજો.

**મનુ :** હું કયાં મશ્કરી કરૂં છું. હું તો માણેકઠારીનો મહિમા ગાઉં છું. પણ જો આ ઉપરથી એમ સાબીત નથી થતું કે આપણા પૂર્વજો તું ધારે છે તેટલા મૂર્ખ ન હતા. એમને પણ દીર્ઘદૃષ્ટિ વાપરી સ્ત્રીઓને કેવી સુગમતા કરી આપી છે.

**મેના :** ત્હમારા કટાક્ષથી હું કાંઇ અજ્ઞાન નથી. હોય. કોઇ વાર એવું થાય એટલે ત્હમને બોલવાનું ફાવી જાય.

**મનુ :** અરે હું તો મશ્કરી કરતો હતો. મ્હને કયાં રેસ્ટોરાંમાં ખાવાની નવાઇ છે. વારુ–ચાલ હવે ત્હારે ફરનીચર ખસેડવું છે કે નહિ ? નહિ તો હમણાં ત્હારી બ્હેનપણીઓ આવશે ને બધું રે'શે એમનું એમ.

**મેના :** તો જુવો આ એક ખુરશી બ્હાર મૂકવાની છે.

[ બારણા આગળ પડેલી ખુરશી મનુ બ્હાર મૂકે છે. ]

'આ સોફો જરા ખૂણામાં ખસેડવાનો છે.'

:[ મનુ સોફો ખસેડે છે ]

ને આ બે ખુરશીઓ પ્હેલું ( આંગળી કરી ) મૂકવાની છે.

[ રામાથી પણ વધુ આજ્ઞાંકિતપણે મનુ તે પ્રમાણે કરે છે. ]

**મનુ :** ને આ ટ્રિપાઇ ?

**મેના :** અરે એતો ત્યાં જ રહેવા દેવાનું છે.

**મનુ :** કેમ મ્હને રામો થતાં બરાબર આવડે છે કે નહિ ?

**મેના :** ઓ હો. એક વળી આટલું કામ કરવું પડ્યું ત્હેમાં તો પાછા કહી સંભળાવો છો. હ્યો, બસ, હવે ત્હમને કોઇ દાડો નહિ કહું

**મનુ :** ચાલો ત્યારે હવે હું જઇ શકું છું ?

**મેના :** તે એટલી બધી શી ઉતાવળ છે. એ બધા આવે પછી જજો ને.

**મનુ :** તારે ભાઇ એ બધીઓ ભેગી થઇને હાહાહીહીથી આખુ ઘર ગજાવી મૂકશે—હું તો એવામાં ગુંગળાઇ જઇએ.

[ બ્હાર ઘંટડી વાગે છે ]

**મેના :** જરા બારણું ઉઘાડો ને.

**મનુ :** નારે ભાઇ એ આપણું કામ નહિ એ કાબરો તો મ્હને છવતો જ ખાઇ જાય.

**મેના :** હમે કાબરો—સમડીઓ—તો ત્હમે કોણ ? કાગડા ?

[ મેના બ્હાર જાય છે અને ત્હેની સખી ન્હેરાં સાથે પ્રવેશ કરે છે. મ્હેરાંની ઉમર મેના જેટલી જ છે પણ શરીર સૂકું ને નાક વધારે ગૌર છે. ત્હેને ચશ્મા પહેર્યાં છે અને જમણા હાથમાં ન્હાની બેગ છે—આવીને મનુ સાથે હસ્તધૂનન કરવા હાથ લંબાવે છે. ]

**મ્હેરાં :** હલ્લો, મીસ્તર મનુભાઇ !

[ મેના સિવાય બીજી સ્ત્રીઓના પલળાયાથી પણ ડરતો મનુ હસ્તધૂનનની પ્રથાનો શાન્ત વિરોધ કરતાં દૂરથી જ હાથ જોડે છે. ]

**મનુ :** ( સ્વાગત ) આવી બલાઓ તો દૂર જ સારી.

**મ્હેરાં :** ( સ્વગત ) એવન તો ઠીક જંગલી જ લાગે છ. આટલું ભનીઆ ગનીઆ પન વાનીઆ તે વાનીઆ ( પ્રગટ ) આજે તો તમે પન કાંઇ ઘેરમાં છેઓ ?

**મનુ :** ( ત્હેના ચાળા પાડતો હોય તેમ ) હા જી, બેસો જી.

[ મ્હેરાં ને મેના સોફા ઉપર બેસે છે. મનુ બ્હાર જવાની પેરવી કરતો લાગે છે. ]

**મનુ :** ત્યારે મેના હું જઇ આવું ?

**મ્હેરાં :** કેમ જી, કાં ચાલીઆ ?

**મનુ :** માફ કરજો, પણ મ્હારે બીજી એપોઇન્ટમેન્ટ છે.

**મ્હેરાં :** ટે કંઇ ચાલે, હું પન કેવીય કે એવનને આ ઘરીએ જવા દે છે.

**મેના :** મ્હેં તો કહ્યું સ્તો, પણ એ કંઇ મારું કહ્યું માને ?

**મ્હેરાં :** આઇ ટમુને માલીકને દયું છ સું કે બૈરાંઓનું કહ્યું કાંઇ માનો જ નઇ.

**મનુ :** પણ મ્હારે ઘડું જ. અગત્યનું કામ છે. પણ થોડીવાર બેસશ.

[ મનુ બેસે છે. ]

**મ્હેરાં :** That's it આઇ હું પન આ મેનાનું ઇન્વીતેસન આયું ટે કેતલી એપોઇન્તમેન્ત મૂકીને આવી. બીજાને ના પરાય કંઇ ફ્રેન્દનો ના પરાય છ ?..

[ બ્હાર ઘંટડી વાગે છે અને મેના ઊઠીને બ્હાર જાય છે ]

**મનુ :** ત્હમને ગરબા ગાતાં આવડે છે કે ?

**મ્હેરાં :** નહિ રે બાવા, આ ટમારા વાનીઆઓનાં બૈરાંની કાણી સુઢ્ઢ ગુજરાતી આપુને ગાટાં નહિ આવરે. બાકી જોવાનો ઇન્તરેસ્ત ખરો.

[ મેના લીલા અને ગોપી સાથે પ્રવેશે છે, સ્હામસ્હામા નમસ્કાર થાય છે, બધા બેસે છે. ]

**મ્હેરાં :** આઇ લીલી, ટમુને વાનીઆ લોકો પન્ચ્યુઆલીતી જેવું ટો કાંઇ સમજે જ નહિ કે ? આ જેર જેર સારા સાટના આઠ હવા આવિઆ.

**લીલા :** તે ત્હમારી માફક હમારે ત્યાં બ્હારથી બેના નથી આવતાં.

**મ્હેરાં :** ટો ટો ટમારા વાનીઆઓનો ઉદ્ધાર કઇ રહ્યો. ઉવટા પું'કી પું'કી ને કંઇ મવટન્ટ્રટા નહીં મલવાની. આ ટમે લોકઓ મોના મંગાવો ટો આ મીતીન્ગમાં જવાય, આ કોઇ વાર નાતક મિનેમો જોવા જવાય ને વરી વાર ટેવારે એપોલો કે રેન્દલ પોઇન્ત પર પન જવાય. બોલો ટમે શું કેવછો મનુભાઇ !

**મનુ :** બૈરાંઓની વાતમાં આપણે કંઇ ન સ્હમજીએ.

**મ્હેરાં :** હારટો ટમુને માતીડાઓને કાવીતું થાય એતલે સેના બોલો ? પન જો જો ટો ખરા આ અમારું સવરાજ આવસે કે ટમુને બરાબર ખબર પરસે.

**મનુ :** એ તો પડશે ત્યારે દેવાશે, હમણા તો નથી ને ! બાકી હમણાં તો હમારું રાજ ચાલે છે.

**મેના :** મ્હેરાં તું એમની સાથે નાહક માથાઝીક ન કર. એ તો જન્મ્યા ત્યારથી જ સ્ત્રી–શત્રુ છે.

**મ્હેરાં :** એ વલી સ્ટ્રી સટ્રુ સું ?

**ગોપી :** એટલે એમ કે સ્ત્રીઓની સમાનતાની, સ્વતન્ત્રતાની ને બીજી બધી જ સ્ત્રી પ્રવૃત્તિના એ કટ્ટા દુશ્મન છે.

**મ્હેરાં :** તારે એવન પનીઆ શું ધુળ મૂકવા ?

**મનુ :** સ્ત્રી–સ્વાતન્ત્ર્યના કામમાં મદદ કરવા માટે તો નહિ જ.

**મ્હેરાં :** I see આ મેનામાં જ કંઇ પાની બાણી નથી, નહિ તો તમને કારના થેકાને કરી નાંખત.

**લીલા :** મનુભાઇ એટલે મનુભગવાનના અવતાર. એ પણ મનુના ઘડેલા નિયમો કેમ ન પાળે ?

**મ્હેરાં :** એ વરી મનુ સું ? આય તમારી વાતો તો મ્હને સમજાતી પન નઇ–જરા સીદું બસી મરોની.



**ગોપી :** એ મનુ તે હમારા હિન્દુઓના law-giver મનુ તો એક ઋષિ હતા અને અત્યારે આ બધા કાયદા છે ને તે એમનાં ઘડેલા.

**મ્હેરાં :** બરે રે ટમારું મનું. આ મનુભાઇ જોવંની, તમારામાં પન એ મનુના ગુન ઉતરિયા લાગે છ. ટો ટમે ટમારું નામ જ બડલી નખોની કે એ ગુન પણ સાડે જ જટા રે'સે

**મનુ :** That's a good suggestion. બોલો ત્હમે શું suggest કરો છો ?

**મ્હેરાં :** ટો મનુનું મીનુ કે મંચેરસા કરો.

**મેના :** ના, ના, એવું નામ તો મ્હને નહિ ગમે.

**લીલા :** તો આ મેના બેન છે તો ત્હમે પોપટલાલ નામ ધારણ કરો તો નામની જોડી પણ શોભશે.

**મ્હેરાં :** હા હા. એ બરાબર છે.

**મેના :** એ નામ બદલે પણ એમના ગુણ નથી બદલાવાના. ( મનુને ) પણ ત્હમે હવે બહાર નથી જવાનાને !

**મનુ :** અરે હું તો આ ચાલ્યો. ત્હમે મને ગરબામાં ઓછા ફરવા દેવાના હતા ?

**મેના :** તો તો હમારો આખો ગરબો જ માર્યો જાય.

**લીલા :** કહો તો ત્હમને વચ્ચે બેસાડીએ.

**મનુ :** તો તો ગુંગળાટમાં મ્હારું heart જ fail થાય.

**મ્હેરાં ;** તો આપને બેઉ બાજુએ બેસી જોસું.

**મનુ :** નહિ રે, હું તો આ ચાલ્યો. ( ટોપી લેતા ) સમાનતા માગનારી સ્ત્રીઓ પુરુષોને પોતાની સાથે ગરબે ફરવા જેટલો સમાન હક્ક નથી આપી શકતી ત્હેના વિરોધમાં આ હું ચાલ્યો.

[ બ્હાર જાય છે. ]

[ બ્હાર ઘંટડી વાગે છે–મેના ઊઠે છે. ]

**મેના :** આ તરૂ ને બીજા બધા આવ્યા લાગે છે. ત્હમે બધા બ્હાર આવોને કે બાજુના ઓરડામાંથી–લઇ આપણે શરૂ કરી દઇએ.

[ બધા ઊઠી બ્હાર જાય છે. મ્હેરાં એક ખૂણામાં ખુરશી લઇ જાય છે.

**મ્હેરાં :** આ માતીપ્રઓને થયું છ શું ? સ્ત્રી સમાનતા પર ભાસન કરી કરી અમારા બદાના સાદ બી બેસી ગયા પન સ્હમજે જ કોન ! જાને અમે ટો ભસીઆ જ કરીએ છ. આ સારી દુનિયા સુઢરી ગઇ પન આ વાનીઆ નહિ સુઢરે તે નહિ જ સુદરે.

[ મેના અને સખીઓ શરદનો ગરબો ગાતાં પ્રવેશે છે. ]

આવી શરદ ને અન્તર ઉજાળિયાં
હૈયાનાં નીર આ ઝોલે ચઢયાં (૨)
હેમન્તે માઘ સખી ! હૈયામાં હોંશના
પોષે તે પોસ પોસ આંસુ સર્યાં
વ્હાલે લીધા તે સખી ! કે દિ'ના રુસણા
ફાગેના કેસુડાં રંગે રગ્યાં.
દૈવે હુતાશની પ્રગટી પ્રજ્વળતી
હેતની હેલી વિણુ ના એ બુઝન્ત
મળવાને મનડું અકળાયે આકળું
આવ્યા ના ખેલવા પ્રેમે વસન્ત.
વેલ–વૃક્ષ ઝુલતાં, ફુલી ને ફાલતાં
પ્રીતમ પાખે અણચાખ્યાં ઉરે.
ગાજે ગગન ઘન અષાઢ શ્રાવણે
ભાદરવે વીજળી ભયથી ભરે;
ભેદભાવ્યુ વાગિયાં કાળજડે કારમાં
આંસુડાં આંખથી ઝરણી ઢળે;
ચાર ચાર ધારથી નૈનો આ નીતરે
પંચરંગી મહુડાથી રંગો ચુવે
જુગ જુગ જેવડી પલકો વ્હાલમ વીજુ
વિતાવી ઉર શે વિસરી શકે !
ચાંદા સુરજ ને તારાનાં તેજ તોય
અન્ધારે ઉર આ ઝુરી રડે
શ્વેતરંગી સાહુડે મહેલી અટારીએ
આવ્યો રસિક એ અલબેલડો;
આસો પૂનમ રાત રમાડી રાસડો
પ્રમદાની પ્રેમથી આશા પૂરે.

[ ગરબો પૂરો થતાં બધાં બ્હાર જાય છે. ખુણામાંથી મ્હેરાં અને બારણામાંથી લીલા, ગોપી અને મેના પ્રવેશે છે. ]

**લીલા :** ચાલ, મેના હવે તો હમે જઇશું. જો કાલે મ્હારે ઘેર આવવાનું ભૂલીશ નહિ.

**મ્હેરાં :** ને મેના હું પન હવે રજા લેવસ. ચાલ ચેંકયુ. ને જો પરમ બડે મારા બાસનમાં આવવાનું ભૂલસ નહિ.

**મેના :** અરે એ તે કંઇ ભૂલાય છે. આવજો.

[ મેના સિવાય બધા જાય છે. ]

**મનુ :** (બાજુના ઓરડામાંથી) " આવ્યો રસિક અલબેલડો. "

[ મેના વિસ્મયથી જુવે છે ને મનુ પ્રવેશે છે. ]

**મેના :** કેમ ત્હમે તો બ્હાર ગયા'તાને !

**મનુ :** અરે અહીં ગરબા ચાલતા હોય ને હું બ્હાર જાઉં ?

**મેના :** ત્હમે જ કે'તાતાને–એ કાબરો તો ત્હમને ખાઇ જાય.

**મનુ :** એટલે તો બાજુના ઓરડામાંથી સાંભળતો હતો.

[ મેના એનો કાન ઝાલે છે. ]

**મેના :** ને મ્હોટા ઓરસુ થયા જે.

**મનુ :** હા હા ઓરસુ એક નહિ પણ હજાર વાર. પણ સંગીત રસુ નહિ.

[ પડદો પડે છે. ]

૧૮૫૨ ના ફેબ્રુઆરીમાં માર્કસે પોતાના એક પરમ મિત્ર એંજેલ્સને લખેલું:–" ગયા અઠવાડિયામાં તો ભારે મઝા પડી. ટાઢના માર્યા ઘર બહાર નીકળાય જ નહીં, કારણ કે ઓવરકોટ તો ગીરો મૂકયો છે. ચાગળું દૂધ નથી મળ્યું કારણ કે દૂધવાળાએ નન્નો વાસ્યો......ખુશ ખબર માત્ર એક જ છે કે જયિનીનો કાકો બીમાર છે. મારી માળીનો કાગળ છે. જો મારા આ ભાગ્યવંત કાકા સસરા સિધાવી જાય તો તો મારી બાયડીને ભાગે કાંઈક આવે ને આ સંકટમાંથી મુક્તિ થાય. " પણ કાકા સસરાને પોતાના ભાઈના આ જમાઈની ભીડ ભાંગવાની ઉતાવળ હોય એમ લાગ્યું નહીં.

આખા કુંટુંબ પર ભૂખમરાનું વાદળ તૂટી જ પડ્યું. કદીક તો માત્ર લુખી ટાઢી-થીજી રોટલી પર જ નભાવવું પડતું ને તેમાંયે ર્લ માર્કસ પોતાનાં બચ્ચાંને ધરવવા પોતાનો ાગ જતો કરતા. ભૂખ ને કડકડતી ટાઢથી ો રીતે થાકેલા કાર્લ માર્કસ આવા કસમયે પણ બ્રિટિશ મ્યુઝીયમમાં તમને વાંચતા જડે; છાપા માટે જુજમાં જુજ મહેનતાણે પણ લેખો લખતા જુવો કે અધ્યયનમાં ઉંડા ઉતરેલા જુવો.

મુફલીસીની પરિસીમાએ પહોંચી છેવટે કંટાળી રેલ્વેમાં કારકુની માટે અરજી કરી. પણ અક્ષર ખરાબ એટલે અરજી નામંજુર થઈ. પણ પછી સદ્ભાગ્યે 'ન્યુયોર્ક ટ્રિબ્યુન' ના લંડનના ખબરપત્રી નીમાયા. મહીને સાઠ રૂપીયાની આમ માંડ આવક થઈ. લંડનમાં આની શી વિસાત ?

શ્રીમતી જયિનીએ એક પત્રમાં લખ્યું છે કે " અમારે માટે કોઈ પણ એમ કહેવાની ધૃષ્ટતા નહીં કરે કે હમે જે આત્મભોગ આપ્યો, જે ત્યાગ કર્યો, જે હાડમારીઓ વેઠી, એનો કદીએ ઢંઢેરો પીટ્યો હોય. અમારી વ્યકિતગત તકલીફોની વાત કદી બહાર ગઈ જ નથી ને જો કદીક ગઈ હશે તો તે માત્ર નામની જ. પોતાના પત્રનું રાજનૈતિક સન્માન તેમજ પોતાના મિત્રોના નાગરિ સન્માન માટે બધી જ જવાબદારીનો કપરો ભાર મારા પતિદેવે મુંગે મોઢે પોતાને માથે ઉપાડયો છે. એમણે પોતાની આખી આવક હોમી દીધી. પત્રના કર્મચારીઓની પાઈ પાઈ ચુકવી દીધી ને પોતે દેશનિકાલ થયા. અમારી જાત માટે એમણે કશું જ રાખ્યું નહીં. ફ્રાંકફર્ટ જઈ મારા બધા ય ચાંદીના વાસણો ગીરો મૂકયાં ને કોલોન જઈ ફર્નીચર વેચ્યું. લંડનની હાડમારીઓથી તો તમો ભલી ભાતે વાકેફ છો જ. ત્રણ બાળકો તો આગળ હતાં ને ચોથું કુટુંબનું ભાગીદાર થવાની તૈયારીમાં હતું. બેંતાળીશ ' શેલ્ર ' તો માત્ર ભાડામાં જ હોમાતા. જે કોઈ બચ્યું ખુચ્યું હતું તે ય હવે તો સાફ થઈ ગયું; મારી છાતી અને બરડામાં ભયંકર દર્દ થતું હતું પણ બાળક માટે ધાવનો વિચાર સુદ્ધાં કલ્પનાથી પર હતો. પણ બિચારા એ નાનકાએ મારી સમગ્ર ચિંતાઓ જાણે ધાવી લીધી ન હોય, તેમ જન્મ્યું ત્યારથી જ કંતાતું ચાલ્યું. રાત દહાડો બિચારું સીઝયા કરતું. એવામાં જ એક દિવસ અચાનક મકાનવાળી આવી. શિયાળામાં જ ૨૫૦ " શેલ્ર " તો એને પહોંચી ચુકયા હતા ને કરાર થયેલો કે પોણોસો રૂપીયા જે બાકીના તે રહતે રહતે પહોંચાડીશું. પણ ભલા, શાની માને ? એ તો આદુ ખાઈને જ આવેલી ને સાથે બે સિપાઈ પણ લાવેલી. એ તો બધાં ધમધમ ઘરમાં પેઠાં. બચ્યું ખુચ્યું ફર્નીચર મારાં નાનકાનું ઘોડીયું અરે મારી પાસે ઉભી ઉભી રોતી વચેટ દીકરીની ઢીંગલી પણ ઝુંટવી લઈ જપ્તીમાં લઈ બેઠાં. માત્ર બે કલાકની જ મોહલત આપી હતી. હું તો મારા નાનકાને લઈ ભોંય પર જ મારા દુઃખમાં ગરકાવ પડી હતી

બીજી પ્રભાતે તો હમારે નીકળવું જ પડ્યું. પાણી વર્ષી રહ્યું હતું, ઠંડી કહે કે મારૂં કામ, અને ચારે મેર વિપત્તિના વાદળ ઘેરાઇ વળ્યાં હતાં. મારા પતિદેવ સવારથી જ ઓરડી શોધવા નીકળી પડેલા પણ ચાર ચાર બચ્ચાંની વાત જાણી કોઇ ભાડે ઓરડી આપવા તૈયાર થાય જ નહીં. છેવટે એક દોસ્ત કુમકે આવ્યો. દવા, દૂધ, અનાજ, પરચુરણ બધાના બીલો મારો છેવટનો એક સાદો બિસ્તર ને બચેલું સર્વસ્વ વેચી હરેકની પાઇ પાઇ ચુકવી.

આવા દારિદ્ર્યમાયે એ પ્રેમાળ દંપતીને કંઇ બાળકો થયાં. માર્ક્સ એક ગજબના પ્રેમી પિતા હતા. હમેંશા તે કહ્યા કરતા કે "બાળકો જ માતાપિતાને ઉછેરે છે." પોતાના વહાલાં બાળકોને બહુ જ પ્રેમથી હુલાવતા ફુલાવતા. દરેક બાળકોના હુલામણા-નાં ખાસ નામો રાખવામાં આવ્યાં હતાં. આ અનંત ગરીબીમાં પણ તેઓ હિમ્મત હાર્યા જ નહીં. ગરીબીને લીધે તેમને એક એવા કંગાલને તંગ લત્તામાં રહેવુ પડતું કે જેથી ખરાબ હવાપાણીને લીધે બાળકો બિચારા બધાય અવારનવાર માંદલાં જ રહેતાં. આ ભૂલકાંને ભૂખી મા કયાં સુધી ટકાવી શકે ? તે એક એક કરીને સંસારથી વિદાય થવા માંડયાં. આ રીતે તેમનામાંના અર્ધાં તો માબાપને રોવરાવી ચાલી જ નીકળ્યાં. માર્ક્સના એક ચરિત્ર લેખક મી. જે. સ્પાર્ગોએ લખ્યું છે કે "માર્ક્સનું ચોથું બાળક હેન્રી લંડનમાં જન્મેલો. એના પર દરિદ્રતાના ક્રૂર દૈત્યનો ઓળો જન્મથી જ પડેલો. બચપણમાં જ એ મર્યો એમ તો હજારો મરે છે......માર્ક્સ દંપતીના ઘરમાં મોતના દૂતનો આ પહેલો જ પ્રવેશ. એણે ઉભયના દિલનો ખીમો કર્યો. કારણ કે એમને ખબર હતી કે આ નાનકાએ ભૂખી માતાના સ્તનમાંથી લોહી જ ચાખ્યું હતું. હકીકતમાં એનું ખૂન ગરીબીએ જ કર્યું હતું."

ત્યાર કેડે ૧૮૫૨ ની વસંતમાં નાનકડી ફ્રાન્સીસકા પણ આ દુઃખીઆરાં સાથે રીસાઇ સીધાવી. આ વખતની ભયંકર દરિદ્રતાનો ઉલ્લેખ શ્રી જયિનીની ડાયરીમાં નીચે મુજબ છે.—

"આજ વર્ષના ઇસ્ટરમાં મારી લાડકી ફ્રાન્સીસ કંઠનળીની ૩ દિવસની માંદગીમાં ચાલી નીકળી. ત્રણ દહાડા લાગટ એણે મોત સાથે બાથડીયાં લીધાં. એનો નાનકડો મૃતદેહ પાછલી ઓરડીમાં સંચરી હમે આગળ દુ ખના ઓછાડ ઓઢી એ ટાઢી રાત પડી રહ્યાં. મારાં ત્રણે જીવીત બાળકો મારી સોડમાં જ ભોંય પર લેટેલાં પડયાં હતાં મારી લાડકી હમારા જીવનની કંગાલમાં કંગાળ ક્ષણે હમને છોડી ગઇ હતી. હમારા જર્મન મિત્રો હમને આ ટાણે સહાય કરવામાં નિષ્ફળ નિવડયા. અંતે હું એક દેશવટો ભોગવતા એક ફ્રેંચ પડોશી પાસે ગઇ. અમારી દારૂણ વિતકકથા સાંભળી તેણે બે પાઉંડ આપ્યા એનું હમે મડ કફન આણ્યું ને વ્હાલુડીને ચીર શાંતીમાં પોઢાડી."

પછી તો જયિનીનો એકનો એક દીકરો 'એડગર' કે જેને એ લોકો હુલામણામાં "મશ" કહી બોલાવતા તે દાકજવરમાં સ્વર્ગે સંચર્યો. સ્વભાવથી જ ધૈર્યવાન માર્ક્સ પણ આ ઘાથી હારી બેઠા. માર્ક્સે કદી પણ પોતાનું દુઃખ કોઇની પાસે રોયું નહોતું. પણ આ વખતે તો એડગરના મૃત્યુ બાદ ત્રણ મહીને એક મિત્રને લખ્યું:—"બેકન લખે છે કે માણસોને પ્રકૃતિમાંથી ને સંસાર માંથી ઘણું ખેંચાણ મળી રહે છે એટલે તેને દુઃખના ધક્કા બહુ લાગતા નથી ' પણ હું કયાં લાયક છું ? મારાથી તો મારા પુત્ર મરણનો વજ્રપાત કેમ સહ્યો જતો જ નથી. ત્રણ મહીના કેડે પણ એ આજે જ ગુજર્યો

હોય એમ મારી દૃષ્ટિ સમક્ષ મને અનુભવ થાય છે. બાપડી જયિની તો છેક જ લથડી ગઇ છે."

આ દુર્ઘટનાએ જયિનીને તો ઘેલી જ બનાવી મેલી. આ બનાવની શલ્ય એના કલેજામાં ઘણા વર્ષો સુધી કાયમ રહી. આ બનાવ પછી છેક વીસ વર્ષ બાદ એક કાગળમાં નીચેની કરુણતા ભરેલી છેઃ—"આવા વજ્રપાતો સહન કરવા કેટલા દોહ્યલા છે ને મગજને ઠેકાણે આણવું કેટલું કપરૂં છે એનો મને બરાબર અનુભવ છે. જો કે આવા દુઃખી મને રોજના વ્યવહાર કામો નાની નાની ચિંતાઓ ને જીવનકલહની બીજી માથાકુટો દુઃખને વિસરવામાં ભારે મદદગાર થાય છે તાત્કાલિક નાની નાની ફીકરોને લીધે મોટામા મોટી વ્યથાઓ પણ દબાતી ને વિસરાતી જાય છે. બહુજ સૂક્ષ્મ રીતે આ બને છે. ઘા રૂઝાઇ જાય છે એમ કહેવાનો મારો આશય નથી. ઘા તો રૂઝાતો જ નથી ને તેમાં પે આતો ધીમે ધીમે મનરમાડો થાય નવી. નવી આશાઓ ચમકારા મારે ને આમ ને આમ જીવન સરિતા વહે જાય. કોઇક દિવસ અનંત શાંતિમાં જીવન વ્હેણ જઇ જ મળે "

સંસારની નિર્ધન પિડીત વ્યકિતઓ ઉપરના કથનમાંથી જરૂર પ્રેરણા પામશે.

### બાલ્યાવસ્થા અને પ્રેમ

જયિનીની જીવનકથા કોઇપણ નોવેલ કરતા વિશેષ મનોરંજક અને હૃદયવેધક છે. એક પૈસાદાર પિતાની પુત્રી-પ્રશિયાના એક મોટા ઓહ્દેદારની એ લાડકી દીકરી હતી. માર્કસની મોટી બેન સોફી સાથે એકજ ક્લાસમાં ભણતી હતી. એટલે ઓક સાથે બેનપણા થયાં ને એકમેકને ઘેર અવરજવર ચાલુ થઇ. દરમિયાન પ્રેમનો અંકુર ફુટી પડ્યો. જયિનીની ઉમ્મર બાવીશની ને માર્કસની અઢારની હતી. કેટલાક દિવસ તો આ બિના છુપી રહી. લોક જાણતા કે એનો મોફીની સાથેના સંબંધને લીધે આ ઘણાઘણી હશે. પણ પ્રેમની આખ કેટલા દહાડા છાની રહી શકે? માર્કસનામાબાપે જાણ્યુ. પણ જયિનીની હિમ્મત આ વાતથી પોતાના માબાપને વાકેફ કરવાની નજ ચાલી. પછી તો માર્કસને બર્લીન જવું પડ્યું. સોફી બ્હેને આ વખતે દુતીનો પાઠ ભજવ્યો. માર્કસના કાગળો જયિનીને પહોંચાડવાનું કામ એણે ખૂબ જ સુંદર રીતે બજાવ્યું. એટલુ તો એટલું પણ માર્કસના વૃદ્ધ પિતા પણ આ વાતમાં ઘરડે ઘડપણ ખૂબ રસ લેતા. એક કાગળમાં માર્કસને એમણે લખી મારેલુંઃ—

મારા પ્રિય માર્કસ! મારાથી કોઇ કોઇ વખત એવા મામલામાં ફસાઇ જવાય છે કે જે મને આ ઉમ્મરે ન શોભે. તારીજ...એ મારામાં ગજબ વિશ્વાસ મૂકવા માંડ્યો છે ને મને પોતાની નાની મોટી બધી જ વાતો કહેજ જાય છે પ્યારી ભોળી અબુધ છોકરી હંમેશ તારી જ ચિંતા કર્યા કરે છે કે તું ક્યાંક એને. ખાતર હૃદયથી જ્યાદા તકલીફ ઉઠાવી હેરાન ન થઇ બેસે. એના મા બાપ તો તદ્દન જ અંધારામાં છે. જયિની વિમાસણમાં પડી ગઇ છે કે એના જેવા શાણીને સમજદાર પ્રેમપાશમાં શી રીતે બંધાઇ પડી?"

વિકટ વાત તો એ છે કે જયિનીના માબાપને આ બધાથી કોણ વાકેફ કરે. જ્યારે તેઓ જાણે કે તેમની દીકરી ચાર વર્ષે નાના આયકના પ્રીતિપાશમાં ફસાઇ પડી છે ત્યારે તેમની મનોદશા કેવીક બનશે? ક્યાં એક પ્રશિયાના મોટા સત્તાધીશની બેટી ને ક્યા એક સાધારણ યહુદી વકીલનો છોકરો!

આખરે કાર્ષે પોતે જ આ કઠણ કામનું બીડું ઝડપ્યું. જયિની તો થરથર કાંપતી હતી કે હાય હવે શું થશે! એણે પોતાના

પ્રિયતમને લખ્યું હતું કે બર્લિનથી મારા પિતાને પત્ર દ્વારા જ્યારે જાણ કરવા તમો તત્પર થાવ તે પહેલાં આઠ દિવસ અગાઉ મને જાણ કરશો કે જેથી ભાવી અગ્નિપરીક્ષા માટે હું તૈયાર રહી શકું. કાર્લ માકર્સના કાગળનું શું થયું તે કંઇ હમે કહી શકતા નથી પણ લાગે છે કે સાસુ-સસરાએ ભાવી પ્રબલ છે એમ માની મન મનાવ્યું હશે

આ પ્રેમાંકુરે નિરસ માકર્સને કવિ બનાવી દીધા. વાંચકો જાણીને આશ્ચર્ય પામશે કે સામ્યવાદના આચાર્ય કાર્લ માકર્સની પ્રથમ રચના શિક્ષિત જનતાની સામે પહેલ વહેલી તો કવિતા રૂપે જ આવી. શ્રીમતી જયિની સહુને અભિમાન પૂર્વક કહ્યાં કરતા કે " એક જમાનો એવો પણ હતો કે આ મારા દાર્શનિક અને અર્થશાસ્ત્રી પતિ મારા પ્રેમને કારણે કવિયે બન્યા હતા. "

સગાઇ થયા કેડે ૭ સાત વર્ષે ૧૨ મી જૂન ૧૮૪૩ ને દિવસે બન્ને પરણ્યાં. ૧૮૮૧ ના ડિસેંબરની ૨ જી તારીખ સુધીના ૩૮ વર્ષો સુધી શ્રી જયિનીના દેહાંત પર્યંત આ પરદુઃખભંજન જુગલ જોડીએ જગતની ગરીબીના વિષ ઘોળી ઘોળી હોંશે હોંશે પીધાં.

લગ્ન બાદ માકર્સ કાંઇ ભોગવિલાસમાં ન પડી ગયા. તરત જ ત્રણ મહીનાના ગાળામાં રાજનૈતિક અને આર્થિક વિધાન સંબંધી સો ગ્રંથોનો અભ્યાસ કરી નાંખ્યો અને ત્રણ નોંધપોથીમાં લાંબી લાંબી નોંધોનો સંગ્રહ કર્યો.

લગ્ન પછી ૧૮ વર્ષે પોતાની બેનપણી શ્રી વેડ મેયરને ૧૨ મી માર્ચના ૧૮૬૧ ના કાગળમાં જયિની લખે છે;—

અહીં અમારા શરૂના વર્ષો ભારે કડવાં ગયાં. પણ મારે આજે ગત દુઃખોના રોદણાં નથી રોવાં. ગભરૂ બાળકોના મૃત્યુ સ્મરણ પણ તાજાં નથી કરવાં.

પહેલું અમેરિકન સંકટ આવ્યું; ' ન્યુયોર્ક ટ્રિબ્યુને ' અમારો પગાર અર્ધો કરી નાંખ્યો. અને હમારે હમારા જીવનની બધી જરૂરીયાતો અર્ધી કરી નાખવી પડી. દેવું એ વધી પડયું. હવે હું હમારા જીવનની એક તેજસ્વી ઝાંખી કરાવું. પ્રકાશ અને પ્રસન્નતાની દીપ્તી સમી અમારી દીકરીઓ. એમનો પરોપકારી ને મધુર સ્વભાવ અમારા જીવનને બાગ બાગ કરી દે છે. તેમાંયે નાની તો આખાએ ઘરની પ્રેમ-પ્રતિમા. એક દિવસ હું બિમાર પડી. ડાક્ટર આવ્યા. વિચારમા પડી ગયા. છેવટે બોલ્યા, શ્રીમતી ! તમને શીતળાનો રોગ છે. તમારે તમારાં બાળકોને અલગાં કરવાં પડશે. શું વિચાર કરી જો અમને એ વાતે કેટલા દુઃખી કર્યા હશે ! પછી વળી માકર્સ બિમાર પડયા. પાસે પૈસા નહીં ને તેમા વળી બિમારી, બ્હેન ! આ વિતકની વાત તને શી રીતે સમજાય. અમેરીકાના પેલા પત્રે વળી પગાર અર્ધો કરી નાખ્યો ને હમારા દુઃખની સીમા ન રહી. બ્હેન સંસાર સાહસીકોનો છે. હિમ્મત હારીશ મા, ને તારા ધણીની હિમ્મતબાજ વીર જીવનસંગિની બની રહેજે. શરીર અને મન સદાયે તાજગીભર્યું રાખવા પ્રયત્ન કરજે. લી. તારી દીલોજાનઃ જેનીમાકર્સ. "

આર્થિક દુર્દશાની હવે તો હદ વળી. શનીવારનો દહાડો. ઘરમાં એક કોડી પણ નહીં ને કોઇએ કશું ય ઉધાર આજે તો આપ્યું જ નહીં. કાલ રવિવારની સવારની રોટી શી રીતે બનશે એજ ફીકર લાગી રહી હતી. અંતે જયિનીએ કહ્યુ હવે આપણી પાસ રહ્યું તો કશું જ નથી પણ મારા પિયરની આ ચાંદીની ચમચી લઇ જાવ; કરી ઘરાણે મેલી જે મળે તે લઇ આવો. " ચમચો લઇ માકર્સ દુકાનદાર પાસે ગયા. મારવાડી ભાઇ ચમચી પર અર્ગલનાડયૂકનું રાજ-ચિન્હ જોઇ ચમકયા, એણે માની લીધું કે

આ વિદેશી ભિખારી ક્યાંકથી ચમચો ચોરી લાવ્યો છે. એણે તો ખાસો પોલીસ બોલાવ્યો. માર્કસે બધી વાત ભલી ભાતે ખૂબ ખૂબ સમજાવી પણ કોણ સાંભળે ? માર્કસને ચાવડી પર બાંધી લઈ ગયા. કેદમાં પુરી તાળું વાસ્યું. છેક સોમવારે સવારે ખબર પડી કે આ મહાશય કોણ હતા, ને ત્યારે એમને છોડયા.

સંકટ એકલી સાથે થોડું જ આવે છે. એના તો ટોળાં જ હોય. માર્કસ તે વખતના એક કાગળમાં લખે છે, " મારી સ્ત્રી હમેશા હવે તો નિરાશ બની એમજ કહ્યા કરે છે કે બાલબચ્ચાં સમેત હું મસાણે જાઉં તો કેવું સારું ! " " હું કાંઇ મારી પત્નીનો દોષ નથી કાઢતો. વાતવાતમા તંગી, દેવાં, અપમાન, હાડમારી, હાયતોબા તેમાં એ તો કોમળ ઓરજાતિ કેટલું વેઠે ! "

કોઇ કોઇ પત્રોમાં માર્કસ પોતાની પત્નીના ચીઢીયા સ્વભાવનો ઉલ્લેખ કરે છે. પણ આવા સંયોગોમાં એક કોમળ અબળા માટે શું આ બિલકુલ સ્વાભાવિક નથી ? જેનો પતિ રોજ બાર બાર કલાક પુસ્તકાલયમાં વિતાડે, બચ્ચાં માટે સુકી રોટલીની પણ કાળજી ન રાખે, ઘરના શાકપાનને ભૂખ તરસને વિસારી ભાવી સંસારના પ્રશ્નો પર દાર્શનિક વિચારોમાં મગ્ન હોય ભલા ! આવી વિકટ પરિસ્થિતિમાં કોની સહાનુભૂતિ જયિનીની સાથે નહી હોય ?

જયિની પતિ કરતાં ચાર વર્ષે મોટી હતી. ઘડપણ પણ એને જલદી જ આવ્યું. ૬ બાળકોના મૃત્યુએ એના માથાને છેક જ નિર્બળને હૃદયને તદન હતાશ બનાવી મૂક્યું. તેમાં વળી દીકરીઓની ચિંતા. દીકરીઓ ભણવે ગણવે બડી હુંશિયાર. વર્ગમાં પ્રથમ પંક્તિની જ ગણાય. પણ ફીનું શું ? આવકમાંથી શરૂમાં જ ફીના પૈસા જયિની ઉચે મૂકી દે. પણ ગરીબી તે ગરીબી જ. એના કપરા ડંખ, દીકરીઓ પણ વેદના સાથ અનુભવતી. કદી કદી માદીકરીઓ લડી પણ પડતી. માર્કસ દીકરીઓનો પક્ષ લે. એક વાર માર્કસને ખૂબ જ આઘાત પહોંચેલો. ગરીબીને કારણે એની એક દીકરીને એક અંગ્રેજ કુટુંબમાં છોકરાં સાચવવાની નોકરી લેવી પડેલી. માર્કસનાં દુઃખની આ અવધી હતી. આજ વખતે માર્કસ એક મિત્રને લખે છે કે "જયિનીનો સ્વભાવ ખૂબ જ ખરાબ થઇ ગયો છે. હર વખત દીકરીઓને કંઇને કંઇ સંભળાવ્યે જ રાખે છે. દીકરી અંગ્રેજ કુટુંબમાં નોકરડી થાય એ મને અત્યંત ખરાબ લાગે છે પણ એટલો સમય એને એની માના કડવા વેણોથી તો રાહત મળે જ છે એમ ધારી મન વાળું છું. "

માર્કસ પત્નીના ચીઢીયા સ્વભાવથી ખૂબ જ કંટાળી ગયા હતા. જો કે એ બધામાં પોતાનો હિસ્સો કાંઇ કમ ન હતો. પણ પત્નીમાં એમની શ્રદ્ધા પણ તેટલી જ અવિચળ હતી. એક કાગળમાં જયિનીને એમણે લખ્યું હતુ.

" પ્રિયતમે !

તારા કાગળથી મને બહુજ સંતોષ થયો. દિલ ખોલીને વાત લખવામાં કદી પણ સંકોચ કરવો જ નહીં. વ્હાલી કઠોર હકીકતો તને આટલી બધી હલાવી નાખે છે ત્યાં મને પણ થોડુંક સંવેદન અનુભવી લેવા દે. મને ખબર છે કે તારી સહનશક્તિ અપાર છે ને આશા અનંત છે. નાની નાની સારી ખબરો પણ તને ઉત્સાહ પ્રેરવામાં શક્તિશાળી બને છે. આ અઠવાડિયે-તેમ નહીં તો આવતે સોમવારે તો જરૂર તને પાંચ પૌંડ મોકલીશ જ.

ખરેખર જયિનીમાં અનંત સહનશીલતા હતી. જરાપણ નિશ્ચિંતતા ક્વચિત્ લાધતી તો વરવહુ ઓરડામાં હાથમાં હાથ મિલાવી

## મદ્રાસની કોરપોરેશનમાં



શ્રીમતી અમ્મુસ્વામી નાથન





શ્રીમતી રૂકિમણી લક્ષ્મીપથી

આ બે બહેનો મદ્રાસ કોરપોરેશનમાં મહાસભાવાદી સભ્યો તરીકે ચુંટાયાં છે.

જમૈયા યુદ્ધ



મુંબઇના દાદાબા ટ્રસ્ટ બિલ્ડીંગમાંના લાઠી અને લેજીમ વર્ગની
વિદ્યાર્થીનીઓનું 'જમૈયા યુદ્ધ'.

ટેકતા ને પ્રેમગીતો ગાતા, જર્મનીમાં યૌવનકાળમાં ગાતાતા તેમજ, અન્ન વસ્ત્રના અભાવમાં પણ આટલી પ્રસન્નતા જાળવવી એ કેટલું દોહ્યલું છે ! એક વાર કોઇક મિત્રે જયિની અને તેની બે દીકરીઓ માટે નવાં વસ્ત્રો સીવડાવી મોકલ્યા, એને ધન્યવાદ દેતા જયિની લખે છે:

" તમે જાણીને રાજી થશો કે તમારા મોકલેલા કપડાં પહેરી દીકરીઓ કેટલી રાજી થાય છે. દેખાય છે પણ કેટલી સુંદર. તેઓ કેટલી મધુર-ફાંકડી ને હસમુખી સોહાય છે. તેમાં મને તો તમારા કપડાંથી અજબ પોરસ ચઢયો છે. દીકરીઓ તો મને મોર જેવી ફાંકડી મા કહી આજે સંબોધી રહી છે. આજે બહાર જરા ચરહી છે. નહી તો આ પહેરી હું જરૂર બહાર જાતા. અભિમાની પાડપાડોશી પર જરા રોપ તો પડત. "

મૃત્યુ

જયિની અત્યંત જીર્ણ થઇ ઇ. ૧૮૮૧ માં પતિ સાથે પેરીસ ગઇ. પરણીને પેરીસમાં જ રહી પડેલી પોતાની બે દીકરીઓને જઇ મળી. પેરીસથી આવી માર્ક્સ બહુ જ બિમાર થઇ ગયા. જયિની તો પહેલેથી જ લથડી હતી. લોક માનતા કે આ દંપતી સંસારમાંથી સાથે સાથે જ કુચ કરી જશે. પણ માર્ક્સની તબિયત સુધરી. જયિનીની મૃત્યુ-શય્યા આગળ એક દિવસ " મોર્નીંગ પોસ્ટ " નામક પત્રમાં આવેલો માર્ક્સની પ્રશસ્તિનો એક લેખ વાંચવામાં આવ્યો. વિલાયતના છાપામાં માર્ક્સ માટે આ પહેલો જ લેખ હતો ને તે સાંભળી જયિનીએ એક સંતોષનો શ્વાસ લીધો. ૨ જી ડિસેંબરે જયિની જન્નતનશીન થઇ. માર્ક્સ ત્યાર બાદ બીજા ૧૫ દર માસ પત્નીની માળા જપતા વધુ જીવ્યા તે કહેતા કે " જયિની મારા જીવનના સારામાં સારા ભાગની સહધર્મિણી રહી હતી. ૧૮૮૩ ની ચૌદમી માર્ચે માર્ક્સ પણ લીલા વિસ્તારી ગયા. બન્નેની સમાધી એક જ સ્થળે બનેલી છે.

લાલા હરદયાળનું આ કથન સર્વાંશે સત્ય છે કે યુગ યુગાન્તર પર્યંત આ દંપતી-જયિની-માર્ક્સની કષ્ટ-ગાથા સાધારણ જનતાને પ્રોત્સાહિત કરતી રહેશે ને ભવિષ્યના બંધનમુક્ત મજુરોને માટે તો બાયબલની ગરજ સારશે.

આમીન.

---

## રા. બા. રણછોડલાલ છોટાલાલ ઇનામી ભાષણ

### ઇનામ રૂ. ૫૦

ગુજરાત વર્નાક્યુલર સોસાયટી હસ્તકના રા. બા. રણછોડલાલ છોટાલાલ ઇનામી ભાષણ ફંડ ખાતેથી " **દાંત અને તેની સંભાળ** " એ વિષયપર અમદાવાદમા રૂ. ૫૦ ના ઇનામથી એક વ્યાખ્યાન આપવાની જેમની મરજી હોય તેમણે તા. ૩૧ મી ડિસેમ્બર ૧૯૩૬ સુધીમાં તે વિષયની અનુક્રમણિકા સાથે ઓનરરી સેક્રેટરીને લખી જણાવવું. ભાષણ અપાયા પછી તે સંબંધી સર્વ પ્રકારના હક આ સોસાઇટીને રહેશે.

ભાષણ માટે જેમને પસંદ કરવામા આવશે, તેમને ભાષણની તારીખ મુકરર કરીને આખું ભાષણ લખી મોકલવા જણાવવામાં આવશે

પો. બો. નં. ૨૩,
અમદાવાદ
તા. ૧૬-૬-૧૯૩૬,

વિદ્યાબ્હેન રમણભાઈ નીલકંઠ
ઑન સેક્રેટરી,
ગુ. વ. સોસાઇટી.

# હિન્દી મહિલાઓ માટે
## શારીરિક તાલીમની આવશ્યકતા

લેખક :
કુમારશ્રી મોતીસિંહજી મહીડા

આધુનિક યુગમાં હિન્દી મહિલાઓની સ્થિતિ કેવી છે, હેનો આપણે વિચાર કરીએ તો જણાશે કે તેઓ પોતાના પ્રમાદને પરિણામે અત્યન્ત બળહીન બની બેઠી છે. હેમનામા સાહસનું તો નામનિશાન પણ નથી. ઉપરાંત પુરૂષવર્ગ પણ તે માટે જવાબદાર છે. શિક્ષણ-પ્રબન્ધની વાત તો બાજુએ રહી, પરન્તુ હેમનાં શરીરસ્વાસ્થ્ય તરફ આપણે કેવળ બેદરકાર છીએ. આજકાલ વર્તમાનપત્રોમા અનેક પ્રકારના એવા સમાચાર આપણે વાંચીએ છીએ કે આજે અમુક સ્ત્રીને અમુક જગ્યાએથી અમુક ઇસમ ઉઠાવી ગયો અથવા ગુંડાઓએ અમુક સ્ત્રીની લાજ લીધી. આવી રીતે જડેચોક સ્ત્રીઓનું અપમાન થતું જોતાં, સ્હમજુ પુરૂષોને અતિ દુઃખ થાય છે, પરન્તુ હેના યોગ્ય ઉપાયો યોજવામાં આવતા નથી. પુરૂષો મહાવીર દળ જેવી સંસ્થાની સ્થાપના કરીને સ્વયં બળવાન બનવાનો પ્રયત્ન કરે છે; અથવા 'સ્ત્રીઓએ અગાઉની વીરાંગનાઓની માફક કટાર રાખીને પોતાનાં શીયળની રક્ષા કરવી જોઇએ' એવો બોધ આપ્યા કરે છે, પરન્તુ તેથી સ્ત્રીઓને ખરો લાભ થવાનો નથી. સાચો લાભ તો હેમને શારીરિક તાલીમ આપવામાં સમાયો છે.

હું જ્યારે આવા પ્રકારના 'પરોપદેશે પાંડિત્ય' જેવા ઉપદેશો કે લખાણો વર્તમાન પત્રોમાં વાંચું છું, ત્યારે મ્હને અત્યન્ત ખેદ થાય છે. આપણા અનુભવી ભ્રાતાગણ ઘા ધોવાને બદલે કેવળ ઉપર ઉપરથી મલમપટ્ટી જ કરવાનો પ્રયત્ન કરે છે. વ્યાયામશાળાઓ ખોલીને સ્વયં બળવાન બનવામાં પુરૂષોનું હિત સમાયું છે એ વાતમાં જરાય સંદેહ નથી, પરન્તુ માત્ર પુરૂષો જ વ્યાયામદ્વારા બળવાન બને તેથી શું સ્ત્રીઓની દરેક મુંજોગોમાં રક્ષા થઇ શકશે? હરગીઝ નહિ. તેવી જ રીતે સ્વાવલમ્બનનો મૂળ મન્ત્ર શીખવ્યા વિના સ્ત્રીઓનો ઉદ્ધાર થઇ શકશે? નહિ જ. શરીરમાં જ્યાં સુધી સામનો કરવાની શક્તિ ન હોય ત્યાં સુધી કટાર કે કીરપાણ પણ શા કામની? મનોબળ કે તાકાતના અભાવે એવી કટાર પણ નકામી નીવડશે એટલું જ નહિ, પરન્તુ એ કટાર કદાચ હુમલો કરનારને જ મદદરૂપ થઇ પડશે. સ્ત્રીઓમાં જો સાહસ, શૌર્ય અને પરાક્રમ હશે તો એવા હથિયાર ગુંડાઓને ઘાતક નીવડશે; એટલું જ નહિ, પરન્તુ હથિયાર વિના પણ એવી શક્તિશાળી સ્ત્રીના એકાદ તમાચાથી, હુમલો કરનાર તસ્મર ખાઇને ધૂળ ચાટતો ભોંયભેગો થઇ જશે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે સ્ત્રીજાતિનાં સ્વાસ્થ્ય તરફ વિશેષ ધ્યાન આપવાની આવશ્યકતા છે. જ્યાંસુધી આપણી સ્ત્રીઓ નિરોગી તથા સબળ નહિ બને ત્યાં સુધી તેઓ ન તો સ્વરક્ષણ કરી શકશે, ન તો કોઇ સમાજનાં વિવિધ પ્રકારનાં આંદોલનો સફળ બનાવીને દેશ અને સમાજનું વધુ હિત કરી શકશે. આનું પ્રત્યક્ષ દૃષ્ટાન્ત આપણી નજર સ્હામે જ છે: આપણી માતાઓ અને બ્હેનોએ કૉંગ્રેસ-ક્ષેત્રમાં ભાગ ન્હોતો લીધો ત્યાં સુધી કૉંગ્રેસને પૂરતા પ્રમાણમાં સફળતા ન્હોતી મળી, પણ જ્યારથી સ્ત્રીઓ પોતપોતાના કર્તવ્યક્ષેત્રમાં પૂર્ણ રીતે તલ્લીન થતી દૃષ્ટિગોચર થઇ, ત્યારથી નિરાશારૂપી અંધકારમાં આશારૂપી સૂર્યનો ઉદય સુખપ્રદ જણાવા લાગ્યો, કિન્તુ કેવળ આ ક્ષેત્રમાં જ

ત્હેમના કર્તવ્યની પ્રતિશ્રી થતી નથી. માટી વીરાંગના ત્હેને જ કહી શકાય કે જેનામાં શારીરિક અને આધ્યાત્મિક બળ પૂર્ણ અંશે વિદ્યમાન હોય. ભારત જેવા વિશાળ દેશમાં આવી વીરાંગનાઓની સંખ્યા અતિ અલ્પ છે. યૂરોપ-અમેરિકા આદિ દેશોનાં નર-નારીઓને સમાન અધિકારો બહુ સમયથી મળ્યા છે; અને તેથી જ તે શારીરિક અને આધ્યાત્મિક બળમાં તેમજ સામાજીક પ્રગતિમા આપણાથી અગ્રેસર છે, ત્યાંની સ્ત્રીઓ સાહસ તથા ઉત્સાહપૂર્વક કાર્યક્ષેત્રમાં ઉત્તીર્ણ થઇ, સફળતા પ્રાપ્ત કરે છે. યૂરોપીય મહાયુદ્ધ-કાળમાં રેલ્વે, તાર, ટપાલ, નૌકાખાતું વિગેરે ક્ષેત્રોમાં લાખોની સંખ્યામાં સ્ત્રીઓએ કામ કર્યું હતું અને દેશની સેવા બજાવી હતી અસહકારની ચળવળમાં આપણા સ્ત્રી-પુરુષોએ દક્ષતા અને ધીરજ સાથે જે કામ કર્યું હતું એ યુરોપ આદિ દેશોની સરખામણીમાં ઉતરે એમ તો નથી જ, જો કે વિદેશી લલનાઓએ કરેલા પરાક્રમોની સરખામણીમાં આપણી બ્હેનો-એ કરેલું કામ પરિપૂર્ણ તો નજ ગણી શકાય.

જેમની કૂખથી પ્રાતઃસ્મરણીય રામ, કૃષ્ણ, ગૌતમ, કર્ણાદિ જેવા મહાન પુરુષો તેમજ ભીમ, અર્જૂન સરખા યોદ્ધાઓ, ધ્રૂવ અને પ્રહ્લાદ સરખા હરિભક્તો ઉત્પન્ન થયા તેમજ વર્તમાન કાળના સુવિખ્યાત વૈજ્ઞાનિકો, વીર-પુરુષો અને વિદ્વાન થયા છે; તેજ સન્નારીઓના આદર્શ પગલે આપણો આજનો સ્ત્રીવર્ગ કાં ન વિચરે ? આજની સ્ત્રીઓ ત્હેમના જેવી ધીર, વીર, ગંભીર કાં ન બને ? એમાં ફક્ત દૃઢ મનોબળની જરૂર છે. એક વખત મનમા પોતાની શક્તિ માટે દૃઢ શ્રદ્ધા બંધાય તો પછી ગમે તેવા વિકટ સંજોગોનો સામનો કરવાની શક્તિ હરકોઇ સ્ત્રીમાં આવશે એમાં રજભાર શંકા નથી, પ્રભુ આપણી સ્ત્રીઓને એવું બળ આપે અને તેઓ સ્વરક્ષણ કરવા માટે શારીરિક શક્તિ કેળવવા પ્રેરાય એજ અભ્યર્થના !

# સવર્ણોનો હૃદયપલટો કઇ રીતે થાય



લેખક : શ્રી દિલખુશ બ. દિવાનજી

અસ્પૃશ્યતા નિવારણનું સાચું કાર્ય જો સવર્ણ હિન્દુઓનો હૃદયપલટો છે તો એ હૃદયપલટો આણવો કેવી રીતે, હજારો વર્ષોથી જેમનામાં અસ્પૃશ્યતાના ખોટા સંસ્કારો ઘુસી ગયા છે એમના હૃદયમાં હરિજનો પ્રતિ સમભાવ પ્રેમ અને સેવાની ભાવનાઓ જગાડવી અને કેળવવી એ અતિશય અઘરું કાર્ય છે. આપણે કેવળ હરિજનોની દુર્દશા ટાળવાના જ પ્રયાસો કરીશું તેથી કંઇ એકાએક સવર્ણ હિન્દુઓના અજ્ઞાન અને સંકુચિતતાંના પડદાઓ ખસી જવાના નથી. સવર્ણ હિન્દુઓ આપણી એ સેવા-પ્રવૃત્તિને પતિતોની ઉન્નતિકાર્યની અને લોકહિતની પ્રવૃત્તિ તરીકે ગણી કાઢશે-એથી કંઇ એ અવધૂત થયેલા વર્ગને હિન્દુઓના સર્વ અધિકારો મળવા જ જોઇએ એવું વલણ સવર્ણ હિન્દુઓમાં નહિ જાગૃત થાય.

જો સવર્ણ હિન્દુઓ સમજે કે હરિજનો પ્રતિ ઘોર અન્યાય ચાલી રહ્યો છે તો એમનું હૃદય પરિવર્તન થઇ શકે. આમાં સવર્ણ હિન્દુઓના હૃદયને સ્પર્શવાની વાત છે એટલે હૃદયપલટાના આપણા સાધનો હૃદયગમ્ય હોવા જોઇએ. બળાત્કારને આમાં બિલકુલ સ્થાન નહોય કારણકે બળાત્કાર કદી પણ હૃદયની સ્વાભાવિક વૃત્તિઓમાં પરિવર્તન નથી કરી શકતો. અહિંસાના પ્રેમધર્મથી જ આપણે સવર્ણ હિન્દુઓને સમજાવી શકીશું કે હરિજનો પ્રતિનું તેમનું આભડછેટનું વલણ સાવ અન્યાયી, ખોટું અને અનિષ્ટ છે. આપણે હરિજન પ્રવૃત્તિમાં રહેલી અહિંસાની ભાવનાને કદી ન ભુલવી જોઇએ. અહિંસાના પ્રેમધર્મમાં જેમને શ્રદ્ધા નથી તેઓ સવર્ણ હિન્દુઓના હૃદયપલટાના કાર્યમાં બહુ ઓછો ફાળો આપી શકશે. પૂ. ગાંધીજી આટલા માટે જ હરિજન પ્રવૃત્તિનું ધાર્મિક સ્વરૂપ સમજાવવા ચેતવણી આપે છે કેઃ-

"ધર્મની રક્ષા જાતે કષ્ટ સહીને જ કરી શકાય. જાલિમો પ્રતિ હિંસા કરીને કદી નહિ. બળજોરીથી કદાચ તેઓ ઘણી વસ્તુઓ મેળવી શકે પણ તેમની શોભા સવર્ણ હિન્દુઓના હૃદય પલટાવીને પોતાના હક્ક મેળવવામાં રહેલી છે." (ધર્મસંસ્થાપનઃ પાનું ૨૮)

ટોળાંશાહીથી હરિજન અને હિન્દુધર્મની સેવા થવાની નથી...જુના વિચારવાળા જે એમાં અસંમત હોય તેની પ્રત્યે આપણે પૂરેપૂરા વિવેક-વિચારથી વર્તવું જોઇએ. આપણે તેમણે પ્રેમથી, આપભોગથી, આપણા શુદ્ધ જીવનની તેમના હૃદય પર ઉંડી અસર પડવા દઇને જીતવા રહ્યા. આપણાં સત્ય અને પ્રેમ વિરોધીઓને આપણા મત પર જીતી લેશે એવી આપણને શ્રદ્ધા હોવી જોઇએ (ધર્મસંસ્થાપન પાનું ૧૬)

હૃદયપલટાના આપણા સાધનોમાં અહિંસાના પ્રેમધર્મની જ મુખ્ય દ્રષ્ટિ રાખી સવર્ણ હિન્દુઓના હૃદયને જીતી લેવાના વિધવિધ ઉપાયો યોજવા રહ્યા. પરંતુ જ્યાં હૃદય પરિવર્તનનું કામ છે ત્યાં એ પ્રેમધર્મના ઉપાયોની વીગતો બધી વખતે અને બધા માટે

એકધારી અને એકસરખી યંત્રવત નથી હોતી. એમાં સ્થળ, કાળ, પ્રસંગ, ને વ્યક્તિ અનુસાર વિવિધતા દાખલ થાય છે એટલે આપણને આપણા યોજાતા ઉપાયોની વિગતો નક્કી કરવામાં પોતાની વિવેક શક્તિ પરજ છેવટ આધાર રાખવો પડે છે પરંતુ એમાં આટલા મુદ્દાઓ તો વિચારી લેવા જોઇએ.

(૧) હૃદયપલટાના કાર્યમાં સમજાવટ જ મુખ્ય વસ્તુ છે. સુધારકોએ પોતાના ઉપાયોમા અથથી ઇતિ આવા પ્રેમમય સમજાવટનું તત્ત્વ હંમેશા ગુંથી લેવું જોઇએ. સનાતનીઓની ગેરસમજો અને માન્યતાઓ શાંતિથી સમજાવીને જ આ કાર્ય થવું જોઇએ.

(૨) એ સમજાવટ શાંત હોવી જોઇએ. એમાં આવેશ કે બળાત્કાર કે ધમાલને લેશમાત્ર સ્થાન ન હોવું જોઇએ. આપણા અંતર અસ્પૃશ્યતાના ઘોર પાપથી પ્રજ્વલી ઉઠેલાં હોય-પરંતુ લાગણીની એ ઉત્કટતા કંઇ સનાતનીઓના સમજાવટમાં બળાત્કારનું-અધીરાઇનું રૂપાન્તર નજ લઈ શકે. એમને તો આપણે ધીમે ધીમેજ જાગ્રત કરવા રહ્યા.

(૩) આથીજ હૃદય પરિવર્તનના આપણા કાર્યમાં પરિણામ ની ઉતાવળ નજ હોય. અહિંસાના સાધનોની અસર તાત્કાલિક ન લાગે-એના પરિણામો શરૂઆતમાં અદ્દશ્યરીતેજ કામ કરતાં હોય. આનો અર્થ એ નહિ કે સુધારાના આપણા કાર્યમા ઢીલ કે વિલંબ કરવા પરિણામની ઉતાવળ ભલે ન રાખીએ, પ્રેમ ધર્મની અખૂટ ધીરજ જરૂર કેળવીએ-પરંતુ સતત અવિશ્રાંત અને ત્વરિત પ્રયાસોને તો પ્રેમપૂર્વક સમજાવટના કાર્યમા 'પુરેપુરું' સ્થાન રહેજ છે.

( ૪ ) સવર્ણ હિન્દુઓનાં હૃદયને જીતી લેવા સમજાવટનું જે અમોઘ સાધન આપણે વાપરીએ છીએ તેનું મુખ્ય તત્ત્વ તો એ છે કે એ સમજાવટના કાર્યમાં ભારે મુશ્કીલતો આપણે વેઠવી જ પડશે. ડગલે પગલે સમાજની નિંદા આપણે સાંભળવી પડશે, સમાજની આપણી જ્ઞાતિથી હડધુત થતાં આપણે અતિ કઠિન જીવન ગાળવું પડશે-બીજી અનેક રીતે આપણે હેરાન હેરાન થઇ જઇશું. પરંતુ પ્રસન્નતા પૂર્વક થતાં દુ:ખ સહજમાં જ પ્રેમમય સમજાવટની ચાવી પડેલી છે સુધારકોની તપશ્ચર્યા જ સનાતનીઓના હૃદયમાં અજવાળું પાડશે સનાતનીઓ તો એમના જુગ જુના રૂઢિચુસ્ત વિચારો છંછેડાતા ગુસ્સે થશે, ક્રોધ કરશે, સુધારકને મારવા દોડશે; આજ પ્રસંગે આપણી કસોટી થશે. આવા વિકટ પ્રસંગે પણ આપણે પ્રેમમય સમજાવટનો આપણો ધર્મ સાચવી લઇશું અને આપણા કાર્યમા અડગ રહીશું તો આખરે સનાતનીઓના હૃદય પીગળવા માંડશે

( ૫ ) છેવટે અહિંમાની સમજાવટનું વિશિષ્ટ સ્વરૂપ સમજી લેવાની જરૂર છે. કેટલાક એમ માની લે છે કે સમજાવટની રીત સાવ નમાલી અને નિરર્થક છે, એની કંઇ વિરોધી પર અસર પડે એમ નથી અહિં અહિંસાનો અનર્થ થાય છે. એમા રહેલી શક્તિ વિષે ગેરસમજ ઉભી થાય છે અહિંસાના પ્રેમ ધર્મમાં સમજાવટ છે, પરંતુ તે કોઇ ઉપદેશ, શીખામણ, પ્રવચન કે ભાષણોની સમજાવટ નથી. એ સમજાવટ પાછળ તો ડગલે ને પગલે કાર્યની મુગી અને તેજસ્વી ભાષા પ્રગટતી જ હોય છે. સ્વદ્દષ્ટાંતના બળ પર જ હરિજન સેવકની સમજાવટનો આધાર રહે છે. આથી અહિંસાની ભાષામાં કાર્યો અને આચાર એ હરિજન સેવક પ્રથમ પોતે જ હરિજનોને પોતાના ભાઇ તરીકે સ્વીકારી એમને પોતાની બધી જ પ્રવૃત્તિઓમા હોસથી ભાગ લેતા કરી નાંખશે તો જ સનાતનીઓ આગળ અસ્પૃશ્યતાનિવારણની વાતો એ કરી શકવાનો છે.

એક રીતે અહિંસામાં જો પ્રેમ ધર્મ છે તો એ પ્રેમ ધર્મ કંઇ કોમળ પોકળ-ખાલી

પ્રેમ દર્શન જ નથી: એમાં પણ પ્રેમ ધર્મ એના સક્રિય અને બળવાન સ્વરૂપમાં દર્શન દે છે. જ્યારે હરિજન સેવક સનાતનીને અસ્પૃશ્યતા નિવારણની વાત સમજાવે ત્યારે એની સમજાવટ પાછળ પ્રેમની કોમળતા હોય છે. પરંતુ પહેલો સનાતની એથી છંછેડાય, ખીજાય, અકળાય અને રોષ કરી ઘાયલ મચાવી દે–તે વખતે પણ સુધારકે એ ખીજાતા પ્રતિ પ્રેમ જ રાખવો ઘટે–અને તેમ કરતા જે નિંદા, રોષ અને મુશ્કેલીઓ એને સહન કરવી પડે તેથી એના હૃદયમાં રહેલો પ્રેમ એવો જ નિર્મળ રહેવો જોઈએ. જ્યારે એ પ્રેમ સનાતનીના રોષ સામે પણ પ્રસંગતાનું જ તેજ પ્રગટાવશે ત્યારે એ પ્રેમબળ પ્રતાપી અને સક્રિય નીવડશે. હરિજન સેવકની સમજાવટમાં રહેલા પ્રેમનું સ્વરૂપ આવું હોય છે.

સમજાવટના આ કાર્યમાં રહેલા પ્રેમધર્મની કસોટી તો ત્યારે જ થાય છે જ્યારે સવર્ણોના હઠાગ્રહ અને જુલમોના પરિણામો સુધારકને વેઠવા પડે છે. હરિજનોનો સાચો ભાઈ જ્યારે એ થવા જાય છે ત્યારે સવર્ણો અતિશય ખીજવાઈ એના જીવનની સગવડો પણ એ ન મેળવી શકે એટલે સુધી બહિષ્કારનું શસ્ત્ર એઓ વાપરે છે. આવા સંજોગોમાં સુધારકમાં જો ત્યાગબળની પ્રચંડ શક્તિ રહેલી હશે તો જ તે આ આકરી કસોટીમાં ટળી શકશે. હરિજનો માટે સર્વસ્વનું બલિદાન કરી સ્વાર્પણની કળામાં એ ઉત્તીર્ણ થાય છે ત્યારે હૃદયપલટાના માંગલિક દર્શન થવા માડે છે અને સવર્ણોના અંતરમાં સૂતેલી સદ્‌ભાવનાને એના પ્રેમયુક્ત તપશ્ચર્યા સ્પર્શી શકે છે.

---

## સ્વર્ગસ્થ સપ્રે સ્મારક ઇનામી નિબંધ

**"આધુનિક કેળવણીમાં સંસ્કૃત જ્ઞાનની આવશ્યકતા છે કે નહિ"** એ વિષયપર ૨૫૦ થી ૩૫૦ લીટીનો હરિફાઈથી નિબંધ લખાવવાનો નિર્ણય થયો છે, અને તે હરિફાઈમાં **માત્ર પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કૉલેજમાં ભણતા અથવા તેમાંથી છેલ્લા પંદર વર્ષમાં પસાર થયેલા ઉતરી શકશે.** વાસ્તે આથી જણાવવામાં આવે છે કે જેઓ આ ઇનામ માટે હરિફાઈમાં ઉતરવા ઇચ્છતા હોય તેમણે પોતાના નિબંધ **તા. ૩૧ મી ડિસેમ્બર ૧૯૩૬ સુધીમાં** ઓન. સેક્રેટરી, ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી–અમદાવાદ, એ સરનામે લખી મોકલી આપવા. જે ઉમેદવારનો નિબંધ કારોબારી કમિટીને ઉત્તમ જણાશે તેને સ્વર્ગસ્થ સપ્રે ઇનામ રૂ. ૨૫) નું આપવામાં આવશે.

### નિયમ

૧. નિબંધ ફુલસ્કેપ કાગળની એક બાજુએ ચોકખા અક્ષરે લખવો.

૨. ઉમેદવારે પોતાનું નામ નહિ લખતાં માત્ર સંજ્ઞા વાપરવી અને પોતાનું નામ અને સરનામું એક જુદા બંધ પરબીડીઆમાં લખી મોકલવું; અને તે પરબીડીઆ પર નિબંધમાં વાપરેલી સંજ્ઞા લખવી.

અમદાવાદ,<br>પો. ઓ. નં. ૨૩,<br>તા. ૨૧–૯–૩૬

વિદ્યાબ્હેન ૨. નીલકંઠ

# મા બાપ

લેખક :
શ્રી. જમિયત કૃ. પંડ્યા

બાળપણથી જ સુખદેવ ચપળ અને કાર્યકુશળ હતો. સતત અભ્યાસ અને ખંતને પરિણામે મીલમાં સામાન્ય કલાર્કથી નોકરીની શરૂઆત કરતાં તે સત્તાવીશ વર્ષની ઉમ્મરે આસીસ્ટન્ટ મેનેજરના હોદ્દા સુધી પહોંચ્યો હતો. તેનું ઇંગ્લીશ પણ ઘણું સારું હતુ. રીતભાત સંસ્કારી અને આકર્ષક હતી. તે અંત્યજ છે એ વાત મીલમા કોઇજ જાણતું નહોતું.

તેનાં મા બાપ ભાઇભાંડું બધાં ખેડા જીલ્લાના બદલપૂર ગામમા રહેતાં હતાં. બચપણમાંજ કોઇ પાદરીનો સહારો મળતાં મીશનરી સ્કુલમાં તેણે અભ્યાસ કર્યો હતો. અને પોતાને આપબળેજ તેણે નવજીવનની શરૂઆત કરી હતી. અત્યારે માસિક ત્રણસો રૂપીઆના પગારથી તે આનંદપૂર્વક જીવન વિતાવતો હતો. તેના મિલનસાર અને હસમુખા સ્વભાવે, તેનો મેનેજર બળદેવપ્રસાદ તેના તરફ એક ભાઇ જેટલું હેત રાખતો હતો. સુખદેવની રહેણી કરણી અને સંસ્કાર તેને ગમી ગયા હતા. સુખદેવ હરિજન છે તે વ.તથી તે પણ અણજાણજ હતો. અગર જાણતો હોત તો પણ તેને ઉંચનીચની એટલી બધી છોછ નહોતી. તેના કુટુંબમાં માત્ર તેની બહેન નલિનીજ હતી અને તે પણ તેની સાથે જ રહેતી હતી. કોઇ મતપસંદ સહચરને અભાવે વીસ વર્ષની ઉંમરે તે અપરિણિતા હતી.

સુખદેવ અને બળદેવ એકબીજાને ત્યાં જતા આવતા હતા. ફુરસદની વેળા જુદા જુદા વિષયોપર ચર્ચા ચલાવતા અને તેમાં ઘણી વખતે નલિની પણ ભાગ લેતી. વધુ પરિચયે તેઓનું એક બીજા તરફ ખેંચાણ વધ્યું હતું. બળદેવની આ ખેંચાણ તરફ સંપૂર્ણ સહાનુભૂતિ હતી. અને લગ્ન ગ્રંથીથી જોડાઇ પોતાની સાથેજ તેઓ રહે તેમ તે ઇચ્છતો હતો.

( ૨ )

એક દિવસ વાતવાતમાં તેને નલિનીને પૂછ્યું:—

" નલિની ! હેં તારા લગ્ન સંબંધમાં કાંઇ વિચાર કર્યો છે ખરો ? "

" એમાં વિચાર શો કરવો હતો ? ભાઇ ! જ્યારે ઇચ્છા થશે ત્યારે જોઇ લેવાશે."

" એ વાત ઠીક છે પણ સુખદેવ તરફ ત્હારી પસંદગી ઉતરે એમ હું ઇચ્છું છું."

ભાઇની આ વાત તરફ નારાજી કે સંમતિ ન બતાવતાં તેણે વાતની રૂખ બદલી નાંખી. થોડા દિવસ બાદ ફરીથી જ્યારે સુખદેવની તરફેણમાં બળદેવે લગ્ન બાબતની વાત ઉપાડી. ત્યારે નલિનીની આંખમાં આંસુ આવી ગયાં. તે ગદ્ગદ્ કંઠે બોલી:—

" ભાઇ ! નથી સમજાણ પડતી કે મારા તરફ તમારી કેમ આટલી બધી ઘૃણા આવી ગઇ છે ! શું હું તમને બોજારૂપ લાગું છું ! "

બળદેવ તેનાં આંસુ લુછતાં લુછતાં બોલ્યો:—

" શી ગાંડી ગાંડી વાતો કરે છે, નલિની ! આમાં બોજા કે નફરતની કોઇ વાત નથી હું તો એટલું જ જાણવા માગતો હતો કે તું લગ્ન કરવા માગે છે કે નહિં અગરજો તારી ઇચ્છા જ નહોય, તો ત્યાંસુધી આપણે બન્નેય સાથે જ રહીશું એ વાતથી મને ઘણો આનંદ થશે. પણ આપણી આ

નથી. એટલે મારે જ તારી પાસે આ ખુલાસો મેળવવો રહ્યો ને ? "

નલિની:—" અનુકુલ સમય આવે જોયું જશે. અત્યારથી તેની ચિંતા કરવી નકામી છે. "

" તું અને સુખદેવ એક બીજાને ચાહો છો અને તેમાં હું જાતિભેદ જેવી નજીવી બાબતને મહત્ત્વનું સ્થાન આપવા માંગતો નથી. તે પાટીદાર છે અને આપણે કાયસ્થ છીએ એવી નજીવી બાબતને તું મહત્ત્વનું રુપ ન આપતી. "

" નહીં નહીં. જાતિભેદની વાત નથી. પણ તેની સંમતિ છે ક્યા નહીં, તે તો જાણવું જોઇએ ને ! "

" તેનું સદ્ભાગ્ય ગણાય કે તેને તારા જેવી સ્ત્રી મળે છે. આમાં તેની સંમતિની કોઇ જ આવશ્યકતા નથી. "

બાગદેવને એવો જ ખ્યાલ હતો કે તેની બહેનની બરોબરી કરે તેવી સ્ત્રી દુનિયામાં હોઇ શકે જ નહીં. જ્યારે તેણે સુખદેવને આ બાબત જણાવી ત્યારે તેના આનંદની સીમા ન રહી. પરંતુ બીજી જ પળે તેનું મોઢું પડી ગયું. નિરાશ વદને તે બોલ્યો:—

" ભાઇ બાગદેવ ! આ વાત અશક્ય છે. "

" કેમ શી હરકત છે ? "

" આપણી ભીન્ન ભીન્ન જાતિનો તો વિચાર કરો ! "

" જાતિની કંઇ પરવાહ નથી. એવો ભેદભાવ મ્હેં ઘણા વખતથી છોડી દીધો છે."

આનંદ સાથે પોતાની જાતિ છુપાવ્યા બદલ, તેના હૃદયને દુ:ખ પણ થયું. પરંતુ એક વખત કહેલી વાતને તે ન બદલી શક્યો. તેને ઘણો સંકોચ થયો. તેણે પૂછયું:—

" આમાં નલિની સંમત છે ? ".

" એ તો તને ખૂબ ચાહે છે. જાતિભેદની પરવા રાખ્યા સિવાય તારી સાથે લગ્ન કરવા તેણે ખુશી બતાવી છે. "

" છતાં હું આ બાબતમાં તેની સાથે વાતચીત કરવી ઉચિત ધારું છું."

આમ કરીને તેણે વાત ઉડાવી દીધી.

તેને વિચાર આવ્યો: આ પરિસ્થિતિમાં નલિનીને મારે સાચી વાત જણાવી દેવી જ ઉચિત છે. પરંતુ આવું સાહસ ખેડતાં તેને શરમ આવી. તે મનમાં મુંઝાવા લાગ્યો. જો આ વાત તેની જાણમાં આવશે તો તે કદી લગ્ન કરવા સહમત નહીં થાય. ઉપરાંત હું જુઠ્ઠો ઠરીશ અને તેના ઘરમાં મારું સ્થાન પણ નહીં રહે."

સત્ય વસ્તુ છુપાવવાનો નિશ્ચય કરીને તે બળદેવને ત્યાં ગયો. આ વિચારે તેણે સાંત્વન મેળવ્યું કે, "અમો બન્નેનો એક બીજા તરફ ગાઢો સ્નેહ છે. તો પછી ન્યાત જાતનો બીન જરૂરી સવાલ ઉઠાવવાની જરૂર પણ શી છે? પ્રેમ જેવી બાબતમાં એવી સામાજીક અન્માવની વાતને શા માટે પ્રધાનતા આપવી? આ જાતીય વિભિન્નતા સર્જી કોણે? પહેલાં તો આવું કઈ જ નહોતું. ત્યારે હવે આ વિષયમાં વધારે ઉહાપોહને સ્થાન પણ શું છે? હું શી રીતે તેને કહી શકું કે "નલિની! હું અંત્યજ છું." એમ કરીને અત્યાર સુધી બનેલી વાતને બગાડી નાંખવી, તે વાસ્તવિક નથી.

તે દિવસે વાતવાતમાં તેણે નલિનીને એટલું જ પૂછ્યું કે:—

"નલિની! શું તું સાચેસાચ મને ચાહે છે? આપણ બન્નેવ સાથે મળીને જીવન વિતાવી શકીશું?"

નલિની એટલો જ જવાબ આપી શકી:—

"અગર જો તમને કોઈ જાતનો વાંધો ન હોય તો—'

( ૩ )

સુખદેવનો બાપ ખોડો, તેનો ભાઈ રૂપો અને તેની મા રુખી, બધાં બદલપૂર ગામની અંત્યજ વસ્તીમાં રહેતાં હતાં સુખદેવ દર મહિને વીસ રૂપીઆ મોકલી દેતો હતો. અને તેઓ આટલા રૂપીઆમાં આનંદપૂર્વક દિવસો વિતાવતાં હતાં. તેઓને સુખદેવ કેટલો પગાર મેળવે છે તેની પણ ખબર નહોતી. વીસ રૂપીઆ તેઓને મારે મોટામાં મોટી રકમ હતી. ખોડાને ઘણા વખતથી દારૂ પીવાની આદત પડી હતી. વીસ રૂપીઆ આવતાં જ મહુડાંની માદક ગંધ તેના મોઢામાં પાણી લાવી દેતી, અને સતત ત્રણ દિવસ સુધી તો તે મદહોશ બનીને જ પડી રહેતો. રૂપો એક અંત્યજ શાળા ચલાવતો હતો. અને તેમાં તેને થોડી ઘણી આવક થતી હતી. ઉપરાંત તે ખેતી તરફ પણ ધ્યાન આપતો હતો.

વર્ષમાં બે વખત સુખદેવ અમદાવાદથી તેઓને મળવા બદલપૂર જતો હતો. પણ પોતાના પિતાને દારૂ પીતો જોતાં તેને ઘણી શરમ આવતી. ઘરમા પણ દુર્ગંધની અકળામણ ઉપજાવતી. અને તે એક કે બે દિવસમાં જ પાછો ફરતો, તેનો બાપ તેને ઘણી વખત કહેતો કે "હમે પણ હવે તારી સાથે જ રહેવા આવીએ." પણ સુખદેવ બા'ના બતાવીને વાત ઉડાવી દેતો ને કહેતો કેઃ—" હમારા ઉપરી તમને દેખે તો મને નોકરીમાંથી તુરત રજા આપી દે' રૂપો તેની વાતમાં સાક્ષી પૂરતો. અને ખર્ચના રૂપીઆ નિયમિત મળતા હોવાથી, આ ચર્ચા આમ જ અટકી જતી.

સુખદેવે વિચાર ગોઠવી રાખ્યો હતો કે લગ્ન થઈ જતાં તુરત અમદાવાદ છોડીને કોઈ દૂરનાં દેશમાં ચાલ્યા જવું જ્યાં પોતાને કોઈ જ ઓળખતું ન હોય. પોતાની જાત છુપાવવા તેણે દીલને દૃઢ બનાવી દીધું કારણ કે તે સારી રીતે જાણતો હતો કે નલિની ગમે તેટલો પ્રેમ રાખતી હોવા છતાં પણ હું

અત્યજ છુ તે વાત જાણતાજ મારી આશાઓ હવામાં ઉડી જાય

( ૪ )

અચાનક એક દિવસે નલિનીએ કહ્યું કે —

" સુખદેવ ! મને તમારાં માતા પિતાનાં દર્શન કરવાની ઘણી ઇચ્છા છે તમે થોડા દિવસની રજા લઇ લ્યો તો આપણે એ તરફ ફરી આવીએ "

બળદેવે પણ નલિનીની વાતને ટેકો આપ્યો

પણ આ વાત સાંભળતાંજ સુખદેવનુ હ્રદય ધડકી ઉઠયું. અને વાત ટાળી દેવા જુઠ્ઠીજ ગપ છોડી કે —

" ઘેરથી આજેજ પત્ર મળ્યો છે અને તેમા જણાવે છે કે અહીંયા પ્લેગનો રોગ ચાલો ખૂબ પ્રમાણમા વધી ગયો છે " .

નલિની આ વાત જાણતા ગભરાઇને બોલી ઉઠી —

" શું પ્લેગ ચાલે છે ? તો તો સુખદેવ ! તમે એકદમ તાર કરી દો કે, તેઓ ગામ છોડીને અહીં આવી જાય '

" હું એજ વિચાર કરુ છુ '

કહી તેણે ઘેર જવાની રજા માગી ઘેર આવતાંજ પોતે મારેલ ગપ સાચી હોવાની સાક્ષી પૂરતો એક કાગળ તેને મળ્યો જે તેના બાપ રૂપાએ લખ્યો હતો તેમાં જણાવ્યુ હતું કે —

વ્હાલા ભાઇ !

ગામમાં પ્લેગનું જોર ખુબ વધ્યું છે. રોજ રોજ ઘણાં માણસો મરે છે. અને હમને પણ ભય પેસી ગયો છે. વળી અધૂરામાં પૂરું આપણા બાપે દારૂમાં તેં મોકલેલા બધા પૈસા ખરચી નાંખ્યા છે. માટે આ કાગળ વાંચી તુરત તીસ રૂપીઆ મોકલી આપજે કે જેથી હમો બધાં ગામ છોડી તારી સાથે રહેવા આવીએ.

લી. તારો વ્હાલો ભાઇ
રૂપો.

પત્ર વાંચતાં જ સુખદેવ સ્તબ્ધ બની ગયો. એણે વિચાર કર્યો કે જે વાત મેં બનાવી કાઢી હતી તેજ સાચી નીકળે છે એ આશ્ચર્ય કહેવાય. શું પરમેશ્વર મારી પરીક્ષા લેવા ધારે છે ? તેનું હૃદય ચંચળ બની ગયું.

તેના વ્યસની પિતાની યાદ આવતાંજ તેના તરફ ઘૃણા અને લજ્જા ઉત્પન્ન થઇ. તે મનથી એમજ વિચારવા લાગ્યો કે આ પ્લેગચાળામાં તેનો પિતા ગુજરી જાય તો આ કાયમી દુઃખનો અંત આવે. પરંતુ તુરતજ તેનો અંતરાત્મા પૂકારી ઉઠ્યો' નહીં નહીં એવો વિચાર કરવો તે પણ પાપ છે. "

આખી રાત તેણે પાસાં ઘસી ઘસીને વિતાવી સવારમાં ઠંડે પાણીએ નાહી તેણે તાજગી મેળવવા પ્રયત્ન કર્યો. તેવામાં ટપાલી બીજો પત્ર નાખી ગયો. તેમાં જણાવ્યું હતું કે,

ભાઇ !

બાપ, પ્લેગની બીમારીમાં સપડાઇ ગયા છે. દવા કરવા માટે મારી પાસે એક કોડી પણ નથી. તું જલ્દી આવ.

તારો દુઃખી ભાઇ
રૂપો.

કાગળ વાંચતાંજ સુખદેવનું મોઢું ફીક્કું ફક્ક પડી ગયું. નિશ્ચેતન થઇને ખુરસીપરજ કયાં સુધી બેસી રહ્યો. તે દિવસે પણ તેણે રૂપીઆ ન મોકલ્યા. બીજો દિવસ પણ એમજ વિત્યો નલિનીએ પૂછ્યું: " કેમ કંઇ ગામના ખબર અંતર ! "

તેણે ઉત્તર આપ્યો:—"કાંઇ નવીન નથી."

બેદિલીભર્યો અરધો કલાક વિતાવીને તે પોતાને ઘેર આવ્યો. અને તેના ભાઇનો આવેલો ત્રીજો પત્ર તેણે વાંચવા માંડયો.

સુખદેવ !

માતાજી પણ પ્લેગમાં સપડાયાં છે. ઘણી બુરી દશા છે. પૈસા પણ ન આવ્યા ને તું પણ ન આવ્યો. જેથી હમે ભૂખે મરીએ છીએ. જલ્દી આવો.

લી. તારો ભાઇ
રૂપો

આવો હ્રદયભર્યો કાગળ પણ તેના પથ્થર હૃદયને કાંઇજ અસર ન કરી શકયો. તેણે રૂપીઆ નજ મોકલ્યા અને નિશ્ચય કર્યો કે, માબાપના મરણથી આવી નીચ જાતિમાં જન્મ્યાનું જિન્દગીભરનું કલંક સાથે સાથે નાબુદ થઇ જશે. ઇશ્વરે જ આ લોકોથી મારો છૂટકારો કરવા ખાતર પ્લેગ મોકલ્યો છે. અને ઇશ્વરનીજ જો આવી ઇચ્છા છે તો તે ઇચ્છાની આડે આવવાની કંઇજ જરૂર નથી. તેમના મરણ બાદ નલિની સાથે લગ્ન કરવામાં કઇજ હરકત આવે તેમ નથી.

તેને ભણકાર આવ્યો કે " છી: સુખદેવ ! આવો વિચાર કરવો તે મહાપાપ છે. "

તેણે પાછળ ફરીને જોયું તો નલિની આવીને ઉભી હતી. તેને જોતાં જ સુખદેવ ગભરાઇ ગયો પણ તરત તેણે બધા ભ્રમને હૃદયમાંથી હાંકી કાઢયો અને પૂછ્યું:

" તું કયાંથી ? "

નલિની હસીને બોલી:—

" મેં બે ત્રણ વાર બારણા આગળથી તમને બૂમ મારી પણ તમે કાંઇ ગંભીર

વિચારમાં પડી ગયા હતા. આથી મને ન સાંભળી શક્યા."

સુખદેવે કહ્યું:—"હું મારે ગામ જવાનો વિચાર કરી રહ્યો છું ત્યાં પ્લેગે ધૂમ મચાવી દીધી છે. માતા પિતાને માટે કંઇ પ્રબંધ કરવો જોઇએ."

નલિની:—"એ તો પહેલેથી જ કરવો જોઇતો હતો. ત્યાં તમે જાવ તો ખૂબ સાવધાનીથી રહેજો. કદાચ તમે તેમાં જ સપડાઇ જાવ."

× × ×

તેજ રાત્રે તે બદલપુર જવા રવાના થયો. પણ કઠાણા સ્ટેશને ઉતરીને બાદલપુર જતાં જતાંમાં જ તેણે ત્રણ દિવસ વિતાવી દીધા. બાદ ઘેર પહોંચ્યો અને તેણે જોયું કે તેની મા અને, ભાઇ બન્નેય ગુજરી ગયાં છે. બાકીમાં માત્ર ઘરડો બાપ પાંસાં ઘસી રહ્યો છે.

તેના બાપે સુખદેવને આજીજી કરીને કહ્યું કે:—

"ભાઇ મને તું તારી સાથે અમદાવાદ લઇ જા. હું હવે અહીં એકલો રહીને શું કરીશ!"

પણ તેના આ શબ્દોની સુખદેવ પર કાંઇ જ અસર ન થઇ. પોતાની સાથે લઇ જવાનો સાફ ઇનકાર કરતાં તેણે કહ્યું:—

"તમે અહીં જ રહો. હું તમારે માટે પૈસા મોકલ્યે જઇશ. મારી સાથે તમને લઇ જવા તે ઠીક નથી."

એક બચ્ચાની માફક તેના બાપે રડી રડીને તેને વિનવ્યો. છતાં પણ તે એકનો બે ન જ થયો. તેણે વિચાર કર્યો: "આવા જુના બાપને ખાતર શું હું નલિની જેવી સ્ત્રીને ગુમાવી દઉં!"

તેણે તેની જરા પણ સંભાળ કે પરવા રાખ્યા સિવાય તેની પથારી પાસે દસ રૂપીઆ ફેંકીને ચાલતી પકડી.

( ૬ )

તે અમદાવાદ આવ્યો પણ તેના હૃદયને શાંતિ નહોતી. અંદર પોતાની જાત તરફ ધૃણા વરસી રહી હતી. જાણે તેના મા-બાપ-ભાઇનાં રક્ત-પ્રેત શરીર તેના તરફ ધીક્કાર ભરીને નજરે જોઇ રહ્યાં હતાં. તે રડી પડતો અને બોલ્યો. "હાય! મેં શું કર્યું! મારેજ હાથે મેં મારા ભાઇ અને માને મારી નાંખ્યાં! મારા જેવો ઘોર પાપી આ દુનિયામાં કોણ હશે! મેં અભાગીએ મારા પિતાનો તિરસ્કાર કર્યો તેમના ચોધાર આંસુની દરકાર સુદ્ધાં ન કરતાં હું અહીં નાઠો આવ્યો. હાય! પ્રભુ! આ પાપની શિક્ષા!"

તે ખૂબ રડ્યો. ઓફીસમાં પણ ન ગયો. રાત પડતાં જ કોઇને મળ્યા હળ્યા સિવાય તે

સ્ટેશન પર પહોંચ્યો. ટીકીટ લીધી, અને પાછો પોતાને ગામ જવા ગાડીમાં બેઠો.

તે પહોંચ્યો અને તેના હૃદયે ખબર મળી કે તેના બાપે કુવામાં પડીને આપઘાત કર્યો છે.

ત્યાં જરી જીણુ થોભ્યા સિવાય રડતો કકળતો તે પાછો ફર્યો કહાણા સ્ટેશને પહોંચી તેણે અમદાવાદની ટીકીટ કઢાવી.

× × ×

બીજે દિવસે નલિનીને મળતાંજ તે રડી પડ્યો અને બોલ્યોઃ—

" નલિની મને ભૂલી જજે. "

નલિની રૂક્ષ સ્વરે બોલી.—

" બધી વાત પછી; પહેલાં તમે તમારા માતા પિતાની વાત કરો. "

સુખદેવ આક્રંદ કરતાં બોલ્યોઃ—

" બધાંજ ગયાં નલિની ! હું જરી પણ એક પુત્ર તરીકેની મારી ફરજ ન બજાવી શક્યો. મારાજ પ્રમાદે તે બધા મરી ગયાં. આથી મારા પોતાના જીવન પર મને ઘણી ઘૃણા ઉત્પન્ન થઇ છે. થોડા વખતમાં મારી નોકરી છોડીને હું વનમાં ચાલ્યો જઇશ. "

તેના આ ઉશ્કેરાટ ભર્યા શબ્દોથી નલિની ગભરાઇ ગઇ. અને પોતાના ભાઇને તેણે ફોન કર્યો.

( ૭ )

આ પછી સુખદેવ સખત તાવમાં પટકાઇ પડ્યો. ડોક્ટરે તેને Brain Fever હોવાનો અભિપ્રાય આપ્યો. લગભગ દસ બાર દિવસે બળદેવ અને નલિનીની સતત સુશ્રુષાએ તે બચી ગયો.

એક દિવસ તેણે હાથ જોડીને બળદેવ તથા નલિનીને કહ્યું:—

" આપ બન્નેય મને ભૂલી જાવ. હું અછૂત છું, ચાંડાલ છું. તમારા સ્પર્શને પણ લાયક નથી. મારે લગ્ન નથી કરવાં. મને સદંતર ભૂલી જાવ ભાઇ ! મેં તમારો વિશ્વાસઘાત કર્યો છે. ક્ષણિક ઉર્મિના આવેગમાં મેં મારા માતાપિતાને મારી નાખ્યાં છે. હું ઘોર પાપી છું. "

નલિની હસીને બોલીઃ—

" તમે ગમે તે હો. મને ન્યાત જાતની કંઇજ પરવા નથી. એવા ગૌણ કારણસર હમે તમારાથી જુદાં થવા માગતાં નથી. "

પણ તે બોલ્યોઃ—

" હું જાણું છું કે તમે તો દેવી છો. તમારૂં પ્રેમાળ હૃદય જાતિ જેવી બાબતમાં કોઇ અંતરાય સ્વીકારે તેમ નથી. છતા હું અત્યાચારી તમને-તમારા પ્રેમને જરી પણ લાયક નથી. મારાં ઘોર પાપનું પ્રાયશ્ચિત ઘણું કપરૂં છે. હું તે એકાંતમાંજ ભોગવવા ઇચ્છું છું. તમે સુખી રહો અને મને ભુલી જાવ. "

આ પછી થોડાજ વખતમાં તેણે નોકરીનું રાજીનામું આપ્યું. અદલપુરમાં અત્યારે એક અંત્યજ શાળા ચાલે છે. અને તેનો આત્મા તે સાધુ સુખદેવજી છે. ×

---

× શ્રી. ચક્રવર્તી રાજગોપાળાચાર્યની એક વાર્તા પરથી



'જીજીમા'

શ્રી કનૈયાલાલ મુનશીનાં માતુશ્રી શ્રી તાપીગૌરી મુનશી ૮૨ વર્ષની વયે અવસાન પામ્યાં



ફૈઝપુર મહાસભા માટે તાલીમ લેતી સ્વયંસેવિકાઓ



**કુમારી અમલા નંદી**
અજમેરમાં મળેલી અખિલ ભારતીય સંગીત પરિષદમાં આ બંગાળી બાળા સૌથી વધુ ઇનામો જીતી ગઇ છે. તેણે સાત સુવર્ણ ચંદ્રક, ત્રણ ચાંદીના પ્યાલા અને બે રૌપ્ય-ચન્દ્રક મેળવ્યા છે.



લાહોરની જાણીતી ઉર્દુ લેખિકા અને કવયિત્રી મીસીસ હીજાબ ઇમતિઆઝે વિમાની પાયલોટ તરીકેનું 'એ' લાયસન્સ મેળવ્યું છે. બ્રિટિશ શહેનશાહતમાં એ સૌથી પ્રથમ મુસ્લીમ સ્ત્રી પાયલોટ છે.

# ઉછીનો વ્યવહાર

કુ. પ્રમિલા સોહનલાલ પડ્યા

આ સંસાર—ગૃહસંસારનો વ્યવહાર એવો છે કે તેમા રહેનાર વ્યક્તિને ઘણી વણી બાબતોનુ ધ્યાન રાખવું પડે છે. ગૃહસંસાર ચનાવવા માટે ઘરમા અનેક પદાર્થો સંઘરવા પડે છે. બધા પદાર્થો કઇ જથાબંધ લાવવામાં આવતા નથી અનાજ વગેરે કેટલીક ચીજો જથાબંધ લાવવામાં આવે છે જ્યારે મરી મસાલા જેવા કેટલાક પદાર્થો જરૂર પ્રમાણે એક બે માસ ચાલે તેટલા ખરીદી લાવવામા આવે છે. શાકભાજી જેવા કેટલાક નિત્યના ઉપયોગના પદાર્થો તો રોજને રોજ તાજા જ લાવવા પડે છે આ સ્થિતિમા કયો પદાર્થ ક્યારે ખૂટી પડશે તે સમજાતું નથી. કદાચ અગાઉથી ખબર પડે તો પણ તે થઇ રહે કે તરત જ ઘરમાં આવતો નથી

પુરૂષ વર્ગ બહુ જ પ્રવૃતિમાં હોવાથી મંગાવેલી ચીજો એક બે દહાડે કે અઠવાડીએ ઘરમાં આવે છે આવા પ્રસગે આજુબાજુના પડોશીઓ પાસેથી તે ચીજો ઉછીની લાવી ગૃહસંસાર ચલાવવો પડે છે. આ સંસારની ઘટના જ એવી છે કે અરસ પરસ ઉછીનો વ્યવહાર કર્યા સિવાય એક બીજાને ચાલે તેમ નથી. છતા પણ ઉછીનું માગવું એ ટેવ બહુ સારી ન ગણાય અને ત્યાંસુધી ઉછીનો પદાર્થ લાવવાનો પ્રસગ ઉપસ્થિત ન થાય તો સારૂ. પુરૂષ વર્ગ કરતા સ્ત્રી વર્ગને ઉછીનું માગ્યા સિવાય એક પણ દિવસ ચાલતું નથી. ઘરમાનો એકાદ પદાર્થ ખૂટી ગયો હોય, અને તે યાદ ન રહેવાને લીધે બજારથી મંગાવવાનું ભૂલી જવાય છે, અને તે પદાર્થની રસોઇ વગેરેમા તાત્કાલિક જરૂર ઉપસ્થિત થાય છે તેવે વખતે તે આજુબાજુના પાડોશીઓ પાસેથી ઉછીનું લાવ્યા સિવાય છૂટકો જ થતો નથી. આવા અણીના પ્રસંગે ઉછીનું માગવા જવુ એ કંઇ ખરાબ ગણાતું નથી તેમ ઉછીનું આપનારને પણ એ સંબંધી કઇ મનમા લાગતું નથી. પણ એમ વારંવાર ઉછીનું માગવાનો વ્યવહાર કરવાથી ઉછીનું આપનાર પણ ત્રાસી જાય છે, અને પરિણામે ઉછીનુ મળતુ બંધ થઇ જાય છે

સ્ત્રીઓને તેલ, મરચા, મીઠું, રાઇ, હીંગ, ખાંડ, મસાલા વગેરે અનેક પદાર્થોનો રોજને રોજ ઉપયોગ કરવાનો હોય છે. એટલે એકાદ દહાડો કોઇપણ પદાર્થની ખોટ પડે જ છે, અને તેથી તે પદાર્થ ઉછીનો માગી લાવવાની જરૂર ઉભી થાય એ સ્વાભાવિક છે. પણ કેટલીક સ્ત્રીઓમા તો તે સ્વભાવ જ-ટેવ જ બંધાઇ ગઇ હોય છે, અને તેને લીધે બીજાઓને અતિશય ત્રાસ અને કંટાળો ઉપજે છે

કેટલીક સ્ત્રીઓ તો ઉછીનું માગી જઇને પછી તે ઘણા દિવસ સુધી પાછું આપવાની કાળજી જ રાખતી નથી. એક વસ્તુ ઉછીની લઇ જઇ તે પાછી આપતા પૂર્વે તો બીજી કોઇ ચીજ ઉછીની માગી જાય છે વળી વચમાં એકાદ ચીજ પાછી આપી જાય પછી ફરીથી થોડી ચીજ પાછી ઉછીની લઇ જાય છે એમ વચમાં ઘણા દિવસ નીકળી જવાથી ઉછીનું આપનારને તે યાદ રહેતું નથી અને કદાચ યાદ રહે તો પણ એવી નજીવી ચીજની ઉઘરાણી કરવાનુ મનને ઠીક લાગતુ નથી આમ ઉછીનું લઇ ગયા પછી પાછુ આપવાની બેદરકારી રાખવી એ ઘણી ખરાબ ટેવ

ગણાય છે. આવી ટેવથી બીજી વાર કોઈ ઉછીનું આપતું નથી.

ઉછીનું માગવામાં બીજો પણ એક દોષ સમાએલો છે. કેટલાક સાધન સંપન્ન મનુષ્યો ઘણો ઉંચી જાતનો ખોરાક ખાય છે. જ્યારે સાધારણ સ્થિતિવાળા પોતાની શકિત પ્રમાણેનો ખર્ચ કરવા માટે સાધારણ જાતનો ખોરાક ખાય છે. દાખલા તરીકે એકાદ સારી સ્થિતિનો મનુષ્ય દિલ્લીના ચોખા અગર ઉંચા કોલમના ચોખા વાપરતો હોય છે અને સાધારણ સ્થિતિવાળો મનુષ્ય એથી હલકી જાતના જીરાસાલ કે એવા બીજી જાતના ચોખા વાપરતો હોય છે. આવા પ્રસંગે ચોખા ઉછીના લઈ જાય, અને તેને બદલે પોતે ખાતા હોય તેવા હલકા ચોખા પાછા આપી જાય છે. આ રીત સારી નથી. કેટલીક સ્ત્રીઓ તો જાણી જોઈને સારા પદાર્થો ખાવાની લાલચથી ખાસ ઉંચી જાતનો માલ ઉછીનો માગી લાવે છે, અને બદલામાં હલકો માલ પાછો આપે છે. આ ટેવથી પણ ઉછીનું આપનાર સમજી જાય છે. અને પછી ઉછીનો વ્યવહાર બંધ કરી દે છે.

અમારી પાડોશની એક સ્ત્રીને ઉછીનું માગીને ચલાવી લેવાની ઘણી જ ખરાબ ટેવ પડી હતી. ઘરમાં પોતા પાસે એક પાઈ પણ શીલીક કદિપણ તે રાખતી નહિ. જે કંઈ શીલીક હોય તે તેના ધણી પાસે જ રહેતી. ધણી કંઈ આખો દહાડો ઘરમા ઓછો જ બેસી રહે ? વળી અધુરામાં પુરો તે ખરેખરો કંજુસ હોવાથી રોજની લાવવાની વસ્તુઓમાં પણ આંખ આડા કાન કરતો અને જે બેચાર દહાડા નીકળી ગયા તે એમ સમજતો ઘરની સ્ત્રી ઉપર પૂરેપૂરો વિશ્વાસ નહિ હોવાથી ઘરમાં બેચાર આના પણ રાખી જતો નહિ. આવા સંજોગોમાં તે બાઈ આજુબાજુના પાડોશીઓ પાસેથી વારંવાર ઉછીનું માગી આણીને પોતાનો ઘર સંસાર ચલાવતી હતી. તેની આ વારંવાર ઉછીનું માગવાની ટેવથી આજુબાજુના બધા પાડોશીઓ કંટાળી ગયા હતા. પરંતુ તે સ્ત્રી દૈવયોગે આપોઆપ મકાન બદલીને બીજે ઠેકાણે રહેવા ગઈ અને પડોશીઓ તેના ત્રાસમાથી મુક્ત થયા.

આ રીતના ઉછીના વ્યવહારથી પોતાને તથા પાડોશીઓને ત્રાસ થાય છે. અલબત્ત કોઈ જરૂરના પ્રસંગે ઉછીનું માગવુ પડે તેમાં હરકત નહિ પણ પાછુ જેવું આપ્યું હોય તેવુ જ થોડા વખતમા તેને પાછું આપી આપવામાં આવે તો તેથી કંઈ હરકત નથી.

મારી બેનોને હુ ભાર દઈને ભલામણ કરું છું કે ઉછીનું માગવાનો પ્રસંગ ન આવે તો સારુ અને કદાચ આવે તો પછી જેની પાસેથી જે પદાર્થ લાવવામાં આવે તેને તે પદાર્થ સાંભળીને પાછો આપી દેવો. વળી જેટલી કિંમતનો હલકો યા ઉંચી જાતનો તે પદાર્થ હોય તેવો જ લાવીને તેને પાછો આપવો. આથી આપણી શાખ વધે છે, અને અર્ધી રાતે જોઈતો પદાર્થ પડોશમાંથી આપણને મળી શકે છે.

# સ્ત્રીઓ જગત શાસયિત્રી બને તો ?

લેખક: શ્રી. છોટાલાલ માનસિંગ કામદાર

જો જગત પર સ્ત્રીઓને રાજ્ય કરવા દેવાની તક આપવામાં આવે તો સમાજના હિતાર્થે જગતની સ્ત્રીઓ શું કરશે ?

કદાચ તમને આ પ્રશ્ન પૂછવામાં આવે તો આવી રમુજી કલ્પનાથી તમને હસવું આવશે. પરંતુ પારિસમાં ભરાયેલ આંતરરાષ્ટ્રીય સ્ત્રી સંમેલનમાં આ વિષયની તાજેતરમાં ચર્ચા કરવામાં આવી હતી.

ઇંગ્લાંડની મિસિસ મિડલને કહ્યું કે "હું તો દેશના ઝાડ પર મારું ખાસ લક્ષ આપીશ. વળી હું બેકારીનો પ્રશ્ન હાથમાં લઇશ, જો કે કઇ રીતે તે હજુ હું જાણતી નથી."

જગત શાંતિ માટે તેણે સરસ યોજના બતાવી. દરેક યુરોપી પ્રજાના ત્રણ ટકા યુવકોને બીજી યુરોપીયન રાષ્ટ્રની તેટલી જ સંખ્યા સાથે આંતર લગ્ન કરવાની ફરજ પાડવી.

"આ રીતે આપણે બધાં સગાસંબંધથી જોડાઇ જશું અને જો કે આપણે આપણા મામામામીને ધિક્કારતા હશું તો પણ આપણે તેને ગોળીથી ઠાર તો નહિ જ કરીએ."

આ છેલ્લી યોજના સુંદર લાગે છે. આટલા વર્ષોમાં કોઇપણ પુરુષે તેની અજમાયશ નથી કરી તે નવાઇ જેવું લાગે છે. ધારો કે કોઇ અંગ્રેજ સ્ત્રી આઇરિશ લોકોને ખૂબ ધિક્કારે છે. પણ મતદારની પેટીમાં એમ નીકળ્યું કે તે આઇરિશ સિવાય બીજા કોઇને પરણી શકશે નહિ અને તેણે આઇરિશ સાથેજ લગ્ન કરવા પડશે. તે રડશે, બૂમો પાડશે, વિરોધ દર્શાવશે પણ રાજ્યના નોકરોને જરા પણ નમતું ન આપવાના કડક હુકમો હોય છે. તેઓ તેને પકડીને આયર્લૅન્ડ જતા વહાણમાં બેસાડી દેશે લોટરીમાં આવે તે માણસની સાથે ત્યાં તેને પરણાવી દેશે. ખરેખર લગ્ન જ ! વિશ્વશાંતિની સાધના માટે જુદી જુદી પ્રજાનું ભવ્ય ઐક્ય !

જુદી જુદી પ્રજાના પુરુષો અને સ્ત્રીઓ વચ્ચે નહિ પણ એકજ પ્રજાના સ્ત્રી અને પુરુષોના લગ્નના પ્રશ્ન પર થોડી સૂચનાઓ ઉમેરું છું. પહેલાં તો કોઇ પણ પુરુષને સ્ત્રી સાથે પ્રેમ કરવા દેવો નહિ. તેને, સ્ત્રી અત્યારે કરે છે ને બધાં ઘરના કામકાજ કરવા. અત્યારની સ્થિતિમાં પરિવર્તન લાવીને કાળાંતરથી પુરુષ સ્ત્રી પર જે અસહ્ય જુલમ ગુજારતો આવેલ છે તેનો બદલો સ્ત્રીએ પુરુષ પાસેથી લેવો.

પરંતુ બીજા પણ અનુભવી લોકો હોય છે અને મિસ પાર્કિન્સ તેમાંની એક છે તેના કહેવા પ્રમાણે સ્ત્રીઓ જીવનની સંસ્કૃતિમય બાજુ તરફ અને માતૃત્વ અને શિશુહિત જેવી જરૂરી બાજુ તરફ જોવાનું વળણ ધરાવશે. પરંતુ આપણે તેમ કરવા રાજી નથી "મનુષ્ય જાતિના બીજા ભાગને મુકીને અમે આ હક ભોગવવા માગતા નથી. આ બીજા ભાગને મનુષ્ય જાતિનું હિત હૈડે છે."

તેણે કહ્યું કે "જો સ્ત્રીઓના હાથમાં સત્તા આવે તો અમે જોખમદારીમાં ભાગ પડાવવા પુરુષોને આમંત્રણ આપવાનું કાર્ય પહેલવહેલું કરશું"

ઉપલી પરિસ્થિતિમાં હિંદી સ્ત્રીઓ શું કરે તેની વિચારણા રસદાયક થઇ પડશે. આ સંબંધમાં આપણી સ્ત્રીઓને 'સ્ટેટમેન્ટ' કરવા

# પ્રબુદ્ધનું પરાક્રમ

લેખક : શ્રી ગિરીશ

આજે સુરજ સોનાનો ઉગ્યો હતો.

સુશ્રુત અને સુકન્યાના પ્રેમના પ્રતિક સમા પ્રબુદ્ધનો આજે ચોથો જન્મદિન હતો. બંને જણાં વહેલા ઉઠયા, નાહ્યા, ધોયા ને પરવાર્યાં. ત્યાં પ્રબુદ્ધ જાગ્યો. સુકન્યાએ ગુલાબની અર્ધ ઉઘડેલી પાંદડીઓ સમા પ્રબુદ્ધનાં પોપચાં પોતાના મધ ઝરતા મુખે અનેકવાર ચૂમ્યાં.

લશ્કરી પોશાક સજતા સુશ્રુતે પોતાની સામેના આરસામાં આ હેત લીલા જોઇ અને કહ્યું, ' થોડુંક મધ કોઇને માટે રહેવા દેજે સુકન્યા ! '

અને સુકન્યા શરમાની બોલી: ' પ્રબુદ્ધ જાગ્યો છે. એને મળ્યા વિના ઉપડી જતા નહિ. '

સુશ્રુત પોશાક સજી રહ્યો ને બહારથી ઘોડાની હાવળ સાંભળી તે બાળકના પલંગ પાસે આવ્યો અને સુકન્યાએ પ્રબુદ્ધને તેડી તેની સામે ધર્યો, ' લ્યો આ તમારો દીકરો. '

બાપે હજુ પુરા સ્વસ્થ થયેલા દીકરાને પોતાના પહડી બાહુમાં લીધો, ચૂમ્યો ને સુકન્યાને સોંપતાં કહ્યું, ' લ્યો આ તમારો દીકરો. '

ને એ ઉંચા, રૂઆબદાર ને વજ્જર જેવા દેખાતા સૈનિકે પોતાની નાજુક પાતળવેલ જેવી સોહામણી સ્ત્રી સામે એક મીઠું આછું સ્મિત કરી લીધું.

તે ઓરડાની બહાર નીકળ્યો. બંગલાની બહાર ફળિયામાં ઓર્ડરલી એક પાણીદાર ઘોડાની લગામ ઝાલી ઉભો ઉભો ચમરીથી માખીઓ ઉડાડતો હતો.

સુશ્રુત ઘોડા ઉપર સવાર થયો અને દરવાજા બહાર નીકળ્યો એટલે નોકરે દરવાજો બંધ કર્યો.

તેણે સહેજ પાછું વળી જોયું. પ્રબુદ્ધને તેડી સુકન્યા પોતાના સૈનિક પતિને પેખી રહી હતી. સૈનિકનું હૈયું હલી ગયું.

સાડા અગિયાર ક્યારે વાગ્યા તેની સુકન્યાને ખબર જ પડી નહિ. તેણે પ્રબુદ્ધને દૂધ સાકરથી નવરાવ્યો, વાળ હોળ્યા, કપડા પહેરાવી દેવ ઘરમાં દીવા કરી પગે લગાડયો અને પછી રસોઇના કામે વળગી. સૈન્યના એક ઉચ્ચા દરજ્જાના અમલદારની પત્ની હોવા છતાં તેણે ઘરમાં બહુ ઓછાં માણસોને નોકર તરીકે રાખ્યા હતા. રસોઇ બનાવી પતિની રાહ જોતી તે બેઠી હતી. ત્યાં સુશ્રુતના બૂટનો ચમચમાટ સંભળાયો.

" આવી ગયા " એમ બોલતા તેણે બાજુના વિશાળ મેદાનમાં રમતા પ્રબુદ્ધને તેડવા નોકર મોકલ્યો.

' કેમ બધું શાંત છે ? પ્રબુદ્ધ ક્યાં ગયો ? ' દિવાનખાનામાં પેસતાં સુશ્રુતે પૂછ્યું.

એટલીવારમાં પ્રબુદ્ધ આવી ગયો હતો તેને પોતાની ગોદમાં લેતો તે આરામખુરશી પર બેઠો.

' લ્યો તાર. આજે તમારે બેવડા આનંદથી દિવસ ઉજવવાનો છે. ભુજંગી તારમાં લખે છે કે પોતે આવતા માસની બારમી તારીખે મુંબઇ ઉતરે છે અને...અને આજે

અહીં આવેલા અમારા ગોરા સાહેબે મારો હોદ્દો એક પગથિયું ચડાવી પચાસ રૂપિયાનું પ્રમોશન જાહેર કર્યું છે. પ્રણુદ્દનો જન્મદિન તો છે જ. એટલે ત્રણ ખુશાલીના પ્રસંગોમાં સુકન્યા ! તમે મને કયી રીતે નવાજશો ? ' સુશ્રુતે બધી હકીકત કહી પ્રશ્ન કર્યો.

' જાઓ જાઓ, મને નવાજવાનું શું પૂછો છો ? ઘરનાં ધણી તો તમે છો. ને સાચ્ચે જ ભુજંગીભાઇ આવે છે ? એવા તો તાર ને કાગળો એણે ઘણા લખ્યા. આજ પંદર પંદર વર્ષના વ્હાણાં વાયાં છતાં એ લહેરીલાલાને ભાઇ ભાભી કે મોંઘેરા ભત્રીજા પાસે આવવાનો ઉમળકો ન આવ્યો ? હવે આ વેળા તો આવે ત્યારે મારે તેને પૂંખ વદવું છે. ' સુકન્યાએ કદિ ન જોયેલા પોતાના એક પૂરા દિયર માટે ભાવ દર્શાવતાં કહ્યું.

' વઢવાનું શા માટે ? તારે તેને લગાવવો હોય તો લગાવજે પણ. એ તારો દિયર છે ને તું એની ભાભી છે ને એમાં તારાં ભેરં તરીકે પ્રણુદ્દને પણ લેજે. ભાભી અને ભત્રીજાના ધખ્ખા ભુજંગીને ભારે નહિ પડે ' પોતાના ભાઇ તરફના પત્નીના ભાવને સત્કારતાં સુશ્રુતે મજાક કરી.

અને તેઓ જમવા બેઠાં. સાંજે એક નાનકડી મંડળી નાસ્તાપાણી માટે મળી; આનંદ પ્રમોદ થયો. અને સોનાનો સૂરજ

પોતાની બદલીમાં રૂપે રસ્યા ચાંદાને મૂકી પશ્ચિમાકાશમાં આરામ કરવા ગયો.

× × ×

ધીરૂભાઇ ફોજદારનો એકવાર હોદ્દો કાઢતો. શહેરમાં શાન્તિ જાળવવામાં, ગુંડાઓને દાબમાં રાખવામાં, ગુન્હેગારોને શોધી સરખા કરવામાં ધીરૂભાઇની તોલે કોઇ આવતું નહિ. સદાએ લશ્કરી દમામથી સજ્જ રહેતા. ધૈર્યશંકર ફોજદારને કાળનાં નોતરાં આવ્યાં ને તે ઉપડી ગયા. એમનાં પત્ની એમની પહેલાં જ બે દિકરાઓને મૂકી મૃત્યુ પામ્યાં હતાં. સુશ્રુત અને ભુજંગી નમાયા ને નબાપા થતા બહુ મુશ્કેલીમાં આવી પડયા. ધૈર્યશંકરની સાળખીના ફુલપાનમાં ઉછરેલા એ છોકરાઓને એના બાપના મૃત્યુ પછી કોઇએ સંઘર્યા નહિ. સુશ્રુત અંગ્રેજી છ સાત ચોપડી ભણ્યો ને એના બાપની નોકરી ધ્યાનમાં લઇ એને પોલીસખાતાએ નોકરીમાં રાખ્યો. નાનો ભુજંગી તો સાવ રખડુ બની ગયો. ભણ્યો ગણ્યો નહિ, ખરાબ સોબતમાં પડયો અને ગામ છોડી કયાંય ઉપડી ગયો. વર્ષો સુધી ન મોકલ્યાં ખબર અંતર કે કાગળ પત્તર.

સુશ્રુતે ધીરજ અને ખંતથી નોકરી કરવા માંડી અને વધતાં વધતા ૧૮-૨૦ વર્ષના ગાળામાં તો તે રાજ્યનાં સૈન્ય વિભાગમાં એક ઉંચી પદવીના અમલદારનો હોદ્દો મેળવી શકયો, અને એની બઢતીના એ કાળમાં એને વિસરી ગએલાં એના સગાં સંબંધીઓ એની આસપાસ ટોળે વળ્યાં. અને રાજ્યના એક વખતના ખુદ દિવાનની દીકરી સુકન્યા સાથે એનાં લગ્ન પણ થયાં. એ અત્યારે પૂર્ણ સુખી હતો. પ્રેમાળ પત્ની હતી, પુત્ર હતો, પદવી હતી અને એ બધામાં પમરાટ ભરે તેવું સરળ ને સંસ્કારી હૈયું હતું.

એણે પોતાના ભાઇ ભુજંગીની ભાળ કાઢવામાં કમીના રાખી નહિ પણ તે નિરાશ જ થયો. છેવટે એબીસીનીયામાં વસતા એના પિતાના મિત્ર એક વેપારીએ એકવાર પત્રથી ખબર આપ્યા કે ભુજંગી તો અહીં છે. પત્ર વ્યવહાર શરૂ થયો, અનેક વાયદાઓ આપીને ઓશ પાડયા પછી છેલ્લે ભુજંગીએ તારથી ભાઇને પોતાના આવવાની ચોક્કસ તારીખ જણાવી. ભાઇના હરખનો પાર ન રહ્યો, ભાભીને પોતાના અણદીઠા દીયરને જોવાની ભૂખ લાગી અને પ્રબુદ્ધ પણ અણઓળખ્યા ને અણપીછ્યા કાકાની વગર સમજ્યે જ રાહ જોવા લાગ્યો.

તે વેળા મે માસ ચાલતો હતો. પાણીમાં નાખેલા બરફના ટુકડાનું હળવે હળવે ઓગળી જવું સ્પષ્ટ છતા ન પારખી શકાય તેવું જાદુઇ છે તેમ તત્પરતાના દિવસો પસાર થયા તે સમજાયું જ નહિ અને જુનની બારમી તો આવીને ઉભી રહી.

સુશ્રુત મુંબઇ સુધી સામે ગયો ને ભુજંગીને બહુ હેત ને ભાવપૂર્વક ઘેર લઇ આવ્યો. તેને આજે પોતાના પિતાનું એકવાર માણસોની છલાછલથી ભર્યું ઘર ફરી એકવાર ભર્યું ભર્યું જણાયું.

સૌ હળ્યાં મળ્યાં, ભાભી અને ભત્રીજાને ભુજંગી બહુ હેતપ્રીતથી મળ્યો. સુશ્રુત પોતાના બંગડભાઇની આવી રીતભાતથી ખૂબ રાજી થયો.

જાણે ઉત્સવ મંડાણા હોય તેમ એક પછી એક દિવસ કોઇને કોઇ ખાસ કાર્યક્રમમાં પસાર થાય છે. એવામાં એક વેળા કોઇ મોટા ગોરા સાહેબના શિકારનો પ્રોગ્રામ ગોઠવાયો અને તેની બધી વ્યવસ્થાનો ભાર સુશ્રુત ઉપર આવ્યો. તૈયારીઓ ચાલી અને પૂરી પણ થઇ. એ તપાસના એક દહાડો સુશ્રુત જતો હતો ત્યારે ભુજંગી પણ તૈયાર થયો. તે પણ લશ્કરી ઠાઠથી બંદુક બાંધી ભાઇની સાથે શિકાર જંગલ તરફ ઉપડયો

જંગલ બહુ દૂર ન હતું. ચારપાંચ માઇલને અંતરેજ. સવારમાં જતા આ બંને ભાઇઓ સાંજે તો પાછા આવી જવાના હતા.

સુકન્યા અને પ્રબુધે એમને શુભ વિદાય આપી.

સુકન્યા ઘરમાં કામે વળગી. બપોર વીતી ગયા હતા. ધોઇને સુકવેલાં કપડાં કમ્પાઉન્ડમાંથી એકઠાં કરી, સુકન્યા બંગલાની એક ઓરડીમાં એ બધાં પર ઘડીઓ કરતી રહી છે. નાનો પ્રબુદ્ધ ટેબલ નીચે ને આસપાસ રમત રમી રહ્યો છે ત્યાં બારણામાં ભુજંગીનો પડછંગ દેહ દેખાયો અને સુકન્યા સ્હેજ હેબતાઇ.

'તમારા ભાઇ ?' તેણે પોતાના ચહેરા પર પ્રસન્નતા પાથરતાં પૂછ્યું.

'એ તો ઠેઠ સાંજે મોડેથી આવશે. મને તો ગોઠયું નહિ એટલે ભાગી આવ્યો.' એમ કહેતાં એ નાનકડી દિસાકડી ઓરડીમાં દાખલ થયો અને ખભે ભરાવેલી બંદુક ખૂણામાં ટેકવી.

સુકન્યાના હૃદયમાં અમાંગલ્યના ઓળા પડયા પણ તે સમજી નહિ, શા માટે ?

ભુજંગી ઘડી પર ગોઠવાયેલા ભાભીના હાથ પર હાથ મૂકી ભૂખી નજરે તાકી રહ્યો.

'શું કરો છો ભુજંગીભાઇ ! તમને શું થયું છે !' ગભરાયલી હરિણી જેવી સુકન્યાએ થરથરતાં પૂછ્યું. તેને થયું કે પોતાના રેઢિયાળ દિયરે પોતાની જુની રેખા હજુ મૂકી જણાતી નથી. તે આભો ગભરાતો હતો.

ઓરડીની સંકડાશ અને આ જુવાન આદમીના આક્રમણમાંથી કેમ સરકી જવું તેનો તેણે પળવાર વિચાર કર્યો અને પૂછ્યું, "આ બંદુક ભરેલી તો નથી ને ? ભરેલી હોય તો સંભાળીને ક્યાંક ઉંચે મૂકો. પ્રબુદ્ધ આટલામાં જ ક્યાંક રમે છે."

પણ ભુજંગી તો અકળ રહી બોલ્યો, "ખાલી છે ખાલી, ફીકર શા માટે કરો છો ?" અને એણે સુકન્યાના નાજુક દેહને પોતાના બાહુમાં જકડયો. તેણે સઘળું ભાન ખોયું અને સુકન્યા કશી પણ સાવધાની મેળવે તે પહેલાં આ બધું બની ગયું.

ટેબલ નીચે સંતાકુકડી રમતા પ્રબુધે ખૂણામાં પડેલી બંદુક જોઇ અને કેવળ કુતુહલનો પ્રેર્યો તે ત્યાં પહોંચ્યો. આવડો નાજુક બાળક એ તોતીંગ ઉપાડી તો શી રીતે શકે પણ તે તેને હલાવવા ને ખેંચવા તો લાગ્યો જ. બંદુક પોતાનું સમતોલપણું જાળવી ન શકી. તે ત્રાંસી ઢળી ને ઢળતાં ઢળતાં તેનો ઘોડો દબાયો.

એક મોટો ભડાકો.

આખો ઓરડો ધુમાડાથી અને દારૂની ગંધથી ભરાઇ ગયો. પ્રબુદ્ધ ધ્રુસકો ખાઇ ઓરડી બહાર ઉડી પડયો અને ધડાકો સાંભળી બંગલાનો માળી દોડી આવ્યો.

સુકન્યાના હાથમાં ઢળતો ભુજંગી ચીસ પાડી ઉઠયો. એ આખી પરિસ્થિતિ સમજી સાવધ બને તે પહેલાં માળીએ ટેકો આપી ભુજંગીના દેહને ઝીલી રાખ્યો.

ત્યાં તો બારણામાં સુવ્રત દેખાયો.

આખું દૃશ્ય જ સત્ય પરિસ્થિતિને સમજાવે તેવું હતું.

# સાધુ ઉપગુપ્ત

અનુવાદક :
શ્રી. રમણિક કિશનલાલ મહેતા

**મ**થુરા નગરીના દુર્ગની અંદરના કિનારે પ્રભુ સૂતેલો હતો. ત્હેનું નામ ઉપગુપ્ત. શ્રાવણ માસની અંધારી રાત્રિનું સામ્રાજ્ય છવાયેલું હતું. નગરના દીપકો વાયુની લહરીઓથી બુઝાઇ રહ્યા હતા. નગરનાં દ્વાર ધીમે ધીમે બંધ થઇ રહ્યા હતા. દુર્ગના કાંગરાની નીચે દીવા નહોતા મેઘાચ્છન્ન આકાશમાં તારિકાઓ પણ નહોતી

અંધારામાં સૂતેલો તે સંન્યાસી એકાએક કેમ ચમકી ઉઠયો ? નૂપુરના ઝંકારવાળો એ કોનો કોમળચરણ ત્હેની છાતી સાથે અથડાયો ?

સાધુના ક્ષમાપૂર્ણ નયનો પર એક ગુપ્ત દીપકનો આસમાની પ્રકાશ પડયો. એ કોણ હતું ?

'એ તો હતી મથુરાપુરીની સર્વશ્રેષ્ઠ નર્તકી –વાસવદત્તા ! આજે અંધકારમાં તે કોઇ પ્રિયતમની પાસે જવાને નીકળી હતી. એની આસમાની સાડીમાંથી ત્હેના યૌવનનો ઉન્માદ નીતરી રહ્યો હતો. અંગે સજેલાં આભૂષણોમાંથી મીઠો ઝણકાર નીકળી રહ્યો હતો. પ્રિયતમને મળવા જવા માટે તે અધીરી બની રહી હતી; અને ત્વરાથી આગળ-ને આગળ ધપી રહી હતી. અંધકારમાં સંન્યાસીના શરીરની સાથે ત્હેનો કોમળ પગ અથડાયો.

ઓઢણીમાં છુપાવેલો ન્હાનકડો દીવો કાઢીને રમણી સાધુનું મુખ નિહાળવા લાગી. સુકુમાર ગૌર કાન્તિ, મીઠું તારુણ્ય, નયનોમાં કરુણાની કિરણાવલી, ઉજ્જવળ લલાટ પર અનુપની પાવન શાંતિ દૃષ્ટિગોચર થતાં હતાં ! શું અલૌકિક રૂપ નિરખી રહી હતી તે ?

હાય રે રમણી, આવું પાવનરૂપ આજ ધરણી પર ઢળી પડયું છે ! અને દાસ્ત્રાને પૂરાં વસ્ત્ર પણ નથી. તું શું જોઇ રહી છે ? કયા વિચારમાં મગ્ન થઇ ગઇ છે, રમણી ? આગળ ત્હારા પગ ઉઠાવ, રાજમહેલ નિવાસી કોઇ પ્રેમી ત્હારી પ્રતીક્ષા કરતો ઝરૂખામાં ઉભો હશે.

સંન્યાસીના ચરણને સ્પર્શ-કરીને વાસવદત્તા બોલી: " હે કિશોર સન્ત ! અણજાણતાં આપને પગની ઠોકર લાગી ગઇ છે, ક્ષમા કરો ! '

કરુણામય સ્વરે સાધુ બોલ્યો, " કાંઇ ચિન્તા નહીં માતા ! જાઓ, ત્હમારે મોડું થતું હશે. "

આટલું કહેવા છતાંયે એ અભિસારિકા ચાલી જતી નથી–શાથી ? એના પગ કોણે પકડી રાખ્યા હતા ?

દીનવાણીએ રમણીએ ફરીથી કહ્યું: " હે તપસ્વી, આપનાં સુકોમળ શરીરને કઠોર ભૂમિ પર શા માટે મલિન કરી રહ્યા છો ? નિર્દય લોકોમાંથી કોઇએ પણ કોમળ શય્યા સરખી યે ન આપી ! "

સાધુએ કાંઇ પણ કહ્યું નહીં.

મ્હારે ઘેર પધારશો ! એકાન્તમાં શય્યા બિછાવી આપીશ. પધારો, હું પાછી વળું છું. "

" હે લાવણ્યમયી ! આજે તો જેનો વારો હોય ત્હેની પાસે જ જા ! એક દિવસ મ્હારો વારો આવશે ત્યારે હું વણબોલાવે ત્હારી આમ્રનિકુંજમાં ચાલ્યો આવીશ. 'આજે તો જા, જેને વચન આપ્યું હોય ત્હેની પાસે. "

એટલામાં વાદળાં ચીરાયાં ! આકાશનું હૃદય વીંધીને જાણે વીજળી અભિસાર કરવાને ચાલી નીકળી. પ્રલયનો શંખ વાગ્યો હોય તેમ વાદળાંમાં ઘોર ગર્જના થવા લાગી

રમણી ભયથી કંપી ઊઠી. કોને ખબર કે તે કેટલી ઘડી સુધી વરસાદમાં ભીંજાતી ઉભી હશે ! ! એનો અભિસાર તે રાત્રિએ અધૂરો જ રહ્યો ! ! !

* * *

શ્રાવણ માસ વીતી ગયો. ત્યાર પછીએ કેટલા મહિના આવ્યા અને ચાલ્યા ગયા.! ચૈત્ર માસની સન્ધ્યા સમીપમાં આવી રહી હતી. વ્યાકુળ પવન જાણે કોઇને આલીંગન કરવાને દોડી રહ્યો હતો. માર્ગ પરનાં તરુવરોને કુંપળો ફૂટી રહી હતી. રાજાજીની વાટિકામાં આજે મોલસરી અને પારિજાતનાં અસંખ્ય પુષ્પો મ્હેંકી રહ્યાં હતાં. નગરીનાં સર્વે નર-નારી આજ મધુવનમાં વસન્તોત્સવ ઉજવવાને ગયાં હતાં. દૂરથી બંસીનો મધુર સ્વર ગુંજી રહ્યો હતો. ચંદ્રના શીતળ પ્રકાશમાં, નિર્જન રાજમાર્ગ પર પેલું કોણ ચાલ્યું જાય છે ! એ હતો પેલો સન્યાસી ઉપગુપ્ત ! સાધુ રાત્રિમાં ક્યાં ભટકી રહ્યો હશે ! દુરથી બંસી-ધ્વનિ આવી રહ્યો હતો. ઉપર આમ્રકુંજમાં કોકિલા ટહુકી રહી હતી. સામે ચન્દ્રમા હાસ્ય વેરી રહ્યો હતો. શું આજે એ સાધુની અભિસાર-રાત્રિ હતી ?

નગરમાંથી નીકળીને તપસ્વી દુર્ગના કિનારે કિનારે ચાલવા લાગ્યો. પ્રકાશિત માર્ગ મુકીને તે શ્યામલ આમ્રકુંજમાં દાખલ થયો. એકાએક તેના પગ થંભી ગયા. તેના પગની પાસે શું પડ્યું હતું ?

દુર્ગન્ધથી પરિપૂર્ણ એક માનવશરીર ! શરીરના રોમરોમમાંથી શીતળાનો દારૂણ રોગ ફૂટી નીકળ્યો હતો. સમસ્ત શરીર વિકૃત રૂધિરથી રંગાયેલું હતું. કાયા બળીને જાણે શ્યામ બની ગઇ હતી. ગ્રામવાસીઓએ સ્પર્શ રોગથી પીડાતી કોઇ બીને ખેંચીને નગરની બ્હાર ફેંકી હતી.

ત્હેની સમીપમાં બેસીને સંન્યાસીએ બીમાર સ્ત્રીનું મસ્તક ઊંચકીને પોતાની ગોદમાં લીધું. " પાણી ! પાણી "નો પુકાર કરી રહેલા એના મુખમાં શીતળ જળ રેડ્યું. લલાટ પર પોતાનો કોમળ હસ્ત મુકીને સાંત્વના આપી. પોતાના હાથે ત્હેના ગલિત શરીર પર ચન્દનનો લેપ કર્યો, અને મીઠી વાણીએ પુછ્યું: " કંઇ આરામ છે ? "

" તમે કોણ ? હે દયામય, તમે ક્યાંથી આવ્યા ?" ક્ષીણ સ્વરે નારીએ પુછ્યું. ત્હેનાં નયનોમાંથી અશ્રુધારા વહી રહી હતી.

મન્દ મન્દ હાસ્ય કરતા સાધુએ કહ્યું: " ભૂલી ગઇ તું વાસવદત્તા ? શ્રાવણની ઘનઘોર રાત્રિએ આપેલું વચન શું યાદ નથી આવતું ? આજે મારા અભિસારની મીઠી રાત્રિ આવી પહોંચી છે, વાસવદત્તા ! "

આમ્રકુંજમાંથી આ વખતે મધુમંજરીઓ વરસી ! કોયલ ટહુકી ઊઠી ! વ્યોમમાં ચન્દ્રમા હસી રહ્યો ! આજ સંન્યાસીનો અભિસાર-સમારંભ થઇ રહ્યો હતો !

# ભયંકર દર્દો જલદી મટાડો

આપણા દેશમાં શ્વાસનળીઓ અને છાતીને લગતા રોગો બહુ સામાન્ય થઇ પડેલા છે, અને આવા રોગો અનેક મનુષ્યોની જીંદગીને હરી લે છે બીજા કોઇ પણ રોગોના કરતાં આ રોગોથી નીપજતા મરણોની સંખ્યા વધારે છે મુંબઇની મ્યુનિસિપાલીટીએ પ્રસિદ્ધ કરેલા સત્તાવાર આંકડાઓ જોતાં માલમ પડે છે કે એકલા મુંબઇ શહેર શહેરમાં ૪૬ ટકા જેટલુ મરણ પ્રમાણ છાતી ફેફસા અને શ્વાસ નળીઓના રોગોઓનુ હોય છે આ મોટા મરણ-પ્રમાણુમાં ક્ષયથી નિપજતા મરણો ગણવામાં આવેલાં નથી કેમકે ક્ષયને જુદોજ રોગ ગણવામા આવે છે. આથી જોઇ શકાશે કે છાતી અને દરદોનો પ્રચાર ઘણો મોટો છે એટલુ જ નહી પણ તેનાથી મરણો પણ સહુથી વિશેષ પ્રમાણમા નીપજે છે માનવજાતીનો આ રીતે થઇ રહેલો ભયંકર સંહાર અટકાવવો હોય તો આ દરદોનો તત્કાળ ઇલાજ કરવો જોઇએ,

આ પ્રકારનાં દરદોમાં મુખ્યત્વે શરદી, શળેખમ, ખાંસી વગેરે દરદો આવે છે જો આવાં નાનાં ગણાતાં દરદોનો તત્કાળ ઉપાય કરવામાં ન આવે તો મોટી ઉમરના માણસોમાં પણ એવા દરદ ઘર કરતાં જાય છે, તો પછી બીચારાં કોમળ બાળકોની તો વાતજ શી કરવી ? માટે જ આવા દરદોનો તત્કાળ ઇલાજ કરવો જોઇએ, એટલુ જ નહીં પણ ખૂબ અસરકારક અને પદ્ધતિસર ઇલાજ કરવો જોઇએ એના ઇલાજમાં પહેલું પગથીયુ તો શરીરના એ ભાગને પોતાનું નિયમિત કામકામ બરાબર કરી શકે એવા સશક્ત બનાવવા જોઇએ. એ પછી એકજ કામ કરવાનુ રહે છે કે નબળા પડી ગયેલા શરીરને ફરી તાકાત અને ચેતન આપવુ જોઇએ

આ ત્રિવિધ કામ માત્ર એકનુ **સીરોલીન** "રોશે" જ કરી શકે છે ઉપરાંત આ "રા સર્વથા હાનિરહિત હોઇ લાંબો વખત સુધી લેવામાં આવે તો પણ કોઇ પ્રકારે નુકશાન કરતી નથી ખાંસી, સરદી, મોકાઇટીસ, ન્યુમોનીઆ તેમજ શરૂઆતની સ્થિતિમા ક્ષયરોગમા સુદ્ધાં **સીરોલીન** રોશે" છેલ્લા ૪૦ વરસના અનુભવે ઉત્તમ અસર કરનાર દવા તરીકે સિદ્ધ થઇ ચૂકી છે ન્યુમોનીઆમાં તો એટલી સરસ અસર કરે છે કે માત્ર ૨૪ જ કલાકમાં તાવનુ પ્રમાણમા ૪ ડીગ્રી જેટલુ ઘગાડી દે છે શ્વાસ લેવામ પડતી તકલીફ એના સેવનથી તત્કાળ દૂર થાય છે અને ગળફા જલદીથી છુટા પાડી છાતી અને ફેફસા એકદમ ચોકખાં અને હળવા થઇ જાય છે

ક્ષય રોગના ઉપચાર તરીકે પણ **સીરોલીન** "રોશે' અદ્ભુત અસર કરે છે **સીરોલીન** ' રોશે" શરીરને નવું રીતે તાજા કરનાર સર્વોત્તમ ગુણકારી દવા છે

# નૃત્ય, સંગીત અને અભિનય

> અમદાવાદમાં બારમાં ગુજરાતી સાહિત્ય સંમેલન પ્રસંગે તા. ૩૧ મી ઓક્ટોબરની રાત્રે સર ચીનુભાઇના શાન્તિકુંજમાં નૃત્ય અને ગરબાના રંજન પ્રયોગ યોજાયા હતા તેનાં સ્મરણો

—આલેખનાર : શ્રી યજ્ઞેશ હ. શુક્લ—

ફોટોગ્રાફ : શ્રી નરેન્દ્ર રાવળ

અમદાવાદના શાહીબાગમાંના સર ચીનુભાઇના બંગલાની વિશાળ અગાસી પર વદ બીજની ચાંદની રેલાવા લાગી હતી. આખા દિવસના સખ્ત ઉકળાટ પછી, મંદ મંદ સમીરની શીતળતા ઠંડક આપી રહી હતી, અને ધીમે ધીમે, અગાસીમાંની ખુરસીઓ સાહિત્યકારો, સાહિત્યરસિકો અને અન્ય સજ્જન સન્નારીઓથી ભરાવા લાગી હતી. એ ૩૧ મી ઓક્ટોબરની રાત્રે, ૮–૩૦ વાગ્યાથી ૧૧–૩૫ વાગતાં સુધી નયનને અને તેના દ્વારા હૃદયને મળેલી પ્રફુલ્લતાની તાજગી હજી ભૂલાઇ નથી. કદાચ લાંબા સમય સુધી ભૂલાવાની નથી.

બારમા ગુજરાતી સાહિત્ય સંમેલન પ્રસંગે નૃત્ય અને ગરબાનો એ રંજન કાર્યક્રમ, સંમેલનનું એક પ્રમુખ અંગ હતું એમ કહું તો ચાલે મુંબઇમાં ક્વચિત જ જોવા મળે એવા એ પ્રયોગો, એના યોજકો અને રજુ કરનારાઓ માટે ધન્યવાદના ઉદ્‌ગારો કઢાવે એવા હતા.

× × ×

શાંતિકુંજના પાછલા ભાગમાં અગાસી સાથે જ રંગભૂમિની સાદી છતાં મનોરમ યોજના થઇ હતી. રંગભૂમિની સામે બે મોટી દીવીઓની તેજપ્રભા રંગભૂમિની સજાવટને સુંદર પ્રકાશ આપતી હતી. અને અગાસીમાંના પ્રેક્ષકસમૂહની ભીડ પાછળથી અપાતો સમયોચિત અને પ્રસંગોચિત, પ્રકાશ, પ્રકાશ–યોજનાની કુશળતા દાખવતો હતો. જ્યાં જોવો જોઇએ, અને



ઋતુ-નૃત્ય
સૌદામિની, ઉષા, પાવૃષ, વસુમતી, શકુન્તલા



પુષ્પ-પતંગિયાં
ઉદયન અને ગૌરી

સંમિશ્રણથી એ બજાવનારાઓની કુશળ તાલીમને પરિણામે, એકસૂરતા અને એકરૂપતા તરી આવતાં હતાં પછી વ્યક્તિગત, વાદન પણ થયું. વૃન્દવાદનની આખીય યોજના સરસ હતી

× × ×

એ પછી 'માઢોદરા નાગર સ્ત્રી સમાજ'નો ગરબો શરૂ થયો 'માંનો વગાડે વાંસળી રે' એ લોકગીતને રૂચિકર ઢાળમાં ઉતાર્યો છતાં કોણ જાણે કેમ, પણ એ ગરબો ગાનારી બહેનોના સુરોની મીલાવટ થઈ શકી ન હતી એટલે વચ્ચે વચ્ચે જુદા જુદા સુરો તરી આવતા હતા એજ સંસ્થાનો બીજો ગરબો 'ભમ્મરીયા કુવાને કાંઠે' પહેલા ગરબા કરતાં કાંઈક વધારે સારો હતો એમ કહેવું જોઈએ છતા, ગરબાની બાબતમાં શારદા-મંદિરની વિદ્યાર્થિનીઓના 'રેલી વસંત રસરેલ સખીરી ! રેલી વસન્ત રસરેલ' એ

જેટનો જોઈએ તેવો અને તેટલો જ પ્રકાશ મળી રહેતો હતો પ્રસંગની સમજાવટને જરાય કદરૂપી બનાવે એવો પ્રકાશનો ઝળહળાટ કદિ ત્યાં દેખાયો ન હતો પ્રકાશયોજનાના યોજકનો, રંજન પ્રયોગોની સફળતામાં જરૂર સાથ હતો એમ કહેવું જોઈએ

× × ×

સાડા આઠ થઈ ગયા અને ત્રીજી ટકોરી વાગી ધીમે ધીમે રંગભૂમિ પરનો આછો ભુરો પડદો ઉંચકાયો અને વૃન્દવાદનથી કાર્યક્રમની શરૂઆત થઈ એમાં દીનરૂબા હતી, મેન્ડોલીન હતું, ફીડલ, જલતરંગ અને સીતાર હતાં સુર શૃંગાર, પાવા અને તબલાં હતાં. ઓરકેસ્ટ્રા-વૃન્દવાદનને આવશ્યક બધાય તત્વોનાં



દાણલીલા
વસુમતી, પીયૂષ, ઉમા, શકુન્તલા, સૌદામિની, વસુમતી પરીખ

ગરબાને જ શ્રેષ્ઠ કહેવો પડે એ ગરબો ગાનારી બહેનોને તારનું ભાન હતું. એમને મળેલી તાલીમ વ્યસ્થિત લાગતી હતી અને ગરબાની પસંદગી પણ કાંઇક સારી થઇ હતી. એની શબ્દરચના સહેજે પકડી શકાય એવી હોવાને કારણે બહેનો એમના સુરની મિલાવટ સારી રીતે કરી શકી હતી છતાં ગરબાનો કાર્યક્રમ, નૃત્ય અને સંગીતની વચ્ચે વચ્ચે યોજાયલો હોવાથી નયનને કાંઇક આરામ આપવામાં ઉપયોગી નીવડ્યો હતો તેમ બીજા પ્રયોગની સજાવટ માટે આવશ્યક પણ થઇ પડ્યો હતો એ બીના તરફ ધ્યાન રાખવું જોઇએ.



' મહાકાલિ '
સૌદામિની, શકુન્તલા, વસુમતી

' મહાકાલી 'માં ગરબા અને નૃત્યનું સંમિશ્રણ હતું એટલે એનો નૃત્ય પ્રયોગમાં જ ઉલ્લેખ કરવો ઉચિત ધારું છું.

× × ×

નૃત્યપ્રયોગો વિષે લખતા પહેલાં બહેન શકુન્તલાના સંગીત અને ભાઇ પીયૂષ દીવાનના 'સુરશૃંગાર' વાદન વિષે સહેજ ઉલ્લેખ કરી લઉં બહેન શકુન્તલાનું સંગીત કર્ણમધુર હતું એમાં સંગીતની પારંગતતા કરતાં સંગીતનું શિક્ષણ લેતી વિદ્યાર્થિનીની જીજ્ઞાસાવૃત્તિ વિશેષ જણાતી હતી ભાઇ પીયૂષ વિષે પણ એમજ કહી શકાય પણ જે શિક્ષણ તેઓ લઇ રહ્યાં છે તેમાં શાસ્ત્રીયતાને પ્રધાનપદે સ્થાપવામાં આવેલી છે એ બહેન શકુન્તલા અને ભાઇ પીયૂષના ગાન અને વાદનથી તરી આવ્યા



ફાગહોરી નૃત્ય
ઠાકુર કુમુદબાપુસિંહ સુધાકર, પીયૂષ, વસુમતી, ક્ષમા, શકુન્તલા, સૌદામિની, વસુમતી પરીખ

વિના રહેતું ન હતું. એટલે અત્યંત શાસ્ત્રીયતાની અપેક્ષા રાખનારાઓને કદાચ એમાં ક્યાંક ઊણપ લાગે પણ મારા જેવા શાસ્ત્રીયતાના જ્ઞાન વિનાના મોટા સમૂહને તો કર્ણ-મધુરતા પ્રિય અને આહ્લાદકજ લાગે. ત્યાંની મોટી મેદનીનો સુર હું આમાં ઉચ્ચારું છું એમ મને લાગે છે.

× × ×

નૃત્યના પ્રયોગો છ હતા એમાં સર્વશ્રેષ્ઠ પ્રયોગ ' ઋતુ-નૃત્ય 'નો હતો નૃત્ય પ્રયોગમાં જ એ સર્વશ્રેષ્ઠ હતો એમ નહિ; પણ આ આખાય પ્રયોગમાં 'ઋતુનૃત્ય' કનકકળશશ્રૃંગની માફક સૌથી આગળ તરી આવતો હતો હેમન્ત, શિશિર, વસન્ત, ગ્રીષ્મ, વર્ષા અને શરદ એ છએ ઋતુઓના ' ઋતુ સંહાર 'મા મહાકવી કાલિદાસે કરેલા આબેહૂબ વર્ણનોને તાદૃશ્ય કરતાં એ નૃત્યો હતાં. અને એ નૃત્યોને અનુ-રૂપ વેશરચના અને પ્રકાશયોજના, વાતાવરણની તાદ્દશતાને રજુ કરવામાં અપૂર્વ ભાગ ભજવતાં હતાં. રંગભૂમિના પાછલા ભાગનો પડદો પણ વાતાવરણને ખડું કરવામાં સાથ આપતો હતો. એ નૃત્યોમાં અનુક્રમે ભાગ લેનારાં મૌદામિની, ઉદયન, ઉષા, પીયૂષ, વસુમતી અને શકુન્તલા, નૃત્યના ભાવને સમજી શક્યા હતાં; એટલું જ નહિ પણ એ ભાવને, શરીરના હલનચલન દ્વારા, સમયોચિત અને ભાવભર્યાં અંગમરોડ અને ડોલન દ્વારા અપૂર્વ રીતે રજુ કરી શક્યા હતાં. એમાંય વસન્ત, ગ્રીષ્મ, શરદ અને વર્ષાનું નૃત્યકામ સફળતા-રોપણ કરનારા ભાઇ-બ્હેનોને તો જરૂર અભિનંદન આપવા જોઇએ એથી બીજા-ઓનાં નૃત્યો ઉતરતાં હતાં એમ કહેવાનો આશય નથી. સૌ કોઇ પોતપોતાની શક્તિ મુજબ એ નૃત્યના ભાવમાં તદ્રુપ થઇ શક્યાં હતાં એજ એ નૃત્યની સફળતાનાં સૂચન રૂપ લેખી શકાય

' પુષ્પ પતંગિયા ' બાળકોની નિર્દોષ ભાવ-નાના આલેખન રૂપ અને નાના બુલબુલોની મનોરમ સૃષ્ટિના ચિતાર તરીકે વધાવી લેવાય એ નૃત્ય યોજનારા ઉદયન અને ગૌરી તેમજ કીર્તિદેવ આગળ જતા, વધારે સારા નૃત્ય રજુ કરી શકશે એ તેમના આ નૃત્ય પરથી સિદ્ધ થઇ શકતું હતુ.

' દાણલીલા ' ની નૃત્યભાવના નવી નથી બલ્કે હવે તો રોજ ને રોજ વધુ ને વધુ જુની અને ચર્વિત ચર્વણ જેવી થતી જાય છે, એટલે, અહીં રજુ થએલું એ નૃત્ય, નયનરંજક હતું અને એ રજુ કરનારા ભાઇ-બહેનોની ભાવમયતા વ્યક્ત કરનારું હતું છતાં એમાં ખાસ નવીનતા નહિ લાગી અલબત્ત, વેશરચના અને પ્રકાશયોજનાની ખુબીથી એ નયનરંજક બન્યું હતું.

× × ×

પણ ' પતાઇ રાવળ 'ની કથાને આલે-ખતું ' મહાકાલિ ' નૃત્ય જરૂર નવીનતા રૂપ હતું. આપણી વિવિધ કથાઓમાં- પણ નૃત્ય અને અભિનય દ્વારા અપૂર્વ ભાવારોપણ થઇ શકે છે અને અભિનય દ્વારા એ વધારે અસર-કારક થઇ શકે છે એ આ નૃત્ય ઉપરથી ફલિત થઇ શકે છે " પાવાગઢના ચાંદની વિભૂષિત રાજમહેલમા નવરાત્રીના ઉત્સવ દરમ્યાન મહારાણી સાથે બેનપણા હોવાથી મહાકાલી ગરબો રમવા આવ્યા છે...ગરબો પુરો થતાં સખીઓ એક પછી એક વિદાય લે છે. મહારાણીની વિદાય માગતાં મહાકાલિનો પાલવ પકડી રાજા એમને રહી જવા આગ્રહ કરે છે રાજાના મોહને, ભક્તનો પ્રેમ ગણી, મહાકાલિ કહે છે ' માગ માગ પાવાના રાજન કે હું પ્રસન્ન થઇ રે લોલ ! ' પણ સૌન્દર્યની આસક્તિ ઇચ્છતો માનવ, દૂર દૂરથી એને પરમ માની ઉપાસનાના સાંકેતિક ચિન્હ તરીકે ગણી શકતોજ નથી. એટલે રાજા તો—

"કે માંગુ એટલડું વરદાન, કે મોહોલે પધારજો રે લોલ" એ પછી મહાકાલી રાજાને તિરસ્કારે છે અને રાણી થરથરી ઉઠે છે અને ભયભીત રાજાના જીવન સમસ્તને મહાકાલિનો શાપ વીંટી વળે છે." આ પ્રસંગને ગરબા પછી નૃત્ય–અભિનય દ્વારા ઘણીજ અસરકારક રીતે આલેખવામાં આવ્યો હતો. 'મહાકાલિ' તરીકે બહેન શકુન્તલાએ સંતાપ, તિરસ્કાર અને રૌદ્ર સ્વરૂપના અભિનયને ઘણીજ કુશળતાથી વ્યકત કર્યો હતો, તો સૌગમિતીએ રાણીનો થરથરાટ અને વસુમતીએ પતાઇ રાવળની કામુકતા અને છેવટે ભયભીત અવસ્થાના ભાવો સારી રીતે ઉતાર્યા હતા. આખુંય ગરબા–નૃત્ય અપૂર્વ ભાવોદ્રેકથી ભરાઇ ઉઠયું હતું.

× × ×

'બાંધ ગઠરીયા મેં તો ચાલી' એ શ્રી. સુન્દરમનાં ગીતને બહેન શકુન્તલાએ તેમનાં એકય નૃત્યમા તાલબદ્ધ રીતે ઉતાર્યું હતુ. લગભગ દરેક નૃત્યમાં આ બહેનની કાંઇક ને કાંઇક કળા જોવાની મળતી જ હતી. છેવટનું 'ફાગ હોરી નૃત્ય' પણ વસન્તના તનમનાટને નૃત્ય દ્વારા સજીવ કરનારું હતું. જીવનનો રાસ રચવાને માટે વૃદ્ધ, યુવાન, યુવતી સૌના જીવનમાં એકસુર બની વહી રહેલા આનંદનો સંકેત એ નૃત્યનું અંતીમ દર્શન હતું. અને હોરીનો સાચો ભાવ બીભત્સ ચેનચાળા નહિ પણ નિર્દોષ જીવન આનંદ છે એ વ્યક્ત કરનારું એ નૃત્ય પણ નયન મનોહર હતું.

× × ×

આમ આખોય કાર્યક્રમ એક પછી એક આગળ ચાલ્યે જતો હતો અને ઉપરથી ચન્દ્રમાની પૂર્ણ પ્રકાશિત ચાંદની જોનાર સમૂહના શરીર પર રેલાઇ રહી હતી. રંગભૂમિના મનોહર દ્રશ્ય જેવું જ પ્રિયકર અને નયનને ઠંડક આપનારું દ્રશ્ય અગાસી પર પણ કુદરતે ફેલાવી દીધું હતું. જાણે કુદરત પણ નાચી ઉઠી હતી.

× × ×

આખાય પ્રયોગના સંગીત વિધાયક પ્રો. શંકરરાવ વ્યાસ, નૃત્ય વિધાયક ઠાકુર કુમુદબંધુસિંહ અને નેપથ્ય વિધાયકો શ્રી. કનુ દેસાઇ, સર ચીનુભાઇ અને સૌ ઇન્દુમતી દીવાનજીને જેટલાં અભિનન્દન આ પ્રયોગ માટે આપીએ તેટલાં જ અભિનન્દન બલ્કે તેના કરતાય, વધારે અભિનન્દન તેમની ભાવનાઓને, રંગભૂમિ પર સફળતાથી ઉતારનારાં બાળક–બાલિકાઓને આપવા જોઇએ ખાસ કરીને, લગભગ દરેક પ્રયોગમાં પ્રમુખ ભાગ લેનાર બ્હેન શકુન્તલાની નૃત્ય અને સંગીતની કલા ભવિષ્યમાં વિશેષ જવલંત નીવડવાની ઘણી જ આશા રહે છે. પ્રયોગોને સફળતા અર્પનારા એ સર્વને અભિનંદન હો!

× × ×

અમદાવાદમાં સર ચીનુભાઇ અને શેઠ અંબાલાલ સારાભાઇ એ બે કુટુંબોની કલાપ્રિયતા અને રસિકતા વિષે ઘણું ઘણું સાંભળ્યું હતું. પણ એમાંથી એક કુટુંબની, સર ચીનુભાઇના કુટુંબની કલાનો પ્રત્યક્ષ પરિચય આ પ્રયોગોથી થયો. કારણકે, એ પ્રયોગો રજુ કરનારા પાત્રોનો મોટો ભાગ એ કુટુંબના જ સભ્યોનો છે. એ કનદ્રષ્ટિ ગુજરાતમા નૃત્ય અને સંગીતની કલાના વિકાસમાં મુખ્યવતી બનો એજ અભિલાષા!



# સ્ત્રીજગત

## સ્વદેશ

**મુંબઇની મહિલાઓની પરિષદ** મુબઇ મહિલા સમાજના આશ્રયે મુબઇની મહિલાઓની વાર્ષિક પરિષદ તા ૭ મી નવેમ્બરે જ્હેંગીરી હૉલમા શ્રીમતી ગુલેસ્તાન એવ બહાદુરજીના પ્રમુખપદે મળી હતી એ પ્રસગે સ્વાગત સમિતિના પ્રમુખ શ્રીમતી જયશ્રીબહેન રાયજીએ સમાજે વર્ષભરમા કરેલા કાર્યનુ અવલોકન કર્યું હતુ. કેળવણી સામાજીક મજૂરી અને તદુરસ્તીને લગતા પ્રશ્નોની ચર્ચા માટે ત્રણ પેટાસમિતિઓ નીમવામા આવી હતી, અને સમાજ સાથે જોડાયલી એક સંસ્થાએ સ્ત્રીમતદારો નોધવાનુ કામ કર્યું હતુ એમ તેમણે જણાવ્યુ હતુ

શ્રીમતી ૰ બહાદુરજીએ તેમના વ્યાખ્યાનમા જણાવ્યુ હતુ કે, હિન્દમા સ્ત્રીઓના મોટા ભાગને કેળવણી આપવા સબધમા જે આદર્શોનો વિચાર અને અમલ થાય છે તે વિચિત્ર છે આમ તાત્વિક રીતે જોતા બધા પ્રકારની કેળવણીના દ્વાર સ્ત્રીઓ માટે ખુલ્લા છે છતા રૂઢી અને જુનવાણી સમાજે સ્ત્રીને પોતાના વ્યક્તિત્વનો વિકાસ કરવા દે અથવા તો તેનો જીવનનિર્વાહ ઉત્તમોત્તમ રીતે કરી શકે એવા માર્ગ લેવાની શક્તિ બમે એવા પ્રકારની કેળવણી પ્રત્યે અવરોધો નાખેલા છે સ્ત્રીનુ સ્થાન તો રસોડામા છે અને છોકરા સભાળવાનુ છે એમ હજી પણ સામાન્ય રીતે મનાય છે અથવા તો ઘરમા શણગારેલી ઢીંગલી માફક બિરાજવાનુ તેનુ કાર્ય લેખાય છે પણ પ્રજાના પ્રગતિક કાર્યમા, દેશની સરકારમા અને તેના પ્રશ્નોની રોજ રોજની વિચારણામા સ્ત્રીનો ઘણો જ ઓછો હિસ્સો હોવાનુ મનાય છે અને એ થોડો ઘણો હિસ્સો હોય છે તેના પ્રત્યે પણ ઇર્ષ્યાની અને ઘૃણાની નજર રખાય છે આથી આખીય સ્ત્રી જાતિને પાછળ રાખે એવા અને તે પુરૂષની સદાય ગુલામ રહે એવા પ્રકારના આદર્શો સ્ત્રીઓની કેળવણીના પ્રશ્ન પર પ્રભુત્વ ધરાવતા હોય તો તેમા આશ્ચર્ય પામવા જેવુ કાઇ જ નથી

હિન્દની સ્ત્રીઓના આર્થિક અને નાગરિક તરીકેના દરજ્જામા સુધારણા કરવા માટે અખિલ ભારતીય મહિલા પરિષદે ઘણો પ્રયત્ન કરેલો છે શિક્ષણને લગતુ પછાતપણુ, સામાજીક વિષમતા અને સપૂર્ણ રાજકીય દરજ્જાનો અભાવ એ સ્ત્રીઓની પ્રગતિના માર્ગમા નડતી અનેક મુશ્કેલીઓમાની કેટલીક છે

પણ નવા બધારણના આગમન સાથે અને એમા જે થોડી ઘણી પણ સ્ત્રીઓ ધારાસભાઓમા બેઠક ધરાવશે તેથી ધારાસભાઓમા કાયદા પસાર કરાવીને સામાજીક સુધારા માટે વધારે તકો મળી શકશે

આખી દુનિયાની સ્ત્રીઓની આર્થિક અને સામાજીક સ્થિતિ સુધારવામા રસ લેતી આતરરાષ્ટ્રીય સ્ત્રી સસ્થાઓ સાથે આપણી પરિષદ સહકાર કરે છે સામાજીક વ્યવસ્થામા સ્ત્રીના સ્થાનને લગતા નવા આદર્શોના વિસ્તારનુ આ પરિણામ છે સ્ત્રી હવે ગુલામ કે ઢીંગલી રહે એમ કોઇ જ ઇચ્છતુ નથી ”

સામાજીક, કેળવણી વિષયક તેમજ મજુરોને લગતા પ્રશ્નો પર કેટલાક ઠરાવો પસાર થયા હતા તે પૈકી મુબઇ સરકારના નવા પ્રધાન મડળમા સ્ત્રીઓને સ્થાન આપવાની માગણી કરતો નીચેનો ઠરાવ પસાર થયો હતો ‘ આ પરિષદનો એવો અભિપ્રાય છે કે, દેશની બધીય વહીવટી નોકરીઓમા સ્ત્રીઓને તેમનો યોગ્ય હિસ્સો મળવો જોઇએ, એવો સમય આવી પહોચ્યો છે અને તેથી મુબઇના ના ગવર્નરને પરિષદ વિનતિ કરે છે કે આવને વર્ષે નવા બધારણ મુજબનુ પ્રધાન મડળ રચવામા આવે ત્યારે જાહેર નોકરીઓમા બધાય ખાતાઓમા સ્ત્રીઓના દાવાઓની વિચારણા

થાય છે તેવીજ રીતે ઇલ્લાકાની સ્ત્રીઓની માગણીનો વિચાર કરી તેને અમલમાં મુકવો.

મુંબઇ યુનિવર્સીટીની સ્ત્રી વિદ્યાર્થિનીઓ માટે જુદાં વિદ્યાર્થીની ગૃહની તાત્કાલિક જરૂરીયાત હોવાનું સ્વીકારવામાં આવ્યું હતું. મુંબાઇના કાયદાનાં ધોરણે સુવાવડના લાભને લગતા કાયદાનો આખા હિંદ માટે વિસ્તાર કરવાની માગણી પણ કરવામાં આવી હતી. મેટ્રીકની પરીક્ષા તેમજ માધ્યમિક શિક્ષણ સંબંધમાં પણ કેટલાક ઠરાવ થયા હતાં. ડૉ. દેશમુખના સ્ત્રીઓના વારસાહક્કના ખરડામાં માત્ર વિધવાઓ પૂરતોજ એ રાખીને પુત્રીઓ અને બીજા સ્ત્રીવારસોના હક્કોનો અનાદર કરવામાં આવ્યો એ વિષે પરિષદે ખેદ દર્શાવ્યો હતો. આ બધા ઠરાવોની ચર્ચામા શ્રીમતી શારદા દિવાન, શ્રીમતી કાંતા ખાંડવાળા, મીસ નર્મદા સમર્થ, મીસ બરડા, મીસીસ ડોકટર, શ્રીમતી પન્ના દફતરી, મીસીસ મશાની, શ્રીમતી કુસુમબહેન કાણીયા, શ્રીમતી ઉર્મિલા મહેતા, શ્રીમતી ગંગાબહેન પટેલ, શ્રીમતી મણિબહેન મુળજી, અને મીસ ભાટીવાલે ભાગ લીધો હતો. અમદાવાદમાં મળનારી અખિલ ભારતીય મહિલા પરિષદના પ્રતિનિધિઓ તરીકે શ્રીમતી ગંગાબહેન પટેલ અને મીસ શાહીરાવની ચૂંટણી થઇ હતી.

પરિષદ મળે તે પહેલાં મુંબઇ મહિલા સમાજ અને શ્રી ગુજરાતી સ્ત્રી સહકારી મંડળ લીમીટેડ તરફથી મીસ બહાદુરજીએ સ્વદેશી પ્રદર્શન ખુલ્લું મૂક્યું હતું.

**રાંધતાં દાઝી :** અધેરી ખાતે રહેતી શ્રીમતી શાન્તાબાઇ ભગવંતરાય દેસાઇ નામની એક સ્ત્રી રાંધતી હતી ત્યારે તેનો છેડો સગડીમાં પડવાથી સાડી સળગી ઉઠી તેથી સખ્ત દાઝી ઓકટોબરની આખરે મરણ પામી.

**પાસપોર્ટની ના :** અમેરિકા ખાતે મળનારી આંતરરાષ્ટ્રીય મહિલા પરિષદમાં હિન્દી પ્રતિનિધિ તરીકે હાજર રહેવા માટે શ્રીમતી કમળાદેવી ચટ્ટોપાધ્યાય યુરોપ જનાર હતાં. પણ તેમને પાસપોર્ટ આપવાની ના પાડવામાં આવી છે.

**વૃદ્ધ લગ્ન માટે સજા :** રાજ્યના બાળ-વૃદ્ધ લગ્ન પ્રતિબંધ ધારાનો ભંગ કરવા માટે શિહોરના શામજી ભવાનીશંકર નામના પચાસ વર્ષની આસપાસની વયના ગૃહસ્થને ન્યાયાધીશે રૂા. ૨૦૦ દંડ અને કોર્ટ ઉઠતાં સુધીની, કન્યાના પિતાને પંદર દિવસ આસાન કેદ રૂા. ૩૦૦ ના દંડની અને લગ્નમાં હાજરી આપનાર એક જણને એક દિવસની કેદ અને રૂા. પાંચના દંડની સજા કરી હતી.

**પતિની સાથે 'સતિ' થઇ:** દિલ્હીની રેલ્વે ક્લીઅરીંગ એકાઉન્ટ ઓફિસના મદદનીશ ઓર્ડર ઓફિસર પંડિત રામચંદ્ર બી. એ. નો ૨૭ વર્ષનો પુત્ર હરિસ્વરૂપ એક વર્ષથી તેના ગામ પાલમમાં માંદો રહ્યો હતો. એની તબીયત અચાનક વધારે બગડતાં તે મરણ પામશે એવો લાગ્યો ત્યારે તેની પત્ની કૈલાસદેવીએ કુવામાં નખાઇ મૂક્યું. તેને કાઢવા ઘણા પ્રયાસો થયા પણ તેણે પતિ સાથે જ સતિ થવાનો નિર્ણય કર્યો અને તેના પતિનો પ્રાણ ગયો તેજ વખતે ડૂબી પણ ગઇ. આ બન્નેને એક જ ચિતા પર અગ્નિદાહ દેવામાં આવ્યો હતો.

## વિદેશ

**સ્ત્રી લેખિકાને ઇનામ:** દુનિયાભરના લેખકો માટેની નવલકથા લેખનની હરિફાઇમાં હંગેરીની તરૂણ લેખિકા મીસ જોલાન્ડા ફોલ્ડસ સફળ થઇ છે. 'સ્ટ્રીટ ઓફ ધી ફીશીંગ કેટ' નામની તેની નવલકથા-મશહુર લેખક મી. હ્યુ વોલપોલના પ્રમુખપદ હેઠળની આંતરરાષ્ટ્રીય પરીક્ષક સમિતિએ આ પારિતોષિક માટે પસંદ કરી છે.

"સર્વ પ્રજાઓની ઇનામી નવલકથા હરિફાઇ" એ નામે આ હરિફાઇની જાહેરાત યુરોપ અને અમેરિકન પ્રકાશકો તરફથી કરવામાં આવી હતી એ હરિફાઇમાં સફળતા મેળવનાર મીસ જોલાન્ડા ફોલ્ડસને શરૂઆતમાંજ પૌં. ૪૦૦૦ ની રોયલ્ટી અપાશે. એ પછી પણ પૌં. ૬૦૦૦ ની રકમ તેને આપવામાં આવશે. બધું મળીને કુલ પાઉંડ ૨૦૦૦૦ ની રકમ આ ઇનામી નવલકથામાંથી મીસ જોલાન્ડાને મળશે. વળી એ નવલકથાની ફીલ્મ ઉતારવાના હક્કો પણ લેવામાં આવેલા છે.

**ફ્રાન્સની સ્ત્રીઓના મતાધિકારનો પ્રશ્ન:** ફ્રાન્સની ચેમ્બરની બેઠકમાં રજુ થએલું સ્ત્રીઓના મતાધિકાર માટેનું બીલ ફરીથી પસાર થયું છે. એમાં એકજ વિરોધી મત હતો. પરંતુ ચેમ્બરે અગાઉ પણ આવા બીલો તો પસાર કર્યાં હતાં,

અને સેનેટ હમેશા એ ઉડાવી દેવા કે એના પર ચર્ચા ન થવા દેવા પ્રયાસ કર્યો છે હજી પણ એ યુક્તિ પ્રયુક્તિઓમા ફેરફાર થએલો લાગતો નથી

**વીએનાની સ્ત્રીને ફાંસી** આના આમગી આન નામની પદર વર્ષની નોકરડીને ડામ દઇને મારી નાખવાના આરોપસર વીએનાના સગીતકારની પત્ની ક્રાવ્કનારને દેહાતદડની સજા કરવામા આવી છે આ ગુન્હામા મદદ કરનાર તેના પતિને છ વર્ષની સખ્ત કેદની સજા કરી છે વીએનામા છેલ્લા ૩૬ વર્ષમા કોઇ સ્ત્રીને દેહાતદડની સજા થઇ નથી



**સુસાં બી એન્થની**
જેમના ચિત્રના અમેરિકામા સ્ટામ્પ કાઢવામા આવ્યા છે એની વિગતો આ પાના પર આપી છે

**અમેરીકન સ્ત્રીનેતાની** કદર અમેરિકાની સ્ત્રીઓને મતાધિકાર આપતો સુધારો અમેરિકાના બધારણના ૧૯ મા સુધારા તરીકે મજૂર થયો એને ૧૬ વર્ષ થયા ઓગસ્ટ માસની તા૦ ૨૬ મીએ થયા એ પ્રસગના સ્મારક તરીકે અમેરિકાની સ્ત્રી સ્વાતન્ત્ર્યની ચળવળના અગ્રણી નેતા સુસા બી એન્થનીનુ સન્માન કરતી ટપાલની ટીકીટ કાઢવામા આવી છે

પોસ્ટ માસ્તર જનરલ જેમ્સ એ ફારલે તરફથી એની જાહેરાત થઇ છે એ સ્ટામ્પ ત્રણ સેન્ટની કીમતનો કાઢવામા આવ્યો છે પ્રખ્યાત સીલ્પકાર મીસીસ જોન્સને કોતરેલી પ્રતીમા રૂપ રથી એની રચના થઇ છે અને એના પર સ્ત્રીઓ માટે મતાધિકાર એટલા શબ્દો છાપેલા છે એ સ્ટામ્પ કાઢવામા આવ્યો એને પહેલેજ દિવસે એનુ સખ્યાબધ વેચાણ થયુ હતુ

ટપાલ ઓફીસના ખાતા તરફથી આ સ્ટામ્પ કાઢવાની જાહેરાતમા જણાવવામા આવ્યુ છે કે

' આ દેશના વિકાસમા સ્ત્રીઓએ આપેલા ફાળાના અને આપણા રાષ્ટ્રીય જીવનમા તેઓની સામાજીક અને આર્થિક જવાબદારીઓના સ્વીકાર રૂપે આ સ્ટામ્પ કાઢવાની સત્તા આપવામા આવી છે

**સ્ત્રીને સુવર્ણચન્દ્રક** ઉદ્યોગમા કલાના વિકાસ માટે સૌથી વધુ પ્રમાણમા ફાળો આપનાર વ્યક્તિને અમેરીકામા માઇકલ ફ્રીસેન સુવર્ણ ચન્દ્રક આપવાની યોજના થએલી છે ૧૯૨૪ થી દર વર્ષે આ સુવર્ણચદ્રક આપવામા આવે છે ન્યુયોર્કની આર્કીટેકચરલ લીગના મત્રી લીઓ વી સોલોન તરફથી એની જાહેરાત થાય છે બાર વર્ષથી આ ચદ્રક અપાય છે તેમા આ વર્ષે પહેલી વારજ એક સ્ત્રીને એ ચદ્રક મળ્યો છે એ મેળવનાર સ્ત્રી મીસીસ એલન ડનલોપ હોપકીન્સ છે ૧૮૯૨ થી સ્ત્રીઓ માટે ન્યુયોર્ક સ્કૂલ આફ અપ્લાઇડ ડીઝાઇનની તેમણે સ્થાપના કરેલી છે અને હજી આજ પણ મીસીસ હોપકીન્સ એના ડાયરેક્ટર છે

**સ્ત્રી મતાધિકાર માટે** મતમત ફિલીપાઇન ટાપુમા સ્ત્રીઓને મતાધિકાર નથી એટલે સ્ત્રીઓને મતાધિકાર આપવો કે કેમ એ સબધમા એ દેશની જાહેર પ્રજાનો મત શો છે તે જાણવા માટે, જાહેર મત લેવાનુ જણાવતો ખરડો એસેમ્બ્લી સમક્ષ રજુ થએલો છે એ ખરડો જલદી પસાર કરી નાખવાની ખાસ વિનતિ પ્રમુખે એસેમ્બ્લીને કરી છે

**ચીનમાં સમાન મતાધિકાર** ચીનની રાષ્ટ્રીય સરકાર તરફથી તાજેતરમા જ એક ફરમાન પ્રકટ કરવામા આવ્યુ છે તેમા જણાવવામા આવ્યુ છે કે ચીનના બધાય સ્ત્રીઓ જો કે પુરૂષ સર્વ, રાષ્ટ્રીય એસેમ્બ્લીની ચુટણીમા સમાન મતાધિકાર ભોગવશે એસેમ્બ્લીની બેઠક નવેમ્બર માસમા બધારણ પસાર કરવા માટે મળનાર છે

તુર્કી સ્ત્રીઓ સૈન્યમા – તુર્કસ્તાનના સૈન્યમા

સ્ત્રીઓની ભરતી ટુંક સમયમાં કરવામાં આવશે, એને માટે કાયદો ઘડવાની વિચારણા થાતી રહી છે અત્યારની યોજના પ્રમાણે પહેલી હરોળમાં સ્ત્રીઓ કામ નહિ કરે પણ તેમને તાલીમ આપવા માટે તમામ શાખાઓમાં ખાસ અભ્યાસ ક્રમ ગોઠવવામાં આવશે એ તાલીમ પૂરી થઇ ગયા પછી લડાઇ જાગે ત્યારે તેમને 'કારોબારી કાર્યોમાં યુદ્ધ મોરચાઓની પાછળ રોકવામાં આવશે તુર્કીની હવાઇ ફોજમાં અત્યારે એક સ્ત્રી વિમાની છે ઉપરાંત સે. ઉપર યુવતીઓએ પેરેશુટથી નીચે કુદી પડવાની પરીક્ષાઓ પસાર કરી છે તેઓ પાયલોટ તરીકે તાલીમ મેળવવાની રાહ જુએ છે. આથી આ નવા પગલા પ્રત્યે તુર્કીની સ્ત્રીઓને ભારે ઉત્સાહ જણાય છે.

**ચુંટણીમાં સીલોનની સ્ત્રીઓને મતાધિકાર** • સીલોનની સ્ત્રીઓને અત્યાર સુધી ધારા સભાની ચુંટણીઓમાં મત આપવાનો અધિકાર હતો પણ તેઓ મ્યુનીસીપલ ચુંટણીમાં મત આપી શકતી નહિ આવા પ્રકારની જે વિષમતા હતી તે હાલમાં દુર કરવામાં આવી છે અને હવે સ્ત્રીઓ મ્યુનીસીપલ ચુંટણીમાં પણ મત આપી શકશે

# સામયિકોની દીવાળી

[ એક પત્રાવલોકન ]

કરનાર :
શ્રી યજ્ઞેશ હ. શુકલ

શરદ : હિન્દુસ્તાન : જન્મભૂમિ : ગુજરાતી
બે ઘડી મોજ: પ્રતાપ : ગહાગુજરાત: સૌરાષ્ટ્ર
આરામ : નવચેતન : કૌમુદી : શારદા
પારકાર : અને બાલજીવન
આટલાંનો આમા ઉલ્લેખ થયો છે.

પ્રિય બહેન યશ,

દીવાળી આવે તે પહેલાથી જ દીવાળી અંકોનું પાર્સલ રવાના કરવાની તેં ઉઘરાણી કરવા માંડેલી પણ એમ તારી ઉઘરાણીથી હું ઉતાવળો થઇ જાઉં એમ થોડું જ હતું ? અને એ ઉઘરાણીના તારા પત્રમાંની એક લીટી તો એવી હતી કે, મારાથી ઉતાવળ કરેલી પાલવે જ નહિ. તે લખ્યું હતું, ' એ દીવાળી અંકો કાઇ આખા વાચવાની ફુરસદ નથી, એટલે એમાની સારી સારી વાનગીઓનું તમે સૂચન કરજો. ' બસ. તેં તો લખી એક લીટી પણ એ એક લીટીમાંની આજ્ઞા ( હું આજ્ઞા લખું છું એથી ચોકાઇશ નહિ, પણ તારી કાગળ લખવાની-ઢબછબ કોઇ અજાણ્યું માણસ જાણે તો ' આજ્ઞા ' વિના બાગ્યેજ બીજો શબ્દ ઉચ્ચારે. ) પાછળ કેટલી મોટી જવાબદારી છે ? અલબત્ત, તારી એ આજ્ઞાને હું છેક તો ઠોકરે મારી શકું નહિ પણ તને એમાંની સારી સારી વાનગીઓ બરાબર પસંદ કરીને સૂચવવા બેસું તો આવતી દીવાળી પહેલાં અલબત્ત, આ પાર્સલ નહિ કરી શકું અને પછી તો તારી ધીરજ પણ ખૂટે અને કદાચ તું જાતે જ દીવાળી અંકો લેવા આવી પહોંચે. પણ આ હુલ્લડમાં તારા જેવી તોફાની છોકરીનું અહીં કામ નથી.

દૈનિકો, સાપ્તાહિકો અને માસિકો મળીને કુલ પંદર દિવાળી અંકો પાર્સલમાં રવાના કર્યા છે. એ ભેગું, એક બીજું પ્રકાશન, પેલા ' અ. સૌ. કુમારી ' વાળા યશવન્ત પંડયા સંપાદિત ' શરદ ' વાર્ષિકનો બીજો અંક પણ રવાના કર્યો છે. એ બધા અંકોના કુલ પાનાં ગણીએ તો ' ગુણસુન્દરી ' ના બે વર્ષના અંકો નીકળવાય વધે એટલા પાના થાય. અલબત્ત એમાથી અર્ધો અર્ધ જા × ખ ખાતે નીકળી જાય. પણ એક રીતે આ દીવાળી અંકો તો જા × ખ ની જ બોલબાલા છે ! એવું આકર્ષણ ન હોય તો કેટલા સંચાલકો દીવાળી અંક કાઢવા તૈયાર થાય,' એ પ્રશ્ન વિચારવા જેવો ખરો.

આ કાગળ તને પાર્સલ કરતા વહેલો મળવાનો છે, એની મને ખાત્રી છે એટલે જ હું આ બધું ધીરજથી વાંચી શકશે નહિતર કદાચ ' આ બધું દોઢ ડહાપણ શા માટે, ડહોળતા હશે ' એવી પુષ્પાંજલિ પણ તું આપતા નહિ અટકે.

દીવાળી અંકો વિષે સૂચન કરતા પહેલાં ' શરદ ' વાર્ષિકના બીજા અંક વિષે તને ટુંકામાં કહી દઉં. આપણે ત્યાં વાર્ષિક તરીકે ભાઇ યશવન્તે જ અમદાવાદની એક સાહિત્ય સંસ્થા દ્વારા 'વીણા' ની યોજના કરેલી. અને તે કેટલોક વખત ચાલુ રહ્યા પછી બંધ પડેલી. ગયા વર્ષથી ભાઇ યશવન્તે આ 'શરદ'નો શરૂઆત કરેલી. ગયા વર્ષનું 'શરદ' તેં વાંચેલું છે. તેના કરતા આ બીજો અંક અનેક ગણો સમૃદ્ધ થયેલો છે એમ કહ્યા વિના હું નહિ રહું. આ અંકમાં મુખચિત્ર તરીકે શ્રી. કનુ દેસાઇનું ' અર્જુન ઉર્વશી ' ખૂબ ગમી જાય એવું છે પણ મહેરબાની કરી એ આ અંકમાંથી કાપીશ નહિ. ભવિષ્યમા કનુભાઇના આલ્બમમાં એ આવશે ત્યારે એ મઢાવવા માટે સગવડ પડશે. એ ઉપરાંત શ્રી. યજ્ઞેશ્વર શુકલનું 'લીનોકટ' અને શ્રી. માદ્રીબહેન દેસાઇની ' ચાર ' શિલ્પતસ્વીરો ' એટલી જ એની કલા સામગ્રી; છતાં એટલી આછી

અંકમાંની સાહિત્ય સામગ્રી વિચાર અને વૈવિધ્યની દૃષ્ટિએ સુંદર પસંદગી પામેલી છે. ગુજરાતના લગભગ કવિઓ અને લેખકોનો સહકાર ભાઇ બધુશેરી સારી રીતે સાંપડ્યો છે અને તેથી સાહિત્યનાં દરેક અંગને પરિપોષતી કૃતિઓ એમાંથી મળી રહે એમ છે. એ એકત્ર કરવામાં, એને આકર્ષક રૂપે ગોઠવવામાં, એને શણગારવામાં સંપાદકને જે જહેમત પડી હશે તે અહીં શી રીતે લખી શકાય ?

'જન્મભૂમિ'નો દીવાળી અંક બધા અંકોમાં જુદી જ ભાત પાડી ઉઠે છે. એના કવરપરનું શ્રી ભાનુશંકરનું ચિત્ર આંખને ઠરીને વળગે એવું છે. તો અંદર અપાયેલાં સંખ્યાબંધ ચિત્રો પૈકી, શ્રી યજ્ઞેશ્વર શુકલનું ચિત્ર 'કુલરાણી' તો મઢાવવાનું મન થઇ જાય એટલું ભાવવાહી છે અને એ છપાયું છે પણ સુંદર. શ્રી સોમનારાયણનું 'શિવપાર્વતી', 'દશરથપૂજન', અને શ્રી. પંચોળી તથા ધાલાના ચિત્રો પણ મઝાનાં છે. લેખ સામગ્રીમાં વૈવિધ્ય તો બહુ જ પડયું છે છતાં વેપારને લગતા લેખો જરૂર તરી આવે છે. લેખોને શણગારવામાં ભારે જહેમત ઉઠાવાઇ હોય એ તો સ્વાભાવિક જ છે. એમાં જાણીતા કવિ «ના કાવ્યો છે, વર્ષભરમાં બનેલા મહત્વના બનાવોની તસ્વીરો પણ આકર્ષક રૂપે ગોઠવી છે. વિચારણા પ્રેરે એવા લેખોનો પણ એમાં તોટો નથી. માત્ર આઠ આનામાં આવું અને આટલું સાહિત્ય આપવાનું જોખમ ઘણા ઓછાઓ ખેડી શકે.

સાપ્તાહિકોના દીવાળી અંકો પૈકી પહેલો જ લેખ દીવાળી અંકો કાઢવાની શરૂઆત કરનાર અને એની ધીર ગંભીરતા હજી પણ મોટે ભાગે જાળવી રાખનાર 'ગુજરાતી'ના દીવાળી અંકનો કરી લઇએ. કલાકૃતિઓનો ઠઠારો એમાં નથી. છતાં એમાં દરેક વર્ગને રૂચે એવી ગંભીર, વિચારણીય અને પચાવવી પડે એવી સાહિત્યસામગ્રી જરૂર પીરસાઇ છે. અલબત, એમાંના કેટલાક લેખોમાં જૂનીવાણી મનોદશા જણાય છે. છતાં કેટલાક ઐતિહાસિક લેખો, અંકને દીપાવે એવા છે. આખોય અંક સામગ્રીમાં સમૃદ્ધ છે એની ના ન પડાય.

'બેધડી મોજ'ના દીવાળી અંકમાં કલા અને સાહિત્યનો સુંદર મેળ જામ્યો છે. એમા લેખોની ગોઠવણી અને છપાઇ કલાત્મક થયા છે અને ચિત્રો પણ ઘણાં સારાં છપાયાં છે. શ્રી. કલાધર, શ્રી. અમૃતલાલ, શ્રી. યુસુફ ધાલા અને જગમોહનની અનેકરંગી કલાકૃતિઓ ઉપરાંતની બીજી ફોટો પ્લેટો આકર્ષક છે. સાહિત્ય કૃતિઓમાં લેખકોનું તેમજ વિષયોનું અજબ વૈવિધ્ય છે. કવિશ્રી ખબરદાર, શ્રી સુન્દરમ, શ્રી. કેશવ હ. શેઠ, શ્રી. સ્નેહરશ્મિ અને લલિતજીની કાવ્ય પ્રસાદી, શ્રી. મેઘાણી, શ્રી. ધૂમકેતુ, રામવદાની વાર્તાઓ, શ્રી. સીતારામ શર્મા, શ્રી. ચન્દ્રકાન્ત સુતરિયા, પ્રો. બળવંતરાય ઠાકોર, શ્રી મંજુલાલ મજમુદાર, શ્રી. ભદ્રકુમાર યાજ્ઞિકના વિવિધ વિષયોને સ્પર્શતા લેખો ઉલ્લેખ માટે પૂરતા છે. ગ્રાહકોને આવો અંક વિના મૂલ્યે મળે એ તો મોટો લાભ કહેવાય.

સુરતના 'પ્રતાપ'નો અંક કલાદૃષ્ટિએ સાદો છતાં સાહિત્યની દૃષ્ટિ « પ્રથમ પંક્તિમાં મૂકી શકાય એટલો સમૃદ્ધ છે અને ગુજરાતના જાણીતા પણ જાણીતા હોય એવા લેખકોમાંથી ભાગ્યે જ થોડાક અપવાદ સિવાય આ અંકમાં કોઇની કાંઇ નહિ ને કાંઇ કૃતિ નહિ હોય. વિષય વૈવિધ્ય તો છેજ. પણ અંકની ગોઠવણી વગેરેની બાબતમાં પણ ખાસ કાળજી રાખેલી છે. સવા બસો પાનાના અંકમાંની વિપુલ સાહિત્ય સામગ્રી 'વાંચીના ખુટે' એમ નથી.

કરાંચીના 'મહાગુજરાત'નો અંક નાનો છતાં શોભતો છે અને એમાંથી ગુજરાતી સાહિત્યમાં હાલમાં જાગેલાં પ્રગતિવાદન તત્વની સમીક્ષા કરતા વિવિધ લેખો, આકર્ષક રીતે પ્રકટ કરવામાં આવ્યા છે. એમાંથી શ્રી ત્રિભુવનદાસ લુહાર, શ્રી. નવલરામ ત્રિવેદી, શ્રી ફિરોજશાહ મહેતા, શ્રી. રવિશંકર મહેતા એટલાના લેખો તો ભૂલવા જેવા નથી જ. બીજી કૃતિઓ પણ અંકને શોભાવે એવી છે.

સુરતના 'સ્ત્રી શક્તિ' અને અમદાવાદના 'આરામ'ના અંકોમાં ખાસ ભાત પાડે એવું કાંઇ નથી. ફુરસદે તેનાં એમાંથી કાંઇક વાંચવા જેવું તો મળશે એમાં શંકા નથી.

માસિકોમાં 'નવચેતને' લેખોની વિવિધતા અને કલાની બાબતમાં એના આગલા અંકોની કીર્તિમાં વધારો જ કર્યો છે એમ કહેવું જોઇએ શ્રી કનુ દેસાઇનું ચિત્ર 'વિરહિણી' ભાવ અને રંગનો અજબ મેળ સાધે છે. દીવાળી અંકોમાં પ્રકટ થએલાં ચિત્રો પૈકી ઉત્તમોત્તમ કૃતિઓમાંનું

આ એક છે. શ્રી. સોમાલાલ શાહનું ' માલીશ ' એ રંગીન ચિત્ર તેમ જ બીજા એક રંગી અને અનેકરંગી ચિત્રો શોભી ઉઠે છે. સાહિત્ય સામગ્રીમાં શ્રી. ધુમકેતુ, શ્રી. દુર્ગેશ શુક્લ, શ્રી ઓલીયા જોશી અને આન દેશની વાર્તાઓ, ચિત્રરેખા અમૃત શેરગીલ અને કુમી હાલાસના પરિચયો, 'ક્રાયોન' વિષેનો લેખ, તેમજ બીજા લેખો સુંદર વાચન સામગ્રી પૂરી પાડે છે.

'કૌમુદી'એ દીવાળી અંકમાં એક પણ કલાકૃતિ આપી નથી. પણ સાહિત્યની કલા તો એના આ અંકમાં ઓર પ્રફુલ્લી ઉઠી છે. સવાબસો પાનાના અંકમાં, કાવ્ય, નાટક, વાર્તા, સાહિત્ય વિવેચન, ઇતિહાસ, વિજ્ઞાન વગેરે વિષયોને લગતા ચિંતનશીલ લેખો આપ્યા છે. એમાંથી રુચિભેદને અંગે કોઇ વિભાગના લેખોને અન્યાય થઇ જાય તો જુદી વાત. બાકી આ અંકમાં સાહિત્યની પ્રેરક સામગ્રી ભરવામાં આવી છે.

'શારદા'ના ઓક્ટોબર અને નવેમ્બરના દીવાળી અંકો છે અને એ એની હમેશાની શૈલી મુજબના દળદાર અને સોરઠી તેમજ અન્ય સાહિત્યસામગ્રીથી ભરેલા છે. મુંબઇથી નીકળતાં 'સમાજ'ના દીવાળી અંકમાં સીનેમા નટીઓના આકર્ષક ફોટો આપવામાં આવ્યા છે. અને એની વાચનસામગ્રી જાણીતા અને અજાણ્યા એવા લેખકોની કલમની સુંદર પ્રસાદી રજુ કરે છે

કલોલથી નીકળતા ' પડકાર ' માસિકમાં કેટલીક સાહિત્ય કૃતિઓ સારી સંગ્રહાઇ છે. જ્યારે 'બાલજીવન'નો દીવાળી અંક બાળકોને દીવાળીના દિવસોમાં ફટાકડા જેટલો જ આનંદ આપે એવો થયો છે.

હવે વધારે લાંબુ લખી કંટાળો નહિ આપું.

લિ.
ચ...નં. વંદન



# નોંધ

**અમદાવાદને આંગણે મહિલા પરિષદ**

અખિલ ભારતીય મહિલા પરિષદનું અગીઆરમું અધિવેશન આ માસની આખરે અમદાવાદમાં મળે છે એ અમદાવાદની મહિલાઓ માટે જ નહિ પણ સમસ્ત ગુજરાતની મહિલાઓ માટે આનંદનો પ્રસંગ છે હિન્દભરની મહિલાઓનું પ્રતિનિધિત્વ ધરાવતી આ સંસ્થાનું અધિવેશન ગુજરાતમાં પહેલીજ વાર મળે છે અને એ કારણે તો પરિષદને સફળ બનાવવા માટે સર્વ પ્રયાસ કરવાની ગુજરાતની બહેનોની ફરજ છે હિન્દભરની આગેવાન મહિલાઓ આ પરિષદમાં હાજરી આપવા અમદાવાદ આવશે તેમનો ભવ્ય સત્કાર કરવાનું અમદાવાદની મહિલાઓ ચૂકનાર નથી એની અમને ખાત્રી છે આ પરિષદના કાર્યને પરિણામે, ગુજરાતભરની મહિલા પ્રવૃત્તિનું સંગઠન થાય એ ઇચ્છવા જોગ છે પરિષદ દ્વારા ગુજરાતની મહિલાઓમાં એ જાગૃતિ આણવાનો પ્રચંડ પ્રયાસ કરવામાં આવે એ જેટલું ઇચ્છવા જોગ છે તેટલું જ આવકાર દાયક છે એટલે અમારે તો અમારી ગુજરાતી બહેનોને એટલી જ વિનંતિ કરવાની છે કે તમે અમદાવાદને આંગણે ભરાનારી આ પરિષદમાં મોટી સંખ્યામાં હાજરી આપજો અને એને સફળ બનાવવાના પ્રયાસ કરજો

આ પરિષદના પ્રમુખસ્થાને જાણીતા આયરીશ સન્નારી મીસીસ માર્ગરેટ કઝીન્સની ચુંટણી કરીને પરિષદે એક યોગ્ય સેવિકા અને કાર્યકરની કદર બુઝી છે એમ જ કહેવું જોઇએ. મીસીસ માર્ગરેટ કઝીન્સ જન્મે—આયરીશ હોવા છતાં, સ્વભાવે, વર્તને અને વિચારે હિન્દી જ છે એમ કહેવું જોઇએ. હિન્દને જ તેમણે તેમનું સાચું કર્તવ્યક્ષેત્ર બનાવેલું છે અને તે હિન્દને પરભૂમિ ગણીને નહિ પણ પોતાની જ જન્મભૂમિ ગણીને અખિલ ભારતીય મહિલા પરિષદનો જન્મ પણ એમને આભારી છે એ ઉપરાંત તેમની અનેકવિધ સેવાઓથી આ માસિકના વાચનારાઓ અજાણ્યા નથી કારણ કે મહિલા પરિષદ વિશે અનેક ઉપયોગી પ્રવૃત્તિઓની ખબર અને લેખો આ માસિકમાં અનેકવાર અપાઇ ચૂકી છે.

આ પરિષદને લગતા સંપૂર્ણ ભાષણો, પૂરેપૂરા ઠરાવો ઉપરાંત ઠરાવો પરના વિવેચનો, સંસ્મરણો, વગેરેનો સચિત્ર હેવાલ આપતો 'અખિલ ભારતીય મહિલા પરિષદ અંક' 'ગુણસુન્દરી' નિયમ પ્રમાણે ફેબ્રુઆરી માસમાં પ્રકટ કરશે એ અંકને બને તેટલો ઉપયોગી બનાવવાનો પ્રયાસ થશે એમાં સહકાર આપવાની 'ગુણસુન્દરી'ના વાચકોને અમે વિનંતિ કરીએ છીએ

**'જીજીમા'નું અવસાન**

મુનશી કુટુંબમાં જ નહિ પણ એ કુટુંબના સંસર્ગમાં આવનારા સર્વમાં 'જીજીમા'ના માન ભર્યા નામે ઓળખાતા, શ્રી કનૈયાલાલ મુનશીના વયોવૃદ્ધ માતુશ્રી શ્રીમતી તાપીગૌરી મુનશીનું ગઇ તા ૧૬ મીએ ૮૨ વર્ષની વયે અવસાન નીપજ્યું છે તેઓ કેટલાક સમયથી ગંભીર બીમારી ભોગવતા હતા તેઓ ઉદાર વિચારના અને સ્ત્રી કેળવણીના પ્રખર હિમાયતી હતા તેમનામાં સહિષ્ણુતા પણ અજબ હતી અને તેમણે ભક્તિભાવથી ભરેલા ભજનો પણ લખ્યા હતા. પ્રભુ તેમના આત્માને શાન્તિ આપો, એજ અભ્યર્થના!

"ગુણસુન્દરી"

# બાલવિભાગ

તન્ત્રી: સોમભાઇ પટેલ,
C/o ધી ન્યુ ઇરા સ્કૂલ, મુંબઇ, ૭.

વર્ષ ૬ : અંક ૧૨ | પુસ્તક ૬ | ડીસેમ્બર : ૧૯૩૬

## મારું કુટુમ્બ

રાજા શુદ્ધોધન રોજ પુત્રને સંદેશા મોકલે છે: 'બેટા, આજે હવે મારી અવસ્થા ઉતરવા માંડી છે. મરતાં મરતાં ય એક વખત તારું મો જઇ લેવાનું મને બહુ મન છે. એક વાર, બેટા, એક જ વાર કપિલવસ્તુ આવ !'

પણ સંદેશા લઇ જનાર બુદ્ધ ભગવાનની પાસે જતાં બધું ભૂલી જતા અને શિષ્યો બની ઉપદેશ સાંભળવા બેસી જતા.

આમ ને આમ ઘણા વખત બન્યું. અન્તે રાજાનો સંદેશો કોઇએ બુદ્ધ ભગવાનને કહ્યો.

એ પોતાના સંઘ સાથે કપિલવસ્તુ ગયા.

રોજની વેળાએ એમણે નગરીને બારણે બારણે ભિક્ષા માગવા માંડી.

રાજાએ એ વાત જાણી. દુઃખ અને શોકથી ધુંઆંકુઆં થતા રાજા એમની પાસે ગયા. પુત્રને ભિક્ષા માગતા અટકાવી એ બોલ્યા, 'બેટા, રાજના ભંડાર અખૂટ છે. તારે ભિક્ષા માગવાની શી જરૂર ? અને આપણું કુટુમ્બ તો ભિક્ષા આપે, ભિક્ષા લે નહિ. એમાં આપણો મોભો ક્યાં ?'

'પિતાજી ! આપના અને મારા કુટુમ્બમા માત્ર એટલો જ ફેર છે. આપના કુટુમ્બમાં ગણ્યાંગાંઠયાં માણસો છે, જ્યારે મારું કુટુમ્બ તો જગત માત્રનાં પ્રાણી માત્રથી ભરપૂર છે.'

બુદ્ધ ભગવાને ભિક્ષા માગવી ચાલુ રાખી.

શુદ્ધોધન રાજા એમની સામે જોઇ રહ્યા.

સો૦

# રાખ

લાકડાં બળે, છાણાં બળે, કોલસા બળે, જે બળે તેની રાખ તો પડે જ ના !

અને ચુલો સંઘરૂકતા પહેલાં ચુલામાંથી રાખ તો કાઢવી જોઇએ જ ના ! અને પાણીના બંબાને સળગાવતાં પહેલા કોલસાને ખંખેરી એકઠી થએલી રાખને કાઢવી જ પડેને !

અને એન્જીનવાળાને પણ એન્જીનની કોઠીમાથી બળી ગયેલી કોલસાની રાખ તો ખંખેરવી જ પડે ના !

રાખ કાંઇ ચુલામાંથી કાઢીને ફેંકી દેવા માટે નથી બાપુ !

રામી કામવાળી તગારામા રાખને સંઘરી રાખે છે. રોજ વાસણ ઉટકવા માટે એનો એને ખપ પડે છે. રાખથી વાસણો ચળકતાં અને ચોખ્ખા થાય છે.

અમારા પાડોશમાં જૈન વાણિયા રહે છે એને ત્યાં તો કોરી રાખથી જ વાસણો ઉટકાય. કેટલેક ઘેર તો વાસણો રાખથી ઉટકયા તે ઉટકયાં. પાછા પાણીથી વીંછળવાના નહિ. રાખથી ઉટકેલા વાસણો સીધાં અભરાઇ ઉપર જ જાય છે.

ચોમાસામાં કચરો ગારો થાય ત્યારે ગામડાના લોકો સંઘરેલી રાખ નાખી ગારાને કોરો પાડી દે છે. અને નાનાં બાળકો જાડે જાય છે ત્યારે કોરી માટી ન મળે ત્યારે રાખને જ નાખે છે.

કાનો ભાલો ઘેર ઘેરથી રાખ એકઠી કરે છે અને ખાતરના ઢગલા ભેગી નાખીને ખાતરને કસદાર બનાવે છે. રાખનું ખાતર બહુ સારું ગણાય છે.

લખમી ડોશી શેરી આખીમાંથી રાખ એકઠી કરે છે ને ખેતરના આવેલા ઘઉંમા ભેળવે છે ઘઉંમાં રાખ અને લીંબડાના પાંદડાં ભેળવે તો ઘઉં સડે નહિ. રાખ કહે છે કે ટાઢી છે એટલે અનાજને ટાઢું રાખે. ગામડાના જાર ઘઉંના કોઠારો અને કોઠીઓમા અરધો અરધ અનાજ અને અરધો અરધ રાખ હોય છે ગામને પાદર જ્યારે કોઇ વાર ઘઉં કે જાર ઉપરણાય ત્યારે રાખના ગોટે ગોટા ઉડે છે.

સોની લોકોય રાખને સાચવી રાખે છે ઘરેણાં ઉજાળવામાં રાખની જરૂર પડે છે

રાખ રાખમાંયે ફેર છે. એક ચૂલાની, બીજી રાખ સ્મશાનની, ત્રીજી રાખ યજ્ઞ કે હવનની અને ચોથી રાખ વૈદ લોકોની દુકાનમાં હોય છે. ચુલાની રાખ તે સાદી રાખ એટલે રખ્યા. આ રાખ તે ગ્રહસ્થાશ્રમનાં નિશાન રૂપ ચૂલાની રાખ. સ્મશાનની રાખ એટલે જે માણસોના શરીરો બળવાથી થાય છે તે રાખ. એ રાખ તે માણસના નાશની રાખ, હવનની રાખ એટલે દેવ પાસે કરેલ યજ્ઞની રાખ. આ રાખ તલ, નાળીએર, કોળું, સમીધ વગેરે હોમમાં નાખેલ દ્રવ્યોની રાખ. વૈદની દુકાનની રાખ એટલે ભસ્મ. મોતીની, પ્રવાલની એવી એવી દવાની ચીજોની કરેલી રાખ એટલે ભસ્મ.

જીવવા માટે રસોઈ કરીએ તો રાખ થાય; મરી જઇએ ત્યારે પણ રાખ થાય; માંદાં પડીએ તો તેની દવા તરીકે પણ રાખ જોઇએ. અને ભગવાનની ભકિત કરવા માટે પણ રાખ જોઇએ. બાવો જે રાખ ચોળે છે એને ભસ્મ કે વિભૂતિ–ભભૂતિ કહે છે. ભગવાન શંકરનાં વસ્ત્રો રાખ છે. જોગીઓને પણ રાખ પ્રિય છે. ગધેડાને પણ રાખમાં આળોટવું બહુ ગમે છે.

રાખની આટલી વાત તો ઘણી થશે. હવે વળી સાંભરે ત્યારે વાત.

ગિજુભાઇ

---

## બ્હેનાં જો તારલીયો થાઉં

બ્હેનાં જો તારલીયો થાઉં<br>
આભે ઉગી શું ઝલકાઉં?<br>
ના, ના ખરીને નીચે છેક<br>
તારે ભાલે ટીલડી એક<br>
રૈને ઝબકું ને મલકાઉં<br>
બ્હેનાં હું તારલીયો થાઉં.

મોહન કાકા

# બનું તો !

હું બનું મોરલો ને તું બને ઢેલડી,
સુંદર બેલડી દીપીએ જી રે :
મીઠાં મેંઆવના ગર્જંતા નાદથી
વાડી ને ઝાડીઓ ગજાવીએ જી રે.

( ૨ )

હું બનું વાદળું ને તું બને વાદળી,
આકાશે આપણે ઊડીએ જી રે;
સાતે સાગરની સફરો કરીને
પૃથ્વીની કુંજે પળાલીએ જી રે.

( ૩ )

હું બનું ચાંદલો ને તું બને ચાંદની,
સાથે આકાશમાં ઊગીએ જી રે;
રજનીના દેશમાં દીવા પ્રગટાવી,
ફુવારા તેજના છોડીએ જી રે.

( ૪ )

હું બનું મોગરો ને તું બને માલતી,
સાથે બસ બાગમા ખીલીએ જી રે;
મીઠા પરાગ ને મોહક સુગંધથી
મંડપો બાગના ઝૂકાવીએ જી રે.

( ૫ )

હું બનું કાનુડો ને તું બને બંસરી.
હોઠે અરાડી નિત્ય રાખવી જી રે;
હૈયાંનાં હેતભર્યાં ગીતોને ગુંજતાં
વનવનની કુંજો જગાડવી જી રે

( ૬ )

હું બનું ડુંગરો ને ધજા તું ઊડતી,
આંખો નચાવી નિત્ય હસીયેં જી રે;
ઊડતાં વાયરાને વંટોળો ખાઇને,
વજ્ર સમા મિત્ર થઇ વસીએ જી રે.

( ૭ )

હું બનું આરસો ને તું બને ટિલડી,
ભાભીના ભાલ પરે શોભતી જી રે
હૈયાંની વાત એની જાણીને આપણે;
રોજ રોજ મુખડે ટહુકીએ જી રે.

( ૮ )

હું બનું કોકિલ ને તું બને કોકિલા,
આંબે આંબે તે જઇ બેસીએ જી રે
કૂઉ કૂઉ કરી વાસંતી વેષમાં;
અંગ અંગ વેદના જગાડીએ જી રે.

નટુભાઇ

# બોધક

'કાક્ ..કાક્ ...કાક્....' કરતો એક કાગડો છગનના છાપરા પર બેઠો. ઉગતા સૂરજનાં આછાં સોનેરી કિરણો જગતને જગાડતાં હતાં. છગન અને છતુ, છગનની ઓસરી પર દાતણ કરતા હતા. છગન અને છતુ દિલોજાન દોસ્તો. બન્ને ભણે પણ એકજ ક્લાસમાં. દાતણ થઇ રહ્યું, પણ બન્નેની વાતોનો કંઇ પાર આવે કે ?

એટલામાં ફરી 'કાક્....કાક્ ...કાક....' અવાજ આવ્યો. બન્નેની વાતોમાં ખલેલ પડયું. લ્હેજ્જત ઉડી ગઇ. છગનભાઈ જરા તીખા ખરા. એમનો પિત્તો ઉછળ્યો, અને સ...ર...રરર દઇને એક પથરો પેલા કાગડા પર એમણે ફેંકયો. કાગડાભાઇ તો ઉડી ગયા. ફરીથી પાછા બન્ને વાતે ચડયા. પણ વાતોની રમઝટ જામતાં વેંતજ પાછું 'કાક્....કાક્ ...કાક્....' શરૂ થયું. ત્રણ ચાર વાર કાગડાભાઇને ઉડાડવાના પ્રયત્નો થયા. પણ કાગડાભાઇ તો અણનમ અને અજીતજ રહ્યા., રહેજને ? કારણ કે છાપરાની છતમાં માળામા એનાં વ્હાલસોયાં બચ્ચાં હતાં. કાગડાભાઇ આમતેમથી ચણ શોધી લાવી પોતાના બચ્ચાંને દેતા અને પિતા તરીકેની ફરજ અદા કરતા.

છતુભાઇને પણ એટલામાં યાદ આવ્યું, કે, શિક્ષકે આપેલા દાખલા કરવાના તો રહી ગયા. અને વખત તો વાતોમાં વહી ગયો. હવે શું થાય ? એમણે છગનને દાખલાની યાદ આપી. છગનભાઇએ રસ્તો કાઢયો, છતુ આજે આપણે નિશાળેજ ન જઇયે તો ? પછી સાહેબ, આપણને કયાં વઢવાના ?

છતુ સાચાબોલો અને ડાહ્યો હતો. કાગડાભાઇનું અનેક અડચણોમાં ફરજપાલન જોઇ, એ ઘણું જ આશ્ચર્ય પામ્યો હતો; અને પોતાની જાતને ફરજ ન બજાવવા બદલ ધિક્કારતો હતો. તેણે છગનને ઠપકો આપતાં કહ્યુ, 'આમ કરવામાં ઇશ્વરના, શિક્ષકના અને માબાપના આપણે ગુનેહગાર બનીએ છીએ. જો આ કાગડા જેવું ક્ષુદ્ર પક્ષી પણ પોતાની ફરજ કેવી સુંદર રીતે બજાવે છે ? તો આપણાથી તો આ ચોરી કેમ જ થાય ? આપણે પણ કાગડા પાસેથી પોતાની ફરજ પાલન કરવાનો અમૂલો બોધ લો.'

છગનને છતુની વાત ગળે ઉતરી. બન્નેએ પોતાની ફરજ કદી ન ચૂકવાની પ્રતિજ્ઞા કરી. વખત જતાં બન્નેએ તો એક પછી એક પરીક્ષાઓ પસાર કરી અને મોટી મોટી ઉપાધિઓ મેળવી. ચારિત્ર્ય કેળવવાની ફરજ પણ એમણે સંપૂર્ણ રીતે અદા કરી, એટલે જગતના મહાન પુરુષોમાં એમની પણ ગણત્રી થવા લાગી પણ હજીયે બન્ને એકઠા થાય, એટલે પેલા કાગડા બોધકની વાત કર્યા વિના રહે નહિ. તમે પણ આવા કાગડા-બોધકને યાદ કરો કે નહિ ?

નર્મદાશંકર મહેતા

## મકનો હાથી

રાજાને દરબાર ઝુલે !
યોગીને આસન ઝુલે !
ઝુલે ઝુલે ઝુલે રે મકનો હાથી ઝુલે.

સુંદર શોભે સોનાની અંબાડો ઉપર ઝુલે ફુલ,
મખમલની ગાદી શોભે પાછળ શોભે ઝુલ.
ઝુલે ઝુલે રે મકનો હાથી ઝુલે
રાજાને દરબાર ઝુલે !
યોગીને ઉતારે ઝુલે !

ડુંગર જેવું શરીર એનું વશ વેતને અંકુશ,
થાંભલા જેવા પગ શોભે સાવરણી જેવું પુંછ,
ઝુલે ઝુલે રે મકનો હાથી ઝુલે
ગાજાને દરબાર ઝુલે !
યોગીને અખાડે ઝુલે !

વીજણાં જેવા કાન શોભે ને શોભે શુંઢ લાંબી,
દાંત બે લાબા દીપતા રૂડા પગમાં દીપે કાબી,
ઝુલે ઝુલે રે મકનો હાથી ઝુલે
રાજાને દરબાર ઝુલે !
યોગીને મંદિરે ઝુલે !×

ધૈર્યચન્દ્ર ર બુદ્ધ

---

× અપ્રકટ ' નવરંગી ફૂલડાં ' નામક બાળગીતોમાંથી

# એ ન ખપે, માતા !

થોડી થોડી વારે માતા બારી પાસે આવી લાંબી ડોકે રાજમાર્ગ પર નજર નાખે છે, પણ પુત્રનો રથ દેખાતો નથી. એને જરા ય ચેન પડતું નથી.

ત્યાં તો કોઇએ વધામણી દીધી, ' રાણી માતા, કુમાર પધાર્યા ! '

રાણી ઊઠી બારણે આવી. પોતાના બન્ને પુત્રો રથમાંથી ઊતરી માતાને પગે પડયા.

' બેટા ! ' થોડીવારે માતાએ કહ્યું, ' સો શરદ જીવ. આજથી તું અયોધ્યા નગરીનો રાજા થયો. '

પુત્ર એ ન સમજ્યો. એણે પિતાના અને ભાઇઓના કુશળ સમાચાર પૂછયા.

' ભરત, બેટા ! રામને તો વનવાસ મળ્યો. સીતા અને લક્ષ્મણ પણ સાથે ગયાં. અને....અને એમનો વિયોગ ના સહેવાયાથી તારા પિતા મૃત્યુ પામ્યા. ' કૈકેયી માતાએ ભરતને ટૂંકમાં વાત સમજાવી.

' પણ અયોધ્યાની ગાદીએ તો પાટવીકુંવર રામ બેસે. એની પર મારો અધિકાર શાનો ? '

' ન સમજ્યો ? તને રાજગાદી મળે એ માટે તો રાજાએ દીધેલાં બે વરદાન મેં માગી લીધાઃ રામને વનવાસ અને તને રાજગાદી ! '

' ગજબ કર્યો માતા ! ' ભરતથી બોલી જવાયું, 'મારા સુખમાં રાચવા, માતા! તેં ઘણું ગુમાવ્યું. નગરમાં પેસતાં જ મને અસુખ સમાચારોના ભણકારા વાગ્યા હતા. આખા ય નગરમાં મેં જોયું તો શૂનકાર વ્યાપી ગયેલો દેખાયો. કોઇના ય મોં પર હાસ્ય નહિ; કોઇની ય ચાલમાં ઉલ્લાસ નહિ ! માતા, એ પ્રાણ વિનાનું રાજ્ય મને ન ખપે ! અને એ પ્રાણ વનવાસ ભોગવે છે. હું જાઉં છું, માતા, એ પ્રાણને પાછો તેડવા અને પ્રજાના અંતરમાં એને પધરાવવા હું રામને રસ્તે જાઉં છું. '

કૈકેયી નીચી આંખે ભરતનાં પગલાંનો અવાજ સાંભળી રહી.

સો૦

# ગુણસુન્દરી
## અને સ્ત્રીહિતોપદેશ



### લવાજમના નિયમો

| સપ્ટેમ્બર અને જાન્યુઆરીથી ગ્રાહક થનાર માટે | વર્ષની અધવચથી ગ્રાહક થનાર માટે |
|---|---|
| હિન્દ : ૧૨ માસના રૂ. ૪-૧-૦ | ૧૨ માસના રૂ. ૪-૧૨-૦ |
| " : ૬ " રૂ. ૨-૬-૦ | ૬ " રૂ. ૨- ૮-૦ |
| પરદેશ : ૧૨ " રૂ. ,૬-૮-૦ | ૧૨ માસના રૂ. ૭- ૦-૦ |
| " : ૬ " રૂ. ૩-૮-૦ | ૬ " રૂ. ૩-૧૨-૦ |

[ નોંધ : કમમાં કમ ૧૨ માસનું લવાજમ ભરનારને જ ભેટ-પુસ્તકનો લાભ મળશે. ]

આદ્યતંત્રી અને સ્થાપકઃ જયકૃષ્ણ ના. વર્મા, બી. એ., એલએલ. બી., એમ. એસ. સી. (લંડન)
હાલ દીવાન લુણાવાડા રાજ્ય.

# ગુણસુન્દરી
## અને સ્ત્રીહિતોપદેશ

| વ્યવસ્થાપક : | તંત્રી : | પ્રકાશક : |
|---|---|---|
| નટવરલાલ એ. ઠક્કર | યજ્ઞેશ હ. શુકલ | અંબાલાલ વિઠ્ઠલભાઇ ઠક્કર |
| લુહાણામિત્ર પ્રિં. પ્રેસ, | ૧૧૪, વિઠ્ઠલભાઇ પટેલ રોડ, | ૧૧૪, વિઠ્ઠલભાઇ પટેલ રોડ, |
| વડોદરા. | મુંબઇ, ૪. | મુંબઇ. ૪. |

પુ. ૨૭ મું ] જાન્યુઆરીઃ ૧૯૩૭ [ અંક ૫મો

અનુક્રમણિકા



બાલ વિભાગ

તંત્રી : સોમભાઇ પટેલ



વાર્ષિક લવાજમ : હિન્દ માટે રૂા. ૪-૬-૦ : વિદેશ માટે શીલીંગ દશ : છુટક નકલ આઠ આના



**મીસીસ માર્ગરેટ કઝીન્સ**
અખિલભારતીય મહિલા પરિષદનાં
અમદાવાદમા તા ૨૩મીથી મળેલા
અગીઆરમા અધિવેશનના પ્રમુખ



લોસ એન્જેલીસમા રાષ્ટ્રીય વિમાની શરતમા વિજય મેળવનાર સ્ત્રી પાયલોટને એમીલીયા ઇયર હાર્ટ ટ્રોફી આપવામા આવે છે આ વર્ષે એ શરતમા કાન્સાસમા આવેલા વીચીટાની મીસ બેટી બ્રાઉનીંગે વિજય મેળવ્યો હતો એ વિજેતા મીસ બેટીને મીસ એમીલીયા ઇયર હાર્ટ (જમણી બાજુ) ટ્રોફી એનાયત કરે છે મીસ એમીલીયા ઇયર હાર્ટે આટલાન્ટિક મહાસાગર પૂર્વે બે વાર ઓળંગેલો છે

## અખિલ ભારતીય મહિલા પરિષદ
## : અગીઆરમું અધિવેશન :
## અમદાવાદ



**સ્વાગત સમિતિનાં પ્રમુખ અને કારોબારી સમિતિના સભ્યો**

બેઠેલા : ( ડાબા હાથથી ) ( ૧ ) ડૉ. સવિતાબહેન ત્રિવેદી; ( ૨ ) શ્રીમતી શારદાબહેન મહેતા; ( ૩ ) શ્રી. ઇન્દુમતી દીવાનજી; ( ૪ ) શ્રીમતી લેડી વિદ્યાબહેન નીલકંઠ; ( ૫ ) શ્રી. સુલોચના નરોત્તમભાઇ; ( ૬ ) મીસીસ આસાના

ઉભેલા : ( ૧ ) ડૉ. વરજિની નીલકંઠ; ( ૨ ) મીસ પોલ : ( ૩ ) શ્રી. વિનોદિની નીલકંઠ; ( ૪ ) મીસીસ વખારીઆ.

ગુણસુન્દરી
અને સ્ત્રીહિતોપદેશ

પુસ્તક ૨૭મું | જાન્યુઆરી ૧૯૩૭ | અંક ૫ ?

# વીરાંગનાની બદનામી

તાજેતરમાં ફિલીપ ફોકસ નામે એક અંગ્રેજ નાટકકારે કરેલી ઝાંસીની રાણીની બદનામી પ્રસિદ્ધિમાં આવી છે આ પુસ્તક લંડનની ‘જ્યોર્જ એલન એન્ડ અનવીન કંપનીએ પ્રકટ કર્યું છે અને તેના પહેલા અંકના ત્રીજા પ્રવેશમાં મહારાણીના ચારિત્ર્ય પર ધૂળ ઉરાડવાનો પ્રયાસ કરવામાં આવેલો છે મૂળ અંગ્રેજી લખાણનું આશરે ચાર-પાંચ કૉલમ ચન્દરા હિન્દી ભાષાંતર ખંડવાના ‘સ્વરાજ્ય’ પત્રમાં પ્રો રમાશંકરજી શુક્લે આપ્યું છે છતાં તેનું ભાષાંતર ગુજરાતીમાં કરવું એ વસ્તુ મર્યાદાપુરઃસરની નથી, એટલું જ નહીં પણ એ શબ્દો કાગળ પર લખવા એ માતૃભાષાને કલંકિત કરવા બરાબર છે, એમ અમને લાગે છે ઝાંસીની મહારાણી રણક્ષેત્રમાં મરણ પામી તો પણ પોતાના પવિત્ર શરીરને પરદેશીઓનો સ્પર્શ ન થાય તે માટે તેણે તાત્યાટોપીને કહ્યું હતું અને તેની ઇચ્છાને માન આપીને યુદ્ધની ધાંધલમાં પાસેની એક ઘાસની ગંજીમાં રાણીનું શબ મૂકીને તાત્યાસાહેબે સળગાવી દીધું આવી વિશુદ્ધ ચારિત્ર્યની સ્ત્રીના શૌર્યથી અંગ્રેજ સેનાપતિ સર હ્યુ રોઝ પણ આશ્ચર્ય પામ્યો હતો અને તેના ચારિત્ર્ય માટે સંશયાસ્પદ એવી એક પણ લીટી હજી સુધી કોઇએ લખી નથી

ફિલીપ ફોકસે પોતાના નાટકમાં એમ બતાવ



મહારાણી લક્ષ્મીબાઇ

વાનો પ્રયાસ કર્યો છે કે એક બાજુ ઝાંસી ખાલસા કરવા માટે અંગ્રેજ સરકારનો પ્રયત્ન હતો અને બીજી બાજુ ઝાંસી પોતાની કને રાખવાનો લક્ષ્મીબાઈનો પ્રયત્ન હતો. રાણીના દિવાન, સગાંવહાલાં અને ખુદ તેના પિતા પણ આથી વિરુદ્ધ હતા." એટલે બુન્દેલખંડના પોલીટીકલ ઑફિસર મેજર એલીસ તરફ રાણીની નજર ગઇ. રાણીને માલુમ પડ્યું કે સ્ત્રીજાતિ પ્રત્યે સહાનુભૂતિનો તાર મેજરના હૃદયમાં છે અને પ્રયત્ન કરવામાં આવશે તો તે જરૂર છેડી શકાશે પણ આ કાર્ય કરવા માટે એકાન્ત જોઇએ; અને એક મોટા રાજ્યની વિધવા રાણી અંગ્રેજ અમલદાર પાસે એકાન્તની માગણી કરે એથી અધિક બેઆબરૂ બીજી કઇ? પણ રાણીએ આ અડચણ ગણકારી નહીં. દિવાન, પિતા ઇત્યાદિના વિરોધનો રાણીએ સામનો કર્યો. તેની પાસે લેખક કહેવરાવે છે: "હવે બસ કરો મને તમે રાણી બનાવી પણ મારા વ્યક્તિગત જીવનનો ક્યારે પણ વિચાર કર્યો છે? મારા પિતા વરીકે શોભે એવા એક થંઢ બુઢ્ઢા સાથે તમે મારો વિવાહ કર્યો; લગ્ન પછી માત્ર થોડાક દિવસમાં હું વિધવા બની. આવી રીતે મારા જીવનનો સત્યાનાશ વાળવામાં તમારી કઈ સદ્ભાવના હતી? હું સ્વરૂપવાન છું, મારા અંગે અંગમાં તારુણ્ય છે, માતૃત્વ પ્રાપ્ત કરવાનો મારો અભિલાષ છે, અને પતિપ્રેમની મને પણ આવશ્યકતા છે. આ સર્વ ભાવનાનો વિચાર કદિ પણ તમારા મગજમાં આવ્યો હતો? જાઓ, દૂર થાઓ! મને રાણી અને દત્તક વારસાની પાલક બનાવીને રાજ્યવ્યવસ્થાના તમારા હેતુઓ તમે પાર પાડતા હશો, પણ હવે પછીનું મારું જીવન મારા હાથમાં છે અને હું તેની કુલ મુખત્યાર છું." આ પછી તેનું અને મેજર એલીસનું સંભાષણ કેવું થયું હશે એનો તર્ક વાંચકો વગર કહે કરી શકશે; પણ વિશેષ આક્ષેપાત્મક એવાં ચાર-પાંચ વાક્યો અહીં આપીએ છીએ:

રાણી—મેજર સાહેબ, ગમે તે થાઓ; ઝાંસીનું રક્ષણ કરવાનો મારો નિશ્ચય છે. કોને કેટલી કિંમત આપીએ તો આ કામ થશે? પછી તે કિંમત લેનાર ખુદ ગવર્નર હો કે આપ પોતે હો.

મેજર—બાઇસાહેબ, તમારો અને મારો બન્નેનો સમય વ્યર્થ શા માટે બગાડો છો? અંગ્રેજી રાજ્યના 'નવા યુગ'માં આપણે રહીએ છીએ; બ્રિટીશ સરકારના વ્યવહારમાં લાંચની આવશ્યકતા લાગતી નથી.

રાણી—(આગ્રહપૂર્વક) મેજર સાહેબ, સમય બદલાયો હશે પણ તેથી મનુષ્ય સ્વભાવ કંઇ બદલાયો નથી તે તો હંમેશાં સરખોજ હોય છે. કૃપા કરો. હું દીન દુઃખી સ્ત્રી છું. દુનિયાદારીની બાબાથી હું પરિચિત નથી એટલે હું બોલી.

મેજર—બાઇ સાહેબ, આ બાબતમાં બનતી મદદ આપને કરીશ; એ કરતાં વધુ હું શું કહું?

રાણી—ઝાંસી મારી કનેથી છીનવી લેવાશે નહીં એવું વચન આપો. ઝાંસી મારું જીવન છે, મારું સંતાન છે. માત્ર એ એકજ વસ્તુને ખાતર હું જીવવા ઇચ્છું છું. (મેજર નજદીક જઇ, સ્થિર પણે તેની તરફ જોઇને) મેજર સાહેબ, આપ અવિવાહિત છો. સંપત્તિનો લોભ જો આપને ન હોય તો એક વિધવાના પવિત્ર અને સુકોમલ શરીરનું પ્રલોભન આપને લુબ્ધ કરતું નથી શું? માત્ર ઝાંસીને બચાવો. તે માટે હું સર્વસ્વ આપવાને તૈયાર છું.

ઉપરોક્ત લખાણ સ્પષ્ટ રીતે બદનામીકારક છે, એટલું જ નહીં પણ હિન્દીઓની મનોભાવના પર ભયંકર આઘાત કરનાર છે. મહારાણી લક્ષ્મીબાઇના હયાત વંશજ કોર્ટદ્વારા આ આક્ષેપનો નિકાલ લાવશે જ, પણ જે વીરાંગનાએ સર્વ હિન્દી સ્ત્રીઓની આબરૂને ઉજ્જવળ બનાવી, તેના તરફની હિન્દી સ્ત્રીઓની કંઇ ફરજ નથી શું? ઝાંસીની રાણીની બદનામી વિષે એક પણ વિદ્વાન અથવા જાહેર જીવનમાં ભાગ લેતી સ્ત્રીએ એક શબ્દ પણ ઉચ્ચાર્યો નથી. એક તરફ પુરુષોની સહાનુભૂતિ માગતી સ્ત્રીઓ પોતાની જાતિ વિષે અથવા સ્ત્રીજાતિમાંથે એક સર્વશ્રેષ્ઠ વ્યક્તિ વિષે શું ઉદાસીન છે? મહારાણી લક્ષ્મીબાઇએ દત્તક લેવાના હક માટે સત્યાગ્રહ કર્યો, બંડ કર્યું; અત્યારની સ્ત્રીઓએ કાઉન્સીલ-હોલ સુધીનું સરઘસ કાઢીને હિંદભરમાં ચળવળ નથી કરી? ઠેકઠેકાણે ગીડાના કાયદાનો ભંગ કરીને સ્વાતંત્ર્યનો ઝંડો તેમણે ઊંચો નથી

રચ્યો શું ? તો પછી તેમના કરતાં લક્ષ્મીબાઈએ અધિક શું કર્યું ? ખાદીથી જે સ્વરાજ્ય મળે, તે મેળવવા માટે તલવારનો ઉપયોગ કરનારી બુદ્ધિ વખાણવા જેવી ન હોય શું ? ૧૮૫૭ ની સાલમાં 'માતૃત્વની લાલસા ' રાખનારી બાઈ ૧૮૫૬ ની સાલમાં અંગ્રેજ સરકારે કરેલા વિધવા-પુનર્લગ્નના કાયદાનો લાભ લઈ શકી નહીં પણ હવે સેંકડો વિધવાઓ પુનર્વિવાહ કરે છે તેમના કરતાં લક્ષ્મીબાઈનું મનોધૈર્ય અધિક નહિ હોય ? વિધવાનું સંન્યાસી જીવન એ 'ત્યાગ' છે, પણ ત્યાગ કરતાં ભોગ માટે જ અધિક મનોધૈર્યની જરૂર પડે છે !

ઝાંસીની રાણી સ્વાભિમાની હતી; પણ જૂના સ્ત્રીધર્મ પ્રમાણે વર્તીને શીલને જ સર્વસ્વ માનનારી સ્ત્રી તે હતી ? કે વ્યક્તિગત શીલને સાર્વજનિક જીવન સાથે કંઈ સંબંધ નથી એમ કહીને સ્ત્રીઓના હક માટે ચળવળ કરનારી સ્ત્રી હતી ? તે 'નવમતવાદી ' હતી શું ? સર્વ હિન્દુ સ્ત્રીઓના વ્યક્તિત્વને સ્વનિત કરવાની શક્તિવાળું તેનું મન એકાદ મેરુ જેવું ગંભીર હતું ? કે સ્વકીય, પરકીય, સ્વધર્મી, વિધર્મી ઇત્યાદિનો વિવેક ન રાખનાર તે એક ઉચ્છૃંખલ સ્ત્રીશરીર હતું ?

ઉપરના અનેક પ્રશ્નોના ઉત્તર આપવાનું આ લેખકનું સામર્થ્ય નથી. દ્વિતીય ફોકસ પણ આનો ઉત્તર આપી શકે એમ નથી સિત્તેર વર્ષ પૂરે જેણે રણાંગણમાં રણચંડી-સ્વરૂપે મહારાણી લક્ષ્મીબાઈને જોઈ હશે એવા ફોકસ સાહેબના- કોઈ અંગ્રેજ પૂર્વજને આ માટે સ્વર્ગમાંથી ઉતારવો જોઈએ ! કારણ કે લક્ષ્મીબાઈ બંડખોર હોય તો પણ તેના ચારિત્ર્યની બદનામી નહીં કરવા જેટલી અક્કલ તેની પાસે હોત તો સંભવ વધારે છે. ભીલ મેયોનું પુસ્તક, દ્વિતીય ફોકસનું આ નાટક વિગેરે પુસ્તકો સરકારી જપ્તીના કોરડામાંથી સહીસલામત છૂટે છે તે જોઈને, હિન્દની બદનામીનો પ્રતિકાર કરવા માટે પરદેશોમાં કેટલો ભગીરથ પ્રયાસ કરવો જોઈએ, એની કલ્પના આવી શકશે. આ શરમાવનારા વિષય પર આ કરતાં વિશેષ લખવા જેવું લાગતું નથી.

[ 'અલબમ'માંથી ]

# ગૃહકુંજ

[ મ્હારી વાડીમાં મ્હેક મ્હેક મ્હેકી રે રાજ !
કોઈ વસન્ત લ્યો, વસન્ત લ્યો...એ રાગ

મેં તો રોપી અનંતને ઓવારે: એક નાની એવી
ફૂલવાડી; ફૂલવાડી
મેં તો રોપી જીવનને પ્રભાતે; એ ફોરી એવી
ફૂલવાડી; ફૂલવાડી

ઘેરી ઘટા હળે ત્યાં વચ્ચે વડલા તણી
છાંયે એને શિતળ, શાંતિની હરઘડી
સ્નેહ તણી સીમા સંકેલી; એ ફોરી એવી
ફૂલવાડી; ફૂલવાડી

વરસે અમી ભરી ત્યાં અખંડ વાદળી
ઝરમર આછી એની આયુષ્ય નિર્ઝરી
વાત્સલ્ય પૂરમાં ભીંજેલી; એ ફોરી એવી
ફૂલવાડી; ફૂલવાડી

કુંજ કુંજ એને ટહૂકે કોયલડી.
બારે માસે એને ઋતુ રસરાજની
ખેલણે એને ખીલેલી; એ ફોરી એવી
ફૂલવાડી; ફૂલવાડી

ન્હાનકડો મોરલો ડબકે છે હરઘડી
ન્હાની ઢેલડ એ હળકે આશાભરી
નર્તનમાં એને નમેલી; એ ફોરી એવી
ફૂલવાડી; ફૂલવાડી

હૈયાશી કયારીમાં રોપ્યો ફૂલછોડ મેં
એની સુવાસે એક; વાડી, આ મઘમઘે
નેહનાં નીરે સીંચેલી; એ ફોરી એવી;
ફૂલવાડી; ફૂલવાડી

અનુપમ પુષ્પ એક ખીલીએ સુંદરું
રોમરોમે એ જ્યોતિ પ્રકટાવતું;
સલાડું તોય છે ઉઘાડી; એ ફોરી એવી:
ફૂલવાડી; ફૂલવાડી

હિમાંશુ

# સમાજ સેવિકાઓ જોઇએ છે

લેખક :

ડૉ. મીસીસ સીતા પરમાનંદ

ડી. ફીલ ( ઓક્ષન ) આર. ઓટ. સૉ.

આ વિષય વિશાળ અગત્યનો ને રસિક છે એટલે આ જમાનામાં હિંદમાં થયેલા સમાજસેવાના કાર્યની અહીં રૂપરેખા દોરીશું. અત્યારનું એનું વિસ્તૃત સ્વરૂપ સમજીશું, શિક્ષણની તક ન મળવાથી યોગ્ય કાર્યકરો મેળવવામાં પડતી હાડમારી વિચારીશું અને છેવટે આ દેશમાં સમાજસેવકને કયા પ્રકારનું શિક્ષણ અપાવું જોઇએ તે પ્રશ્ન છણીશું.

દૂર દૂર પશ્ચિમમાં જે વસ્તુ સમાજસેવા તરીકે ઓળખાય છે તે હિંદમાં તો હજી ઉગતી દશામાં જ છે. આજથી ત્રીસ પચીસ વર્ષ પહેલાં સમાજસેવા વ્યવસ્થિત બનાવવાનો પહેલો ગંભીર પ્રયાસ મુંબઇમાં કરવામાં આવ્યો. મુંબાઇએ જ આ દિશામાં પહેલ કરી છે એ વાતની કોઇથી ના પાડી શકાય તેમ નથી. કેળવણી ને આરોગ્યના પ્રદેશમાં ઘણા વખતથી મીશનરીઓએ સમાજસેવા હાથ ધરેલી છે. વળી આ દેશની પરોપકારી વૃત્તિને લીધે કેટલીક કોમોને આશરે ધાર્મિક સ્વરૂપની પરોપકારી સંસ્થાઓ નભે છે. દાખલા તરીકે ગરીબોને રોજ અન્ન વસ્ત્ર આપવા સદાવ્રતો મંડાયલાં હોય છે. ધર્મ-શાળાઓ ને કુવાઓ પણ બાંધવામાં આવે છે પરંતુ ખરી શરૂઆત તો મુંબાઇમાં સમાજસેવા સંઘ સ્થાપીને જ કરવામાં આવી: તેનો કાર્યપ્રદેશ નીચે મુજબ નક્કી કરવામાં આવ્યો હતો:

૧. સ્ત્રીપુરુષો માટે આરોગ્ય ને નર્સીંગના પ્રાથમિક વર્ગો ખોલવા.

૨. લાઇબ્રેરીઓ ચલાવી, જાદુઇ ફાનસના ખેલો કરી, રાત્રિશાળાઓ કાઢી તેમજ ગરીબો માટે ફરતાં પુસ્તકાલયોની વ્યવસ્થા કરી આમ જનતામાં શિક્ષણપ્રચાર કરવો.

૩. સેન્ટ જહોન એમ્બ્યુલન્સ બ્રીગેડના હિંદુ વિભાગમાં સમાજસેવા સંઘો સ્થાપવા.

૪. સમાજ સેવાનાં પુસ્તકોનાં પુસ્તકાલયો ઉઘાડવાં.

૫. દુષ્કાળ ને રોગચાળા દરમીઆન રાહત કાર્યો ઉપાડવાં.

૬. મુંબાઇનાં પરોપકારી ધર્માદા ને કેળવણીની સંસ્થાઓની યાદી તૈયાર કરવી.

૭. સેવાના વિવિધ કાર્યક્રમ સૂચવતું સાહિત્ય પ્રગટ કરવું.

૮. માધ્યમિક ને ઉચ્ચ અભ્યાસ પૂરો ન કરી શકે તેવા માટે માધ્યમિક વર્ગો ઉઘાડવા ને નભાવવા.

૯. જાણીતા સમાજસેવકોદ્વારા ભાષણો અપાવવાં.

છેલ્લાં થોડાંક વર્ષોથી હિંદમાં સમાજસેવાની પ્રવૃત્તિએ કેટલીક પ્રગતિ સાધી છે પરંતુ તે કાર્યને વૈજ્ઞાનિક ને વ્યવસ્થિત પાયા પર મૂકવા હજી ઘણું કરવાનું બાકી છે.

આપણા દેશના કેટલાક પ્રશ્નો પર આપણી સંસ્કૃતિની છાપ પડેલી છે: વળી કેટલાક વિવિધ ધર્મો ને જાતિઓના સમન્વયથી ઉભા થયા છે એટલે પશ્ચિમના દેશો કરતાં અહીં સમાજ-સેવાના કાર્ય માટે વિશાળ ક્ષેત્ર છે. પહેલો જ પ્રશ્ન અભણદશા છે: હિંદના જુદા જુદા

રાષ્ટ્રીય ગરીબાઇને લીધે તેમજ પ્રજાના માનસ પર ધાર્મિક માન્યતાઓ જડાયેલી હોવાથી લોકોની ધર્માદા વૃત્તિ મંદિરમાં ભેટ ધરવામાં કે ધર્મશાળાઓ કુવાઓ વિગેરે બંધાવવા તરફ વળે છે ને ત્યાં પ્રજાની આવકનો મોટો ભાગ ખરચાઇ જવાથી, અર્વાચીન ઉપયોગીતા સાધતી સંસ્થાઓ જે પશ્ચિમમાં પૂરતું પોષણ પામે છે તે હિંદમાં કડકાઇ ભોગવે છે. ખ્રિસ્તી દેશોમા ચર્ચામાં એકઠાં થયેલાં નાણાં ને વસિયતનામા દ્વારા ધર્માદા કાઢેલી રકમો ધર્માદા પ્રવૃત્તિઓને વણુમી જવા દેતી નથી. એટલે નાણાભીડથી આપણે આપણા સમાજસેવકોને આપણે વેતન આપી શકતા નથી એટલે એ કાર્ય ઉદારવૃત્તિવાળા બીનઅનુભવીઓને જ માથે આવે છે તેઓ કામકાજના ચાલુ ધસારાથી ટેવાયલા હોતા નથી. એટલે તેઓ સમાજસેવાને પોતાનું જીવનકાર્ય બનાવી શકતા નથી. તેમ જીવનમા ચોક્કસ વર્ષો પણ તે ખાતે યોજી શકાતા નથી. આવા કાર્યકરો કામ એકધારૂં આગળ વધારવાને બદલે ઉલટા બાધક બને છે.

અખિલ હિંદ મહિલા પરિષદ શરૂ થયા પછી અને છેલ્લા મહાયુદ્ધમાં જગતની મહિલાઓએ જે અમર કાર્ય કરી બતાવ્યું છે તેનો દાખલો લેવાથી આ દેશની મહિલાઓમાં પણ અજબ જાગૃતિ આવી છે. છેલ્લા સત્યાગ્રહ સગ્રામે હિંદી મહિલાઓને પોતાના અસ્તિત્વનું ભાન કરાવ્યું છે. ગામડાંની સ્ત્રીઓ પણ હવે એવું માનતી થઇ ગઇ છે કે દેશના વિજય પ્રસ્થાનમાં તેમણે પણ પોતાનો ફાળો નોંધાવવો જ જોઇએ. તેઓ પોતાનાથી બનતું કરવા મથી રહી છે. પરંતુ જ્યાં સુધી કમનસીબે દેશની અસ્થિર દશા સુધરી નથી ત્યા સુધી સામાન્ય મહિલાજગત ઘરવ્યહારનાં કાર્યોમાં જોઇએ તેટલો રસ લઇ શકશે નહિ, ને એવી સ્ત્રીઓની સંખ્યા કાંઇ નાનીસૂની નથી. ઠેર ઠેર મહિલા પરિષદો ભરી આ પ્રશ્ન વારે વારે છણવાની ખાસ જરૂર છે. મધ્યમ વર્ગની સ્ત્રીઓને કુટુંબને બાળકો માટે આખો દિવસ વેતરૂં કરવાનું હોય છે તેઓ રોજ થોડોક સમય યા તો અઠવાડિયાના થોડાક કલાક સમાજ-સેવા માટે કેવી રીતે ફાજલ પાડી શકે તે વિચારી કાઢવું પડશે. ઘણી ખરી સ્ત્રીઓ માધ્યમિક શિક્ષણ જ મેળવી શકે છે એટલે માધ્યમિક શાળાઓ દ્વારા કન્યાઓના મગજ પર એવી છાપ પાડવી પડશે કે કુટુંબ પ્રત્યે જેવી તેમની કર્તવ્યભાવના છે તેવી સમાજ પ્રત્યે પણ સેવાભાવના રાખવી આવશ્યક છે, અને સમાજસેવા કરવાથી તેઓ કુટુંબ પ્રત્યે બેદરકાર બનશે એવું માનવાનું કંઇ જ કારણ નથી. સેવામા જ પ્રભુનો સાક્ષાત્કાર છે; માનવતાની સેવામાં જ પ્રભુ પ્રત્યક્ષ થાય છે એ સૂત્રો તેમના કુમળા મગજમા કાયમને માટે જડી દેવાં પડશે.

તો આ દેશની સ્ત્રીઓ સમાજસેવાના ક્યા ક્ષેત્રમાં આગળ વધી છે? સાચું પુછો તો શિક્ષણ આપવા કરતાં શિક્ષણ લેવા માટે પણ જોઇએ તેટલી સ્ત્રીઓ બહાર પડી નથી. ધાર્મિક ને સામાજીક પરિષદોમાં તેઓ અગવડ વેઠીને પણ કદાચ હાજરી આપશે, પરંતુ કોઇ પણ સમાજસેવાના કાર્ય માટે રોજ ચોક્કસ સમય ફાજલ પાડવા તેમને સમજાવવું મુશ્કેલ છે. સમાજસેવાનું ઘણું ખરૂં કાર્ય તો મુંબાઇ જેવાં મોટાં શહેરોમાં જ ઉપાડી શકાયું છે. એવાં શહેરોને એવા કામકાજની જરૂર પણ સૌથી વધારે છે. આજસુધીમાં જે કાર્ય થયું છે તે મુખ્યત્વે નીચે પ્રમાણે છે.

૧. મીલમજૂરોની કેળવણી.

૨. ગીચ વસ્તીવાળા વિભાગમાં આરોગ્ય સાચવણી.

૩. બાળમંભાળનો જ્ઞાનપ્રચાર કરી મજૂર વર્ગમાં બાલરક્ષણ યોજનાઓ, પ્રસૂતિ ને બાળસંભાળ પર ભાષણો કરાવવાં, ઘોડીયા ખાતાં ચલાવવાં, અંધાશ્રમો નભાવવા વિગેરે. આ કાર્યોમાં પણ સ્ત્રીઓનો ફાળો તો માત્ર પૈસા ઉઘરાવવાના કાર્યમાં જ ખતમ થાય છે. બહારની સ્ત્રીઓને સ્ત્રીઓ માટે શાળાઓ ચલાવવાનું રૂચે છે. તેમાં લખતાં વાંચતાં શિખવવામાં આવે છે, વિધવાઓને શિક્ષિકાઓ અને નર્સો તરીકે તૈયાર કરવામાં આવે છે. વરાડમાં સ્ત્રીઓ કન્યાઓને શરીર સ્વાસ્થ્ય આપવા તાલીમ વર્ગો ચલાવે છે. અમરાવતીમાં એ કાર્યે ઘણી જ પ્રગતિ કરેલી છે. પંદર વર્ષની લગભગ ત્રણસો બાળાઓ નિયમિત કવાયત શીખે છે.

મુક્તિફોજ ને રેડક્રોસ જેવી હિંદીઓના સૂકાન નીચે ચાલતી સંસ્થાઓ કમનસિબે હસ્તિ ધરાવતી નથી. પરંતુ એવી સંસ્થાઓ ઉભી કરવામાં ભારે મુશ્કેલી નથી.

સમાજ સેવાને સફલ બનાવવા પગારદાર સુશિક્ષિત કાર્યકરો રોકવાની જરૂર છે. એમનું વેતન મેળવવું અતિ મુશ્કેલ છે છતાંય વૈજ્ઞાનિક ને ચોકકસ પાયાપર એ કાર્ય મૂકવા ને તેને કાયમનું સ્વરૂપ આપવા એ જરૂરનું છે. ઉદાર વૃત્તિવાળા બીન અનુભવીઓને હસ્તક આ કાર્ય છોડવામાં માલ નથી. આપણી આ ક્ષતિથી જ આપણી કેટલીયે પ્રવૃત્તિઓ જન્મી ને મરી ગઇ છે.

સામાજીક શિક્ષણ મેળવવાની અદ્યાપિ આપણા દેશમાં વ્યવસ્થા નહોતી. હમણાં જ ટાટાએ સામાજીક શિક્ષણની પાઠશાળા ઉઘાડવાનું જાહેર કર્યું છે. ત્રણેક વર્ષનો અભ્યાસક્રમ રખાશે. છેલ્લાં વીસ વર્ષો દર્મીઆન સામાજીક કાર્યને વૈજ્ઞાનિક સ્વરૂપ આપવામાં આવ્યું છે. અત્યારે એને ધંધો લેખવામાં આવે છે. ત્યાંના સામાજીક કાર્યકરો સુશિક્ષિત હોવા જ જોઇએ તેઓ આગ્રહ રાખે છે તેથી જ તેમની સમાજ સેવા સફલ થાય છે.

આપણી સંસ્થામાં દરેક કાર્યકર સુશિક્ષિત રોકવાનું ખર્ચાળ નીવડે પણ કાંઇ નહિ તો સૂકાન તો એવી સુશિક્ષિત વ્યક્તિને હસ્તક સોંપવું જરૂરનું છે. બીન કેળવાયેલા કાર્યકરો રોકતાં પણ એ લોકોને એ કાર્ય માટે ધગશ છે એટલી ખાત્રી કરી લેવી જરૂરની છે. તેમનું વર્તન સહૃદયી, સમજણ ઉંડી ને ધ્યેય પહોંચવા દ્રઢાગ્રહ હોવો જરૂરી છે. તેમની નજર સ્પષ્ટ હોવી જોઇએ ને જોઇતું જ્ઞાન હોવા છતાં તેની રીતભાત સારી હોવી જોઇએ. તેનામાં ઉંચી કર્તવ્યનિષ્ઠા ને અભંગ ભક્તિ હોવી જોઇએ. ગામડાં ને ગામડિયાં વચ્ચે કામ કરવાનું હોવાથી દરેક કાર્યકરે સાદાઇ સ્વીકાર્યા વિના સિદ્ધિ જ નથી. દરેક કાર્યકરે તેમને શાંત પાડી તેમના ભલા માટે જ પોતે કામ કરે છે એવું તેમના દિલમાં ઠસાવવાની અગત્ય છે. સુધરેલા લોકો સમાજસેવાનું કાર્ય હાથ ધરે તેમાં ગામડાંનાં લોકો સ્વાભાવિક શંકાની નજરે જુએ છે કારણ કે તેઓ તેમના હિતમાં સાચ્ચે જ મથી રહ્યાં છે એ તેમના વિપરીત જીવન તરફ નજર કરતાં માનવું મુશ્કેલ પડે છે.

સમાજસેવકો તૈયાર કરવા આપણે પશ્ચિમ તરફ નજર કરવી પડશે કારણ કે લાંબા અનુભવ પછી તેઓ એક શિક્ષણક્રમ ઉપજાવી શકયા છે. સમાજસેવાના શિક્ષણના અભ્યાસીએ એક પ્રાવેશિક પરીક્ષા પસાર કરવી જોઇએ. તેમાં એનું સામાન્ય જ્ઞાન કસી જોવામાં આવશે. તેની વય પૂરાં અરાઢ વર્ષની હોવી જોઇએ ને તેની ચાલચલગત સારી હોવાનાં તેણે પ્રમાણપત્ર રજુ કરવાં જોઇએ. સમાજસેવા કરવાની તેનામાં ધગશ હોવી જોઇએ. સંસ્કૃતિનો થોડોક ઇતિહાસ તેણે જાણવો જોઇએ. સામાજીક સંસ્થાઓ, ઔદ્યોગિક વિકાસ ને

કારખાના વિષે તેમને માહિતી હોવી જોઇએ ભૂગોળ, સ્થાનિક સ્વરાજ ને નાગરિકોના ધર્મ તેણે સમજવા જોઇએ. અર્વાચીન સમાજને ઔદ્યોગિક બળો કેવી અસર કરે છે તે, જીવનનું ધોરણ, આવકના માર્ગો, બેકારીનાં કારણો ને ખર્ચ કર વેરા વિગેરે આર્થિક સિદ્ધાંતોમાં તેની નજર ખૂંપવી જોઇએ. શરીરશાસ્ત્ર, માનસશાસ્ત્ર, સમાજશાસ્ત્ર ને નીતિશાસ્ત્ર વિગેરેના મુખ્ય સિદ્ધાંતો ને જગતના જુદા જુદા ધર્મો વિષે તેને થોડી ઘણી સમજણ હોવી જોઇએ.

આવી રીતે કેળવાયલો સમાજસેવક સંસ્થાનો સ્તંભ બની શકે ને વગ પણ ધરાવી શકે. એવા સેવકો વેતન માગે પણ એ વેતનનાં પૂરેપૂરાં વળતર મળી રહેવાનો પાકો સંભવ છે.

ટાટા જે નવું વિદ્યાલય ઉઘાડવાના છે તેનો અભ્યાસક્રમ પશ્ચિમનાં વિદ્યાલયો જેવો જ હશે. પશ્ચિમનો બે વર્ષનો અભ્યાસક્રમ નીચેની વિગતોનો સમાવેશ કરે છેઃ

૧. વ્યક્તિઓ ને કુટુંબો વચ્ચે સામાજીક કાર્ય, ખેતરોમાં કામકાજ; અર્વાચીન ઔદ્યોગિક પરિસ્થિતિ, સામાજીક કાર્યક્રમના અંકુશ, સામાજીક કાર્યની જાતો, આરોગ્યશાસ્ત્ર ઇત્યાદિ.

૨. સામાજીક કામકાજ; સામાજીક કાયદાઓનો અમલ; સામાજીક ખાતાનું કામકાજ; નીચેના વિષયોના અધિક જ્ઞાન સાથે ખેતીકામ.

કુટુંબભાવના, બાળરક્ષા, ઔષધોપચાર, સામાજીક કેન્દ્રોની સ્થાપના, સામાજીક સુધારા ને જાહેર સેવા ઇત્યાદિ.

આ પ્રમાણે બીજા વર્ષનો અભ્યાસક્રમ ખાસ વિષયોનો છે. ધંધાદારી અભ્યાસમાંથી પ્રવૃત્તિમય સેવામાં સરી જવાય તેવી રીતે તે શીખવવામાં આવે છે.

હિંદ ખેતીપ્રધાન દેશ છે એટલે ઘણું ખરું કામકાજ ગામડામાં કરવું પડશે એટલે વિદ્યાલયનું શિક્ષણ મેળવનાર સમાજસેવકને એકદમ એ કાર્યમાં ઝપલાવતાં મુશ્કેલી નડશેજ. વળી એને પૂરતું વેતન પણ આપી શકશે નહિ. એટલે વિદ્યાર્થી વર્ગમાંથી સ્વયંસેવકો ઉભા કરવાની યોજના વધુ ઉપયોગી થઇ પડશે. ઉનાળાની લાંબી રજાઓમાં એવા વિદ્યાર્થીઓ પાસે કામ લેવું ઠીક થઇ પડશે. ચીનમાં આ યોજના અમલમાં મૂકાઇ છે ને સફલ થઇ છે. વળી વિદ્યાલયની કેળવણી બીલકુલ ન મેળવી હોય એવા પ્રકારનો કાર્યકર વધુ લાભદાયી થઇ પડશેઃ માત્ર ઉપર જણાવ્યા મુજબ સામાન્ય જ્ઞાન એણે મેળવ્યું હોય તો બસ. એવો કાર્યકર ગામડામાં જઇનેજ રહેશે ને એની સાથે બે ચાર ગામડામાં કામ કરશે.

યુરોપીય સાધ્વી કે બૌદ્ધ ભિક્ષુણી જેવું જીવન ગાળી જગતને ઉપયોગી થવું હોય એવા સ્ત્રીસમાજ સુધારકોની આપણને ખોટ છે. યુરોપમાં એવી સ્ત્રીઓ ઘણું કામ કરે છે. હિંદમાં ધર્મભાવનાથી નિરાળી કોઇ એવી સંસ્થા ઉભી કરીએ તો પુનર્લગ્ન કરવા ન ઇચ્છતી ઘણીયે વિધવાઓ સમાજસેવાર્થે આવી મળશે. જગતના જંજાળી જીવનનો મોહ ન હોય છતાં સંસાર સરસી રહેવા ઇચ્છતી હોય એવી બીજી સ્ત્રીઓ પણ તેમાં ભળશે ને સમાજસેવાના ઉમદા કાર્યને ઘણોજ અણધાર્યો વેગ મળશે, રામકૃષ્ણ મીશનના ધ્યેય પર કોઇ મહિલા મંડળ સ્થપાય તો!!!

આવી કરોડો સમાજસેવિકાઓ તૈયાર ન કરીએ ત્યાં સુધી આપણો ઉદ્ધાર નથી.*

* અનુ શ્રી. રમણીકલાલ દલાલ

# એક રાતવાસા માટે

લેખક : શ્રી. ગિરીશ

રશિયામાંથી દુઃખી દુઃખી થઈને અમેરિકાના સોનેરી સ્વપ્નાં સેવતી એક રશિયન કુમારિકા અમેરિકા આવી તેની આ વાત છે.

વરસાદ અને ઠંડીમાં પલળતી અને થરથરતી એ જ્યારે હૉસ્પિતાલમાંથી માંદગીના બીછાના પરથી મુક્ત થઈ પોતાની ઓરડી પર આવી ત્યારે માળાનાં દાદરનાં પગથિયાં પર તેને માળાની માલિકણ સામી મળી. માંદગીના બિછાનામાં સૂતાં સૂતાં એણે પોતાના જે નાનકડા પ્રિય ઘરનાં મીઠાં સ્વપ્ન સેવ્યાં હતાં તે ઘર નજીક જ આવી લાગ્યું. પોતાના સામાનનો બાચકો નીચે મૂકી માલિકણને તેણે રામરામ કર્યા.

" તમારી ઓરડી તો મેં બીજા એક ભાડુતને ભાડે આપી દીધી છે, બાઈ ! અને તમારો સામાન નીચે ભોંય તળિયાની વખારમાં મૂકાવ્યો છે તે તમે ચડેલ ભાડું ચૂકવી લઈ જાઓ. " માલિકણે કહ્યું.

" પણ ઓરડીનું ભાડું ચડતું રાખીને જ હું તો માંદગીને લીધે હૉસ્પિતાલ ગયેલી બેન ! " મિસ પેરેઝે કહ્યું.

એનું નામ મિસ પેરેઝ હતું.

" જુઓ મૂળ ઘરધણીએ આખા માળાનું ભાડું વધારી નાખ્યું. અને તેથી ભાડુતો પાસેથી જ મારે તો તે વધારો વસુલ કરવો રહ્યો, એટલે મેં તો વધારે ભાડું આપનારને તમારી ઓરડી દઈ દીધી. " માલિકણ બોલી.

" પણ મેં તમને એકાદ મહિનાનું ભાડું આગળથી આપ્યું હતું. તમારે મારી રાહ જોવી જોઈતી હતી. આજે તો મારે નોકરી પર ચડવાનું છે અને આમ એકાએક તમે મને ઘર વગરની કરી મૂકો છો. અત્યારે હું ઘર શોધવા પણ ક્યાં જાઉં ? " મિસ પેરેઝે પોતાની મુશ્કેલી જણાવી.

" આપણે સૌએ આપણી પોતપોતાની મુશ્કેલી વેઠી લેવી જોઈએ બીજું શું થાય ? " માલિકણે હાથ ખંખેર્યા.

" એમ કાંઈ હોય ? તમારે મને વખત આપવો જોઈએ—ચેતવણી આપવી જોઈએ. ભાડુતોનો કાયદો કોઈ ભાડુતોનું રક્ષણ નહિ કરે ? " નબળી મિસ પેરેઝ હિંમત એકઠી કરી બોલી.

" કાયદો ને બાયદો. ઉપકાર માનને મારો કે મેં વખારમાં પણ તારો લબાચો સાચવ્યો અને ગઈ પહેલી તારીખે તો તારું ભાડું પણ ખલાસ થયું બેન. " માલિકણ બેદરકારી બતાવતી બોલી.

" અરે પણ, બાઈ, કાંઈક માણસાઈ તો રાખો. હવે બીજી કોઈ નાની મોટી જગ્યા હોય તો અત્યારે તો મને આપો. હું પછીથી સગવડ કરી લઈશ. " મિસ પેરેઝના અવાજમાં લાચારી હતી.

" જો બેન, મારે પણ પેટ પરિવાર પડ્યો છે. તેનું મારે પૂરું કરવું જોઈએને ? અને કાંઈ જગતની ચિંતા વેંઢારવા હું નવરી છું ? એક તસુ માત્ર જગ્યા અત્યારે તો ખાલી નથી. તું તારો સામાન ઉપાડી જા " એમ કહી માલિકણે બારસો વાસ્યો.

અને મિસ પેરેઝ રસ્તાની ભિખારણ હોય તેમ માળામાંથી શેરીમાં બહાર આવી. નબળી તબિયત, ખરાબ ઋતુ અને આમ એકાએક ઘર શોધવાની આવી પડેલી ફીકર: આ બધી

પરિસ્થિતિથી તે હઠળી ગઇ. અગાઉ પણ ઓરડી શોધવામાં પડેલી મુશ્કેલી અને ઘર ધણીઓએ કરેલી બેહુકમી એણે અનુભવ્યાં હતાં પણ આ વેળા તો તે છેક જ નાહિમ્મત બની ગઇ.

તે ઓરડીની શોધમાં નીકળી. શેરીઓમાં તે ફરી. પોતે આપી શકે તેટલાં સોંઘા ભાડાની કોઇ ઓરડી તેને મળી નહિ. શહેરમાં મકાનો પર મકાનો કેટલાયે ખડકાયા હતાં પણ એક ગરીબડી ટાઇપીસ્ટ છોકરી પોતાનાં કપડાં અને ખોરાકનું પૂરું કર્યા પછી જે કાંઇ થોડુંક બચાવી શકતી તેટલામાં કોઇ મકાન, ઓરડી કે ઓટલો પણ તેને મળી શક્યાં નહિ.

તે એક નાનકડી સામાજિક કલબની સભ્ય હતી. તેને થયું કે હું ત્યાં જઇ કાંઇ સલાહ સૂચના મેળવી શકીશ.

તે ત્યાં ગઇ.

કલબની મંત્રી બાઇને તે મળી.

" હું જે માળામાં રહેતી હતી તે માળા વાળા બાઇએ મારી માંદગીની ગેરહાજરીમાં મારી ઓરડી બીજાને ભાડે દઇ દીધી છે. અને હું ભરી શકું તેટલા ભાડામાં મને બીજે ક્યાંઇ ઓરડી મળતી નથી. આપણી કલબને અંગે જે ઓરડીઓ રહેવા માટે એલાયદી રખાય છે તેમાંથી એકાદ મને આપો એવી મારી નમ્ર માગણી છે." મિસ પેઇજે પોતાની માગણી મૂકી.

" તમારી મુશ્કેલી હું સમજું છું ને તેથી દુઃખી થાઉં છું પણ જુઓને, આ ઓરડીઓ તો ફક્ત સામાજિક સેવા કરનાર બ્હેનો માટે જ છે અને તમે કાંઇ સમાજ સેવામાં પડ્યાં નથી. મને ઘણું થાય છે કે હું તમને કોઇ પણ રીતે ઉપયોગી થઇ શકું પણ આપણા મંડળના નિયમો......" આધેડ ઉંમરનાં મિસ વૉર્ડ પોતાના અવાજને ગળગળતો કરતાં બોલ્યાં.

" ત્યારે કહો મારે શું કરવું ? મને માર્ગ બતાવો. હું એકલી અટૂલી છું " મિસ પેઇજ બોલી.

" જો એમ હઠળી ન જઇએ, બેટા. હું તને થોડાંક એવાં સોંઘાં ભાડાંવાળી ઓરડી રાખનારી માલિકણોનાં સરનામાં આપું છું. તું ત્યાં જા. તને ઓરડી જરૂર મળી જશે." મુરબ્બીવટ દાખવતાં મિસ વૉર્ડ ઉચ્ચર્યાં.

સરનામાં લઇ મિસ પેઇજ કેટલાય ઉંબરા ભટકી પણ તેને જોઇતી ને પાલવતી ઓરડી ન મળી.

રશિયાથી અમેરિકા તાજી આવ્યા પછી મિસ પેઇજ એક કારખાનામાં કામે રહેલી. ત્યાં તેને મીસીસ ઓલ્ડને નામની એક બાનુનું ઓળખાણ થયેલું. તે બાઇના પૈસા ઉછીના લઇ પોતે ટાઇપરાઇટીંગનું કામ શીખી હતી. અત્યારે એકાએક તેનું સ્મરણ થતાં તે તેને ઘેર ગઇ.

મીસીસ ઓલ્ડને પોતાના મંત્રી પાસે કંઇક 'ડીક્ટેટ' કરાવી રહ્યાં હતાં; તે પૂરું કરી બોલ્યાં " કેમ બેન, આજ તો તું ઘણા વખતે ? કહે મારૂં કાંઇ કામ પડ્યું ? "

પેઇજને આ સન્નારીમાં હ્રદયની ઉષ્મા લાગી. તેની આંખમાં ઝળઝળિયાં આવ્યાં.

" આપ જેવાં મોટા બાનુને હું કદી ઉપાધિ ન કરાવત પણ અત્યારે જીવન મરણનો સોદો છે. મને ઉભવાને કોઇ સ્થાન આપવું નથી. મને ક્યાંક નાની ઓરડી આપો કે અપાવો." એમ કહી પેઇજે પોતાનું દુઃખી દાસ્તાન સંભળાવ્યું.

" દીકરી, જગ્યાનો સવાલ અત્યારે બહુ વિકટ બન્યો છે. મારાં કેટલાં ય જુવાન

મિત્રોની આજ ફરિયાદ છે. હું તેમને 'સુગૃહ શોધન મંડળ' પર ભલામણ કરી મોકલું છું. " મીસીસ ઓલ્ને ભારેખમ રહી બોલ્યાં.

અને મિસ પેઢ્ઝના અંતરનો એકપૂરો આશા દીવડો હોલવાઇ ગયો. તેને થયું: અનેક ઓરડાઓથી ભરચક મહેલની સાહ્યારી સરખી આ નિ:સંતાન બાઇ પાસે તેને એકાદ રાત રહેવા દેવા જગ્યા ન હતી ! આ બાઇ ગરીબોની મદદ માટે લાખ્ખોનાં દાન કરતી હતી !

તે 'સુગૃહ શોધન મંડળ'ના સુસજ્જ 'વેઇટીંગ રૂમ' પર પહોંચી.

મંત્રીની ઓફીસમાં તેને જવાની પરવાનગી મળી. મેલાં લુગડાંવાળી પોતે ક્યાં અને સહાયકાર ઓરડામાં, સહાયકાર મેજખુરશી પર બેઠેલ સહાયકાર કપડાંવાળા મંત્રીબાઇ ક્યાં ? તેણે ઘડીભર હીનતાનું ભાન અનુભવ્યું.

પેઢ્ઝે પોતાની હકીકત કહી કે તરત જ મંત્રીએ પચ્ચીશ સેન્ટ નોંધણી ફીના માગ્યા.

" પણ મને પહેલાં જગ્યા તો બતાવશોને ? " મિસ પેઢ્ઝે કહ્યું.

" બધાં અરજદારોએ આ ફી અગાઉથી આપવાની હોય છે. " મંત્રીએ પરખાવ્યું.

પોતાના ખીસ્સામાં જે થોડીક મૂડી હતી તેમાંથી આ નોંધણી ફી તેણે આપી.

" તમારૂં જન્મસ્થાન કયું ? અને તમારો ધર્મ ? " મંત્રીએ પૂછપરછ આદરી.

" હું ઓરડી શોધવા આવી છું. મારી જાતતપાસ સેવરાવવા નહિ. " મિસ પેઢ્ઝ જરા નાખુશ થતાં બોલી.

"અમારાં બધાં અરજદારોની બધી હકીકત નોંધવાનો અમારો શિરસ્તો છે." મંત્રીએ કહ્યું.

અને તેણે પોતાની હકીકત કહી. મંત્રીએ આપેલાં શરનામાં લઇ તેણે પોતાની તપાસ ફરી શરૂ કરી. જાણે કે ઓરડીઓનો શિકાર શોધવા પોતે નીકળી હોય તેમ એકાદ કલાકની નિષ્ફળ પગફેરી પછી ૨૫ સેન્ટ લવાજમના અને ૧૫ સેન્ટ ગાડીભાડાના તેના ખીસ્સામાંથી ઓછા થયા હતા.

પેઢ્ઝને એક બેન હતી. તે પણ એકવાર તેની જ સાથે કારખાનામાં રોજીંદાર તરીકે કામ કરતી પણ પછીથી એક શ્રીમંત સોદાગર સાથે ગન મળી જતાં તેને પરણી ગઇ હતી અને મોજથી તેની સાથે રહેતી હતી. તે પોતાના પતિ સાથે 'ટુર' પર ગઇ હતી અને હવે તો પાછી આવી જવાનો વખત થઇ ગયો હતો. તેની ટપાલ શું આવી છે તે જાણવા પેઢ્ઝે તપાસ કરી તો થોડા વખત પર તેનો આવેલો એક તાર તેને સુપ્રત કરવામાં આવ્યો. તે આજે સવારે જ શહેરમાં પહોંચી જવાની હતી અને અમુક હોટેલમાં તેનો ઉતારો રહેવાનો હતો. તારનો આ મજકૂર હતો.

મીસ પેઢ્ઝે છુટકારાનો દમ ખેંચ્યો. પોતાની બેન જેવી બેન છે અને હવે શા માટે હાયવોય કરવી ?

તે સીધી બેનની હોટેલમાં પહોંચી.

" આવાં ભૂંડાભૂખ કપડાં અને મેલાઘેલા દિદારમાં તું કેમ આવી ચડી ? તને એટલુંયે ભાન નથી હું ક્યાં અને કોની સાથે રહું છું ? " બેનનાં આ આદિવચન હતાં.

પેઢ્ઝે પોતાની દુ:ખદાની કથની કહી.

" તો પછી એમ રખડીએ શા માટે ? કોઇ હોટેલમાં જઇને ના રહીએ ? " બેનબાએ સલાહ આપી.

આટલા દુ:ખમાંયે પેઢ્ઝથી હસ્યા વિના રહેવાયું નહિ. તે બોલી: " રેંચ રિચર્ડ પહેરેલાં લોકસમૂહ રાણી પાસે ભૂખ ભૂખ

કરતો આવ્યો ત્યારે રાણીજીએ કહ્યું કે આ લોકો રોટલી શા માટે ખાઇ લેતા નથી ?"

"તું કેવી અળખામણી છે ? તને તારી જાત સિવાય બીજા કોઇની પડી જ નથી. મારી અનેક ઉપાધિમાંથી જરા હળવી થઇ હું આવી ત્યાં તો તારી આ દુઃખની માયા-ફૂટ ઉભી જ છે !" બેને કંટાળો બતાવ્યો.

એક વાર પોતાની સાથે કારખાનાની ગૂંગળાવતી હવામાં યંત્રોના માથા ફાડી નાખે એવા અવાજની વચ્ચે કામ કરનારી આ બેન રેશમી કપડાં અને હીરામોતીનાં આભૂષણોમાં સજ્જ હોવાથી પોતાની વાત તેને માથાકૂટ લાગી એ વિચારે પેરલ તો ઠરી જ ગઇ.

ત્યાં તો પોતાના કાંડા પરની કિંમતી ઘડિયાળ સામું જોતા બેન બોલી, "ઠીક ત્યારે, મારે મારા નખની સાફસૂફી માટે નખના ખાસ ઉસ્તાદ પાસે જવાનું છે આ રેલ્વેની મુસાફરીમા મારા નખ કેટલા વધી ગયા છે !"

હજુ તો તેના હૃદયને થોડી વાર પહેલા થયેલો આઘાત તાજો હતો ત્યાં તો આ એક જ માના કોઠામાં આળોટેલી અને સાથે જ ગરીબાઇમાં ઉછરેલી પોતાની આ મા જણી બેનને આમ કોરી ધાકોર રીતે બોલતા સાભળી પેરલનું અંતર સમસમી ઉઠ્યું. આજે બેન એક શ્રીમંત સોદાગરની વહુ બની હતી અને ખાવા ને પહેરવાની બાબતમા નિશ્ચિંત હતી ! એટલે જ શું એના કાન બહેર મારી ગયા હતા ?

તેની મુસ્કેલીને સમજી તેને એક રાત માટે આશરો આપી શકે તેવુ કોઇ ઠેકાણું રહ્યું નહિ આજે પેરલને પોતાના કામપર હાજર થવાનું હતું એટલે ફેરવાનું પડતુ મૂકી તે પોતાની ઓફીસમાં ગઇ. શેઠ પાસેથી આજની રજા મેળવી પાછી ઓરડી શોધવા નીકળવાની તેની મુરાદ હતી. શેઠ બહાર ગયો હતો પણ ટેબલ પર ટાઇપ કરવાના કાગળોનો થોકડો મૂકતો ગયો હતો અને આજે 'મેલ ડે' હોવાથી તે પૂરો કરવાનો હતો તેણે કામ શરૂ કર્યું. તે છેક સાંજ પડયે પૂરું થયું. રાત પાસે આવતી હતી છતાં રાત્રે ક્યાં સૂવું તે હજુ નક્કી ન હતું.

શેઠ આવ્યો અને ટાઇપ કરેલા કાગળો સહી માટે મૂક્યા.

"કેમ મિસ પેરલ, આજે કોઇ ચિંતામાં છો ? આ કાગળોમા કોડીબંધ ભૂલો છે," શેઠે ચશ્મા નીચેથી પૂછ્યું

પગ નીચેની જમીન સરતી જણાઇ આંખ સામે રાતાકાળા ધાબાં તરવરવાં લાગ્યાં અને પેરલ મૂર્છિત બની પડી ગઇ.

અર્ધમૂર્છિત સ્થિતિમા શેઠને તેણે પાણીનું પવાલું લઇ પોતાની પાસે ઉભેલો જોયો તેની કામી આંખો પોતાને જાણે નખશિખ નીહાળી રહી હોય એમ પેરલને લાગ્યું.

તે રાતીપીળી બની ગઇ અને એકદમ ઉભી થઇ ઓફીસ બહાર નીકળી પડી.

સેંટ્રલ પાર્કને પ્રવેશદ્વારે તે પહોંચી ત્યારે અંધારું થઇ ગયું હતુ. ભૂખ અને થાકથી હવે તે ચાલી શકતી ન હતી. એક પાટલી પર તે બેસી ગઇ

"કામવાળી ! અહિં એકલા કેમ ?" એમ પૂછતાં એક રંગીલા જુવાનનો હાથ તેની કેડની આસપાસ વીંટળાયો.

નિશ્ચેતન જેવી તેણે ઘડીભર તેનું બોલવું સાભળ્યા જ કર્યું.

"બધાં જ મને હડધૂત કરે છે કોઇ જ મારી સામું જોતુ નથી. રાતભર સૂવાનું પણ મારે ઠેકાણું નથી" જુવાનના ખભા પર માથું નાખી દઇ ડૂસકાં ખાતી તે બોલી

"પણ એમ શા માટે ? હું બધી સગવડ કરી આપું," જુવાને અર્થપૂર્ણ કહ્યું.

અને જુવાનનો હાથ નક્કર બની વધુ ઉગ્ર સેવા આગળ વધ્યો.

પેરલ ચમકી.

" હું એવી નહોઉં નાદાન ! "

થોડીવાર પછી જુવાન ત્યાં ન હતો.

તે ઉઠીને આગળ ચાલી પાસેના એક ટેલીફોન સ્ટેશને જઇ બીજી સારી આમ હોટેલો પર તેણે ટેલીફોન કરી જોયા પણ ક્યાંય બે ડૉલરથી ઓછા ભાડાની ઓરડીઓ ખાલી ન હતી. પેરલ પાસે બે ડૉલરમાં ચાલીશ સેન્ટ ઓછા હતા.

ફીફથ એવેન્યુ અને પાર્ક એવેન્યુમાંથી તે પસાર થઇ. કેટલાંય ખાલી મકાનો બંધ પડ્યાં હતાં. કેટલાંય માળ તેમજ ફર્નિચરવાળી ઓરડાની હતારો ઉભી હતી પણ આ રશિયન છોકરીને ઉભવાને—એક રાતવાસો રહેવાને માટે ક્યાંય જગ્યા ન હતી ! તેને થયું કે મનુષ્યો એ તો મને હડધૂત કરી પણ ભગવાન પણ મને વીસરી ગયો લાગે છે.

ફરી પાછી તે પાર્કની પાટલી પર આવી બેઠી. ભયની મર્મભેદી લાગણી તેના દેહમાં સોંસરવી તે અનુભવી રહી. ઘડીભર તેને થયું કે પોતે માનવી દુનિયામાં નથી વસતી—પશુઓના ભયાનક વનમાં તે આવી ચડી છે.

જ્વાળામુખીના ધખધખતા લાવા રસની પેઠે રોષનો રસ તેના હૈયામાંથી વહેવા લાગ્યો: સૌને રહેવા ઘર અને ખાવા ધાન મળે—મને નહિ ? જમાનાઓથી ચાલી રહેલા આ જુલમ, અન્યાય અને અસમાનતા ક્યાં સુધી ? અને લોહીનાં આંસુ સારતી તે પાટલી પર આડી થઇ.

" ચલ એ...ય બાઇ, અહિં રખડુઓ નહિ ઊંઘી શકે, " પોલીસના મજબુત હાથે તેનું બાવડું પકડ્યું.

ત્યાં તો એક બાઇએ આવી મીસ પેરલના માથે હાથ મૂક્યો અને પોલીસને ખસેડી પોતે પાસે બેઠી.

" બેટી શું થાય છે તને ? આ બેદરકાર દુનિયામાં એકલાં ના ફરીએ. " એકવડિયા બાઇએ દિલાસાના વેણ કહ્યાં.

બાઇના અવાજમાં દયા નહતી, પણ સમભાવ અને બંધુત્વ હતાં. સગી મા પણ ન બતાવી શકે તેવી મમતાથી હાથ ઝાલી તે બાઇ પેરલને પોતાને ઘેર લઇ ગઇ.

એક અર્ધ ભાગ્યા કાચ પર તેણે તેની બીમારી અને તુરત જ સ્ટવ સળગાવી તેણે બધું ઠીકઠાક કરવા માંડ્યું. થોડીવારમાં ચા પણ તૈયાર કરી પેરલ પાસે તેણે લાવી મૂક્યું.

ઘર ગરીબ હતું પણ બાઇનું દિલ ગરીબ નહતું. સમ્રાજ્ઞીનો વૈભવ નહોતો પણ ઉદારતા તો સમ્રાજ્ઞીને વટાવી જાય તેવી હતી.

બાઇની મમતા ભરી મહેમાનીના જાદુથી પેરલ મુગ્ધ બની રહી.

પેરલને જમાડીને તેણે પથારીની વેતરણ આદરી. ઘરમાં એક જ કોચ હતો તે પર તેણે પથારી સુવ્યવસ્થિત કરી અને પેરલને ત્યાં સુવારી.

" પણ તમે ક્યાં સુશો ? " પેરલે પૂછ્યું.

મોઢું હસતાં બાઇ બોલી: " હું કોઇ લઇશ. "

અને ઘણી આનાકાની પછી તે બંને જણીઓ એક જ કોચમાં સાંકડે મોકળે ગોઠવાઇ.

થાકી પાકી પેરલ તો થડીવારમાં ઊંઘી ગઇ. પણ જ્યારે સવારે તેણે જોયું કે તેની યજમાન બાઇ તો એક નાનકડી ખુરશી પર શાલ ઓઢી બેઠી બેઠી ઊંઘતી હતી ત્યારે તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ—ઉપકારભાનનો પાર રહ્યો નહિ.

ત્યાં તો બાઇ પણ જાગી. દાતણ પાણી પરવારી તેણે ઝટ ઝટ નાસ્તાની તૈયારી કરી.

પેલ્ઝને થયું કે દુનિયામાં કોંઈક તો તેનું-પોતાનું છે જ, ક્યાંક તો તેને આશરો મળ્યો જ.

આ પાણીથી પરવારી પેલ્ઝ કામપર જવા તૈયાર થતાં બોલી ' હું સાંજે અવશ્ય અહિં પાછી આવીશ. "

બાઇ એકદમ ડઘાઇ ગઇ. " અહિં ? અહિં હવે નહિ. "

' કેમ ? જ્યારે પેલાં બધાંએ મને તુચ્છકારી ત્યારે તમે જ એક ઇશ્વરી જેવાએ મને સંઘરી અને તમારા પ્રેમથી મને નવરાવી. ' પેલ્ઝ ઉપકારવશ બની બોલી.

" તને ભાન નથી બાપુ, તું ક્યાં છે. પેલાં આબરૂદાર દેખાતાં નરનારીઓ જેવી નથી-જો કે એવી જ એક દહાડો હું હતી. પણ જ્યારે પહેલી જ વાર મારો પગ લપસ્યો ત્યારે મને સુધારી લેવાને બદલે તેઓએ મને અહિં હડસેલી દીધી. " બાઇ બોલી.

અને પેલ્ઝે બાઇના ચહેરા પર શું જોયું ? કલપ મારેલા વાળ અને રંગેલા હોઠ બાઇના ઇતિહાસ અને ધંધાની સાક્ષી આપતાં તેણે નીરખ્યા. જે તિરસ્કાર અને શરમ આ બાઇને આજ લગી આવરી રહ્યાં હતાં તે આજે શુદ્ધ પ્રેમમાં મૂર્તિમંત થતાં પેલ્ઝને જણાયાં. '

" ખરાબ શું અને સારૂં શું ? હું તિરસ્કૃત અને ભૂખી હતી. તમે મને પોતાની કરી ને મારાં ભૂખથાક ટાળ્યાં. મને હૃદયભગ્ન તમે ઉઠાડીને ઉભી કરી. તમથી વધુ સારૂં કોણ ? તમથી વધારે ઉંચું ને પવિત્ર કોણ ?" પેલ્ઝ બોલી. અને તે બાઇને પગે પડવા જતી હતી ત્યાં તેને અટકાવતાં બાઇ બોલી. " મને અડકતી નહિ બાપુ, મારા સારાયે શરીર પરના ડાઘા તું નથી જોઇ શકતી ? જો જો, મારૂં આ કાળું મ્હોં ! "

અને બાઇએ પેલ્ઝને બાવડેથી પકડી સજળ નયને બારણાં બહાર દોરી. બારણું ધબ્બ દેતું બંધ કર્યું.

થોડાક દીવસ પેલ્ઝ સાંભળી રહી. પવિત્રતાનું વાતાવરણ તેને આવરી રહ્યું. તે વિચારતી મૂઢ ઊભી રહી. " આ બાઇએ મારૂં નવજીવન કર્યું ! જે લોકો પર કાલે હું શાપ વરસાવતી હતી તે બધાને ચાહતાં તેણે મને શીખવ્યું. મારા દિલમાં રહેલ જે માનવી રાશની પેલી નિર્દય માલિકણ અને પેલાં બધાં બૂઝવી નાખવાની તૈયારી કરતાં હતાં તેને આ બાઇએ પ્રેમનો પાલવ આડો ધરી બૂઝાતી અટકાવી ! ખરેખર દુઃખીઓ જ દુઃખીની વેદના સાચી રીતે સમજી શકે-બીજાં નહિ. "

અને પરવશ જેવી તે આગળ ચાલી.*

---

*એક રશિયન લેખિકાની વાર્તા પરથી.

# માતૃલ્હાવ

છબિ તારી જોતાં ન નેનો ધરાય,
સુણી બોલ તારા દુઃખો વિસરાય,
તને ચૂમતાં ઝળહળે ઉર તાર,
ગણું ધન્ય હું જાત મારી અપાર.

દીપે ચન્દ્ર શું મુખડું કાંતિવાળું,
ભુરાં કેશ ઝુલ્ફાં થકી એ રૂપાળું,
ગુલો શાં કપોલો ખીલ્યાં પુરબહાર,
ગણું ધન્ય હું જાત મારી અપાર.

અરે બા, અરે બા, કરી બૂમ પાડે
હસે નાચતો કૂદતો ખૂબ લાડે,
કરું ચેનમાં સર્વ ત્હારા વિચાર,
ગણું ધન્ય હું જાત મારી અપાર.

ચૂસે અમૃત શું લે નવું સર્વ દેખી,
હઉં ઉતારી માતનો ધર્મ લેખી,
ન ચીડાઉં એમાં કદી હું લગાર,
ગણું ધન્ય હું જાત મારી અપાર.

સદા શૌર્યનાં પાન પાઉં મધુરાં,
ગૃહે આપું હું સર્વ સંસ્કાર પુરા,
વીરો ખોલશે દેશનાં ભાગ્યદ્વાર,
ગણું ધન્ય હું જાત મારી અપાર.

નીતિ ધર્મનાં આદ્યપાઠો પઢાવું,
હઉં હું નિયમે સમે પીવું ખાવું,
રહે એ નિરોગી અને નેકદાર,
ગણું ધન્ય હું જાત મારી અપાર.

સહુયે આ મને માતૃલ્હાવો અનેરો,
ગણું પાડ મોટો દીનાનાથ કેરો,
રહે એ સદા સુખમાં, કિરતાર,
ગણું ધન્ય હું જાત મારી અપાર.

મપજ ગો. કાજી

# પતીયાંની મેરી માતા

પરિચય કરાવનાર :
શ્રી. ઇશ્વરલાલ વૈદ્ય

"બ્હેન, મા ને કે બીજાં કોઇ આપણા ભાંડુને ન કહેવાની શરતે તને મારી એક અતિ ગુપ્ત વાત કહું છું. જો ભૂલેચુકે પણ તારાથી એ વાત જાહેર થઇ જાય તો સહુને બહુ જ દુઃખ થશે. એ ખાનગી વાત તે એ કે મને કોઢ પતની અસર શરૂ થઇ ગઇ છે, ને હું હવે વળી પાછી હિંદુસ્તાન પ્રતિ પ્રયાણ કરી રહી છું." અમેરિકાના ઓહીયો પ્રાંત નિવાસિની એક ૭૫ વર્ષની મેરી રીડ નામની યુવતીએ પોતાના આઠ ભાંડુઓમાંથી કેવળ એક બેનને જ ઉપલી વાત જણાવી. માને તો માત્ર એટલું જ કહ્યું કે "મા, મારી વિદાય માટે ખાસ પ્રબંધની જરૂર નથી. કારણ કે હવે હું સત્વર જ રવાના થઇશ."

કુમારી મેરી વિષે માને કંઇ જ ખબર નહોતી. તેને તો એમ જ આશા હતી કે પોતાની લાડકી મેરી હિંદુસ્તાનથી ૭ વર્ષે હજી હમણા જ આવી હતી. એટલે અમેરિકામાં હજી થોડું'ક રોકાશે. પણ મેરીએ તો ભારત પ્રતિ પ્રયાણ આદર્યું જ.

આ બનાવને આજે ૪૬ વર્ષો થઇ ગયાં. કુમારી મેરી રીડ આજે તો બુઢ્ઢાં ડોશીમા થઇ ગયાં છે. એમનું આખુય માથું સાવ રૂપેરી બની ગયું છે. એમના હૃદયની દૃઢતા હિમાલય જેવી હજીય અચળ છે. હિમાલયમાં ચન્દમ ( જી. આલ્મોરા )માં આવેલા કોઢીયાઓના આશ્રમમાં પતીયાંઓની સેવામાં આ ડોશીમાએ પોતાના જીવનની લગભગ અર્ધી સદી વ્યતીત કરી છે. કુમારી મેરી રીડનું જીવન આપણ સહુને પ્રેરણાદાઇ થાવ.

કુ. મેરી રીડનો જન્મ અમેરિકાના ઓહિયો પ્રાંતમાં સન ૧૮૫૫ મા થયો હતો એ બધું મળી આઠ ભાઇ બ્હેન હતાં. કુટુંબ ખૂબ સુખી હતું. ભણીગણીને મેરી શિક્ષિકા બન્યાં. એ કામ લગભગ ૧૦ સાલ સુધી ચાલુ રાખ્યું. સન ૧૮૮૪ માં મેથોડિસ્ટ મિશન તરફથી પાદરી બની હિંદ આવ્યાં ને કાનપુરમાં જનાના મિશનમાં કામે વળગ્યાં. કાનપુરમાં માંદગી આવી એટલે હિમાલયમાં આવેલા પિથૌરાગઢ હવાફેર માટે જવું પડ્યું. અહીં અમને ઘણા મહીના રહેવું પડ્યું. પણ એ સમય એમણે વ્યર્થ ન જવા દીધો એ ગાળામાં હિંદી ભાષા ભણ્યા. એક દિવસ અહીં નજદીકમાં જ આવેલો ચન્દગનો કુષ્ઠાશ્રમ જોવા પણ ગયેલા, ત્યારે એમને સ્વપ્ને પણ ખ્યાલ નહીં કે આજ એમની ભાવી લીલાભૂમિ નિવડશે. સાજા થયા ને વળી કાનપુર આવ્યા." ચાર વર્ષ નીકળી ગયાં ને એમની બદલી ગોંડા થઇ. છોકરીઓના એક આશ્રમના એવણ ત્યાં વ્યવસ્થાપિકા નિમાયેલા. વળી એમની તબિયત લથડી ને ૧૮૯૦ માં રજા લઇ પોતાને વતન અમેરિકા આરામ લેવા ગયા.

પણ ત્યાં તો એમની તબિયત વળી વધારે બગડી. ડાક્ટરોની સલાહ લીધી પણ કોઇ કશું પારખી શક્યું નહીં. જમણા હાથની એક આંગળીએ ખંજવાળ આવવી શરૂ થઇ અને કાનની પાસે ગાલને છેડે થોડા જગ્યા લાલચોળ થઇ ઉઠી ડાક્ટરોએ ઓપરેશન કર્યું. પણ વ્યર્થ. પછી તો ક્લિન્ક્લિનાતી નામના સ્થાનમાં હવાફેર માટે ગયાં. ત્યાં નરસ



**શ્રીમતી લીલાવતી મુનશી**

મુંબઇ ધારાસભામાં મહાસભાના ઉમેદવાર તરીકે તેઓ ભૂલેશ્વર વૉર્ડમાંથી બીનહરિફ ચુંટાયા છે

મેડમ સોફિયા વાડીયાનો સત્કાર



નેશનલ વીમેન્સ કોન્સીલના સભ્યોના માનમાં પી. વી. એમ. જીમખાનામાં મીસીસ બી. વી. બેરામજીએ સમારંભ યોજ્યો હતો તે વખતે મેડમ વાડીયાએ વ્યાખ્યાન કર્યું હતું. એ પ્રસંગે લેવાયલા આ ગ્રુપમાં મીસીસ બેરામજી અને મેડમ વાડીયા વચ્ચે છે.

કેમ બેસાય ! પાસેની જ લાયબ્રેરીમાંથી ડાક્ટરી કિતાબો મંગાવી અને તેમાંથી કુષ્ટ રોગ વિષે સંપૂર્ણ માહીતી મેળવી લીધી. ત્યાર બાદ એમણે પોતાના ડાક્ટરનું ધ્યાન ખેંચ્યું. " જુવોની, મને કોઢ તો નથી લાગુ પડયો ? " ડાક્ટરકાકા ગોથાં ખાતા જ રહ્યા. છેવટે ન્યૂયોર્ક જઇ એ રોગોના ખાસ નિષ્ણાત પાસે તપાસ કરાવી. એણે ખાત્રીપૂર્વક કહી દીધું કે મેરીને ખરેખર કોઢ જ શરૂ થઇ ચુકયો છે. એ વખતે કોઇપણ બીજો દર્દી હોત તો તેના હૃદયની અવસ્થાનો ખ્યાલ કરશો. પણ આપણા માતાજી જરાએ ગભરાયા નહીં. એ તો માત્ર એટલું જ બોલ્યા કે " આ રોગની નવાજેશમાંયે તે પરમ કૃપાળુ પ્રભુનો જરૂર હાથ છે. મારા કલ્યાણ માટે જ મને તે મળ્યો છે. હું તો હવે મારી નવી માતૃભૂમિ ભારત પ્રત્યે રવાના થઇશ, અને ત્યા જ કામે વળગીશ. "

જે દિવસે મેરી માતાએ ખાત્રીપૂર્વક જાણ્યું કે એમને કોઢ જ થયો છે ને બીજું કશું જ નહીં તે જ દિવસે એમણે પ્રતિજ્ઞા કરી કે " મારૂં શેષ જીવન ભારતના પતીયાંની સેવામાં જ જશે. " એમણે આ પ્રતિજ્ઞા આબાદ પુરી કરી. આલ્મોરાથી ૫૦ માઇલ દૂર ચન્દગ નામને ગામે કુષ્ટાશ્રમમાં એમના જીવનના મહામુલા ૪૬ વર્ષો લાગલાગટ વ્યતીત થયાં.

જે દિવસે ચન્દગ આશ્રમનું સુકાન પહેલવહેલું એમણે હાથમાં લીધું તે શુભ દિન એમના ને ચન્દગ આશ્રમનાયે જીવનમાં ચિર સ્મરણીય રહેશે.

સહુ પ્રથમ એમણે આશ્રમમાં જઇ કુષ્ટથી પિડાતાં સ્ત્રી તેમજ પુરૂષોને ચોગાનમાં ભેળા કર્યાં ને ઘુટણીયે પડી તેમણે પરવરદેગાર મહાદેવની પ્રાર્થના કરી. તે સમયે તેઓ બોલેલા કે " જુઓ પ્રભુએ મને પણ આ રોગ આપી તમ સહુની સેવામાં ખાસ રોકાવા તક આપી મારા પર ભારે કૃપા ઉતારી છે. " કેટલાયે પતીયાની આંખોમાંથી આ માંભળી આંસુની ધારાઓ વહી. પોતાના દુઃખથી વાકેફ આ લોકોને મેરી માતા પ્રત્યે સહાનુભૂતિ પ્રકટી. આ ગોરી મડમમાં એ સહુને દિવ્ય શ્રદ્ધા જાગી.

મેરી રીતે માથે આવી પડેલી ફરજમાં આંખ મીંચી ઝંપલાવ્યું. રગત કોઢીયાંના પાક પર ધોવા, મલમપટા કરવા મલમૂત્ર સાફ કરવા અને અને તેટલી બધી રીતે એ લોકોને હુંફ અને રાહત આપવા માહોમ કર્યું. ધીમે ધીમે કામ વધતું જ ચાલ્યું. આજે તો ચંદગમાં ૬૭ કોઢીયા આશ્રમવાસીઓ બન્યા છે ૨૯ પુરૂષ, ૩૫ બ્હેનો અને ૩ બાળકો છે.

ચંદગમા સ્ત્રી પુરૂષ માટે અલગ અલગ આશ્રમો છે. એક નાનકડી કુટી શ્રી મેરી મા માટે પણ બની છે. એનું નામ " મનીફેસ્ટ કૉટેજ "—" સૂર્ય મુકુટ મઢી " રાખ્યું છે. કેટલાયે ભારતવાસી ભાઇ બ્હેનોના જીવનમા આશાની સંજીવની ફુંકી છે. કેટલાયેનો વધતો જતો રોગ અટકાવ્યો છે, કેટલાયને મલમપટા કરી પીડાને ઓછી કરી છે. કદીક કદીક તો એમના સરલ પ્રતાપેથી બિમારી આખી ય નિર્મૂળ બની છે. એક કાગળમાં તેઓ એકવાર લખે છે. " બચ્ચુવી દશ વર્ષની એક સુંદર બાલિકા છે. ગયા મહીનાઓમાં તો તે તદ્દન સાજી થઇ ગઇ. કેટલી ખુશીની વાત હવે તો એના શરીર પર કોઢનું ક્યાં ય ચિહ્ન નથી અરે એટલું જ નહીં પણ આજે એને જોનાર કોઇપણ ન કહે શકે કે એને શરીરે કદીયે કોઢ ફુટેલો. પેજડીબુટીનોજ વપરાશ. ત્રણ તેનાથી સાજા થય જેમાં આપણી બચ્ચુવી પણ એક છે. "

સદ્ભાગ્યે મેરી માતાની આ ભયંકર

બિમારી રોકાઇ ગઇ. સન્ ૧૯૦૬ માં એમને પોતાના માતા તથા ભાઇઓને મળવાની તક સાંપડેલી.

સન ૧૯૨૦ માં એમની એક બ્હેને લખ્યું હતું કે " હવે તો તું હિંદુસ્તાનમાં ૩૬ વરસ રહી ચુકી. ઘરડે ઘડપણ તો હમ બ્હુની વચમાં આવીને રહે ! "

જેનો મેરી માતાએ ઉત્તર આપ્યો " અહીંનું મારૂં કામ અને કર્તવ્ય ખતમ નથી થયું. મારા હૃદયની તો તમ સહુ વ્હાલુડાંને મળવાની અતિ તીવ્ર ઇચ્છા છે; પણ હવે તો આપણું મળવું તે દયાળુ પિતાના દિવ્ય ધામમાં જ થશે "

હમણાં શ્રી મેરી રીડ ૮૧ વર્ષનાં છે ભારત માતાને તેઓ માતૃભૂમિ સમજે છે ને એજ માતાના દીન હીન પીડિતોની સેવામાં આખું ય જીવન તેમણે બલિદાનની વેદી પર હોમ્યુ છે.

આ માતાજીનું સરનામું આ રહ્યું:

મીસ મેરી રીડ,

ચંદગ, આલ્મોરા, યૂ પી.

વાંચક ! ચાલો, જઇશું ? એ બુઢ્ઢીમાતાની યાત્રાએ. ચંદગનું કુષ્ઠાશ્રમ કયા તીર્થસ્થાનથી ઉતરે છે ?*

* હિંદીપરથી

—x—

# ચુંદડી

ચુંદડીના છેડા ઉડે છ
રંગોમાં રઢિયાળી ભાત
રંગોમાં જીવનની ભાત—ચુંદડી.

જાગતાં નિહાળું સખિ ! આભ કેરી કોરણે
સોના ઘડૂલે જીવન સીંચતી ઉષાને
નમતાં સરતો પ્રકાશ—ચુંદડી.

હૈડાંના કોડે કૈં આ ર મ ત ઉછાળતી
આંગળિયે બેનપણી સાથે નાચતી
નણદીની આશા શો શ્વેત—ચુંદડી.

હૈયાના દેવ કેરી વાટડી નિહાળતી
મહાપાનિદ્ર મસ્તનેહ રોડલે અઢેલતી
ભાભીની સોહાગી લાલ—ચુંદડી.

હૈયાનાં હૈયામાં સ્મરણો ને આંસુ ભરી
ઝાંઝર નિજ ઝમકે, ને ઝબકે વિયોગિની
જાગે ત્યાં તારાની ભાત—ચુંદડી.

જીવનનાં નીર ઉપર ઇશ્વરનાં તેજ પડ્યાં
હૈયાનાં હેત ઉપર નાથ કેરા નેહ ઢળ્યા
રેલો અંતર ઉજાસ—ચુંદડી.

સ્વપ્નસ્થ

# મહાતીર્થ શામળાજી

## ( એક જુનું તીર્થધામ )

લેખક : શ્રી. ગિરિજાપ્રસાદ ઊ. ઓઝા

ગુજરાતની રમ્યભૂમિને આંગણે અનેક વનરાજિઓ મહોરી રહી છે. અનેક ઐતિહાસિક જગ્યાઓ પુરાતત્વ શાસ્ત્રીઓની અવહેલનાને લીધે ખુણેખાચરે અજ્ઞાત પડેલી છે, અને ઘણીએ તીર્થની જગ્યાઓ ગિરિ-ગહ્‌વરોમાં આજુબાજુમાં વસતા લોકો સિવાય બીજાથી અદીઠ અને અજાણ વેરાયેલી પડેલી છે. આવા તીર્થસ્થાનોમાનું એક 'શામળાજી'-નું તીર્થધામ છે.

ધાર્મિક જગ્યાઓ અને મંદિરોનાં મરામત અને બાંધકામોને માટે જૈનોએ જેટલી કાળજી અને દીર્ઘદૃષ્ટિ વાપરી છે તેટલી દીર્ઘ-દૃષ્ટિ અન્ય કોઇ પંથના લોકોએ દાખવી હોય તેમ જણાતું નથી. આવી સગવડના અભાવને લીધે શામળાજીના મંદિરની આસપાસનાં મંદિરો જીર્ણાવસ્થા ભોગવે છે અને જો શામળાજીના મંદિરની પણ પરિપૂર્ણ વ્યવસ્થા નહીં રાખવામાં આવે તો કાળના પ્રચંડ ઘસારાની સામે તે ઘણા સૈકા નભી શકશે નહીં.

આ પ્રખ્યાત તીર્થધામ અમદાવાદથી લગભગ એંશી માઇલ દૂર આવેલું છે. અમદાવાદથી તલોદ સ્ટેશન ત્રીશ માઇલ દૂર અમદાવાદ પ્રાંતીજ રેલ્વે લાઇન ઉપર આવેલું છે. તલોદ સ્ટેશનેથી મોટરબસની સગવડ છે, અને તલોદથી ત્રીસ માઇલ દૂર મોડાસા આવેલું છે. મોડાસાથી શામળાજી વચ્ચે વીસ માઇલનું અંતર છે અને ત્યાં જવા માટે એકાંતરે મોટરબસ દોડે છે. મોડાસાથી શામળાજી જવાની સડક ઘણી ખાડાખડબાવાળી અને કેટલેક સ્થળે રેતાળ છે તેથી મોટરને ચાલવામાં બહુજ મુશ્કેલી નડે છે. ગાડા રસ્તે પણ મોડાસાથી શામળાજી જઇ શકાય છે.

આ લેખકને શામળાજી જવાનો પ્રસંગ ત્રણેક માસ પહેલાં બનેલો. મોડાસાના પ્રખ્યાત શાહ વેપારી ચંદુલાલ સુરા શેઠના ચિ. ભાઇ ઓચ્છવલાલ સાથે હું અને અમારા એક સ્નેહી ડોકટર સાહેબ મોડાસાથી શામળાજી જવા નીકળેલા. સવારના પહોરમાં સુરા શેઠની મોટર લઇને અમે નીકળ્યા પણ રસ્તો ઘણો જ રેતાળ અને ખાડાવાળો હોવાને લીધે ધાર્યા કરતાં જરા મોડા શામળાજી પહોંચ્યા. મોડાસાથી શામળાજીનો વીસ માઇલનો રસ્તો ખલાસ કરતાં અમને ચાર કલાક લાગ્યા અને રસ્તામાં એકાદ સ્થળે મોટર અટકી પણ પડી હતી.

સવારનો સમય અને સૃષ્ટિસૌંદર્ય તથા પ્રભાતના પહોરની વાતી અનિલ લહરીઓ એટલે પછી મનની તાજગીનું પૂછવું જ શું ? આસપાસ આવી રહેલા ટેકરાઓ અને વનસ્પતિથી છાયેલી ટેકરીઓની લીલોતરી જોઇને આંખો ઠારતા અમે બપોરે અગીયાર વાગે શામળાજી પહોંચ્યા. રસ્તામાં મેશ્વો નદી આવે છે અને ટીંટોઇ નામનું એક ભાયાતી ગામ આવે છે તથા એકાદ બે ન્હાનાં ગામ ભીલોની વસ્તીનાં આવે છે. અમને જે દુઃખદાયી લાગ્યું તે એ હતું કે ગામડાની વસ્તી બહુ જ નિર્ધન, નિરક્ષર અને માંદકાંગલી લાગી. શરીર ઉપર પુરાં વસ્ત્રો પણ ન્હોતાં.

હિંદની ગરીબાઈના ભૂષણ રૂપ તેઓ ખરેખર દરિદ્રનારાયણો જ દીસતા હતા.

શામળાજીનું મંદિર ઇડર સ્ટેટની હદમાં આવેલું છે અને ચારે બાજુએ ડુંગરાઓના કુંડાળામાં, પ્રકૃતિને ખોળે નાચતા બાળક જેવું, એકાંત અને નિરાળું પણ અસ્મિતા ધરાવતું એ ઉભું છે.

ડુંગરાઓથી ઘેરાયેલું આ મન્દિર આશરે દોઢસો ફુટ ઉંચું હશે. આ મંદિરનું સ્થાપત્ય ઘણા જુના વખતનું લાગે છે અને સ્થાપત્યની રચના જોતાં ઓછામા ઓછું એકાદ હજાર વર્ષનું હોવાનો ખ્યાલ આવે છે. જો કે તેના ઉપર આજના સમયની મરામત થયેલી છે પણ હજી યે મંદિરનો ઘણો ભાગ જુના વખતના સ્થાપત્યને ટકાવી રહ્યો છે. અમે ગયા ત્યારે પણ મંદિર એક બાજુના થાંભલાનો ભાગ ધસી પડવાથી મરામત ચાલતી હતી અને સીમેન્ટના ગાળા મારવામાં આવતા હતા ! પુરાતન સ્થાપત્યની આવી દુર્દશા જોઇને મનને અત્યંત શોક થયો. આ વિશાળ મંદિરને ત્રણ મજલા છે, અને એ મજલાઓમાં બેસવાની સગવડ છે, તથા ઉપર જવાને માટે પગથીયાં પણ ઘણી કુશળતાથી ગોઠવેલાં છે. સૌથી ઉપરના મજલા ઉપર બેસીને આજુ બાજુના રમણીય ડુંગરાઓનું અને દૃષ્ટિ પહોંચી શકે ત્યાં સુધી દૂર દૂર સુદૂર પ્રકૃતિ અથવા કુદરતનાં દર્શન કરવાં એ જીવનની એક અમૂલ્ય રમણ્ણ છે, મનુષ્ય જીવનની એક ધન્ય પળ છે.

મંદિરમાં દીર્ઘકાય અને વિશાળ કાળા પત્થરની અખંડ અને પૂર્ણ સ્વરૂપની શ્રી ગદાધર ભગવાનની મૂર્તિ છે. આ મૂર્તિ શ્યામ પત્થરની હોવાથી આ તીર્થ ધામનું નામ શામળાજી પડયું છે એવી માન્યતા પ્રચલિત છે. મૂર્તિ પાંચ ફુટ કરતાં ઉંચી અને પરિ-

પૂર્ણાકારની છે તથા ચતુર્ભુજ છે. દ્વારિકા અથવા ડાકોરજીમાં શ્રી રણછોડરાયની જે મૂર્તિ છે તેના કરતાં આ મૂર્તિ દેખાવમાં વધુ પ્રભાવશાળી અને દેદિપ્યમાન તથા મ્હોટી છે, અને વળી તે સ્વયંભૂ છે એમ મનાય છે. મન્દિરનો ઘુમ્મટ ગોળાકાર છે અને તેના અંદરના ભાગમાં રંગીન મૂર્તિઓ ગોઠવેલી છે. જૈનોનાં દેવળોમાં જેવી આકૃતિઓ ઘુમ્મટમાં ગોઠવેલી જોઈએ છીએ તેવી આકૃતિઓ આ જણાય છે. જો કે તેમની રચના અને ચિત્રામાં ઘણો જ ફેર માલમ પડે છે.

પત્થર જડીત ચોકમાથી વીસ પગથીયાં ચઢીને મંદિરમાં જઈ શકાય છે. મંદિરની નીચેનો ચોક વિશાળ અને ચારે બાજુએ ફરતો છે. મંદિરની બરાબર સામે અંદરના ભાગમા પ્રવેશદ્વારની અંદરની બાજુએ મનુષ્યાકૃતિના જ બે પત્થરના દ્વારપાળો છે. તેમની રચના એવી સુંદર છે કે જાણે ખરા મૂક દ્વારપાલો અનિમેષ નયને ન ઉભા હોય એમ લાગે છે. પ્રવેશદ્વારની બહારની બાજુએ વીસ ફુટ ઉંચા પત્થરના બે હાથીઓ ઉભા રાખેલા છે. તેમની રચના મદોન્મત્ત ગજરાજો જેવી જ છે. આ હાથીઓને સીમેન્ટથી આચ્છાદિત કરેલા છે. મંદિરનો ઉપરનો કળશ સુવર્ણનો છે અને ધવલ અને રક્તવર્ણની ધજા ઉપર ફરકે છે.

બહારગામથી આવતા લોકોને રહેવાને માટે મંદિરની આજુબાજુએ અનેક ધર્મશાળાઓ શ્રી અંબાજીની ધર્મશાળાઓની માફક આવેલી છે અને દરેક યાત્રાળુને જમવાને માટે મંદિર તરફથી સગવડ કરવામાં આવેલી છે. લાડુ, દાળભાત, શાક વગેરે ભોજનમાં આપવામાં આવે છે અને સૌ યાત્રાળુ યથાશક્તિ જમવાનો ખર્ચ આપે છે. આ પવિત્ર ધામ પાસે એક નદી પણ વહે છે અને આગળ જતાં તે મેશ્વો નદીને મળે છે. ભર ઉનાળામાં પણ આ નદીનું પાણી મંદિર પાસે સુકાતું નથી અને આ નદીમાં સ્નાન કરવાથી વળગાડ વગેરે દૂર થાય છે એવી લોકમાન્યતા પ્રચલિત છે.

મંદિરના અંદરના ભાગમાં ગરૂડજીની આખા પત્થરની સાપથી વીંટળાયેલી કાળી મૂર્તિ છે. આ મૂર્તિની બનાવટ ઘણી જ કારીગરી ભરેલી છે. મંદિરના ઘુમ્મટની રચના શ્રી. અંબાજી પાસે કુંભારીયાનાં જૈન દહેરાંના ઘુમ્મટોની રચનાને મળતાં છે. ઘુમ્મટમાં પુતલી સરસ કોતરણી છે અને આજુબાજુ સોળ કળાઓ છે દરેક કળા સ્થાપત્યનો સુંદર નમૂનો છે અને તેમાં ચીતરેલી નૃત્ય કરતી સ્ત્રીઓનો અંગમરોડ ઘણી જ સુંદર રીતે આલેખવામાં આવ્યો છે.

આ પવિત્ર ધામની આજુબાજુ વીસ પચીસ જીર્ણ થઈ ગયેલાં ન્હાનાં મ્હોટાં મંદિરો છે અને આ તીર્થસ્થાનની આજુબાજુ લાલ ઈંટો અને મરોડાં જ્યાં જુઓ ત્યાં માલમ પડે છે. આ ઈંટમરોડાં માટીનાં કકડા નથી પણ ખરું જોતાં ભૂતકાળના કોઈ મહાન મંદિરોના જીર્ણાવશેષો છે.

આ મંદિર કોણે અને ક્યારે તથા શા માટે બાંધ્યું અથવા બંધાવ્યું તેની સંપૂર્ણ માહિતી મળી શકતી નથી. પણ જુના વખતના પુરાણોમાં મનાતું 'ગદાધરક્ષેત્ર' અથવા 'કરાંજીક્ષેત્ર' તે આજ સ્થળ છે એમ ત્યાંના પૂજારી કહે છે. જુના વખતમાં આ સ્થળને હરિશ્ચંદ્રપુરી પણ કહેતા હતા. ત્યાં ગદાધર ભગવાનની મૂર્તિ છે અને તેથી તેને 'ગદાધરક્ષેત્ર' એવું નામાભિધાન અપાયું હોય એમ જણાય છે. આ તીર્થક્ષેત્રમાં કાર્તિક માસની પૂર્ણિમાને દિવસે મેળો ભરાય છે અને આજુબાજુ વીસ ચાલીસ માઈલથી લોકો

બાધા છોડવા તથા દર્શન કરવા આ સ્થળે આવે છે કાર્તિક પૂર્ણિમાને દિવસે માનવ મહાસાગર ઉમટયો હોય એવું દશ્ય થઇ રહે છે

નજીકના પહાડોની મધ્યમાં ' કર્મભોજ ' નામનું ન્હાનું પણ સુંદર તળાવ આવેલું છે મંદિરના દર્શન કાર્યથી નિવૃત્ત થઇને અને ઘણી જ જરૂરી એવી પેટપૂજા કરીને તથા થોડીવાર વામકુક્ષી કરીને બપોરના ચારેક વાગે સરાફકની મોટરમાં ' કર્મભોજ ' તળાવ જોવા અમે બધા ગયા

આ તળાવ ઘણું રમણીય અને કમળ પત્રોથી આચ્છાદિત છે. ધીમા ધીમા પવનમાં ડોલતા સુંદર ગુલાબી કમળો અને તેથી થતી પાણીની લહરીઓ ઘણી જ મોહક અને નયનાકર્ષક લાગે છે આ ભાગમાં વાઘની બીક છે કારણ કે પાણી પીવા માટે ઘણીવાર તેઓ ત્યાં આવે છે પણ એ બીક ફકત સંધ્યાકાળ અથવા સંધ્યાકાળ પછીના વખતે હોય છે

આ તળાવની પાસે એક ન્હાનો શિલાલેખ છે અને જોકે તેનો ઘણો ભાગ ખવાઇ ગયો છે અને ભાષા સમજી શકાય તેવી નથી પણ ત્યાંના લોકો એવી વાત કરે છે કે એ પથ્થર ઇ સ. ૧૦૬ની સાલનો છે. ઇતિહાસ સંશોધકો માટે આ ઘણો અગત્યનો

શેષ છે, અને એવી લોકવાયકા છે કે એ શિલાલેખ લખાવનાર રાજાએ 'કર્મ' ભોજ'નું તળાવ ખોદાવી તેમાંથી નીકળેલી માટીની ઇંટો પકાવી મંદિરનો ચોતરો ચણાવ્યો હતો અને તે બરાબર મજબુત કરાવ્યો હતો પણ આતો કિંવદંતી છે અને જ્યાં સુધી ઐતિહાસિક પુરાવો ન મળે ત્યાંસુધી ન માની શકાય તેવી બીના છે. આ ચોતરો તૈયાર થયા પછી શામળાજીનું મંદિર બાંધવામાં આવ્યું હતું પણ તે ક્યારે અને કઇ સાલમાં તે સંબંધી કશી વિગત હજી સુધી મળી શકતી નથી. અને ૪. સ. ૧૦૬ની વાત પણ શંકાસ્પદ લાગે છે.

શામળાજીના મંદિરની આજુબાજુએ પણ ભાવિક જનોના ખીસ્સાં ઉપર કાપ મૂકવા અને ઉદર પોષણ કરવા માટે ઘણા સાધુઓ- એ પોતાના મંદિરોનાં શિખરો પણ ઉભાં કરી દીધાં છે. શામળાજીના મંદિરની છત્રછાયા નીચે તેમની આજીવિકા પણ નીકળે જાય છે. આવાં મંદિરોમાં એક ત્રિલોકીનાથનું મંદિર છે. આ મંદિરની પાછળ જુના વખતમાં, ખાસ કરીને મુસલમાની યુગમાં બંધાતી વાવ જેવી એક પાંચ મજલાની વાવ છે. આ વાવ રચના અને સ્થાપત્યમાં અમારવા પાસે આ- વેલી દાદાહરીની વાવ અથવા અડાલજ ગામની પાસે આવેલી અડાલજની વાવને મળતી આવે છે. અમે આ વાવમાં કોઇ લખાણ હોય તો તે જોવા પ્રયત્ન કર્યો પણ ક્યાંય એવું લખાણ અમારા જોવામાં આવ્યું નહિ. આ ઉપરાંત ત્યાં આજુબાજુમાં પંચમુખી- શિવલીંગી વગેરે પંદર વીસ ન્હાના મ્હોટાં મંદિરો છે.

અમદાવાદવાળાની ધર્મશાળામાં આવેલા મંદિરની અંદર એક ભોંયરૂં છે એવી માન્ય- તા છે. મંદિરના બાવાને અમે એ ભોંયરૂં બતાવવા વિનંતિ કરતાં '' આજ નહીં ખુલેગા ' એવો જહાંગીરી હુકમ ફરમાવ્યો. એટલે એ વાતને અમે પડતી મૂકી.

શામળાજીનું તીર્થધામ આમ દંતકથા, લોકવાયકા અને ઐતિહાસિક સંબંધોમાં ડુબેલું છે. ફેરફ ફરીથી શ્રી ગદાધર ભગવાન- નાં દર્શન કરી, મંદિરના પૂજારીને ' ભુરસી દક્ષિણા ' આપી નમતે પહોરે સાંજના ૭ વાગે અમે પાછા જવા સુરા શેઠની મોટરમાં નીકળ્યા.

એકાકી શાંતિમાં અને પશ્ચિમમાં ડુબતા રક્તબિંબે કાઢેલા અનેક તૃપ્ત સુવર્ણના ઓજસવાળા કિરણો તરફ દષ્ટિ ફેંકતા અને શામળાજીના સુવર્ણ જેવા ચમકારા મારતા કળશ તરફ નજર કરતાં ઘર તરફની મુસાફરી ' માનવરાજે રચ્યાં કીર્તિમંદિરો'' વાળું કાવ્ય યાદ કરતાં શરૂ કરી, અને રાતના આઠ સાડા આઠ વાગે મોડાસામાં સુરા શેઠની હવેલીએ પહોંચી ગયા.

# છેલ્લો રાહ

લેખક :
શ્રી. મગનલાલ જી. પરમાર

આજે ધનપ્રસાદ મુંબઈથી ભાવનગર આવી પહોંચ્યા. રમણલાલની ગંભીર માંદગીના સમાચાર તારદ્વારા શેઠને પહોંચાડવામાં આવ્યા હતા.

અબદુલ રહેમાન સ્ટ્રીટના વિસ વર્ષના એ જુના કટલેરી મરચન્ટની દુકાન, સવારના આઠથી રાતના દશ વાગ્યા સુધી ગ્રાહકોની ભીડમાં ઘેરાયેલી રહેતી. બે દશકા પહેલાના એ શંકડા ધનપ્રસાદની દૈનિક આવક, આજે હજારોના આંકડા પર પહોંચતી. ધનપ્રસાદ આવી ધીકતી કમાણી દ્વારા આજે છ સાત લાખની પુંજી ધરાવતા થઈ ગયા હતા. અને કાલનો એ ધનજી, આજે ધનપ્રસાદ શેઠના માનવંતા બિરૂદની પ્રાપ્તિ અનુભવતા ભાગ્યશાળી થયા હતા.

ધનપ્રસાદનો વીસ વર્ષનો જુવાન પુત્ર રમણ, છેલ્લા બે વર્ષથી ક્ષય રોગમાં સપડાઈ ગયો હતો. બાહોશ ડોકટરોના પ્રિસ્ક્રીપશનના ચિંથરા રમણના ક્ષય રોગને નાબુદ કરવા નિષ્ફળ નીવડી ચુક્યાં હતાં. અને છેલ્લા એક અઠવાડિયામાં તો રમણને પોતાનું મૃત્યુ આંખ સામે નાચતું દેખાયું.

ઘરના માણસોએ રમણની છેલ્લી મુલાકાત કરી લેવા, ધનપ્રસાદને મુંબઈ તાર કર્યો. અને આજે શેઠ ભય અને વિહ્વળતાની લાગણી ભરીત રાત્રીની મેઈલ ટ્રેઈનમાં આવી પહોંચ્યા. શેઠના આગમનને લગભગ એક કલાક થયો, ત્યાં તો રમણનો પ્રાણ એક નવ યૌવનાને સમાજની અગ્નિઝાળે વળગાડી વિદાય થઈ ગયો. ધનપ્રસાદને માથે રમણના મૃ[illegible]નો કારમો ઘા પડ્યો.

ભણાવી ગણાવી હોશિયાર કરેલા જુ[illegible]જોધ પુત્રના મરણથી, ધનપ્રસાદ અર્ધગાંડા જેવા થઈ ગયા. વેપારને આંગણે ઠલવાતી લાખોની મિલ્કતનો એકજ વારસદાર, સદાને માટે એ મિલ્કતના ઉપયોગ પરથી હાથ ઉઠાવે છે, એ જોઈને પુત્રઘેલા પિતાનું રુંધાતું ગળું ચિત્કાર પાડી ઉઠ્યું.

લાગણીઓના ટુંક છતી ઉન્મારો, અને છીછરા આઘાતોથી સર્જાતી અસહ્યતાની અવ્યક્ત દિવાલો પાછળ, સમાજના ધનપ્રસાદો કોઈ ગર્ભિત રૂદન કરે છે; અને એ રૂદનના કરૂણ ગીતડાંને ન ઉકેલનારી તકલાદી હૃદયની સમાજ, આશ્વાસનનું દંભિ લીલા ભજવે છે. સમાજની જનતા દૈનિક જીવનમાં આવા બનાવો પાછળ ઘડીભરને માટે કલ્પાંતની ઝાલરો વગાડી, પછી 'સદાને માટે વિસ્મૃતિના અનંત અંધકારમાં એ બનાવને દફનાવી દે છે.

રમણના મૃત દેહને સ્મશાનની આગ ભઠ્ઠીમાં હોમી, ધનપ્રસાદના કુટુંબીઓને અને સંબંધી-સગાઓના કલ્પાંત શરૂ થઈ ચુક્યાં. શેઠની સાથે સામાન્ય પરિચય ધરાવનારાઓથી માંડીને અંગત સંબંધથી જોડાએલા આપ્તજનો સુધીના સૌ કોઈ, આ મહાન વારસાની ખોટને ભૂલાવી દેવા સુંવાળા આશ્વાસન આપવા લાગ્યા. અને જેમ જેમ સ્વજનોના આશ્વાસન વધુ વેગમાં, વધુ દયાંતાથી શેઠને કાને આવવા લાગ્યાં, તેમ તેમ ધનપ્રસાદનો ખોખરો અવાજ ભાવનગરની ... માથે [illegible] રડેલી મેડીઓની અટારી ચડીને સ્મશાનીયાઓના ટોળાને નીરખી[illegible] ઓઓના અંગને કંપાવી નાખતો [illegible] વેધક બનતો ગયો.

" લ્યો હવે બસ કરો એ તો ભગવાનની મરજી ! એમાં કર્યાં કોઇનું કામ આવે છે !" એક સગાંધીએ ધનપ્રસાદની પીઠપર હાથ મૂકી તેમને રડતા અટકાવવાનો પ્રયાસ કર્યો.

" અરે ભાઇ પણ રમણુ થવાનો છે કોઇ દિ' એણે વડિલોની આજ્ઞા નો'તી ઉથાપી !" હરજી ઠક્કરે નિશ્વાસ નાખતાં કહ્યું.

" લ્યો શેઠ હવે છાના થાવ ! હિંમત હારો માં. ભગવાન કોક'દી મે'ર કરશે ! "

" હા. જુવાનો એ બધું સાચું, પણ અટાણે ધંધાને પણ કેટલો આંચકો લાગ્યો !" ત્રિભોવન ખત્રી આંસુ લુછતા બબડયા.

સ્વજન મિત્રોના વાર્યા ધનપ્રસાદ શેઠ રડતા બંધ થયા. અને સમઘાનીયાઓ ઘર ભણી એક પછી એક રવાના થતા ગયા. શેઠનું વ્યક્ત કલ્પાંત સમી ગયું.

× × ×

જેની ગોદમાં રમણુના શૈશવકાળના બાલ્ય-જીવનના ઠેકડા હજી વિસરાયા ન હતા, જેના હાથમાં સુકુમાર હિંચાતો દેહ આંખ સામે તરવરતો હતો, એવી રમણુની માતાનો આત્મા આ આકાશી ચાપટના જોરદાર આંચકા તળે હેબત ખાઇ ગયો. અને એ હેબતના થીજીને હિમ થઇ ગયેલા થર નીચે લાગણીઓનો ઉભરાનો પ્રવાહ કાળજાને ચીરતો હૈયાફાટ રુદન વાટે નિતરવા લાગ્યો. આજે આખો દિ' એ ઘરને ખાંગણેથી, ઘરબાયેલી કો' અપ્રકટ કાળજુની વેદનાઓ, હૃદયના સાંકડા કોડાને ફાડી માર્ગ કરવા તલપતો હોય એવા વેગમાં સંભળાતી રહી.

ફળીયાના પાડોશીના હૈયાને થરથરાવી દેતા એ રુદન રમણુની માતાના હતાં; રમણુના સગા અને સંબંધીજનોના હતાં.

જેનો દેહ રમણુના મૃત્યુ પાછળ દહન થઇ ચુક્યો, જેની સ્વતંત્રતા રમણુની ભસ્મ સાથે મળી ગઇ અને જેના રમબોળ જીવતર અનંત અને અગત્ય ત્યાગની સાધના ખાતર અનામત મુકાયા, એવી રમણુની જુવાન અર્ધાંગના મંગળાને મોટા સાદે રડવાની મના મનાઇ હતી.

ચૂડલો ભાંગી, મેડીના અંધારા આવાસમાં જઇ બેસવા પુત્ર વિરહી કુટુંબીઓએ વહુ દીકરાને ભલામણ કરી હતી.

દુન્યવી પ્રસંગોથી સાવ અજાણી એ મંગળા એના એકાન્તવાસમાં કંપવા લાગી. આખો દિવસ લૌકિકના પ્રસંગમાં રોકાયેલા ઘરના વડિલો મંગળાને વિસરી ગયા હતા. સવારની એ ભૂખી મંગળા, ભીના એકઢાળીયા કપડામાં ટાઢથી ધ્રુજતી એ નવયૌવના, સગમના આત્માની હુંફમા ક્ષુધાના પરિતાપને વિસરી ગઇ હતી. મોટા ઘાની ખાધેલ પીરેલ સુખી મંગળાવહુ કુદરતના આ અણધાર્યા વિઘ્નચમકારા સામે અંજાઇને નિષ્પ્રાણ થઇ ગઇ. મેડીની એ એકાન્તમાં, બંધ

જાણે પોરી દિવાલોમાં મંગળાના હૃદયનો ધૂંધૂ અવાજ અથડાઈને અમી જવા લાગ્યો. મંગળા જ્યારે મેડીની ઓરડામાં ગોઠો વળીને પડી હતી, ત્યારે ધનપ્રસાદ શેઠ અને ચિત્રકુંવર ગોખલી પાસે રોગ બંધ ઓળખીતાઓ ખરખરે આવતા હતા.

" ચિત્રકુંવરમા મુંઝાશો માં. કાંઈ અત્યારે મરવા મોડી થઈ જાગે. " ખરખરે આવેલી એક બાઈએ રમણની માતાને દેખું દીધું. " અને જુઓ જેને બચવાને દિકરા નથી હોતા, એને મન તો દિકરી એ દીકરા જેવી લેખાય " ધનપ્રસાદની પાંચ વર્ષની પુત્રી મગમા વિષે વાત કરતાં એ બાઈ બોલ્યાં.

" ગાયું એ મા. હરિના મનની કોઈને ખબર નથી. " બીજી બાજુથી ન રહેવાયું એટલે એણે આમ પૂરાવ્યો.

આખા દિવસના એક ધારા રુદન પછી ઇંધણ સ્વરૂપ બનેલી મંગળાવહુને કાને ખરખરે આવેલ બાઈઓના આવા શબ્દો અથડાયા. એ ઊભી થઈ અને અર્ધ ખોલેલી બારી વાટે એણે જોયું. ફળિયા આખામાં બાઈઓની ઠઠ જામી હતી. પુરુષો ધનપ્રસાદ પાસે અને બાઈઓ ચિત્રકુંવર શેઠાણીને ઘેરી વળી હતી.

મંગળાવહુની રડી રડીને લાલઘુમ બનેલી આંખો આ બધું જોઈ રહી. એણે ન કલ્પ્યું હતું, ન અનુભવ્યું હોય એવું એ દૃશ્ય, એની આંખોના હમણાં રંગને ખુંચવા લાગ્યું, ને એના હૃદયના ઝુરતા અંગારા ફરીથીને સળગાવા લાગ્યા.

ન સમજી શકી. એને સ્વપ્નેય ખ્યાલ ન હતો કે પતિની વિદાય પછી સમાજની વિધવાઓ પ્રતિ આપેલો સ્નેહ તો ગુમાવે છે, પણ તે સાથે જ એક ક્ષુદ્ર માનવીની રીતમાં જીવવાનો હક્ક પણ ગુમાવે છે.

વહાલસોયા પતિના મરણની અસહ્યતાની પુંઠે કોઈ નવી વેદનાની અસહ્યતા સંકળાયેલી છે. અને નવી અસહ્યતા પતિ વિયોગની અસહ્યતાથી વધારે નાઇલાજ અને કારમી છે. મૃત્યુ-શોકના અશાંત વિચારોમાં દટાયેલી મંગળા અભેદ મંથને ચડી. રમણ તો હમણાં જ ગયો. એના શબના અંગારા હજી બુઝાયા પણ નહિ હોય. એના દેહની ભસ્મ હજી તો ઠરી પણ નહિ હોય. ત્યાં તો મારી નિરાધારી પર સમાજની કિલ્લેબંદી ખડી થઈ ગઈ. બાર બાર કલાક સુધી ભીનાં કપડામાં ધ્રુજીને હીમ થઈ ગયેલા મારા દેહ તરફ જોવાની કોઈને પરવા પણ નથી.

આ અંધારી કોટડીમાં પોઢી છું, એ શબ્દ પણ બીજા સાથે બોલી ન શકું !

મંગળાવહુનો આત્મા આ સવાલોના પ્રતિ ઉત્તરમાં અબોલ રહ્યો. એને કદિયે આવી આફત ધારી ન હતી. પિયરની અખૂટ દોલત વચ્ચે જેની કુમારાવસ્થા ઉછરી હતી અને રમણલાલ જેવા ધનવાન પતિની છાંયામાં જેનું સુંવાળું સૌભાગ્ય રક્ષાયું હતું એવી સુખી ભાગ્યવાન મંગળાએ કોઈ દિ' ધારેલી કે ગામની વહુ દીકરીને, વિધવા થતાં જોઈ ન હતી, અને જો ભુલેચુકે જોયું હોય તો તે બેય ઘડી-એ પ્રેમની અર્ધવિન દૃષ્ટિએ જ.'

ચાકણ છે." બીજેથી વાત સંભળાય છે કે. "મંગળા વહુ તો કામણ જાણે છે."

આ વિચિત્ર દેખાતી વાતો, દિવસે દિવસે ગંભીર અને ઝડપી બનતી ગઇ.

રમણનું કારજ ખલાસ થયું. ત્યાં તો એ વાતોના ભણકાર ઠેઠ ચિત્રકુંવર શેઠાણીને કાને પહોંચ્યા. ચિત્રકુંવર શેઠાણીએ દાંત પીસ્યા અને એક બાહોશ સાસુની છટાથી એ વાતને હૃદયમાં ઉતારી.

"મંગળા વહુ તેં તારા બાપની સાત પેઢીની આબરૂ માથે પાણી ફેરવ્યું છે" બીનવાકેફ મંગળા કાળી સાડીમાં અર્ધ ઉઘાડેલી લાજમાં મોઢાને ઢાંકતી સાંભળી રહી સાસુએ શું કહ્યું, એ તેનાથી ન સમજાયું.

"અને તું જાણજેમા કે તારાં કાળાં કામો ઉઘાડાં નહિ થાય! મારા ગભરૂને તારા જેવા છપ્પરપગીએ એક ઘડીભરમા ગોટો વાળી નાખ્યો. પણ રાંડ જો તને જીવતી સળગાવી ન દઉં તો તું મને કહેજે!"

મંગળાને પોતાની ગુંચવાયેલી સ્મૃતિ પર પથરાયેલો પડદો ઉમકાતો લાગ્યો. સાસુ જે કહેવા માગે છે, તેની થોડી ઘણી જાણી પોતાની એક બહેનપણી દ્વારા એને થઇ હતી. પણ આટલી હદે આ વાત પહોંચશે, તે જાણી શકી ન હતી.

મંગળાના મૌનમાંથી અર્થ તારવતી સાસુ હવે તડુકી

"કાં રાંડ બોલતી નથી? તારા જેવી મીઠાબોલી આવી નાગણી નીવડશે એની અમને શું ખબર પડે. ન કર તો તને પગરાવી ન મુકું."

મંગળાનું માથું ચક્કર ચક્કર ભમવા લાગ્યું. એની આંખોને અંધારા ઘેરી વળવા લાગ્યા. "બાઇજી મને તો કાંઇ ખબર નથી." કહેતાં કહેતાં વહુ રડી પડી ધ્રૂસકે ધ્રૂસકે એના આર્તનાદની કરુણતા ચોપાસ તરવરવા લાગી

"રાંડ વેશ્યા ઢોંગ ધુતારાવેડા રહેવા દે"

સઘળી માનવતા કાઢી મુકીને, ચિત્રકુંવર શેઠાણીએ દિવાલને અઢેલીને રડતી મંગળાને કેયડમા લાત મારી દૂર બારણામાં ફેંકી.

"કેમ શું છે?" ધનપ્રસાદે રસ્તા કાંઠના ઓરડામાથી હાક મારી મંગળાની પછડાટનો ધડાકો સાંભળી શેઠ દોડી આવ્યા. મંગળા માંડ માંડ બેઠી થઇ. ધનપ્રસાદ આ બનાવના મૂળભૂત રહસ્યથી જાણકાર હતા; અને પોતાની સંમતિ પછીની જ આ ક્રિયા કરવામા આવી હતી

"ઠીક લે હવે રાખ" ધનપ્રસાદે શ્વસુરવાદની ચાદર ઓઢી ચિત્રકુંવર શેઠાણીને વારતા કહ્યું

"અરે શું રાખે! તમને મરદને શું અમારી ખબર પડે!"

"હશે પણ હવે મૂકને! હોય! મનુષ્ય ભૂલ કરે છે"

ઝરમાવી રહી હોય, એવી વાક્‌ધારા પર શાહે દાંત પીસ્યા.

" તું મંગલા છો, તો ભલે હો ! તારું મારા ઘરમાં કોઇ કામ નથી. રાંડ કુભજ્જા ! જા કોઇ વેશ્યાવાડો ગોતી લે."

મંગલાને જાણે કે પોતે છેલ્લી વિદાય આપી દીધી હોય એમ શાહે ડેલાનું બારણું બંધ કરી દીધું. મંગલાની રડતી આંખો સજળ ચોંટી રહી. " વેશ્યાવાડો ગોતી લે. " મંગલાના આત્મ મંદિરમાં કોઇ સંત પુરુષે જીવન–ઉદ્ધારનો મંત્ર સુણાવ્યો. નશ્વર જગતની ભવાટવીમાં ભટકી ભટકીને નિરાશ બનેલા કોઇ માનવીને, કોઇ સદ્‌ગુરુ " બચ્ચા આત્માકા કલ્યાણ કર લો, જગત મિથ્યા હે, " એવા ત્યાગની ફિલસૂફીના એક માત્ર મંત્ર–વાક્યમાં માનવીના જીવનની તમામ ગુંચો સમી જતી હોય, એવી આ પિતાએ ઉચ્ચારેલી ફિલસૂફીનો પંથ મંગલાના ભેંકાર ...માં અથડાવા લાગ્યો.

... પલવાર મંગલા રડતી બંધ થઇ ગઇ, ને જાણે ફરી એ રડવાની ન હોય એવી બરફ ગંભીરતા એના ચહેરા પર ઉપસી એણે પિતાની ધર્મશાળા સમી મહેલાત પર છેલ્લી નજર કરી લીધી.

એક વર્ષ પછી વરજીવન શાહને એક પત્ર મળ્યો.

ઘરક મંઝીલ
મુંબઇ
તા.........

પિતાજી,

તમારા આશીર્વાદ લઇને તે રાત્રે હું મુંબઇ તરફ ચાલી નીકળી. મુંબઇ આવીને તમે મને બતાવેલા વેશ્યાપંથના અનુગમનમાં મેં સદ્‌ગ્મા આશ્રય મેળવી લીધો. તમારા આશીર્વાદ ફળ્યા છે, એ તમારા માટે ધન્ય મનાય.

વેશ્યાવાડો કંઇ ગારમાટીની વરંડીનો વાડો નથી, પણ ખરી રીતે દરેક માનવી જંખે છે એવું સુખ, સમૃદ્ધિ, વિલાસ અને જીવનના મનોહારી રંગો મહાલવાની સ્થિતિ પ્રાપ્ત કરવાનું છેલ્લામાં છેલ્લું ધામ છે.

પિતાજી હું સુખી છું, અને તમને દરરોજ યાદ કરું છું. કારણ કે જો તમે મને આ રસ્તો ન બતાવ્યો હોત તો, હું આજે કેટલી દુખી હોત એ કલ્પના મને મૂંઝવી મૂકે છે.

એક પિતાને પોતાના વારસદારોના સુખ માટે હોય છે, એવી જંખના ફળવાની વેળા તમને આજ પ્રાપ્ત થયેલી છે, એ માટે તમે આનંદો, એવી મારી વિનંતિ છે,

જેમ અનેક પિતાના બચ્ચાંઓ, 'પિતાની શિખામણો અને પિતાના વચનો જીવનમાં ઉતારી, તેનું એકાગ્ર પાલન કરતાં કરતાં એકવાર એને સુખ મળે છે, એમ ઘણીવાર કહેતાં મેં તમારે મુખે સાંભળેલું.

તમે મને તે રાત્રે જે પંથ બતાવ્યો, એ પંથમાં મેં તમારી આજ્ઞા વાંચી હતી. એ આજ્ઞાનું એકાગ્ર પાલન કર્યું. અને મેં સુખ પ્રાપ્તિ અનુભવી.

હમણા મેં એક બંગલો ખરીદ્યો છે. એક મોટર પણ મારા અનેક મિત્રોમાંથી એકે લઇ આપી છે. પિતાજી મારા મિત્રો બહુ ખીજમતથી મારી સંભાળ રાખે છે.

તમારી પુત્રી
એક વારની મંગલા
હાલની
" બુલબુલે રોશન "

પત્ર વાંચીને વરજીવન શાહ ઘેરાતા હોય એમ બે હાથે જમીન પર બેસી ગયા



**ફ્રેડરીકા મોન્ટસેની**
અત્યારે આંતરવિગ્રહનો ભોગ બનેલા સ્પેનના સીનોર કાબાયેરોના પ્રધાનમંડળની આ એક માત્ર સ્ત્રી સભ્ય છે અને બળવાખોરોનો તે સામનો કરી રહી છે.



**વિદેશમાં અભ્યાસ કરવા માટે શિષ્યવૃત્તિ મળી**
મીસ જીનત મુખ્તર નબી, લખનઉ યુનીવર્સીટીનાં વિદ્યાર્થીની એમને પંજાબ સરકાર તરફથી વિદેશમાં અભ્યાસ કરવા માટે શિષ્યવૃત્તિ આપવામા આવી છે.

શાન્તાક્રુઝ ગુજરાતી હિન્દુ સ્રીમંડળ



શાન્તાક્રુઝ ગુજરાતી હિંદુ સ્રીમંડળનો વાર્ષિક સ્નેહસમેલનનો સમારંભ અમીન વીલામાં શ્રીમતી હીરાવતી મનસુખલાલ છગનલાલના પ્રમુખપદે થયો હતો તે વખતે લેવાયલો સમિતિના સભ્યોનો ગ્રુપ ફોટો.

રંગમંચ પર

# 'આગગાડી'

અવલોકનાર :
શ્રી. 'સુન્દરશ્યામ'

ગુજરાતની રંગભૂમિની સુધારણા માટે આજે વર્ષો થયાં ચોદિશથી પોકારો ઉઠાવવામાં આવ્યા છે. સાક્ષરો અને અન્ય સાહિત્યરસિકો હાલની રંગભૂમિથી દૂર ભાગે છે એવી જાતનો એક આક્ષેપ જનતાના એક વર્ગમાં હજુએ પ્રચલિત છે. આ આક્ષેપ સામે વિદ્વાન વર્ગનો બચાવ એટલોજ હતો કે અત્યારની રંગભૂમિ અધોગતિની જે પરાકાષ્ટાએ પહોંચી છે તેનાથી દૂર રહેવું સારૂં છે અથવા તો એ રંગભૂમિમાં સબળ પલટો આવવો જોઇએ.

વિદ્વાનોના આ કથનમાં સત્ય છે. ધંધાદારી રંગભૂમિ અત્યારે જે નાટ્યપ્રયોગો ભજવે છે એ અપવાદ બાદ કરતાં ઉચ્ચકોટિનાં નથી હોતાં. ધંધાદારીઓનું અંધ અનુકરણ કરીને બીનવેતન સંસ્થાઓ ( એમેચ્યુઅર્સ ) પણ એ દિશામાં ઝંપલાવી એવીજ જાતના નાટ્યપ્રયોગો ભજવે જાય છે. આનું કારણ માત્ર એટલુંજ છે કે એ એમેચ્યુઅર્સને શિક્ષિત વર્ગની જેટલી જોઇએ તેટલી સહાય નથી મળતી. આનું પરિણામ એ આવ્યું છે કે ગુજરાતી ભાષા જાણનારી પ્રજાની સારા અને શિષ્ટ નાટકોની ભૂખ વણભાંગેલીજ રહી છે.

ગયા ડીસેમ્બર માસની ૧૨, ૧૩ અને ૧૪ મી તારીખે મુંબઇમાં ન્યુ ઇરા હાઇસ્કુલના ખંડમાં તૈયાર કરેલા એક ખાસ રંગમંચ પર શ્રી ચન્દ્રવદન મહેતાનું "આગગાડી" નાટક ભજવાઇ ગયું. પ્રસ્તુત નાટકમાં જાણીતા સાહિત્યકારો અને પત્રકારોએ ભાગ લીધો હતો એ એની પ્રથમ વિશિષ્ટતા હતી. પેન્ટ પાવડરના લપેડા ચોપડયા સિવાય સાદી રીતે છતાં વાસ્તવદર્શન કરાવતું એ નાટક ભજવાયું. "આગગાડી" નાટકના પુસ્તકમાંથી રંગભૂમિની દૃષ્ટિએ ટૂંકાવી શકાય એટલું ટૂંકાવીને આ પ્રયોગ સફળ રીતે ભજવી બતાવવામાં આવ્યો હતો.

નાટકનું વસ્તુલેખન ઘણુંજ સાદું અને સરળ છે. રેલ્વેમાં નોકરી કરતા આગવાળા બાપુજીની કરૂણ ચીચીયારી આ નાટકમાં ઘણીજ સુંદર રીતે વણી લેવામાં આવી છે. રેલ્વે ટ્રેનમાં સેકન્ડ કલાસની મુલાયમ મુસાફરી કરનાર કોઇ પણ આ નાટક જુવે તો તેને જરૂર લાગે કે રેલ્વેમાં કામ કરતા નીચલા થરના નોકરોનું આ નાટકમાં આબેહૂબ, સચોટ અને દિલ સોંસરવું ઉતરી જાય એવું સજીવ ચિત્ર ખડું કરવામાં આવ્યું છે. નીચલા થરના નોકરોના જીવનમાં ડોકીયું કરનારને આમાં લેશમાત્ર પણ અતિશયોકિત નહીં લાગે. રેલ્વેની નોકરીમાં આજે બાપુ જેવા ઘણાંએ નોકરોનાં જીવન એવાં જ કરૂણ છે.

આખા પ્રયોગમાં બાપુનું પાત્ર ઘણુંજ સજીવ છે. 'બાપુ' તરીકે શ્રી. ધનસુખલાલ મહેતા પાત્રમાં અત્યંત તદ્રુપ બની ગયા હતા. 'બાપુ'ના પડોશી 'રામભૈયા' તરીકે શ્રી ચંદ્રવદન મહેતાએ લાક્ષણિક અભિનય રજુ કરી પોતાનું અભિનયપટુત્વ દાખવ્યું હતું.

આ ઉપરાંત ડેપ્યુટી સ્ટેશન માસ્તર શ્રી. જમુ દાણીનું પાત્ર ખૂબ જ સરસ કામ કરી જાય છે. ટૂંકા પગારવાળા અને લાંચ રૂશ્વત

લેવાની ટેવોથી રીઢા થઈ ગયેલા સ્ટેશન માસ્તરની અતડાઈ, બેદરકારી અને ગરીબ મુસાફરો પ્રત્યેની છૂપી તીરસ્કારની લાગણી અનુભવીની આંખને નવાઈ પમાડે તેવી સો નથી જ પરંતુ શ્રી. જમુ દાણીએ જે સચોટ ચિત્ર પોતાના અભિનય દ્વારા રજુ કર્યું હતું તે ખરેખર પ્રશંસનીય હતું. ઉપલી સ્ટેશન માસ્તર સાથે • વાત કરતા એના ગોડીયા રેલ્વેના અનાવીલ અધિકારી 'દયાળજી' તરીકે શ્રી. પ્રબોધ શુકલે પણ પાત્રને ઘણો જ સારો ઇન્સાફ આપ્યો હતો. રેલ્વેના બે અધિકારીઓ જ્યારે ખાનગીમાં મળે ત્યારે આવા જ પ્રકારની વાતો કરે એ દયાળજીના પાત્રથી આબેહૂબ સમજાઈ જતું હતું.

આ ઉપરાંત બાબરની પત્ની રૂખી-તરીકે શ્રી સરલા દેસાઈએ અપૂર્વ કુશળતાથી પોતાની ભૂમિકા ભજવી હતી. અનેક વખત રંગમંચ પર આવી ગયાના પ્રયાસો પછી શ્રી. સરલા દેસાઈ ઘણોજ છૂટ અને મર્યાદિત અભિનય કરી શકતાં હતાં. એક શ્રી એમેચ્યુઅર તરીકે તેમનું કામ ઘણું અભિનંદનને પાત્ર છે.

'સ્ટેશન માસ્તર' તરીકે શ્રી. બચુભાઈ શુક્ર તેમજ જોન્સની ભૂમિકા ભજવનાર શ્રી. દલપત કોઠારીનું કામ કંઈક ફીકુ જણાતું હતું. પરંતુ તેની ખોટ પ્લેટફૉર્મ સીનમાં વળી રહેલી હતી. એ પ્રવેશમાં 'મલ્લાજી તાહેરઅલી' નું પાત્ર શ્રી ચંદ્રવદને ઘણીજ રમુજી શૈલીમાં

ભજવી બતાવ્યું હતું. રંગમંચ પર એમનું હલન ચલન જો ઓછું હોત તો એ પાત્ર જરૂર વધુ દીપી નીકળત. એજ સીનમાં શ્રી. ભાનુશંકર વ્યાસ, શ્રી. છબુભાઇ મહેતા, શ્રી. રસિક વીણ, શ્રી. યશવંત પંડ્યા પણ દીપી નીકળતા હતા.

આ ઉપરાંત નાટકમાં સુંદર સંગીત આપવાનો યશ પાનવાળા ભૈયા શ્રી. છબુભાઇ મહેતાને ફાળે જાય છે. પડદા પાછળ સંગીત રાખવાની આ પ્રયોગની વિશિષ્ટતા જરૂર અનુકરણીય છે.

એ કે અઢી કલાકના નાટકનો અન્ત કરૂણ છે. બાધરને જોન્સ સાહેબે મરણતોલ માર માર્યો હોવાથી એ જીવન મરણ વચ્ચે ઝોલાં ખાઇ રહ્યો છે. આ પ્રસંગે રૂખી–એની પત્નીનું રૂદન કુણાં હૈયાને કંપાવે એવું કરૂણ બને છે, અને જ્યારે કૉલ બૉય (શ્રી. ધીરૂ ઠાકર) બાધરના પુત્ર નારણીયાનું શબ લાવે છે ત્યારે ગંભીર અને દીલગીરતારૂં કરૂણ વાતાવરણ રંગપંચ પર પ્રસરી જાય છે અને નાટક અહીંજ ખતમ થાય છે.

'નારણીયા'નું પાત્ર શ્રી. મહેન્દ્ર મેઘાણી અત્યંત નિર્દોષ નિખાલસતાથી ભજવે છે,

આ જાતના પ્રયોગો જાહેર રંગમંચ પર વધુવાર ભજવાય તો ગુજરાતીઓની અભિનય કળાના વિકાસમાં સારો ફાળો આપી શકાય તે સાથે ગુજરાતમાં નૂતન રંગભૂમિના સર્જનમાં સંગીન કાર્ય કર્યું લેખી શકાય.

'કલમ મંડળ'ના સભ્યોનાં આ સાહસને અભિનંદન આપ્યા વિના રહી શકાતું નથી.

---

# રશિયાનો લગ્ન અને કુટુંબવિષયક નવો કાયદો

લેખક :

શ્રી. કંચનલાલ શિ. મરચંટ,
એમ. એ., એલએલ. બી., બી, એસસી., (ઇકોન) લંડન.
એફ. આર એ, આઇ.; એફ. આર. ઇ. એસ.

સોવીયેટ રશિયાં આજે એકજ દેશ છે કે જ્યાં સ્ત્રી જાતિને સર્વદેશીય સમાનતા અને સ્વતંત્રતા છે. પશ્ચિમના ઘણાયે મુલકોમાં સ્ત્રી સંપૂર્ણ સ્વતંત્રતાના હક્કો ભોગવે છે એ ખોટી માન્યતા આપણા ઘણાઓના મગજમાં ઘુસી ગઇ છે. પરંતુ સ્ત્રીઓના પ્રશ્નોના અભ્યાસી જાણી શકશે કે આ કહેવાતી સંપૂર્ણ સ્વતંત્રતા માત્ર ઉપર ટપકેની છે. અલબત્ત આપણા દેશની સ્ત્રીઓ કરતાં હજાર બલ્કે લાખ દરજ્જે ચઢીયાતી છે કારણ કે આપણા દેશમાં તો સ્ત્રીને સ્વતંત્રતા છેજ નહિ, અને જો હોય તો જુજ છે. તે ઉપરાંત નૂતન રશિયાને 'બાળકોના સ્વર્ગ' તરીકે ઉલ્લેખવામાં આવે છે અને આમાં મને તો કંઇ પણ અતિશયોક્તિ લાગતી નથી. કારણ કે આજે પશ્ચિમના દેશોમાં જો કે બાળઉછેર, બાળતંદુરસ્તીને લગતા સાધનો અને રમતો વગેરે ઘણીએ બાબતમાં બાળકોની દરકાર ભૂતકાળ કરતાં સારી રીતે લેવાય છે છતાંયે વર્ગવિભાગથી જકડાએલા સમાજમાં કે જ્યાં વર્ગનીતિ (Class Morality) એવી વિચિત્ર રીતે અમલમાં મૂકાય છે કે ગરીબ માતા પિતા અને તેમના બાળકોનેજ સહન કરવું પડે છે.

ભજવી બતાવ્યું હતું. રંગમંચ પર એમનું હલન ચલન જો ઓછું હોત તો એ પાત્ર જરૂર વધુ દીપી નીકળત. એજ સીનમાં શ્રી. ભાનુશંકર વ્યાસ, શ્રી. જીતુભાઇ મહેતા, શ્રી. રસિક વીણુ, શ્રી. યશવંત પંડયા પણ દીપી નીકળતા હતા.

આ ઉપરાંત નાટકમાં સુંદર સંગીત આપવાનો યશ પાનવાળા ભૈયા શ્રી. જીતુભાઇ મહેતાને ફાળે જાય છે. પડદા પાછળ સંગીત રાખવાની આ પ્રયોગની વિશિષ્ટતા જરૂર અનુકરણીય છે.

એ કે અઢી કલાકના નાટકનો અન્ત કરૂણ છે. બાધરને જોન્સ સાહેબે મરણતોલ માર માર્યો હોવાથી એ જીવન મરણ વચ્ચે ઝોલાં ખાઇ રહ્યો છે. આ પ્રસંગે રૂખી–એની પત્નીનું રૂદન ક્રુપ્યા હૈયાને કંપાવે એવું કરૂણ બને છે, અને જ્યારે ક્રોસ બોય (શ્રી. ધીરૂ ઠાકર) બાધરના પુત્ર નારણીયાનું શબ લાવે છે ત્યારે ગંભીર અને દીલચીરનારૂં કરૂણ વાતાવરણ રંગપંચ પર પ્રસરી જાય છે અને નાટક અહીંજ ખતમ થાય છે.

'નારણીયા'નું પાત્ર શ્રી. મહેન્દ્ર મેઘાણી અત્યંત નિર્દોષ નિખાલસતાથી ભજવે છે,

આ જાતના પ્રયોગો જાહેર રંગમંચ પર વધુવાર ભજવાય તો ગુજરાતીઓની અભિનય કળાના વિકાસમાં સારો ફાળો આપી શકાય તે સાથે ગુજરાતમાં નૂતન રંગભૂમિના સર્જનમાં સંગીન કાર્ય કર્યું લેખી શકાય.

'કલમ મંડળ'ના સભ્યોનાં આ સાહસને અભિનંદન આપ્યા વિના રહી શકાતું નથી.

---

ખુલ્લી રીતે પતિપત્ની તરીકે રહેતા હોય તો જાણે કે લગ્ન નોંધાયું હોય એમજ મનાય છે અને એ પ્રમાણે સ્ત્રીને દરેક રીતનું કાયદેસર રક્ષણ મળે છે.

સને ૧૯૨૦ માં સોવીયેટ સરકારે તે વખતના સંજોગાનુસાર સ્ત્રીઓને સ્વેચ્છા મુજબ ગર્ભપાત કરવાનો હક આપ્યો હતો પરંતુ ગર્ભપાત તબીબી ( Medical ) દૃષ્ટિએ તો નુકશાનકારક જ છે, ને સ્ત્રીને પાંગળી બનાવે છે, તેની તંદુરસ્તી બગાડે છે અને શરીરરચનાને નબળી પાડે છે અને તેને હંમેશને માટે દુર્બળ બનાવે છે. તે સોવીયેટ સરકારની ધ્યાન બહાર ન હતું અને તેથીજ જો કે સ્વેચ્છાપૂર્વક ગર્ભપાતનો હક્ક સ્ત્રીઓને આપ્યો હતો અને ગર્ભપાત માટે સર્વોત્તમ તબીબી મદદ વગેરે આપવામાં આવતી હતી છતાં પણ ગર્ભપાત કરતા અટકાવવાની બનતી કોશેશો કરવામાં આવતી હતી. આથીજ ૧૯૨૦માં સોવીયેટ સત્તાના સરકારી પત્રોએ લખ્યુ હતું કે સરકાર જ્યાં સુધી "ભૂતકાળના નૈતિક અવશેષો અને વર્તમાન પ્રતિકૂળ આર્થિક સંજોગો સ્ત્રીઓને આ ઓપરેશન કરવાની ફરજ પાડે" ત્યાં સુધીજ ગર્ભપાત માટે રજા આપશે. આજે સોવીયેટ સરકારના મત મુજબ આ પ્રતિકૂળ સંજોગો અસ્તિત્વમાં છે જ નહિ અને હોય તો ઘણુજ જૂજ પ્રમાણમાં છે. આખી પ્રજાના હિતનો વિચાર કરતાં સ્ત્રીઓને સ્વેચ્છા મુજબ ગર્ભપાત કરવાનો આપેલો હક હવેથી લઇ લેવામાં સરકારે વ્યાજબીજ કામ કર્યું છે.

આના જલદ નિર્ણયની સાથે અલબત્ત બીજા નિયમોની શ્રેણી હોવીજ જોઇએ કે જે સ્ત્રીઓની સ્થિતિ-ખાસ કરીને દુનિયામાં નવું બાળક અવતરે ત્યારે-વધારે

સારી બતાવે. આ કાયદાના કેટલાક વિભાગો આ પ્રશ્ન સંબંધી છે આ વિભાગો હેઠળ સ્રીઓને પ્રસુતિ પછી વધારે આર્થિક મદદ આપવામા આવશે. મોટા કુટુંબવાળી સ્રીઓને સરકાર તરફથી મદદ આપવામા આવશે પ્રસૂતિ ગ્રહો, Creches, અને કીન્ડર ગાર્ટનોની સંખ્યા વધારવામા આવશે. અને છેવટના વિભાગમા જે પિતાઓ પોતાના બાળકો પ્રત્યેની ફરજમાં બેદરકારી ભરેલી વર્તણુક ચલાવે છે, જે પિતાઓ સમાજવાદી નીતી અને સોવીયેટ કાયદાનું ઉલ્લંઘન કરી પોતાની ફરજો અદા નથી કરતા અને માતાને આર્થિક મદદ નથી કરતા તેમની સામે સરકારના મત પ્રમાણે કયા ખાસ પગલા લેવાની જરૂરીયાત છે તેનું ઉલ્લેખન કરેલ છે. આ જેઓ જાણીબુઝીને એલીમની આ પવાનું ના કબુલ કરે છે તે તથા ઠગો અને લુચ્ચાઓ ( Rogues & scoundrals ) જે રશીયાની ધરતીમા બુર્ઝવા(Bourgeois) કૌટુંબિક નીતિ અને રૂઢીઓ તથા બુર્ઝવા મુડીવાદી સંબધોનુ પોષણ કરે છે તેમનો જ પ્રશ્ન છેલ્લા વિભાગમાં ચર્ચાયો છે.

આ કાયદો જુન મહિનામાં પસાર થયેલો જાહેર કરવામા આવ્યો છે.

# પ્રેમને ખાતર તાજનો ત્યાગ



લેખક :
શ્રી. 'સમાલોચક'



માજી રાજા એડવર્ડ અને મીસીસ સીમ્પસન

સમ્રાટ અષ્ટમ એડવર્ડના ગાદીત્યાગના પ્રસંગની આ લેખમાં સૂક્ષ્મ સમાલોચના કરનાર શ્રી. 'સમાલોચક' રાજ્યપ્રકરણ અર્થશાસ્ત્ર અને વિશેષતઃ સમાજશાસ્ત્રના અઠંગ અભ્યાસી છે.

સ્વાતંત્ર્ય અને લોકશાસન આ બે શબ્દો અતિ સુલભ છે કારણ કે તેનો પ્રયોગ સ્વેચ્છા મુજબ સ્વસ્વાર્થાનુસાર કરી શકાય છે. પણ તેનો બુદ્ધિ સંપન્ન પ્રયોગ બહુ જ થોડા અભ્યાસીઓ જાણે છે અને કરે છે. ઈંગ્લંડમાં સ્વાતંત્ર્ય અને લોકશાસન પદ્ધતિ ઘણી જ ઉંચી કક્ષાએ પહોંચી છે એમ ઇતિહાસ, રાજ્ય પ્રકરણ વગેરેના શિક્ષણ દ્વારા આપણા મગજમાં ઠોકી બેસાડવામાં આવ્યું છે, પરંતુ અભ્યાસીઓ જે સત્ય વસ્તુસ્થિતિથી વાકેફ છે તેઓ તો સમજે છેજ કે ભલેને ગમે તે કહેવાય, બોલાય કે લખાય પરંતુ ત્યાનું સ્વાતંત્ર્ય અને લોકશાસન અમુક મર્યાદિત પ્રકારનું જ છે. આને વિષે જો કંઇ શંકા હોય તો તે તાજેતરમાં ઇંગ્લંડે એબીસીનીયાને જે મહાન દગો દીધો તે છે. દુનિયાના ઇતિ-



સહેલગાહ માણતા માજી સમ્રાટ અને મીસીસ સીમ્પસનની જોડલી

હાસમાં વીસમીસદીની એક ભયંકર આંતર-રાષ્ટ્રીય હોહા વા ઉહાપોહ ( scandal ) તરીકે નોંધાશે તે તથા થોડા દિવસ પર કહેવાતી આ માની લીધેલી ઇંગ્લંડના રાજ્ય બંધારણ પર આવી પડેલી આફત; આ બે બનાવોનો તટસ્થ રીતે બારીકીથી અભ્યાસ કરવાથી બધી શંકા તરત દૂર થઇ જશે.

અહીંયા તો આપણે ' રાજ્ય બંધારણ પરની આફત 'નો પ્રશ્ન છેડીશું. આ પ્રશ્ન પર વિચાર કરતાં પહેલાં ખાસ કરીને હિંદુસ્તાનના લોકોએ ત્રણ મુખ્ય મુદ્દાઓ ધ્યાનમાં રાખવા જરૂરી છે. ( ૧ ) આ વિષેના વિચારમાં આપણું દૃષ્ટિબિન્દુ હિંદુસ્તાનમાં પ્રચલિત નીતિ ધોરણાનુસાર ન હોવું જોઇએ. આપણે પાશ્ચાત્ય નીતિ ધોરણાનુસાર જ વિચારવું જોઇએ; ( ૨ ) રાજા એડવર્ડ જ્યારે આ અદ્ભૂત આકર્ષણવાળી મનોહર અમેરીકન સુંદરી મીસીસ સીમ્પસનને મળ્યા ત્યારે કંઇ પચીસીની અંદરના ઉંછાછળા જુવાન ન હતા પરંતુ અત્યાર સુધી કેટલીએ સુશિક્ષિત સુંદર રાજકુંવરીઓ અને અમીર ઉમરાવ કન્યકાઓના એમને જીતવાના મોહક હાવભાવોથી ન આકર્ષાયેલા તથા સારીએ દુનિયાની મુસાફરીથી પીઢ થએલા ઠરેલ યુવાન પુરુષ હતા. તે ઉપરાંત ઇંગ્લંડ દુનિયામાં સર્વશ્રેષ્ઠ શાહીવાદી સલ્તનત છે ને તેથી ઉપસ્થિત થતા આડાઅવળા રાજકીય પ્રવાહો પણ ધ્યાનમાં રાખવા જોઇએ.

રાજા આઠમા એડવર્ડ બે વર્ષ ઉપર ' પ્રિન્સ ઓફ વેલ્સ ' ( યુવરાજ ) તરીકે કેન્સમાં ( Cannes ) રજા ગુજારવા ગયા ત્યારે તેમની મીસીસ સીમ્પસન સાથે પ્રથમ મુલાકાત થઇ હતી. આ અમેરિકન યુવતીએ પોતાના સવિશેષ આકર્ષણથી યુવરાજનું હૃદય ટુંક સમયમાં જીતી લીધું અને ત્યારથીજ ધીમે ધીમે તેમની મિત્રાચારી ગાઢી થવા પામી. રાજકુમારે પોતાની રજા લંબાવી અને લગભગ બધો સમય, મીસીસ સીમ્પસન સાથે હરવા ફરવામાં ગાળ્યો. એ બન્ને ઓસ્ટ્રીયન ટાયરોલમાં સાથે ફરતા તે વિષેની સંપૂર્ણ વિગતોનો સાહસીક અમેરિકન ખબર પત્રીઓએ તેમની અમેરિકન ઢબ પ્રમાણે મીઠું મરચું ઉમેરીને મસાલેદાર લેખો દ્વારા અમેરિકાના વર્તમાન પત્રોમાં પુરો ફેલાવો કર્યો હતો, પરંતુ તેજ વખતે 'સ્વતંત્ર અને લોકશાસન' વાળાં ઇંગ્લાંડમાં તો વર્તમાન પત્રોએ મીસીસ સીમ્પસનનો જેમ બને તેમ બહુ જ થોડો ઇસારો કર્યો હતો. બલકે તેમને આમ કરવાની અંકુશસત્તા ( Censor ) તરફથી ફરજ પાડવામાં આવી હતી.

૨૦ મી જાન્યુઆરી ૧૯૩૬ માં યુવરાજ ગાદીએ આવ્યા. ઉનાળાની રજામાં રાજા એડવર્ડ લેડી યુલની ' નાહલીન ' નામક નૌકામાં બાલ્કનના આનંદ-પર્યટને ગયા ત્યારે તેમના અગત્યના અતિથીઓમાં મુખ્ય મીસીસ સીમ્પસન હતી. રાજા તેની સાથે પુષ્કળ ફરતા રમતા અને તેના ફોટાઓ અમેરિકન પત્રોમાં બરાબર પ્રસિદ્ધ થતા હતા પરંતુ મીસીસ સીમ્પસન સાથેનો તેમનો એક પણ ફોટો ' સ્વતંત્ર અને લોકશાસન ' વાળાં વર્તમાન પત્રોમાં આવ્યો ન હતો. પત્રકારો પરની અંકુશ સત્તા એટલી સખત છે અને હતી કે જ્યારે પણ રાજાના તેની સાથેના ફોટાઓ ઇંગ્લંડમાં આવતા ત્યારે તે છાપવામાં આવતા, પણ તે ફોટાઓમાંથી મીસીસ સીમ્પસનની છબીવાળો ભાગ કાઢી નાંખવામાં આવતો. ભૂલેચુકે મીસીસ સીમ્પસનનું નામ પણ લખવામાં આવ્યું ન હતું. ' ટાઇમ ' નામક અમેરિકન અઠવાડીક જુલાઇ માસના અંતમાં ' રાજા આઠમા એડવર્ડ અને મીસીસ સીમ્પસન ' એ નામક

ફોટો એક ટુંકા ફકરા સાથે છાપ્યો હતો. એજ ફોટો મીસીસ સીમ્પસનની છબીવાળો ભાગ કાપી કરીને જ ઈંગ્લંડમાં છપાયો હતો. એ વેળા તે 'ટાઇમ'ના અંક પર અંકુશ સત્તાનો જબ્બર હાથ ફરી વળ્યો. 'ટાઇમ'ના ઈંગ્લંડમાં આવેલ દરેકે દરેક અંકમાંથી તે આખું પાનુંજ ફાડી લેવામાં આવ્યું હતું અને સ્વતંત્ર ને લોકશાસનવાળા ઈંગ્લંડના લોકોને એ પાના વગરનું જ 'ટાઇમ' અકવાડીક વાંચવું પડ્યું હતું.

ઈંગ્લાંડમાં વર્તમાન પત્રો પરની અંકુશ સત્તાના પ્રભાવનું આ કંઇ પ્રથમ જ દૃષ્ટાંત નથી. આવું તો ઘણીયે વખત બન્યું છે. આ બનાવો આપે છે કે કહેવાતી પુરેપુરી સ્વતંત્રતા કેટલી મર્યાદિત છે. વળી જે વાત અમેરિકામાં ખુલ્લી રીતે જાહેર ચર્ચાય તેનો ઇશારો માત્ર પણ ઈંગ્લંડના કોઇ પણ વર્તમાનપત્રમાં ન કરી શકાય !

મીસીસ સીમ્પસનની આખી જીંદગીનો હેવાલ અમેરિકન પત્રોમાં આવી ગયો હતો. અમેરિકન ખબરપત્રીઓને તો આ એક અદ્ભુત વાર્તા મળી હતી અને તેઓ તેનો પત્રકારની કુનેહાનુસાર બરોબર ઉપયોગ કરતા હતા. કુમારી વોલીસ વોરફીલ્ડ (મીસીસ સીમ્પસન) બાલ્ટીમોર (દક્ષિણ અમેરિકા) માં જન્મી હતી અને દક્ષિણ અમેરિકાની કુમારિકાઓની માફકજ પ્રણાલિકાનુસાર ઉછરી હતી. સમાજમાં આગળ પડતાંજ તેણે અમેરિકન નૌકા સૈન્યના લેફટેનન્ટ ઇ. વીન્ફીલ્ડ સ્પેન્સરને આકર્ષ્યો અને તેની સાથે લગ્ન કર્યું. આ લગ્ન નિષ્ફળ નીવડવાથી ૧૯૨૦માં તેણે છુટાછેડા લીધા. ૧૯૨૬માં એણે ફરીથી અરનેસ્ટ સીમ્પસન જે પોતાના પિતાશ્રીના વહાણની દલાલીના ધંધામાં હતા તેમની સાથે લગ્ન કર્યું. એના વ્યાપારનું મુખ્ય સ્થળ લંડનમાં છે. તાજેતરમાંજ મીસીસ સીમ્પસને છુટાછેડાનો દાવો માંડ્યો હતો તેમાં તેને અધુરી ડીક્રી મળી ગઇ છે જે એપ્રીલ માસમા પાકી થવાથી તે તદ્દન છુટી થઇ જશે.

આ બાલ્ટીમોરની અજબ આકર્ષણવાળી સ્ત્રી ટુંક સમયમાંજ રાજા એડવર્ડના એક ખાસ મિત્ર તરીકે પ્રસિદ્ધિ પામી અને લંડનના અમીર ઉમરાવોની 'વેસ્ટ એન્ડ'ની મોજશોખની મિજબાનીઓમાં તથા રાજ્ય મંડપ ( Court circles ) માં એક અનિવાર્ય અતિથી તરીકે દાખલ થઇ ગઇ.

રાજા એડવર્ડ હમેશાં ઘણાજ ગમગીન લાગતા તેથી અફવા ફેલાઇ હતી કે પોતાના પિતાશ્રીના મરણ પછી તે બીલકુલ હસ્યાજ નથી. પરંતુ આફ્રિકનના આનંદ—પર્યટનમાં

મીસીસ સીમ્પસનના સહવાસમાં તે ખરેખર આનંદિત દેખાતા હતા. રાજા પોતાની મીસીસ સીમ્પસન સાથેની મિત્રાચારી બીલ્કુલ છુપાવવા માગતા ન હતા. તે તો એમની આનાકાની વગર પાડવામાં આવતા ફોટાઓ પરથી સમજી શકાય છે.

રાજાની આ પ્રમાણેની બેફીકર અને અસાધારણ ( unusual ) વર્તણુંકથી ઇંગ્લંડના પ્રધાન મંડળમાં તથા રૂઢીચુસ્ત અને પ્રત્યાઘાતી ( reactionery ) અમીર ઉમરાવ મંડળમાં તો અંદરખાનેથી ઉલ્કાપાત મચી રહ્યો હતો. વિશેષ કારણ તો એજ હતું કે રાજ્યાભિષેક દિન ( ૨૭ મી મે ૧૯૩૭ ) પાસે આવતો જતો હતો અને મીસીસ સીમ્પસનનું નામ ભવિષ્યની પત્ની તરીકે અમેરિકામાં જાહેર રીતે અને ઇંગ્લંડના ખાસ વર્ગોમાં છુપી રીતે ચર્ચાઇ રહ્યું હતું.

ઇંગ્લાંડની સામાન્ય જનતાને તો ખાસ કરીને મીસીસ સીમ્પસન વિષે અંધારામાં રાખવાની દરેક સફળ કોશેશો કરવામાં આવી હતી. તે એટલે સુધી કે ' નાહલીન ' આનંદ–નૌકા પરના રાજાના સ્ત્રી અતિથી-ઓની નામાવલિ જ્યારે વર્તમાન પત્રોમાં છાપવામાં આવી હતી ત્યારે તેમાંથી મીસીસ સીમ્પસનનું જ નામ બાતલ કરવામાં આવ્યું હતું, અને ઉપર લખેલ મુજબ તેના ફોટા પણ કાઢી નાખવામાં આવ્યા હતા.

' લોકશાસન ' વાળા દેશની પ્રજા પોતાના જ રાજા વિષે પુરી વિગતો ન જાણી શકે એ કયા પ્રકારની સ્વતંત્રતા ?

રાજા એડવર્ડ લોકોના લાડીલા છે ( કે હતા ? ) તે પ્રધાન મંડળ તેમજ પ્રત્યાઘાતી રૂઢીચુસ્ત મંડળ સારી રીતે જાણતું હતું. તેથી જ તેમના આ પ્રેમને ' રાજ્ય બંધારણ પરની આફત ' તરીકે ખોટી રીતે ઓળખાવી સમગ્ર પ્રજાને ઉંધે રસ્તે દોરવાનો સફળ પ્રયત્ન કરવામાં આવ્યો. ' પ્રેમ લગ્ન વા તાજ ત્યાગ ' આ બેમાંથી એકની પસંદગી રાજ્ય બંધારણ પ્રમાણે કરવી જ પડશે, એવી સુચના રાજાને કરવામાં આવી. જે જે સત્તાવાર ખબરો પ્રગટ થઇ છે તે બધી ખબરોનો બારીક અભ્યાસ કરતાં તરત જ માલમ પડી આવે છે કે આમાં કંઇ ' બે વખત છુટાછેડા લીધેલ સ્ત્રી સાથેનું લગ્ન ' એ જ મુખ્ય બાબત ન હતી પરંતુ કંઇ વધારે મહત્વનો મુદ્દો છુપાયેલ હતો.

રાજ્ય બંધારણમાં આમવર્ગની કે છુટા-છેડા લીધેલ સ્ત્રી સાથે રાજાથી ન જ પરણી શકાય એવો કંઇ પણ ઉલ્લેખ નથી. ફક્ત રૂઢી અનુસાર ( convention ) ઇંગ્લંડના રાજા રાજકુંવરી અથવા તો ખાસ વર્ગની કન્યાને પરણે છે, તો પછી 'પ્રેમલગ્ન વા તાજ ત્યાગ 'ની પસંદગીનો પ્રશ્ન જ કેમ ઉભો થયો એ સહજ આશ્ચર્યજનક છે.

વડા પ્રધાન મી. બોલ્ડવીને રાજા એડવર્ડ સાથે અમેરિકામાં ફેલાયેલી મીસીસ સીમ્પસન સાથે તેમના ટુંક સમયમાં થનારા લગ્નની અફવા વિષે ચર્ચા ક્યારની યે કરી હતી. ફક્ત તે વિષે જાહેર ઉલ્લેખ જ કરવામાં આવ્યો ન હતો. આમ સભામાં પણ આ બાબતસર બીલ્કુલ ઇશારો માત્ર પણ થયો ન હતો. ઓચિંતો જ એક દિવસ ઇંગ્લાંડના સર્વે વર્તમાન પત્રોમાં " રાજ્ય બંધારણ પર આવી પડેલી આફત " નામક શીર્ષક હેઠળ આ વિષે ઉલ્લેખ કરવામાં આવ્યો એથી સહજ સમજાઇ શકશે કે ' પુરૂં રંધાઇ રહેલું ' હોવાથી જ પાછળથી દોરી સંચાલન કરવામાં આવ્યું અને અંકુશ સત્તાએ પોતાની દોરી ઢીલી છોડી. પછીથી વડા પ્રધાને આમ સભામાં આ વિષય પર થોડો થોડો ઉલ્લેખ

એવી કુનેહ અને ચાલાકીથી કરી સૂચવ્યું કે વડા પ્રધાન તો આ આફત દૂર કરવાનો બનતો પ્રયાસ કરી રહ્યા છે, જાણે કે 'આફત' ઉપસ્થિત કરનાર રાજા પોતે જ હોય તેમ. આમસભાને અસ્વીકાર્ય, (Morganatic) રાજા મીસીસ સીમ્પસનને પરણે છતાં મીસીસ સીમ્પસન સામ્રાજ્ઞી ન બને એવા પ્રકારનું લગ્ન તો અસંભવિત જ છે એવો મી. બોલ્ડવીને પ્રથમથી જ રાજાને ઇશારો કરી દીધો હતો અને તે પણ પાર્લામેન્ટને પૂછ્યા વગર જ. લોકોના લાડીલા અને ઇંગ્લંડના સર્વ પક્ષ તરફથી 'સર્વ ગુણ સંપન્ન' નો ઇલ્કાબ પામેલા રાજાના આ પ્રેમ-લગ્ન વિષય પરત્વે જ મી. બોલ્ડવીનનો રાજા પ્રત્યે વિરોધ હતો એમ માની લેવાને કંઇ પણ કારણ નથી. આ તો ફક્ત એક બહાનું હતું. અંદર ખાનેથી ઉંડા રાજકીય કારણો હતા. આ રાજાને આમવર્ગ તરફ સહાનુભૂતિ તથા પ્રેમ હતો, અને તે ઉપરાંત તેનું સમાજવાદ તરફ વલણ હતું. તેઓ સોવીયેટ રશીયાની પાંચવર્ષીય આર્થિક યોજનાઓમાં ખાસ રસ લેતા હતા અને આવતે વર્ષે મોસ્કો જવાનો પણ વિચાર કરતા હતા એમ ચર્ચાતું હતું. કહેવાય છે કે રાજકુંવર હતા ત્યારે એક વખત ઓચિંતા જ તેમણે ખાણ પ્રદેશમાં મુસાફરી કરીને પછી આપેલ ભાષણમાં પ્રધાન મંડળની ખૂબ જ ઝાટકણી કાઢી હતી કે "જ્યારે લોકોની આવી ખરાબ દશા છે ત્યારે પ્રધાનો શું કરી રહ્યા છે ?" તે વખતથી જ તેમની હીલચાલ પર ખાસ ધ્યાન રાખવામાં આવતું હતું. વળી ટુંક સમય પર જ એમણે દક્ષિન પ્રદેશની મુસાફરી કરી હતી તે પરત્વે તેમને પ્રધાનમંડળ સાથે ખરેખર ચકમક થઇ હતી. રાજાએ ત્યાંના લોકોને "હું તમારે માટે કંઇ પણ કરીશ." એમ વચન આપ્યું હતું. રાજ્યબંધારણીય રાજા આ પ્રમાણે પ્રધાન મંડળને ન ગમે તે પ્રમાણે વર્તે અને તે પણ મુડીવાદી સમાજમાં એ કેમ બને ? મુડીવાદીઓના મુરલીના સૂર પર નૃત્ય કરતા વડાપ્રધાન બોલ્ડવીન તથા તેનું પ્રધાનમંડળ આ કેમ સહન કરી શકે ? આવી રીતે આમવર્ગ સાથે ખુલ્લી રીતે એકતા કરનાર ને તેમને સહાય કરવાનું વચન આપનાર રાજાએ બીજા પણ કેટલાંક નાના પરંતુ અક્ષમ્ય 'ગુન્હાઓ' કર્યા હતા. પોતાના ભાષણમાં "અમે" ને બદલે એકવચની "હું" નો પ્રયોગ અને હિંદ વિષે બોલતા તેને પોતાનું સામ્રાજ્ય કહેવાને બદલે 'સંસ્થાન' (Dominion) તરીકે ઉલ્લેખ્યું, આ ગુન્હાઓ કંઇ રાજ્યબંધારણીય રાજા અને તેના પ્રધાનમંડળ વચ્ચેનો વહેવાર સહેલો કરે એમ નહતું. આવા સ્વતંત્ર વિચારવાળો રાજા પોતાના સર્વોપરિ અધિકાર (Prerogative) નો ઉપયોગ મરજીમાં આવે ત્યારે ચોકકસ જ કરે. આનો ઉપયોગ જો મુડીવાદીઓના હિતમાં થાય તો તો ફીકર નહિ પરંતુ આમવર્ગ તરફ સહાનુભૂતિ ધરાવતા રાજા તરફથી મુડીવાદીઓને મદદ મળે, એ તો અશક્ય જ હતું.

આથી આ આડખીલીરૂપ રાજાને દૂર કરી શકાય અને તે પણ સહેલાઇથી ને લોકમતને ઉશ્કેર્યા વગર તો ઘણું સુંદર–એમ માનીને એમના પ્રેમલગ્નના વિષયનો ઉપયોગ કરવામાં આવ્યો. કારણ કે મીસીસ સીમ્પસન એક તો આમવર્ગની સ્ત્રી ને તેમાં વળી અમેરિકન. ઇંગ્લંડના લોકોમાં અમેરિકનો પ્રતિ અમુક પ્રકારની અત્યંત ઘૃણા છે (કદાચ આવિર્ભૂત કારણ એજ હોય કે આ લોકો ઇંગ્લંડની સલ્તનતમાંથી 'બળજબરીથી' છુટા થએલ હતા). તેમાં વળી તેના બન્ને જુના (Ex-husbands) પતિ હયાત અને આવી સ્ત્રીને પરણવાની રાજાની જીદ. આના કરતા વધુ સારો મોકો ક્યારે મળવાનો હતો ?

વડાપ્રધાન બોલ્ડવીને એવી કુનેહ ભરેલ રીતે પોતાના પાસા ફેંક્યા કે વિનીતપક્ષ તથા કહેવાતા સમાજવાદીપક્ષ (Socialist Party) પરંતુ ખરું જોતા તો ફક્ત સુધારકપક્ષ ( Reformist Party ) ના નેતાઓએ પણ તેને ટેકો આપ્યો. ' રાજ્યબંધારણનો સવાલ છે એમ કહીને એવી રીતે સર્વેને ભોળવ્યા કે ઉદ્દામ સમાજવાદીપક્ષના સભ્યો પણ એની સાથે એકમત થયા. આ પ્રમાણે સમાજવાદીપક્ષના સભ્યોએ આમવર્ગની ખરી સેવા કરવાની તક ગૂમાવી એટલું જ નહિ પણ તેઓ મુડીવાદી પ્રત્યાઘાતીઓને મદદરૂપ થઇ પડયા. ખરૂં જોતા આ પ્રશ્ન ઘણો જ અગત્યનો હોવાથી રાજ્યબંધારણમાં રાજાએ માગેલ ફેરફારો કરવા કે નહિ તે માટે લોકમત જાણવો જોઇતો હતો. પરંતુ રાજા લોકોનો લાડીલો હોવાથી વખતે સામાન્ય ચુંટણી એની તરફેણમાં પરિણમે એ બીકે તથા વિરોધપક્ષની આ તક કુશળ રીતે ઉપયોગમાં લેવાની નાલાયકીથી આ સવાલ મી. બોલ્ડવીને ઉભોજ થવા ન દીધો; એટલું જ નહિ પરંતુ આમસભામાં પણ એવી રીતે કામ લીધું, કે રાજ પક્ષી કંઇપણ ચળવળ થઇ શકી જ નહિ. પોતાની સત્તાનો બંધારણીય રીતે ગેરઉપયોગ બોલ્ડવીને કર્યો એમ કહેવામાં બીલકુલ અતિશયોક્તિ નથી. બોલ્ડવીનના આવાં વલણ ને વર્તણુકને લીધે પોતાની સર્વોપરિ અધિકાર નો અબંધારણીય રીતે ઉપયોગ અથવા તો સ્વેચ્છાથી તાજ ત્યાગ કરવાની ફરજ એવી કઠિન સ્થિતિમાં રાજા મુકાયા. જો રાજાએ પોતાના સર્વોપરિ અધિકારનો ઉપયોગ કરીને રાજ્યમહા બરખાસ્ત કરી હોત તો તો તરત જ રાજા વિરૂદ્ધ પ્રજાનો પ્રશ્ન ઉપસ્થિત કરવાનો સુલભ મોકો મળતે. ઇંગ્લંડના લોકોની મનોદશા ખરેખર ' આત્મવંચનીય ' અને અતિશય સૂચના વશ છે. આવી રીતે રાજ્ય બંધારણનો મહાન પ્રશ્ન રાજાને હાથે જ ઉભો થતે તો રાજાની આમ વર્ગમાંની પ્રતિષ્ઠા ને માન વગેરે સર્વે ધોવાઇ જતે. રાજા ગમે તેમ પણ શાહીવાદી બ્રીટીશ સલતનતનો સમ્રાટ્ અને સલતનને તેના આંતરરાષ્ટ્રીય સ્થાનને ફટકો પડે એવી વસ્તુસ્થિતિ ઉભી કરવાને નારાજ હતા એમાં કંઇ નવાઇ નથી. તેથીજ સ્વેચ્છાથી તેમણે તાજ ત્યાગ કર્યો. બધું સહેલાઇથી પાર પડયું, ઇજ્જત ! ( Prestige ) સચવાઇ એમ કહેવાય. લોકશાસની પદ્ધતિના વિજયના ઠેકઠેકાણે ગુણ ગાન ગવાયાં.

મીસીસ સીમ્પસનના બંને પતિ હયાત છે એ જ મુખ્ય વાંધો છે. એમ જે દલીલ કરવામાં આવી હતી તેમાં પશ્ચિમના નીતિ ધોરણ પ્રમાણે જોતાં કંઇ વજુદ લાગતું નથી. ત્યાંના ખાસ વર્ગની નીતિ (morality)નું પ્રમાણ કેટલું ઉચ્ચ છે તે તો જગ જાહેર જ છે. બે વખત લેવાયલ છુટાછેડાથી એટલું તો સિદ્ધ થાય છે કે મીસીસ સીમ્પસનમાં મનોવૃત્તિની સ્થિરતા ( emotional stability ) નથી. તેથી જ તેનું ત્રીજી વખતનું લગ્ન સફળ નીવડશે કે કેમ એ શંકાસ્પદ છે, આમ[...] તે દલીલ કરે છે. આ દલીલ પ્રમ[...] આવ્યો ન હય સામ્રાજ્યના સમ્રાટ્ આવી અ[...] બાબતસર ભાવાળી સ્ત્રી સાથે લગ્ન કરે એ હતો. ઓચિકહેવાય કારણ કે મહારાણીનું સર્વે વર્તમાન લોકોમાં પોતાની પ્રતિભા આવી પૌર્ણ હોવી જોઇએ પડેલું કે આ નિં નિષ્ફળ નીવડયું તેથી અસ્થિર સહજ સિદ્ધ થતી નથી અને તેમ હોય છતાં ત્રીજું લગ્ન પણ નિષ્ફળ જ નીવડશે એમ માની લેવાને કઇ ખાસ કારણ નથી. ઘણાયે બીજીવારના કે ત્રીજીવારના લગ્ન ફતેહમંદ નીવડયા છે. જે સ્ત્રી રાજા એડવર્ડ જેના

અનુભવી પુરુષના હૃદયને, હચમચાવી મુકે અને દુનીયાની શ્રેષ્ઠ મહત્તનતના તાજનો ત્યાગ કરવાના વિચારનો પણ ઉદ્ભવ કરાવે તે સ્ત્રી અસાધારણ જ હોવી જોઇએ. આવી દલીલો તો ફકત બુદ્ધિસંપન્ન આત્મવંચના ( Rationalization ) છે. આમવર્ગની સ્ત્રી સાથે સમ્રાટથી ન જ પરણી શકાય એ જ અંદરખાનેથી રૂઢીચુસ્ત વિચાર પ્રવર્તમાન છે.

જો મી. બેલ્ડવીને આ વિષય પર લોકમત મેળવવા સામાન્ય ચુંટણી કરી હોત તો રાજાપક્ષી પરિણામ આવતે જ એમ માની લેવાનું કંઇપણ કારણ નથી. રાજા લોકોમાં લાડીયો છે એ બીકથી ખાસ કરીને અથવા તો બીજા કોઇપણ કારણથી સામાન્ય ચુંટણી આવા મહત્વના પ્રશ્ન પર ન કરાવી એ ' લોકશાસન ' પદ્ધતિની અવગણના થઇ છે. એમાં કંઇ પણ શંકા છે ? ઇંગ્લંડની પ્રજાની આત્મવંચનાનો તાજો જ દાખલો તો એબીસીનીયાનો કિસ્સો છે. લોકમત ભોગવવા ખાતર મી. બેલ્ડવીને સર સેમ્યુઅલ હોર પાસેથી રાજીનામું લીધું, મી. ઇડનને તેની જગ્યા આપવામાં આવી છતાં પણ મોઢાની મહાનુભૂતિની નીતિમાં તો કંઇ પણ ખાસ ફેરફાર ન જ થયો અને તે ઉપરાંત એ જ સર સેમ્યુઅલ હોર થોડા સમયમાં પાછો પ્રધાન મંડળમાં દાખલ થયો. લોકશાસન એ લોકમતની કેવી ફતેહ !

જ્યાં રાજા હોય ત્યાં ખાસ વર્ગની ( Aristocracy ) જરૂરીઆત ખરીજ. તેથી વિશેષ હક (Privilege) રાજા અને રાજ્યમંડળની આમવર્ગથી ભિન્નતા, તેની એક જાતની સર્વ લોકોમા પ્રતિભા (awe), તથા સમાજમાં ચોકકસ પ્રકારની અસમાનતા વગેરે પણ ચોકકસ જ. આથી ખરૂં સ્વાતંત્ર્ય ને લોકશાસન રાજ્ય બંધારણીય રાજા નીચે પણ અશકય છે. કારણ કે જેવો રાજા ખરેખર લોકશાસની ( democratic ) બનવા ઇચ્છે (દાખલા તરીકે આમવર્ગમાં સમાનતાથી ભળે ને પોતાની ભિન્નતા દૂર કરેલા આમવર્ગમાં પરણે) કે તરતજ રાજાશાહી (Monarchy) ભયમાં આવી પડે.

ઇંગ્લંડની પ્રજા શાહીવાદી, રૂઢીચુસ્ત અને આત્મવંચનીય છે એ તો નિર્વિવાદ છે. આ આત્મવંચના કેટલી હદ સુધી પહોંચી છે તે તાજ ત્યાગ પછીથી એડવર્ડ તરફની તદ્દન ઉલટી ગયેલ મનોદશા બતાવી આપે છે. થોડા કલાક પહેલાનો સર્વગુણસંપન્ન' અને લોકોનો લાડીલો એડવર્ડ તાજ ત્યાગ પછી તરતજ રાજ્યકર્તાના ગુણ વિહીન તરીકે ઉલ્લેખાય, કે કેંટરબરીના આર્કબીશપ જેવા ધર્માધિકારી પહેલા બોલવાને બદલે પાછળથી રેડીઓ પર એમની સામે આવા પ્રહાર ભરેલે અને તેવી કરણ ભાષામાં કરે એ ઇંગ્લંડના જેવી રૂઢીચુસ્ત અને પ્રત્યાઘાતી મનોદશા સિવાય બીજે કયાંય ન સંભવી શકે. સર્વગુણસંપન્ન રાજા પોતાને ખરી રીતે ફરજીયાત છોડવી પડેલ ગાદી મારે થોડા કલાક પછીથી ગુણવિહીન થઇ જાય એટલું જ નહિ પરંતુ પવિત્ર વિશ્વાસ ! ( Sacred trust ) ને લાત મારનારો કહેવાયો ! પવિત્ર વિશ્વાસનું તત્વ પણ એટલામાંજ કે આમવર્ગની સ્ત્રી સાથે પ્રેમલગ્ન ન કરી શકાય ? ધર્મસંસ્થા (Church) હમેશા રૂઢીચુસ્ત, પ્રત્યાઘાતી અને મુડીવાદના રેકારૂપ છે તેનો આ નવો પુરાવો છે; આ તાજત્યાગને કેળવાયેલ લોકશાસન ( disciplined democracy ') અને લોકમતની ફતેહના દ્રષ્ટાંત તરીકે ઓળખાવવો એ ખરેખર શબ્દવિકૃતિ જ છે.

એડવર્ડ રાજાએ તાજત્યાગ કરવામાં અજબ સહિષ્ણુતા તથા ભોગવૃત્તિ ( sacrifice ) બતાવી છે એમાં બે મત હોય શકેજ નહિ. એટલુંજ અફસોસજનક છે કે એમણે ડયુકનો ખિતાબ સ્વીકાર્યો છે. કારણકે આથી વર્ગભેદનો ચીલો તો ચાલુ જ રહ્યો ને !!

# સ્ત્રીઉન્નતિનું પવિત્ર કાર્ય : ભાવભીનું સ્વાગત

વ્યાખ્યાતા :

**શ્રીમતી લેડી વિદ્યાબહેન રમણભાઈ નીલકંઠ**

— અખિલ ભારતીય મહિલા પરિષદનું અગીઆરમું અધિવેશન અમદાવાદમાં તા. ૨૩મી ડીસેમ્બર ૧૯૩૬ થી શરૂ થયું છે. એની સ્વાગત સમિતિના પ્રમુખ-સ્થાનેથી શ્રીમતી લેડી વિદ્યાબહેન રમણભાઈ નીલકંઠનું ભાષણ અત્રે આપ્યું છે. —

સન્નારીઓ અને સજ્જનો,

અમારા પુરાણા શહેરમાં મળનારી અખિલ હિંદ મહિલા પરિષદની અગીઆરમી બેઠકની સ્વાગત સમિતિના અધ્યક્ષ સ્થાનેથી એ પરિષદના અધિકારીઓ તેમજ પ્રતિનિધિઓને આવકાર આપવાની માનભરી ફરજ હું મારે માટે મોટું ગૌરવ સમજું છું. આપ સર્વને અત્રે પધારેલાં જોઈ મને જે હર્ષ થાય છે તે દર્શાવવા મારી પાસે જોઈતા શબ્દો નથી. આપણાં પુરાણોમા, શેષનાગને એક સહસ્ત્ર મુખ હતાં એમ કહેવાય છે. મારે તો એક જ મુખ છે, પરંતુ સ્વાગત સમિતિનાં સભ્યો જેની સંખ્યા હજારથી પણ વધુ છે, તે સર્વની તરફથી આપનો સત્કાર કરવાનું સુભાગ્ય મને પ્રાપ્ત થયું છે એ આપને જણાવતાં મને આનંદ થાય છે.

આ બેઠકનાં પ્રમુખ તરીકે મીસીસ કઝીન્સની વરણી થઇ છે તે માટે અમદાવાદ શહેર ગર્વ લઇ શકે. અમે તેમને અમારા હાર્દિક અભિનંદન આપીએ છીએ. ઘણાની જાણ બહાર કદાપિ એ વાત હશે કે મીસીસ કઝીન્સ તે આ પરિષદના આદ્ય પ્રણેતા છે. હિંદનાં સ્ત્રી કાર્યકર્તાઓનું સંગઠન કરવાનો પ્રથમ ખ્યાલ તેઓને આવેલો અને સને ૧૯૨૬ માં તેમનાં કેટલાંક પુનામાં એકઠાં મળી નાની શરૂઆત કરી આ કાર્યનો આરંભ કર્યો. તેઓને સ્વપ્ને પણ ધારણા નહીં હોય કે તેમણે રોપેલા નાના બીજમાંથી આ પરિષદ રૂપી વિશાળ, ડાળપાંખડાંવાળું વૃક્ષ ઉગી નીકળશે. આ પરિષદનાં આ રીતે મીસીસ કઝીન્સ પ્રણેતા છે, એટલું જ નહીં પણ તેઓ આયર્લાંડના વાસી હોવા છતાં સ્વદેશ તરીકે માનેલા હિંદના હિત માટે તેમણે આત્મભોગ આપ્યા છે; તેમજ સિદ્ધાંતને અનુસરવાની નિડરતા, કાંઇપણ ઉહાપોહ કર્યાં વગર શાંત રીતે હિંદની સ્ત્રીઓની ઉન્નતિ માટે સતત કરેલા પ્રયાસો વગેરે શુભ ગુણો માટે અમે પૂજ્યભાવથી તેમને નમન કરીએ છીએ.

બે વર્ષ ઉપર આ પરિષદની બેઠક અમદાવાદમાં રાખવા માટે અમે આમંત્રણ આપ્યું હતું. પરંતુ તે વખતે આ શહેરમાં ચાલતા મેનેંજાઇટીસના સખત રોગને લીધે એ વિચાર લાચારીએ પડતો મુકવો પડયો હતો. તે વખતે કરાંચીએ આમંત્રણ આપ્યું અને મુંબાઇ ઇલાકામાં આ પરિષદ ફરી ભરતાં ઘણાં વર્ષ વીતશે એમ અમને લાગ્યું. ૧૯૩૫ ની નાતાલમાં ત્રિવેંદ્રમ ખાતે દસમી

પરિષદ ભરાઇ ત્યાર પછી પરિષદની ગુજરાત શાખાએ ફરી આમંત્રણ મોકલવા વિચાર કર્યો. આ માગણી સ્વીકારવામાં આવી જેથી અમને હર્ષ તથા સંતોષ થયો છે. અમદાવાદને આંગણે સ્ત્રીજાતિની ઉન્નતિને અર્થે અવિશ્રાંત શ્રમ કરનાર ઉત્સાહી સ્ત્રી કાર્યકર્તાઓનું સંમેલન આજે મળે છે તે શહેરનું અપૂર્વ સુભાગ્ય છે.

આવી પરિષદો શું કાર્ય કરી શકે એમ પૂછવામાં આવે છે. અમારો નમ્ર જવાબ એ છે કે, અમુક આચરણ કરતાં પહેલાં જેમ એક વ્યક્તિને વિચાર કરવાની જરૂર પડે છે તેમ પ્રજાને પણ કાર્યપદ્ધતિ અમલમાં મૂકવા પહેલાં વિચારણા કરવાની જરૂર છે. પોતાનું ધ્યેય પ્રાપ્ત કરવા માટે કયા માર્ગ લેવા તે સારૂ બુદ્ધિપૂર્વક વિચાર કરવાનો હોય છે. પ્રજાની શ્રેષ્ઠ બુદ્ધિશાળી વ્યક્તિઓ, જેમનો એક સરખો હેતુ હોય તેઓ મળી ચર્ચા કરી માર્ગસૂચન કરે, તો જ આ કામ શક્ય બને. આ દેશનાં સર્વ સ્થળોમાં સ્ત્રીવર્ગની ઉન્નતિ માટે શાંત રીતે કામ કરતી અનેક નાની મોટી સંસ્થાઓ છે. સ્ત્રીઓની સામાજિક ઉન્નતિ અને કેળવણી વિષયક પ્રગતિ માટે તેઓ યથાશક્તિ પ્રયાસ કરી રહી છે. એ સર્વને એકત્રિત કરી, તેમના કાર્યક્રમને બીજા સાથે સરખાવી તેઓને દિશા સૂચન કરવું એ અતિ આવશ્યક છે. માટે એ સંસ્થાઓનાં કાર્યકર્તાઓને એકઠાં મેળવી તેમના કાર્યની હકિકતો જાણવાની અગત્ય છે, અને એ રીતે ઘણીવાર થતો શક્તિનો વ્યય અટકાવી શકાય તેમ છે, વળી એક બીજાને મળીને વિચારોની આપ-લે થઇ શકે, તેમજ પ્રખર કાર્યકર્તાઓનાં અનુકરણીય દૃષ્ટાંત જીવનમાં ઉતારવાનો પ્રસંગ મળે, એ લાભ આવી પરિષદોમાં મળી શકે જે અમૂલ્ય છે. કોઇ પણ મહત્ત્વના કાર્ય માટે એકત્ર વિચારણાની જરૂર છે. જગતમાં સર્વ એવાં કાર્યો આ પદ્ધતિથી કરવામાં આવે છે એ જાણીતું છે:

દસ વર્ષની ટુંકી કારકીર્દીમાં અખિલ હિંદ મહિલા પરિષદે દેશમાં ગૌરવભર્યું સ્થાન પ્રાપ્ત કર્યું છે અને સ્ત્રીઓને લગતા પ્રશ્નો સંબંધે એ સંસ્થા પ્રમાણભૂત ગણાય છે. એ સંસ્થા સંબંધી માહિતી ગુજરાત અને કાઠીઆવાડમાં સ્થળે સ્થળે મળે તે માટે અમારી શાખાએ પ્રચાર સમિતિ નીમી હતી. આ સમિતિએ ઘણાં ગામોમાં પ્રવાસ કરી સ્ત્રી વર્ગની સહાનુભૂતિ મેળવી છે મને જણાવતાં ઘણોજ આનંદ થાય છે કે જ્યાં જ્યાં તેઓ ફર્યાં છે અને જ્યાં સ્ત્રીઓની સભા પરિષદના ઉદ્દેશો સમજાવવા ભરી છે ત્યાં સખ્યાબંધ સ્ત્રીઓએ હાજરી આપી પ્રચાર કાર્યકર્તાઓને પ્રોત્સાહન આપ્યું છે. સ્ત્રી વર્ગમાં જે અજબ જાગ્રતિ આવેલી જોઇ તેથી તેઓને આનંદાશ્ચર્ય થયું છે. ઉત્સાહી બહેનો પોતાની શક્તિ અને સ્થિતિ તથા જરૂરીઆત મુજબ અક્ષરજ્ઞાનના વર્ગો, સીવણના વ્યાયામના અને ઔદ્યોગિક વર્ગો ચલાવી રહી છે, એમ તેમના જોવામાં આવ્યું. સ્ત્રી વર્ગની દશા સુધારવા માટે આ બહેનો સ્વભોગ આપી રહી છે તે ખરેખર વખાણવા લાયક જણાયો. તે સાથે તેમને એ પણ માલમ પડ્યું કે એ દિશામાં હજી બહુજ વધારે કામ કરવાનું પડ્યું છે. ત્રાસદાયક દરિદ્રતા, અભણતા અને આરોગ્યજ્ઞાનનો અભાવ એ સર્વની ગંભીર સ્થિતિ પ્રચાર સમિતિના અનુભવમાં આવી તે પરથી સ્ત્રીઓની ઉન્નતિનું કાર્ય હાથમાં લઇ તે ધપાવવાની પ્રબળ ઇચ્છા સ્વાગત સમિતિનાં સભ્યોમાં ઉત્પન્ન થઇ છે.

આખા જગતમાં વસતી સ્ત્રીઓ, સ્ત્રીઓ તરીકે એકત્વ ધરાવે છે અને સ્ત્રીઓના સર્વ પ્રશ્નોમાં રસ લેતી બહેનો દેશ પરદેશથી પ્રતિવર્ષ આ પરિષદમાં હાજરી આપે છે એ

ખુશીની-વાત છે. બધા દેશોને પોતપોતાના પ્રશ્નો હોય છે જ અને સ્ત્રીજાતિ જગતમાં ઓછાવત્તા અંશે અન્યાય પામેલી છે એટલે મનુષ્ય તરીકેનું સ્થાન મેળવવા માટે સર્વેનું દૃષ્ટિબિંદુ એકજ હોઇ શકે. સ્ત્રીજાતિ માટે સહાનુભૂતિ ધરાવતી જે કાર્ય કરતી પરદેશી બ્હેનો મીસ એગેથા હેરીસન વગેરે દૂર દેશાવરથી અત્રે પધારી છે તેમને અમે આવકાર આપીએ છીએ.

આખા હિંદ દેશની પરિષદ ભરવાનું મહાન કાર્ય અમે ઉપાડયું ત્યારે જ તેની મહત્તાનો અમને ખ્યાલ આવ્યો હતો. આને સારૂ અમારાં સર્વ સભ્યોના પૂર્ણ ટેકાની જરૂર હતી. મારે સહર્ષ કહેવું જોઇએ કે પ્રત્યેક સભ્યે આ પરિષદને સફળ કરવા માટે પોતાનાથી બને તેટલું સર્વ કર્યું છે અને પ્રસંગોચિત કાર્યદક્ષતા વાપરી છે. તેમ છતાં અમારી ઉણપો અમે જાણીએ છીએ. જે બ્હેનો દૂર દૂર પ્રાંતોથી આ પરિષદના શુભ કાર્યમાં સામેલ થવા આવ્યાં છે તે સર્વને મારી નમ્ર વિનંતિ છે કે જે જે અગવડો તેમને વેઠવી પડે તે માટે ઉદારતાથી અમને ક્ષમા કરશો. જેઓએ આવી પરિષદો ભરી છે તેઓ અમારી મુશ્કેલીઓનો ખ્યાલ કરી શકશે અને અમારી તરફ મોટું દિલ રાખશે

અમારી સંસ્થા બહારના જે જે સજ્જનોએ અમારી પરિષદને મદદ કરી છે તેમનો અંતઃકરણ પૂર્વક આભાર માનવાની હું મારી ફરજ સમજું છું. ગુજરાત કોલેજના પ્રીન્સીપલ શીરાઝે ગુજરાત કોલેજ તથા જ્યોર્જ ધી ફીફ્થ હોલ વાપરવા દેવાની જે કૃપા કરી છે તેથી અમારી ઘણી મુશ્કેલીઓ દૂર થઇ છે. અને તે ખાતે તેમનો અમે અત્યંત આભારી છીએ. અમારા પ્રતિનિધિઓના ઉતારા માટે બંગલા માલીકો પાસે માગણી કરતાં તેમણે પોતાનાં મકાનો વિના સંકોચે અમને આપ્યાં છે જે માટે તેમનો જેટલો આભાર માનીએ તેટલો ઓછો છે. 'અમારાં બહાર ગામનાં સ્વાગત સભ્યો માટે પ્રીતમનગરના બંગલાઓ અમને તેના માલીકોએ ઉદારતાથી વાપરવા આપ્યા છે તે માટે તે સર્વનો ઉપકાર માનવાનો છે. મ્યુનીસીપલ સ્કુલ બોર્ડે શાળાનું મકાન વાપરવા માટે આપ્યું તે ખાતે તેમનો આભાર માનું છું. અમદાવાદ મ્યુનીસીપાલીટીએ અનેક રીતે સહાયતા કરી છે તે ખાતે અમે આભારી છીએ. સર સામાન વગેરે સેંકડો ચીજો આપનાર અનેક સહાયકોનાં નામ અશક્ય છે. પરંતુ એ સહુના સહકાર વગર અમે કાંઇજ વ્યવસ્થા કરી ન શક્યાં હોત એ નિઃસંશય છે.

આ શહેરમાં પ્રથમ આવનારને અને ખાસ કરીને છેલ્લી પરિષદમાં ત્રિવેન્દ્રમ જઇ આ સ્થળ પ્રકૃતિની શોભા કે સૌંદર્યથી વંચિત લાગશે પરંતુ મુસલમાની રીયાસતના સમયમાં બંધાએલા, મધ્યયુગની સ્થાપત્ય કળાના ઉત્તમ નમુનાઓ આ શહેરમાં ધરાવે છે. વર્તમાન સમયમાં આ શહેરની પ્રતિષ્ઠા ઔદ્યોગિક સ્થળ તરીકે છે અને કાપડના વણાટનાં સ્થાનોમાં હિંદમાં બીજા નંબરનું આ શહેર ગણાય છે. ઉદ્યોગમાં રચ્યુંપચ્યું રહેવા છતાં આ શહેરમાં ઘણી કેળવણીની સંસ્થાઓ છે અને પરોપકારની તેમજ 'જનહિતની અનેક સંસ્થાઓ તે ધરાવે છે. મહાત્મા ગાંધીના પંદર વરસના વાસથી આ શહેર હિંદ બહાર પણ ઘણા દેશોમાં જાણીતું થએલું છે.

અમે આપને સુંદર દૃશ્યો બતાવવા અસમર્થ છીએ; અમારું સ્વાગત અપૂર્ણ અને ખામી ભરેલું હશે. તથાપિ અમારાં હૃદય ભાવભીનાં છે. આજે આપ સહુ આપના કોમી, ધાર્મિક અને રાજકીય મતભેદને કોરાણે મુકી સ્ત્રીઉન્નતિના આ પવિત્ર કાર્ય માટે એકત્ર થયાં છે તે માટે આપનો અત્યંત ઉપકાર માનું છું.

# ફૂલ વેણી

## [૧] આંતરરાષ્ટ્રીય સ્ત્રીજગતમાં ગુજરાતી મહિલાનું સન્માન



શ્રીમતી તારાબહેન માણેકલાલ પ્રેમચંદ

આંતરરાષ્ટ્રીય સ્ત્રી જગતે એક હિન્દી, એક ગુજરાતી મહિલાને આંતરરાષ્ટ્રીય સ્ત્રી સંસ્થાના ઉપપ્રમુખ તરીકે ચુંટીને હિંદી મહિલાઓની સેવાનું યથાયોગ્ય સન્માન કર્યું છે દુનીયાભરના ૪૦ જેટલા દેશોની ચાર કરોડ જેટલી સ્ત્રીઓનું સંગઠન કરી રહેલી ઇન્ટરનેશનલ કાઉન્સીલ ઓફ વીમેન આંતરરાષ્ટ્રીય સ્ત્રી સભાના ગયા ઓકટોબર માસમાં યુગોસ્લાવીયા ખાતે ડુબ્રોવનીકમાં મળેલા સમેલનમાં આ ચુંટણી કરી છે આ ચુંટણીનું માન મેળવનારા ગુજરાતી મહિલા તે શ્રીમતી તારાબહેન માણેકલાલ પ્રેમચંદ ગુજરાતી સમાજમાં તેઓ સુપરિચિત છે

આ સભાના ઉપપ્રમુખોની તેમજ પ્રમુખોની ચુંટણીમાં એક વસ્તુ ખાસ છે સ્ત્રીઓની સ્થિતિની સુધારણા અને સામાજીક પ્રગતિ આ બે આ આંતરરાષ્ટ્રીય સ્ત્રીસભાના મુખ્ય હેતુઓ છે આ બે હેતુઓની સિદ્ધિ માટે પોતપોતાના દેશોમા આગળ પડતું કામ કરનારી સ્ત્રીઓમાંથી, આ હોદ્દેદારોની ચુંટણી થાય છે આ સ્થિતિમા આંતરરાષ્ટ્રીય સંસ્થાઓ કરતાં કાંઇક મોડી થોડાં જ વર્ષો પર અસ્તિત્વમાં આવેલી હિંદની આંતરરાષ્ટ્રીય સ્ત્રી સભાના એક સભ્યને આવા ઉંચા પદ ઉપર ચુંટવામાં આવે એથી હિન્દની સ્ત્રીઓ જરૂર આનંદ પામી છે

હિન્દમાં નેશનલ કાઉન્સીલ ઓફ વીમેનની સ્થાપનામાં અને તેના સંચાલનમાં તેમજ, એની સ્થાનિક શાખા બોમ્બે પ્રેસીડન્સી વીમેન્સ કાઉન્સીલ, –મુંબઇ ઇલાકા સ્ત્રી સભાના સંચાલનમાં શ્રીમતી તારાબહેનનો હીસ્સો મહત્વનો છે ૧૯૩૦ થી ૧૯૪૦ થી તેઓ હિન્દની નેશનલ કાઉન્સીલ ઓફ વીમેનના પ્રમુખ હતાં મુંબઇ ઇલાકા સ્ત્રી સભાના પણ તેઓ ૧૯૨૩–૪ માં પ્રમુખ હતાં ૧૯૩૪ માં પેરીસ ખાતે મળેલી આંતરરાષ્ટ્રીય સ્ત્રી સભામાં તેઓ હિન્દના પ્રતિનિધિ તરીકે ગયાં હતાં હાલમાં તેઓ હિન્દની નેશનલ કાઉન્સીલ ઓફ વીમેનના એક ઉપપ્રમુખ છે અને મુંબઇ ઇલાકા સ્ત્રી સભાની કારોબારી સમિતિના સભ્ય છે

હવે આ આંતર રાષ્ટ્રીય સંસ્થાનો ટુંકો પરિચય કરી લઇએ. સામાજીક ઉન્નતિ અને સ્ત્રીઓની સ્થિતિની સુધારણા માટે કામ કરી રહેલી જુદી જુદી સંસ્થાઓને સંગઠિત અને એકત્રિત કરવાના હેતુથી ૧૮૮૮ માં અમેરીકામાં આંતર રાષ્ટ્રીય સ્ત્રી સંસ્થાની સ્થાપના થઇ હતી લેડી ઇશાબેલ એબરડીનના સુયોગ્ય નેતૃત્વ હેઠળ આ સંસ્થાના આદર્શોનો વિસ્તાર થયો અને દરેક દેશમાં પોતપોતાના દેશ પૂરતી સ્ત્રીસંસ્થાની સ્થાપના થઇ અને એ સંસ્થાઓ આ આંતરરાષ્ટ્રીય સંસ્થા સાથે જોડાઇ

હિન્દમાં નેશનલ કાઉન્સીલ ઓફ વીમેનની સ્થાપના ૧૯૨૫ માં થઇ એના સૌથી પ્રથમ પ્રમુખ લેડી દોરાબ તાતા હતાં આ કાઉન્સીલે વળી દેશના જુદા જુદા ઇલાકાઓમાં પ્રાંતીય શાખાઓ સ્થાપીને સ્થાનિક પ્રદેશને લગતાં કાર્યો કરવા લાગી આ પ્રાંતીય શાખાઓ દેશની કાઉન્સીલ સાથે અને તેના દ્વારા આંતર રાષ્ટ્રીય સંસ્થા સાથે જોડાઇ આ રીતે આજે ૪૦ દેશો આંતર

રાષ્ટ્રીય સ્ત્રી સભામાં સંગ્રહિત થએલા છે અને એનાં સભ્ય સ્ત્રીઓની સંખ્યા ૫ કરોડ જેટલી થવા જાય છે.

યુગોસ્લાવીયામાં આ ઓક્ટોબરમાં ડુબ્રોવનીક ખાતે મળેલી આંતરરાષ્ટ્રીય સ્ત્રી સભામા ૩૫ દેશોની ૩૦૦ પ્રતિનિધિઓ હાજર રહી હતી. એનાં કાર્યને ૧૩ કાયમી સમિતિઓમાં વહેંચી નાખીને ખુલ્લી બેઠકની વિચારણા માટેનું સાહિત્ય તેયાર કરવામાં આવ્યું હતું.

મતાધિકાર અને સમાન નાગરિક અધિકાર માટેના આંતર રાષ્ટ્રીય સ્ત્રી સંઘ તરફથી મીસ મીરેના આલાન્તા સ્કેલીસ, ડૉ. રૅસ્સન અને મીસીસ એમ. વોક્રોવા આવ્યા હતા. યુગોસ્લોવીયાની નેશનલ કાઉન્સીલના પ્રમુખ મીસીસ લીપોસાવા પેટકોવીચે બેઠકો ખુલ્લી મુકી હતી. અને સરકારી પ્રતિનિધિ મીનીસ્ટર જુરો જાન્કોવીચે યુગોસ્લોવીયાની સરકાર તરફથી આંતર રાષ્ટ્રીય સ્ત્રી સભાના પ્રમુખ લેડી ઇશાબેલ એબરડીનને હાઇ ઓર્ડર ઓફ સેન્ટ સાવાને અને બીજાં ત્રણ ઉપપ્રમુખોને બીજા ત્રણ ખીતાબો એનાયત કર્યાં હતા.

લેડી એબરડીને, પ્રમુખસ્થાનેથી વિશ્વસમસ્તની સ્ત્રીઓ જોગ સંદેશ પાઠવ્યો હતો, તેમાં તેમણે દુનીઆની બધીય પ્રજાઓને વિચ્છિન્ન કરી રહેલાં ભયનાં તત્વને નાબુદ કરવાની જરૂર પર ભાર મુકયો હતો અને માનવ જાતિના સંરક્ષણ માટે બધાય દેશોને એકત્ર થવાની તેમણે હાકલ કરી હતી.

મેડમ બ્રુન્સવીગ ફ્રેન્ચ સરકારના પ્રતિનિધિ તરીકે આવ્યાં હતાં. બૌદ્ધિક સહકારની સંસ્થાને મેડમ ડરેફસ-વારન એ સંમેલનને આવકાર આપ્યો હતો.

નવી બોર્ડની ચુંટણી થઇ હતી. તેમાં લેડી એબરડીન ઓનરરી પ્રમુખ ચુંટાયાં હતાં. ઓનરરી ઉપપ્રમુખો તરીકે મેડમ એવરીલ ડીસેન્ટ ક્રોઇક્ષ, ડૉ. એલીસ સોલોમન, લેડી કેડબરી અને મેડમ એલ. ફ્રેટ્કોવીશ ચુટાયા હતા. બીજા ઉપપ્રમુખો તરીકે ડેમ મેરીયા, ઓશીલ્વી ગોરડન, ઇંગ્લેન્ડ: મેડમ બામીન્કોવા, ઝેકોસ્લોવાકીયા; મેડમ બર્ટા પીપીન, લેટવીયા; મેડમ બેટ્સી જેલ્સબર્ગ, નોરવે; મીસ એલીઝાબેથ ઝેલવીગર, સ્વીટઝરલેન્ડ; કાઉન્ટેસ આલ્બએપોનથી, હંગેરી; ડૉ. ઈન્જ પાલી, સ્વીડન, મીસ લીના ફીલીપ્સ, અમેરીકા.

આ બેઠકમાં પસાર થએલા ઠરાવો પૈકી મુખ્ય સ્ત્રી અને પુરૂષના નાગરિક તરીકેના અધિકાર સમાન છે. એ સ્થાપીત કરવાના પ્રયાસ સાર આંતરરાષ્ટ્રીય સંમેલન ભરવાની માગણી કરતો, નીતિના સમાન ધોરણ માટે સ્ત્રીઓના અનીતિ માટે ચાલતા વેપારને લગતા ઠરાવો પણ હતા. વેશ્યાવૃત્તિ નાબુદ કરવાની પ્રશ્નની પણ ચર્ચા થઇ હતી.

## [ ૨ ] જુદા જુદા દેશોમાં સ્ત્રીઓનો દરજજો

સ્ત્રીઓના દરજજા વિષે, જુદા જુદા દેશોની સરકારો અને સ્ત્રીઓની સંસ્થાઓ તરફથી મળેલી યાદીઓ, રાષ્ટ્રસંઘ ( લીગ ઓફ નેશન્સ ) તરફથી પ્રકટ કરવામા આવી છે. ૧૯૩૭ માં મળનારી સંઘની એસેમ્બલીની સામાન્ય બેઠકમાં એના ઉપર ચર્ચા થનાર છે. એ ચર્ચા માટેના હેવાલરૂપે આ યાદીઓ પ્રકટ થઇ છે.

સત્તર દેશોની સરકારો તરફથી, રાષ્ટ્રસંઘની પ્રશ્નાવલિના ઉત્તર આપવામાં આવ્યા છે તેનો આમાં સમાવેશ કરવામાં આવ્યો છે. એ ઉપરાંત પાન પેસીફીક વીમેન્સ એસોસીએશન તરફની યાદી પણ પ્રકટ થઇ છે. તેમાં એવી સૂચના કરવામાં આવી છે કે, સરકારોને તેઓની યાદીઓમાં, સંસ્થાનો, પ્રોટેક્ટોરેટો, અને મેન્ડેટેડ પ્રદેશોમાં સ્ત્રીઓને લગતા જે કનૂનો હોય તેમજ લગ્ન તેમજ સ્ત્રીઓ કે તેઓની મીલ્કતના વેચાણ વી૦ ને લગતા જે કાંઇ દેશી રીવાજો વગેરે ચાલતા હોય તેના સારાંશનો પણ સમાવેશ કરવામાં આવે.

જુદા જુદા દેશોની સરકારો તરફથી જે ઉત્તરો આપવામાં આવ્યા છે તેમાંથી વિગતવાર માહિતી મળી શકે છે. કેટલાક ઉત્તરોમાં એમ પણ જણાવવામાં આવ્યું છે કે, આ આખોય પ્રશ્ન આંતરીક રાષ્ટ્રીય નીતિનો પ્રશ્ન છે અને આંતરરાષ્ટ્રીય કાનૂન માટે એ પ્રશ્ન પ્રતિકૂળ છે. એકંદરે એવાં

બધીય સરકારો એમ ઠસાવવાનો પ્રયાસ કરે છે કે, તેઓના દેશોની સ્ત્રીઓનો દરજ્જો, કદાચ તે પુરૂષોના જેવો જ નહિ હોય તો પણ ઉચ્ચ પ્રકારનો છે અને ધીમે ધીમે એમાં સુધારો થઇ રહ્યો છે. આમ આ પ્રશ્ન પરત્વે સારી છાપ પાડવાના એ સરકારોએ પ્રયત્ન કર્યાં છતાં સમાન અધિકારો આપવાનો દાવો કરનારા દેશોમાંથી પણ જ્યારે વિગતો જોવામાં આવે છે ત્યારે સ્ત્રીઓની ગુલામીના ઘણા પુરાવાઓ મળી આવે છે.

આમાંથી કેટલીક સરકારોના જવાબોનું નિરીક્ષણ કરીએ.

બ્રાઝીલનો જ દાખલો લઇએ એવું નવું બંધારણ જણાવે છે કે જન્મ અની કે જ્ઞાતીને કારણે કાંઇ પણ પ્રકારના ખાસ અધિકારો અપાશે નહિ તેમ ભેદભાવ રખાશે નહિ. ધાર્મિક માન્યતાઓ, રાજકીય વિચારો, સંપત્તિ, સામાજીક વર્ગ, ધંધો કે માબાપોને કારણે પણ આવા ભેદભાવ નહિ બતાવાય એવું પણ છે છતા, એના દીવાની અને ફોજદારી કાનૂનોના જે ઉતારાઓ માહીમાં આપવામાં આવ્યા છે તે ચોંકાવનારી બીનાઓ રજુ કરે છે. એ મુજબ કોઇ પણ ધંધામાં જોડાવા ઇચ્છતી પત્નીએ પતિની સંમતિ ઉછી પણ મેળવવાની રહે છે. નીતિના રક્ષણને નામે, સ્ત્રીઓની મજુરી પર ચોક્કસ અંકુશો છે અને સહુથી વધુ ધ્યાન ખેંચે એવું તો એ છે કે પરિણિત સ્ત્રી જો વ્યભિચાર કરે તો તેને એકથી ત્રણ વર્ષની સજા થઇ શકે છે જ્યારે પતિને જો તે રખાત રાખે તોજ સજા થઇ શકે છે.

તુર્કીમાં પરિણિત દંપતિનું પ્રતિનિધિત્વ ધરાવનારાંઓનો અધિકાર પતિને આપવામાં આવેલો છે. માબાપની સત્તાનો ભેગો ઉપયોગ કરવા સંબંધમાં જો કાંઇ કરાર ન થયો હોય તો પિતાનો નિર્ણય અસરકારક ઠરે છે. પરિણિત સ્ત્રીના નાગરિક તરીકેના અધિકાર પતિના હોય તેજ લેખાય છે. પતિની સંમતિ વિના પરિણિત સ્ત્રી કોઇ વેપાર કે ધંધો કરી શકતી નથી " અલબત્ત, આ સાથે એક એવું નિવેદન પણ છે કે " આ બધા છતા પતિને લગ્નને અંગેનું વાલીપદ મળી જતું નથી " ઉપલા માનવા પતિને કેટલાક ઘણાજ ખાસ અધિકારો તો જરૂર આપે છે.

અહીં બ્રાઝીલ અને તુર્કી એ બે દેશોનાજ દાખલા અહીં ટાંકવામા આવ્યા છે એનું કારણ છે. એ બન્ને દેશોનો દાવો છે કે તેઓના દેશમા સ્ત્રીઓને પુરૂષોના સમાન અધિકારો છે. એ સરકારો તરફથી અપાયલી માહિતીઓમા ન્યાયી અને પ્રગતિમાન ગણાય એવુ ઘણું છે છતાંય એમા સમાનતા નથી.

કોલમ્બીઆ તરફના જવાબમાં એમ જણાવવામા આવ્યું છે કે કોલમ્બીયન સ્ત્રીના સ્વભાવ લક્ષણ મુજબ, એમ કહી શકાય છે કે રાજકીય અધિકારોને તે નિરર્થક લેખાશે એ જણાવ્યા પછી જ્યારે એમ જણાવવામા આવે છે કે માનવ પ્રકૃતિના બધા ય ફળદાયી ક્ષેત્રમાં પુરૂષો સાથે તેઓ હરિફાઇ કરી શકે તે રીતે સ્ત્રીઓમાં આત્મવિશ્વાસ ને શ્રદ્ધા ઉપજાવવાનું કર્ય અગત્યનું છે ત્યારે તો આશ્ચર્ય જ ઉપજે છે. કોલમ્બીયામાં રાજકારણ એ કદાચ ફળદાયી ક્ષેત્ર નહિ લેખાતું હોય. યુરોપમા સ્ત્રીઓ કદાચ એમ ધારતી હશે કે રાજકારણના ફળ કદાચ કડુ હશે પરંતુ કદાચ એ કારણે જ એ ક્ષેત્રને વધારે ખેડવાનુ આવશ્યક થઇ પડે છે

દેશની રાજકીય પરિસ્થિતિ સાથે સ્ત્રીઓ અને બાળકોને ગાઢ સંબંધ નથી રહેલો ?

પ્રમુખના ભાષણ પછી પરિષદને જુદા જુદા પ્રાન્તના પ્રતિનિધિઓએ મુબારકબાદી આપી હતી જેમાં ગ્રેટ બ્રિટનના યંગવીમેન્સ ક્રીશ્ચીયન એસોસીએશન તરફથી, સીલોનની સ્ત્રીઓ તરફથી મીસીસ ડીમેલ, શ્રી અમૃતકુંવર અને રાણી રાજવાવડેએ ટુંક પ્રવચન કર્યા હતા. તેમજ આગાથા હેરીસન તેમજ ઓસ્ટ્રેલીયાની સ્ત્રીઓ તરફથી હાર્દિક અભીનંદન આપવામાં હતાં.

આચાર્ય આનંદશંકર, ડૉ. સુમન્ત મહેતા અને સર મહેબુબ કાદરીએ પ્રાસંગીક વ્યાખ્યાનો કર્યાં હતાં અને ત્યારબાદ આભારવીધી થયા પછી પહેલા દિવસનો કાર્યક્રમ ખતમ થયો હતો.

### સ્ત્રી સંસ્થાઓનો આવકાર

પરિષદના પહેલા દિવસના કાર્યની પુર્ણાહુતી પછી શહેરની જુદી જુદી વીસ સ્ત્રી સંસ્થાઓ તરફથી પરિષદનાં પ્રમુખ, ઉપપ્રમુખો અને પ્રતિનિધિઓને આવકાર આપવામાં આવ્યો હતો અને જણાવવામાં આવ્યું હતું કે જે પરિષદનું ધ્યેય છે તે અમારૂં લક્ષબીન્દુ છે.

આપની પાસે માર્ગસુચનની અમો અપેક્ષા રાખીએ છીએ. આ પરિષદમાં સર્વ કોમો અને સર્વ પ્રકારના મત ધરાવનાર સ્ત્રીઓનું જે સુંદર સંગઠન થયું છે તે પરથી અમે માનીએ છીએ કે હિન્દની સ્ત્રીઓનું ભવિષ્ય ઉજળું છે, અને અમને ખાત્રી થાય છે કે આપણો દેશ જગતના સર્વ દેશો સાથે પોતાનું સ્થાન પ્રાપ્ત કરશે

### વયુ૦ નો સત્કાર

ત્યારબાદ સાંજે સાત વાગે વ્યુ૦ એ મીસીસ કઝીન્સના માનમાં પાર્ટી ગોઠવી હતી જેમાં પ્રતિનિધિ બેનોએ મોટા પ્રમાણમાં ભાગ લીધો હતો. પ્રમુખે મીસીસ કઝીન્સ સાથે વ્યુ૦ સભ્યોની ઓળખ કરાવી હતી અને ઉપહાર લઇ સહુ વિખરાયા હતા.

---

## રાજકીય ક્ષેત્રમાં સ્ત્રી

રાજકીય ક્ષેત્રમાં કામ કરનારી સ્ત્રી કાર્યકરો સમક્ષ સૌથી વધુ અગત્યનો પ્રશ્ન એ છે કે ધારાસભામાં તેઓનો નવો પક્ષ સ્થાપવો કે એક યા બીજા પક્ષ સાથે તેઓએ જોડાઇ જવું ? આ પ્રશ્ન પર પુરતો વિચાર કર્યા પછી હું એવા નિર્ણય પર આવી છું કે, સામાજીક કે બીજા ક્ષેત્રમાં ચાર કે પાંચ સ્ત્રીઓનો સ્વતંત્ર પક્ષ ઘણું કામ સાધી શકશે નહીં એટલે બીજા કોઇ પક્ષ સાથે જોડાવાનો જ માર્ગ મુખ્યત્વે રહેલો છે. તો ધારાસભામા કોઇપણ સંગીન કાર્ય કરી શકાશે.

## આંતરરાષ્ટ્રીય દ્રષ્ટીએ

હિંદની સ્ત્રીઓ તો હમેશાં એકતાને માટે ખડી રહી છે. સ્ત્રીઓમાં કોઇપણ પ્રકારના કોમી ભેદભાવને સ્થાન નથી. ખરૂં કહીએ તો આખી દુનિયાભરમા સ્ત્રીઓનું દ્રષ્ટિબિંદુ આંતરરાષ્ટ્રીય રહેલું છે. આજે હિંદની સ્ત્રી ઘર કુકડી રહી નથી. પોતાના દેશના વહિવટમાં તેનો હીસ્સો તે હવે લેવા લાગી છે.

બેગમ શાહનવાઝ




## સ્વદેશ

**ભગિની સમાજ સંતતિનિયમનનું દવાખાનું** ભગિની સમાજ તરફથી ચાલતા ઉપલા દવાખાનાના ઑન. સેક્રેટરી શ્રીમતી ઉર્મિલા મહેતા (ડૉ. પુરંધરનું મકાન, સેન્ડહર્સ્ટ રોડ, મુંબઇ, જણાવે છે કે

આ દવાખાનું ભગિનીસમાજ તરફથી નવ મહિનાથી ઉઘાડવામાં આવ્યું છે. બ્હેનોને સંતતિનિયમન માટે સલાહની જરૂર હોય તે ગમે તે સ્થળે જાય અને ભરોસાદાર સલાહ મળે જ તેની ખાત્રી નહિ તેથી બ્હેનોને આ બાબતની ભરોસાદાર સલાહ આપવા માટે આ દવાખાનું કહાડવામાં આવ્યું છે. એમાં જે બ્હેનોની આર્થિક સ્થિતિ સારી હોય તેમની પાસે દાક્તરની ફી તથા સાધનોની મૂળ કિંમત લેવામાં આવે છે પણ જે બ્હેનો તે નજ આપી શકે તેમ હોય તેમને બધું તદ્દન મફત આપવામાં આવે છે મફત આપવામાં સસ્તા સાધનો વાપરવામાં નથી આવતા પણ જે સાધનો પૈસા લઇને બ્હેનોને આપવામાં આવે છે તેજ સાધનો તેમને પણ આપવામાં આવે છે. ભગિની સમાજને જે બ્હેનો પૈસા ન આપી શકે તેવી બ્હેનોને મફત સાધનો આપવા માટે પૈસાની મદદ મળી છે. તો બ્હેનોએ શરમ કે સંકોચ રાખ્યા વગર આ દવાખાનાનો લાભ લેવો એ તેમના જ હિતમાં છે.

**સંતતિનિયમનનાં સાધનો શા માટે વાપરવાં?**

૧. દરેક પરિણીત સ્ત્રી પોતાને ક્યારે માતા થવું છે તે નક્કી કરી શકે. એટલે જ્યારે પોતાની શારીરિક, માનસિક ને આર્થિક સ્થિતિ યોગ્ય હોય ત્યારે જ માતા થાય.

૨. બે બાળકની વચ્ચે અંતર રાખી શકે.

૩ ગમે તેવી દવાઓ લઇને ગર્ભપાત કરવાની ઇચ્છા થાય છે તેમાથી બચી શકે

૪ બાપદાદાથી ઉતરી આવતા રોગો ઓછા કરી શકે.

૫ બાળમરણ પ્રમાણ ઓછું કરી શકે.

૬ સુવાવડમાં મરતી બ્હેનોનું મરણ 'પ્રમાણ' ઓછું કરી શકે?

૭ દેશમાં વધુ વસ્તી ને ઘરમાં ભીડ ઓછી કરી શકે.

૮ રખડતા બાળકો ને ભિકારીને લીધે ભીખ માગનારાઓનું પ્રમાણ ઓછું કરી શકે તો બ્હેનો શા માટે સંકોચ પામે છે

ભગિનીસમાજના દવાખાનામાં દાક્તરજ સલાહ આપે છે, ને છેલ્લામાં છેલ્લા ને સૌથી ફળીભૂત થએલાજ સાધનો વપરાય છે

વખત-બુધવાર બપોરે બેથી ત્રણ તથા શનિવાર (ખાસ સ્ત્રી દાક્તર) સાડા ત્રણથી સાડા ચાર ને આ ઉપરાંત સેક્રેટરીને વાત કરવાથી, આ બંને વખતમાંથી એકેય વખત અનુકૂળ નહિ હોય તો દાક્તર સાથે ખાસ વખત નક્કી કરી શકાશે.

**ઉમેદવારોને સ્ત્રીઓની વિનંતિ** મુંબઇ ઇલાકાની સ્ત્રીઓની કાઉન્સીલે મુંબઇ ધારાસભા માટે ઉમેદવારી કરનારાઓ જોગ એક અપીલ પ્રકટ કરી છે તેમાં એવી અરજ કરવામાં આવી છે કે ઉમેદવારોએ ફરજીઆત અને મફત પ્રાથમિક કેળવણી, સ્ત્રીઓની કાયદાને અંગેની હાડમારીઓનો નાશ, સ્ત્રીઓ માટે આર્થિક સ્વતંત્રતા, શારદા કાયદાનો અમલ, મજુરોની સ્થિતિની સુધારણા તથા અસ્પૃશ્યતા નિવારણને લગતા કાયદાઓ કરવા પ્રયાસ કરવા, વળી ધારાસભામાં બાળલગ્ન અટકાવવા માટેના કાયદામાં સુધારો કરતું શ્રી બી. દાસનું બીલ છે તેને પણ ટેકો આપવો.

**સ્ટવ-સગડીનો ભોગ.** (૧) મુંબઇમાં રાનડે રોડ (દાદર) ખાતે રહેતી શાન્તિબાઇ વિઠ્ઠલ નામની ૨૨ વર્ષની યુવતી પ્રાયમસ સ્ટવ

સળગાવવા જતાં દાઝી મરણ પામી. (૨) મુંબઇમાં કાંદાવાડીમાં પિતા સાથે રહેતી ઇન્દુમતી મોહનલાલ નામની ૨૧ વર્ષની પરિણિત યુવતી સ્ટવથી દાઝી મરણ પામી.

**આંતર જ્ઞાતીય લગ્નો :** મુંબઇમાં શાંતા કુંજ ખાતે શ્રી. ચીમનલાલ ગોસલીયા નામના વણિક યુવાને ૨૧ વર્ષની બ્રહ્મક્ષત્રીય યુવતી શ્રી. પ્રમોદા દેસાઇ સાથે સ્પેશીયલ મેરેજીઝ એક્ટ મુજબ લગ્ન કર્યાં. (૨) મુંબઇના સોલીસીટર શ્રી. હીરાલાલ મહેતાના પુત્ર શ્રી. બટુક હીરાલાલ મહેતાએ કુ. ખુરશેદ ઉનવાળા નામનાં પારસી બહેન સાથે લગ્ન કર્યાં છે. લગ્ન પહેલાં કુ. ખુરશેદે હિન્દુ ધર્મ અખત્યાર કર્યો હતો (૩) ડાસરાના દશા નાગર યુવક અંબાલાલ મગનલાલ શાહે ઉજ્જનના વણિક ઇન્દિરા સાથે લગ્ન કર્યાં.

**પતિદેવ ! :** કરાંચીમા એક મુસ્લીમને પત્નીનું ખૂન કરવા માટે જન્મટીપની સજા થઇ છે.

**પિતાને સજા:** બાળલગ્ન પ્રતિબંધક કાયદાનો ભંગ કરીને મીરાના શ્રી. નંદરામે તેમની ૧૩ વર્ષની પુત્રીના લગ્ન ૫૫ વર્ષના વર સાથે કર્યાં હતાં. આથી કેસ થઇ નંદરામ અને તેના ા તેમજ ત્રણ જણને એક માસની કેદ અને ૧૦૦ ના દંડની સજા કરી હતી. એ સામે થયેલી અપીલ અલાહાબાદ હાઇકોર્ટે કાઢી નાખી છે.

**બંગાળી કુમારિકા વિમાનમાં પૃથ્વી પ્રદક્ષિણા કરશે:** વિમાની ઉડ્ડયનની કલામાં મીસીસ એમી મોલીસને જે અપૂર્વ સિદ્ધિ મેળવી તેવી સિદ્ધિ મેળવવાનો પ્રયાસ એક હિન્દી બહેન ટુંક સમયમાં કરનાર છે એવી ખબર ગુજરાતી બહેનોને આપતાં ઘણો જ આનંદ થાય છે. આ હિંદી બહેન ૨૧ વર્ષની વયનાં છે. અને એમનું નામ છે કુમારી સુષમા મુખરજી. એ બંગાળી કુમારિકાએ કલકત્તા યુનિવર્સીટીની બી. એ ની પદવી હાલમાં જ મેળવી છે અને કલકત્તાના ડમડમ એરોડ્રામમાંથી પાયલોટનું લાયસન્સ પણ મેળવ્યું છે. કુમારી સુષમા ઘણી જ્યપળ તરુણી છે. તેના સ્વભાવમાં સાહસ છે. અને સાહસને જીવનમાં ઉતારીને તે મહાન સિદ્ધિ મેળવવાની અભિલાષા રાખે છે. જીવનનું મોટામાં મોટું સાહસ ખેડવાની તેની મુરાદ છે. એ સાહસ તે વિમાનમાં પૃથ્વીનો પ્રદક્ષિણા કરવાની યોજના છે.

આવતા વર્ષમાં દુનિયાભરમાં વિમાનદ્વારા ઉડી વળવાની તેની અભિલાષા છે. તેણે આ નિર્ણય કરી નાંખ્યો અને એને લગતી તૈયારીઓ પણ તેણે આરંભી દીધી છે. ચીન, જપાન, મંચુરીયા, રશીયા, જર્મની, ફ્રાન્સ અને ઇંગ્લાંડ એ દેશોનો તે વિમાનમાં પ્રવાસ કરશે અને તે પછી આટલાંટીક મહાસાગર ઓળંગીને અમેરિકા જવાનો પ્રયાસ કરશે.

એવીએટર તરીકેની યોગ્યતા પ્રાપ્ત કરનારી મહિલાઓમાં સૌથી પ્રથમ હિન્દી સ્ત્રી હોવાનું માન કુમારી સુષમા મુખરજીને ફાળે જાય છે. કલકત્તાથી દીલ્હી, મુંબઇ, મદ્રાસ અને રંગુન કેટલીય વાર તે વીમાની પ્રવાસ ખેડી આવી છે અને હિંદની ' એમી 'નાં બહુલસીયાં નામે તે વિમાની મંડળોમાં અને મિત્રો સ્નેહીઓમાં ઓળખ ય છે.

કુમારી સુષમા મુખરજીના આ સાહસને ફતેહ મળે તે માટે આર્થિક તેમજ અન્ય રીતની સહાય કરવાની અપીલ હિન્દના અગ્રગણ્ય નેતાઓ તરફથી બહાર પડેલી છે. હિન્દી પ્રજાને આ પ્રમાણેની વિનંતી કરનારાઓમા કવિવર રવીન્દ્રનાથ ટાગોર, સર જગદીશચંદ્ર બોઝ, આચાર્ય પ્રફુલ્લચંદ્ર રોય, ત્રીપુરાના મહારાજા અને શ્રી સુભાષચંદ્ર બોઝના નામો મુખ્ય છે. હિન્દી પ્રજાજનો આ બંગાળી હિન્દી તરૂણીનાં સાહસને આર્થિક સહાય કરીને પ્રોત્સાહન આપે એવી અભિલાષા છે.

**પત્ની પર અત્યાચાર :** શ્રી. મોહન કિસાન કૌલ નામના કાશ્મીરી પંડિત જ્ઞાતિના એક ગ્રેજ્યુએટે તેની પત્નીને તેના બાપને ત્યાંથી પૈસા લાવવા જણાવ્યું. પત્નીએ ના પાડી એટલે શ્રી. કૌલે પત્નીની એક આંખ ખેંચી કાઢી. આવા પ્રકારનો અત્યાચાર ગુજારનારને બરાબર બોધપાઠ મળે તે માટે શ્રી. નગરમાં કાશ્મીરી પંડિત જ્ઞાતિની સભાએ એના કુટુંબને જ્ઞાતિ બહાર મૂકવાનો, જાહેર માફી મગાવવાનો, તેની ઠાઠડી કાઢવાનો અને સહાનુભૂતિમાં એક દિવસ ઉપવાસ કરવાનો ઠરાવ કર્યો છે. વળી ઠામ ઠામ સ્ત્રીઓની સભા ભરવા પણ ઠરાવ્યું છે. આકરાં પગલાં લેશે પણ તે પહેલાં જ્ઞાતિએ પણ યોગ્ય પગલાં લીધાનો આ બનાવ અજોડ લેખી શકાય.

**હિન્દી વિદ્યાર્થિનીઓ માટે શિક્ષણ પ્રવાસ :** હિન્દી વિદ્યાર્થિનીઓને યુરોપની શિક્ષણ

સસ્થાઓ લેવાનો તેમજ બીજા અનુભવનો લાભ મળે તે માટે તેઓના શિક્ષણ પ્રવાસની યોજના આંતરરાષ્ટ્રીય વિદ્યાર્થી સમાજ તરફથી કેટલાક વર્ષથી થાય છે લાહોરની ફોરમેન ક્રીશ્ચીયન કોલેજના મીસીસ એસ કે દત્તની આગેવાની હેઠળ આ પ્રવાસની યોજના ૧૯૩૭ માટે પણ થનાર છે

૧૯૩૪, ૧૯૩૫ અને ૧૯૩૬ મા આવી પ્રવાસ યોજના થઇ હતી અને એ તકનો લાભ ૬૦ જેટલી બહેનોએ, વિદ્યાર્થીનીઓ તેમજ શિક્ષિકાઓએ લીધો છે હિંદના નવ પ્રાંતોમાંથી આ બહેનો આવી હતી અને તેમણે યુરોપના ૧૪ દેશોની મુલાકાત લીધી હતી

આ પ્રવાસના કાર્યક્રમની યોજના એવી રીતે થાય છે કે, જેથી હિંદની વિદ્યાર્થીનીઓ મટે જે દેશોની મુલાકાત લેવાની યોજના થઇ હોય તે તે સ્થળોની વિદ્યાર્થીનીઓ તેમજ શિક્ષિકાઓના પરિચય અને વિચાર વીનીમયનો લાભ લઇ શકે તે તે દેશોની શિક્ષણ સસ્થાઓ તેમજ સામાજીક સસ્થાઓના કાર્યનો અભ્યાસ કરી શકે અને એ ઉપરાંત આંતરરાષ્ટ્રીય વિદ્યાર્થી સમાજની વાર્ષિક પરિષદમા હાજરી આપી શકાય આ પરિષદમા જુદા જુદા ત્રીસ દેશોના અધ્યાપકો અને વિદ્યાર્થીઓ ભેગા મળીને કેળવણી અને સસ્કૃતિને લગતા પ્રશ્નોની ચર્ચા કરે છે એ ઉપરાંત દરેક દેશના જોવા જેવા સ્થળોની મુલાકાતનો પણ કાર્યક્રમમા સમાવેશ થાય છે

૧૯૩૭ના કાર્યક્રમમા ફ્રાન્સ, સ્વીટ્ઝરલેંડ, બેલ્જીયમ, ઇગ્લાંડ



શ્રીમતી સરોજિની દેશપાંડે આંતરરાષ્ટ્રીય મહિલા પરિષદમા જઇ આવ્યા

ગયા ઓકટોબર માસમાં યુગોસ્લાવીયામાં ડુબ્રોવનીક ખાતે મળેલી આંતરરાષ્ટ્રીય મહિલા પરિષદમાં હિન્દી પ્રતિનિધ તરીકે હાજરી આપીને શ્રીમતી સરોજીની દેશપાંડે ગયા શુક્રવારે સવારે આવેલી મેઇલબોટમાં પાછા ફર્યાં છે. પરિષદમા હાજરી આપવા ઉપરાંત તેમણે ફ્રાન્સ ઇટાલી, સ્વીટ્ઝરલેંડની મુલાકાત લીધી હતી સામાજીક અને રાજકીય ક્ષેત્રમાં હિન્દી સ્ત્રીઓએ કરેલી પ્રગતિ સંબધમાં લડન અને પેરીસ ખાતે તેમણે વ્યાખ્યાનો કર્યા હતાં

યુરોપીયન દેશોમા સ્ત્રીઓએ કરેલી પ્રગતિની તેમના પર ઘણી સારી છાપ પડી છે હવે પછી હિન્દની સ્ત્રીઓ માટે જે કાંઇ બની શકે તે કરવાની તેમની મુરાદ છે

નોરવે સ્વીડન કલાંડ ફીનલેંડ અને જર્મની એટલા દેશોની મુલાકાતનો સમાવેશ થએલો છે

આ પ્રવાસને લગતી વિશેષ માહીતી મીસીસ એસ કે દત્ત (ફોરમન ક્રીશ્ચીયન કોલેજ હાઉસ, લાહોર) પાસેથી મળી શકશે.

પ્રકીર્ણ (૧) પોઇડીહ (બગાળ) ખાતેની એક ખાણમા ધડાકો થવાને પરિણામે ૬૭ સ્ત્રીઓએ જાન ગુમાવ્યા છે (૨) મુબઇના ભાટિયા સ્ત્રી મડળનો વાર્ષિકોત્સવ ગયા મા સમા ઉજવાયો હતો

## વિદેશ

### હિન્દી સ્ત્રીઓની પ્રગતિ

લડનનુ જાણીતુ વર્તમાનપત્ર 'માંચેસ્ટર ગાર્ડીયન' 'રાજકીય લોકશાસનની શરૂઆત' એ શીર્ષક હેઠળ અગ્રલેખ લખતા હિન્દની સ્ત્રીઓની અજબ જેવી પ્રગતિનુ સૂચન કરે છે તેમા લખાણુ છે કે 'હિન્દમા સ્ત્રીઓએ પહેલી વખત અને હમેશા માટે આગળ પ્રગતિ કરી છે હવે સર્વ પક્ષો તેઓના ટેકા માટે વધુ કિંમત આપવા તૈયાર છે અને તેઓની આગેવાનો પોતાની મરજી પડે તેમ શરતો કરી શકે છે હાલમા જે તેમના કાર્ય તરફ ઓછુ ધ્યાન અપાતુ હોય તો તેનો વધુ બદલો અસ્પૃશ્ય પ્રત્યે સેવાના અસાધારણ રસથી મળી રહે છે'

લડન યુનિવર્સીટીમા એક હિન્દી સ્ત્રીની પહેલીજવાર લેક્ચરર તરીકે નીમણુક થઇ છે એ માન મેળવનાર હિંદી મહિલા છે કલકત્તા યુનિવર્સીટીના લેક્ચરર મીસ સ્ટેલા ક્રેમરીશ કોર્ટોલ્ડ ઇન્સ્ટીટ્યુટ ઓફ આર્ટમા હિંદી

અન્ય કોઇ હરિફ ન હોવાથી તેઓ બીન હરિફ ચુંટાઇ ગયાં છે, તેમને અમારાં અભિનંદન આ ઉપરાંત પુના, ધારવાડ, અને અન્યત્ર પણ સ્ત્રીઓની બેઠકો માટે મહાસભાવાદી ઉમેદવારો ઉભાં થયાં છે. એમની સામે ઉભાં રહેલા બીનમહાસભાવાદી ઉમેદવારોને હાર મળે એ જોવાની મતદારોની પવિત્ર ફરજ છે.

**શ્રીમતી હંસા બહેનની ઉમેદવારી**

હિન્દભરનાં સ્ત્રી વર્ગે, સ્ત્રીઓ તરફ પસંદગી ભર્યો વર્તાવ કરવાની સામે પોતાનો વિરોધ દાખવેલો છે તે છતા, સ્ત્રીઓ માટે જુદા મતદાર મંડળો રચીને તેમના તરફ એક વા અન્ય રીતનું પસંદગીનું વર્તન રાખવામાં આવ્યું છે, એ કારણે, સ્ત્રીઓ પ્રત્યે ભેદભાવનાં વર્તનના વિરોધી હોય એવા સિદ્ધાંત વાળી બહેનો ખાસ વિભાગોમાંથી ઉમેદવારી કરવાનું પસંદ નહિ કરે એ સમજી શકાય એમ છે. અમે માનીએ છીએ કે એ કારણે જ શ્રીમતી હંસાબહેને કાઉન્સીલની ચુંટણીમાં આઠ ઉમેદવારો સામે, સામાન્ય વિભાગમાંથી મહાસભાના ઉમેદવાર તરીકે ઉભા રહેવાનો નિર્ણય કર્યો છે. તેમની એ ઉમેદવારીને કાઉન્સીલના મતદારોએ વધાવી લેવી જ જોઇએ. શ્રીમતી હંસાબહેન મહેતા જેવાં પ્રખર કાર્યકર કાઉન્સીલ દ્વારા ઉપયોગી સેવા કરી શકે એમાં તો શંકા જ નથી. વળી તેઓ ચુસ્ત મહાસભાવાદી છે અને કસોટીમાંથી પાર ઉતરેલાં છે. એમના વિજયમાં મહાસભાનો વિજય છે એ કોઇએ ભૂલવું ન જોઇએ.

**સમ્રાટ એડવર્ડનો ગાદી ત્યાગ**

ગયા માસમાં બનેલા અપૂર્વ બનાવોમાં સૌથી વધુ ધ્યાન ખેંચે એવો બનાવ યુરોપમાં બની ગયો અને એ બનાવ તે સમ્રાટ એડવર્ડનો ગાદી ત્યાગ અને સમ્રાટ છઠ્ઠા જ્યોર્જનો તાજસ્વીકાર છે. મીસીસ સીમ્પસન નામની એક અમેરિકન સામાન્યા સ્ત્રી સાથે ના. સમ્રાટ અષ્ટમ એડવર્ડે લગ્ન કરવાની ઇચ્છા પ્રદર્શિત કરતા આ ગંભીર પરિસ્થિતિ ઉપસ્થિત થઇ અને અંતે પોતાની પસંદ કરેલી સ્ત્રીને પરણવા ખાતર ના. સમ્રાટ એડવર્ડે ગાદી ત્યાગ કરવાનું પસંદ કર્યું. આ આખાય પ્રસંગની પાછળ રહેલાં રહસ્ય વિષે રફોટ અને ચર્ચા કરતો એક લેખ આ અંકમાં શ્રી. 'સમાલોચકે' કર્યો છે. શ્રી. સમાલોચક રાજકારણ, અર્થશાસ્ત્ર અને સમાજ શાસ્ત્રના અઠંગ અભ્યાસી છે. એટલું જ નહિ પણ તેમને યુરોપનાં રાજકારણનો પણ ઉંડો અભ્યાસ છે એટલે તેમણે આ લેખમા રાજા એડવર્ડના ગાદીત્યાગના પ્રસંગ ઉપર સુંદર છણવટ કરી છે. ભાઇ 'સમાલોચકે' હવે પછી સમાજ અને રાજકારણને લગતા પ્રશ્નોની વારંવાર આ માસિકમાં છણવટ કરવાની અમારી વિનંતિ સ્વીકારી છે. ગુજરાતની બહેનોને વિશ્વના વિચાર પ્રવાહનો પરિચય એથી થઇ શકશે.



## હિન્દની પ્રગતિની ચાવી

" હિન્દની પ્રગતિની ચાવી, સ્ત્રીઓના હાથમાં છે, એમ સાયમન કમિશને કહ્યું હતું. હું એથી એક પગલું આગળ ભરીશ. દુનિયાની પ્રગતિ અને સુલેહશાંતિની ચાવી, સ્ત્રીઓના હાથમાં છે. એ છતા વિદેશોમાં જ નહિ પણ ખુદ હિન્દમા સુદ્ધા હિન્દી સ્ત્રીઓ વિષે ભારે અજ્ઞાન સેવાઇ રહ્યુ છે આથી હિન્દની સ્ત્રીઓની ચળવળમાં વધારે રસ લેવાવો જોઇએ."

બેગમ શાહનવાઝ

"ગુણસુન્દરી"
બાલવિભાગ
તન્ત્રી સોમભાઇ પટેલ,
C/o ધી ન્યુ ઇરા સ્કૂલ, મુંબઈ, ૭

વર્ષ ૭ અંક ૧ પુસ્તક ૭ જાન્યુઆરી ૧૯૩૭

## સભ્યતા શીખવી

પંડિત ઇશ્વરચંદ્ર વિદ્યાસાગર એટલે સાક્ષાત સ્વમાનની જીવતી જાગતી મૂર્તિ.

અંગ્રેજી અમલ ત્યારે તો દેશમા નવોસવો હતો દરિયાપારથી આવેલા અંગ્રેજો દેવદૂતો મનાતા એમનો પડતો બોલ ઝીલવો એ ધર્મ મનાતો

પંડિતજી એ અમલમા કેળવણી ખાતામાં નોકરી કરતા

એક વખત એ એક અંગ્રેજ અમલદારને ત્યા ગયા પણ 'કાળા લોગ'ને આવકાર શાનો હોય ? એ એક આરામ ખુરશીમા પડયો પડયો સીગારેટના ધુમાડા કાઢતો હતો પંડિતજીને જોઇ એણે આંખને ઇશારે સામે પડેલી ખુરશી બતાવી !

પંડિતજી એ પળે કઇ ન બોલ્યા, પણ ઊઠતા ઊઠતા પેલાને પોતાને ત્યા આવવાનું આમંત્રણ દેતા ગયા

ઠરાવેલે સમયે પેલો અમલદાર પંડિતજીને ત્યા ગયો

પંડિતજી તે વખતે ટેબલ પર હુક્કો મૂકી લાબા પગ કરી ખુરશી પર બેઠા—

બેઠા ધુમાડા કાઢતા હતા. અમલદારને જોઇ એમણે આંખના ઇશારે સામે પડેલી ખુરશી બતાવી.

પેલાને રોમ રોમ લાગી ગઇ ! એકદમ ઉપરી અમલદારને એણે વાત જણાવી.

ઉપરી અમલદારે તપાસ કરી.

પંડિતજીએ જણાવ્યું, ' ઓહો ! મને તે શી ખબર કે આ અસભ્યતા ગણાય એવી રીત હશે ? એણે જ મને પેલે દિવસે આ સભ્યતા શીખવી હતી. મને લાગ્યું કે છેલ્લામાં છેલ્લી ઢબની આ સભ્યતા હજી તો ગઇ સ્ટીમરમાં જ આવી હશે ! એણે મને એ શીખવાડી; મેં એને વાપરી જોઇ ! '

સો.

## આપડી થાપડી*

આપડી થાપડી
ગોળની પાપડી
પાપડી લઇને
બેઠી બેન
બેન બોલાવે
સહિયર સાત
ભાભી મારી
કહેશે વાત.
વાત કહેતાં
વીતી રાત
પડી ' પટોળે
નવતર ભાત.

નટુભાઈ

---

* અપ્રગટ ' છબછબિયાં 'માંથી.

# મારી કથા

અતિવિશાળ જંગલમાં મારું ઘર હતું. રંગબેરંગી પક્ષીઓ મારાં મિત્રો. ખળખળ વહેતાં પાણીનાં ઝરણાં મને નચવતાં. મારી નીચે ઘણાં પશુઓ આશ્રય લેતાં અને કોક ગોપબાળ બાલિકા જીવનમિત્રો થવા એક બીજાને વચન દેતાં. મહા તપસ્વિની માફક હું ટાઢ તાપ પણ સહેજે સહું. શું મારું ભાગ્ય ?

સવાર હતું. સૂર્યદેવ એમની સોનાની આંગળીઓ વડે મને ગલગલીયાં કરતા. મારાથી ન રહેવાયું અને જાગી જવાયું. જાગતાં વેંતજ 'થડ થડ થડ' અવાજ મારી નીચે થવા લાગ્યા. નીચે જોઉં છું, એટલામાં તો 'કડ કડ કડ' દઇને મારે નીચે પડવું પડ્યું. મારા પ્રિય પાલકથી દૂર થતાં ઘણુંજ દુઃખ થયું; પણ અમારું દુઃખ કોણ સાંભળે ?

એટલેથીજ બસ નહતું; એ તો માત્ર દુઃખની શરૂઆતજ હતી. પછી તો પેલા ડુંગરશા બે હાથીઓએ મને તેમની સૂંઢમાં જકડી દીધી. અને કોઇ નદીના વહેણમાં મને છોડી દીધી. મને તરતાં જન્મથીજ આવડે, એટલે મહામહેનતે હું કોઇ બંદરે પહોંચી. પણ જ્યાં જઇએ ત્યાં નસીબ આગળનું આગળ.

તરતજ એક ભૂખી મોટરમાં મને મૂકવામાં આવી. બિચારી ભૂખી એટલે એ મોટર શું દોડે ? રસ્તે ખાવાનું મેળવવા બહુજ કોલાહલ કરે અને કદી કદી તો હડતાલ પણ પાડે; પણ ક્યાં જાય ? જીવન તો એણે પેલા હાંકનારને વેચી દીધું હતું. જોતજોતામાં મને તો કોઈ ખાટકીવાડમાં હજારો કારમી ચીચીઆરીયો વચ્ચે છોડી દેવામાં આવી. જ્યાં જોઉં ત્યાં લાંબાં દાંતવાળાં કાળમુખાં યંત્રો. હું બીજાની દયા ખાઉં તે પહેલાં તો હુંજ એક કાળમુખાં યંત્રના મોઢામાં ભરખાઈ ગઈ. મારા ઘણાજ પાતળા અને લાંબા ભાગ થઇ ગયા.

મારું આ બેહુદું શરીર જોઇ મને આપઘાત કરવાનો વિચાર આવ્યો. પણ, દુઃખ ઓસરવાનાં ચિન્હોની ઝાંખી થવા લાગી. કોઇક કલાકારે મારા ઉપર દયા ખાધી. અને મને સુંદર સ્વરૂપવતી ભુંગળી બનાવી એટલુંજ નહિ પણ તેની મદદથી મને

કોઠીંબાની કડવાશ કેવી છે તે જાણુવા માટે મેં મારા હાથમાં છે તે વેલાને ચાખ્યો. જીભ કડવી કડવી વખ થઇ ગઇ. પાસે બેઠેલાં મોંઘીબેન કહે એનો કહેવત પણ છે. કોઇ માણસનો સ્વભાવ કડવો હોય અને મોટી ઉમરે પણ તેવાજ સ્વભાવનો તે રહે તો તેના વિશે કહેવાય છે કે 'કોઠીંબું'ય પાકે ત્યારે મીઠું થાય.' મતલબ કે કોઠીંબું કડવું તો ગહુ છે પણ તે પાકે ત્યારે મીઠું થાય છે.

ભાદરવા માસમાં કોઠીંબાં વેલે બેસે છે. અને દીવાળી ઉપર પાકે છે. એક ચોપડીમાં એમ લખ્યું છે કે કોઠીંબાં દીવાળી પહેલાં પાકે તો તે મીઠાં થતાં નથી. દીવાળી પછી પાકે તો જ મીઠાં થાય છે. એનું કહેવું તો એમ છે કે દીવાળી પછી તો વેલા પર જે કોઠીંબાં હોય તે બધાં મીઠાં લાગે છે. આ બાબતનો અખતરો મેં હજી કર્યો નથી. કરી જોવા જેવો ગણાય ખરો.

જ્યારે કોઠીંબું પાકે ત્યારે મીઠું અને જરા ખટાશ પડતું લાગે છે. તેથી ખાવાની મજા પણ પડે છે. કોઠીંબાની કાચરી તેલમાં તળીને પણ ખાઇ શકાય.

કોઠીંબાને સંસ્કૃત ભાષામાં કર્કચિર્ભિટી કહે છે. એટલે કે ચીભડાંની જાત છે.

તેનું બીજું નામ મૃગાક્ષી છે. મૃગાક્ષી એટલે હરણુની આંખ જેવું. એ નામ ઠીક લાગે છે. હરણુની આંખ જેમ લાંબી હોય છે તેમ કોઠીંબું લાંબું હોય છે અથવા તો તેનાં પટ્ટા સામે જોઇએ તો હરણુની લાંબી આંખના આકાર સાથે તેનો દેખાવ અને આકાર મળતા આવે છે.

ગામડાંનાં બધાં છોકરાઓ કોઠીંબાને ઓળખતાં હશે જ. છોકરાંઓ તેને હવામાં ઉડાડીને રમે પણ છે. માથામાં લાગે તો ઢીમણું થઇ જાય એ પણ સાચું.

ગિજુભાઈ



# એસ્કિમો

ઉત્તર મહાસાગરમાં આવેલા એકજ ટાપુમાં માણસોની વસ્તી છે. તેનું નામ ગ્રીનલેંડ છે, અને તેના વતની એસ્કિમો છે.

ત્યાં હવા ઘણી ઠંડી છે એસ્કિમોને ગુજરાન ચલાવવા માટે હલકો ખોરાક ખાવો પડે છે. અને તે પણ બહુ થોડો મળે છે. તેથી તે લોકો બહુ ઊંચા વધતા નથી. આશરે ઊંચામાં ઊંચા પાંચ ફૂટ જેટલાં હોય છે. તે લોકોને કોઇ વખત પીળાં રીંછ સાથે લડવું પડે છે.

એવા ઠંડા દેશમાં ઘાસ કે છોડ ઊગી શકતું નથી, તેથી ત્યાં ઢોર ઘેટાં કે ગાય જોવામાં આવતાં નથી. એસ્કિમોને ખાવાને માટે અનાજ કે દૂધ કે માખણ મળતું નથી. તેથી તે લોકોને ગુજરાન ચલાવવા માટે શિકાર અને માછલાં પકડીને ચલાવવું પડે છે. તેઓ પીળાં રીંછ અને પીળાં કોલા વગેરે બરફ પર ભટકતાં દરિયાઇ પ્રાણીનાં ચામડાં પહેરે છે.

લાંબા ઉનાળામાં એસ્કિમો પોતાનું બધું કામ કરે છે. કેમકે શિયાળા માટે તેઓને ખોરાક સંઘરી મૂકવો પડે છે તેઓ સીલ નામના દરિયાઇ પ્રાણીના ચામડાના તંબુઓમાં રહે છે.

આપણે જેમ મેદાનમાં કે બાગમા ફરવા જઇએ છીએ તેમ એ લોકો હિમ અને બરફ પર ફરવા જાય છે. તેઓની પાસે ચપટા લાકડાના લાકા હોય છે. એ લોકો લાફામાં બેસી ફરવા જાય છે. એ લાફાને પૈડાં હોતાં નથી. એ લાફા કૂતરાં ખેંચે છે. કોઇ વખત જ્યારે એસ્કિમોને કંઇપણ ખોરાક મળતો નથી, ત્યારે તેમને કૂતરાંને મારીને ખાવાં પડે છે.

એ પ્રદેશમાં વૃક્ષો હોતાં નથી, એટલે બાળવાને માટે લાકડાં મળતાં નથી. તે

લોકો પોતાના ઘરમાં હંમેશ દીવો રાખે છે. કેમકે એ લોકો ઘરના અંદરના ભાગને ગરમ રાખે છે. તે દીવો તેલનો નહિ, પણ જે દરિયાઇ પ્રાણી હોય છે તેને મારી નાખી તેની ચરબીનો હોય છે.

એમનાં ઘર એટલાં બધાં નીચાં છે કે એ લોકોને નીચા સુઇ જઈ અંદર જવું પડે છે.

ત્રિભુવન પટેલ

---

## બાળક અંક

દર વર્ષની માફક આ વર્ષે પણ આવતા માર્ચ મહિનાનો અંક 'બાળક અંક' તરીકે પ્રસિદ્ધ થશે. તેમાં સુંદર વાર્તાઓ, કાવ્યો, નાટિકાઓ, જીવનપ્રસંગો, વિજ્ઞાનની અને મુસાફરીની વાતો એ બધું આવશે. બાળકોનાં ચિત્રો પણ હશે.

એ અંક માટે લેખ મોકલી આપવા આપને હું વિનવું છું. આપનો લેખ આ માસની આખર સુધીમાં મળી જાય, એટલું જોવા કૃપા કરશો.

ન્યુ ઇરા સ્કૂલ
હ્યુજ રોડ
મુંબઇ. ૭

સોમભાઇ પટેલ

# ગુણસુન્દરી અને સ્ત્રીહિતોપદેશ

લવાજમ : રૂ. ૪-૬-૦ ] ( સ્ત્રી-ઉપયોગી સચિત્ર માસિક ) [ હિંદ બહાર : ૧૦ શીલીંગ

માર્ચ ૧૯૩૬
થી
ઓગસ્ટ ૧૯૩૬

તંત્રી : યજ્ઞેશ હ. શુક્લ

કાર્યાલય :
૧૧૪, વિઠ્ઠલભાઈ પટેલ રોડ
મુંબાઈ ૪

વર્ષ ૧૩મું : પુસ્તક ૨૬ મું

## અનુક્રમણિકા

### રેખાચિત્રો

## ચિત્રકાર



## વાર્તા-સ્કેચ-આ નાટક

## લેખ



## રાસ કાવ્ય



## પ્રકીર્ણ



## લેખક-લેખિકા યા સંપાદક

## બાલ વિભાગ





# ગુણસુન્દરી અને ગૃહ





આદ્યતંત્રી અને સ્થાપક **શ્રી. જયકૃષ્ણ વર્મા**, હાલ દીવાન સાહેબ લુણાવાડા રાજ્ય

વ્યવસ્થાપક
નટવરલાલ એ. ઠક્કર
ધિ લુહાણા મિત્ર પ્રિ. પ્રેસ,
વડોદરા

તંત્રી
**યજ્ઞેશ હ. શુક્લ**
તંત્રી બાળવિભાગ
સોમાભાઈ પટેલ

પ્રકાશક
અ. બાલારામ વિ. ઠક્કર
'ગુણસુન્દરી' કાર્યાલય
૧૨૪ વિઠ્ઠલભાઈ પટેલ રોડ, મુંબઈ, ૪

ગુણસુન્દરી અને સ્ત્રીહિતોપદેશ — મહિલા પરિષદ અંક

પુસ્તક ૨૭મું | ફેબ્રુઆરી : ૧૯૩૭ | અંક ૬ ઠ્ઠો

# વિદેશોની મહિલાઓ અભિનન્દનો પાઠવે છે

હિન્દી સ્ત્રીઓને લગતી ઇંગ્લાંડની એક સંસ્થા તરફથી તમારા જોગ સંદેશો લાવતી વેળા, સ્ત્રીઓની બીજી સંસ્થાઓ અને હિન્દી સ્ત્રીઓના પ્રશ્નમાં તેઓ જે અપૂર્વ અને ઉંડો રસ લે છે તેનું મને પૂરેપૂરું ભાન છે. પરંતુ લેસન ગ્રુપના એક પ્રતિનિધિ તરીકે હું અહીં ઉપસ્થિત થઇ છું અને અખિલ ભારતીય મહિલા પરિષદ સાથે સહકાર કરતી બ્રિટિશ સ્ત્રીઓની સમાજ, હિન્દમાં સ્ત્રીઓની ચળવળ સંબંધમાં આટલું સારું પરિણામ લાવનારી તમને ઉમળકાભર્યાં અભિનંદનો પાઠવે છે એટલો સંદેશો આપવાનું મને જણાવવામાં આવ્યું છે.

શિક્ષણ વિષયક તેમજ સામાજીક સુધારા એનું જે કામ હિન્દી સ્ત્રીઓ કરી રહી છે અને હિન્દી સ્ત્રીઓએ જે દરજ્જા અને અનુકૂળતાની માગણીઓ કરી તેમાં વધારે, સારી સમજણ અને સહાનુભૂતિ મેળવવામાં પરિષદને સહાય કરવાનું 'લેસન ગ્રુપ ફરી વચન આપે છે. અખિલ ભારતીય મહિલા પરિષદને મન આ કાર્યની ગમે તેવી સમજ

[ અખિલ ભારતીય મહિલા પરિષદનાં અમદાવાદમાં મળેલાં અગીઆરમાં અધિવેશનમાં હિન્દ બહારના દેશોથી ખાસ પ્રતિનિધિઓ અને મહેમાનો આવ્યાં હતાં. તેમણે પરિષદ સમક્ષ પોતપોતાના દેશોની સ્ત્રીસંસ્થાઓ તરફથી આપેલા સંદેશ પ્રેરક થઇ પડશે.]

હોય તો પણ અહીંની સ્ત્રીઓ સમક્ષ પડેલા પ્રશ્ન ગ્રેટબ્રિટનને સમજાવવામાં ગ્રેટબ્રિટનમાં અમને જે વીતે છે તેના પ્રમાણમાં એ કાંઇ જ નથી. પરસ્પર મિત્રાચારી અને પરસ્પર સમજ એ બન્નેના પાયા ઉપર જ શાન્તિનું બંધારણ શક્ય બનશે એટલી હું સૂચના કરીશ.

[ મીસ આગાથા હેરીસન : મહિલા પરિષદમાં ઇગ્લાંડના લેસનગ્રુપના પ્રતિનિધિ ]

***

## ચૌદ દેશોની સ્ત્રીઓની સંસ્થા

હિન્દ અને પેસીફીક મહાસાગરની ફરતેના ૧૪ દેશોની સ્ત્રીઓ વચ્ચે દેખીતી સાંકળરૂપ બનતાં મને ઘણો જ આનંદ થાય છે. હિન્દની સ્ત્રીઓ અને પેસીફીક મહાસાગરની ફરતેના દેશો વચ્ચે જેમ બને તેમ વધુ મિત્રાચારી અને સહકારની ભાવના પ્રવર્તે તેમ એને અમે આવકારીએ છીએ. આવા જ હેતુઓ અમારી પાન પેસીફીક વીમેન્સ એસોસીએશન ધરાવે છે અને અખિલ ભારતીય મહિલા પરિષદના જેવા જ એના પણ ઉદ્દેશો છે. પાન પેસીફીક વીમેન્સ કોન્ફ-.ના આગામી બેઠકમાં હિન્દી સ્ત્રીઓનાં કાર્ય વિષે કાંઇક જાણવાનું ઘણું રસપ્રદ થઇ પડશે. જુદા જુદા દેશો વચ્ચે ન્યાય અને સુલેહની તુલા જળવાય અને બધાય દેશો વચ્ચે મિત્રાચારીની ભાવના સ્થપાય એને માટે અમે કામ કરીએ છીએ અને અમને આશા છે કે હિન્દી સ્ત્રીઓ એનો સ્વીકાર કરશે.

સમગ્ર જીવન અને બધીય માનવ જાતિ પ્રત્યે આધ્યાત્મિક વલણ રાખવાથી જ આ હેતુની સિદ્ધિ થશે એમ અમે માનીએ છીએ. કોઇ પણ દેશમાં કે દેશો વચ્ચે તોજ આપણે કાયમી શાન્તિ સ્થાપી શકીશું.

[ ડૉ. જ્યોર્જીના સ્વીટ : મહિલા પરિષદમાં ઓસ્ટ્રેલીયાનાં પ્રતિનિધિ. પાન પેસીફીક વીમેન્સ કોન્ફરન્સના તેઓ ચાર વર્ષ સુધી પ્રમુખ હતાં અને હાલમાં ઉપપ્રમુખ છે. ]

***

## ગ્રેટબ્રિટનની મહિલાઓની શુભેચ્છા

ગ્રેટબ્રિટનની યંગ વીમેન્સ ક્રિશ્ચિયન એસોસીએશન તરફથી આ પરિષદમાં હાજર રહીને પરિષદને અભિનંદનો આપવાનું મને ઘણું મહદ્ ભાગ્ય પ્રાપ્ત થયું છે. આપણો દેશ કે જાતિ ગમે તે હોય, આપણે એક મહાન ઉદ્દેશને ખાતર એકત્ર થઇને કામ કરી રહ્યાં છે અને એ મહાન ઉદ્દેશ તે સ્ત્રીઓની ઉન્નતિ અને જીવનને મૂલ્યવતું બનાવવાનો છે

[ લેડી ગ્રેક્સ્ટર : મહિલા પરિષદમાં ઇગ્લાંડનાં પ્રતિનિધિ ]

* *

## સીલોનની સ્ત્રીઓના આશીર્વાદ

છેલ્લાં બે હજાર વર્ષોથી હિન્દ સાથે સીલોનને સંબંધ છે. હિન્દમાં જે કોઇ નવી પ્રવૃત્તિ ચાલે છે તેની સીલોન પર ભારે અસર થાય છે. આથી હિન્દી સ્ત્રીઓની પરિષદનાં કાર્ય પરત્વે સીલોનની સ્ત્રીઓ ભારે રસ લઇ રહી છે. સંપૂર્ણ પુનર્ઘટનામાં જ સંપૂર્ણ પુનર્જીવન રહેલું છે એ સીલોનની સ્ત્રીઓ સમજે છે એટલું જ હું કહીશ.

[ મીસીસ ટી. ગોમ્સ : મહિલા પરિષદમાં સીલોનનાં પ્રતિનિધિ. ]

# રાષ્ટ્રીય સ્વતંત્રતામાંજ સાચી મુક્તિ

અમદાવાદમાં ગયા ડીસેમ્બર માસમાં અખિલ ભારતીય મહિલા પરિષદનું અગીઆરમું અધિવેશન ભરાયું હતું. તેનાં પ્રમુખસ્થાનેથી મીસીસ માર્ગરેટ કઝીન્સે કરેલાં ભાષણમાં મહત્વના પ્રશ્નોની ચર્ચા કરવામાં આવી છે એ આખુંય વ્યાખ્યાન અત્રે ઉતાર્યું છે

: વ્યાખ્યાતા :

**મીસીસ માર્ગરેટ કઝીન્સ**

સહપ્રતિનિધિઓ, બહેનો અને ભાઈઓ,

સેવાના નવા દશકાના પ્રથમ વર્ષનાં આપણાં સ્વપ્નાંઓ અને આપણી વિચારણાઓ શરૂ કરીએ તે વેળા, આજે આ પરિષદનાં કાર્યનાં દશ વર્ષો આપણે પૂરાં કરીએ છીએ. દુનિયાને આપણા હૃદયની આકાંક્ષાઓની વધુ ને વધુ સમીપ લાવવાના આપણા પ્રયત્નોમાં આશીર્વાદ આપવા માટે, તેમજ પુનામાં ૧૯૨૭ માં આ પરિષદ શરૂ કરનારા થોડીક પુરોગામીઓના પ્રયત્નોને તેઓની પ્રથમ મર્યાદિત યોજનાઓને સફળતા તેમજ સ્થિરતા આપવા માટે, ખાસ કરીને સ્ત્રીઓ અને બાળકોની અને તેમના દ્વારા આખાય હિન્દ અને દુનિયાની સેવા કરવા માટેની તકોમાં સંહિત વિસ્તરતા વિચાર અને વર્તનનો સુમેળ સાધવા માટે, એ પરમકૃપાળુ પરમાત્મા કે જે આપણા મનોરાજ્ય પર પ્રભુત્વ ધરાવે છે તેનો આપણે આભાર માનીશું.

**હિન્દ : મારી સ્વીકૃત માતૃભૂમિ**

આ વર્ષે તમારા અધ્યક્ષ તરીકે મને ચુંટીને મારા પ્રત્યે જે વહાલ અને વિશ્વાસ બતાવવામાં આવ્યાં છે તેથી મને કેટલો બધો આનંદ થયો છે તે દર્શાવવાને મારી પાસે પૂરતા શબ્દો નથી. તમારી પૈકીની જ એક તરીકે સાચી રીતે મને ગણીને તમે મને ઘણું જ માન આપ્યું છે એ હું સમજી શકી છું. એકવીસ વર્ષ ઉપર લગભગ આજ સમયે, ડૉ. એની બીસાન્ટ સાથે જોડાવા માટે મદ્રાસમાં મેં પગ મૂક્યો, તે દિવસથી જ આધ્યાત્મિક રીતે પણ મારા દેશમાં જ હોઉં એમ મેં અનુભવ્યું છે અને એક આયરીશ સ્ત્રી તરીકે રાજકીય રીતે પણ હું એટલીજ મારા દેશમાં હોઉં એમ મને લાગ્યું છે અને ઇશ્વર કૃપાથી શારીરિક રીતે પૂરી શક્તિ અને તંદુરસ્તી રહી છે. બ્રિટન અને આયર્લૅન્ડમાં સ્ત્રીઓ માટે મતાધિકારની લડતના કીંમતી અનુભવોમાં પૂરેપૂરો ભાગ લઈને હું સીધી આવી હતી એટલે તમારી પાસેથી, મારી હિન્દી બહેનો પાસેથી મારે ઘણું શીખવાનું છે એનું મને તરત જ ભાન થયું હતું અને સ્વતંત્રતા માટેની તમારી લડતમાં તમારા પડખે પડખ રહીને હું જે કાંઈ કરી શકીશ તેનાથી પણ, સૌન્દર્ય દિલસુધી અને શાન્તિ, સાદું જીવન, અહીંસામાંથી તેમજ અર્ધનારીશ્વરની ભવ્ય હિન્દુ ભાવનામાંથી અને કુરાનની સ્ત્રી પુરુષની આધ્યાત્મિક એકતા બોધતી સ્પષ્ટ મુસ્લીમ ભાવનામાંથી જે કાંઈ મેળવી શકી છું તેનો બદલો આપી શકાવાનો નથી એ પણ તરતજ મારા ખ્યાલમાં આવી ગયું હતું. આ જીવન માટે મેં હિન્દને મારી ભૂમિ તરીકે સ્વીકારેલું છે અને સર્વોપરિ દરજ્જા પર હિન્દ કોઈ પણ અને દરેક રીતે પાછું સ્થાન પામે તે માટે કામ કરવામાં મને ખાસ આનંદ થાય છે. તમારી આશાઓ અને તમારાં હિતો સાથે હું મળતી થાઉં છું છતાં રાષ્ટ્રવાદની મર્યાદાઓને વટાવી જઈને તમે હૃદયની જે વિશા-

ળતા બતાવી છે અને એ રીતે દુનિયાભરમાં—કે જ્યાં સ્ત્રીઓનાં દુઃખો સર્વને એક સરખાં છે—આપણે સ્ત્રીઓ સંગઠિત છીએ એ બતાવી આપ્યું છે. એને માટે હું મને પોતાને યોગ્ય લેખતી નથી. મારી અપૂર્ણતાઓ, ખાસ કરીને ભાષાને અંગેની ( હિન્દી શિખવા માટે હું ઘણુંજ મથન કરું છું ) છતાં આગલા વર્ષોના વધારે વિખ્યાત અને પ્રતિભાશાળી અધ્યક્ષોને અનુસરનારી લાયક અધ્યક્ષ બનવા માટે હું મારાથી બનતા સર્વ પ્રયત્નો કરીશ.

**અમદાવાદ, ગાંધીજી અને હરિજનો**

ગયે વર્ષે આપણી પરિષદને શાહી સન્માન મળ્યું હતું. હું એને ત્રાવણકોરનું સ્ત્રીયા-રાજ્ય કહું છું. અને સ્ત્રીવંશપર ચાલતા એ રાજ્યમાં સ્ત્રીઓ માટેના વારસા હક્કો, અને બે શિક્ષિત છોકરા દીઠ એક શિક્ષિત છોકરીનું પ્રમાણ જેવા જે સુધારાઓ મેળવવાને માટે આપણે ઝંખી રહ્યા છીએ તે સુધારાઓને આપણે ત્યાં અમલમાં મૂકાયલા જોયા.

આજે આપણે ફરીથી હિન્દના એક ઇલાકામાં—નહિ કે દેશી રાજ્યમાં, પાછા આવ્યા છીએ. સાબરમતીના સંત મહાત્મા ગાંધીજીની હાજરીનાં કેટલાંય વર્ષો સુધી આશીર્વાદ પામેલા શહેરમાં આપણે મળ્યાં છીએ અને આગલાં બે વર્ષોમાં આપણી બધીય સુધારાની પ્રવૃત્તિઓએ જે કર્યું નથી તે માત્ર પાંચજ વર્ષમાં આપણી સ્ત્રી જાતિને અને સેવા અને રાષ્ટ્રમાટે આત્મભોગ આપવાની તેઓની શક્તિઓને વિખ્યાતીમાં લાવનાર એ પવિત્ર દેશભક્ત—સુધારકના ચાલુ આશીર્વાદને આપણે લાયક થવાનું છે. આપણે લોકશાસનના વાતાવરણમાં મળીએ છીએ અને વધારે નજીક આપણે જઇ શકીએ ? ખેડુતો અને મજુરોના પ્રશ્નોનો આપણે બારીક અભ્યાસ અહીં કરી શકીએ. માતૃભૂમિ હિન્દ માટે નવી ખાદી વણતી શાળની માફક આ વિશાળ ભૂમિમાં દર વર્ષે પરિષદ પ્રતિનિધિઓની યાત્રાળુ ટોળીઓ પરિભ્રમણ કર્યા કરે છે. આ વર્ષે આ પ્રેરક અને સૂચક આરામ સ્થાન આપણને આપવા માટે અમદાવાદની યજમાનોનો આપણે આભાર માનીએ. અમદાવાદ તેના હરિજન આશ્રમ માટે પણ વિખ્યાત છે અને આજે તો રાજ્યના હરિજનોને મંદિર પ્રવેશનો અધિકાર આપતી ત્રાવણકોરના મહારાજાની જાહેરાત પ્રત્યે આપણું લક્ષ ખાસ ખેંચાયલું છે. આવી છૂટછાટથી આપણે આનંદિત થઇએ અને આપણે ખાસ ગૌરવ લેવા જેવું તો એ છે કે આ કાર્ય ના. ત્રાવણકોર નરેશનાં આદર્શ માતા આપણી પરિષદના પ્રમુખસ્થાને છે તે વર્ષ દરમ્યાન થવા પામ્યું છે. તેમની જ હાજરીમાં ગયે વર્ષે નાતાલના તહેવારો દરમ્યાન આ પરિષદે ઠરાવ પસાર કર્યો હતો, એ અને વૈકોમ મંદિર સત્યાગ્રહ; ગાંધીજીના ઉપવાસ અને પ્રવાસ અને ત્રાવણકોર રાજ્યમાં ગયા વર્ષે જ્યાં આપણી અસ્પૃશ્યતા નિવારણ સમિતિના યોજક મીસીસ બ્રીજલાલ નહેરૂનો પણ સમાવેશ થાય છે તે સર્વના પ્રયત્નોનું આ પરિણામ છે.

**અમર પ્રેરણા**

પ્રમુખનું ભાષણ એ આપણા પ્રાથમિક ઝરણામાંથી ખેંચેલો આદર્શનો પરિપાક હોવો જોઇએ અને જેઓ પુના ખાતે હાજર હતા તેઓને, આશા અને ઉત્સાહનાં એ ઝરણાંનો અને તે ઐતિ-

મહારાણીએ કહ્યું હતું: " એક ઉમદા કાર્યમાં ભાગ લેવાનું આપણને જણાવવામાં આવ્યું છે. આ તકનો, એની જવાબદારીનાં ભાન સાથે અને એથી ભવ્ય શક્યતાઓના ભાવિ દર્શન સાથે જો ઉપયોગ કરવામાં આવશે તો તે ઇતિહાસ સર્જશે. આપણી ભાવિ માતાઓનાં શિક્ષણ અને સામાન્ય ઉન્નતિ માટે જરૂરી એવી વાતોની ચર્ચા કરવા માટે આપણે અહીં એકત્ર મળ્યા છીએ...આવા પ્રકારની પરિષદ તો કર્તવ્યનો સાદ પાડનારી, આપણને પાછળ રાખનારાઓને આવાહન કરનારી અને અંધકાર અને ગુલામી પર સ્વતંત્રતા અને પ્રકાશના વિજયમાં સહકાર કરવાની પ્રેરણા આપનારી હોવી જોઈએ. "

હમણાં હમણાં, ખાસ કરીને પુરુષો જરા ટીકાકારની દૃષ્ટિ ધરીને " તમારી પરિષદે શું કર્યું ? તમને એનાથી અસંતોષ નથી થયો ? " એવા એવા પ્રશ્નો આપણને પૂછી રહ્યા છે. આપણો આદર્શ એટલો ઉચો હતો, આપણાં તારૂણ્યની અભિલાષાઓ એટલી ઉત્સાહજનક હતી કે જ્યારે આપણે કંઇક વિચારમાં મળીએ, જ્યારે આપણે ધીરજ ધરવાની હોય, જ્યારે વ્યક્તિઓ અંદર સ્થાન મેળવી જાય અને નવા કાર્યકરો મળવાનું મુશ્કેલ બને તેમજ યુવાન લોકો પણ માત્ર ઉપરગોટીયા જ નીવડે ત્યારે આપણી પરિષદના ઘી સભ્યો જ ટીકાકાર બની જવા લલચાઇ જાય છે. પણ હું એમાંની એક નથી મારો મૃત્યુલેખ પણ " પ્રોત્સાહન આપનારાઓમાંની એક " એવો જ કોઇ લખે તો મને ગમે. આ વર્ષની પ્રમુખ તરીકે તમારામાં નવું પ્રોત્સાહન અને ઉત્સાહ દાખલ કરવાની મારી ઇચ્છા છે અને તેથી કોઇપણ ન્યાયશીલ સત્યશોધકને સંતોષ આપે એવી અને આપણી પરિષદના ભૂતકાળ માટે ગૌરવ લેનારા અને ભવિષ્ય માટે આશા ધરાવનારા સભ્યો આપણને બનાવે એવી આપણી પરિષદની કેટલીક સિદ્ધિઓ પર હું ઝડપભેર અવલોકન કરવાનો મારો અધિકાર સમજું છું.

**પરિષદની સિદ્ધિઓ**

પરિષદને આપણે ૧૧૪૮ પેટાવિભાગી વિસ્તારો સાથે ૩૬ વિભાગી વિસ્તારોની અખિલ હિન્દી સંસ્થા બનાવી છે. તેની વાર્ષિક બેઠકો જાહેર સેવા અને જાહેર વક્તૃત્વમાં દેશમાં અજોડ હોવાનું અને હિન્દમાં તો અપૂર્વ હોવાનું, કારણ કે સ્ત્રીઓ દ્વારા જ એ ચલાવવામાં આવે છે, સ્થાન પ્રાપ્ત કરતી જાય છે. બધાય વર્ગો, ધર્મો, જાતિ અને જ્ઞાતિની સ્ત્રીઓનો ઘણોજ લાક્ષણિક સંઘ આપણે પેદા કર્યો છે. અલબત્ત, શરૂઆતમાં અમુક બુદ્ધિમાન વર્ગની સ્ત્રીઓની જ એ સંસ્થા હતી પરંતુ હવે તો હિન્દમાં કદિપણ અસ્તિત્વમાં ન હતું એવું મહારાણીઓથી માંડીને હરિજનો સુધીનું હિન્દુ, મુસ્લીમ, શિખ ખ્રિસ્તિ બહેનોનું અજબ જેવું સંગઠન આપણે જમાવ્યું છે અને પરિષદના સંબંધમાં પ્રવૃત્તિઓ અને મિત્રાચારીનું સમાન બંધન બધા અનુભવી રહ્યાં છે. સ્ત્રીઓના પ્રશ્નો પરત્વે આપણે પ્રજામત એટલો બળવાન બનાવ્યો છે કે જેવો બળવાન તે અગાઉ કદિ ન હતો. આપણી એકત્ર સ્ત્રી જાતિની પ્રતિષ્ઠા, પ્રતિભા, લાગવગ, શક્તિ અને યોગ્યતા આપણે વધાર્યાં છે અને સ્ત્રીઓની શક્તિ અને નાગરિક તરીકેના તેઓના અધિકારો માટે, સ્ત્રીઓનાં ક્ષેત્ર અને જવાબદારીનું રાષ્ટ્રીય તેમજ ગૃહજીવનને અંગે વધારે વિશાળ ક્ષેત્ર છે એની આપણે પ્રજા પાસેથી ઉંડી પ્રશંસા મેળવી રહ્યાં છીએ.

ક્રમવાર જોઇએ તો આપણી ચળવળ અને અનુમોદનને પરિણામે જ મોટે ભાગે સંમતિ વય બીલ અને શારદા કાયદો પસાર થયા. કેળવણીને લગતા સુધારાઓ પરતું આપણું

નિવેદન શિક્ષણ સત્તાવાળાઓ માટે સૂચનરૂપ નીવડ્યું છે અને વારંવાર એનો તેઓ આશ્રય લે છે. આપણે છ લાખ રૂપિયાનું સ્ત્રી કેળવણી ફંડ સ્થાપ્યું છે અને એના દ્વારા ગૃહવિજ્ઞાન માટેની સ્ત્રીઓની પ્રથમ હિન્દી કોલેજ આપણે સ્થાપી છે અને આ લેડી ઈરવીન કોલેજ દર વર્ષે પ્રજાની મદદ મેળવતી જાય છે અને બાળાઓ માટે જુદા જ પ્રકારની કેળવણી માટે એ નમુના રૂપ પૂરવાર થવા પામી છે. અને એનું પરિણામ પણ ઘણું જ ઉત્તમ આવ્યું છે.

**આંતરરાષ્ટ્રીય પ્રતિષ્ઠા**

દેવદાસી પ્રથા નાબુદ કરવામાં તેમજ કુટણખાનાંને લગતો ખરડો પસાર કરાવવામાં આપણે હિસ્સો આપ્યો છે. બાળકોને લગતા કાયદાઓની સંખ્યા આપણે વધારાવી છે અને અનાથ બાળકોને રાહત આપવાની યોજના કરી છે. આપણે એવી આંતરરાષ્ટ્રીય પ્રતિષ્ઠા મેળવી છે કે વિદેશોમાંથી પ્રેક્ષકો આપણી પરિષદમાં હાજરી આપવા આવી રહી છે. બ્રિટન, અમેરિકા, જાપાન અને આ વર્ષે ઓસ્ટ્રેલીયા અને રાષ્ટ્રસંઘ તરફથી પ્રતિનિધિઓ આવી છે. અમેરિકા અને ઇસ્તામબુલમાં આંતરરાષ્ટ્રીય પરિષદોમાં આપણા સભ્યોને ખાસ પ્રતિનિધિઓ તરીકે જવાનું માન મળ્યું છે. ૧૯૩૧ માં પ્રથમ અખિલ એશીયાઇ સ્ત્રી પરિષદ ભરવામાં પણ આપણો જ હિસ્સો મોટો હતો અને એની પ્રતિષ્ઠા અને સમયસૂચકતાને પરિણામે રાષ્ટ્રસંઘની સ્ત્રીઓની સલાહકારક સમિતિનાં રૂપમાં સ્ત્રીઓની સંસ્થાઓનું વર્તુળ દોરી શકાયું છે.

**સ્વદેશી**

સ્વદેશી ઉદ્યોગોને આપણે જે અનુમોદન આપીએ છીએ તેના સંબંધમાં તો આપણે, ત્યારે જે સાડીઓ પહેરી રહ્યાં છીએ તેની અને ૧૯૨૭ માં પૂનામાં આપણે જે વિદેશી કપડાંમાં સજ્જ થઇ હતી તેની સરખામણી જ માત્ર કરવાની રહે છે. મહાત્મા ગાંધીજીએ દેશને આપેલી નેતાગિરિને આપણે અનુસરીને ખાદી અને સ્વદેશીના ઉત્તેજનમાં સફળતા અને સન્નિષ્ઠા મળ્યાં છે કારણકે આર્થિક સ્વાશ્રય અને માલની માંગ અને ખપત ધરાવનારા તરીકેની આપણી જવાબદારીઓ આપણે બરાબર સમજીએ છીએ. આપણી ઘણીખરી પરિષદોમાં સ્વદેશી ઉદ્યોગોના ભરાતાં વાર્ષિક પ્રદર્શનોમાં અને આપણા રંજનપ્રયોગોમાં સ્ત્રી કળા, હુન્નર અને લલિતકળાઓના સૌન્દર્યની હદ દર્શક અને પ્રોત્સાહક રહેવા પામી છે.

**આરોગ્ય**

આ દેશની વસતીમાં થતા ભારે વધારાના ગંભીર પ્રશ્નના ઉકેલનો માર્ગ બતાવવામાં આપણે આગેવાની લીધી છે. સ્વીકૃત દવાખાનાંઓ દ્વારા જ્ઞાન આપીને વૈજ્ઞાનિક પદ્ધતિ અનુસાર સંતતિ નિયમન કરવાની બાજુએ આપણી પરિષદ ઢળી છે. અને આપણી મુંબઇ શાખા દ્વારા ગયા વર્ષથી ચલાવાતાં આ દવાખાનાનું અનુકરણ બીજાઓએ કરવા જેવું છે. હું પોતે એમ માનું છું કે જાતીય જીવનમાં આત્મસંયમ એ સર્વોચ્ચ આદર્શ છે પરંતુ પ્રજા એવી સંપૂર્ણતાએ પહોંચતી જાય છે કે જ્યારે જાતિના ગુણ અને પ્રમાણમાં નિયમન માટે વિજ્ઞાનનો ઉપયોગ કરવામાં અને ખાસ કરીને, જાતીય આવેગોને અંકુશમાં રાખવાની આધ્યાત્મિક ઇચ્છા જેમને નથી એવા સામાન્ય જનસમુદાયમાંથી વારંવાર આવતી સુવાવડો અને વણમાગ્યા સંતાનોના ઉછેરમાંથી શારીરિક અને આર્થિક રીતે નિરાધાર એવી માતાઓને મુક્ત કરવી જોઇએ એમ હું માનું છું. દરવર્ષે સુવાવડનો ભોગ બની

બે લાખ હિન્દી માતાઓ અને જન્મના પહેલાંજ વર્ષમાં અવસાન પામવા માટે જ નિરર્થક જન્મતાં લાખો બાળકોનું જંગી પ્રમાણ બધી આરોગ્ય યોજનાઓ ધરીને આપણે બચાવવું જ જોઈએ.

**ધારાસભામાં હિન્દી સ્ત્રીઓ**

નિવેદનો, પ્રતિનિધિમંડળો, પરિષદો, અને પ્રચારકાર્યદ્વારા આપણા રાજકીય દરજ્જા માટેની આપણી સીધી "ચળવળને પરિણામે, નવું બંધારણ, હિન્દને ધારાસભામાં સ્ત્રીસભ્યોની સંખ્યાની બાબતમાં તો દુનિયાભરના દેશોમાં અગ્રગણ્ય સ્થાન આપશે કારણ કે માર્ચ સુધીમાં તો હિન્દની જુદી જુદી ધારાસભાઓમાં ૪૧ જેટલી સ્ત્રીઓ બેઠક ધરાવતી હતી અને જ્યારે ફેડરેશનની યોજના અમલમાં આવશે ત્યારે એમાં ૧૫ સ્ત્રીઓની સંખ્યા વધશે, એ બીના માટે આપણે ગૌરવ લઈ શકીએ.

આ સિદ્ધિઓના માત્ર પુનરુચ્ચારથી જ આપણને ભાવિ લડત માટે પ્રોત્સાહન મળશે; આપણી સ્ત્રીજાતિ માટે આપણા ગૌરવમાં વધારો કરશે અને આપણી જાતિ પ્રત્યેની વફાદારીનો વિકાસ કરશે અને નવું વાતાવરણ અને નવી મનોદશા ઉત્પન્ન કરશે. જે જે કોઈ પણ નવા સંગીન કાયદા, શિક્ષણના સુધારા કે રચનાત્મક કાર્યની સ્થાનિક વિગતના જેટલાં જ કીમતી છે.

**પ્રાથમિક કેળવણી**

છતાં આપણા દેશની વિશાળ જરૂરીઆતોના પ્રમાણમાં તો આ સિદ્ધિઓ સાગરમાં બિંદુ સરીખી જ છે. આ પણ ઘણાજ ઉંડા અસંતોષનું કારણ છે એ સાચું છે. દેશની નિરક્ષરતા એ જેઓ હિન્દને ચાહે છે તેઓનાં હૃદયને ભુક્કો કરી નાખે છે. વીસ વર્ષોમાં શિક્ષિત હિન્દી સ્ત્રીઓના ટકામાં બેથી ત્રણ ટકાનો વધારો થવા પામ્યો નથી. મદ્રાસ સરકારની એક સમિતિ દ્વારા આ વર્ષે થએલી તપાસ જણાવે છે કે આ દરજ્જા જોગ સુધારા માટે નાણાં મળતાં નથી અને મધ્યપ્રાંતોમાં માત્ર બાળાઓ માટે જ પ્રાથમિક કેળવણી ફરજીયાત કરવાનું બીલ દાખલ કરવાના મીસીસ તાંબેના જવલંત પ્રયાસનો સરકારે વિરોધ કર્યો એ આપણે જોઈ ચૂક્યા છીએ. દેશની આવકમાંથી કેળવણી પાછળ ૨/૩ ભાગ ખર્ચાવો જોઈએ એવો દાવો ગોખલેએ કર્યો હતો. હાલની સરકારની પ્રથા એવી છે કે કેળવણી માટે માત્ર* ૮ ટકા ખર્ચવામાં આવે છે. પ્રાથમિક કેળવણી પાછળ ૩૫ કરોડની પ્રજા માટે હિન્દ માત્ર ૮ કરોડ રૂપીઆ દર વર્ષે ખર્ચે છે જ્યારે બ્રિટન ૪ કરોડની પ્રજા માટે ૮૬ કરોડ અને યુનાઈટેડ સ્ટેટ્સ ૧૩ કરોડની પ્રજા માટે ૩૪૭ કરોડ રૂપીઆ ખર્ચે છે. કેળવણી માટે આ નજીવી જે રકમ મળે છે તેમાંથી પણ આપણને સ્ત્રીઓને ન્યાય મળતો નથી. છોકરીઓની કેળવણી પાછળ જે રકમ ખર્ચવામાં આવે છે તેના કરતાં ૧૪ ગણી વધારે રકમ છોકરાઓની કેળવણી પાછળ ખર્ચાય છે. મુંબઈના ગવર્નરે પોતે જ તાજેતરમાં એમ જણાવ્યું હતું કે "સમાજની પ્રગતિમાં ભારે અંતરાય રૂપ" સ્ત્રીઓની નિરક્ષરતા દૂર કરવા માટે સરકારે આ રકમની અપ્રમાણ વહેંચણી બરાબર સમતુલામાં લાવવી જોઈએ. દર ૧૦૦ છોકરીઓમાંથી માત્ર એક જ છોકરી પ્રાથમિક કેળવણી મેળવી શકે છે અને દર હજાર છોકરીઓમાંથી એકજ છોકરી માધ્યમિક કેળવણી મેળવી શકે છે એ ખરેખર ખેદજનક છે. અત્યારે જે ધોરણ ચાલી રહ્યું છે તેજ ધોરણે જો આપણે

* શ્રી. વિશ્વેશ્વરૈયા કૃત Planned Economy for India.

આપણી કૂચ ચાલુ રાખીશું તો કેળવણીની બાબતમાં બીજા દેશોની હરોળમાં આવતાં હિન્દને હજાર ઉપર વર્ષો થઇ જશે ! છતાં આપણે આપણાં બાળકોના હિતમાં વાજબી રીતે એવી માગણી કરી શકીએ કે, નવા બંધારણના ઉદ્‌ભવની બક્ષિસ રૂપે દરેક પ્રાંતને તરત જ આપવામાં આવનારી મોટી રકમનો ૨/૩ ભાગ "ભવિષ્ય માટેની સૌથી વધુ સલામત અને સૌથી વધુ કિંમતી રોકાણ "× તરીકે પ્રાથમિક કેળવણીના પ્રચાર માટે જુદી કાઢવામાં આવે. આપણે એ પણ જાણી લેવું જોઇએ કે, ઇંગ્લાંડ તેના બચાવ માટે તેની મહેસુલના માત્ર ૧૨ ટકા ખર્ચે છે, સ્વીટ્ઝર્લેંડ ૯ ટકા અને યુનાઇટેડ સ્ટેટ્સ ઓફ અમેરિકા માત્ર ૧૪ ટકા ખર્ચે છે જ્યારે આ અત્યંત શાન્ત દેશનું લશ્કરી ખર્ચ ૨૫ ટકા જેટલું છે આ આંકડા હું સરકારી પ્રકાશન ખાતાનાં જ ટાંકું છું. ઇન્ચકેપ કમીશનની કાપકુપ માટેની સૌથી પ્રથમ ભલામણ લશ્કરી અડસટ્ટાઓ માટે જ હતી. આપણે સ્ત્રીઓ તો રાષ્ટ્ર ઘડતરના કાર્યો માટે નાણાં છુટાં થાય તે સારૂ એમાં વધારે કાપ કૂપ માંગીએ છીએ. પ્રાંતો માટે લોકો ઉપર એટલો હદપારનો વેરો છે કે હવે તેમને વધુ ચૂસવાનું અશક્ય છે. આપણો હિન્દી વહીવટ દુનિયાભરમાં સૌથી વધુ ખર્ચાળ છે એમ આ વિષેના શાહી કમીશનરનું કહેવું છે. સરકારની નાણાં થેલીની દોરી હિન્દી અંકુશ રહીત એવી રીતની છે કે મધ્યસ્થ અને પ્રાંતિક રાષ્ટ્રીય આવકોમાંથી ૫૦ ટકા ઉપર લશ્કર, કાયદો, વ્યવસ્થા અને વહીવટ દ્વારા જ ખવાઇ જાય છે એટલે નિરક્ષરતા નાબુદ કરવાની આશા જ-રાખવાની રહેતી નથી. સ્વતંત્ર દેશના સંપૂર્ણ સાધનો દ્વારા જ એમ થઇ શકે એ ઇતિહાસે પૂરવાર કર્યું છે.

× વિશ્વેશ્વરૈયા,

**આગામી ચુંટણીઓ**

ચુંટણીને લગતી બાબતમા, આપણી સ્ત્રીઓ, સ્ત્રીઓની જ પ્રતિનિધિઓ તરીકે કોઇ પણ રીતે ન ચુંટાતાં પુરૂષો અને સ્થાપિત હિતો ધરાવતા પુરૂષોના પક્ષો દ્વારા પસંદ થશે કારણ કે પુરૂષ મતદારોની સંખ્યા સ્ત્રીઓના કરતા સાત ગણી છે. એ બીના અસંતોષકારક છે. મહાસભાના પ્રમુખ-રાષ્ટ્રપતિની વિનતિ કરતાં સામાન્ય બેઠકો માટે એક બે સ્ત્રીઓને જ ઉમેદવારો તરીકે રાજકીય પક્ષોએ પસંદ કરી છે એ ખાસ દુઃખદ છે. મ્યુનિસિપાલીટીઓમાં સ્ત્રીઓની ચુંટણી અને મદ્રાસ ધારાસભા માટે મદ્રાસ શહેરની સામાન્ય વિભાગની એક બેઠક માટે મીસીસ રૂકિમણી લક્ષ્મીપથીને મળેલી અસાધારણ સફળતા પરથી એટલું તો પૂરવાર થઇ ગયું છે કે ચુંટણીમાં વિજય મેળવવામાં આપણી જાતિ અંતરાયરૂપ નથી. ચુંટણીનો આખોય પ્રશ્ન સિદ્ધાંત કે સુસંગતતા વિનાના ખીચડા જેવો છે. પુખ્ત વયના સર્વને મતાધિકાર આપીને જ એને યોગ્ય રૂપમાં લાવી શકાય અને લગ્નની વયમાંથી અને અકુદરતી લાયકાતમાંથી તેમજ માનુષી અને બુદ્ધિપુરસ્સરના દરજ્જાને બદલે આર્થિક દરજ્જાની મર્યાદાઓ અને સંખ્યાની વિષમતામાંથી આપણી સ્વતંત્રતા મેળવવા માટે આપણે પૂરતાં બળથી મથન કર્યા કરીશું; અને આપણા ઉપર પરાણે લાદવામાં આવેલા કોમવાદ સંબંધમાં તો કોમી મતદાર મંડળો દૂર કરવાની પ્રતિજ્ઞા લે એવા ઉમેદવારોને જ મત આપવા એ, એ પરિસ્થિતિ દૂર કરવાનો એક માત્ર માર્ગ છે.

**ભાવિ મધ્યસ્થ કચેરી**

આ ક્ષતિઓ, વિલંબો અને અર્ધાંપર્ધાં સફળતાઓને કારણે શું આપણે આપણા પ્રયાસોમાં હતાશ થઇશું ! અલબત્ત નહિ

જ. આજના જેવું વિશાળ અધિવેશન વધારે પ્રયત્નો કરવાને આપણને ઉત્તેજન આપે છે. આપણું તાત્કાળિક નવું કાર્ય દિલ્હીમાં કાયમી મધ્યસ્થ કચેરી સ્થાપીને અને બધાય વિભાગો માટે પ્રેરણા રૂપ થઈ પડે એવા પૂરા સમયની પ્રવાસી મંત્રી મેળવીને, આપણા સર્વ વચ્ચે માહિતીઓની આપ લે થઈ શકે એવું ફરતું પુસ્તકાલય સ્થાપીને અને સ્થાનિક પ્રયત્નોના વિશાળ વિસ્તારના પ્રોત્સાહન દ્વારા આપણા સંગઠનમાં વધારે સુધારો કરવાનું રહેશે. આપણા ભૂતકાલિન કાર્યો માટે પ્રજા આપણી કાયમ રૂણી છે. અત્યાર સુધી જે આવ્યું તે ખરચ્યું જેવી સ્થિતિ પ્રવર્તી રહી છે તેને બદલે સ્થિર પાયા ઉપર આ વ્યવસ્થાને મૂકી દેવા માટે જે વાર્ષિક આવકની જરૂર છે તે આવક આવે એટલું બે લાખ રૂપિયાનું ફંડ એકઠું કરવાની યોજનામાં ઉદાર ફાળો આપવાની પ્રજાને, ઉદાર સખાવતી ગૃહસ્થોને અને આપણા વિભાગોને આપણે આમંત્રણ આપીએ છીએ.

**સ્થાનિક કાર્યમાં વધારો**

આરોગ્ય, પવિત્રતા, સૌન્દર્ય, આનંદ, રંજન, જ્ઞાન, સંપત્તિ, સ્વતંત્રતા અને સુખના પ્રચાર માટે જે કાર્ય સંઘો પોતે કરી રહ્યા હોય તેમને તેમાં વધારો કરવાની હું દરેક સભ્યને વિનતિ કરું છું. આપણને જે જોઈએ છે તે નવી નવી યોજનાઓ નહિ પણ કાર્યકરોની વધુ સંખ્યા જોઈએ છે અને શાળાઓ, વિદ્યાર્થિની ગૃહો, બાળગૃહો, સ્ત્રીઓના વર્ગો, હિન્દી વર્ગો, દવાખાનાં, ગ્રામ્ય તાલીમનાં કેન્દ્રો, કોમી એકતાના પ્રદર્શનો, મદ્યનિષેધની ચળવળ, નાગરિક મંડળો, હરિજન સેવા, વીજીલન્સ સમિતિઓ અને જુદા જુદા સત્તાઓ જે બીજી ઘણી સુંદર યોજનાઓ ચલાવી રહ્યાં હોય તેની મોટી સંખ્યા જોઈએ છે.

**મંદિરપ્રવેશ**

આ આગામી વર્ષમાં આપણી સૌથી આગળ પડતી અખિલ હિન્દ યોજનાઓમાં બધાય હરિજનો માટે સંપૂર્ણ સમાન સામાજીક હક્કો અને મંદિર પ્રવેશની માગણી કરવામાં ત્રાવણકોરનાં દૃષ્ટાંતથી આપણને વધારે ઉત્સાહ મળશે. વધારે વિશાળ મતાધિકાર પામેલા અને પ્રતિનિધિત્વ ધરાવતા હિન્દના સમૂહનું માનસ આપણે બતાવવું છે. એને માટે ચુંટણીઓમાં આપણા મતનો ઉપયોગ ઉત્તમોત્તમ ઉમેદવારો માટે કરવામાં આવતા ફેબ્રુઆરી માસને આપણે કુદરતી રીતે જ રોકીશું.

**ગામડાંઓમાં કાર્ય**

સમગ્ર પરિષદ રૂપે ગામડાંઓ, ખેતરો અને કારખાનાઓમાંની આપણી બહેનોના સંસર્ગમાં પણ આપણે આવવું જોઈએ. હિન્દી સ્ત્રીજનતાના વિશાળ સમૂહને નામે જો આપણે બોલવું જ હોય તો આપણે તેમનાં જીવન વિષે અદ્યતન માહિતી ધરાવવી જોઈએ. વસતીના દરેક દશ હજારના સમૂહમાં આ ખેડુતો અને મજુરોની સંખ્યા ૭૦૦૦ જેટલી છે અને એમાં પણ રોજી રળતી સ્ત્રીઓની સંખ્યા દર ૭૦૦૦ સ્ત્રીઓએ ૨૦૦૦ જેટલી છે. મહાત્માજી શેગાંવમાં રહે છે તેમ આપણે પણ ગામડાંઓમા રહીએ, કે જેથી આપણને ત્યાંના જીવનનો અનુભવ થાય અને રોજની બે આનાની સરાસરી ઉપર જીવનનિર્વાહ કરતા લોકોને આપણે સહાય કરી શકીએ. હૃદયના શુદ્ધિકરણથીજ, આ દેશમાં જે સંપત્તિ અસ્તિત્વમાં છે અને જે જરૂરીયાતોની એમાં પેદાશ થાય છે તેનો "મુક્તજ્ઞાન અને માથું ઉંચુ રાખીને" સમાનતા અને ડહાપણપૂર્વક હિસ્સો લઈ શકાય એવા પ્રકારની લગભગ નવી સામાજીક અને આર્થિક વ્યવસ્થાની

યોજના પાર પાડવાની શક્તિ અને હિંમત મળી શકશે.

**અભ્યાસ કરવાની જરૂર**

ચુંટણી માટેના ઉમેદવારોના કાર્યક્રમ સંબંધમાં જુદા જુદા પક્ષો જોગ આપણી પરિષદે કાઢેલ પ્રશ્નાવલિનો ઉત્તર આપતાં પંડિત જવાહરલાલ નેહરુએ જણાવ્યું હતું કે "તમારા કાર્યક્રમમાંની ઘણી ખરી બાબતો તો નિરર્થક છે પણ તે એવા અર્થમાં કે આપણે જે અનિષ્ટોનાં મૂળ કારણો નાબુદ કરવા માગીએ છીએ તેની તે તપાસ કરતાં નથી."

આખી દુનિયાની આ ફરિયાદ છે. પણ આપણે એ બાબતમાં અપવાદ બનીએ. આપણે થોડોક વધુ અભ્યાસ કરીએ. આપણે પૂર્વગ્રહો તજી દઈને પરિવર્તન પામેલી પરિસ્થિતિનો જીવન અને મૂલ્યાંકન વડે સ્વીકાર કરવા પુરતાં વીર અને તૈયાર થઈએ. પરિવર્તન તો થવું જ જોઈએ કારણ કે હિન્દ કે દુનિયા બેમાંથી એકેય અત્યારે જે પરિસ્થિતિ છે તેમાં ને તેમાં જ ચાલી શકવાના નથી.

**બેવડાં ધોરણોનો વિરોધ**

આ મૂળ પ્રશ્નોના અભ્યાસમાં આપણે સ્ત્રીઓએ નવાં ધોરણો સર્જાવવાનાં છે. સુધારાઓ માટેની સ્ત્રીઓની બધીય લડતોનું જ્યારે પૃથક્કરણ કરવામાં આવે છે ત્યારે માલમ પડે છે કે બેવડાં ધોરણ સામે જ એ આપણો બળવો સૂચવે છે. પુરુષો માટે એક અને સ્ત્રીઓ માટે બીજું ધોરણ રહે એવી સર્વની માન્યતા જણાય છે. નીતિ, રોજી, કેળવણી, નાગરીકપણાંના અધિકાર, કામ અને સેવા કરવાની તકો, અને ધર્મ એ સર્વમાં બેવડું ધોરણ ચાલી રહ્યું છે. સ્ત્રીઓની ચળવળનું કેન્દ્ર અહીં જ રહેલું છે. બેવડાં ધોરણને કારણે સ્ત્રીઓનો મોટો સમૂહ જે અન્યાયો, ક્રૂરતા અને અધોગતિ સહન કરી રહ્યો છે તેનાથી માહિતગાર થયા પછી આપણે સ્ત્રીઓ મક્કમ થઈ છે કે, નીતિ દ્વારા નહિ પણ આપણે જે કામ કરીએ તે કામના આર્થિક મૂલ્યાંકન દ્વારા સામાજીક અને આર્થિક બંધારણના દરેક વિભાગમાં આપણા ભાઈઓની સાથે આપણે સમાનતા ભોગવવી જોઈએ એવી વ્યવસ્થા સ્થાપવી ઘટે. ગયે વર્ષે આપણાં પ્રમુખ ત્રાવણકોરનાં ના. મહારાણીએ સાચું જ કહ્યું છે કે, "સ્ત્રીઓના પ્રશ્નોના ઉકેલનો આધાર તેઓ માટે પરિણિત કે અપરિણિત કોઈપણ દશામાં આર્થિક સ્વતંત્રતા મેળવી આપવા પર આધાર રાખે છે. ઘરની બહાર કામ કરવાની સ્વતંત્રતા હોવી જોઈએ તેમ ઘરમાં સમાન આર્થિક ભાગીદારી રહેવી જોઈએ."

**ગૃહિણી માટે સમાન આર્થિક દરજ્જો**

ના. મહારાણી સાહેબામાંથી આ પ્રેરણા લઈને, હું તો આગળ વધીને એવી માંગણી કરીશ કે, ઘરમાંની ગૃહિણીને, પરિણિત સ્ત્રીને, કુટુંબના અને દેશના સહકાર્યકર તરીકે જીવંત પતિની આવકમાંથી યોગ્ય હિસ્સો અને પતિ મરી જાય ત્યારે તેની મિલકતમાંથી યોગ્ય હિસ્સો મળે એવો કાયદેસર અધિકાર હોવો જોઈએ. ઉપરાંત, પતિ મરણ પામે ત્યારે જો તે કાંઈ જ મિલકત મૂકી ગયો ન હોય તો રાજ્યે તેને પેન્શન આપવું જોઈએ અને રાજ્યના વાલી તરીકે બાળકનું પોષણ કરે ત્યાં સુધી એટલે કે બાળક ૧૬ વર્ષનું થાય ત્યાં સુધી દરેક બાળકદીઠ નિર્વાહનું ભથ્થું મળવું જોઈએ. આ કાંઈ કહેવાતી માતૃત્વની બક્ષિસ નથી. ઘરોમાં સ્ત્રીઓ જે કામ કરી રહી છે તેનું આ આર્થિક મૂલ્યાંકન છે. ધંધામાં કામ કરતી સ્ત્રીઓને આવું આર્થિક

મૂલ્ય આપવામાં ન આવે ત્યાં સુધી વિધવાને મિલ્કત અને વારસાના હક્ક આપતા બધાય કાયદાઓ જરૂરીઆત ધરાવતી સ્ત્રીઓના પુનર્મૂલ્યાંકનની નજીવી વિગત જ છે મૂળ પ્રશ્નોને એ માત્ર ઉપરછલ્લી રીતે જ સ્પર્શે છે. ઘરમાં આર્થિક અધિકારો મેળવ્યા વિના સ્ત્રીઓ કૃત્રિમ રીતે ગનેલી ચઢીયાતી જાતિની ઉદારતા, મુરબ્બીવટ અને લાગણીમાં દબાએલી જાતિ તરીકે જ કાયમ રહેશે અને તેને સ્વમાન કે સ્વાશ્રય જેવું કાંઇ રહેશે નહિ ઉતરતી જાતિ તરીકે તે કાયમ રહેશે અને તે એમ માનતી જશે કે બાળકોના ઉછેરમાં અને માનવજાતિની સંભાળ લેવાનું તેનું પરિશ્રમભર્યું કાર્ય તો યોગ્ય વ્યવસાયના કરતાં શાપ રૂપ વ્યવસાયનું જ છે અત્યારે ઘરની બહાર સ્ત્રીઓ જે કામ કરે છે તેના પૈસા મળે છે—તેના કલાક શારીરિક પરિસ્થિતિ, પગાર વગેરે નિયમબદ્ધ છે પરંતુ ઘર, બાળકો અને ખોરાકની સંભાળ રાખતી સ્ત્રીને મજુરીની વ્યવસ્થિત આનમમાં કાંઇ સ્થાન નથી સ્ત્રીઓનો આવો વર્ગ હમેશા વધુ મતમાં જ રહેવાનો છે તેથી સ્ત્રીઓ માટે આપણી પરિષદની સ્ત્રીઓ સ્વપ્નાઓ સેવશે અને ઉતરતી જાતિનાં અને વહીતર કરનારીના દરજ્જામાંથી તે મુક્ત થાય અને ઘરની બહાર કામ કરતા પુરૂષ કે સ્ત્રીના જેટલી જ તે ઉંચી સ્થિતિએ આર્થિક અને કાયદાની રીતે ઘરમાં પણ કીંમતી કાર્યકર તરીકે પહોંચે ત્યાં સુધી આપણે તેના કાયદેસરના આર્થિક દરજ્જા માટે પ્રયત્ન કરીશું

**રાષ્ટ્રીય સ્વતંત્રતા**

વૈદિક કાલથી જ આપણે સ્ત્રીઓ તો પરાધીન જાતિ રહી છે હિંદ આજે તો પરાધીન દેશ છે આપણે કહીએ છીએ “ સ્ત્રી ગુલામ હોય તો પુરૂષ શું સ્વતંત્ર થઇ શકશે ? ” આપણે એથી આગળ વધીને કહીશું ‘ હિન્દ ગુલામ હોય તો હિન્દી પુરૂષ કે સ્ત્રી સ્વતંત્ર થઇ શકશે ? ” હિન્દની પ્રજા સત્તાવિહીન છે એ બાબતનું વારંવાર આપણને ભાન કરાવવામાં આવે છે નવાં બંધારણમાં આપણી પોતાની ઇચ્છાવાળી નહિ એવી ‘ સલામતી ’ઓથી આપણને બાંધી લેવામાં આવ્યા છે યુરોપ ઉપર વિગ્રહનાં વાદળો ઘેરાઇ રહ્યા છે આપણી પરિષદે તો વિગ્રહની વિરૂદ્ધમાં હોવાનું જાહેર કરેલું છે જો યુરોપ ઉપર વિગ્રહના વાદળ ઘેરાઇ વળે તો વિદેશમાં હિંદી સૈનિકોના ઉપયોગ ઉપર હિન્દી પ્રજાનો કાંઇ અંકુશ રહેશે ખરો ?

છેલ્લા દશ વર્ષોમાં રાષ્ટ્રીય જાગૃતિનું મોજું ઘણું ઉંચું ચઢી ગયું છે હવે તો બધે જ ગજા એમ કહી રહી છે કે દેશની સરકારનો અંકુશ પ્રજાના પોતાના જ હાથમાં હોવો જોઇએ એમ તેઓ ઇચ્છે છે આ પરિષદમાં આપણે સ્ત્રીઓ તો પ્રજાનો એક ભાગ છીએ પ્રજાથી આપણે આપણને જુદી પાડી શકીએ નહિ પ્રજાના એક પ્રતિનિધિત્વ ભર્યાં આપણે વિભાગ છીએ બધાય મહાન ‘સુધારાઓના મૂળ પાયા રૂપ રાષ્ટ્રીય સ્વતંત્રતા પ્રત્યે આપણે મુંગા કેમ રહી શકીએ ? જરૂરી સુધારાઓમાં હમેશાં વિસ્તરતા જતાં વર્તુલો માટે આપણે વર્તુલ રચવું જે પ્રથમ આપણે કેળવણી માટે આપણા ઠરાવો ઘડયા પછી સામાજીક સુધારાઓ માટે ઘડયા તે પછી રાજકીય દરજ્જા માટે આમ બીન પક્ષીય પ્રકારના રાજકીય આદર્શવાદ પ્રતિ આપણે આપણાં કાર્યને વિસ્તારતા જઇએ છીએ પરંતુ પ્રજા તરીકે હિંદના કેવાં પ્રકારના સ્વરૂપ માટે આપણે કામ કરી રહ્યા છીએ ? આપણે હજી એ સ્પષ્ટ કર્યું નથી આ બાબતમાં આપણે અસ્પષ્ટ પરિસ્થિતિમાં કામ કરી રહ્યા છીએ આપણે આ બાબતમાં અસ્પષ્ટ છીએ રાષ્ટ્રીય સ્વતંત્રતાના વધારે વિશાળ પ્રશ્નોમાં આપણે દેખાવ નથી જ્યારે નજીવી

વિગતોમાં આપણે દેશભક્ત હોવાનું બતાવીએ છીએ. આપણી આખીય પરિષદની મનોદશા રાષ્ટ્રીય સ્વતંત્રતા માટેની આપણી અભિલાષાની જાહેરાત પ્રત્યે દર વર્ષે વધતી જાય છે. એક દેશી રાજ્યમાંની વિભાગી પરિષદનાં એક મુસ્લીમ પ્રમુખે ગયા માસમાં જ કહ્યું હતું કે રાજકીય પ્રગતિ માટે આપણું કાર્ય, માનવ સંબંધો કે આર્થિક ઉન્નતિ માટે જેટલી એની જરૂર છે તેટલું જ જરૂરનું છે. ૭ માસિક સભાઓમાં આપણા વક્તાઓ પૈકીના એકે જણાવ્યું હતું કે "રાજકીય ક્ષેત્રમાં આપણી મહેલગાહ કટોકટીના સમય માટે રાખવી જોઇએ." નવા બંધારણની શરૂઆત એ એવો સમય છે. આપણી પરિષદ માટે આગળ ડગ ભરવાની આ સૂચક પળ છે અને પોતાનું જ ભાગ્ય ઘડવાની સંપૂર્ણ સ્વતંત્રતા માટે જાગૃત હિંદની ઝંખના સાથે આપણે એકતા સાધવાનો સમય આવી લાગ્યો છે. ગયા વર્ષ દરમ્યાન ગરીબ મથીઓપીઆની ગુલામીએ ગએલી સર્વોપરિ સત્તા પાછી મેળવવા માટેની હિન્દની અભિલાષાને હમેશ કરતાં વધારે તીવ્ર બનાવી છે. સ્વરાજની માંગણી એ કાંઇ કોઇ પક્ષનો સવાલ નથી. રાષ્ટ્રીય સ્વરાજ એ દરેક જાતિનો જન્મસિદ્ધ અધિકાર છે અને પક્ષના વિભાગો કે એ મેળવવા કે જાળવવાના માર્ગોથી એ પર છે. આ સર્વોપરિ વિષય પરત્વે આપણી ઇચ્છાઓ જાહેર કરતાં આપણને અટકાવે એવું આપણા બંધારણમાં કાંઇ છે જ નહિ. સર્વને અસંતોષકારક એવાં નવાં બંધારણમાં સ્ત્રીઓના રાજકીય દરજ્જાને સ્ત્રીઓ જાતે બાળકોના કલ્યાણ માટે જેટલો સંબંધ છે તેટલો સંબધ શું આખાય દેશના રાજકીય દરજ્જાને નથી? આપણી રાષ્ટ્રીય માન્યતાઓ સ્પષ્ટ કરીને આપણા દેશની સરોગમાં આવી જઇએ છીએ. એ-થી આપણે કોઇ પક્ષ રૂપ બની જતા નથી. આપણા સભ્યો મહાસભા અને બીજી અસ્તિત્વ ધરાવતી રાજકીય સંસ્થાઓ-નો અને તેઓની પોતાની જરૂરીઆતો અને ભાવનાઓનો, રાજકીય કાર્ય કરવામાં સાધન રૂપે ઉપયોગ કરશે.

મનુભગવાને કહ્યું કે,

> सर्वम् आत्मवशम् सुखम् ।
> सर्वम् परवशम् दुःखम् ।

આપણા સભ્યો અને વિભાગોના ગાઢ સંસર્ગમાં હોવાને કારણે હું હિંમતપૂર્વક કહી શકું એમ છું કે, રાજકીય સ્વતંત્રતા માટેની દેશની માગણી સાથે આપણે પરિષદ રૂપે જોડાઇએ છીએ; કારણકે, એ આપણો જન્મસિદ્ધ અધિકાર છે, કારણકે એ સિદ્ધાંત છે અને સ્ત્રીઓની સામાજીક કે આર્થિક સ્વતંત્રતાને સંપૂર્ણ અમલમાં તેજ મુકી શકે એમ છે અને આપણાં બાળકોનું તે કલ્યાણ આપણે સાધવા માગીએ છીએ તેનો નેઓજ અમલ કરી શકશે: આવી મતલબની જાહેરાત કરનો ઠરાવ જો આપણે વહેલામાં વહેલી તકે કરીએ તો આપણામાંથી ભાગ્યેજ કોઇ એથી નાખુશ થશે. ધારાસભામાં સભ્ય થનારી આ-પણી પદ બહેનો જોગ આપણો પ્રથમ આદેશ એજ હોઇ શકે: "રાજકીય સ્વતંત્રતા માટે, બાહ્ય અને આંતરિક પરાધીનતામાંથી મુક્તિ મેળવવા માટે સૌથી પ્રથમ કાર્ય કરજો અને તેની સાથોસાથ આપણે અત્યાર પહેલાં દર્શાવેલા આદર્શો અને સુધારાઓનાં સર્વોપરિ કાર્યને પણ ધપાવજો."

અને મારા અંતિમ શબ્દો પણ વ્યક્તિ-ગત સ્ત્રી માટે જ છે કારણ કે આપણો દેશ અને આપણી પરિષદ સરખી રીતે વ્યક્તિ-ઓનાં જ બનેલાં છે. દરેક દરેક સ્ત્રી આપણા સ્વભાવમાં દૈવી છે. આપણા અસ્તિત્વના મૂળ પાયારૂપ પરમકૃપાળુ ઇશ્વર, શુભ વા એકાત્મા સાથે આપણે એકરૂપ થઇએ અને એ એક-તાની શક્તિ મેળવીને આપણે આ પરિષદમાંથી આપણી બધીય વડલો ચલાવવા માટેની આધ્યાત્મિક અને દેશપ્રેમથી ભરપુર શક્તિઓ મેળવીને આગે વધીએ એજ શુભેચ્છા!

# અમદાવાદમાં અખિલ ભારતીય મહિલા પરિષદનું

# અગીઆરમું અધિવેશન

સંસ્મરણો આલેખનાર :

**શ્રીમતી લેડી વિદ્યાબહેન ર. નીલકંઠ**

૧૯૩૬ ના માર્ચ માસમાં આ પરિષદ અમદાવાદમાં ભરવાનો નિર્ણય કરવામાં આવ્યો અને તે માટે ગુજરાત શાખા તરફથી આમંત્રણ મોકલ્યું. આ પરિષદ ગુજરાત તરફથી ભરવાની હતી એટલે પ્રથમથી જ ગુજરાતનાં મુખ્ય સ્થળો તેમ જ મુંબાઇના ગુજરાતી બહેનોનો સહકાર સાધવા પ્રયાસ કરવામાં આવ્યા હતા. જેને પરિણામે અમદાવાદ બહાર પાંચસોથી ઉપર બહેનો સ્વાગત સભ્ય બની પરિષદમાં જોડાઇ હતી. અમદાવાદમાં પણ એટલી જ સંખ્યા સ્વાગત સભ્ય તરીકે થઇ હતી અને છેવટના દિવસોમાં ઉપરાઉપરી માગણી છતાં સ્થળ સંકોચની બીકથી નવાં સ્વાગત સભ્યો કરવાનાં બંધ કરવાની અનિવાર્ય ફરજ પડી હતી. શરૂઆતમાં કાર્યકર્તાઓને નિરાશાજનક વાતાવરણ જણાતું હતું પણ પરિષદનો સમય નજીક આવતાં બહેનોએ અપૂર્વ ઉત્સાહ અને જાગ્રતિ બતાવી જે અમદાવાદમાં તેમ જ ગુજરાતમાં અપૂર્વ લેખાય.

પરિષદના હેતુઓ સમજાવવા પ્રચાર સમિતિ તરફથી શ્રી. પ્રેમલીલા મહેતા, તથા ઇન્દુમતિ મહેતા કાઠીઆવાડનાં ઘણાં ગામોમાં ફર્યાં હતાં અને ત્યાં સભાઓ ભરી સ્ત્રીઓને વસ્તુસ્થિતિથી વાકેફ કર્યાં હતાં. શ્રી. શારદા બહેન મહેતા તથા શ્રી. સવિતાબેન ત્રિવેદી સુરત ભરૂચ વલસાડ નવસારી આદિ સ્થળોએ એ જ કામ માટે મુસાફરી કરી હતી અને શ્રી. સરલા મહેતા તથા તરંગિણી નીલકંઠ પેટલાદ મુકામે પ્રચાર અર્થે ગયાં હતાં.

અમદાવાદની સ્થાનિક શાખાએ કાર્યની વહેંચણી કરવા સમિતિઓ પ્રથમ તો નીમી દીધી અને તેના મંત્રીઓ ગોઠવ્યા. શાખાના પ્રમુખ તો હતાં જ. મંત્રીઓ તરીકે શ્રી. સવિતા ત્રિવેદી, શ્રી. દીના આસાના અને સ્થાનિક મંત્રી જાલાંમાય વખારીઆ નીમાયાં. કોશાધ્યક્ષ તરીકે શ્રી સુલોચના નરોત્તમભાઇ લાલભાઇ તથા શ્રી. વિનોદિની નીલકંઠ, પ્રદર્શન મંત્રી તરીકે શ્રી. તરંગિણી નીલકંઠ, સ્વયં-સેવિકાનાં નાયક તરીકે શ્રી. મીસ પોલ અને શ્રી. વિનોદિની નીલકંઠ નીમાયાં. રંજન કાર્યક્રમનાં મંત્રી તરીકે શ્રી. ઇન્દુમતી ચૈતન્ય-પ્રસાદ દિવાનની નીમણૂંક કરવામાં આવી હતી અને સત્કારનાં મંત્રી શ્રી. જાલાંમાય વખારીઆ હતાં.

આમ કામની વહેંચણી કર્યાબાદ નાણાં ઉઘરાવવાનું શરૂ કરવામાં આવ્યું જેમાં પ્રમુખ, કોશાધ્યક્ષ, મંત્રી તથા શ્રી. મનોરમા ચીનુભાઇએ કાર્ય કર્યું હતું. અમદાવાદના ધનિકોએ સહાયતા કરી હતી પરંતુ બહારથી ઘણાં એમ ધારે છે કે અમદાવાદ સરખા ધનાઢ્ય શહેરમાં આઠદસ હજાર ઉઘરાવવા એ રમત વાત છે એ માન્યતા ખરી નથી એમ ધણાંને

લાગ્યું. ભાવનગરનાં મહારાણીએ એકહજાર રૂપીઆની ઉદાર બક્ષીસ કરી. પોરબંદરના મહારાણી તરફથી રૂ. ૨૫૦, પાલીતાણાનાં મહારાણી તરફથી રૂ. ૨૦૦ અને ગોંડળનાં યુવરાણી તરફથી રૂ. ૨૦૧ નાં દાન મળ્યાં હતાં. ગોંડળનાં યુવરાણી જાતે પરિષદમાં હાજર રહ્યાં હતાં.

શ્રી. સુલોચના નરોત્તમભાઇ લાલભાઇ તરફથી પરિષદનાં પ્રમુખ તથા પ્રતિનિધિઓનાં સ્વાગતાર્થે તેમના લાલ બંગલામાં ગાર્ડન પાર્ટી ગોઠવી હતી. તેમાં શહેરનાં સંખ્યાબંધ મન્નારીઓએ હાજરી આપી હતી. અમદાવાદ મ્યુનીસીપાલીટી તરફથી સ્વાગત કરવામાં આવ્યું હતું અને તાજેતરમા નવા નીમાએલા મળ્યો તથા જુના બોર્ડના મળ્યોએ મ્યુનીસીપલ હોલના વિશાળ બગીચામાં ગાર્ડન પાર્ટી ગોઠવી હતી. તે ઉપરાંત અત્રેના વીકટોરીઆ ગાર્ડનમાં તમામ સ્વાગત મળ્યો અને પ્રતિનિધિઓ પ્રમુખ એકત્રિત થઇ એકબીજા સાથે શકે તે માટે મીજબાની રાખેલી હતી.

અમદાવાદમાં સ્ત્રીઓનું કામ કરતી અગાઉ સંસ્થાઓનાં કાર્યકર્તા બહેનોએ પરિષદનાં પ્રમુખ અને પ્રતિનિધિઓને એકત્ર માનપત્ર આપ્યું હતું જેનો અર્પણ વિધિ આરંભના દિવસે જ થયો હતો. અગાઉ સંસ્થાઓનાં વ્યવસ્થાપકોએ પ્રમુખ બહેનને પુલના હારથી વધી દીધાં જે. દશ્ય અતિ અસરકારક હતું.

પ્રથમ સમારંભ તા. ૨૩-૧૨-૩૬ ને રોજ એક ભવ્ય મંડપમાં થયો હતો. લગભગ એકહજાર સ્ત્રી પુરૂષો-વિશેષ સ્ત્રીઓ-નો જંગી મેળાવડો જોનારને સ્ત્રીજાતિના ઉત્કર્ષ વિષે શુભાશા ઉત્પન્ન કરે તેવો હતો. સંગીતના મધુર સ્વરથી પરિષદનો આરંભ થયો અને સ્વાગત પ્રમુખના અંગ્રેજી અને ગુજરાતી વ્યાખ્યાન બાદ પરિષદનો હેવાલ વંચાયો. ત્યારપછી પ્રમુખશ્રી મીસીસ કઝીન્સનું મનનીય અને વિચારપૂર્ણ વ્યાખ્યાન થયું. પરિષદના પ્રારંભના મેળાવડામાં પ્રતિવર્ષ સ્થાનિક આગેવાનો વ્યાખ્યાન કરે છે, તે મુજબ આચાર્યશ્રી આનંદશંકર ધ્રુવ, સર મહેબુબ કાદરી અને ડૉ. સુમંત મહેતાનાં પ્રવચનો થયા હતાં. શાંતિ અને ગંભીરતા ત્રણ કલાકના લાંબા સમય સુધી સંપૂર્ણ રીતે જળવાઇ હતી.

બીજે દિવસે એટલે તા. ૨૪-૧૨-૩૬ ને રોજથી પરિષદનો કાર્યક્રમ ગુજરાત કોલેજના જ્યોર્જ ધી ફીફ્થ હોલમાં ચાલુ થયો હતો. સવારમાં તમામ શાખાઓના હેવાલ અંગ્રેજીમાં વંચાયા જેથી પ્રેક્ષક વર્ગને કાંઇક અધીરાઇ થઇ હતી અને કાર્યક્રમ ગુજરાતી ભાષામાં કરવા માગણી થઇ હતી. આ હેવાલો પ્રતિનિધિ મંડળ માટે જ હોય છે અને તેઓ સ્થાનિક ભાષા ન સમજે તેથી નિરૂપાયે અંગ્રેજીમાં જ વાંચવા પડયા. ત્યારબાદ બપોરે કામદાર વર્ગના ઠરાવો હાથમાં ધરવામાં આવ્યા. વિષય વિચારિણી સભાએ મંજુર કરેલા એ ઠરાવોનું ગુજરાતીમાં ભાષાંતર કરી સર્વને વહેંચવામાં આવ્યું હતું અને પ્રત્યેક ઠરાવ પર એક અથવા વધુ બહેન ગુજરાતીમાં વ્યાખ્યાન કરે એવી ગોઠવણ હતી બીજે દિવસે સવારે સામાજિક ઠરાવો લેવાયા અને ત્રીજે દિવસે કેળવણીવિષયક ઠરાવો હાથ ધરવામાં આવ્યા હતા. તમામ ઠરાવોનું ગુજરાતીમાં ભાષાંતર થએલું હતું અને તેનું સ્પષ્ટીકરણ તથા સમર્થન જાણીતાં ગુજરાતી બહેનોએ કર્યું હતું. આ રીતે કાર્યવાહીનો મોટો ભાગ અંગ્રેજી ન જાણનારને સુલભ થયો હતો. છેલ્લે નવા વર્ષની કારોબારી મંડળી નીમાઇ હતી. ગુજરાતનાં મંત્રી મીસીસ આમાના મોદી બદ્રુમગીથા અખિલ હિંદ

મહિલા પરિષદનાં વ્યવસ્થાપક નીમાયાં હતાં.

પરિષદનાં પ્રતિનિધિઓ માટે એલીસબ્રીજને પેલે પાર ૭ વિશાળ બંગલાઓ રાખેલા હતા અને તેમને માટે જમવા વગેરેની ત્યાંજ સોય કરી હતી. સામાન્ય રીતે દરેક પરિષદમાં સ્વાગત સભ્યો સ્થાનિક જ હોય છે. આ પરિષદની વિશિષ્ટતા એ હતી કે આખા ગુજરાતનાં બહેનો સ્વાગતમાં જોડાયાં હતા. તેમાંથી જેમ તે અમદાવાદમાં ઉતરવાની સગવડ નહોતી તેઓને માટે પ્રીતમનગરમાં ખાસ ઉતારા રાખ્યા હતા જ્યાં તેમને રહેવા તેમજ જમવાની સવડ ઉપરાંત વાહનોનો બંદોબસ્ત કરવામાં આવ્યો હતો જેથી તેઓ વેળાસર જઇ આવી શકે. આ પ્રબંધનો લાભ સંખ્યાબંધ બહેનોએ લીધો હતો.

પ્રતિનિધિઓના ઉતારાની ગોઠવણ તથા વ્યવસ્થા બહેન પ્રેમલીલા મહેતા તથ જલ્લાંબાઇ વખારીઆએ ઉપાડી લીધી હતી અને સ્વાગત સભ્યોની વ્યવસ્થા શારદા બહેન મહેતા તથા સવિતા બહેન ત્રિવેદીને હસ્તક હતી. મીજબાનીની સર્વ ગોઠવણ સ્વયંસેવિકાઓનાં નાયક મીસ પોલ તથા વિનોદની નીલકંઠે કરી હતી.

પરિષદને અંગે ગુજરાત કોલેજના મકાનમાં એક પ્રદર્શન ભરવામાં આવ્યું હતું અને તેમાં ગુજરાત તેમજ કાઠીઆવાડના ગૃહ ઉદ્યોગના અનેક સુંદર નમુના આવ્યા હતા. તે ઉપરાંત સંસ્થાઓ જેવી કે વનિતા વિશ્રામ, જ્યોતિસંઘ ગુજરાતી સ્ત્રી મંડળ, ભગિની સમાજ, વીમેન્સ એસોસીએશન, ભાટીઆ મંડળ, મુંબાઇ સેવાસદન વગેરેમાંથી સંખ્યાબંધ નમુનાઓ આવ્યા હતા. રીવાજ મુજબ જુદી શાખાઓ તરફથી પણ ત્યાંના પ્રતિનિધિઓ સંસ્થાઓ તેમજ વ્યકિતઓની ચીજો લાવ્યા હતાં. એ રીતે કલકત્તાનું 'બાની ભુવન' અને 'ગોવિન્દપ્રમાદ ભુવન' જે ઉત્કૃષ્ટ કારીગરીની કૃતિઓ તૈયાર કરે છે, તે ત્યાંનાં પ્રતિનિધિઓ લાવ્યા હતાં. મદ્રાસ મૈસુર આદિ શાખાના પ્રતિનિધિઓ પણ તે સ્થળોના ઉદ્યોગો દર્શાવનાર નમુના લાવ્યાં હતાં. તા. ૨૨-૧૨-૩૬ ને રોજ આ પ્રદર્શન રાણી લક્ષ્મીબાઇ રાજવડે (ગ્વાલીયર) ને હાથે ખુલ્લું મુકાયું હતું.

પરદેશનાં ત્રણ ખાસ પ્રેક્ષકો મીસ એગથા હેરીસન, ડૉ. મીસ જ્યોર્જીઆના સ્વીટ અને લેડી પ્રોક્ટર તેમના દેશનું પ્રતિનિધિત્વ ધરાવી હાજર થયાં હતાં. તે ઉપરાંત બીજાં પરદેશનાં બહેનો–ઑસ્ટ્રેલીઆ, હૉલેંડ, અમેરિકા આદિ દેશમાંથી આઠ દસની સંખ્યામાં આવેલાં હતાં.

પરિષદને અંગે જેમ પ્રદર્શન ભરવાનો રીવાજ છે તેમ સ્થાનિક તથા બીજી શાખાઓનાં બહેનો રંજન કાર્યક્રમ પ્રતિ વર્ષ યોજે છે. એ મુજબ અત્રેના વીકટર ટોકીઝમાં એક સુંદર કળાપૂર્ણ અને વિવિધતાપૂર્ણ કાર્યક્રમ યોજ્યો હતો, જેમાં પ્રેક્ષકોની સંખ્યા વધારે હોવાથી બે દિવસ સર્વ કાર્યક્રમ રાખ્યો હતો.

પ્રથમ દિવસે ગુજરાતની બહેનોની એક ખાસ સભા પ્રેમાભાઇ હૉલમાં ભરી પરિષદનું કામ ગુજરાતમાં સર્વ સ્થળે કાયમ માટે સ્થાપવા યોગ્ય વિવેચનો અને ઠરાવ થયા હતા. આશરે આઠસોથી હજાર બહેનો હાજર રહી હતી. પરિષદનાં સર્વ મહેમાનોને અમદાવાદની જાણીતી સંસ્થાઓ જોવાની ગોઠવણ કરવામાં આવી હતી. સત્યાગ્રહ આશ્રમ, વિદ્યાપીઠ, અનાથાશ્રમ, જ્યોતિસંઘ વગેરે સ્થળોની મુલાકાત ઘણાં બહેનોએ લીધી હતી.

પરિષદના કાર્યકર્તાઓએ પ્રથમ જે મુરાદો ધારેલી હતી તે સર્વ પાર કરી પરિષદની બેઠક સર્વ રીતે સફળ થએલી સર્વ કોઈને લાગી હતી. પ્રતિવર્ષ બેઠકોમાં હાજરી હોય છે તેના કરતાં ઘણી જ વધારે સંખ્યામાં હાજરી હોવાની વાત પ્રત્યેક પરિષદમાં જનારાં કહેતાં હતાં. અને અમદાવાદમાં ઠામઠામ સંખ્યાબંધ બહેનો જે ઉત્સાહ અને હર્ષભેર સત્કાર્યક્રમમાં ભાગ લેતી તેમ જ શહેરમાં આનંદથી ફરતી તે જોવાનું દશ્ય ખરેખર શહેરીઓને મુગ્ધ કરે તેવું હતું. સેવિકાદળ પણ કોઈ ઠેકાણે નહીં હોય તેવું મોટું અને ઉત્સાહી જણાતું હતું.

આ ભગિરથ કાર્યક્રમ વિના વિઘ્ને સંપૂર્ણ થયો તેથી તમામ કાર્ય કરતારાંઓને અતિશય સંતોષ થાય છે.

---

## ઝાંઝર

[ રાગ પીલુ–તાલ ત્રીતાલ ]

ઝાંઝરના ઝમ ઝમ ઘુઘરા વાજે,
રમઝમ રમઝમ નેપુર વાજે.
ઘુઘરી ઘમકે, તારલા ચમકે
પાયે નેપુર ઠમકે.

ઝાંઝરીયા ઝમકાર કરે, ચાંદલીયા ચમકાર કરે,
કંકણીયા રણકાર કરે
ઝાંઝર પે'રી હું પાણીડાં ગઈ'તી
રૂમઝુમ કરતી, પળ પળ પળતી
ઘુઘરા વાગે.

કૃ. ગુણીયલ દેસાઈ
બી. એ.

મહાસભાના ઉમેદવારોનેજ મત આપજો



આગામી ચુંટણીને અંગે મહાસભાના ઉમેદવારોનેજ મત આપવાની હાકલ કરવા માટે શ્રીમતી સરોજિની નાયડુએ પંજાબનો પ્રવાસ કર્યો હતો તે દરમ્યાન લાહોરની સ્ત્રીઓની વિરાટ મેદનીને તેઓ ઉદબોધન કરી રહેલા જણાય છે.



રશિયન મહિલાઓ નૌકાદળના પોશાકમાં

સેવીયેટ રશિયાના સંરક્ષણની યોજના વિચારવા માટે મોસ્કોમાં મળેલી પરિષદમાં રશિયન નૌકાસૈન્યના યુનિફોર્મમાં સરદારોની પત્નીઓએ હાજરી આપી હતી



...કન ...ઓફ

...મમાન મતાધિકાર માટે લડત ચલા- ...નાર આ સંસ્થા ...ા આગેવાન કાર્ય- ...રો એના પ્રમુખ ...રીમ રીતન્સ ...ડાબી બાજુથી બીજા છે

# અખિલ હિન્દ મહિલા પરિષદ

લેખિકા : શ્રીમતી જયશ્રી રાયજી

અખિલ હિન્દ મહિલા પરિષદનું અગિયારમું અધિવેશન આ વર્ષે નાતાલમાં ગુજરાતના પાટનગર અમદાવાદમાં ભરવામાં આવ્યું હતું. ગુજરાતના દરેક ભાગમાંથી તથા કાઠિયાવાડમાંથી ભાવનગર, રાજકોટ તથા ગુજરાતમાંથી વડોદરા, ભરૂચ, સુરત, વલસાડ નડીયાદ વિગેરે સ્થળેથી આ પરિષદ માટે સ્વાગત સમિતિમાં બ્હેનો જોડાયાં હતાં ને સારી સંખ્યામાં અમદાવાદ આવ્યાં હતાં. મહિલા પરિષદની ગુજરાતની શાખામાં આ રીતે જાગૃતિ લાવવામાં આ અધિવેશને બહુ સારી સહાય કરી છે.

આ પરિષદને અંગે ગુજરાતી બ્હેનોનું સંમેલન તા. ૨૩ મીએ સવારે પ્રેમાભાઈ હોલમાં ભરવામાં આવ્યું હતું. આ પ્રસંગે શ્રી. ઇન્દુમતી મહેતાએ આ પરિષદના કાર્યક્ષેત્ર વિષે બહુ સારી રીતે વિવેચન કર્યું હતું. જો ગુજરાતની શાખાઓ આ પ્રમાણે કાર્ય ઉપાડે તો જરૂર મહિલા પરિષદ ભરવા પાછળ ગુજરાતની બ્હેનોએ લીધેલો શ્રમ સફળ થયો ગણાય

પ્રીતમનગરમાં ભવ્ય શમીયાનામાં મહિલા પરિષદનું પ્રથમ અધિવેશન થયું આ પરિષદના પ્રમુખ મીસીસ માર્ગરેટ કઝીન્સ એક આઇરીશ બાઇ હોઇ હિન્દના મુક્તિ સંગ્રામ માટે કારાવાસ પણ ભોગવ્યો છે. મહિલા પરિષદના તેઓ પ્હેલા ઓરગેનાઇઝીંગ સેક્રેટરી હતાં ને તેને આજની આ ઉચ્ચ સ્થિતિએ પ્હોંચાડવા માટે સારી સેવા કરી છે. તેઓએ પોતાના ભાષણમાં આ પરિષદ માટે જે લોકોમાં ખાલી ટીકા થાય છે કે આ પરિષદો મેળવીને પરિણામ શું આવે છે તેના પ્રત્યુત્તરમાં જણાવ્યું કે આજે જે આંતરરાષ્ટ્રીય સંસ્થાઓ છે તેમાં આ પરિષદની પ્રતિષ્ઠા છે તેજ એનું મહત્વ પુરવાર કરે છે–જે અન્ય દેશોની સ્ત્રીઓને સાંપડયું નથી તે થોડાજ વખતમાં હિન્દની સ્ત્રીઓને આટલી મોટી સંખ્યામાં રાજકીય ધારાસભામાં બેઠકો મેળવી રાજ્યશાસનમાં ભાગ લેવાનો અવસર આવ્યો છે તે આ પરિષદે સ્ત્રીઓમાં જાગૃતિ આણેલી છે તેનું પરિણામ છે પહેલી એપ્રીલથી ૪૧ જેટલી સ્ત્રીઓ પોતપોતાના પ્રાંતની ધારાસભામાં બેઠકો લઇ શકશે. આપણાં અનેક સામાજીક પ્રશ્નો ઉપરાંત રાજકીય પ્રશ્નો પણ આ રીતે સ્ત્રીઓને ઉકેલવાના રહેશે. અત્યારે જ્યારે અન્યદેશો એક બીજા સ્હામે ધુરકાધુરકી કરે છે ત્યારે હિન્દને પોતાના લશ્કરને હુકમ આપવા જેટલી પણ સત્તા પોતાના હાથમાં નથી એ ગુલામગીરી પ્રજા ક્યાં સુધી સહન કરી શકે ! આપણી સ્ત્રી પરિષદે તો લડાઇઓ નાબુદ કરી વિશ્વશાન્તિ સ્થપાય એવી માગણી કરી છે આ પરિષદની સ્ત્રીઓ હિન્દની પ્રજાનો જ એક ભાગ છે ને જ્યાં પ્રજા સમસ્ત સ્વરાજ્ય માટે બૂમ પાડે ત્યાં આપણે સ્ત્રીઓ તેમનાથી અલગ રહી કેમ શકીએ ? આપણાં કાર્યનું ક્ષેત્ર વિશાળ કરી સામાજીક, કેળવણી, આર્થિક પ્રશ્નો બેગાજ રાજકીય સુધારાના પ્રશ્નો લેવાનો હવે આ નવા રાજ્યબંધારણ પ્રસંગે વખત આવ્યો છે

આ રીતે મીસીસ કઝીન્સે પ્હેલીજવાર પરિષદના પ્રમુખસ્થાનેથી આ જાતનો જુસ્સા ભરેલો પડકાર કર્યો છે

પરિષદમાં પ્રથમ કામદારવર્ગ સંબંધી ઠરાવો લેવામાં આવ્યા. કામદાર સ્ત્રીઓને પ્રસૂતિ પ્હેલા ૭. આઠવાડીયા ને પ્રસૂતિ પછી ૭ આઠવાડીયાં મદદ માટે અમુક રકમ મળે

( મેટરનીટી બેનીફીટ ) એ જાતનો કાયદો સમસ્ત હિન્દ માટે થાય એ માટે પરિષદ માંગણી કરે છે. આ ઠરાવ પર બોલતાં કેટલાંક બ્હેનોએ જણાવ્યું કે આ જાતના સ્ત્રીઓને બેનીફીટ આપવાના કાયદાને લીધે મજુર માલેકો દહાડે દહાડે સ્ત્રી કામદારની સંખ્યા ઘટાડી પુરૂષોને મજુરીમાં લેવાનું પસંદ કરે છે. તે માટે આ ઠરાવમાં કંઈક સુધારા કરી એવી જાતની માગણી કરવામાં આવી કે મજુર માલીકે દરેક કામદાર દીઠ અમુક રકમ અનામત કહાડી કામદારની માંદગી કે સ્ત્રી કામદારની સુવાવડમાં તેમને આ રકમમાંથી જ બેનીફીટ આપી મદદ કરવી. આ પ્રમાણે હોય તો પછી સ્ત્રી કામદારને રોજી જવાની ધાસ્તી ઓછી થાય.

સામાજીક પ્રશ્નોમાં એક અગત્યનો ઠરાવ આ વર્ષે થયો. જે જુદી જુદી કોમને માટે અલગ અલગ બીલો ધારાસભામાં પસાર કરાવવા પ્રયત્ન કરવામાં આવે છે એટલે કે હિન્દુ માટે હિન્દુ લગ્નના કાયદાનું કે હિન્દુ વારસા બીલ, અથવા મુસલમાન હોય તો મુસલમાન કાયદા બાબતનું બીલ એમ દરેકને માટે દેશમાં અલગ કાયદો હોય તેને બદલે સામાન્ય કાયદો બધાને સરખી રીતે લાગુ પડે એ જાતના સર્વદેશીય બીલો પસાર કરવા ધારાસભાને ભલામણ કરવી.

વળી આ પરિષદમાં દેશને માટે એક સામાન્ય ભાષા હિન્દિ-હિન્દુસ્તાની થાય એ જાતનો પણ ઠરાવ સર્વાનુમતે પસાર થયો. આ પ્રમાણે જે કાયદા તથા ભાષા બન્નેમાં રાષ્ટ્રમાં ઐકય સ્થપાય તો જરૂર હિન્દુસ્તાનમાં જે અત્યારે એક રાષ્ટ્રપણું દેખાતું નથી તે વ્હેલું પ્રાપ્ત થઇ શકે. અને ત્યારે જ સ્વરાજ્ય પણ સાંપડશે.

કેળવણીના ઠરાવોમાં યુનિવર્સીટી તરફથી જે મેટ્રીક તથા શાળાન્તની પરીક્ષા એકજ બેગી લેવાય છે તેને બદલે આ બન્ને પરીક્ષા જે જુદાં જુદાં ધ્યેયને માટે છે તેને છૂટી પાડવી જોઇએ. તે અલગ અલગ લેવામાં આવે એવો ઠરાવ બહુમતિથી પસાર થયો.

અક્ષરજ્ઞાન પ્રચારનું કાર્ય ઉપાડવા માટે પરિષદમાં ભેગાં થએલાં બ્હેનો સક્રિય ફાળો આપે એવી ભલામણ કરવામાં આવી.

વળી દેશના હુન્નર ઉદ્યોગને ઉત્તેજન આપવા માટે સ્વદેશીનો પ્રચાર કરવાનું તથા દેશમાં સ્વદેશી બને છે તેજ બનતા સુધી વાપરવું એવો આગ્રહ આ ઠરાવ ઉપર બોલતાં બ્હેનોએ કર્યો. આ વર્ષે પણ પરિષદ અંગે એક પ્રદર્શન ભરવામાં આવ્યું હતું. ત્રાવણકોર રાજ્યના હુન્નર ઉદ્યોગનું પ્રદર્શન ગયે વર્ષે, પરિષદ વખતે જોયું ત્યારે આશા રાખેલી કે ગુજરાતમાં પ્રદર્શન ભરાશે ત્યારે સમસ્ત ગુજરાતની કારીગરીના સુંદર નમૂના જોવાની તક મળશે—આ પ્રદર્શનમાં કાઠીયાવાડના ભરતના નમૂના સુંદર હતા પણ હજી ગુજરાતની અનેક સુંદર કારીગીરી આપણે બેગી કરી શકતે. આ પ્રમાણે પરિષદને અંગે બ્હેનોમાં દેશ સેવા કરવાનો અવસર પ્રાપ્ત થાય છે-જ્યાં જ્યાં પરિષદ ભરાય છે ત્યાં સ્ત્રીઓમાં જાગૃતિ આવે છે ને કામ કરવાની તાલીમ મળે છે. અને પરિષદ ભરવાનો એક મોટો ફાયદો તો સ્ત્રીઓ આપસમાં વિચારની આપલે કરી વિશાળ માનસ પ્રાપ્ત કરી શકે તેમજ જાત જાતના સ્વભાવ સાથે મળી કાર્યકરતાં સહિષ્ણુતા કેળવી શકે એજ છે. આની તાલીમ તેમને નવા રાજબંધારણમાં ધારાસભામાં કાર્ય કરવાની જવાબદારી લેવા માટે બહુ ઉપયોગી નીવડશે.

# આપણા જકડાયેલા સાહિત્યિકો

લેખિકા : શ્રીમતી મહાદેવી વર્મા, એમ. એ.

જેણે પોતાના વ્યક્તિત્વનો નાશ કરી પુરુષની પ્રતિષ્ઠાનો પાયો નાંખ્યો, પોતાની સ્વતંત્રતાનો ત્યાગ કરી તેને સ્વતંત્રતાની કિંમત આંકતાં શિખવ્યું, પોતાના પવિત્ર સ્નેહ-જળથી તેના દુર્ગમ જીવન-પંથને ઉજાળ્યો અને પોતાના જીવનના સમગ્ર દ્રામાધુર્યથી તેની પરવશપણાની સામાન્ય સ્થિતિને દિવ્ય કરી દીધી; તેના તરફ પુરુષના અનુરાગ અને ઉપેક્ષાનો ઇતિહાસ જાણવો હોય તો સંસારમાં આદરભાવથી દેવ ઉપર ચડાવેલી અને સાંજને વખતે ધૂળમાં ફેંકી દીધેલી પુષ્પોની માળા સમાન પ્રત્યેક ક્ષણે અત્યંત આદર અને અત્યંત ઉપેક્ષા પામતા સ્ત્રી જીવનની કથા સાંભળવી આવશ્યક છે. સ્ત્રીઓનું જીવન હંમેશાં સાપેક્ષ છે, નિરપેક્ષ નથી, કારણ કે સંસાર પોતાની આવશ્યકતા અનુસાર તેમની કિંમત નક્કી કરવામાં વિશ્વાસ રાખતો આવ્યો છે.

સ્ત્રીને આદર આપવા માટે જ પુરુષે પોતાના સૌન્દર્ય, શક્તિ અને બુદ્ધિના આદર્શોને નારી-રૂપ આપ્યું; પરંતુ તેની આજની આપવીતીનો સાર એ છે કે તેની યોગ્યતાની ચર્ચા પણ પુરુષના નીસીમ કૌતકનું કારણ થઇ પડે છે.

મનુષ્યનું બાળક જ્યારે પહેલીવાર બોલે છે, ત્યારે તે સાંભળી આપણી ધારણા સફળ થયેલી જોતાં આપણે પ્રસન્ન થઇએ છીએ. પરંતુ જ્યારે સારિકા મનુષ્યની પેઠે બોલવા લાગે છે; ત્યારે આપણને કુતુહલ થાય છે અને તે ઉપર કહી તેવી પ્રસન્નતાથી જૂદા પ્રકારનું છે. બાળક બોલતાં શીખ્યું ન હોય ત્યારે પણ તે મોટું થતાં બોલશે એવો આપણને વિશ્વાસ હોય છે; તેથી તે પ્રકારનું પરિણામ આવતાં વિસ્મય થવાનું કારણ હોતું નથી. પરંતુ સારિકામા મનુષ્યના ગુણો હોવા એ આશ્ચર્યની વાત છે; એ તેની અસાધારણ વિશેષતા છે. જીવનનાં સાધારણ ક્ષેત્રોનો ત્યાગ કરી સ્ત્રી જ્યારે સાહિત્ય અગર તો બીજાં મહત્વનાં ક્ષેત્રોમાં પડે છે, ત્યારે પુરુષ વર્ગને એટલું જ કુતુહલ થાય છે. અને જો કુતુહલ નથી થતું તો તેને સ્થાને ન સમજાવી શકાય એવો એક પ્રકારનો અવિશ્વાસ ઉત્પન્ન થાય છે. સ્ત્રીની વિદ્યા તેમજ બુદ્ધિ વિષયક શક્તિના સબંધમાં પુરુષને આમ ભાવના થાય એ સંભવિત છે, હંમેશાં એમ થતું આવ્યું છે; નહીં તો તેના સંસ્કાર આટલા ગાઢ નહીં હતે. પ્રાચીનકાળમાં કેટલીક એવી વિદુષીઓ થઇ છે; જેણે સભાઓમાં પોતાની યોગ્યતાનો પરિચય કરાવ્યો હતો; પરંતુ તેમણે પણ સભામાં હાજર રહેલા વિદ્વાનોને વિસ્મિત જ કર્યા હશે. તમામનાં આશ્ચર્યથી વિસ્ફારિત થયેલાં નયનો બોલી ઉઠયાં હશે કે "સ્ત્રી-જાતિમાં આટલી વિદ્વતા!" તે વખતે સાહિત્યમાં જે ગણી ગાંઠી સ્ત્રીઓના નામ આવે છે, તેમને પુરુષોએ સાધારણ સ્ત્રીઓની જડતાના અપવાદ રૂપે જ ગણ્યાં હશે. અત્યારે પણ એક બે વિદુષીઓ સ્ત્રીજાતિની વ્યાપક મૂર્ખતાના અપવાદ રૂપે જ ગણવામાં આવે છે. ઠીક છે; જ્યારે તારાઓ વિશેષ ચમકે છે, ત્યારે તેની ચારે બાજુનો અન્ધકાર વધારે ગાઢ શું નથી લાગતો ?

સંસ્કૃત ભાષાનું વિકાસ પામેલું નાટક-સાહિત્ય પણ એમ સાબીત કરે છે કે કેટલીક ઋષિ-પત્નીઓ અગર દેવીઓ સિવાય સ્ત્રી-

જાતિ માત્ર પ્રાકૃત ભાષા જ બોલી જાણતી હતી. એમ જણાય છે કે ઋષિઓના તપના પ્રભાવે અને દેવતાઓની અલૌકિકતાએ કેટલીક સ્ત્રીઓને દેવભાષા બોલવાની શક્તિ અર્પી હતી; પરંતુ બીજા સામાન્ય પુરુષોએ વિશુદ્ધ ભાષાને પોતે જાણતા હોવા છતાં પોતાની અર્ધાંગિનીને માત્ર સમજવાની શક્તિ આપી શક્યા. ગમે તો ગૃહદેવીઓની વાણીની મધુરતાની રક્ષા માટે અગર તો ભાષાની પવિત્રતાની રક્ષા માટે, અગર તો ગમે તે પ્રાકૃતિક કારણને લઇને આમ બનવા પામ્યું; પરંતુ આ પ્રકારના વ્યવહારથી સ્ત્રી અને તેની સમાન કક્ષામાં મૂકવામાં આવેલા શૂદ્રની શક્તિ બહાર આવી નહીં.

જે સમયમાં લૂંટ અને લડાઇ કરવા યોગ્ય ગણાતી વસ્તુઓમાં સ્ત્રીની ગણના થતી હતી અને ઉન્નતા કહેવાતી જાતિ એક નવા મહાભારતની પુનરાવૃત્તિ કરી પોતાનો પૂર્વ ઇતિહાસ ફરીથી રચતી હતી; તે સમયમાં પ્રાચીન હિન્દી કાવ્યનો જન્મ થયો છે, તે વખતે સ્ત્રીને પોતાનું જીવન ભારરૂપ થઇ પડ્યું હશે અને બીજી કોઇ બાજુ જોવાનો વખત જ ક્યાંથી મળે? પરન્તુ ભક્તિ યુગની ઉજ્જવલ તારિકા સમી મીરાંના સંગીતમય અને કૃષ્ણને ચરણે ધરાયેલું જીવન પણ કેટલે દરજ્જે ઉપેક્ષાને પામ્યું; તેનું અનુમાન ઝેરના પ્યાલાની સ્મૃતિથી આવી શકશે.

આજે એ ગીત સાહિત્યની સામ્રાજ્ઞીનાં મધુર પદ આપણને જેટલા પરિમાણમાં સુધારસ આપે છે, તેટલા અગર તેથી પણ અધિક પરિમાણમાં તે સમયના સમાજે તેના જીવનને વિષમય બનાવ્યું હતું, એ ભૂલવું જોઇતું નથી. તેણે કદિ પોતાના અમર સ્નેહથી વિષનું અમૃત બનાવ્યું; તેથી કાંઇ એક મનુષ્યની બીજા મનુષ્ય પ્રત્યેની નિષ્ઠુરતા ઓછી થઇ શકતી નથી. રાજમહેલની એ કોયલને કેવી રીતે ભટકી ભટકીને આખરે કયે સ્થળે કાયમને માટે પોતાની આંખો મીંચી દેવી પડી, તેની કરુણ કથની નથી લખાઇ કે નહીં લખાશે. અમારી જાતિ સ્ત્રીના તુચ્છ જીવનને તોડી ફોડીને તેની ધૂળમાંથી દેવીની પ્રતિમા ઘડવામાં પહેલેથી કુશળ રહી છે અને અત્યારે પણ કુશળ રહેવા માગે છે. જીવવાને અસમર્થ અને મૃત્યુના વ્યાધિથી પીડાતા મનુષ્યને જેવી રીતે નિદ્રા આવે એવી દવા આપવામાં આવે છે; એવી રીતે મૃત્યુની ઇચ્છા વાળી જાતિની વેદના ઓછી કરવા તે યુગમાં વિલાસ રૂપી મદિરા આપી; પરિણામ એ થયું કે એ યુગ એટલો તો ભીષણ બની ગયો કે સ્ત્રીને પણ પુરુષના ભાવ લેવા પડયા. મોટે ભાગે સ્ત્રીઓ સંસારની દૃષ્ટિથી દૂર અંતઃપુરના કૃત્રિમ વાતાવરણમાં એવી તો ગુલામ બની ગઇ કે તેમને માટે શીત અને વર્ષા, યુદ્ધ અને શાંતિ, પ્રકાશ અને અન્ધકાર, જીવન અને મૃત્યુ સઘળું એક સરખું બની ગયું. કોઇ વાર પડઘો તેમના સ્વરમાં પુરુષ-સમાજના ભાવોનો સંભળાવા લાગ્યો; તો બાહ્ય સંસાર, પાંજરામાં પુરાયેલી સારિકાની વાણીની પેઠે તેને કૌતકપૂર્ણ દૃષ્ટિથી જોઇ રહ્યો.

આપણો વર્તમાન યુગ પણ સ્ત્રીઓને માટે પ્રાચીન અભિશાપની સાથે નવું વરદાન લાવ્યો છે. સ્ત્રીના હૃદયમાં જાગી ઉઠનારો વિદ્રોહ નવીન છે, પરંતુ તેને ચારે બાજુથી ઘેરી લેનારી પરિસ્થિતિ, તેની શક્તિઓમાં બીજાઓનો અવિશ્વાસ અને કુતુહલ પ્રાચીન છે.

યુગોથી સ્ત્રી પોતાના ઘરની સંકુચિત મર્યાદામાંથી બહાર નથી આવી શકી. તેણે કદિ પોતાના મૃત્યુની સ્પર્ધા કરનાર જીવનને યુગના જેવાં લાગતાં કાવ્ય કે કોઇ બીજી કળાઓ સરસ બનાવ્યું; તો કદાચ તેમને પ્રકાશનાં દર્શન પણ સાંપડયાં; પરંતુ તે કલાકારને બાહ્ય સંસારથી છુપાઇને રહેવું પડયું. આથી સહુએ

અરધી કલ્પના અને અરધી ભાવના મેળવીને, તેની એક વિચિત્ર પ્રતિમા બનાવી; જેમાં જીવનની વાસ્તવિકતાનો એક પ્રકારે અભાવ હતો. વર્ષો સુધી આ પ્રમાણે કરતાં કરતાં આ કલ્પનામૂર્તિ એટલી બધી પરિચિત થઇ ગઇ કે હવે એ સંસ્કારો ઉપર બીજો રંગ ચડવો અશક્ય નહીં તો કઠીન તો જરૂર છે જ. ગાઢ પાંદડાંમાં છુપાયેલી કોકિલાની કલ્પના એટલી સુંદર હોય છે કે સામાન્ય પક્ષના રૂપમાં તેને નજરે જોવાથી આપણને એક પ્રકારનું માનસિક દુઃખ થાય છે.

આવી મનોદશામાં જ્યારે નવીન સાહિત્ય યુગની સ્ત્રી પુરાણા ધુપછાંવ જેવા પડદાને દૂર ખસેડી પોતાના પીડિત અને કરૂણ માનવી રૂપમાં બહાર આવીને ઉભી રહી, તો પુરૂષ વર્ગ આશ્ચર્યમૂઢ બની ગયો. શું આ તેની નિર્દોષ કલ્પના મૂર્તિની અંદર છુપાયેલું મહોલ મત્ય છે, એ પ્રશ્ન આજ સુધી તેને હલાવી નહોતો શક્યો; તેથી કોઇવાર તે આ દેવત્વ અને માનવતાના સંઘાતને કૌતકથી નિહાળે છે તો કોઇ વાર અવિશ્વાસથી જુએ છે. કોઇ વાર તે દેવતાઓની તથા નિર્જીવ મનુષ્યોની ત્રુટિઓ અગર ભૂખ–તરસથી રહિત પ્રતિમાને સિંહાસન ઉપર બેસાડી, તેની અલૌકિકતાની પરીક્ષા કરે છે, અને કોઇ વાર તેના જવાના માર્ગમાં પથરાઓ મૂકી તેની નિર્બળતા સાબીત કરવા ઇચ્છે છે. આજનો પુરૂષ ઘરની મર્યાદામાં પોતાના સુખ માટે પ્રયત્ન કરતી માતા કે બ્હેન જે સહાનુભૂતિ, આદર અને સહજ ભાવથી જુએ છે; તેવા ભાવથી ભૂલથી પણ બહાર અન્ય સ્ત્રીને નથી જોઇ શકતો.

હિન્દી સંસારમાં સાહિત્યિક બંધુઓએ પોતાની સહયોગિની બ્હેનોને માટે ભ્રાન્તિ અને કુથલીનું જે વાતાવરણ ઉભું કર્યું છે, તેનો વર્તમાન તથા ભાવિ યુગમાં કયો ઉપયોગ થશે, તે તો તેઓ જાણે; પરંતુ એટલું

તો સમજી શકાય એવું છે કે અમારું જે સાધ્ય છે, તે સાથે તેનો કશો પણ સંબંધ નથી. તેમને આવા બનાની દેવામાં પરિસ્થિતિનો દોષ છે એ વાત ખરી છે; પરંતુ જો તેઓ કલાના સાચા ઉપાસક હોય, નવીન ઉજ્જવલ ભાવિના વિધાયક હોય, તો તેમણે પોતાની પરિસ્થિતિથી આગળ આવવું જોઇએ, અને પોતાના ધ્યેય અને તેને પહોંચવાની મુશ્કેલીઓની વિવેચના કરવી જ જોઇએ. સ્ત્રી તેમની બચપણની રંગીન પાંખવાળી ચકલી નથી, જેને પાંખો હલાવવાની કામનાથી તેના આહાર નિદ્રા ભૂલી જઇ ફરતા ફરવાને બાલ સુલભ ચપલતા સમજી ક્ષમ્ય માનવામાં આવે છે.

અન્ય ક્ષેત્રોની જેમ સાહિત્યના ક્ષેત્રમાં પણ સ્ત્રી એટલી જાગૃત થઇ ચૂકી છે કે તેનો સહયોગિનીના રૂપમાં સ્વાભાવિકતાથી સ્વીકાર કરવાથી ભવિષ્ય વધારે સુન્દર બનશે. યુગોથી અંધકારમાં પૂરાઇ રહેવાથી જો તેની દ્રષ્ટિ ...ના તાપથી અકળાઇ જતી હોય, એક ...લું ભરવાથી પગ થાકી જતા હોય; તે ... તે અંધ યાતો પંગુ છે એમ નહીં માનવું. તેની આ દીનતા અને આ અશક્તિ મનુષ્ય જાતિને કલંક સમાન છે. જો તેણે પરિસ્થિતિ અનુસાર બદલાતી જતી સમાજની ભાવનાઓની ખાતર પોતાની નૈસર્ગિક તથા માનવોચિત સ્વચ્છન્દતાનું બલિદાન ન આપ્યું હતે તો આજે આ વિષમતાની કથની લખવાનો પ્રસંગ પણ ન પ્રાપ્ત થતે, જે તેના ત્યાગનું સ્મારક ન બનતાં, તેની અયોગ્યતાનું પ્રદર્શન કરાવી રહ્યો છે.

અવિશ્વાસ અને કુતૂહલની સાથે કેટલાક સહયોગી સાહિત્યિકો દ્વારા લેખિકાઓને અભૂતપૂર્વ કહી શકાય એવો વિચિત્ર ઉપહાર મળ્યો. સામાન્યજનોને સુગમતાથી વિસ્મય પમાડવા માટે અથવા બીજી સગવડ ખાતર કેટલાક લેખકોએ મહિલાઓના નામથી પોતાના સાહિત્યને મહિલા–સાહિત્યમાં ભેળવી દઇને જે નિરાળી સૃષ્ટિ ઉભી કરી છે તેથી તેમના સાહિત્યનો જ રંગ ફીક્કો પડયો છે એટલું જ નહીં; પણ બીજાના સ્વાભાવિક આત્માને પણ ઝાંખો પાડી દીધો છે. સાચી વાત છે કે સાહિત્ય સ્ત્રી અને પુરૂષ માટે એકરૂપ છે અને રહેશે; પરંતુ આ પણ એટલું જ સાચું છે કે અનેક રંગનાં પાત્રોમાં ભરેલા અનેકરંગી જલની સમાન સાહિત્ય પણ ભિન્નભિન્ન હૃદયોમાં ભિન્નભિન્ન રીતે અભિવ્યક્ત થાય છે. સ્ત્રી અને પુરૂષની સ્વાભાવિક ભિન્નતાને લઇને તેમના દ્રષ્ટિકોણ પણ એક બીજાની પૂર્ણતાને માટે આવશ્યક હોઇને પણ એક હોતા નથી. જે વસ્તુ સ્વભાવથી અધિક કોમળ અને અધિક ભાવુક સ્ત્રીને જે રૂપમાં પ્રભાવિત કરે છે, તે તેવા જ રૂપમાં પુરૂષને પ્રભાવિત નથી કરતી. પરિણામે બન્નેની ભાવવ્યંજના એક નથી થતી.

સાચું છે કે આપણા અનેક રહસ્યવાદી અને ભક્ત કવિઓએ પોતાને પ્રેયસી માની પ્રિયતમ પરમાત્માને આત્મનિવેદન કર્યું છે; પરંતુ એ તો તેમને માટે સાધના હતી અને જો નિષ્પક્ષપાતપણે કહેવામાં આવે તો આટલી સાધના છતાં પણ આપણે તેમને સ્ત્રીઓની પાછળ જ જોઇશું.

આજકાલ તો એવી પરિસ્થિતિનો પણ અભાવ છે. પુરૂષની સરતી ભાવનાનો આશ્રય કરી રહેલ અને પુરૂષના અસંયમી દ્રષ્ટિબિંદુથી જોવાયેલું ઉચ્છૃંખલ વાસનામય સાહિત્ય, પણ જ્યારે સ્ત્રીના નામની ઓથે પોતાનો પરિચય કરાવવા માગે છે ત્યારે સ્ત્રીઓ જ નહીં, સહૃદય પુરૂષ પણ ક્ષોભ પામ્યા વગર નથી રહેતા. સ્ત્રી પણ અનેક પરિસ્થિતિઓમાં આવી સાહિત્યસૃષ્ટિ રચી શકે છે એવી

શક્યતાથી કોઇને એવું મોટું સાહસ કરવાનો અધિકાર નથી મળી જતો

સાહિત્ય જગતની આવી દુરવસ્થાની કેટલીક જવાબદારી જે બહેનોએ પોતાના પીંજરની સાકળ તોડી નાખી છે, પણ યુગોથી નિષ્ક્રિય થએલી પાંખોની શક્તિ નથી મેળવી તેમના ઉપર પણ છે તે થરથરતા પગ, કમ્પિત હૃદય અને સંકોચથી પોતામાં જ સમાયેલી અકસ્માત ઘરથી જૂદા એવા વાતાવરણમાં આવી ગઇ કે જે વાતાવરણ આવો સંકોચ દર્શાવવા માટે ઉપયોગી હતું. તેના આવા ભાવને કોઇએ માત્ર અભિનય ગણ્યો, કોઇએ તેની અસમર્થતા માની, પરન્તુ તેને પરિસ્થિતિનું પરિણામ સમજી માર્ગદર્શન કરાવે એવી વ્યક્તિઓ તો બહુજ થોડી નીકળી ઓઓ પણ વ્યાવહારિક જગતમા પોતાનો માર્ગ નક્કી ન કરી શકી, તેથી કોઇવાર તે એટલી બધી સ્પષ્ટ થઇ ગઇ કે બીજાઓ તેના સબંધમા ભ્રાન્તિમય વિચાર કરવા લાગ્યા; કોઇ વાર એટલી બધી અસ્પષ્ટ થઇ ગઇ કે પોતે જ પોતાને ન સમજી શકી. એમાં તો સન્દેહ નથી કે આજની લેખિકાઓને જે ક્રાન્તિ અને મુશ્કેલીઓમાં સાહિત્યની આરાધના કરવી પડે છે, તે કોઇ પણ કર્મક સાત્ત્વિકને પણ વિચલિત કરવાને માટે પૂરતી છે આજે જો તે સ્ત્રીઓના ચિરન્તન દુખોની કહાણી સમજી તેનો દુરૂપયોગ કરવા તૈયાર થાય છે. જો તે કોઇ પુણ્યગીતમાં પોતાની ભાવના વ્યક્ત કરવા ચાહતી હોય તો તેના ઉત્તરમાં એવો એક ગીત પ્રેમગીત તૈયાર થાય છે જો તે પોતાની મુશ્કેલીઓ સ્પષ્ટ કરવા માટે કલમ ઉઠાવે છે, તો ચારે બાજુથી તેના ઉપર નિષ્ઠુર વ્યંગ ( કટાક્ષ ) અને અશિષ્ટ આક્ષેપ મૂકવામા આવે છે અને જો તે મૌન ધારણ કરવા માગતી હોય, તો પણ બીજા કોઇ વગર કહે તેના નામનો ઉપયોગ કરવા તત્પર બને છે.

તેને ( સ્ત્રીને ) મનોવિનોદનું સાધન સમજવાની ટેવવાળો સમાજ આજે પણ પોતાની એ જૂની પ્રવૃત્તિનો સદંતર ત્યાગ નથી કરી શક્યો, પરન્તુ જો સ્ત્રી પણ પોતાની શક્તિ અને સાહસ ઉપર વિશ્વાસ ન રાખી શકે, તો સમજી લેવું કે તેને પાંજરામાં બંધાઇ રહેવાનો અભિશાપ ચિરકાલનો થઇ ગયો છે *

* હિંદી ઉપરથી અનુવાદ



પુનામાં, અવિરત ઉત્સાહ અને હિંમતથી હિંદની સ્ત્રીઓ કેળવણીના પ્રશ્નોની વિચારણા માટે પ્રથમ અધિવેશનમાં ભેગી મળી તે પ્રસંગો તરફ જ્યારે આપણે વિચાર કરીએ છીએ ત્યારે જે ઝડપથી આ પરિષદ પ્રગતિ કરી શકી છે અને આપણા રાષ્ટ્રીય જીવનમાં એ આટલો અગત્યનો ભાગ ભજવશે તેની કોઇને કલ્પના પણ નથી એનું કારણ આ પરિષદ સ્વતંત્ર અને દરેક વિચાર ધરાવતા વર્ગનો એમાં સમાવેશ કરવા જેટલી વિશાળ રહી છે એ છે

શ્રીમતી એમ ની સુકરજી

ભૂતકાળનાં કલાસ્વરૂપોનું અનુકરણ કરવામાં રાચતી

# અર્વાચીન હિન્દી ચિત્રકલા

લેખિકા :
કુમારી અમૃત શેરગીલ

આ લેખની લેખિકા કુમારી અમૃત શેરગીલે ટુંક સમયમાં જ દુનિયાભરના કલાકારોમાં આગળ પડતું સ્થાન પ્રાપ્ત કરી લીધું છે. એમના જીવન અને કલોપાસના સંબંધી પરિચય આપતો લેખ 'ગુણસુન્દરી'ના ગયા દીપોત્સવી અંકમાં આપવામાં આવેલો છે. તે પછી તેમની ચિત્રકૃતિઓનું પ્રદર્શન મુંબઈમાં પણ ભરાયું હતું અને એમની કલાકૃતિઓ જોવાનો મુંબઈવાસીઓને લાભ મળ્યો હતો. ગઈ તા. ૧૫ મીએ મુંબઈની આર્ટ સોસાયટી તરફથી કલાપ્રદર્શન ખુલ્લું મૂકાયું. તેમાં પ્રદર્શનમાંની સર્વોત્તમ કૃતિ માટેનો સોસાયટીનો સુવર્ણચંદ્રક એ બહેનને ફાળે ગયો છે. ઉપરાંત બીજું પણ રોકડ ઇનામ તેમને મળ્યું છે. આ લેખમાં તેમણે હિન્દી ચિત્રકલા વિષેના તેમનાં મંતવ્યો સ્પષ્ટ રીતે રજુ કર્યાં છે.

હું મારી ચિત્રકલામાં જ્યારે નિમગ્ન બનેલી હોઉં છું ત્યારે મને એવો ભાસ થાય છે કે જાણે મેં ચિત્રકલાની તાલીમ લેવાની શરૂઆત કદિ કરી જ નથી. પરન્તુ પૂર્વવત સંસ્કારોને પરિણામે મેં ચિત્રો દોરી કાઢ્યાં છે. આ સાથે મારી બીજી એક માન્યતા એટલી બધી દૃઢ થતી કે હું ચિત્રકાર બનવા માટે જ જન્મી છું અને જીવનના બીજા ક્ષેત્રમાં મારો કોઈ પણ જાતનો ઉપયોગ થઈ શકે તેમ નથી. ચિત્રકલા એ એક એવી કલા છે કે જે માત્ર શીખવાથી હસ્તગત નથી થતી. "ચિત્રકલા શિક્ષણ" શબ્દના અર્થની વાસ્તવિક દૃષ્ટિએ મને ચિત્રકલા શીખવવામાં નથી આવી પરંતુ એ કલાનો મેં સ્વયં અભ્યાસ કર્યો છે. માનસશાસ્ત્રની દૃષ્ટિએ સ્વતંત્ર ચિત્રો દોરવાના સંસ્કારોથી હું કોઈ પણ સંસ્કૃતિની છાયા લીધા સિવાય સ્વતંત્ર ચિત્રો દોરી શકતી હતી અને પરિણામે મારી આ વિશિષ્ટતાને અંગે બહારની કલા મારી સ્વતંત્ર ચિત્ર વિષયક બુદ્ધિમાં સમાઈ શકતી નહિ

ચિત્રકલા પ્રત્યેના મારા અપ્રતીમ શોખને લઈને મને ૧૯૨૯ માં મારા માતપિતાએ મને ચિત્રકલાનો અને મારી બહેનને સંગીતનો ઉંચો અભ્યાસ કરવા માટે પેરીસ મોકલ્યાં અને ત્યાં ફ્રેન્ચ અધ્યાપક લુસીઅન સાયમને મારાં ચિત્રો પ્રત્યે આકર્ષાઈને મને તેના

" એકોલે દ બૅા આર્ટસ "ના સ્ટુડીઓમાં દાખલ કરી, મને તાલીમ આપવાનો નિર્ણય કર્યો. યુરોપ ઉપડી જતાં પહેલાં મેં માત્ર સ્વયં સ્ફુરણાથી ચિત્રો દોર્યાં હતાં. અહીં પૅરીસમાં થોડાંક વર્ષો સુધી શાળામાં ચિત્રકલાનું શિક્ષણ લીધા પછી પણ હું કુદરતને પરાધીન રહીને કદિ અનુસરી નથી. અને હવે તો મારી વ્યક્તિગત માન્યતાને લાક્ષણિક ઢબે આ ચિત્રકલાને અપનાવી લઇને કુદરતમાંથી એના નવા અને લાક્ષણિક સ્વરૂપો પ્રત્યે હું ખેંચી જાઉં છું.

પ્રો. લુસીઅન સાયમને મને કદી પણ સીધી રીતે શિક્ષણ આપ્યું નથી. પરન્તુ મને સ્વતંત્ર રીતે વિચાર કરીને એ કલામાં પ્રગતિ કરવાની તક આપી હતી અને એવી રીતે અમે દરેક વિદ્યાર્થિની અમારી પોતાની દૃષ્ટિએ ચિત્રવિષયક અને એવા જ બીજા કલાને લગતા શાસ્ત્રીય પ્રશ્નોનો ઉકેલ જાતે જ કરી લેતી મારી પ્રગતિનું આ એક લાક્ષણિક સ્વરૂપ હતું.

' એકોલે દ બૅા આર્ટસ 'માં થોડો સમય કામ કર્યા પછી મને સતત ત્રણ વર્ષ સુધી વાર્ષિક " પૉર્ટ્રેટ એન્ડ સ્ટીલ લાઇફ "ની હરિફાઇના ઇનામો મળ્યા. અલબત્ત એ વખતે તો મારા ચિત્રોમાં પાશ્ચિમાત્ય, સંસ્કૃતિની છાપ ઠીક ઠીક દેખાતી હતી પરંતુ એ સંસ્કૃતિની છાયા મારી કલામાં શાશ્વત પ્રતિબિમ્બિત થાય એવી વલણ તે વખતે પણ નહોતી.

મારા પેરીસના અભ્યાસ દરમ્યાન મને એટલું પણ ભાન નહોતું કે ચિત્રકલામાં ' સાદાઇ ' એ સંપૂર્ણતાની નિશાની છે. ચિત્રકલાની મારા જેવી ઘણીયે ઉગતી વિદ્યાર્થિનીઓ ' સાદાઇ 'ના ગુણ પ્રત્યે દુર્લક્ષ્ય કરે છે કારણ કે એ સમય જ એવો હોય છે કે શરૂઆતની તાલીમ લેતા વિદ્યાર્થિઓ કે વિદ્યાર્થિનીઓની આંખને જે દશ્ય સુંદર લાગે તે પોતાના ફલક પર ઉતાર્યા સિવાય રહેતાં જ નથી, અને આ રીતે કલાના એક વાસ્તવિક અંગને સમળગુંજ ભૂલી જવામા આવે છે.

૧૯૩૩ ના વર્ષની આખરે મને માતૃભૂમિ–હિન્દ તરફ આવવાની પ્રબળ તાલાવેલી જાગી. પરદેશમાં વર્ષોની તાલીમ લીધા પછી એક વિચાર મારા દિલમાં સતત રીતે એવો ધુંધવાતો હતો કે ' મારી કલાનો વિકાસ હિન્દમાં જ થવો જોઇએ. એક ચિત્રકાર તરીકે હું મારું સ્થાન હિન્દમાં જરૂર મેળવી શકીશ એવું મન્થન મારા દિલમાં દિનરાત ચાલ્યા કરતું હતું. અને તેને પરિણામે ૧૯૩૪ની આખરમાં અમે હિન્દને કિનારે પગ મૂક્યો મારા ચિત્રોમાં જે ભભકભરી ભાવના અને રંગના સુંદર મિશ્રણો હું મૂકતી તે ઉપરથી મારા પ્રોફેસર હંમેશાં કહેતા કે " પશ્ચિમાત્ય પ્રદેશના સુંદર સ્ટુડીઓ તારી સંસ્કૃતિને ઝીલી નહીં શકે એટલું જ નહીં પરન્તુ પૂર્વ દેશના રંગ મિશ્રણ અને છાયાની આબેહૂબ અનુકરણ કરતી તારી કલાને પૂર્વ દેશનું જ વાતાવરણ યોગ્ય થઇ પડશે " મારા પ્રોફેસરનું આ કથન સત્ય હતું પરન્તુ એમના કથનથી મારા પર એક જુદીજ જાતની છાપ પડી કે જે છાપના સંસ્કારો હજુ સુધી મારા દિલમાં વણાયેલા રહ્યા છે.

મેં હિન્દમાં પગ મૂકયો ત્યારે શિશિર ૠતુ ચાલતી હતી. પીળા–ભૂરા રંગની જમીનવાળો આ પ્રદેશ મને ઘણોજ નયનસુભગ લાગ્યો. હિન્દની ભૂમિ પર મેં પગ મૂકયો ત્યારે પ્રથમ દૃષ્ટિએ મારા જોવામાં શું શું આવ્યું ! શ્યામવર્ણા કૃષ કાયવાળા સ્ત્રી પુરુષો અહીં તહીં ભટકતા હતા અને તેમના મુખારવિન્દો પર ગ્લાનિની સ્પષ્ટ સુસ્તી તરવરતી હતી.

અગાઉના રંગ બેરંગી અને સુંદર દશ્યોથી ભરેલા સમૃદ્ધિશાળી હિન્દ કરતાં મેં જોયેલા હિન્દમાં અજબ જેવુ પરિવર્તન થયેલુ મને જણાયું. હિન્દના " ટ્રાવેલ પોરટર્સ "મા કલ્પાયેલા હિન્દને જોવાની મારી આતુરતાનો નાશ થયેલો મને જણાયો.

ચિત્રકલાના અભ્યાસ માટે નાની વયમાં યુરોપ ઉપડી જતાં પહેલાં મને એવો જ ખ્યાલ હતો કે કલ્પનાશક્તિથી ચિત્રો દોરી શકાતાં નથી કારણ કે હિન્દમાં જે ચિત્રકલા પ્રવર્તી રહી હતી તે કલા પાશ્ચિમાત્ય ચિત્રકલાના છેક જ પાંચમા વર્ગનું અનુકરણ કરનાર હતી એટલે એમા કલ્પના શક્તિને સ્થાન નહોતું. યુરોપીય કલાનું અનુકરણ કરનારા કેટલાય ચિત્રો તો આજેય આપણા પ્રદેશમાં ભરાતા પ્રદર્શનોમાં દેખાય છે આ અનુકરણીય પદ્ધતિ મારી દષ્ટિએ વિકસી રહેલી આપણી ચિત્રકલાના માર્ગમાં વિરોધક આડખીલીરૂપ છે એમ મને લાગે છે. ખેદની વાત તો એ છે કે અહીંના યુરોપીયન ચિત્રકારોએ જે ચિત્રો દોર્યાં હતાં તે જોઇને મને ઘણો જ ખેદ થતો હતો કારણ કે હિન્દની સસ્કૃતિ પોતાના ચિત્રોમાં ઉતારવાની એમની ભાવના પ્રાચીન હિન્દી ચિત્રકારોની કલાનું અનુકરણ કરનારી હતી પરન્તુ એ ચિત્રોમા મને ઘણી વખત નરી અજ્ઞાનતા અને ચિત્રકલાની દષ્ટિએ ચિત્રકલાના દુર્ગુણો દેખાડનારી મૂર્ખતા જણાઇ આવતી હતી.

" પ્રીમોલે દ બૉ આર્ટસ "ના સ્ટુડીઓમાં દાખલ કરી, મને તાલીમ આપવાનો નિર્ણય કર્યો. યુરોપ ઉપડી જતાં પહેલાં મેં માત્ર સ્વયં સ્ફુરણાથી ચિત્રો દોર્યાં હતાં. અહીં પૅરીસમાં થોડાંક વર્ષો સુધી શાળામાં ચિત્રકલાનું શિક્ષણ લીધા પછી પણ હું કુદરતને પરાધીન રહીને કદિ અનુસરી નથી. અને હવે તો મારી વ્યક્તિગત માન્યતાને લાક્ષણિક ઢબે આ ચિત્રકલાને અપનાવી લઇને કુદરતમાંથી એનાં નવાં અને લાક્ષણિક સ્વરૂપો પ્રત્યે હું ખેંચી ગઇ છું.

પ્રો. લુસીઅન સાયમને મને કદી પણ સીધી રીતે શિક્ષણ આપ્યું નથી. પરન્તુ મને સ્વતંત્ર રીતે વિચાર કરીને એ કલામાં પ્રગતિ કરવાની તક આપી હતી અને એવી રીતે અમે દરેક વિદ્યાર્થિની અમારી પોતાની દૃષ્ટિએ ચિત્રવિષયક અને એવા જ બીજા કલાને લગતા શાસ્ત્રીય પ્રશ્નોનો ઉકેલ જાતે જ કરી લેતી મારી પ્રગતિનું આ એક લાક્ષણિક સ્વરૂપ હતું.

' એકોલે દ બૉ આર્ટ્સ 'માં થોડો સમય કામ કર્યા પછી મને સતત ત્રણ વર્ષ સુધી વાર્ષિક " પૉર્ટ્રેટ એન્ડ સ્ટીલ લાઇફ "ની હરિફાઇના ઇનામો મળ્યાં. અલબત્ત એ વખતે તો મારા ચિત્રોમાં પાશ્ચિમાત્ય, સંસ્કૃતિની છાપ ઠીક ઠીક દેખાતી હતી પરંતુ એ સંસ્કૃતિની છાયા મારી કલામાં શાશ્વત પ્રતિબિમ્બિત થાય એવી વલણ તે વખતે પણ નહોતી.

મ.રા પેરીસના અભ્યાસ દરમ્યાન મને એટલું પણ ભાન નહોતું કે ચિત્રકલામાં ' સાદાઇ ' એ સંપૂર્ણતાની નિશાની છે. ચિત્રકલાની મારા જેવી ઘણીયે ઉછરતી વિદ્યાર્થિનીઓ ' સાદાઇ 'ના ગુણ પ્રત્યે દુર્લક્ષ કરે છે કારણ કે એ સમય જ એવો હોય છે કે શરૂઆતની તાલીમ લેતા વિદ્યાર્થિઓ કે વિદ્યાર્થિનીઓની આંખને જે દૃશ્ય સુંદર લાગે તે પોતાના ફલક પર ઉતાર્યા સિવાય રહેતાં જ નથી, અને આ રીતે કલાના એક વાસ્તવિક અંગને સમજણું જ ભૂલી જવામાં આવે છે.

૧૯૩૩ ના વર્ષની આખરે મને માતૃભૂમિ–હિન્દ તરફ આવવાની પ્રબળ તાલાવેલી જાગી. પરદેશમાં વર્ષોની તાલીમ લીધા પછી એક વિચાર મારા દિલમાં સતત રીતે એવો ઘુંઘવાતો હતો કે ' મારી કલાનો વિકાસ હિન્દમાં જ થવો જોઇએ. એક ચિત્રકાર તરીકે હું મારું સ્થાન હિન્દમાં જરૂર મેળવી શકીશ એવું મન્થન મારા દિલમાં દિનરાત ચાલ્યા કરતું હતું. અને તેને પરિણામે ૧૯૩૪ની આખરમાં અમે હિન્દને કિનારે પગ મૂકયો. મારા ચિત્રોમાં જે ભભકભરી ભાવના અને રંગના સુંદર મિશ્રણો હું મૂકતી તે ઉપરથી મારા પ્રોફેસર હંમેશાં કહેતા કે " પશ્ચિમાત્ય પ્રદેશના સુંદર સ્ટુડીઓ તારી સંસ્કૃતિને ઝીલી નહીં શકે એટલું જ નહીં પરન્તુ પૂર્વ દેશના રંગ મિશ્રણ અને છાયાની આબેહૂબ અનુકરણ કરતી તારી કલાને પૂર્વ દેશનું જ વાતાવરણ યોગ્ય થઇ પડશે " મારા પ્રોફેસરનું આ કથન સત્ય હતું પરન્તુ એમના કથનથી મારા પર એક જુદીજ જાતની છાપ પડી કે જે છાપના સંસ્કારો હજુ સુધી મારા દિલમાં વણગૂંથાયલા રહ્યા છે.

મેં હિન્દમાં પગ મૂકયો ત્યારે શિશિર ઋતુ ચાલતી હતી. પીળા–ભૂરા રંગની જમીનવાળો આ પ્રદેશ મને ઘણોજ નયનસુભગ લાગ્યો. હિન્દની ભૂમિ પર મેં પગ મૂકયો ત્યારે પ્રથમ દૃષ્ટિએ મારા જોવામાં શું શું આવ્યું ? શ્યામવર્ણા કૃશ કાયવાળા સ્ત્રી પુરૂષો અહીં તહીં લટકતા હતા અને તેમનાં મુખારવિન્દો પર ગ્લાનિની સ્પષ્ટ સુસ્તી તરવરતી હતી.

ખુરશી કે પગરખાંની જોડીના ચિત્રને જોઇને થવો જોઇએ. ( કારણ કે કલાનો હેતુ એ છે કે ચિત્રમાં દર્શાવાયેલી વસ્તુની સુંદરતામાંથી જે આનંદ મળે તે કરતાં ભૌતિક સૌન્દર્યમાંથી એટલે કે, રેખા, સ્વરૂપ, રંગ અને કલ્પનાના સૌંદર્ય અને શક્તિમાંથી ઉદ્દભવતો રસભર્યો ઉમળકો વધારે કિંમતી છે. ) આ મુદ્દા પર હું બહુ ભાર નહીં આપું કારણ કે એ કલાકૃતિઓની કદરમા ભારે મહત્વનો છે. એની પૂરી સમજણ વિના કલાની સમજણ શક્ય નથી.

હું જાણું કે કલાપરીક્ષાનું આ સ્વરૂપ કેવળ ઇન્દ્રિયગત રસના વધારે દેખીતા સ્વરૂપ કરતાં ઉચ્ચતર કક્ષાએ હોઇને, પ્રાપ્ત કરવું મુશ્કેલ છે. ખાસ કરીને એ લોકો માટે જેમણે કદિ ખાસ ચિત્રો ( દા. ત. અજન્ટા અને ઇલોરા ગુફામાના ચિત્રો ) જોયા નથી. ઘણા ખરા લોકો તો ચિત્રોમાં પોતાની લાગણીઓને ટીંગાવી રાખવાની ઉર્મિની ખીંટીઓ શોધી કાઢવાની સામાન્ય ભૂલમાં લપસી પડે છે અને માને છે કે આ ક્રિયામાંથી જે ક્ષુદ્ર આનંદ મળે છે તે સાચા કલાના કેવળ ચિત્રગત સૌન્દર્યના ધ્યાનમાંથી જે ભાવાવેશ અનુભવે છે તેના જેવો જ છે.

ચિત્રમા ચિત્રાંકન એ મુખ્ય વસ્તુ છે. વિષય તો ગૌણ બાબત છે. કલાના ઉચ્ચતમ સ્વરૂપોમા પ્રેક્ષકના કેવલ માનુષી રસ સાથે ચિત્રિત સ્ત્રી પુરુષોનાં શારીરિક વિકારો વડે રમત રમવામાં નથી આવતી તેમ માનુષી બનાવો વડે, અથવા તો ચિત્રમાંના વર્ણનાત્મક તત્વો વડે પણ નહીં પણ ખરા ચિત્રમાં તો કલાકારને અનુભવો ઉર્મિઓથી ઉછાળે છે તે અનુભવોને કલાકાર ચિત્રફલક પર રજુ કરે છે. એમાં રેખા, રંગ અને કલ્પનાની સુંદર મિલાવટ હોય છે. " હું ભયંકર માનવી આવેગોને લાલ અને પીળામાં વ્યક્ત કરવા માંગું છું " વીન્સન્ટ વાન ગોગના આ શબ્દો મારે જે કહેવાનું છે તે સરસ રીતે કહી દે છે. કલાઇવ બેલ એના કલા પરના સુન્દર પુસ્તકમાં કહે છે કેઃ " કલાકારમાં જો,

જીવનની ઉર્મિઓ સાથે રમત રમવાનું વલણ ઘણી વાર અસ્થિર પ્રેરણાની નિશાની છે તો પ્રેક્ષકમાં જીવનની ઉર્મિઓ શોધવાનું વલણ હમેશા દૂષિત ઉર્મિવશતાની નિશાની છે. કલાકૃતિની પાસે શુદ્ધ સ્વરૂપ માટે જરાયે લાગણી નહી ધરાવનારા લોકો મૂઢ જેવા બની રહે છે. જલસામાં જાણે બહેરા લોક. તેઓ એટલું જાણે છે કે અમે કોઇ મહાન વસ્તુની સ્હામે ઉભા છીએ, પણ એને સમજવાની શકિત એમનામાં નથી. એમને લાગે છે કે આ વસ્તુ માટે આપણા હૃદયમા ખૂબ ખૂબ ઉર્મિઓ ઉછળવી જોઇયે પણ બને છે એવું કે એવી ઉર્મિઓના ઉછાળા આવતા જ નથી, એટલે કલાના એ સ્વરૂપોમાં તેઓ જીવનની એ સામાન્ય લાગણીઓ અનુભવી શકે છે. જ્યારે જ્યારે એમની સામે કોઇ ચિત્ર આવે ત્યારે હંમેશા તેઓ પોતાની દુનિયામાં સ્વરૂપો તરફ નજર કરવા દોરાશે. સર્જાયલા સ્વરૂપોને એઓ માત્ર અનુકરણ માને છે, ચિત્રને માત્ર ફોટોગ્રાફજ ગણે છે. કલાના પ્રવાહની સાથે જવાને બદલે, આંતરિક રમના અનુભવની એક નવી દુનિયામા જવાને બદલે તેઓ તરત પાછા વળે છે અને માનુષી રસોની દુનિયા સામે ઉભા રહી જાય છે. એમને માટે કલાકૃતિનું મહત્વ પોતે જે કંઇ લાવે એના પર આધાર રાખે છે. એમના જીવનમાં કોઇ નવી વસ્તુ તો ઉમેરાતી જ નથી. માત્ર જુની સામગ્રી સહેજ હાલી ઉઠે છે.

અજન્ટાના ચિત્રોમાથી પ્રેરણા પાને જે ચિત્રકલાનું સ્વરૂપ સર્જાયું એ વાસ્તવદર્શી સ્વરૂપ હતું કારણ કે સૂચક સ્વરૂપની અગત્યનું દૃષ્ટિબિન્દુ મુખ્યત્વે લક્ષમાં રાખીને એ કલાની શરૂઆત કરવામાં આવેલી પરન્તુ દુર્ભાગ્યની વાત એટલી જ છે કે પૌરાણિક અને ચિત્ર વિષયક રૂઢ માન્યતાઓને પકડી રાખીને માત્ર થોડાક ધીમાન મહાનુભાવો આ ક્ષેત્રમા સફળતાપૂર્વક વિચર્યા છે. બાકી તો આ કળાની દર્શનાત્મક વલણ એટલી બધી વિકસી છે કે જેથી કલાના મૂળભૂત સિદ્ધાંતોને હાની પહોંચી છે એટલું જ નહીં પણ ચિત્રાંકનના મુખ્ય સ્વરૂપને પણ નબળું બનાવી દીધું છે.

વધુમાં આ જાતની કલાએ પૌરાણિક અને પ્રેમ સબંધની માન્યતાઓને માત્ર લક્ષમા રાખવાની ભૂલ કરી છે કારણ કે કોઇ પણ જાતની કલા ઘણા લાંબા વખત સુધી આવી જાતનું અંધ અનુકરણ કરી શકે નહીં. વર્તમાનમાં જીવના માટે આધુનિક કલાને ભૂતકાળનું અનુકરણ કરવું યોગ્ય નથી, અને તેથી એવા લક્ષ્યબિન્દુથી જે કૃતિઓ બહાર પડે એ ક્ષણજીવીજ હોય. ભવિષ્યના સ્વરૂપને સર્જવા માટે તો આ કલાએ વર્તમાનકલામાંથી પ્રેરણા પીવી ઘટે છે.

ચિત્રકલાના નવીન સ્વરૂપને ઘડવામાં હું વ્યકિતગત રીતે ગુંથાયેલી છું અને જે કલાને હું સજીવ સ્વરૂપ આપવા માગું છું એ જગતની ચાલતી આવતી માન્યતાની દૃષ્ટિએ કદાચ ખરી હિન્દી કલા નહીં હોય પરન્તુ એ કલાનો આત્મા તો ખરેખર હિન્દીજ હશે. મારાં ચિત્રોમા હિન્દના દૃષ્ટિબિન્દુને રજુ કરતા દરેકો અને રંગમિશ્રણોના સ્વરૂપની શાશ્વત સૂચકતા, અને તે ઉપરાંત હિન્દના ગરીબોની દુઃખદ પરિસ્થિતિનું બારીક અવલોકન પણ મુખ્યત્વે કરીને રહેશે.

ચાયા વગર સ્વાભાવિક રીતે રસ્તામાં ચાલી જતાં જોનારને તેમની ખરી સાદાઈનો ખ્યાલ આવતો, અને અચંબો પામતા મહજ ઉદ્ગાર નીકળી જતો, " કોણ આ વિદ્યાબ્હેન ? " ।

જેવી એમની સાદાઈ છે તેવી જ એમની નિખાલસતા છે તાજો જ દાખલો – " ગુણસુન્દરી " માસિકના જુન ૧૯૩૫ના ' આંતરરાષ્ટ્રીય મહિલા અંક 'માં, એમણે પોતે " કેટલાંક જુનાં સંસ્મરણો " ( અડધી સદી પડેલા અને તે પછીના )' કરીને જે લેખ, કોઈપણ જાતના હાકપિટોડા કે અહંભાવ વગર પોતાનું બાળકપણ, કેળવણી, કૌટુમ્બિક સ્થિતિ તેમાંથી તેમણે મેળવેલા લાભ વગેરે, પ્રત્યક્ષ કે પરોક્ષ કોઈ પણ ઉપર કટાક્ષો કે આક્ષેપો મૂક્યા વગર રજુ કર્યો છે આ હ્હેમના હૃદયની વિશાળતા અને નિખાલસતા કેટલી છે તે બતાવી આપે છે.

જીવનમાં ઘણાં થોડાંને અનુકૂળ સંજોગો મળે છે. સદ્ભાગ્યે એમને જન્મથી સાનુકૂળતાઓ મળી ગઈ છે, અને એનો એમણે પૂરેપૂરો સદુપયોગ કર્યો છે. ન્હાનપણમાંથીજ એમને ખરા સુધારક, અને સાચા સરકારી ભક્ત હતી એમના માતામહના સહવાસથી એમનામાં રહેલાં સુસંસ્કારતા બીજને પોષણ મળ્યું. કુટુમ્બીજનો તરફથી એમની ભણવાની હોંસને વધાવી લેવાયેલી, ઉત્તેજન મળેલુ અને એને માટે સરળતા કરી અપાયેલી, તેથી ન્હાનપણમા વિદ્યા સંપાદન કરવાની ઝાઝી મુશ્કેલી પડેલી નહિ. ગુજરાતી સારા કુટુમ્બની સ્ત્રી લગ્ન થયા પછી, સમવયી પુરુષો સાથે ભણે તે; તે સમયમા આપણા સમાજમાં કદી ન સંભવી શકે તેવુ હતુ, છતા શ્રી વિદ્યાબ્હેનને અપવાદરૂપ જ આ લાભ મળ્યો આવા અપવાદને માટે વિવાહિત સ્ત્રીને સાસરિયા તથા પતિ તરફથી જે જે પ્રકારની સહાનુભૂતિ, સગવડ અને ઉત્તેજન મળવાં જોઈયે, તે પણ તેમને મદભાગે મળી ગયાં, અને ઉત્તરોત્તર તેમની બુદ્ધિ અને સંસ્કારને વિકાસ મળ્યે જ ગયો

શ્રી વિદ્યાબ્હેન જે જે ક્ષેત્રમાં વિચરતા ગયા છે તે તે જગ્યાએ પોતાનું ઉચ્ચ સ્થાન, પોતાની શક્તિથી સિદ્ધ કરતાં ગયા છે એમના જીવન તરફ જોનારને પ્રથમ દષ્ટિએ તો એમ જ લાગે કે સંસારસુધારાના કાર્યને એમણે જીવનમા પ્રથમ સ્થાન આપેલું છે. અને તેને અંગે જ બીજી બધી એમની પ્રવૃત્તિઓ છે. આ એક રીતે ખરું પણ છે પણ જે જે પ્રવૃત્તિઓમાં એ ભાગ લે છે, તે તે પ્રવૃત્તિમા તેમનું વિશિષ્ટ વ્યક્તિત્વ તરી આવે છે ગુજરાતી સાહિત્યક્ષેત્રમાં એમણે સાક્ષરપદ ધારણ કરી જાય એટલું કાર્ય હજી કર્યું નથી. તેમ તે માટે પોતાનો દાવો પણ નોંધાવતાં નથી, તેથી જ તે પ્રથમ પંક્તિના સાક્ષર કહેવાતા નથી. છતા સાહિત્યમા જે ફાળો એ પ્રસંગે પ્રસંગે આપે જાય છે, તે હ્હેમની સાક્ષરતા પુરવાર કરવા જેટલો તો છે જ. ગુજરાતી સાહિત્યના ઇતિહાસ લખનારને અપક્ષપાતપણે ગુજરાતી સાહિત્ય ક્ષેત્રમા સર રમણભાઈ અને શ્રી વિદ્યાબ્હેનનું પ્હેલા ગુજરાતી સાક્ષરદમ્પતી તરીકે મન્મન કર્યા વગર છૂટકો નથી.

અમદાવાદમાં ચાલતી સારી સંસ્થાઓ,– કેળવણીની, સમાજ સુધારાની કે દેશહિતની એમાંની ઘણી ખરીમા, એ પોતે જાતે પ્હોંચી શકે ત્હાં સુધી પોતાનો સક્રીય ફાળો આપી સસ્થાઓને ટકાવી, સમયાનુસાર વેગ આપી રહ્યાં છે. અમદાવાદ મ્યુનિસિપાલિટી સ્કુલ બોર્ડ, ગુજરાત વર્નાક્યુલર સોસાયટી જેવી મ્હોટી સંસ્થાઓમાં પણ મુખ્ય કાર્યકર્તાઓમાંના તેઓ એક છે ગુજરાતમા ભરાતી પરિષદોમાં જ નહિં પણ મુમ્બાઈ ઇલાકામા અને અખિલ

ઇલાકામાં પણ પરિષદોમાં પ્રમુખ તરીકે ચુંટાયાં છે, અને ત્યાં પણ તેમણે તે માનભર્યાં પદને શોભાવ્યાં છે. એ એકલા ગુજરાતમાં જ જાણીતાં છે એમ નથી. એમણે ગુજરાતની અને ગુજરાતી બ્હેનોની મુંબાઇ ઇલાકાની બ્હાર પણ પ્રતિષ્ઠા વધારી છે. એમની ખ્યાતિ અને સુવાસ, બ્હારનાં બીજા જાણે છે. પ્રસંગે પ્રસંગે ગુજરાતે તેમની કદર કરી છે. છતાં હજી વધારે તેમનો પરિચય કરવાની આપણે તેમાં ખાસ કરીને ગુજરાતી બ્હેનોએ જરૂર છે. આટલી ઉમરે પણ પોતાના જીવનમાં શરૂઆતથી આરમ્ભેલું કામ હજી સુધી કર્યે જાય છે; અને ગુજરાતીઓને માથે ચોટેલું કલંક આરમ્ભશૂરામાંથી, પોતે નિષ્કલંક રીતે અને સફળતાપૂર્વક દૂર કરી શક્યા છે. એ એમની કાર્ય કરવાની પદ્ધતિ ગુજરાતી બ્હેનોએ ખાસ ગ્રહણ કરવા યોગ્ય છે ગુજરાત અને ગુજરાતનો નારીસમાજ હંમેશાં એમનો ઋણી છે, અને એ ઋણ સ્વીકારે પણ છે. પોતાના હાર્દિક અભિનંદનો સરઅવસરે ત્હેમને અર્પે છે. આજ પણ અમદાવાદને આંગણે અખિલ ભારત મહિલા સમાજની પરિષદ્ ભરાય છે, ત્યારે સમસ્ત ગુજરાતી બ્હેનોએ પોતાના તરફથી અને આખા ભારતની બ્હેનોનું ઘર આંગણે આતિથ્ય કરવાનું ગૌરવ અને માનભર્યું પદ શ્રી વિદ્યાબ્હેનને સોંપીને, પોતાની તેમનામાં કેટલી શ્રદ્ધા છે તે પુરવાર કરી આપ્યું છે.

# મહિલા પરિષદ : એ દૃષ્ટિબિંદુ

## [ ૧ ] અમદાવાદને આંગણે

લેખિકા : શ્રીમતી વિદ્યુલ્લતા મહેતા બી. એ.

અખિલ હિંદ મહિલા પરિષદનું અગિઆરમું અધિવેશન ગુજરાતને આંગણે અમદાવાદમાં ભરાવાનું ગયે વર્ષે નક્કી થયું, ત્યારથી જ ગુજરાતની સ્ત્રીઓના ઉત્સાહનાં પૂર આવ્યાં. અમદાવાદના કાર્યકર્તાઓએ આ અધિવેશનને સફળ બનાવવાનો નિશ્ચય પાર પાડવા ભારે શ્રમ પણ વેઠયો, અને પરિષદના આ અધિવેશનમાં માત્ર અમદાવાદની જ નહિ પણ આખા ગુજરાતની સ્ત્રીઓ ભાગ લે એમ કરવા બનતું કર્યું. પ્રચાર અર્થે તેઓ ગુજરાત–કાઠિયાવાડના મુખ્ય શહેરોમાં પણ ફેરી વળ્યા. ચારે બાજુથી એમને આવ‑ : અને સહકાર મળ્યો. અને આને પરિ‑ મે ૯૭ સુધી કદી પણ નથી નોંધાયા મોટી સંખ્યામાં સ્વાગત સમિતિના સભ્યો નોંધાયા; અને ૨૨ મીની બપોરથી અમદાવાદને સ્ટેશને ગુજરાતની સ્ત્રીઓનાં ટોળે ટોળાં ઉતરવાં માંડ્યાં. આવતી બ્હેનોની સંભાળ લેવા સ્વયંસેવિકાઓ સ્ટેશન પર હાજર જ રહેતી. પ્રતિનિધિ બ્હેનો અને સ્વાગત સમિતિના સભ્યો માટે કેટલાય ઉતારાની ગોઠવણ કરવામાં આવી હતી. ધાર્યા કરતાં પણ સંખ્યા વધી ગઇ હતી. છતાં બધી બ્હેનોની સગવડો ઉપર સારું લક્ષ અપાયું હતું. એટલે ખર્ચે આવું સારું અતિથ્ય આપવા માટે અમદાવાદની કાર્યકર્તા બ્હેનોને અભિનંદન ઘટે છે.

* * *

ગુજરાતમાં ભરાયલું આ અધિવેશન કેટલે અંશે સફળ થયું ? પરિષદનો જે ઉદ્દેશ હોય તે જેટલા અંશે પાર પાડી શકાય, પરિષદનું કાર્ય જેટલા પ્રમાણમાં આગળ ધપાવી શકાય, તેટલા પ્રમાણમાં પરિષદનું અધિવેશન સફળ થયું ગણાય. અખિલ હિંદ મહિલા પરિષદનો ઉદ્દેશ સ્ત્રીઓના પ્રશ્નોને વિચારવાનો છે; એ પ્રશ્નોના ઉકેલ માટે યોજનાઓ ઘડવાનો છે; ઘડાયલી યોજનાઓને અમલમાં મૂકી વર્ષ દરમ્યાન એ દિશામાં કેટલું કાર્ય થયું, શું શું મુશ્કેલીઓ નડી, કે યોજનામાં શા શા સુધારા વધારાની જરૂર છે એવા અનેક વિચારોની આપ લે કરવા વર્ષને અંતે તેઓ મળે છે, અને નવા વર્ષ દરમ્યાન કરવાના કાર્યની રૂપરેખા દોરી છૂટાં પડે છે. પરિષદનું અધિવેશન દર વર્ષે જુદા જુદા પ્રાંતમાં મળે છે. એમ કરવાનો હેતુ જુદા જુદા દરેક પ્રાંતની સ્ત્રીઓમાં જાગૃતિ આણવાનો, તેમને પરિષદના કાર્યમાં રસ લેતી કરવાનો અને એ રીતે પ્રાંત પ્રાંતમાં પણ પરિષદનું કાર્ય આગળ ધપાવવાનો જ હોઇ શકે.

અખિલ હિંદની મહિલાઓની માંગણીઓ રજુ કરવાનો અને તેમના પ્રશ્નોના ઉકેલ આણવા પ્રયત્ન કરવાનો દાવો કરતી આ સંસ્થા સામે એક ગંભીર આક્ષેપ છે કે આ સંસ્થા માત્ર પૈસાદાર અને બહુ શિક્ષિત સ્ત્રીઓની જ છે. પરિષદના સંચાલકો કહે છે કે આ આક્ષેપ ખોટો છે. વાણી અને વર્તનમાં મોટો તફાવત રાખતા આ જમાનામાં કોઇ પણ સંસ્થાના જાહેર કરેલા હેતુઓ ઉપર જ વિશ્વાસ કોઇ રાખી શકે નહિ; એની પ્રમાણિકતાની તુલના તો તેના કાર્ય

ઉપરથી જ થઈ શકે. એટલે પરિષદના સંચાલક બહેનોએ પોતાના કાર્યથી જ પુરવાર કરી આપવું ઘટે કે આ આક્ષેપ ખોટો છે.

પરિષદ પોતે પોતાનો સંદેશ નાનામાં નાના ગામડા સુધી પહોંચાડવનો અભિલાષ સેવે છે. પ્રશ્ન એ જ ઉઠે છે કે આંગ્લ ભાષામાં અપાતો સંદેશ આમજનતા શી રીતે સમજી શકશે ? પરિષદનું કામકાજ અંગ્રેજીમાં ચાલે છે. અને અંગ્રેજી સમજનાર બહેનો આપણા દેશમાં કેટલાં છે તેના આંકડા પરિષદનાં સંચાલક બહેનો જાણતાં જ હશે ને !

આ અધિવેશન વખતે જ કેટલાં ય શહેરો અને ગામોમાંથી કેટલી ય સ્ત્રીઓ કંઈ કંઈ અગવડો વેઠી અમદાવાદમાં ભેગી થઈ, તે શા માટે ? માત્ર મજા કરવાનો હેતુ તો ન જ હોઈ શકે. બધી સ્ત્રીઓ આવી હતી તે પરિષદનો સંદેશ સાંભળવાની જિજ્ઞાસાએ, અને આ દિશામાં કાર્ય કરવા માટે કંઈક માર્ગસૂચન મેળવવાની આશાએ. દસ વર્ષથી આ પરિષદ ભરાય છે. પણ ગુજરાતમાં આ પહેલી વાર ભરાતી હતી. વળી સૌને કહેવામાં આવ્યું હતું કે બધું ગુજરાતીમાં ચાલશે, તેથી બધું સમજી શકાશે. એટલે જ આટલી મોટી સંખ્યામાં સ્ત્રીઓએ આ અધિવેશનમાં હાજરી આપી. આવેલી સ્ત્રીઓનો મોટો ભાગ અંગ્રેજી ભાષાનો જાણકાર ન હતો; પણ કાર્ય કરવાની ધગશ અને શક્તિ ધરાવનાર હતો. કેટલીક તો શાંત પણ સંગીન કાર્ય કરતી બહેનો હતી, એવી બહેનો જે આશાએ આવી હતી, તે સફળ ન થઈ.

પરિષદનાં સંચાલકોની મુશ્કેલી એ હતી કે જુદા જુદા પ્રાંતમાંથી આવેલી બધી પ્રતિનિધિ બહેનો કંઈ ગુજરાતી સમજી ન શકે, તેથી માત્ર ગુજરાતીમાં જ કામ ચલાવી ન શકાય. આ તો નિર્વિવાદ છે. પણ આશ્ચર્યની ઘટના તો એટલી જ છે કે અમદાવાદનાં કાર્યકર્તા બહેનો આ બીના પહેલેથી સારી રીતે જાણતાં હતાં તો પછી બધી સ્ત્રીઓને એવી મોટી આશા અને મોટાં વચનો શા માટે આપવામાં આવ્યાં તે ન સમજી શકાય એવું છે.

કંઈ નહિ તો જે કંઈ અંગ્રેજીમાં જ ચલાવવાની જરૂર પડે તે પણ બધી બહેનો સમજી શકે એવાં પગલાં તો પરિષદે લેવાં જ જોઈતાં હતાં. પ્રમુખ અને સ્વાગત પ્રમુખના ભાષણની ગુજરાતી નકલો પણ છાપવામાં આવી ન હતી. ભાષણનો ટુંકસાર ગુજરાતીમાં કહી જવાયો હતો ખરો, અને જે ઠરાવ ઉપર અંગ્રેજીમાં વિવેચન થતું તેનો પણ ટુંકસાર ગુજરાતીમાં કહી જવામાં આવતો ખરો, પણ એટલું તો સ્પષ્ટ પણે સમજી શકાય એવું છે કે માત્ર ટુંકસાર કોઈને સંતોષી શકે નહિ, અને એટલું તો ઘેર બેઠાં વર્તમાનપત્રો દ્વારા પણ જાણી શકાય છે. ઠરાવોની ગુજરાતી નકલો વહેંચવામાં આવી હતી ખરી પણ કેટલીક વાર તો તે વખતસર મળતી પણ નહિ. કામકાજ ચાલતું હોય ત્યારે ઠરાવોનાં કાગળોમાં ન વહેંચવાની સ્વયંસેવિકા બહેનોને સૂચના કરવામાં આવી હતી; કારણ કે એમ કરવાથી ચાલુ કાર્યમાં ખલેલ પહોંચતી હતી. એટલે ઘણીવાર તો છેલ્લા બે ત્રણ ઠરાવો બાકી રહે ત્યારે ઠરાવનાં કાગળીયાં મળતાં. પ્રવેશદ્વાર આગળ બેઠેલી સ્વયંસેવિકાઓ પ્રવેશ કરાવે ત્યારે જ ઠરાવનાં કાગળીયાં પણ આપી દે એવી વ્યવસ્થા રાખવામાં આવી હોત તો પરિષદનાં સંચાલક બહેનોને અને શ્રોતા બહેનોને પણ જે અગવડ પડી તે દૂર થઈ શકી હોત. આમ અંગ્રેજીમાં ચાલતું કામકાજ પણ બધાં સમજી શકે એવાં પગલાં લેવાની આવશ્યકતા હતી.

વર્ષ દરમ્યાન જુદા જુદા ક્ષેત્રમાં કાર્ય કરવા નીમાયલી સમિતિઓના નિવેદનો અંગ્રેજીમાં વંચાયાં. વિરોધ થયો ત્યારે શ્રોતાજનોને કહેવામાં આવ્યું કે આ તો માત્ર પ્રતિનિધિ બ્હેનો માટે જ છે. જો એમ જ હતું તો ખાસ પ્રતિનિધિ બ્હેનોની જ એક અલગ મીટીંગમાં રિપોર્ટ વાચન થવું જોઇતું હતું. ખુલ્લી બેઠકમાં કરવાનું શું પ્રયોજન ? પરિષદનું-કાર્ય આ સમિતિઓ દ્વારા જ થાય છે. ત્યારે એ સમિતિઓએ શું કાર્ય કર્યું—એ સમિતિઓ દ્વારા પરિષદે વર્ષ દરમ્યાન શું કાર્ય કર્યું એ જાણવાની જરૂર શ્રોતાબહેનોને નથી ? વળી પ્રતિનિધિ બહેનો માટે જ આ રિપોર્ટવાંચન થતું હતું એમ માની લઇએ તો શ બધી પ્રતિનિધિબહેનો અંગ્રેજીની જાણકાર હોવી જ જોઇએ એવું આ ઉપરથી સૂચન નથી થતું ? એમ હોય ત્યારે અંગ્રેજી ન જાણતી પણ સાચું અને સંગીન કાર્ય કરતી બ્હેનો પ્રતિનિધિ તરીકે ન આવી શકે અંગ્રેજી સારી રીતે જાણનાર બ્હેનો તે જ ઓછાં હોઇ શકે. અંગ્રેજીમાં બહુ સુંદર ભાષણ કરી, સમાજસેવાની વાતો કરનાર ઘણી પ્રતિનિધિ બ્હેનો માત્ર મુખ સેવા કરનાર જ હતી. અંગ્રેજીમાં જ કામકાજ ચાલે ત્યારે એવી બ્હેનોનું પ્રમાણ જ વધારે રહે એ દેખીતું છે. આપણે શું માગીએ છીએ ? મુખસેવા કે સાચી સમાજસેવા ? પરિષદ સંગીન કાર્ય કરતી થાય તે માટે આવાં દંભી સમાજસેવકોને સ્થાને સાચાં સમાજ સેવકો પ્રતિનિધિ તરીકે ચૂંટાવાની જરૂર છે.

પરિષદની છેલ્લા બે દિવસોની બેઠકમાં પાછળથી સુધારો થયો હતો અને ઠરાવો ઉપર અંગ્રેજી ઉપરાંત હિંદી, ગુજરાતી અને મરાઠી ભાષામાં પણ વિવેચનો થયાં હતાં. આ સુધારો આવકારદાયક છે. પણ આ સુધારો માત્ર આ અધિવેશન પૂરતો જ થયલો ન હોવો જોઇએ; પણ હવે દરેક વર્ષે આ જ રીતે કાર્ય ચાલવું જોઇએ. હિંદ માટે સામાન્ય ભાષાનો પ્રશ્ન ઘણો જટિલ છે. છતાં અખિલ હિંદના હિતને લક્ષમાં રાખી કાર્ય કરતી કોઇ પણ સંસ્થા માટે તે તેટલો જ અગત્યનો છે અને એનો ઉકેલ આણ્યા સિવાય સાચું કાર્ય કદી શરૂ થઇ શકશે નહિ. અખિલ હિંદની રાષ્ટ્રભાષા તરીકે હિંદીનો સ્વીકાર થયો છે. પછી પરિષદનું કામકાજ હિંદીમાં કેમ ન ચાલી શકે ? પરિષદે હિંદીનો પ્રચાર કરવા વિષે ઠરાવ કર્યો છે, પણ છતાં તેજ પરિષદ પોતે પોતાના કામકાજમાં હિંદીને સ્થાન આપી શા માટે સંગીન દાખલો બેસાડતી નથી ? કરેલા ઠરાવ પ્રમાણે કાર્યની શરૂઆત આ રીતે જ થવી જોઇએ. અને હિંદી સાથે પ્રાંતિક ભાષાનો સ્વીકાર પણ થવો જોઇએ; તેમ થશે ત્યારે જ પરિષદનો સંદેશ હિંદને ગામડે ગામડે પહોંચી શકશે.

હિંદની સ્ત્રીઓની સ્થિતિની સુધારણા માટે આ પરિષદ કાર્ય કરે છે. હિંદની સ્ત્રીઓ જે અસહ્ય ગુલામી આજ સુધી સહી રહી છે, તેમાંથી તે હવે મુક્તિ ઇચ્છે છે, સાચી મુક્તિ ઇચ્છે છે—આર્થિક, સામાજિક અને રાજકીય મુક્તિ ઇચ્છે છે. આ બધાં ક્ષેત્રોમાં પરિષદે કાર્ય કરવું જોઇએ. આ ત્રણે ક્ષેત્રો એક બીજાની સાથે સંકલિત અને પરસ્પરાવલંબી છે. સામાજીક અનર્થો અને બદીઓનાં મૂળ અનિવાર્ય રીતે આર્થિક ઘટનાઓ સાથે સંકળાયલાં હોય છે એ મૂળને જ ખેંચી કાઢવાની જરૂર છે; એ આર્થિક કારણો અને ઘટનાઓ કે જેને લીધે આવી સામાજિક બદીઓ અસ્તિત્વમાં આવી હોય છે, તેને જ દૂર કરવાની જરૂર છે, આ પ્રયત્નોમાં રાજકીય સત્તા સાથે અથડામણના પ્રસંગો ઉભા થાય પણ ખરા. એ તો થવાના જ; કારણ સાચું

આર્થિક પદ્ધતિના રક્ષણની મોટી ફરજ રાજ્યને માથે છે. પ્રજાસત્તાકવાદી રાજ્ય પણ આવા પ્રસંગો સહી શકતા નથી. તો આપણે તો સામ્રાજ્યવાદી સત્તા નીચે છીએ. એટલે એ તો સ્પષ્ટ જ થાય છે કે રાજકીય મુક્તિ વિના આપણા એકે દુઃખનો આરો નથી, અને આ દિશામા ઝડપી પ્રગતિ શક્ય નથી.

આથી કદાચ થોડી ઉમરાવ વર્ગની મહિલાઓ પરિષદને સાથ આપતી બંધ થશે. પણ એવાંઓની સંખ્યા બહુ જૂજ છે. એક બાજુ આ મુઠ્ઠીભર મહિલાઓ છે, બીજી બાજુ હિંદની સ્ત્રીઓનો પીડિત, શોષિત સમુદાય છે. પરિષદે એ બેમાંથી એકનો સાથ, પસંદ કરવાનો છે; અને આમજનતા સુધી પોતાનો સંદેશ પહોંચાડવાની અભિલાષા સેવતી પરિષદે આવી પસંદગી કરતાં ખચકાવું ન જોઇએ.

## [૨] અખિલ હિંદ મહિલા પરિષદ, અમદાવાદ

લેખિકા : શ્રીમતી સરોજિની મહેતા, એમ. એ.

અખિલ હિંદ મહિલા પરિષદની ૧૧ મી બેઠક અમદાવાદમા નાતાલના તહેવાર દર્મિયાન મળી હતી. મુંબાઇ ઇલાકામા આ પહેલાં ત્રણ વાર પરિષદની બેઠક થઇ ગઇ છે—પૂના, મુંબઇ અને કરાંચી, પણ ગુજરાતમાં આ પહેલી જ વાર થઇ.

પ્રમુખ તરીકે જાણીતા સમાજ સેવિકા મીસીસ કઝીન્સ હતાં. એક આઇરીશ સ્ત્રી હોવા છતાં તેમણે હિંદને જ સ્વદેશ માની લીધો છે, અને એની ઉન્નતિ માટે એમણે જીવનભર શ્રમ ઉઠાવ્યો છે. એમનું નિવાસસ્થાન દક્ષિણમા હોવાથી ગુજરાતની બ્હેનો એમના નામથી બહુ પરિચિત નહિ હોય. પણ તેથી એમની લાયકાત ઓછી ગણી ન શકાય. ૧૯૩૦ ની સ્વાતંત્ર્ય લડત વખતે એ કારાવાસ પણ વેઠી આવ્યાં છે. સમસ્ત હિંદની સ્ત્રીઓની આ પ્રકારની પરિષદ દર વર્ષે મેળવવી જોઇએ એ વિચાર પ્રથમ મિસિસ કઝીન્સને જ આવેલો અને એમના જ અથાગ પરિશ્રમથી પહેલી બેઠક પૂનામાં અતિ સફળ રીતે પાર ઉતરી હતી. એટલે આ વખતની પરિષદના પ્રમુખ તરીકે વધારે સારી પસંદગી થઇ શકી ન હોત.

સ્વાગત સમિતિનાં પ્રમુખ લેડી વિદ્યાબ્હેન નિલકંઠ હતાં. ગુજરાતની સ્ત્રીઓને એમનું ઓળખાણ આપવાની જરૂર નથી.

પરિષદ ખુલ્લી મૂકવાની બેઠક તા. ૨૩ મી ડીસેંબરે સાંજે એલિસ બ્રિજ પાસે પ્રીતમનગરમાં એક ભવ્ય મંડપમાં ભરવામાં આવી હતી. માત્ર આજ બેઠકમાં પુરુષોને આમંત્રણ આપવામાં આવે છે. પરિષદનાં પ્રતિનિધિઓ, સભ્યો અને શહેરનાં સંભાવિત સ્ત્રી પુરુષોથી વિશાળ મંડપ ચીકાર ભરાઇ ગયો હતો. સ્વાગત સમિતિનાં પ્રમુખે બીજાં તેવાં પ્રમુખો પેઠે લાંબુ, કંટાળો આપે એવું ભાષણ ન આપતાં, ટુંકામાં સર્વને આવકાર આપ્યો. પ્રમુખનું ભાષણ પ્રમાણમાં ટુંકું છતાં વિચારશીલ અને મનનીય હતું. પરિષદ પ્રથમ કેળવણી પરિષદ તરીકે શરૂ થઇ ધીમે ધીમે સ્ત્રીજીવનના અનેક પ્રશ્નોમાં રસ લેતી થઇ છે તો હવે રાજકીય વિષયોમાં પણ કોઇ પણ અમુક પક્ષમાં સામેલ થયા વિના રસ લેવો જોઇએ, એમ મીસીસ કઝીન્સની માન્યતા છે. સંતતિનિયમન માટે બ્રહ્મચર્ય એ શ્રેષ્ઠ ઉપાય છે પણ તે આદર્શે પહોંચતાં સુધી કૃત્રિમ સાધનોનો ઉપયોગ કરવો જોઇએ

એમ તેમણે ભાષણમાં જણાવ્યું. સ્ત્રી જીવનના દરેક પ્રશ્ન સંબંધી એમણે પોતાના ભાષણમાં ચર્ચા કરી હતી. પ્રમુખના ભાષણ પછી અમદાવાદના ત્રણ પ્રતિષ્ઠિત ગ્રહસ્થો, આચાર્ય આનંદશંકર ધ્રુવ, ડૉ. સુમંત મહેતા અને સર મહેરબાન ઇબ્રાહીમ કાદરી એમણે પણ ભાષણો કર્યાં. ત્રણે તદ્દન જુદા પ્રકારના મત ધરાવનાર અને જુદા માર્ગે કામ કરનાર જાણીતી વ્યક્તિઓનો સહકાર મેળવવા માટે અમદાવાદનાં કાર્યકર્તાઓ જરૂર ગર્વ લઇ શકે. વિદેશથી પરિષદ માટે ખાસ આવેલાં મિસ અગાથા હેરીસન, જ્યોર્જીઆના સ્ટીડ, લેડી પ્રોક્ટર તેમજ બહારગામથી આવેલાં રાજકુમારી અમૃતકોર, રાણી લક્ષ્મીબાઇ રાજવડે, મીસીસ હમીદઅલી વિગેરે પણ સમયોચિત બોલ્યાં. અત્યાર સુધીની એકે પરિષદમાં પ્રથમ દિવસે આવી પ્રચંડ માનવમેદની ભેગી થઇ નથી.

પરિષદનાં ભાષણો વિગેરે થઇ રહ્યા પછી એને એજ સ્થળે એજ મેળાવડા સમક્ષ અમદાવાદની વીસ સ્ત્રીસંસ્થાઓ તરફથી પરિષદનાં પ્રમુખ અને પ્રતિનિધિઓનું સ્વાગત કરવામાં આવ્યું. એમની તરફથી એક માનપત્ર વાંચવામાં આવ્યું. વીસે સંસ્થાઓનાં મંત્રીઓએ એક પછી એક આવીને પરિષદનાં પ્રમુખને હારતોરા અર્પણ કર્યાં એ દૃશ્ય ખરેજ બહુ આનંદદાયક હતું. અમદાવાદની સમસ્ત શિક્ષિત સ્ત્રીજનતા પરિષદને સહકાર આપે છે એનું આ પ્રત્યક્ષ દૃષ્ટાંત હતું. એ થઇ ગયા પછી શહેરની મ્યુનિસિપાલિટીએ પોતાના મકાનના સુંદર બગીચામાં સર્વ પ્રતિનિધિઓને પાર્ટી આપી હતી. મ્યુનિસિપાલિટીના સભ્યો એટલે શહેરની સમસ્ત પ્રજાના પ્રતિનિધિઓ અને તેમના તરફથી સ્વાગત થાય એટલે આખા શહેરે જ સ્વાગત કર્યું કહેવાય.

તા. ૨૩ મીએ સવારે ગુજરાતનાં સ્વાગત સભ્યો તેમજ શહેરની સ્ત્રીઓ માટે એક સભા પ્રેમાભાઇ હોલમાં ભરવામાં આવી હતી અને પ્રતિનિધિ ન હોય તેવાં બ્હેનોને પણ વિચારોની આપ લે કરવાની તક મળી હતી. લગભગ આઠસો સ્ત્રીઓએ સભામાં હાજરી આપી હતી. શહેરની તેમજ બ્હારગામની સ્ત્રીઓના વ્યાખ્યાનો થયાં અને આખી સભા બહુજ સુંદર થઇ હતી.

તા. ૨૪ મીથી પરિષદનું નિયમિત કામકાજ શરૂ થયું. કામદાર વર્ગ સંબંધી ઠરાવો, સામાજિક ઠરાવો, કેળવણી સંબંધી ઠરાવો એ સર્વ એક પછી એક લેવામાં આવ્યા. આ વર્ષે કોઇ પણ ચર્ચાસ્પદ ઠરાવો ન હતા. દર વર્ષે સંતતિનિયમન અને સહશિક્ષણ એ બે ઠરાવો ઉપર ખુબ ગરમાગરમ ચર્ચા થાય છે. પણ તે બેમાંથી એકે ઠરાવ આ વખત આવ્યો ન હતો. નવા બંધારણમાં સ્ત્રીઓના મતાધિકાર ઉપર પણ કેટલીકવાર ચર્ચા થાય છે. પણ હવે તો બંધારણ ઘડાઇ ગયું છે અને સ્ત્રીઓના અનેક પોકારો છતાં તેમને જુદી બેઠકો આપવામાં આવી છે એટલે એ સંબંધી ચર્ચા કર્યાથી કશું ફળ નથી.

પરિષદનું કામકાજ ગુજરાતીમાં થશે એમ જાહેર થયેલું હોવાથી જ્યારે જુદી જુદી

શાખાના મંત્રીઓ અંગ્રેજીમાં રીપોર્ટ વાંચતાં હતા ત્યારે અંગ્રેજી ન જાણનાર વ્હેનોમાં થોડો કચવાટ થયો હતો. અને સભામાં ભંગાણ પડાવવા એક બે વ્યક્તિઓએ પ્રયત્ન કર્યા હતા. રીપોર્ટો અંગ્રેજીમાં વંચાશે એમ કાર્યકર્તાઓએ જાહેર કરવું જોઈતું હતું એ ખરૂં છે. પણ હિંદના દરેક પ્રાંતમાથી આવેલી વ્હેનોને ગુજરાતીમાં જ બોલવાનો આગ્રહ કરવો એ કેવળ અયોગ્ય છે. ગુજરાતની વ્હેનો બંગાળ કે મદ્રાસ જાય અને ત્યાંની સ્ત્રીઓ કહે કે માત્ર અમારી ભાષામાં બોલો નહિ તો સભાનું કામ નહિ ચાલવા દઈએ, તો ગુજરાતની વ્હેનોને કેવું અપમાન લાગે? ઠરાવોની ગુજરાતી નકલો સર્વને વ્હેંચવામા આવતી હતી. દરેક ઠરાવ ઉપર એક બે પ્રતિનિધિ ગુજરાતીમાં વિવેચન કરતા હતાં એટલે ઠરાવો પસાર થવા સબંધી વ્હેનોને કશી ફરિયાદ કરવાનું કારણ નહોતું; છતાં માત્ર સભામાં હોહા કરવા ખાતર ગુજરાતીની માગણી કરવી તે અસભ્યતાની, સભાની ગંભીરતા જાળવવાની અશક્તિની નિશાની છે.

દરેક વર્ષે પ્રતિનિધિઓ માટે મફત ખાવા પીવાની ગોઠવણ કરવામાં આવે છે. આ વર્ષે બહારગામથી આવનાર સ્વાગત સભ્યો માટે પણ તેવી ગોઠવણ કરવામા આવી હતી. પ્રતિનિધિઓનાં કેંપમાં દેઢસો સ્ત્રીઓ અને સ્વાગત સમિતિના કેંપમાં ત્રણસો સ્ત્રીઓ હતી. અમદાવાદનાં કાર્યકર્તાઓ આગળ મોટી મુશ્કેલી એ હતી કે એક મોટું મકાન તેમને મળી શક્યું નહિ. આને લીધે જુદા જુદા બંગલા રાખવા પડયા અને તેથી સ્વાગતનું કામ અતિ મુશ્કેલ થઈ પડયું હતું. વળી દર વર્ષે માંસાહારી ખોરાક ખાનાર માટે ગોઠવણ કરવામાં આવે છે. અમદાવાદની નવી સોસાયટીઓમાં કોઈ બંગલો માંસાહારી ખોરાક ખાનાર માટે મળે નહિ. તેથી તંબુઓ બાંધી તેવી ગોઠવણ કરવી પડી. પ્રતિનિધિઓ તો દર વર્ષે થોડી ઘણી મુશ્કેલીઓ સહન કરવા ટેવાયલાં હોય છે પણ સ્વાગત સભ્યો માટે તો પહેલવ્હેલો અનુભવ હતો. કાર્યકર્તાઓની મુશ્કેલીઓ સમજી એમને સહકાર આપવો જોઈએ અને જે મોટી અગવડો લાગતી હોય તે દૂર કરવા સૂચનાઓ આપવી જોઈએ, તેને બદલે " પાંચ રૂપીઆ આપ્યા છે, કાંઈ મફત ખવડાવતાં નથી " એવી વૃત્તિ રાખી ઘણી વ્હેનો રહેતી હતી અને સહકાર આપવાને બદલે ઉલટી મુશ્કેલીઓ ઉભી કરતી હતી. પાંચ રૂપીઆ તો માત્ર સ્વાગત સમિતિના સભ્ય થવા માટે હોય છે. એટલી રકમમાં ચાર દિવસ સુધી રહેવાનું ખાવાનું વિગેરે મળે એવી ગોઠવણ હજી કોઈ પરિષદે કરી નથી. પરિષદના કાર્યનો ગુજરાતમાં પ્રચાર થાય અને દેશપરદેશની વ્હેનોના સમાગમનો લાભ ગુજરાતી સ્ત્રીઓને મળે એ હેતુથી જ સ્વાગત સમિતિના કેંપની યોજના કરી હતી. ઘેર ચાર પાંચ મ્હેમાન આવે છે તો પણ સ્ત્રીઓને અનેક મુશ્કેલીઓ ઉભી થાય છે તો ચારસો પાંચસો મ્હેમાનો માટે સગવડ કરવામાં અમદાવાદની સ્ત્રીઓને કેટલી મુશ્કેલીઓ પડી હશે તેનો ખ્યાલ રાખવો જોઈએ.

પ્રતિનિધિઓને અમદાવાદનાં જોવા લાયક સ્થળો અને જુદી જુદી સંસ્થાઓ જોવા પણ લઈ જવામાં આવ્યાં હતાં. પ્રાચીન અને અર્વાચિન સંસ્કૃતિનાં ભિન્ન ભિન્ન નમુના આ પ્રમાણે જોવાનો લાભ વ્હેનોને મળ્યો. પરિષદને અંગે દર વર્ષે પ્રદર્શન ભરવામાં આવે છે. પણ અમદાવાદમાં જેવું કલામય અને વિવિધતાભર્યું પ્રદર્શન હતું તેવું હજી સુધી એકે પરિષદમાં થયું નથી. ખાસ કરીને ભાઈ શ્રી રાણીંગવાળાએ રજુ કરેલા કાઠિયાવાડના નમુના અજોડ હતા. પ્રદર્શન ખુલ્લું મુકવાની ક્રિયા એક ભવ્ય મેળાવડા સમક્ષ શ્રીમતી રાણી

લક્ષ્મીબાઇ રાજવડે ( મુંબઇનાં ડૉ. મીસ જોશી ) એમણે કરી હતી, અને તેમણે એ પ્રસંગે સ્વદેશીની ભાવના અને પ્રચાર સંબંધી એક અતિ મનનીય વ્યાખ્યાન આપ્યું હતું.

દર વર્ષની માફક આ વખત પણ પરિષદને અંગે એક જલસો રાખવામાં આવ્યો હતો. તેમાં સંગીત, નૃત્ય અને અભિનયનો અતિ સુંદર સંયોગ રજુ થયો હતો. અભિનય માટે ગુજરાતના પ્રખ્યાત લેખક શ્રી. રામનારાયણ પાઠકની વાર્તા " પેમી " પસંદ કરવામાં આવી હતી. ઉંચી કહેવાતી વર્ણોના યુવક-યુવતીઓએ હાથમાં ઝાડુ ને ટોપલા લઇ હરિજન પાત્રોનો આબેહુબ અભિનય કર્યો હતો. નૃત્યમાં ખાસ કરીને કુ. મેધા ઘોષ અને કુ. લીના સારાભાઇએ અતીવ આકર્ષક નૃત્ય કરી ગુજરાતી કન્યાની સ્વભાવિક કલામયતાને શ્રેષ્ઠ રૂપમાં મુકી બતાવી હતી. ટીકીટો માટેની તીવ્ર માગણીને પહોંચી વળવા એનો એ જલસો બે દીવસ કરવો પડયો હતો.-અને બંને દીવસ ખીચોખીચ ભરાઇ ગયેલું થીએટર અમદાવાદની જનતાના શોખીન સ્વભાવની સાક્ષીરૂપ હતું.

શ્રીમંતોએ ધનની અને બીજી અનેક પ્રકારની મદદ આપી પરિષદ પ્રત્યે સહાનુભૂતિ બતાવી અને શ્રી. સુલોચનાબ્હેન નરોત્તમભાઇ લાલભાઇએ પોતાને ઘેર પ્રતિનિધિઓનું સ્વાગત કરી અમદાવાદના મીલમાલેકોના સહકારની ખાત્રી આપી એ માટે પરિષદ અને કાર્યકર્તાઓ ઋણી છે.

છેલ્લે દિવસે પ્રતિનિધિઓ, સ્વાગત સભ્યો અને સ્વયંસેવિકાઓ માટે વિકટોરીયા ગાર્ડનની મનોહર જગામાં ઉજાણી હતી. આ વખતે સર્વને એક બીજાને મળવાની સંપૂર્ણ છૂટ મળી. પરિષદમાં તો પ્રતિનિધિના અને સ્વાગત સભ્યોના બેસવાના વિભાગ જુદા હોય અને સ્વયંસેવિકાઓ તો ફરજમાં ગુંથાયલી હોય, એટલે આ પ્રસંગ સર્વને બહુ જ આહ્લાદક લાગ્યો. અને અનેક જુના અને નવા મિત્રોને મળવાનો લાભ સર્વને મળ્યો. જેવી પ્રથમ દિવસની ઉદ્ઘાટન ક્રિયા અપૂર્વ થઇ તેવી જ આ છેવટની ઉજાણી પણ અપૂર્વ જ થઇ.

પરિષદ એ અમુક પક્ષની કે શ્રીમંત વર્ગની સંસ્થા છે એમ ઘણીવાર કહેવામાં આવે છે. અમદાવાદના કાર્યકર્તાઓએ આખા ગુજરાત અને કાઠિયાવાડમાં પ્રચાર કાર્ય કરી સર્વ વર્ગોનો સહકાર મેળવ્યો અને એક હજાર સ્વાગત સભ્યો કર્યા એ એમનો અપૂર્વ વિજય

કહેવાય. પરિષદને સર્વદેશીય બનાવવાનું સ્ત્રીઓના જ હાથમાં છે. બ્હેનો પોતાની શક્તિઓ અને ભાવનાઓ વિશાળ કરે, સામાજિક કાર્યોમાં રસ લેતી થાય તો તેમને આપોઆપ પરિષદમાં કે કોઇ પણ જાહેર સંસ્થામાં સ્થાન મળે જ. આપણે કોઇ સંસ્થાને આપણા કરતાં બહુ ઉંચી કે બહુ નીચી માની તેનાથી દૂર રહીએ તો સંસ્થા આપણાથી દૂરજ રહે એમાં, ભળવાનું, એમાં સક્રીય રસ લેવાનું કામ આપણું જ છે.

પરિષદ તો માત્ર માર્ગસૂચના કરી શકે. એ માર્ગે ચાલવું સ્ત્રીઓની ઉન્નતિના કામને આગળ વધારવું, એ તો આપણું જ કામ છે. પરિષદમાં હાજરી આપી આવેલી સર્વ બ્હેનો આ ફરજમાં નહિ ચૂકે એવી આશા રાખીશું.

---

# અખિલ હિન્દ મહિલા પરિષદને અંગે ભરાયલું પ્રદર્શન

અ. હિ. મ. પ. ને અંગે ભરાયલું પ્રદર્શન તા. ૨૨મી ડીસેમ્બર ૧૯૩૬ને દિવસે સાંજે સાડા ચાર વાગે ગ્વાલીયરવાળાં સૌ. લક્ષ્મીબાઇ રાજવડેને હાથે જ્યોર્જ ધી ફીફ્થ હોલમાં ખુલ્લું મૂકાયું હતું. હોલ શહેરનાં સંભાવિત સ્ત્રી પુરૂષોથી ચિકાર ભરાઇ ગયો હતો.

પ્રદર્શનમાં કાઠિયાવાડનો તથા કચ્છનો માલ સૌથી વધારે આકર્ષક હતો. ચીતળ સ્ટેટનાં કુમાર શ્રી શાર્ંગીગવાળાનો જુનો કસબી માલ સૌનું ધ્યાન ખેંચતો હતો. અમરેલીના કીડીયાના માલે તથા ભાવનગર સ્ટેટના આભલાંથી ભરેલા માલે પરદેશી પ્રતિનિધિઓનું મન હરી લીધું હતું.

કચ્છની બ્હેનોનો માલ વેગવાનો, અને વળી જુદી જ ઢબનો, ખુબ કળામય અને સુંદર હોવાથી ત્યાં તો હંમેશાં પ્રતિનિધિ બ્હેનોનો દરોડો રહેતો જ હતો.

અખિલ હિન્દ મહિલા પરિષદની ગુજરાત શાખા તરફથી બ્હેનો પાસે સ્વદેશી કપડાં ઉપર ભરત ગુંથણ કરાવવામાં આવ્યું હતું તેનો પણ એક સ્ટોલ હતો. તે ઉપરાંત પરિષદની જુદી જુદી શાખાઓ તરફથી પણ માલ આવ્યો હતો તેમાં વડોદરાનું બુક બાઇન્ડીંગ તથા કલકત્તાના ગોવિન્દકુમાર ભુવનનો માલ બહુ સારો હતો.

અમદાવાદની બીજી ઘણી કેટલીક સ્થાનિક સંસ્થાઓએ સ્ટોલ રાખ્યા હતા તેમજ પ્રદર્શનમાં નમુના પણ મોકલ્યા હતા.

અખિલ ભારત ચરખા સંઘ તરફથી ચાલતા ખાદી મંદીરનો પણ સ્ટોલ હતો.

અત્યાર સુધીમાં ૧૦ પરિષદો ભરાઇ છે. દરેક વખતે પરિષદને અંગે પ્રદર્શન ભરાય તેમાં અમદાવાદનું પ્રદર્શન સૌથી ઉત્તમ હતું એમ પરિષદનાં કાર્યકર્તાઓ કહેતાં હતાં.

તરંગિણી નીલકંઠ

# મીસ સ્ટેલા ક્રીમરીશ હિન્દી નથી

શ્રી તંત્રી, ' ગુણસુન્દરી ',

' ગુણસુન્દરી 'ના જાન્યુઆરી ૧૯૩૭ ના અંકમાં પૃષ્ઠ ૩૮૩ ઉપર આમ છપાયું છે: " લંડન યુનિવર્સીટીમાં એક હિન્દી સ્ત્રીની પહેલીજવાર લેક્ચરર તરીકે નીમણુંક થઇ છે. એ માન મેળવનાર હિંદી મહિલા છે. કલકત્તા યુનિવર્સીટીની લેક્ચરર મીસ સ્ટેલા ક્રેમરીશ. કોર્ટોલ્ડ ઇન્સ્ટીટયુટ ઓફ આર્ટમાં હિંદી કલા ઉપરના લેક્ચરર તરીકે તેમની નીમણુક થઇ છે. લંડન યુનિવર્સીટીમાં આ પદ ધરાવનાર તેઓ સહુથી પ્રથમ હિંદી મહિલા છે. "

' ગુણસુંદરી 'માં જ નહિ, પણ અનેક પત્રોમાં આ પ્રકારે પ્રકટ થયું છે, પણ હું જાણું છું ત્યાં સુધી તો મીસ સ્ટેલા ક્રીમરીશ ( Stolla Krimrich ) હિંદી નથી, પણ ઓસ્ટ્રિયન છે. હું શાન્તિનિકેતનમાં હતો ત્યારે સ. ૧૯૨૩ માં એ બેન ઓસ્ટ્રિયાથી ત્યાં આવ્યાં હતાં, ત્યાં થોડાક વખત કલા વિષે પ્રવચનો કર્યાં હતાં અને ત્યારપછી કલકત્તા યુનિવર્સિટીમાં આર્ટ લેક્ચરર તરીકે નિમાયાં હતાં.

હાલ લંડન યુનિવર્સિટીમાં નિમાયાં છે તે એ જ બેન હોય તો તે હિંદી નહિ, પણ ઓસ્ટ્રિયન છે, આ વિષે વધારે સ્પષ્ટ થાય એ જ હેતુથી ચર્ચાપત્ર ' ગુણસુન્દરી 'માં પ્રકટ થવા મોકલું છું.

' પાટીદાર ' મંદિર<br>આણંદ

આપનો<br>નરસિંહભાઈ પટેલ*

* મુરબ્બી નરસિંહભાઇ પટેલનું આ ચર્ચાપત્ર અમે સાભાર પ્રકટ કરીએ છીએ. આ ચર્ચાપત્ર અમને મળ્યું તેના બે દિવસ અગાઉજ, વિદેશનાં જે અંગ્રેજી પત્રમાંથી અમે એ ખબર ઉતારી હતી તે પત્રમાં આ ભૂલ સુધારવામાં આવેલી છે. તેમાં જણાવવામાં આવ્યું છે કે, ' જે સમાચાર સંસ્થાએ ( News Agency ) આ ખબર મોકલ્યા હતા તે સંસ્થાએ મીસ સ્ટીલા ક્રિમરીશ હિન્દી મહિલા હોવાનું ખોટી રીતે જણાવ્યું હતું. મીસ ક્રીમરીશ ખરી રીતે જન્મે ઓસ્ટ્રીયન છે અને વીએના યુનિવર્સીટીનાં પીએચ. ડી. છે. તેમનો મહાનિબંધ હિન્દી કલા વિષે હતો. ૧૯૨૧ માં તેઓ હિન્દ આવ્યાં હતાં અને હિન્દી કલા ઉપર તેઓ આધારભૂત જ્ઞાન ધરાવે છે. તેમણે કેટલાંક પુસ્તકો પણ લખેલાં છે અને આ વિષય ઉપર પાઠ્યપુસ્તક તરીકે એમનાં પુસ્તકો ચલાવાય છે. " તંત્રી.

# આંતરરાષ્ટ્રીય મહિલા પરિષદ

લેખિકા : શ્રીમતી સરોજિની દેશપાંડે

આંતરરાષ્ટ્રીય મહિલા સભાનાં સંમેલનમાં જવા માટે લંડનથી અમે ૯૦ સ્ત્રીઓ વિક્ટોરિયા સ્ટેશનેથી ઉપડી હતી. આ પરિષદને અંગે ખાસ પ્રવાસની યોજના "હીપી, યુગોસ્લાવીયા માટેની ટુરીસ્ટ ઓફિસ, ૨૫ કોક્સપુર સ્ટ્રીટ લંડન' એ કંપનીએ કાઢી હતી. લંડનથી તા. ૨૩મી સપ્ટેમ્બરે નીકળીને તા. ૧૧મી ઓક્ટોબરે લંડન પાછા આવતાં સુધી એક વિશ્વાસુ ગૃહસ્થ કંપની તરફથી અમારી સાથે મોકલવામાં આવ્યા હતા. એટલે અમારે કાંઈજ ચિંતા કરવાની ન હતી. આ પ્રવાસ માટે ૩૫ પૌંડના ખર્ચની રકમ અગાઉથી જ આપી દેવામાં આવી હતી. આમાં હોટેલની, આગબોટની, આગગાડીની કે જમવાની તેમજ એને અંગેના સર્વ ખર્ચનો સમાવેશ થઈ જતો હતો. સંમેલનનાં સ્થાને તેમજ બીજા બધા મોટા મોટા સમારંભોમાં જવાને અંગે મોટર વગેરેની વ્યવસ્થા પણ એ કંપની તરફથી જ કરવામાં આવી હતી અને સર્વ સ્થળે કંપનીએ ઘણીજ ઉત્તમ વ્યવસ્થા કરી હતી. પ્રત્યેક જણને અમુક સમયે અમુક ગામમાં ઉતરવાનું છે, અમુક હોટેલમાં જવાનું છે વગેરે સર્વ છાપેલી માહિતી આપવામાં આવી હતી. વિક્ટોરિયા સ્ટેશન પર આગગાડીના ડબ્બા પર પણ I. C. W. Conference નાં લેબલ લગાવી દીધેલાં હતાં. દરેક જણને નંબર મુજબ બેસવાની જગા હતી. આવાજ પ્રકારની ઉત્તમ સગવડ Karly Alexander એ નામનાં જહાજ પર પણ કરવામાં આવી હતી.

અમારો માર્ગ ડોવર, કેલે, ફ્રાન્સ, સ્વિટ્ઝરલેંડ, ઇટલી અને પછી એડ્રીયાટીક સમુદ્રમાં થઈને હતો. વચ્ચે એક દિવસ વેનીસમાં રહીને મહત્વનાં બધાંય સ્થળો જોવાની તક મળી હતી અને પછી એડ્રીયાટીક સમુદ્રમાંથી આગબોટમાં 'ડુબ્રાવ્હનિક' સુધીનો યુગોસ્લાવીયાનો પ્રવાસ થયો. સ્થળે સ્થળનાં બંદરો પરથી સંમેલન માટે સભ્યો આવીજ જતાં હતાં અને આ મોટું જહાજ પણ આંતરરાષ્ટ્રીય સ્ત્રી સભા સંમેલન માટેના સભ્યોથી ભર્યું ભર્યું થઈ ગયું હતું. આ બધામાં મોટામાં મોટી ૯૦ જેટલી સભ્યોની સંખ્યા ગ્રેટબ્રિટનની હતી. ઓસ્ટ્રેલીયાનું પ્રમાણ પણ મોટું હતું. તેમની પણ અમારા જેવી જ મોટી મંડળી હતી.

આફ્રિકા, પોલેંડ, ફિનલેંડ, લેટાવીયા, અમેરિકા, પેરૂ, ન્યુઝીલેન્ડ વગેરે દુનિયાના સર્વ ભાગમાંથી સ્ત્રીઓ આવી હતી.

અમારી ગ્રેટબ્રિટનની મંડળીમાં થોડીક સ્ત્રીઓ અપરિણિત હતી તો ઘણી ખરી સ્ત્રીઓ પરિણિત હતી અને લડાઈમાં પોતાના પતિ કે પુત્રનું દેશને ખાતર બલિદાન આપનારી પણ કેટલીક સ્ત્રીઓ હતી. ચાર પાંચ વર્ષ પર્યંત, ઘણી સ્ત્રીઓએ સિપાઈઓની સુશ્રુષા કરી હતી તેમજ રસોઈ, શિવણ વગેરે દરેક પ્રકારનાં કામો લડાઈના સમય દરમ્યાન કર્યાં હતાં. તેઓ માટે સમાજસેવાનો આરંભ લડાઈનાં નિમિત્તથી થયો હતો. અને ખરું કહીએ તો દુઃખી જીવ માટે સમાજસેવાથી વધારે સારું

કર્યું કામ હોઇ શકે ? વિક્ટોરિયન કાળનું પ્રતિનિધિ મંડળ તરણુ પેઢીને દોરે છે એવા પ્રકારે અંગ્રેજી વર્તમાનપત્રોમાં આ પરિસ્થિતિની પ્રશંસા કરી હતી. આ જુની પેઢીની અંગ્રેજ સ્ત્રીઓ પ્રશંસાને યોગ્ય જરૂર છે. એક બાજુથી તેમનાં પરિમિત જીવન સુખી જણાયાં; ઝાઝાં છૂટાછેડા પણ જણાયા નહિ. બાળકોનું સંગોપન કરીને, ઘર કામ કરીને તેમણે લડાઇમાં ભારે મદદ કરી હતી.

વળી, આટલી વય છતાં તેમનામાં ભારે ઉત્સાહ હતો. સવારે નવ વાગ્યે સંમેલનમાં જતાં પહેલાં રોજ સમુદ્ર પર ફરવું અને સંમેલન પછી ફેરા લેવા વગેરે પણ ભારે ઉત્સાહથી તેઓ કરતી. વળી બીજા દેશોમાં રાજકારણ, સામાજીક સ્થિતિ વગેરેની માહિતી પણ તેમને સારી હતી.

એજ પ્રમાણે ઝેકોસ્લોવાકીયાની સ્ત્રીઓ પણ ઘણી જ હોંશિયાર માલમ પડી. હિન્દુસ્તાન માટે તેઓને અત્યંત આસ્થા અને સહાનુભૂતિ હતાં. ગાંધીજી, ટાગોર અને તાજમહેલ એને વિષે તો સૌને મોઢે પ્રશ્નો સંભળાતા. ખરૂં કહીએ તો સભ્ય સ્ત્રીઓ પૈકી મોટો ભાગ એકમેકથી વધારે શિક્ષિત અને સુંદર સમાજકાર્ય કરનારો હોય એવો લાગ્યો.

એમાંની કેટલીક સ્ત્રીઓનો ઝાંખો પરિચય કરીએ. **કુમારી એની ગ્રિફિતસ,** ગ્રેટબ્રિટનનાં ડેલી એક્ષપ્રેસનાં દશ વર્ષ પર્યંત તંત્રી હતા. બેલ્જીયમ અને બાલ્કનમાં યુદ્ધના ખાતમીદાર તરીકે તેમણે કામ કર્યું હતું. હાલમાં ઘણા ખરા મુખ્ય વર્તમાનપત્રોમા ખાતમીદાર તરીકે કામ કરે છે. તેમણે અમેરિકા અને ગ્રેટબ્રિટનમાં ખૂબ વ્યાખ્યાનો કર્યાં છે. ઘણું ખરૂં તેઓ વિમાનમાં જ પ્રવાસ કરે છે. આટલી બધી તો એમની પ્રવૃત્તિ છે.

**ફ્રોકન ફૅની ઉક્કબેક,** ૧૯૨૬ માં ડેન્માર્ક સરકારના જીનેવા ખાતેનાં આંતરરાષ્ટ્રીય મજુર પરિષદના ટેકનીકલ એડવાઇઝર હતા. હાલમાં સ્ત્રીઓ અને બાળકોના અને તિક વેપાર વિરૂદ્ધની ડેનીશ કમીટી બોર્ડના સભ્ય છે.

**કુમારી વિનિફ્રેડ કીડ** કેનેડાના છે, તેઓ આંતર રાષ્ટ્રીય સ્ત્રી સભાની શિક્ષણ સમિતિ અને વયાહત સમિતિનાં કન્વીનર છે, કીંગ્ઝ ટાઉનની કવીન્સ યુનિવર્સીટીના ડીન છે ૧૯૩૨ મા શસ્ત્રબંધી પરિષદમાં ગએલાં કેનેડીયન સરકારનાં પ્રતિનિધિ મંડળનાં સભ્ય હતાં. ૧૯૩૫ માં રાષ્ટ્રસંઘ એસેમ્બ્લીની શસ્ત્રબંધી પરિષદનાં સભ્ય છે.

તા. ૨૬મી સપ્ટેમ્બરની રાત્રે ૮ વાગ્યે આગબોટ ડુબરવ્નિક ખાતે પહોંચી. તે પ્રસંગે અમારો સર્વનો સત્કાર કરવા માટે યુગોસ્લાવીયાના રાષ્ટ્રીય પોશાકમાં સજ્જ થએલી સ્ત્રીઓનો મોટો સમૂહ ત્યાં એકત્ર થએનો હતો સર્વના મોઢા પર સ્મિત તરવરી રહ્યું હતું. રંગબેરંગી પોશાકમાં સજ્જ થએલી ગોરાવાનની બાળાઓ ઘણી જ સુંદર લાગતી હતી પ્રમુખ લેડી એબરડીનને હારતોરા અર્પણ થયા બાદ સર્વ મોટરોમાં ભરાઇને પોતપોતાના નિયોજિત મુકામે પહોંચ્યાં.

યુગોસ્લાવીયા વિષે અત્રે સાધારણ માહિતી આપવી ઉપયુક્ત થઇ પડશે. સર્વિયા, બોસ્નિયા, હર્ઝગોવિયા એ ભાગો મળીને યુગોસ્લાવિયા એ નામ હાલમાં જ પડ્યું છે આ પ્રદેશ પણ પરતંત્રતાની શૃંખલામાં જકડાયેલો હતો. રોમન, હંગેરિયન અને તુર્કોનું ઘણા વર્ષો સુધી એના પર રાજ ચાલતું હતુ.' હાલમા જ એને સ્વતંત્રતા મળેલી છે. તો પણ દેશમાં નવાં રાજ્યને અંગે જોઇએ તેટલી શાન્તિ સ્થપાયેલી નથી. હાલના રાજા પીટર ૧૪-૧૫ વર્ષની વયના છે. તેમના પિતા

એલેક્ઝાન્ડર ફ્રાંસમાં હતા તેવામાં એ વર્ષ પર કોઇ અત્યાચારીના હાથે ખૂનનો ભોગ થઇ પડયા હતા. તે પ્રસંગે રાજા પીટર ઇંગ્લાંડમાં ભણતો હતો. તેને લાવીને રાજા બનાવવામાં આવ્યો. હાલમાં તેમના કાકા પૉલ રાજવહીવટ સંભાળે છે.

બેલગ્રેડ એ યુગોસ્લાવિયાની રાજધાની છે અને ડુબરવ્હનિક એ મોટું વેપારી બંદર છે. ત્યાંનું સૃષ્ટિસૌન્દર્ય, મોટા મોટા ડુંગરો, અને એડ્રિયાટિક સમુદ્રને કારણે ઘણુંજ ખીલેલું લાગે છે. ઉપરાંત દ્રાક્ષની વેલો, નીલમ લીલી ઝાડીઓ, ફળો અને શાકભાજીના ખેતરોને લીધે આ આખોય પ્રદેશ અત્યંત રમણીય છે.

તુર્કોનું શાસન થઇ ગયાને કારણે લોકોમાં મુસલમાની રહેણી કરણી અને રૂપ રંગ દેખાય છે પરંતુ ઘણા ખરા લોકો અંગ્રેજોના જેવીજ ઢબછબે રહે છે. ત્યાંની સ્ત્રીઓ સુદ્ધાં મડમોજ બની ગએલી છે. અહીં ખાવાપીવાની પદ્ધતિ કેટલેક અંશે પૌર્વાત્ય અને કેટલેક અંશે પશ્ચિમાત્ય ઢબની છે. સ્ત્રીઓ છૂટથી ફરે છે. વળી બધીય સશક્ત પણ છે. ..વંને શિક્ષણનો લાભ સારો મળે છે. ધર્મ ખ્રિસ્તિ છે અને તે જૂનવાણી ઢબનો. વળી અહીં શેતરંજી, ગાલીચા વગેરે ઉતમ પ્રકારના બને છે. ખેડુત સ્ત્રીઓ પાસેથી પણ કામગરી મેળવનારી સંસ્થાઓ અહીં છે.

સંમેલનની ઉદ્દ્ઘાટન ક્રિયા ડુબરવ્હનિક થીએટરમાં ઘણાજ ઠાઠ માઠથી થઇ હતી. થીએટરની બ્હારનાં મોટાં મોટાં મકાનો પર તેમજ હોટેલો પર યુગોસ્લાવીયાનાં નિશાનો ફરકતાં હતાં. મહોલ્લાઓમાં રસ્તા પર માણસોની ભારે ગરદી જામી હતી દરેક જગા ભારે જિજ્ઞાસાથી દુનિયાભરમાં દેશસેવા કરનારી મહિલાઓનું સ્વાગત કરી હતી. આ ગામમાં પગ મૂકતાંની સાથેજ વરૂણદેવને પણ ઇર્ષ્યા આવી ગઇ હતી. રાત્રિ દિવસ વરસાદ વર્ષ્યા કરતો હતો અને વિજળીના કડાકા થયા કરતા હતા. તેને પણ જાણે સ્ત્રીઓના માર્ગમાં અડચણો નાખીને મજાહ મેળવવી હતી. અડચણમાંથી પણ ભિખારી સ્ત્રી કેવો માર્ગ કાઢીને આગળ ધપે છે તે જોવાની જાણે તેની ઉમેદ હતી.

અને એ રમણીય પ્રસંગ સ્ત્રીના પરાક્રમનોજ દ્યોતક નથી શું ? થિએટરના દરવાજાગાંજ યુગોસ્લાવીયાના ૧૦૦ વર્ષનાં જુના રાષ્ટ્રીય પોશાકમાં સજ્જ થએલી ગોરાવાનની અને, ગુલાબી ગાલોવાળી ઘણી મહિલાઓ સ્વાગતાર્થ ઉભી હતી. તે પછી બેસવાની જગા પર્યંત રાષ્ટ્રીય પોશાકમાં સ્વયંસેવકો અને સેવિકાઓ ઉભી હતી. થિયેટર વર્તુલાકારનું અને જુની પદ્ધતિનું હતું. બીજા માળ ઉપર નાના નાના ' બોક્ષો ' બનાવેલા હતા. તેમાંથી જગતભરની મહિલાઓ પ્રેક્ષકો અને સભાસદો તરીકે બેઠેલી હતી. અને એ સર્વ જાણે મોગલ દરબારમાંની શાહ્ણીઓ જેવી લાગતી હતી. નીચે સિંહાસન–સામેના ભાગમાં બધી સ્ત્રી પ્રતિનિધિઓ બેઠી હતી. પહેલી હારમાં ગામના મોટા મોટા અધિકારી, ધર્મોપદેશક વગેરે મોટી મંડળી બેઠી હતી. સિંહાસન પર આંતરરાષ્ટ્રીય સ્ત્રી સભાનાં પ્રમુખ લેડી એબરડીન, ડેમ એલીઝાબેથ કેડબરી, યુગોસ્લાવીયા સરકારના પ્રતિનિધિ, મેયર, મ્યુનિસિપાલીટીના પ્રમુખ, વિગ્રહખાતાંના પ્રધાન અને સર્વ દેશોની પ્રતિનિધિઓ પૈકી આગેવાન સ્ત્રીઓ બેઠી હતી.

અને આપણાં ડૉ. કાશીબાઇ નવરંગે, મુંબાઇના સુપ્રસિદ્ધ ડૉકટર, તેમની વચ્ચે જ બેઠાં હતાં. ૪૦ વર્ષો પર સ્ત્રીશિક્ષણ એ કઠિણ કામ હતું તે છતાં તેમાંથી નામ કાઢીને જગતની આગેવાન સ્ત્રીઓમાં બેસવાનું માન તેમને મળ્યું અને આ રીતે હિન્દુસ્તા-

નનું નામ શ્રીમતી કાશીબાઇએ રાખ્યું એ ભારે અભિમાનની વાત જરૂર છે.

સિંહાસનની પાછળની ભીંત પર હાલના રાજા અને રાજમાતા મેરીના ફોટા હતા. વચ્ચે નેશનલ એસોસીએશન ઓફ યુગોસ્લાવીયા એ નામનું સુંદર પાટીયું અને તેની પર પિળા અને જાંબુડા રંગમાં યુગોસ્લાવીયાના નકશા લટકતા હતા.

આખું ય થિએટર લીલાં પાંદડાં, ચિત્ર વિચિત્ર રંગનાં વાવટા અને ચમકતા વિજળીના દીવાથી શોભાયમાન હતું. તરેહ તરેહના પોશાક, શણગાર અને આભૂષણો, તેમજ શૃંગાર સ્ત્રીઓમાં દેખાતા હતા. દરેક જણનાં મોઢાં હસતાં હતાં.

સિંહાસનની સામેના પહેલા માળપર રાજાને બેસાડવાના સ્થાનમાં યુગોસ્લાવીયાના રાણી તરફથી લેડી ઇન વેઇટીંગ સભાને શુભ સંદેશ આપવા બેઠાં હતાં અને તેમની આજુબાજુ મોટા મોટા અધિકારીઓ હતા. સભાના અધ્યક્ષ લેડી એબરડીન કેનેડા અને આયર્લૅન્ડના માજી વાઇસરોયનાં પત્ની અને સ્કોટલાંડના એબરડીનના* જાગીરદારનાં પત્ની હોઇ ૮૦ વર્ષનાં હતાં. તેમની તબીયત ઘણી જ સુંદર છે. આટલી મોટી વય થવા છતા કામ કરવાની ભારે હોંશ હતી. તેમનો શાન્ત અને હસતો ચહેરો જોઇ રહેવાનું મન થતું. અમને તરૂણ પેઢીને માટે શું તેઓ આદર્શરૂપ નથી? રાજાને પણ શરમાવે એવો તેમનો વૈભવ છતાં દેશસેવા કરવાને તેઓ ભારે તત્પર રહેતાં. તેઓ આવી પહોંચતાં જ સર્વેએ તાળીઓના ગડગડાટ વચ્ચે ઉભા થઇને તેમનું સ્વાગત કર્યું.

મહારાણી વિક્ટોરિયાની જ જાણે આબેહૂબ પ્રતિમા: તેમને જોઇને કેટલીક જણીઓએ આવો મત ઉચ્ચાર્યો. તે પછી યુગોસ્લાવીયાની નેશનલ કૌન્સિલના પ્રમુખે સર્વે મુખ્ય પ્રતિનિધિઓના નામો દઇને સ્વાગત કર્યું અને તેમ કરતાં થોડુંક ભાષણ કર્યું. તેમની પછી યુગોસ્લાવીયા સરકારના પ્રતિનિધિએ પ્રોત્સાહજનક ભાષણ કર્યું. એ બંને ભાષણો યુગોસ્લાવીયાની ભાષામાં જ થયાં હતાં.

તે પછી લેડી એબરડીને ભાષણ કર્યું તેનો સારાંશ નીચે મુજબ છે:

"તમે સર્વેએ મારૂં પ્રેમથી સ્વાગત કર્યું તે જોઇને મારૂં અંતઃકરણ ખૂબ આનંદિત થયું છે અને મારી સર્વ બહેનો તરફથી હું તમારો આભાર માનું છું. હાલની વિકટ પરિસ્થિતિમાં આપણે અહીં વિચાર વિનિમય કરીને જગતના સર્વ રાષ્ટ્રોમાં એકમેક પ્રત્યે પ્રેમભાવ ઉત્પન્ન કરવા માટે આપણે અહીં એકઠા થયાં છીએ. આપણી કાઉન્સીલનું ધ્યેય 'જો તમે તમારૂં ભલું થાય એમ ઇચ્છતાં હો તો બીજાંનું ભલું કરો' એ છે. અને ખરૂં કહીએ તો દરેક રાષ્ટ્રનું એ ધર્મનું ધ્યેય છે. આમ ન હોવાથી દરેક રાષ્ટ્ર સ્વાર્થી થયું છે. લડાઇ માટે કેટલાય જણ આતુર થઇ રહ્યા છે. જગતમા શાન્તિ સ્થપાય, આપણા બાળકોને લડાઇનો દારૂણ પ્રસંગ જોવાનો વારો ન આવે એમ કરવાનો આપણો પ્રયત્ન છે. દેશ દેશ વચ્ચે દ્વેષભાવ અને એકમેક પ્રત્યે ઇર્ષ્યાની ભાવના છે પણ તેથી કુટુંબસુખ, અને એકમેક પ્રત્યેના પ્રેમનો તાર તૂટતો જાય છે. ધર્મ નાશ પામવા બેઠો છે. જગતભરના મનુષ્ય પ્રાણીના સુખનો કોઇ વિચાર કરતું નથી. સૌ કોઇ પોતપોતાનું સંભાળે છે જનરલ સ્મટ્સ કહે છે કે પ્રત્યેકને વ્યક્તિ, વિચાર, સદસદ્વિવેક બુદ્ધિ અને દેશની

* આ લેખ લખાયા બાદ લેડી એબરડીન જાન્યુઆરી માસની તા. ૫ મીએ અવસાન પામ્યાં છે. એમનો પરિચય અન્યત્ર આપ્યો છે. તંત્રી:

સ્વતંત્રતા જોઇએ છે. તે મળ્યા વિના શાન્તિ સમાધાન અને સુખ મળવાની આશા જ નથી.

આપણી કૌન્સિલ તો રાષ્ટ્રસંઘની પણ માતા છે. રાષ્ટ્રસંઘ પ્રત્યે સૌ કોઇ નાક ચઢાવી રહ્યું છે તે વેળા આપણે રાષ્ટ્રસંઘને અત્યંત મદદ કરવી જોઇએ અને શાન્તિની સ્થાપના કરવાનાં આ કાર્યમાં સર્વ સ્ત્રીઓએ એકત્ર થઇને આગે બઢવું જોઇએ. "

એ પછી યુગોસ્લાવીયા સરકારના પ્રતિનિધિએ દેશસેવા કરનારી ચાર પાંચ સ્ત્રીઓને પદકો આપ્યા. ડેમ એલીઝાબેથ કેડબરીને પણ પદક આપ્યો હતો. ડેમ એલીઝાબેથ બર્મીંગહામ ખાતેના કેડબરીના ચોકલેટના કારખાનાના માલેકના પત્ની છે. તેમનું વય ૮૦ વર્ષનું છે. ગયે વર્ષે કલકત્તામાં મળેલી પરિષદ વેળા તેઓ હિન્દ આવ્યા હતાં. શાન્તિ સ્થાપનાના કામમાં તેઓ ઘણી જ મદદ કરે છે. ડેમ એ પત્ની જ તેમનાં કામની પિછાન કરાવે છે. આમ આ સમારંભ અત્યંત રમણીય અને સંસ્મરણીય થયો.

આવાં વિશ્વસંમેલનોમાં ભાષાની અડચણ ઘણી જ પડે છે. એને માટે બે દુભાષીઆ રાખ્યા હતા. જર્મન, ફ્રેન્ચ, યુગોસ્લાવીયાની ભાષા અને અંગ્રેજી એમ ચાર ભાષાઓનો ઉપયોગ થતો. આથી ઠરાવ મૂકવો, તેમની ચર્ચા અને ભાષાંતર થતાં. આથી સમય ઘણો જ જતો તો પણ કામ પ્રમાણમાં ઘણું જલ્દી આટોપી શકાયું.

સંમેલનમાં બહુમતીથી પસાર થએલા ઠરાવો પૈકી મુખ્યત્વે નીચેના હતા.

(૧) " જે દેશમાં શાળા છોડવાની વય ચૌદ અને ત્યાં ચૌદ કરતાં વધારે છે ત્યાં શાળામાં ઓછી એક વર્ષની મુદત વધારવી. ( ઘણા ખરા દેશોમાં બાળક ચૌદ વર્ષનું થાય ત્યા સુધી તેને માટે શિક્ષણ ફરજીયાત લેખાય છે તે વયમાં વધારો કરી પંદર વર્ષની વય કરવી. )

(૨) " વિશ્વબંધુત્વની સ્થાપના માટે શાળાઓના શિક્ષણમાં સુધારો થવો જોઇએ. ઇતિહાસ, ભુગોળનાં પુસ્તકોનાં ફેરફાર કરવાં જોઇએ. દા. ત. શિવાજી ચોર-લુટારુ હતો; અને હિન્દુસ્તાનમાં પુરુષ, સ્ત્રીઓને સતિ થવાની ફરજ પાડે છે ( આવા પ્રકારનો પ્રશ્ન એક પુરુષે સ્વીટઝરલેંડમાં સરોવર કાંઠે બેઠી હતી ત્યાં ખુદ મને પૂછયો હતો ) અમેરિકામાં રેડ ઇન્ડિયનોને લીંચ કરે છે, કે એબીસીનીયા જંગલી છે એટલે જ તેને સુધારવા માટે ઇટાલીએ તે પચાવી પાડ્યું છે આવા પ્રકારના ઇતિહાસ, ભુગોલ એ દેશની નામોશી કરનારા છે એટલે તેમાં અવશ્ય ફેરફાર કરવો.

(૩) દેશોની નકામી નામોશી કરનારાં અને સામાજીક વાતોની નિંદા કરનારાં ચિત્રપટો પર અંકુશ મૂકવો કારણ કે તેથી દેશ દેશ વચ્ચે દ્વેષભાવ ઉત્પન્ન થાય છે અને એકમેક વચ્ચે ખોટા મત બંધાય છે વળી એને અંગે વિશ્વબંધુત્વમાં વિક્ષેપ પડે છે તેથી એવાં ચિત્રપટોનો આ સભા વિરોધ કરે છે.

(૪) જે દેશોમાં સ્ત્રીઓને મતાધિકાર છે તે દેશોમાં પાર્લામેન્ટ, કૌન્સિલો કિંવા મ્યુનિસિપાલીટીમાં વધારે સ્ત્રીઓ સુંદાઇ આવે એવો મતાધિકાર ધરાવતી સ્ત્રીઓ તરફથી વધુ પ્રયાસ થવો જોઇએ. જે દેશોમાં મતાધિકાર નથી તે દેશોમાં એ હક, પ્રત્યેક સમસ્તમાં જાગૃતિ ઉત્પન્ન કરાવવી એવી આંતરરાષ્ટ્રીય સભા, નેશનલ સભાને વિનંતિ કરે છે.

(૫) સ્ત્રી અને પુરુષ બન્ને માટે નૈતિક બંધનો સરખાં જ હોવાં જોઇએ. એકાદ

દુષ્કૃત્ય કરવા જતાં પુરુષ લોકોની તીવ્ર ટીકામાંથી છટકી જાય છે અને ઉંચે મોઢે ને લગ્ન પણ કરી શકે છે. સ્ત્રી માત્ર મારાં વર્તનની હોવી જોઇએ એવો આગ્રહ રખાય છે અને જો એકાદ સ્ત્રીની કાંઇ ભૂલ થઇ જાય તો તેને હડમેથી કાઢવામાં આવે છે. તેને માટે દુનિયામાં મોઢું બતાવવાનું સ્થાન રહેતું નથી. તો પછી સારો પતિ મેળવવાની કે લગ્નની તો વાત જ શી કરવી ! આટલી બધી દુષ્ઠતાથી સમાજ તેના તરફ જુએ છે. સ્ત્રી ઉપર જ સમાજનો આટલો બધો રોષ શા માટે ? પુરુષને એ નિયમ શા માટે લાગુ પડતો નથી ? સ્ત્રી અને પુરુષ માટે નૈતિક બંધનો સરખાં જ હોવાં જોઇએ.

(૬) સ્ત્રીઓ અને બાળકોનો અનૈતિક વેપાર બંધ કરાવવા માટે રાષ્ટ્રસંઘ ખટપટ કરે છે એના સંબંધમાં આ સભા રાષ્ટ્રસંઘને જણાવે છે કે, આવી ખરાબ ચાલના સ્ત્રી બાળકોને જેમ સજા થાય છે તેમજ આ વેપાર કરનારાઓને પ્રથમ સજા થવી જોઇએ. આવા અમાનુષી માર્ગોથી જે લોકો પૈસા મેળવે છે તે લોકોનો આ સભા વિરોધ કરે છે. આ વેપાર તો સદંતર બંધ થવો જોઇએ.

( ૭ ) ઘણા દેશોમાં વેશ્યા વ્યવસાય બંધ કરવાનું શક્ય નથી એમ લાગે છે અને એને ધંધો જ લેખવામાં આવે છે–તેમજ સમાજમાં રોગ પ્રસરે નહિ તે માટે વેશ્યાની દાક્તરી તપાસ, અને એ ધંધા માટે તે યોગ્ય છે કે નહિ તેનું સર્ટિફિકેટ–પરવાનો અપાય છે. આ પરવાનાની પદ્ધતિ સદંતર બંધ કરવી જોઇએ. કારણ કે એનાથી વેશ્યાવૃત્તિનો ધંધો દૂર નથી થતો પણ તેને ઉત્તેજન મળે છે. વેશ્યાગમન એ સમાજ માટે અત્યંત ઘાતક છે. સ્ત્રી પુરુષોના નૈતિક બંધનો એ કારણે જ સરખાં હોવાં જોઇએ.

( ૮ ) કોઇ પણ કામ કરનારી સ્ત્રીને પુરુષના જેટલો જ પગાર અને સગવડ મળવી જોઇએ. તે સ્ત્રી છે એટલા જ કારણે તેના પગારમાં ફેર રહેવો ન જોઇએ. વેપાર અને ઉદ્યોગ ધંધામાં કામ કરતી સ્ત્રીઓને અઠવાડિયામાં દેઢ દિવસની રજા મળવી જોઇએ. નાની વયનાં બાળકો જે ખાનગી દુકાનો કારખાનાં વગેરેમાં કામ કરતાં હોય તેમને નોકરીના સમય દરમ્યાન જ થોડો સમય શિક્ષણ મળે અને તેમનાં શરીરની બરાબર કાળજી રાખવામાં આવે એમ થવું જોઇએ.

ગેરકાયદેસર બાળકોનો પ્રશ્ન પણ ચર્ચાયો હતો.

સ્વીડનમાં માતાને અને બાળકોને કેટલોક સમય પર્યંત સરકાર ૭૫ કાઉન આપે છે. ગ્રેટબ્રિટનમાં બાપનો પત્તો મેળવીને તેની પાસેથી પૈસા લઇને બાળકોનું પોષણ કરવામાં આવે છે. આવા પાપી માણસો પાસેથી પૈસા લઇને કુમારિકાઓની પ્રસૂતિ થાય છે અને તે મદદનો ખર્ચ સંસ્થા આપે છે. ગ્રેટબ્રિટનમાં કુમારી માતાની વય ૧૬–૧૮ ની હતી તે ૧૪-૧૫ ની થઇ છે. ઇટાલીયન પ્રમુખ મેડમ રૂબિલાએ કહ્યું કે ૪૫ વર્ષથી હું કુમારિકાઓમાં જ કામ કરું છું. હજારો કુમારીકાઓ આમ પતિત થએલી છે. કુમારિકાઓનાં સ્વૈરવર્તનને કેમ અંકુશમાં મૂકવું તેજ મને સૂઝતું નથી.

ગ્રેટબ્રિટનના સભ્ય ડેમ માર્ગા ઓગલવીએ કહ્યું, " અમારા દેશમાં યુવાનો મોટરો લઇને આવે છે, તરૂણી આગળ સારૂં સારૂં બોલીને ભૂરકી આપીને તેને લઇ જાય છે અને પછી લગ્નનું નામ નહિ અને આવી સંતતિ નિર્માણ થાય છે. ( ગ્રેટબ્રિટન, સ્વિટઝરલેંડમાં છોકરાઓ કરતાં છોકરીઓનું પ્રમાણ ઘણું છે. એટલે છોકરીઓ માટે પતિ કયાંથી લાવવો એ વિકટ પ્રશ્ન ત્યાં ઉભો થએલો છે. )

ગ્રેટબ્રિટનનાં મીસીસ કિન્સે કહ્યું, " અમારા દેશમાં ૧૯૫૦૦૦ બાળકો લુલા

પાંગળાં છે. દર અઠવાડિયે સો બાળકો મોટરો હેઠળ ચગદાય છે. એવા બાળકો માટે વાસ વેમેકમ ખાતે હોસ્પીટલ છે. ત્યાં બાળકોને સ્વાવલંબી બનાવીને તેમનાં નિરસ જીવનને સુખદ બનાવવામાં આવે છે. પરિણિત સ્ત્રીઓ, તેઓ ઘરમાં રહીને પતિ અને બાળકોનું કામ કરે છે. તેમનો ઘરકામનો જ ધંધો માનવો જોઈએ. તેમને માટે શકિતનો વીમો, વૃદ્ધાવસ્થામાં નિર્વાહનું સ્થાન વગેરે વ્યવસ્થા થવી જોઈએ. એકાદ સ્ત્રી દિવસ રાત કામ કરે પણ ઈશ્વરને નામે પૈસાનું દાન કરવાની પણ તેને સત્તા હોતી નથી આપે તે વસ્ત્ર અને ખાય તે અન્ન પૂરતી જ તે માલેક. આ પરતંત્રતા ટળે એવો કાયદો કરવો જોઈએ એમ આ સભા માને છે.

હિન્દુસ્તાનના પ્રતિનિધિ શ્રીમતી સરોજિની દેશપાંડેએ આ ઠરાવ રજુ કર્યો હતો. "આંતરરાષ્ટ્રીય સમાધાન અને મિત્રાચારીથી જ વિગ્રહને અટકાવી શકાશે તેમજ સંસ્કૃતિનું સંરક્ષણ થઈ શકશે એ બીના સમજ્યા પછી આ સભા પોતપોતાની સરકારોને વિનંતિ કરે છે કે રાષ્ટ્રસંઘના ઠરાવનું પાલન કરવાના દરેક ઉપાયો યોજવામાં આવે.

આંતરરાષ્ટ્રીય સભા માને છે કે, સમાન હકક અને જવાબદારીઓના ધોરણે બધી ય પ્રજાઓ સ્થાન પામી હોય એવા નવજીવન પામેલા રાષ્ટ્રસંઘના પાયારૂપે નવું સતેજ સમાધાન કરવા માટે આ કટોકટીની પરિસ્થિતિનો ઉપયોગ કરવો જોઈએ. વધુમાં સભા માને છે કેઃ આ સમાધાન નીચે મુજબ શકય છેઃ શાન્તિમય માર્ગોદ્વારા રાજકીય અને આર્થિક એવી રાષ્ટ્રીય તકરારોનું નિવારણ અને રાષ્ટ્રસંઘની આર્થિક અને સહકારી સેવાઓનો વિકાસ. શસ્ત્રોમાં ભારે ઘટાડો અને નિયમન અને શસ્ત્રસંબંધીની જવાબદારીની સમજણ થાય તો અથવા સર્વ સામાન્યની શાન્તિના ભંગ માટે સામુદાયિક પગલું લેવાની તત્પરતા. કરારોની પવિત્રતાની પુનરસ્થાપના.

આ સભા સ્પેન પર થતા વિમાની હલ્લાઓ અને નિર્દોષ પ્રજાની કતલ સામે વિરોધ જાહેર કરે છે.

સર્વ ધર્મોની પરિષદને આ સભા અનુમોદન આપે છે. કારણ કે એથી વિશ્વમાં શાન્તિની સ્થાપના થશે એમ ધારવામાં આવે છે.

દેશના કાયદાઓ ઘડવામાં અને તેનો અમલ કરવામાં સ્ત્રીઓને પૂરતો હિસ્સો આપવામાં ન આવે ત્યાં સુધી કોઈ પણ સરકાર તંત્ર કાયમ માટે સલામત રહી શકવાનું નથી એ જોતાં સભા નેશનલ કાઉન્સીલોને વિનંતિ કરે છે કે, પુરુષોના જેવા જ નાગરિક તરીકેના અધિકારો અને જવાબદારીઓ સ્ત્રીઓને પણ આપવા માટે તેમણે પોતાની સરકારોને આગ્રહ કરવો.

આ પ્રમાણે, અત્યારની પરિસ્થિતિમાં જરૂરી થઈ પડેલા પ્રશ્નો પર ચર્ચા થઈ હતી. એ ઉપરાંત મોટી સાર્વજનિક સભાઓ ભરાઈ હતી. એક દિવસ ખેડુત સ્ત્રીઓના પ્રશ્ન ઉપર વિવેચનો થયાં હતાં. તેમાં અમેરિકા, યુગોસ્લાવિયા, ડેન્માર્ક વગેરે દેશોની પ્રતિનિધિઓ બોલી હતી. હિન્દુસ્તાનની ખેડુત સ્ત્રીઓ વિષે બોલવાનું મને જણાવવામાં આવ્યું હતું. હિન્દી સ્ત્રી બોલનાર છે એથી સર્વને કુતુહલ ઉત્પન્ન થયું હતું. હિંદી સ્ત્રી એટલે તો ઘરમાં ભરાઈ રહેનારી, પુરૂષે દબાવેલી, જલદી પરણી ગએલી, ઘણાં જ સંતાનોવાળી સ્ત્રી, એવી ઘણાખરાંની માન્યતા હતી. માન્યતા ખોટી અને ભ્રમમૂલક છે એ અનેક જણને મારે સમજાવવું પડતું હતું.

મેં કરેલાં ભાષણનો સાર ભાગ નીચે મુજબ છેઃ "આજે હું હિંદુસ્થાન તરફથી તમારી સમક્ષ ઉભી થઈ છું. અને મારું હિંદુસ્તાન પ્રાચીન સર્વ સુધારણાઓમાં અગ્રણી

હોવા માટે પ્રસિદ્ધ છે. તમારામાંના ઘણાઓને તો સુવર્ણભૂમિ તરીકે તે પરિચિત છે પણ હિંદ સુવર્ણ ભૂમિ નથી. તેના ૩૫ કરોડ લોકોમાં લાખો લોકોને એક ટંક પૂરતું અન્ન મળતું નથી, એ સ્થિતિ છે. એવા અમારા દેશની ખેડુત સ્ત્રી એટલે ઉત્તમ સાત્વિક ઓનો નમૂનો. આખોય દિવસ ઘરમાં તરેહ તરેહનાં બાળકોનાં કામો કરીને તે ખેતરમાં પતિને મદદ કરે છે. ખેતરમાં થએલો માલ બજારમાં લઈ જઈને વેચે છે. શહેરોને દૂધ, દહીં તે પૂરા પાડે છે. આધુનિક યંત્રો અને દૂધ કાઢવાની પદ્ધતિની તેમને માહિતી નથી. છતાં દૂધના વ્યવહારમાં તેઓ ભારે સ્વચ્છતા પાળે છે. શરીર સ્વાસ્થ્યમાં અત્યંત સુદ્દઢ, શિક્ષણ ન લીધાને કારણે અલ્પસંતોષી, ધાર્મિક અને પાપભીરૂ હોવાને કારણે પોતાની પરિસ્થિતિમાં ઘણા જ આનંદથી તે રહે છે. તેનું લગ્ન નાનપણમાં સારા મજબૂત બાળક સાથે થાય છે પણ તે મોટી થયા વિના પતિગૃહે જતી નથી. શરીર સ્વાસ્થ્યમાં તે તંદુરસ્ત હોવાને કારણે પ્રસૂતિની પીડા તેને સહવી પડતી નથી અને તેનાં સંતાનો પણ સશક્ત જન્મે છે. તેને ઘડિયાળમાં જોતાં આવડતું નથી. પરંતુ સર્વકામ તે યથા સમય કરે છે. અમારા મહાત્મા ગાંધીજી જેવા જો ભાષણ કરવાના હોય તો ખેડુતોનાં ટોળે-ટોળાં તે વ્યાખ્યાનો સાંભળવા ઉભરાય છે. સામાજીક ચળવળનું તેમને ભાન હોય છે. અમે અમારી ખેડુત સ્ત્રીઓને લખતાં વાંચતાં શિખવનાર છીએ."

એક રાત્રે 'મીનમાની મજુર બાઈઓ' એ વિષય ઉપર શ્રીમતી ડૉક્ટર કાશીબાઈ નવરંગેનું વ્યાખ્યાન થયું હતું. આમ બાર દિવસ સતત સભાનું કામ ચાલ્યું. હિન્દુસ્તાન વિષે બધાને ઘણું જ કુતુહલ અને કૌતુક છે. વર્તમાનપત્રકારોને મારે મુલાકાત તો આપવી પડી હિન્દુ મુસલમાન, અસ્પૃશ્ય, હિન્દુસ્તાની સ્ત્રીઓની અત્યારની સ્થિતિ, આ વિષયો પર મેં વર્તમાનપત્રોમાં લેખો લખી આપ્યા છે. યુગોસ્લાવિયા અને અમેરિકાના પત્રોમાં તે છપાયા છે. યુગોસ્લાવીયના વિદ્યાર્થીઓના આગેવાને આગબોટ પર જ મારી મુલાકાત લીધી હતી. અને મારી પાસેથી વર્તમાનપત્રો માટે બધી ય માહિતી માંગી લીધી હતી. " હિન્દુસ્તાનની આકાંક્ષાઓ પ્રત્યે અમારી પૂરી સહાનુભૂતિ છે " એવો સંદેશ તેમણે આપ્યો છે. એકંદરે હિન્દી સ્ત્રીને અત્યંત અગત્ય આપવા જેવું યુગોસ્લાવીયાના લોકોએ કર્યું તે હું મારા જીવનમાં કદિ પણ વિસરનાર નથી.

સભાસદોના રંજન માટે એક રાત્રે જલસો, એક દિવસ મોટી શ્રીમત સ્ત્રી તરફથી ચ્હાપાર્ટી, એક દિવસ યુગોસ્લાવિયાની રાણી તરફથી ચ્હાપાર્ટીના સમારંભો યોજાયા હતા. છેવટની રાત્રે યુગોસ્લાવીયા સરકાર તરફથી મિજબાની અપાઇ હતી. યુગોસ્લાવીયાના ખેડુતોનો નયન મનોહર નાચ થયો હતો. સિવાય અંગ્રેજી પદ્ધતિના સ્ત્રી પુરૂષોના નાચ પણ થયા હતા.

હવે હિંદુસ્તાનને આ પરિષદથી શો ફાયદો એવો પ્રશ્ન સહેજે જ ઉત્પન્ન થાય છે. હિંદુસ્તાનની હાલની પરિસ્થિતિમાં આપણને ઝાઝો ફાયદો થનાર નથી પરંતુ બીજા દેશોની સ્ત્રીઓ સમાજોન્નતિ માટે શા શા પ્રયત્નો કરે છે, તે અમને પ્રત્યક્ષ જોવાનું મળ્યું. સૌ કોઇ કોઇનું સંભાળે. આપણે જ આપણી ઉન્નતિ કરી લેવાની છે.

૧૯૩૦ ની સત્યાગ્રહની લડતમાં તે બ્હેન કારાવાસ પણ ભોગવી આવ્યાં હતાં. પોતે હંમેશ ખાદી વાપરે છે–પોતાનું ભાષણ ગ્રામ્ય ઉદ્યોગથી થતા કાગળ ઉપર જ છપાય એવી ધગશ હોવાને લીધે, પોતે પોતાનું ભાષણ છપાવી પોતાની સાથે લઇ આવ્યા ! ભાષણ વહેલું મોકલ્યું હોત તો એની નકલ ગુજરાતીમાં થઇ શકી હોત. પણ તે કદાચ ખાદી કાગળ પર ન છપાયું હોત ! હિંદની જુદા જુદા પ્રાન્તની બ્હેનો જુદી જુદી રીતે કામ કરતી હોય તે બધી બ્હેનોની દર વર્ષે એક પરિષદ બોલાવી હોય તો બ્હેનો પોતાના વિચારની આપ લે કરે, ને એક બીજાનો પરિચય કરી શકે તે ઉપરાંત કામ કરવામાં પણ સૂચનાઓ મેળવી શકે. માટે આવા પ્રકારની પરિષદ દર વર્ષે જુદે જુદે સ્થળે બોલાવવાનો અગીઆર વર્ષ પહેલાં જે જે બ્હેનોએ વિચાર કર્યો હતો તથા તેને અમલમાં મૂકવા પ્રયત્ન કર્યો હતા તે બ્હેનોમાંના એક મિસીસ કઝીન્સ હતા. તેમનું ભાષણ બહુ લાંબુ નહોતું પણ માર્ગદર્શક હતું. પહેલા તો તેમણે આ પરિષદના અત્યાર સુધીના કામનો ખ્યાલ આપતાં કહ્યું હતું કે સામાજિક સુધારાને લગતા ઘણાં કાયદા ઘડાવવામાં આ પરિષદે ફાળો આપ્યો હતો. પરિષદે રૂ. છ લાખનું કેળવણી ફંડ એકઠું કર્યું હતું ને તેમાંથી દિલ્હીમાં ગૃહવિજ્ઞાન માટે કૉલેજ ચલાવવામાં આવે છે. આ પરિષદે આંતરરાષ્ટ્રીય સ્થાન પ્રાપ્ત કર્યું છે. જેને લીધે દર વર્ષે દેશ દેશથી પ્રેક્ષક બ્હેનો આ પરિષદમાં આવે છે, ને આ પરિષદના સભ્યો આંતરરાષ્ટ્રીય પરિષદમાં પ્રતિનિધિ થઇને જાય છે–બીજું આવી જાતના સંમેલનની ઉપયોગીતા સમજાવતાં કહ્યું હતું કે જુદા જુદા પ્રાન્તની બ્હેનોને મળવાની તક મળે છે. તે ઉપરાંત જાહેર સભામાં ભાષણો કરવા માટે તેમ જ જાહેર કામો માટે બ્હેનોને કેળવવાની તક મળે છે. પછી પરિષદને પોતાની સમક્ષ એક આદર્શ રાખી લડવાનું સૂચવ્યું હતું ને તે આદર્શ માટે અત્યારે દુનિયાભરમાં સમાજમાં આર્થિક તેમ જ નૈતિક જે સ્ત્રી અને પુરૂષ માટે બે જુદા જુદા ધોરણ છે તે સામે લડત કરવાનું સૂચવ્યું હતું. સ્ત્રી ઘરમાં કામ કરે, બાળકો ઉછેરે તો તેના કાર્યની બીજા બધાં ઘરની બ્હાર કરવામાં આવતાં કાર્યની માફક કિંમત કરી જોઇએ એમ તેમણે આગ્રહ રાખવા કહ્યું હતું. ગૃહમાં સ્ત્રી કામ કરે એટલે ધણી કમાતો કે પગારના પૈસા ... તેની મીલકતમાં તેનો કાયદેસર હક્ક ગણાવો જ જોઇએ તથા જો ધણી કંઇ પણ મીલકત મૂક્યા વગર મરી જાય ને બાળકો હોય તો તેમને ઉછેરવા માટે બાળક દીઠ અમુક રકમ રાજ્ય તરફથી મળવાનો બંદોબસ્ત થવો જ જોઇએ એવી માંગણી પરિષદ મારફતે થવી જોઇએ એટલું જ નહિ પણ એ આદર્શ પરિષદે પોતાની સમક્ષ રાખી સ્ત્રીઓના હક્ક માટે લડત કરવી જોઇએ. સંતતિનિયમનનો ઉલ્લેખ કરતા તેમણે જણાવ્યું હતું કે બ્રહ્મચર્ય એ સંતતિ નિયમન માટે સારામાં સારો ઉપાય છે પણ તે બધાને માટે સુગમ નથી માટે કૃત્રિમ સાધનોનો ઉપયોગ કરવો જોઇએ. પછી પરિષદને માટે એવો સમય આવ્યો છે કે રાજકીય ને સામાજિક એવા બે ચોકખા વિભાગ તે રાખી શકે નહિ તો કોઇપણ રાજકીય પક્ષમાં ભાગ લીધા વગર પરિષદે રાજકીય પ્રશ્નો પણ ચર્ચવા જ જોઇએ એમ એમણે પોતાનો મત દર્શાવ્યો હતો.

પ્રમુખના ભાષણ પછી શ્રી. આનંદશંકર ધ્રુવ, ડૉ. સુમન્ત મહેતા અને સર. કાદરીએ પોતપોતાના જુદા જુદા વિચારો દર્શાવતા ભાષણો કર્યાં હતા. પછી વિદેશથી પ્રેક્ષક તરીકે આવેલા મિસ અગાથા હેરીસન, જ્યોર્જ-

આના સ્વીટ તેમજ લેડી પ્રોક્ટરે પણ ભાષણો કર્યાં હતા. રાજકુમારી અમૃતકુંવરે પરિષદની મધ્યસ્થ ઓફિસની યોજના ટૂંકમાં સમજાવી હતી ને જાહેરજનતા પામે તે માટે પૈસાની મદદની માંગણી કરી હતી. તે પછી રાણી લક્ષ્મીબાઇ રાજવડે તથા મિસીસ હમીદઅલીએ બધાંનો ઉપકાર માનતાં ભાષણો કર્યાં હતા.

પરિષદના ભાષણો થઇ ગયા પછી સાંજ અમદાવાદની વીસ સ્ત્રી સંસ્થાઓ તરફથી પરિષદના પ્રમુખ તેમજ પ્રતિનિધિઓનું સ્વાગત કરતું એક માનપત્ર વાંચવામાં આવ્યું હતું ને તે પછી તે બધી સંસ્થાઓના મંત્રીઓએ એક પછી એક પરિષદના પ્રમુખને હારતોરા આપ્યા હતા. અમદાવાદની બ્હેનો આ પરિષદને આવકાર તેમજ મદદકાર આપે છે તેનો આ પ્રત્યક્ષ પુરાવો કહી શકાય. આ બધું ખ્યાલ થયે અમદાવાદ શહેરની મ્યુનિસિપાલિટિએ પોતાના બાગમાં સર્વ પ્રતિનિધિઓને પાર્ટી આપી હતી સમસ્ત અમદાવાદની જનતા તરફનો આ આવકાર હતો એમ કહીએ તો ખોટું નહિ

તા. ૨૪મીએ એટલે બીજે દિવસે સવારે પરિષદની બેઠક ગુજરાત કોલેજના હોલમાં મળી હતી શરૂઆતમાં ત્યારે સંસ્થાનો હિસાબ તથા રિપોર્ટ, તથા પેટા સમિતિઓ તથા શાખાઓના રિપોર્ટ અંગ્રેજીમાં વંચાયા હતા. આ ખાસ કરીને જુદા જુદા ગામની પ્રતિનિધિ બ્હેનોને વાંચવાના હતા અને સંસ્થાના અંગત કામને લગતા હતા એટલે ખાસ કરીને પ્રતિનિધિઓ માટે હતા તથા બધાનું ગુજરાતી કરવું શકય નહોતું તેથી ફકત અંગ્રેજીમાં જ વંચાતા હતા. આ વખતે અંગ્રેજી ન સમજનાર કેટલીક બ્હેનોએ હો હો કરી વાંધો ઉઠાવ્યો હતો. પણ તેજ બ્હેનોએ જે બના રિપોર્ટ અંગ્રેજીમા વંચાવા દઇ પોતાની માંગણી શાન્તિથી કરી હોત તો વધારે સારૂં દેખાત.

તે પછી કામદાર વર્ગ માટેના ઠરાવો, સામાજીક ઠરાવો, કેળવણીને લગતા ઠરાવો તથા સામાન્ય એક પછી એક લેવામા આવ્યા હતા.

દરેક ઠરાવની ગુજરાતીમા નકલો કરી વહેંચવામા આવી હતી તથા દરેક ઠરાવ ઉપર એક બે પ્રતિનિધિઓ ગુજરાતીમાં વિવેચન કરતાં હતાં–આ વખતના લગભગ બધા ઠરાવો એક મતીએજ પસાર થયા હતા. ગરમા ગરમ ચર્ચા થાય કે જેના ઉપર તીવ્ર મતભેદ હોય એવો એક પણ ઠરાવ આ વખતે હતો નહિં એટલે ફક્ત સાંભળનારાઓને બહુ રસ કદાચ ન પણ પડયો હોય ! મત

કેળવવા માટે એવા તીવ્ર મતભેદવાળા ઠરાવો તો હજી આપણે ઘણીએ વખત ચર્ચવા પડશે, એમ મને લાગે છે.

પ્રતિનિધિઓ તથા બહાર ગામથી આવેલા સ્વાગત સભ્યોને માટે અમદાવાદની જુદી જુદી સંસ્થાઓ તથા બધા જોવા લાયક સ્થળો જોવા લઇ જવાની ખાસ સગવડ સ્વાગત સમિતિએ કરી હતી ને તેનો ઘણી ખરી બ્હેનોએ સારો લાભ લીધો હતો. અગાઉ મીલ ન જોઇ હોય એવી ઘણી બ્હેનોને મીલ જોવાની ત્યાં તક મળી હતી.

તા. ૨૫ મીએ સાંજે સ્વાગતસમિતિની કાર્ય-વાહકસમિતિના એક સભ્ય ને અમદાવાદના જાણીતા મીલમાલેકના પત્ની શ્રી. સુલોચનાબ્હેન નરોતમભાઇ લાલભાઇએ બધા પ્રતિનિધિઓને પોતાને ઘેર પાર્ટી આપી હતી. ત્યાં પ્રતિનિધિ બ્હેનોને એકબીજાને મળવાની સારી તક મળી હતી. છેલ્લે દિવસે એટલે તા. ૨૬ મીએ સાંજે પ્રતિનિધિઓ, સ્વાગત સભ્યો તથા સ્વયંસેવિકાઓ માટે સ્વાગત સમિતિએ એક ઉજાણી રાણીના બાગમાં ગોઠવી હતી. ત્યાં પ્રતિનિધિઓ ઉપરાંત સ્વાગત સભ્યો તથા સ્વયંસેવિકા બ્હેનો એકબીજાની ઓળખાણ કરી શકયા હતા ને બધાને ખૂબ આનંદ પડયો હતો.

દર વર્ષની માફક આ વર્ષે પણ પરિષદને અંગે એક પ્રદર્શન ભરવામાં આવ્યું હતું–તે રાણી લક્ષ્મીબાઇ રાજવડેને હાથે ખુલ્લું મૂકવામાં આવ્યું હતું. શ્રી. રાણીગંજવાળાના કાઠિયાવાડની ભરતકળાના નમુના ઘણાં જ સુંદર હતાં–તે છતા તેની સાથે પરોળાં, પીત્તળની કારીગરી, માટીના વાસણનું કામ, લાકડા ઉપર લાખનું કામ વગેરે ગુજરાતમા ખૂણે ખૂણે થતી કળાના નમુનાનો ઉમેરો કરવામાં આવ્યો હોત તો ગુજરાત બહારની બ્હેનોને ગુજરાતની કળાનો વધારે સારો ખ્યાલ આવી શકત.

પરિષદને અંગે એકાદ જલસો ગોઠવવાની પણ પ્રથા જ છે તો તે પ્રમાણે અમદાવાદમાં પણ નૃત્ય અને અભિનયનો એક સુંદર જલસો રાખવામાં આવ્યો હતો. નૃત્યમાં નાની કુમારી રેખા ગોધનુ નૃત્ય સૌથી સુંદર હતું એમ કહેવામાં અતિશયોક્તિ નહિ જ ગણાય. જો કે કુમારી લીના અંબાલાલ તથા સર ગિરજાપ્રસાદના કુટુંબના ભાઇ બ્હેનોના નૃત્ય પણ ઘણાં જ સુંદર હતાં. અભિનય માટે શ્રી. રામન રાયણ પાઠકનું "પ્રેમી" નામનું હરિજનોની જિંદગીનું વર્ણન આપતું નાટક બહુ જ સુંદર રીતે ભજવવામાં આવ્યું હતું. નાટક ગુજરાતીમાં હતું એટલે ગુજરાતી સમજતી બ્હેનોને એમાં વધારે રસ પડયો હશે પણ પાછું નાટક એટલું બધું લાંબુ ન હતું કે તે ગુજરાતી ન સમજતી બ્હેનોને કંટાળો આવે ! ને અભિનય પણ એવો હતો કે અભિનય ઉપરથી જ ઘણું સમજી શકાય.

એકંદરે પરિષદનું કામ ઘણી સફળતાથી પાર પડયું ને તે માટે અથાગશ્રમ લેવા માટે સ્વાગત સમિતિની કાર્યવાહક સમિતિની જેટલી પ્રસંશા કરીએ તેટલી ઓછી છે. પણ બંધુ પૂરું કરતાં પહેલાં સ્વયંસેવિકા બ્હેનોએ જે સુંદર રીતે પોતાનું કામ બજાવ્યું હતું તે માટે બે શબ્દો જ કહીએ તો પરિષદનું વર્ણન અધુરું જ રહી જાય–શાળા તથા કોલેજમાં ભણતી બાળાઓ અમદાવાદની આટલી કડકતી ટાઢમાં સવારે પાંચ વાગ્યાથી બપોરે બાર વાગ્યા સુધી ને બપોરે બારથી સાંજે પાંચ સુધી એમ બે ટુકડીમા તેમને કામ કરવાનું હતું. આ છતાં, કોઇ કોઇ પ્રતિનિધિ બ્હેન મિજાજ કરે તો એ હંમેશા કંઇ પણ કામ કરવા તૈયાર. આનંદી ને ધીમું

મીમું ગાતી એ સ્વયંસેવિકા બ્હેનો તો જરૂર ભૂલી શકાય તેમ નથી. એ લોકોને કામ કરવાની શીખવવાની આ એક સારી તક મળે તેમાં કાંઇ શંકા નથી.

પરિષદ પૂરી થઇ ગઇ. ઘણી બ્હેનો એને એક સામાજિક મેળાવડા જેવી ગણે છે. તે કેટલેક અંશે ખરું હશે. પણ પ્રતિનિધિઓએ તે પ્રમાણે વિચાર કરી બેસી રહેવાનું નથી. પરિષદમાં થએલા ઠરાવોનો આધાર રાખી બધી પ્રતિનિધિ બ્હેનોએ પોતપોતાના ગામ કે શહેરમાં તે પ્રમાણે કામ ઉપાડી લેવાનું છે. પરિષદમાં જઇ આવ્યા એટલે ફરજ પૂરી થઇ એમ તે લોકોએ સમજવાનું નથી પણ ખરું જોતાં ત્યારથી જ તે લોકોનું કામ શરૂ થાય છે એ યાદ રાખવાનું છે. આવી જાતની પરિષદ તો ફક્ત વિચારની આપ લે કરવા તથા માર્ગદર્શક તરીકેજ હોઇ શકે. જેમ બને તેમ વધારે બ્હેનો આમાં જોડાય, આપણા કામમાં રસ લેતી થાય વગેરે કામ તો પરિષદની જુદી જુદી શાખાઓજ કરી શકે. આ પરિષદ ફક્ત પૈસાવાળી ને ભણેલી બ્હેનોનીજ છે એવો ખોટો ખ્યાલ જો કોઇ બ્હેનોના મગજમાં ઘુસી ગયો હોય તો તેમનો સહકાર માગી તે ખ્યાલ દૂર કરવાની ફરજ શાખાઓમાં કામ કરતી બ્હેનોની છે. ગરીબ કે તવંગર અભણ કે ભણેલી બ્હેનોના સ્ત્રી તરીકેના પ્રશ્નો એકજ છે જ્યારે જે બ્હેનો તવંગર હોય તેને ગરીબને મદદ કરવાની તેમજ ભણેલી હોય તેને અભણને ભણાવવાની ફરજ છે એ તવંગર તેમજ ભણેલી બ્હેને ભૂલવું નહિ. આશા રાખીએ કે પરિષદનું કામ દિવસે દિવસે વધતું જાય, ને તે ફક્ત શહેરની બ્હેનોની નહિ પણ ગામડાંની બ્હેનોની પણ હમણા છે તે કરતાં વધારે થાય

# મહિલા પરિષદનું ૧૯૩૬નું કાર્ય

૧૯૩૬ ના વર્ષમાં અખિલ ભારતીય મહિલા પરિષદે શું કર્યું ? પરિષદના એ વર્ષભરનાં કાર્યની સમાલોચના, અમદાવાદ પરિષદ સમક્ષ પરિષદના ઓરગેનાઇઝીંગ મંત્રી મીસીસ અમ્મુ સ્વામીનાથને રજુ કરેલા અહેવાલમાંથી મળી રહે છે. એ અહેવાલની રજુઆત કરતાં સૌથી પ્રથમ શ્રીમતી અમ્મુ સ્વામીનાથને જાહેર જીવનમા સ્ત્રીઓને જવાબદારી અને ફરજનું પૂરેપૂરૂં ભાન કરાવનાર મહાત્મા ગાંધીજીને અંજલી આપી હતી અને તે સાથે રાષ્ટ્રીય પુનર્ઘટનાની લડતમા અપૂર્વ હીંમત અને આત્મભોગ આપનાર ગુજરાતના પાટનગરમાં આ અધિવેશન ભરાતું હોવાનો ગૌરવપૂર્વક ઉલ્લેખ કર્યો હતો.

છેલ્લાં દશ વર્ષ દરમ્યાન અખિલ ભારતીય મહિલા પરિષદે કરેલાં કાર્યનું અવલોકન કર્યા બાદ શ્રીમતી અમ્મુ સ્વામીનાથન જણાવે છે કે: "હિન્દમાં સ્ત્રીઓની પૂરેપૂરાં પ્રતિનિધિત્વવાળી અને સુવ્યવસ્થિત સંસ્થા તરીકે પરિષદે હવે યોગ્ય સ્થાન મેળવ્યું છે. આ દશ વર્ષો દરમ્યાન, આ પરિષદના પુરોગામીઓએ ધાર્યું હતું તેના કરતાં પણ તેઓના પ્રયત્નોને વધારે સફળતા પ્રાપ્ત થઇ છે. વર્ષ પછી વર્ષ જાય છે અને હિંદના જુદા જુદા ભાગોમાંથી અને જુદા જુદા વર્ગમાંથી સ્ત્રીઓ તેઓના સંમાન કલ્યાણના પ્રશ્નોની વિચારણા કરવા એકત્ર થતી જાય છે. દેશની સાચી પ્રગતિ માટેના કાર્યમાં જવાબદારીનો વાજબી અને પૂરતો હિસ્સો લેવાને આ સ્ત્રીઓ મથી રહી છે. તેઓમાં પૂરેપૂરી એકતા છે.

વર્ષને અંતે જુદા જુદા વિભાગોમાં નીચે મુજબનું કામ કરવામાં આવ્યું છે. કેળવણીના ક્ષેત્રમાં કેટલાક સભ્યોના પ્રયાસથી નિશાળોમાં દાક્તરી તપાસ ફરજીયાત દાખલ કરી શકાઇ છે. વળી મોટી ઉમરનાંઓ માટે વર્ગો ઉઘાડવામાં આવ્યા છે તેમજ સ્ત્રીઓને ભરના વિષયો ઉપર ભાષણોની હારમાળા ગોઠવી એ રસ્તે જ્ઞાન આપવાના પ્રયાસો પણ કરવામાં આવ્યા છે. ઉપરાંત નાના નાના હુન્નર ઉદ્યોગો તેમજ કારિગરીના વર્ગો પણ ઉઘાડવામાં આવ્યા છે, જ્યારે નવાં બંધારણ હેઠળ સ્ત્રીઓને રાજકારણમાં હક મળવાનો વખત આવ્યો છે ત્યારે રાજકારણનું જ્ઞાન મળે એ માટે સભાઓ ગોઠવી રાજકારણની ચર્ચા સ્ત્રીઓ કરે એવા પ્રયાસો પણ કરવામાં આવ્યા છે.

વિદ્યાર્થિનીઓ માટેની હોસ્ટેલો, તેમજ નોકરી અંગે દૂરનાં સ્થળોમાં રહેતી સ્ત્રીઓ માટે રહેવાનાં સાધનો પૂરાં પાડવાનું પણ કામ ઉપાડી લેવામાં આવ્યું છે. હૈદ્રાબાદ ( દક્ષિણ ) અને વડોદરાએ આમા પહેલ કરી છે તેમજ આસામમા પણ હોસ્ટેલ શરૂ કરી એ પ્રયાસને વિસ્તારવામાં આવ્યો છે. નિરક્ષરતાનો જલદીથી અંત આણવા માટે થોડી મહેનતે વધુ જ્ઞાન મળે એવા હેતુથી રાત્રિ શાળાઓ તેમજ શિક્ષણ વર્ગો શરૂ કરવામાં આવ્યા છે. આમા પણ હૈદ્રાબાદ ( દક્ષિણ ) અને ઉદેપુરે પહેલ કરી છે, ઢાકામાં ચાર પ્રાથમિક નિશાળો અને ચાર હુન્નર ઉદ્યોગના વર્ગો સારી રીતે ચાલે છે. સ્ત્રીઓને શારિરીક તાલીમ મળે એ પણ ખુબ જરૂરનું હોઇ વડોદરા સરકારે એ બાબતમાં કરેલ પહેલ ધન્યવાદને પાત્ર છે.

દિલ્હી ખાતેની લેડી ઇરવીન કોલેજમાં બાળાઓને ઘરગથ્થુ જ્ઞાન આપવામાં આવે છે. કોલેજે એ વિષયમા ખુબ પ્રગતિ કરી છે. સંસ્થાને સારો ટેકો મળ્યો છે અને હમણાં ડીરેક્ટર ઉપરાંત ત્રણ સભ્યો સ્ટાફ ઉપર હોઇ સંખ્યાબંધ માનદ સભ્યો શિક્ષણ આપવાના કામમાં રોકાયા છે. વિષયોમાં બાળઉછેર, હિસાબ કિતાબ, ભરતગૂંથણ તાત્કાલિક સારવાર વગેરેનો સમાવેશ થયેલો છે. ૧૯૩૫ માં પરીક્ષામાં બેઠેલી બાર બહેનો પૈકી ૧૧ પાસ થઇ છે જેમાંથી ચાર જણે ખાસ નિષ્ણાતનું પદ મેળવ્યું છે. શિક્ષકની ઉપાધિ માટેની પરીક્ષામાં બેઠેલી નવ વિદ્યાર્થિનીઓ પૈકી આઠ પાસ થઇ હોઇ એકે ડીસ્ટીન્કશન મેળવ્યું છે. કોલેજે પોતાનું મકાન બાંધવાનો નિર્ણય કર્યો છે જેને માટે નવી દિલ્હીમાં સીકંદરરોડ ઉપર ૨૧। એકર જમીન રૂ. ૨૬૦૦૦) ની કીંમતે મેળવવામાં આવી છે.

સામાજીક ક્ષેત્રમાં સૌથી અગત્યનો નોંધવાલાયક

બનાવ ત્રાવણકોર રાજ્યે હિંદુ માત્રને માટે મંદિરો ખુલ્લાં મુકવાનો કરેલો નિર્ણય છે ગયા વરસના પરિષદના પ્રમુખ મહારાણી શ્રી સેતુપાર્વતીદેવી આ નિર્ણયમા કારણભૂત કહી શકાય એમણે પોતાની લાગવગ વાપરી ઉપરો નિર્ણય ના૦ મહારાજા અને દરબાર મારફત કરાવ્યો છે પરિષદ આવા પ્રમુખ મેળવવાને ભાગ્યશાળી થઇ છે આ વરસમા વળી હિંદી ધારાસભામા ડૉ૦ દેશમુખ, મી૦ બી. દાસ, ડૉ૦ ભગવાનદાસ, રા બા એમ સી રાજા અને મી હાફીઝ અબદુલ્લાએ સામાજીક પ્રશ્નોને લગતા બીલો રજુ કર્યાં હતાં ડૉ. દેશમુખના વારસાઇ હક્કને લગતા બીલને સીલેક્ટ કમીટીમા જાય તે પહેલા એવુ સુધારા વધારા કરી ફેરવી નાખવામા આવ્યુ છે કે એ બીલ લગભગ નકામુ જેવુ થઇ પડનાર છે આમ સામાજીક સુધારણાને લગતા પ્રશ્નો એકસામટા આવી શકતા નથી અને કાયદામા ખુબ સુધારાઓ કરી કાયદો સ્ત્રીઓના હક્કોમા જે મુશ્કેલીઓ મૂકે છે તે બધાનો એક સામટો નિકાલ લાવવાની યોજના તૈયાર કરવા માટે ખાસ કમીટી નીમવામા આવી છે અને વડોદરા રાજ્યમા લગ્ન અને વારસાઇ હક્કને લગતા કાયદાઓ જેવીજ કંઇક એ યોજના તૈયાર કરવામા આવે એ માટે ધારાશાસ્ત્રીઓ વગેરેની સલાહ પણ લેવામા આવી છે

ગ્રામ્ય પુનર્રચના એ પણ એક અગત્યનો વિષય છે અને તે માટે ગામડાઓમા તંદુરસ્તી કેળવણી વગેરે વિષયોનુ જ્ઞાન મળે એ માટે તેમજ નાના હુન્નરો ઉદ્યોગો અને કેળવણી માટેના વર્ગો પણ ઉઘાડવામા આવ્યા છે જલધર, સતારા અને કોમીલા આ બાબતમા પ્રધાનપદે છે આ કાર્યમા દરેક વર્ગનો સહકાર મેળવવામા આવ્યો છે કરાચીમા આદર્શ ગામડુ સ્થાપવાનો અખતરો પણ ચાલે છે ગ્રામ્ય સુધારણામા હરિજન ઉધ્ધારનો પ્રશ્ન પણ આવી જાય છે અને એ પરત્વે પણ ગામડાઓમા જોરશોર કામ બીજાઓ સાથે ચાલી રહ્યુ છે

બિહારની ખાણમાથી રજા મળી ગયેલી સ્ત્રીઓની સ્થિતિ અને તેમના ભાવિ માટેનો વિચાર કરવા જે યોજના રજુ થઇ હતી તેને અંગે બિહાર સરકારે મીસ ગોપાલચંદના પ્રયાસોને લઇ આ બાબતમા ઘણુ કરવાનુ માથે લીધુ છે અને ઘણી સ્ત્રીઓ માટે નાના નાના હુન્નર ઉદ્યોગમા સ્થાન છે કે નહિ તે નક્કી કરવાના પ્રયાસો ચાલે છે દરમ્યાનમા કાનપુર ખાતેની મીલોની સ્ત્રી મજુરો માટે માનદ ઇન્સ્પેક્ટર નીમવામા આવી છે વણાટકામ તેમજ બીજા ઉદ્યોગો વધે એ હેતુથી પ્રદર્શનો ગોઠવવામા આવે છે તેમજ વર્ગો પણ ચાલે છે ક્ષય તેમજ રક્તપીતીઆઓ માટેની જલંધર તેમજ મદ્રાસની સસ્થાઓ સરસ કામ કરી રહી છે અને કેન્સરના દર્દ માટેની હોસ્પીટાલો ઉઘાડવા માટેના પ્રયાસો થઇ રહ્યા છે દાઇઓનુ કામ શીખવા માટે તેમજ બાળઉછેર માટેના વર્ગો પણ સારી પ્રગતિ કરી રહ્યા છે

ઉપરાંત સંતતિનિયમનના ક્ષેત્રમા ગયા વરસની માસીક રેંગરની હિન્દની મુલાકાતે ઠીક જોશ આપ્યો છે આપણે ત્યા ગરીબ સ્ત્રીઓ માટે સંતતિ નિયમનના ક્લીનીકોની ખાસ જરૂર છે અને મુંબઇ સુરત, મુબઇ, ઇંદોર, મધ્યપ્રાંત અને વડોદરામા એ માટેના ક્લીનીકો પણ સ્થપાયા છે જેનો લાભ ઘણા લે છે

જુદા જુદા વિભાગો આ વર્ષે નવી ધારાસભાઓના, મ્યુનીસીપાલીટીઓના તથા જીલ્લા બોર્ડોના મતદારો નોંધવાના કામમાં રોકાયા હતા. મતાધિકાર ઉપસમિતિ તથા જુદા જુદા વિભાગોએ ઘણું પ્રચારકાર્ય કર્યું હતું. પત્રિકાઓ વહેંચવામાં આવી હતી, અને ઘેરઘેર ફરી મતાધિકારનું મહત્વ સમજાવવામાં આવ્યું હતું. મતદારો તરીકે નોંધાયલી સ્ત્રીઓની સંખ્યા બતાવી આપે છે કે એ પ્રચારકાર્ય કેટલું સફળ થયું હતું. સ્ટેન્ડીંગ કમીટીએ એક મેનીફેસ્ટો તૈયાર કરી જુદા જુદા રાજકીય પક્ષો પર મોકલી આ પરિષદ જે સુધારા ઇચ્છે છે તે માટે તેમના ઉમેદવારોના ટેકાની માગણી કરવામાં આવી હતી

મતાધિકાર અને સમાન શહેરીપણા માટેની આંતર રાષ્ટ્રીય સંસ્થાએ, હિંદની સ્ત્રીઓની રાજકીય, આર્થિક, કેળવણી વિષયક અને કાયદા વિષયક સ્થિતિ વિષે એક નિવેદન હિંદી સરકાર મારફત રાષ્ટ્રસંઘ પર મોકલવાની અરજ કરી હતી. વિમેન્સ ઇંડીઅન એસોસીએશનના સહકાર સાથે આ પરિષદે એક વિગતવાર નિવેદન તૈયાર કરી તે રાષ્ટ્રસંઘ પર સીધું તથા હિંદી સરકાર પર મોકલ્યું હતું પણ કમભાગ્યે હિંદી સરકારે હિંદી સંસ્થાઓ સાથે મસલત કર્યા વિના એક નિવેદન રાષ્ટ્રસંઘ પર તે પહેલાં મોકલી દીધું હતું.

પરિષદની અગત્ય અને તેનું કાર્ય વધવાને લઇને મધ્યસ્થ કચેરી ઉઘાડવાની જરૂર ઉભી થઇ છે. તેમ કરવાથી હિંદમાં અને હિંદ બહાર સ્ત્રીઓના કાર્ય વિષે બહાર પડતા સાહિત્ય સંબંધમાં સારું કાર્ય કરી શકાશે.

ઇંગ્લેંડના, નાના 'લેસન ગ્રુપે' આપણને કીમતી મદદ કરી છે, ઇંગ્લેંડના 'લેસન' અમલદાર મીસીસ લેંકેસ્ટરે કરેલા કાર્ય માટે આપણે તેમના આભારી છીએ. આ વર્ષના 'લેસન ગ્રુપ'નાં પ્રતિનિધિ મીસ અગાથા હેરીસનને આપણે આવકાર આપીએ છીએ.

ઇંગ્લેંડ, ઓસ્ટ્રેલીયા અને સીલોનના આપણા ખાસ મહેમાનો તરીકે આપણે લેડી પ્રોકટર, ડૉ. ન્યોર્ગના સ્ટીટ અને મીસીસ ડેમેક્ષ તથા અમેરિકાથી તથા હોલેન્ડથી મુલાકાતે આવનાર અન્ય સન્નારીઓને આપણે આવકાર આપીએ છીએ. આ મુલાકાતો બતાવી આપે છે કે જુદા જુદા દેશોની સ્ત્રીઓ એક બીજા દેશોમાં રસ લેતી થઇ છે.

પરિષદ જે વિવિધ પ્રવૃત્તિઓ હાથ ધરવા પ્રયત્ન કરે છે તેનો અહેવાલ આપવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. પ્રતિવર્ષ વધતા જતા કાર્યની વિગતોમાં જવું શક્ય નથી. રાષ્ટ્રીય પ્રગતિની આડે રહેલી રૂઢીઓ તથા ખોટા ખ્યાલો આપણે હજી દૂર કરવાના છે. પણ સાથે સાથે આપણે નિરાશ થવાનું નથી. આપણે માટે ભાવિ ઘણું આશાસ્પદ છે. હીમત, નિશ્ચયબળ અને બૌદ્ધિક દૃષ્ટિબિંદુ સાથે આપણે ટુંક સમયમાં પરિષદને સમસ્ત હિંદી સ્ત્રીઓની પ્રતિનિધિ બનાવી શકીશું.



મહિલા પરિષદે જે પ્રશ્નો હાથ ધર્યા છે તે દુનિયાભરની સ્ત્રીઓના પ્રશ્નો છે. અત્યાર સુધી પરિષદનું કાર્ય કેળવણી વિષયક તેમજ સામાજીક સુધારણાઓ પુરતું જ મર્યાદિત રહ્યું છે. પરંતુ એનાં કાર્યક્ષેત્રમાં હવે બધીય રાષ્ટ્રીય પ્રવૃત્તિઓનો સમાવેશ કરવાનો સમય હવે આવી લાગ્યો છે.

રાણી લક્ષ્મીબાઇ રાજવાડે

# અખિલ ભારતીય મહિલા પરિષદ

## અગીઆરમું અધિવેશન : ઠરાવો અને કાર્યવાહી

[ પ્રથમ દિવસ ]

અખિલ હિન્દ મહિલા પરિષદના અગિઆરમા અધિવેશનની શરૂઆત બુધવારે તા. ૨૭મી ડીસેમ્બરની સાંજે ૪ વાગે એલીસબ્રીજ મ્યુ. શાળા પાસે ખાસ બાંધેલા મંડપમાં શ્રીમતી માર્ગરેટ કઝીન્સના પ્રમુખપદે થઇ હતી. હિંદના જુદા જુદા ભાગના પ્રતિનિધિઓ ઉપરાંત ઓસ્ટ્રેલીઆથી ડૉ. જ્યોર્જિના સ્વીટ, ઇંગ્લંડથી મીસ આગાથા હેરીસન, લેડી પ્રોક્ટર અને લંકાથી શ્રીમતી ડીપીરો પણ આ પરિષદમાં હાજરી આપવા આવ્યાં હતાં. પરિષદની કાર્યવાહી અંગ્રેજીમાં થઇ હતી પરિષદની શરૂઆત " આવો વતનની વિદ્યગણીઓ રે " એ ગીતથી થઇ હતી.

શ્રીમતી માર્ગારેટ કઝીન્સે પ્રમુખસ્થાન લીધા બાદ લેડી વિદ્યાગૌરીએ પોતાનું સ્વાગતનું ભાષણ વાંચ્યું હતું. બાદ પરિષદનાં માનદ મંત્રી શ્રીમતી અમ્મુ સ્વામીનાથને બહાર ગામથી આવેલા અગ્રગણ્ય વ્યક્તિઓના સફળતા ઇચ્છતા સંદેશા વાંચી સંભળાવ્યા હતા. મહાત્મા ગાંધીએ આ પરિષદને સફળતા ઇચ્છતાં નીચે મુજબનો સંદેશો આપ્યો હતોઃ " સંદેશા આપતાં હું ધરડો થઇ ગયો જ્યાંસુધી સ્ત્રી પોતાનું સ્વત્વ સંપૂર્ણપણે સિદ્ધ નહિ કરે ત્યાંસુધી હિંદનો સર્વ દિશામાં વિકાસ અશક્ય રહેશે. સ્ત્રી જ્યારે અબળા મટી સબળા થશે ત્યારે આપણા બધા નિર્બળ સબળ બનશે." મ. ગાંધીજી ઉપરાંત ગયા અધિવેશનનાં અ. હિં. મ. પરિષદનાં પ્રમુખ ત્રાવણકોરનાં મહારાણી સેતુ પાર્વતીબાઇ શ્રીમતી સરોજિની નાયડુ, ભાવનગરનાં મહારાણી, વડોદરાનાં મહારાણી, મયુરભંજના મહારાણી સુચારૂદેવી, શ્રીમતી સ્વરૂપરાણી નહેરૂ, પં. જવાહરલાલ નહેરૂ, મિસીસ કોમનવેલ્થીસ, ડૉ. મુથુલક્ષ્મી રેડી, શ્રી હરબિલાસ શારદા, અને સરદાર વાલભભાઇ પટેલના સંદેશા મુખ્ય હતા.

બાદ પરિષદનાં પ્રમુખ શ્રી માર્ગરેટ કઝીન્સે પોતાનું અંગ્રેજી ભાષણ વાંચ્યું. હતું. તેમનું ભાષણ પૂરું થયા બાદ આચાર્ય શ્રી. આનંદશંકર ધ્રુવે પોતાનું છાપેલું અંગ્રેજી ભાષણ વાંચ્યું હતું અને સર એમ. આઇ. કાદરીએ ઉર્દુમાં બે શબ્દ કહ્યા હતા. ઇંગ્લેંડના લેખક-સુધારક મીસ અગાથા હેરીસને એક ટુંકો સંદેશો વાંચી સંભળાવ્યો હતો. ઓસ્ટ્રેલીઆવાળાં ડૉ. જ્યોર્જીના સ્વીટે ઓસ્ટ્રેલીઆની ૧૪ સ્ત્રી સંસ્થાઓના અભિનંદનવાળો સંદેશો કહી સંભળાવ્યો હતો અને બ્રિટનની યંગ વીમેન્સ ક્રિશ્ચિયન એસોસીએશનનો સફળતા ઇચ્છતો સંદેશો લેડી પ્રોક્ટરે આપ્યો હતો. છેવટે, લંકાથી આવેલા શ્રીમતી ડીમેલોએ ત્યાંની સ્ત્રીઓની સહાનુભૂતિનો સંદેશો આપ્યો હતો.

સંદેશાઓ પૂરા થયા પછી રાજકુમારી અમૃતકોરે અહિં મહિલા પરિષદના મધ્યસ્થ દફતરની દિલ્હીમાં સ્થાપના કરવા માટે જરૂરી નાણાંની સહાય માટે અરજ કરી હતી, છેવટે રાણી લક્ષ્મીબાઇ રાજવાડેએ પ્રમુખનો અને બીજાઓનો આભાર માન્યો હતો અને મીસ બીલીમોરીઆએ તેને ટેકો આપ્યો હતો અને પરિષદનું કાર્ય બીજા દિવસ ઉપર મુલતવી રહ્યું હતું.

[ બીજો દિવસ ]

અખિલ હિંદ મહિલા પરિષદની ૧૧ મી બેઠક ગુરૂવારે સવારે ગુજરાત કૉલેજના કીંગ જ્યોર્જ ધી ફીફ્થ હોલમાં મીસીસ કઝીન્સના પ્રમુખપણા નીચે મળી હતી.

પરિષદનું કામકાજ અંગ્રેજીમા ચાલતું હોવાના સબબે પરિષદમાં આવેલી બીજી બહેનોમાં કચવાટની લાગણી ફેલાઇ હતી અને તેને લીધે રિપોર્ટો જ્યારે વંચાતા હતા ત્યારે ઘણો કોલાહલ મચ્યો હતો. બહેનોને શાંત પાડવા પ્રમુખે વારંવાર વિનંતિઓ કરી હતી

તેજ દિવસે બપોરે નીચેના ઠરાવો પસાર થયા હતા.

### સામાજિક ઠરાવો

( ૧ ) શ્રી. કમલા નહેરૂ, શ્રી. અબ્બાસ તૈયબજી. ડૉ. અનસારી. મન્ત્રી જોમચંદ અને ડૉ

જે. ટી. સન્ડરલેન્ડનાં અવસાનો બદલ આ પરિષદ હાર્દિક ખેદ વ્યક્ત કરે છે.

( ૨ ) હરિજનો માટે મંદિરપ્રવેશના ઉદાર પગલા બદલ ત્રાવણકોરનરેશને આ પરિષદ અભિનંદન આપે છે. મહારાણી સેતુ પાર્વતીબાઇને તેમના પ્રમુખપદના વર્ષ દરમ્યાન જ આ પગલું લેવાનું હોવાને કારણે વિશેષ અભિનંદન આપે છે. બીજાં દેશી રાજ્યોને અને બ્રિટિશ હિન્દમાંના મંદિરોની સત્તવાળાઓને આનું અનુકરણ કરવા પરિષદ જણાવે છે.

( ૩ ) તબીબી સહાય અને શોધખોળને ઉત્તેજવામાં કીંગ જ્યોર્જ મેમોરીયલ ફંડ વાપરવાનો સરકારને આ પરિષદ આગ્રહ કરે છે.

( ૪ ) દેશના શાસનમાં-સ્થાનિક મધ્યસ્થ તેમજ પ્રાંતિક-સ્ત્રીઓએ હવે યોગ્ય ભાગ લેવો જોઇએ તેમ આ પરિષદ ભારપૂર્વક જાહેર કરે છે. અને ધારામંડળોમાં સ્ત્રીઓ માટેની બેઠકો સંબંધે સરહદ પ્રાંત અને આસામમાં અખત્યાર થયેલી ભિન્નભિન્ન નીતિ સામે પરિષદ સખ્ત વિરોધ દર્શાવે છે.

( ૫ ) સ્ત્રીઓની કાયદેસરની ગેરલાયકાતો સંબંધીનું બીલ ધારાસભામાં રજુ કરી શકાય તે માટે વડોદરા અને મહેસુરના કાયદાઓનાં ધોરણે એક વિશાળ નિવેદન તૈયાર કરવાની આ પરિષદ સ્ત્રીઓની કાયદેસરની ગેરલાયકાતોની ખાસ સમિતિને સત્તા આપે છે.

( ૬ ) (અ) વડી ધારાસભામાં દાખલ થયેલાં (૧) હિંદુ આંતરજ્ઞાતીય લગ્ન બીલ, (૨) મુસ્લીમ પર્સનલ લૉ ( શરીયત ) બીલ, (૩) આર્ય લગ્ન વેલીડેશન ( કાયદેસર કરાવતું ) બીલ અને અમુક વર્ગોની હિંદુઓની કાયદાથી નિયત થયેલી ગેરલાયકાતો દૂર કરતું બીલ એટલાં બીલો સ્ત્રીઓના દરજ્જાને સુધારક હોવાથી આ પરિષદ તેને ટેકો આપે છે અને સાથે સાથે જણાવે છે કે હવે એવો વખત આવી લાગ્યો છે કે જ્યારે આવા થાગા થીંગડા કરે કરવામાં આવતા કાયદાને બદલે આખા દેશની જનતના દરેક લગ્નો એકજ વિશાળ ધોરણ મુજબનો કાયદો ઘડવો જોઇએ. (૨) દેશમુખના હિંદુ સ્ત્રીઓના વારસા હકને લગતા બીલને, પુત્રીઓ અને બીજાં સ્ત્રી વારસોના હકની અવગણના કરી ફક્ત વિધવાઓની તરફેણમાં સંકુચિત કરી સીલેક્ટ કમિટિને સોંપવામાં આવ્યું છે તે માટે આ પરિષદ દિલગીરી દર્શાવે છે. (૩) ધારાસભામાંના સમાજ સુધારાને લગતાં બધાં બીલો પ્રગતિ વિના પડી રહેલાં હોવા માટે દિલગીરી દર્શાવી પરિષદ સરકારને અને સભ્યોને તે પસાર કરાવવાને બનતા પ્રયત્નો કરવા આગ્રહ કરે છે.

(૭)(૧) આ પરિષદ લાગતાંવળગતા સત્તાવાળાઓને સ્ત્રીઓ અને બાળકોના અનીતિ માટે થતા વેપારને અટકાવવા વધુ સખ્ત પગલાં ભરવા વિનતી કરે છે અને સરકાર અને જાહેર પ્રજાને આગ્રહ કરે છે કે જ્યાં જ્યાં ગુંડાઓના હાથમાંથી બચાવેલાંઓ માટે આશ્રયસ્થાનો ન હોય ત્યાં તેની વગર વિલંબે ગોઠવણ કરવી. (ખ) સિંધમાં તેમજ બીજે મેળાઓમાં કુટણખાનાં ઉભાં કરવાની ચાલતી પ્રથા સામે આ પરિષદ પોતાનો સખ્ત વિરોધ દર્શાવી તેને દાબી દેવાને તાકીદે પગલાં લેવાનો સત્તાવાળાઓને આગ્રહ કરે છે.

(૮) પરિષદ દરેક સભ્યને ગ્રામોદ્ધાર ચળવળમાં વધુ ને વધુ સક્રિય ભાગ લેવાની અને પોતાની જરૂરિઆતે સ્વદેશી બનાવટો અને ગૃહઉદ્યોગની બનાવટો પુરતી, નિયંત્રિત રાખવા વિનતિ કરે છે.

(૯) બાળલગ્ન પ્રતિબંધક કાયદો કાયદો જોઇતો અસરકારક નહિ નિવડવાથી તે પોતાનો એવો અભિપ્રાય ફરીથી જાહેર કરે છે કે તેમાં સુધારો કરનારું બી. બી. દાસનું બીલ વગર ઢીલે પસાર કરવું જોઇએ. વળી બાળલગ્ન વિરોધક ચળવળ દેશમાં અને ખાસ કરી ગામડાંમાં બમણા જોરથી ઉપાડવા જણાવે છે.

( ૧૦ ) રેલ્વેના ત્રીજા વર્ગના ઉતારૂઓ અને ખાસ કરીને સ્ત્રી ઉતારૂઓની હાડમારીઓ તરફ વારંવાર ધ્યાન ખેંચવા છતાં રેલ્વેની બેદરકારી માટે ઉગ્ર દીલગીરી દર્શાવી તે દૂર કરવાની આ પરિષદ માગણી કરે છે.

( ૧૧ ) ( ક ) આ પરિષદ કોઇક ફીલ્મ કંપનીએ ' ઝાંસીની રાણી ' નામક નાટકમાં રાણીના ચારિત્ર્ય ઉપર ગંભીર આક્ષેપો કરવાના કરેલા પ્રયત્ન સામે સખ્ત વિરોધ દર્શાવે છે. ( ખ ) બાળલગ્નના પ્રશ્ન સંબંધમાં લંડન ' ટાઇમ્સ 'માં મીસ રેથબોને લખેલા પત્રમાં જે નિવેદન કર્યું છે તે સામે આ પરિષદ સખ્ત વિરોધ જાહેર કરે

છે. એને પરિષદ ઘણુંજ વાંધા ભર્યું અને હિન્દીઓ જે વિચારો નથી ધરાવતા તે જણાવનારૂં માને છે અને મીસ મેયોએ તેમને પોતાને તેમજ દેશને હાની પાડે એવી રીતે પોતાનાજ દેશ સંબંધમાં ગેરસમજ ફેલાવી છે તે માટે પરિષદ દિલગિરિ દર્શાવે છે. (ગ) આ પરિષદ આ પ્રકારના લખાણને હિંદની સ્ત્રીઓને અને હિંદી પ્રજાને આવા સઘળા હલકટ પ્રયત્નો સામે દેશભરમાં ઝુંબેશ ઉપાડવા જણાવે છે કે જેથી પરદેશી લેખકો પોતાના નીચ હેતુઓ સાધવાને અતિશયોક્તિ ભરેલા નિવેદનોને વિકૃત રીતે રજુ કરવાની હિંમત કરે નહીં. પરદેશી સ્ત્રીઓ અને સરકારોને પણ આવા હલકા પ્રચારને અટકાવવા પરિષદ જણાવે છે.

(૧૨) આ પરિષદ જુદાં જુદાં સામયિકોમાં આવતાં બિભત્સ જાહેર ખબરો અને લખાણો સ્ત્રી જાતિને અપમાનજનક હોવાથી તે સામે સખત વિરોધ દર્શાવી છાપાખાનાઓને તે દૂર કરવા અપીલ કરે છે અને તે દબાવી દેવા પ્રેસ એક્ટમાં સખત કલમો દાખલ કરવા સરકારને જણાવે છે.

(૧૩) પરિષદ જ્યાં જ્યાં 'ચીલ્ડ્રન્સ એક્ટ' ન હોય ત્યાં ત્યાં તે કરવાની જરૂર ઉપર સત્તાવાળાઓનું ધ્યાન ખેંચે છે અને સમાજસેવકોને નિરાશ્રિત સ્ત્રીઓ દેવદાસીઓ અને નિર્બળ માનસવાળાં બાળકોની સંભાળ માટે બનતા બધા પ્રયત્નો કરવા આગ્રહ કરે છે

(૧૪) જન્મ, લગ્ન અને મરણની ફરજીઆત નોંધણીનો ધારો ઘડવા પરિષદ હિંદી સરકાર અને દેશી રાજ્યોને જણાવે છે.

કેળવણીને લગતા ઠરાવો

(૧૫) (અ) નિરક્ષરતા સામેના યુદ્ધને વધુ જોરદાર કરવાને આ પરિષદ દરેક મતદાર મંડળને, આ કાર્ય કરી દર છ મહિને પરિષદને રિપોર્ટ કરવા ખાસ પેટા કમિટિ નીમવા ભલામણ કરે છે (બ) પુખ્ત ઉમરનાની કેળવણી માટે આપણાં મતદારો અને બીજી જાહેર અને ખાનગી સંસ્થાઓ તરફથી થતા કામ માટે સંતોષ બતાવે છે અને મતદાર સંઘોને તેવા કાર્યકર્તાઓ સાથે સહકાર કરવા તથા વધુ ખંતથી પ્રયાસ કરવા આગ્રહ કરે છે. (ક) બ્રોડકાસ્ટીંગના સત્તાવાળાઓને રેડીઓ દ્વારા આ કામ ઉપાડવાં અને તે સંબંધી યોજના ઘડવા દરેક પ્રાંતમાં સ્ત્રીઓ સાથેની કમિટિ નિમવા સૂચવે છે.

(૧૬) દરેક મતદાર મંડળને હિંદુસ્થાનીનો પ્રચાર કરવા દરેક કેળવણી વિષયક સંસ્થામાં તે શિખવવા, યુનીવર્સિટીને તે અભ્યાસક્રમમાં દાખલ કરવા જણાવે છે. અને એવો અભિપ્રાય ધરાવે છે કે હિંદી ભાષા વધુ પડતા સંસ્કૃત કે ફારસી શબ્દો વગરની અને દેવનાગરી, ઉર્દુ કે રોમન લીપીમાં લખવાની છુટ વાળી હોવી જોઈએ.

(૧૭) મેટ્રીક્યુલેશનની અને સ્કુલ લીવીંગની પરીક્ષાને બે જુદી જુદી પરીક્ષાઓ તરીકે લેવા માટે તાકીદે પગલાં લેવાં બધાં કેળવણીનાં ખાતાંઓને તથા યુનિવરસીટીઓને પરિષદ આગ્રહ કરે છે

(૧૮) કેળવણીના મથકોએ સ્ત્રીવિદ્યાર્થીઓ માટે બીનખર્ચે રહેવાની હોસ્ટેલની પૂરતી સગવડોની માગણીઓ કરતો,

(૧૯) શાળાઓમાં ફરજીઆત તબીબી તપાસ અને ઉપચાર માટે કાયદાની માગણી કરતો,

(૨૦) સરહદી પ્રાંતની સ્ત્રીઓની ગર્લ્સ કોલેજની માગણીને ટેકો આપતા ઠરાવો પણ થયા હતા.

સામાન્ય ઠરાવો

(૨૧) સ્ત્રીઓ તથા બાળકોના હિતને લગતા કાયદા સબંધે, તેના યોગ્ય ગુણદોષ જાણી શકાય તે માટે તેમજ સ્ત્રીઓ તથા બાળકોને લગતી બાબતો વિષે સરકાર તરફથી પરદેશ મોકલાતાં અગર પ્રસિદ્ધ થતા નિવેદનો, વાદો વગેરેમાં સરકારે હિંદની પ્રતિનિધિત્વ ધરાવતી સ્ત્રીસંસ્થાઓની સલાહ લેવાનું જણાવતો;

(૨૨) કાયમની મધ્યસ્થ ઓફીસ દિલ્હી ખાતે સ્થાપવાના સ્ટેન્ડીંગ કમિટીના નિર્ણયને અને જનતાને ફંડની અપીલ કરતો, સામાન્ય બેઠકો માટે સ્ત્રી ઉમેદવારો ઉભા કરવાની રાષ્ટ્રપતિના પાર્લા. કમિટીઓ પરના સૂચનને આવકારતો,

(૨૩) ડેલીગેટોને કન્સેશન આપવા બાબત રેલ્વેઓને અને જુદી જુદી રેલ્વેઓનો આભાર માનતા ઠરાવો પણ થયા હતા.

શ્રમજીવીઓને લગતા ઠરાવો

(૨૪) બેકારીનિવારણના પ્રશ્ન પર સરકારે ગંભીર ધ્યાન આપવાની જરૂર જણાવી તેની યોજનામાં હિંદનાં મજુરીનાં સાધનોનો ઉપયોગ કરવાનો આગ્રહ કરતો અને કામદારોના યુવને સ્વાશ્રયનો અધિક સિદ્ધાંત લાગુ પાડી શકવાનું જાહેર કરતો.

(૨૫) કામદારો માટે તાકીદે સામાજીક વીમાની યોજનાઓની ભલામણ કરતો.

(૨૬) અખિલ હિંદ મેટરનીટી બેનીફીટસ એક્ટ હિંદભરમાં અમલમાં લાવવાનો આગ્રહ કરતો,

(૨૭) શ્રમજીવીઓને વધુ સારાં મકાનોની સગવડો આપવાની જરૂર પર સત્તાવાળાએ વહેલીટે ધ્યાન આપવાની માગણી કરતા ઠરાવો પણ થયા હતા.

[ ત્રીજો દિવસ ]

અખિલ હિંદ મહિલા પરિષદના અગિયારમાં અધિવેશનનો શુક્રવારે ત્રીજો દિવસ હતો સવારે ૯ થી સાડાદશ સુધી પરિષદને અંગે બહાર ગામથી આવેલાં પ્રતિનિધિઓ વિગેરે અમદાવાદમાં જોવાલાયક સ્થળો જોવા ગયા હતા. ત્યાંથી બધા ગુજરાત કોલેજમા જયોજ ધી ફીફ્થ હોલમા મળનારી પરિષદની ખુલી બેઠકમાં ગયા હતાં. સવારે સાડાદશથી સાડા બાર સુધી અને બપોરે ૨ થી સાડાચાર સુધી ગુરૂવારે થયેલા ઠરાવો ઉપર રસમય ચર્ચાઓ થઇ હતી. પરિષદની તે દિવસની કાર્યવહી પૂરી થતા બધા ગાર્ડન પાર્ટીમાં ઉપડી ગયા હતા.

[ ચોથો દિવસ ]

શનિવારે સવારે કીંગજ્યોર્જ ધી ફીફ્થ હોલમાં તેમજ બપોરે તેની જગ્યાએ ખુલ્લી બેઠક મળી હતી. આ પરિષદનો છેલ્લો દિવસ હોવાથી સ્ત્રીઓની સંખ્યા સારા પ્રમાણમા હતી.

આ બેઠકમાં આગાઉ રજુ થઇ ગયેલા ઠરાવો ઉપર ખૂબ રસપૂર્ણ ચર્ચાઓ થઇ હતી. ત્યારબાદ બપોરે આવતા વર્ષ માટે ઓફેદારોની ચુટણીને લગતું કામ હાથ ધરવામાં આવ્યું હતું અને તેમાં નીચે પ્રમાણે ચુંટણીઓ થયેલી જાહેર કરવામાં આવી હતી:

પ્રમુખ: મીસીસ કઝીન્સ, ઉપપ્રમુખો: શ્રી. રાજકુમારી અમૃતકુંવર, શ્રી. રાણી રાજવડે, મીસીસ હમીદઅલી, મીસીસ હંસા મહેતા, મીસીસ શારદા મહેતા અને મીસીસ મુકરજી.

ઓર્ગેનાઇઝીંગ સેક્રેટરી: મીસીસ દીના આસાના, સોશીયલ સેક્રેટરી: મીસીસ ડોક્ટર, કેળવણી ખાતના સેક્રેટરી: મીસ લાઝરસ, ટ્રેઝરર: મીસીસ ખીલ્લામોરીઆ.

ત્યારબાદ સ્ટે. કમિટીના ચેરમેન તરીકે મીસીસ અમ્મુસ્વામીનાથનની ચૂટણી થઇ હતી અને તેમને તેમની કમિટીના સભ્યો નીમવાની સત્તા આપવામાં આવી હતી.

બાદ સ્વાગત સમિતિના પ્રમુખે પ્રતિનિધિઓ અને બહારગામના મહેમાનોનો તેમજ આ પરિષદને ફતેહમંદ બનાવવા માટે જે વ્યક્તિઓ અને સંસ્થાઓએ સહાય આપી છે તે દરેકનો આભાર માન્યો હતો તેમજ બહારગામનાં પ્રતિનિધિઓ અને પ્રેક્ષકોએ સ્વાગત સમિતિનો આભાર માન્યો હતો.

છેવટે હારતોરા થયા બાદ પ્રમુખે પોતાની નાદુરસ્ત તબિયતને લઇ થોડું વિવેચન કરી પરિષદમા થયેલા ઠરાવો વગેરેને સક્રીય અમલમાં મુકવાનું જાહેર કરી બધાનો આભાર માની પરિષદનું કામ ખતમ થયેલું જાહેર કર્યું હતું.

પછીથી બધા સાંજે વિક્ટોરિઆ ગાર્ડનમાં ગાર્ડનપાર્ટીમાં ઉપડી ગયાં હતાં.

## પ્રમુખનું સન્માન

મહિલા પરિષદના પ્રમુખ-ઉપપ્રમુખ તથા પ્રતિનિધિઓનું અમદાવાદની નીચે જણાવેલી સંસ્થાઓ તરફથી બુધવારે તા. ૨૩ મીએ સાંજે ૬ વાગે પ્રીતમનગરમાં પરિષદના મંડપમાં સ્વાગત કરવામાં આવ્યુ હતું: મહિલા મંડળ. મહાલક્ષ્મી ટ્રેનીંગ કોલેજ. ગુજરાત લેડીઝ ક્લબ, મહિલા પાઠશાળા, મ્યુ ગર્લ્સ હાઇસ્કુલ, સાઠોદરા નાગર સ્ત્રી સમાજ, પ્રીતમનગર ભગિની સમાજ, વનિતા વિશ્રમ, શારદા મંદિર, સરકારી ગર્લ્સ હાઇસ્કુલ, સ્ત્રી કેળવણી મંડળ, વીમેન્સ કાઉન્સિલ, જમનાબાઇ સરસ્વતી મંદિર, ધનબાઇ દલાલ જરથોસ્તી સ્ત્રી મંડળ, બહ્દ ભગિની સમાજ, ખડાયતા ભગિની સમાજ, ભગિની મંડળ ( મણીનગર ) અને વિસનગરા નાગર સ્ત્રી સમાજ. સ્વાગત કરતાં જણાવવામાં આવ્યું હતું કે અમદાવાદની સ્ત્રી સંસ્થાઓ અમારા કાર્યક્ષેત્રમાં યથાશક્તિ કાર્ય કરીએ છીએ અને જે ધ્યેય પરિષદનું છે તે અમારું પણ લક્ષ્યબિન્દુ છે. આપને અગ્રણી તરીકે માનીને આપની પાસે માર્ગસૂચનની અપેક્ષા રાખીએ છીએ અને આપની હાજરી અમોને પ્રેરણાત્મક નીવડશે એવી આશા રાખીએ છીએ ત્યારબાદ દરેક સંસ્થાના સંચાલક તરફથી પ્રમુખને હાર પહેરાવવામાં આવ્યા હતા. બાદ રાત્રે સાત વાગે મ્યુ. સભ્યો તરફથી મ્યુ. કમ્પાઉન્ડમાં પરિષદનાં પ્રમુખ મીસીસ કઝીન્સ તથા પરિષદને અંગે આવેલા મહેમાનોનાં સત્કારાર્થે એક મેળાવડો યોજવામાં આવ્યો હતો અને પરસ્પર પરિચયની વિધિ બાદ રીફ્રેશમેન્ટ લઇ સૌ વિખરાયાં હતાં

# પ્રાસંગિક નોંધ

## [ ૧ ] અમદાવાદનું અધિવેશન

લેખિકા : શ્રીમતી અમ્મુ સ્વામીનાથન

અખિલ ભારતીય મહિલા પરિષદનું અગીઆરમું અધિવેશન મીસીસ એમ. ઇ. કઝીન્સના પ્રમુખપદે અમદાવાદમાં ડીસેમ્બરની તા. ૨૩ મીથી તા. ૨૬ મી સુધી મળ્યું હતું. તા. ૨૩ મીની બપોરે પરિષદની ખુલ્લી બેઠક સુંદર શામીઆણામાં મળી હતી અને તેમાં ગુજરાત અને ગુજરાત બહારના જાણીતા સ્ત્રીપુરૂષોની બે હજાર જેટલી સંખ્યાએ હાજરી આપી હતી. મીસીસ માર્ગરેટ કઝીન્સનું પ્રમુખ તરીકેનું વ્યાખ્યાન પ્રેરણાત્મક હતું અને એને ઘણો જ ઉત્સાહપ્રેરક આવકાર મળ્યો હતો. બનારસ હિન્દુ યુનીવર્સીટીના માજી પ્રો વાઇસચાન્સેલર શ્રી આનંદશંકર ધ્રુવે એ પ્રસંગે સુંદર વ્યાખ્યાન કર્યું હતું. અને તેમાં મુખ્યત્વે કેળવણીને લગતા સુધારાઓની ચર્ચા કરી હતી.

હિન્દના બધાય ભાગોમાંથી પરિષદને સફળતા ઇચ્છતા સંદેશાઓ પરિષદને મળ્યા હતા. યુરોપ અને જાપાનની આગેવાન મહિલા સંસ્થાઓ તરફથી પણ સંદેશા મળ્યા હતા. એ સંદેશામાં ઉલ્લેખ કરવા જોગ મહાત્મા ગાંધી, શ્રીમતી સરોજિની નાયડુ, ત્રાવણકોરના નામ. મહારાણી સેતુ પાર્વતીબાઇ, હૈદ્રાબાદનાં નામ. રાજકુમારી, વડોદરાના નામ. મહારાણી, ડૉ. રવીન્દ્રનાથ ટાગોર, પં. જવાહરલાલ નહેરૂ, મીસીસ ડોરથી એલ્મી અને બીજાઓના હતા. પરિષદના ખાસ આમંત્રણથી ખાસ ચાર મહેમાનો પરિષદમાં હાજર રહ્યા હતા. ઓસ્ટ્રેલીયાના ડૉ. જ્યોર્જીના સ્વીટ, મીસ આગાથા હેરીસન, સીલોનનાં મીસીસ ડી મેલ અને ઇગ્લાંડથી લેડી એચ. એમ. પ્રોક્ટર. તેઓ તેમના દેશની સ્ત્રી સંસ્થાઓ તરફથી શુભેચ્છાના સંદેશા લાવ્યાં હતાં. આ ખાસ આમંત્રીત મહેમાનો ઉપરાંત અમેરીકા, હોલાન્ડ, સ્વીટ્ઝરલેંડ, અને ઇગ્લાંડથી વિદેશી મહેમાનોની ઠીક ઠીક સંખ્યા હાજર રહી હતી પરિષદના કાર્યમાં એ સર્વેએ તીવ્ર રસ બતાવ્યો હતો

સ્વાગત સમિતિના પ્રમુખ લેડી વિદ્યાગૌરી નીલકંઠે બધાય પ્રતિનિધિઓ અને બીજાઓને તેમના ઘણા જ રસિક વ્યાખ્યાન દ્વારા આવકાર આપ્યો હતો. સૌ કોઇ જાણે છે તેમ શ્રીમતી લેડી વિદ્યાગૌરી ગુજરાતની આગેવાન વ્યક્તિ છે. શિક્ષણ અને સામાજીક સુધારાની બાબતમાં તેઓ અગ્રેસર હોઇને તેમના અવિરત ઉત્સાહ અને સતત પરિશ્રમથી તરૂણ વર્ગને તેઓ સતત પ્રેરણા આપી રહ્યા છે.

આ વર્ષની પરિષદનું એક મુખ્ય લક્ષણ એ હતુ કે, ખુલ્લા અધિવેશનના ત્રણેય દિવસોમાં ગુજરાતભરમાંથી હજાર જેટલી સ્ત્રીઓ હાજર રહી હતી અને પરિષદના કામકાજમાં તેમણે તીવ્ર રસ લીધો હતો સામાજીક, મજુર અને કેળવણી વિષયક કેટલાક ઠરાવો થયા હતા અને તેના ઉપર કાયમી સમિતિના સભ્યોએ તેમજ પ્રતિનિધિઓએ હિંદી, ગુજરાતી અને અંગ્રેજીમાં વ્યાખ્યાનો કર્યાં હતા.

અખિલભારતીય મહિલા પરિષદની મધ્યસ્થ કચેરીના પ્રશ્ન ઉપર પૂરેપૂરી ચર્ચા થઇ હતી અને ખર્ચ ચલાવવા પૂરતી અમુક રકમ એકઠી થાય કે તરતજ દિલ્હીમાં કચેરી શરૂ કરી દેવી એવો નિર્ણય થયો હતો દરમ્યાન મધ્યસ્થ કચેરીના કામકાજ માટે એક પગારદાર સ્ત્રી મંત્રીની નિમણુંક થશે અને વર્ષ દરમ્યાન ઓનરરી ઓરગેનાઇઝીંગ સેક્રેટરીના હાથ હેઠળ તે તાલીમ પામશે. છેલ્લા થોડાંક વર્ષોથી આવી મધ્યસ્થ કચેરીની જરૂર ઉપસ્થિત થઇ હતી. કારણ કે પરિષદનું કાર્ય ઝડપભેર વધી રહ્યું છે. એટલે આ કચેરીની સ્થા-

પના માટે જોઇતાં નાણાં એકઠાં કરવા માટે બધાય વિભાગો પ્રયત્નો કરશે એવી મને આશા છે. મધ્યસ્થ કચેરીના ફંડ માટે ફાળો આપવાની અપીલ પરિષદની ખુલ્લી બેઠકમાં પહેલે દિવસે રાજકુમારી અમૃતકુંવરે કરી હતી. એ અપીલનો યોગ્ય ઉત્તર મળશે એવી મને આશા છે.

પ્રતિનિધિઓના રહેવા માટે કરેલી ઘણીજ સુંદર વ્યવસ્થા માટે સ્વાગત સમિતિને અભિનંદન આપવું ઘટે. અમદાવાદમાંનાં અમારા નિવાસને આટલો સુખદ અને સગવડભર્યો બનાવનાર સર્વેના અમે ઋણી છીએ. એ થોડાક દિવસોના સુખદ સ્મરણો સૌ કોઇ લઇ ગયું હશે એવી મને ખાત્રી છે.

પરિષદ માટે સ્વાગત સમિતિના સભ્યોએ યોજેલ રંજન કાર્યક્રમ ઘણોજ આહ્લાદક હતો. જુદા જુદા પ્રકારના ગરબાએ સૌને આનંદ આપ્યો હતો. કાર્યક્રમમાં 'મણિપુરી' નૃત્યોનો સમાવેશ થયો હતો અને તેણે કાર્યક્રમને સફળ બનાવવામાં ઉમદા ફાળો આપ્યો હતો.

ફલટણનાં રાણીસાહેબા જેઓ પરિષદમાં પ્રેક્ષક તરીકે હાજર હતાં તેમણે આવતા ઓગસ્ટમાં કાયમી સમિતિની છમાસિક બેઠક ફલટણમાં ભરવાનું ઉમળકાભર્યું આમંત્રણ આપ્યું હતું તે સ્વીકારવામાં આવ્યું હતું.

વર્ષ દરમ્યાન પરિષદે પસાર કરેલા ઠરાવોનું પાલન થશે અને આપણે પાછાં આવતી બેઠકમાં મળીએ તે પહેલાં આપણે કરેલા કાર્યનો સારો હેવાલ રજુ કરી શકીશું એવી મને આશા છે.

## [ ૨ ] મુંબઇનું કલાપ્રદર્શન

મુંબઇની આર્ટ સોસાયટીનાં કલા પ્રદર્શનમાં .: સ્ત્રી ચિત્રકારે સર્વોપરી વિજય પ્રાપ્ત કર્યો છે. ટાઉન હોલમાં ભરાયલાં કલા પ્રદર્શનમાં, પ્રદર્શનમાંના સર્વોત્તમ ચિત્ર માટેનો આર્ટ સોસાયટીનો સુવર્ણચંદ્રક કુમારી અમૃત શેરગીલને મળ્યો છે.

"તરૂણીઓ" એવા શીર્ષક હેઠળનું ચિત્ર આ ચંદ્રક મેળવવા ભાગ્યશાળી નીવડ્યું છે.

વિચારમગ્ન દશામાં ત્રણ હિંદી તરૂણીઓનું અર્વાચીન પદ્ધતિએ આ ચિત્રમાં સંયોજન કરવામાં આવ્યું છે. એની સ્પષ્ટ રેખાઓ અને સાદું છતાં અસરકારક રંગવિધાન આ તરૂણ કલાકારની કૃતિ તરફ સહેજે ધ્યાન ખેંચી લે છે. કલાકાર તરીકે અપૂર્વ પ્રતિભા દાખવનારી આ તરૂણીનાં ચિત્રોનું પ્રદર્શન નવેંબર માસ દરમ્યાન મુંબઇ ખાતે ભરઇ ગયું હતું. મુંબઇના કલા પ્રદર્શનમાં આમ એની કદર થઇ છે. આ ઉપરાંત બીજી પણ એક બે કૃતિઓ આ પ્રદર્શનમાં રજુ થઇ છે.

કુમારી અમૃત શેરગીલને આ સુવર્ણચંદ્રક ઉપરાંત સ્વ૦ રા. બ. એલ. વી. રાજાશ્રય સ્મારક ઇનામ રૂા. ૨૨૫નું પણ મળ્યું છે. આ બહેનનો પરિચય 'ગુણસુન્દરી' ના દીપોત્સવી અંકમાં અપાયો છે.

આ કલા પ્રદર્શનમાં અન્ય સ્ત્રી ચિત્રકારોની કૃતિઓ પણ રજુ થએલી છે. તે પૈકી ઇનામો કે પારિતોષિકો મેળવનારી કૃતિઓનો ઉલ્લેખ કરીએ. મીસીસ કે. નિશાન બ્યન્ડેલને કોપરશીલ્ડ આર્ટ રિક્ષ્ઝમાં 'ગધેડા પર સ્વારી કરતો છોકરો' નામના ચિત્ર માટે રૌપ્યચંદ્રક આપવામાં આવ્યો છે.

મીસ એન્જેલા ત્રીનીદાડને સર કાવસજી જહાંગીર પારિતોષિકના રૂ. ૧૦૦)માંથી અર્ધું ઇનામ મળ્યું છે. મીસ વિમલ ભાગવતને 'જીવતાં કે મરેલા' એવાં શીર્ષક હેઠળ તેલ ચિત્ર માટે 'ટાઇમ્સ ઓફ ઇન્ડીયા'નું રૂ. ૧૦૦)નું પારિતોષિક મળ્યું છે. મીસીસ રૂમી દાલાલ, મીસ એલ. પેન્ટલેંડ, મેરી હેન્ડરસન, મીસીસ ડેવીડ મુરે, મીસીસ એમ. એમ ડોવન અને મીસીસ બાગડા, કુમારી માઢી દેસાઇ, ને જુદાં જુદાં પારિતોષિક રોકડ રકમનાં મળ્યાં છે. ઉપરાંત કુમારી નીમંજા મીનીવાળા, કુમારી શકુન્તલા દીવાન, મીસીસ ઇન્દુમતી રૂપકૃષ્ણને જુદા જુદા વિભાગોમાંની તેમની કૃતિઓ માટે પ્રમાણપત્રો મળ્યાં છે.

## [ ૩ ] સ્વ. લેડી ઇસાબેલ એબરડીન

બ્રિટન અને બ્રિટિશ સંસ્થાનોની અર્ધી સદી પર્યંત સામાજીક સેવા કરનાર અને આંતરરાષ્ટ્રીય નારીજગતમાં સન્માનીય પદ ધરાવનાર મહિલા લેડી ઇસાબેલ એબરડીન ( માર્શીઓનેસ ઓફ એબરડીન ) જાન્યુઆરીની તા. ૫ મીએ ૮૯ વર્ષની બુઝર્ગ વયે અવસાન પામ્યાં છે.

લેડી ઇસાબેલ વર્ષો સુધી આંતરરાષ્ટ્રીય મહિલા સભા (International Council of Woman)

ના પ્રમુખ હતા એ પદેથી વૃદ્ધ વયને કારણે તેમણે આ વર્ષે જ નિવૃત્તિ લીધી હતી

લેડી ઇસાબેલ એબરડીન બ્રિટિશ મેડીકલ એસોસીએશનમા ચુટાનાર સૌથી પ્રથમ સ્ત્રી હતા ૧૮૧૯ મા સુપ્રેડ પરિષ ના કોંગ્રેસના કમીશન સમક્ષ મહિલા સભાનુ પ્રતિનિધિમડળ તેમની આગેવાની હેઠળ ગયુ હતુ એ વેળા કોંગ્રેસમા સ્ત્રીઓ માટે સમાન દરજ્જાની તેમણે માગણી કરી હતી અને એમા તેઓ વિજયવત નીવડયા હતા

વીસ વર્ષની વયે એબરડીનના અર્લ સાથે તેમનુ લગ્ન થયુ હતુ એમના પતિની મિલકતના વિસ્તારમા તેમણે નોકરો અને સ્ત્રી વર્ગ માટે શિક્ષણ વગેરેની જોગવાઇ કરતી સસ્થા સ્થાપી હતી. અને સામાજિક સમારભો, સગીત, રમત ગમત, ચીત્રકળા, સીવણકામ, વગેરેના વર્ગોની પણ યોજના કરેલા હતા.

લેડી ઇસાબેલ ઓટાવામા હતા ત્યારે ૧૮૭૩ મ, આતરરાષ્ટ્રીય મહિલા સભાના પ્રમુખ તરીકે, તેમણે, કેનેડાની સ્ત્રીઓની રાષ્ટ્રીય સભાની સ્થાપના કરવામા સહાય કરી હતી એજ વરસમા ચીકાગોના વિશ્વ પ્રદર્શનમા તેમણે આયરીશ ગામડાઓના કામકાજને લગતુ પ્રદર્શન ખુલ્લુ મુક્યુ હતુ

સસ્થાનો માટે આશીર્વાદ રૂપ થઇ પડેલ નર્સો માટેનો વીક્ટોરીયન ઓર્ડર સ્થાપવામા પણ તેમનો હિસ્સો આગળ પડતો હતો

આયર્લેન્ડ મા તેમના પતિ વાઇસરોય તરીકે બીજી વાર ગયા હતા તે વેળા આયર્લેન્ડની સ્ત્રીઓના સુવાવડના અગે થતા ભારે મરણ પ્રમાણ પ્રત્યે તેમનુ ધ્યાન ખેચાયુ હતુ આથી તેમણે સ્ત્રીઓની નેશનલ હેલ્થ એસોસીએશન નામની સસ્થા સ્થાપી હતી આ સસ્થા રોગોનો સામનો કરવાને રોકોને શીખવવાની ઉપરાત બાળકો માટે દુધ પણ પૂરુ પાડતી આને પરિણામે ક્ષયથી નીપજતા મરણોની સખ્યામા ઘણો ઘટાડો થયો. તેમના આ કાર્યને અગે જ બ્રિટિશ મેડીકલ એસોસીએશનના પ્રથમ સ્ત્રી સભ્ય તરીકે તેમની ચુટણી થઇ હતી

આમ આયર્લેન્ડના ગૃહ ઉદ્યોગોના વિકાસ માટે તેમજ રેડક્રોસ કાર્યની હોસ્પિટલો વગેરે સગવડો આપવામા તેમણે ભાગ લીધો હતો

આતરરાષ્ટ્રીય મહિલા સભાના તેઓ કેટલીય વાર પ્રમુખ ચુટાયા હતા તેમણે એ પદેથી ગ્રેટ બ્રિટન અને આયર્લેન્ડની સ્ત્રીઓનુ રાષ્ટ્રીય કાઉન્સીલના રૂપમા સગઠન કર્યુ હતુ મહિલા સભાના પ્રમુખ તરીકે તેમણે ૧૯૨૬ મા બાલ્કન પ્રદેશની ત્યાની સ્ત્રીઓનો સહકાર મેળવવા માટે મુસાફરી કરી હતી ૧૮૩૧ મા તેમની સેવાઓના માનમા તેમને ઓર્ડર ઓફ ધી બ્રિટિશ એમ્પાયર ( ઓ બી ઇ ) નો માનદ ક્રોસ આપવામા આવ્યો હતો

લડનની લીગીયમ ક્લબના તેઓ પ્રમુખ હતા ઉપરાત લેખિકા પણ હતા ગયે વર્ષે જ તેમની The making of a Scottish Granny ' પ્રગટ થઇ હતી

લેડી ઇસાબેલના અવસાનથી આતરરાષ્ટ્રીય મહિલા જગતે એક પ્રખર આગેવાન ગુમાવી છે

## [ ૪ ] લેટીન અમેરિકાની સ્ત્રીઓ

સદીઓના ગુલામી અને ઘરકુકડી જેવા જીવન માથી લેટીન અમેરિકાની સ્ત્રીઓ હવે જાગી છે અને સમાન અધિકાર માટેની લડતમા આગળ પડતો હિસ્સો લેવા લાગી છે પુરુષવર્ગ સાથે સમાનતા ભોગવવામાથી તેમને વચિત રાખતી સદીઓથી રૂઢ થએલી રૂઢીઓ અને કાનૂનોના બધનમાથી મુક્તિ મેળવવાને નવા જ ઉત્સાહથી એ પ્રદેશની સ્ત્રીઓએ જગ ઉપાડયો છે

સમાન અધિકાર મેળવવાના હેતુથી આર્જેન્ટાઇનની ૩૧ જેટલી સ્ત્રી સસ્થાઓની પ્રતિનિધિઓ બુએનોસ એરીસ ખાતે એકત્ર થઇ હતી આર્જેન્ટાઇનની રાજધાનીમા મળેલી અમેરિકન પરિષદ સમક્ષ તેમણે સ્ત્રીઓની માગણીઓ રજુ કરી હતી

પાન અમેરિકન યુનીયનમા ૨૧ જેટલા દેશો પ્રતિનિધિત્વ ધરાવે છે એ પૈકી માત્ર ત્રણ દેશો ચીલી આર્જેન્ટીના સ્ત્રીઓને અધુરો મતાધિકાર આપે છે જ્યારે એક્વેડોર બ્રાઝીલ યુનાઇટેડ સ્ટેટ્સ અને ઉરુગાય એટલા ચાર દેશો સપૂર્ણ મતાધિકાર આપે છે એમા તેર દેશો એવા છે કે જ્યા સ્ત્રી દરેક ધધામા પ્રવેશી શકતી નથી બાર દેશો તો એવા છે કે પરણિત સ્ત્રી પતિ અથવા તો અદાલતની સમ્મતિ વગર ધધામા જોડાઇ શકતી નથી ૧૮ દેશો તો એવા છે કે જેમા પતિની સાથે તેઓની સમાન મિલ્કતનો સયુક્ત વહિવટ કરી શકતી નથી

**બ્રાઝીલ :** બે વર્ષ પહેલાં બ્રાઝીલમાં નવું બંધારણ ઘડાયું. તેમાં સર્વને સમાન મતાધિકારની નેવાજેશ અપાઇ હતી. બ્રાઝીલના સર્વોત્તમ વિજ્ઞાનશાસ્ત્રીઓ પૈકીના એક એડોલ્ફો લુઝની વિદુષી અને બુદ્ધિમાન પુત્રી ડોરા બાર્થા લુઝની હેઠળ ચલાવવામા આવેલી લાંબી અને પરિશ્રમભરી લડતનું એ પરિણામ હતું. ડોરા બાર્થા લુઝ પોતે વિજ્ઞાનશાસ્ત્રી છે અને સાઓપાઉલો ખ તેપી પીળો તાવ નાબુદ કરવામાં અને બ્રાઝીલમાં ટ્રોપીકલ મેડીસીનનો અભ્યાસ દાખલ કરાવવાને તેઓ કારણભૂત થયા હતાં. તેઓ વિજ્ઞાનશાસ્ત્રી હોઇને બ્રાઝીલની સ્ત્રીઓ માટે મતાધિકાર મેળવવા માટે તેઓએ જરા પણ સંકોચ રાખ્યા વિના એ હોદ્દો ફગાવી દીધો હતો.

**વેનેઝુએલા:** ૧૯૨૮ મા આ પ્રદેશમા વિદ્યાર્થીઓનો બળવો થયો હતો. એ બળવાને શાન્ત વાનો પ્રયત્ન કરતા સરમુખત્યાર ગોમેઝના લશ્કરનો સામનો કરીને વેનેઝુએલાની કારમેન ડી ફેમન્ડી ત્રેવિરો વિખ્યાત થઇ હતી. આજે 'સ્ત્રી એ ઢીંગલી છે, મોજમજાહનું અને અવગણનાનું પાત્ર છે' એવી પરિસ્થિતિ નાબુદ કરવા માટેની ચળવળની તે નેતા છે આર્થિક ગુલામીની ગુલામીમાંથી સ્ત્રીને મુક્ત કરવા અને તેને તેના સ્વત્વનું તેમજ તેની યોગ્યતાનું ભાન કરાવવા માટે આ ચળવળ ચાલી રહી છે એની ચળવળને પુરૂષોનો પણ એટલો જબ્બર ટેકો છે કે ૩૦૦૦૦ જેટલા પુરૂષ સહાનુભાવકોએ સંસ્થા સુદ્ધાં સ્થાપેલી છે.

અને હવે તો એક બીજી પ્રતિભાસંપન્ન નેતાનો પણ વેનેઝુએલાને લાભ મળનાર છે. અઢાર વર્ષોની ગેરહાજરી બાદ વેનેઝુએલાની બુદ્ધિમાન નેતા મીસીસ આના ઇસ્થર ડી લુજ્જ્યો વેનેઝુએલાની સ્ત્રીઓના કાયદાને અગેના તેમજ રાજકીય અધિકારો માટે તેમજ સ્ત્રીઓના મતાધિકાર માટે લડવા આવી પહોંચી છે. જે હકો માટે સ્ત્રીઓ લડી રહી છે તે હક્કોનો અમલ કરવાને વધારે યોગ્યતા આવે તે ખાતર સ્ત્રીઓ માટે શિક્ષણની યોજના કરવાનો તેનો ઉદ્દેશ છે લોકશાસીન સરકારમાં સ્ત્રીઓએ ભજવેલા ભાગના દ્રષ્ટાન્તરૂપે યુનાઇટેડ સ્ટેટ્સનો નિર્દેશ કરીને તેઓ એવી માન્યતા પ્રદર્શિત કરે છે કે વેનેઝુએલાની સ્ત્રીઓ પોતાના દેશના રાજકીય જીવનમા સક્રીય ભાગ લેવાને પૂરેપૂરી યોગ્ય છે.

**મેક્ષીકો :** પિતાના જ લડાયક અને વીરતાના ગુણોને વારસામાં લઇને ઉતરેલી સાહસિક, હીંમતવાન વાંકડીયા વાળવાળી એકવીસ વર્ષની તરૂણી આના મેરીયા ઝાપાટા મેક્ષીકોની સ્ત્રીઓની મતાધિકારની લડતની આગેવાન છે. શોકબંધ અરજીઓ કરીને તે કોંગ્રેસને સુદ્ધા ગુંગળાવી નાખે છે અને જાહેર વ્યાખ્યાન મંચ ઉપર પણ જુસ્સાદાર ભાષણો કરે છે. મેક્ષીકોમાં જે સ્ત્રીઓ રાષ્ટ્રીય ક્રાન્તિકારી પક્ષની સભ્ય હોય અથવા સરકાર માટે જે કામ કરતી હોય તે જ સ્ત્રીઓ મતાધિકાર ધરાવે છે. હાલની સરકાર વધારે સામાન્ય મતાધિકાર રાખવા તરફનું વલણ ધરાવે છે. અને એમાં કામ કરતી બધી જ સ્ત્રીઓનો સમાવેશ થાય છે. છતા હજી મેક્ષીકોની સ્ત્રીઓના ઘણા મોટા ભાગને એમાંથી વંચિત રાખવાની તે તરફેણ કરે છે.

**ચીલી :** પણ દક્ષિણ અમેરિકાની સ્ત્રીઓ માટે અપૂર્વ આશાવાદ સેવનારી મહિલા તો ચીલીની એક માત્ર સ્ત્રી મેયર સીનોરા છે. ચીલીમાં સ્ત્રીઓ માટે હવે પ્રમુખ સેનેટર અને ડેપ્યુટી એટલા જ પદ ઉપર પહોંચવાના માર્ગ બંધ છે.

૧૯૨૯ માં સ્ત્રીઓના આંતર અમેરિકન કમીશનની સ્થાપના કરવામાં આવી હતી આ કમીશન સ્ત્રીઓ માટે રાજકીય તેમજ નાગરિક તરીકેના અધિકારોની ખાત્રી આપે તેવા કરાર ઉપર સહીઓ મેળવવાનો પ્રચાર કરે છે. આ કમીશનના અમેરિકન પ્રમુખ ડોરીસ સીવન્સ અને તેમના ત્રણ સહકાર્યકરોને ફ્રાન્સના રેમ્બોઇલેટ ખાતે હેગના સુલેહ કરાર ઉપર સહી કરનારા મુત્સદીઓ પાસેથી સહીઓ મેળવવાનો પ્રયત્ન કરતા જતા ૧૯૨૮મા ગિરફતાર પણ કરવામા આવ્યા હતા.

૧૯૩૦ માં રાષ્ટ્રસંઘની સાથે જ કામ કરવા માટે જીનેવામા સમાન અધિકાર માટેના આંતરરાષ્ટ્રીયની સ્થાપના થઇ હતી ૮ વર્ષની ચળવળ પછી, ઇક્વેડોર, ઉરગ્વાય, પેરેગ્વાય, અને ક્યુબાએ એ કરારને સ્વીકાર કર્યો છે. કેટલોક ભાગ એ કરાર પ્રત્યે બેદરકાર રહ્યો છે તો બ્રાઝીલ અને ચીલી જેવા દેશો સ્ત્રીઓને લગતા પ્રગતિવાન કાનૂનો માટે ગૌરવ પણ લે છે.

સ્ત્રી મતાધિકાર માટેની લડતનાં મંડાણો છેક ૧૯૦૫ મા થયા હતા. તે વેળા સરકાર અને ધર્મસંસ્થા બન્નેના સખ્ત વિરોધ છતા સ્ત્રીઓએ દક્ષિણ અમેરિકાની યુનિવર્સીટીઓમા પ્રવેશ મેળવ્યો હતો. અર્વાચીન જીવનના હેતુઓસર સીનોઓ આજે એન્ટીલીસથી આર્જેન્ટાઇન સુધી સ્ત્રીઓનું દળ તૈયાર કરી રહી છે.



# સમાલોચના

**અખો વરવહુ અને બીજાં નાટકો** લેખક ચન્દ્રવદન ચીમનલાલ મહેતા, પ્રકાશક મંડળ : ધનસુખલાલ મહેતા, વિરોચન ધ્રુવ અને ચંદ્રવદન મહેતા, ગોવાલીયા તળાવ ગ્રાન્ટરોડ મુંબાઇ

નાટ્યકાર અભિનેતા, અને કવિ એ ત્રણે તરીકે ગુજરાતમાં નામના કાઢનારા યુવાન સાહિત્યકાર ભાઇ ચન્દ્રવદનના ભજવી શકાય એવા છૂટાં છવાયાં પડેલાં નાટકોનો આ સંગ્રહ, ગુજરાતની વધતી જતી અભિનયની રૂચિને પરિપોષવામાં સહાયભૂત થશે એ માન્યતાને કારણે સૌથી પ્રથમ આ સુંદર રૂપરંગમાં પ્રકટ થએલા પુસ્તકને અમે આવકાર આપીએ છીએ આમાં પ્રકટ થએલાં લગભગ બધાં જ નાટકો છૂટાંછવાયાં સામયિકોમાં વાંચેલાં અને ત્યારથી જ એ દિલમાં વસી ગએલાં 'અખો' તો ભાઇ ચન્દ્રવદને સફળતાથી ભજવેલું પણ ખરૂં અલબત્ત, એ ભજવેલા નાટકમાં અને આમાં છપાયેલા નાટકમાં કેટલોક સુધારો અવશ્ય થયો છે 'અખો' અને બીજાં નાટકો ઉપર એને અંગે આપવા જેવી માહિતી નિખાલસ રીતે આપેલી છે એ ભજવનારાઓને પણ ઉપયોગી થાય એવી છે અખાને લગતી કેટલીક કિંવદન્તીઓની ઝાંખી ચર્ચા પણ ભાઇ ચન્દ્રવદને કરી છે પણ એની ચર્ચાનું આ સ્થાન નથી એટલે એમપણ તો ગુજરાતના આ ભક્તકવિના જીવનને તખતાપર રજુ કરવા જેવા રૂપમાં રજુ કરીને સાહિત્યની અનુપમ સેવા કરી છે એમાં બીજું, સૌથી વધુ ધ્યાન ખેંચે એવું નાટક છે 'સંધ્યાકાળ' ગુજરાતના છેલ્લા રાજા કરણ વાઘેલાના જીવનના અંતિમ સમયના મનોભાવોનું એમાં સુંદર આલેખન થએલું છે અને ઐતિહાસિક અર્ધસત્યોનો એમણે એમાં ઉલ્લેખ કર્યો છે આ આખાય પ્રસંગની રચના ત્રણ દૃશ્યોમાં ઘણી સારી રીતે થઇ છે. 'અણુદે' પણ સારૂં લખાયું છે 'ઘડીભર' અને 'આરાધના' માં મનોભાવનાનું આલેખન કરવાનો સફળ પ્રયત્ન થયો છે આ બધાં ય નાટકો ગુજરાતના આ પ્રકારના રંક સાહિત્ય માટે ઉપયોગી ઉમેરારૂપ છે ભાઇ ચંદ્રવદનનાં બીજાં નાટકોની પણ પુસ્તકરૂપે આપણે રાહ જોઇએ

**પ્રાયશ્ચિત્ત** લેખક શ્રી સોપાન પ્રકાશક ઇશ્વરલાલ મોહનલાલ દવે, અંજલિ ગ્રંથમાળા, કેન્સો હૉલ કરાચી કાચું પૂંઠું પોણા બે રૂપિયા

સત્યાગ્રહ પછી ગુજરાત-મહાગુજરાતના યુવક યુવતીઓના માનસનું સચોટ અને વાસ્તવદર્શી આલેખન કરતી 'સંજીવની' નવલકથા પછી ભાઇ સોપાને એમની આશાસ્પદ કલમને હરિજન પ્રશ્નની ચર્ચા અને છણાવટમાં ઉતારી છે અને તેનું પરિણામ તે આ 'પ્રાયશ્ચિત્ત' એનો પ્રથમ ભાગ પ્રકટ થયો, બીજો ભાગ પ્રકટ થનાર છે એટલે એ 'નવલકથા' નું સમગ્ર અવલોકન અત્રે કરી શકાય એમ નથી પ્રથમ ભાગ ઉપરથી વસ્તુનું આલેખન કુશળતાથી થયું છે એમ લાગે છે વાર્તાનો પ્રવાહ પણ સરળતાથી વહી જાય છે અને હરિજન પ્રશ્નને જે રૂપે રજુ કરવો જોઇએ તે રૂપે તેમના જીવનનો વાસ્તવિક ચિતાર પણ એમાંથી મળી રહે છે હરિજનોના ઉદ્ધાર માટે કરવાના સાચી દિશાનાં કાર્યની ઝાંખી પણ એમાંથી થાય છે આમ આ શબ્દ ચિત્ર વાસ્તવિક સૃષ્ટિનો પરિચય કરાવે છે અલબત્ત લેખકે પોતે જો એમ કહ્યું ન હોત કે 'આ વાર્તાની સવિતા માત્ર મારી કલ્પનાનું સર્જન નથી સાચી સવિતા આજે આ દુનિયામાં નથી મેં આમાં ચિતરી છે એવી જ એ નહોતી પણ ભાગ્ય યોગે અન્ત્યજને ત્યાં જન્મી એક સુખી સવર્ણ કુટુંબમાં ઉછરી હતી અને સોળવર્ષની થઇ ત્યાંસુધી એ સવર્ણ હતી એક પ્રસંગે એની ઓળખાણ આપી અને ક્ષણ માત્રમાં એ અસ્પૃશ્ય

બની ગઇ." તો એ સવિતા લેખકની કલ્પનાનો જ પરિપાક છે એમ લાગે. એમાંના કેટલાક પ્રસંગોની સજાવટ એ માન્યતાને વધારે બંધ બેસે છે એ કારણ પણ આગળ ધરવું જોઇએ. આ પહેલો ભાગ વાંચનાર બીજો ભાગ જલદી હાથમાં આવે એની રાહ જોતો રહેશે એટલો રસ તો એણે જરૂર કેળવ્યો છે.

**લગ્ન-સુખ:** અનુવાદક: શ્રી. વિશ્વનાથ મગનલાલ ભટ્ટ પ્રકાશક: પ્રસ્થાન કાર્યાલય, અમદાવાદ. કિં. ૧-૪-૦.

પ્રકાશન સંસ્થા તરફથી ચાલતી ટૉલ્સ્ટૉય ગ્રંથાવલિનું આ નવમું પુસ્તક, મહર્ષિ ટૉલ્સ્ટૉયના પૂર્વજીવનના છેક પ્રારંભમાં લખાયલી આ નવલકથાનું બને છે. એમાં લગ્નજીવનની વિષમતાનું કાંઇક હળવી રીતે-સૌમ્ય આલેખન થએલું છે નિષ્ણાત અનુવાદે ટૉલ્સ્ટૉયની મૂળ કૃતિના ભાષાંતરને ઘણુંજ સરલ બનાવ્યું છે અને એની સાથે આખીય નવલકથા અને ટૉલ્સ્ટૉયના મનોવ્યાપારની છણાવટ કરીને ગુજરાતી સાહિત્યમાં એક મૂલ્યવાન કૃતિનો ઉમેરો કર્યો છે.

**શ્રીકાન્ત:** અનુવાદક: શ્રી. રમણલાલ સોની, ગૂર્જરગ્રંથરત્ન કાર્યાલય, ગાંધી રોડ, અમદાવાદ મૂલ્ય ૩ ૦-૦.

પ્રકાશન સંસ્થાની તરૂણ ગ્રંથમાળાનાં બીજા વર્ષનું આ પ્રથમ પુસ્તક મશહૂર બંગાળી નવલકથાકાર શ્રી શરચ્ચંદ્ર ચટ્ટોપાધ્યાયની સર્વોત્તમ ગણાતી નવલકથાનો અનુવાદ રજુ કરે છે. ૪૦૩ પાનાનું આ પુસ્તક પણ અધુરું છે. છતાં આ એક ભાગ ઉપરથી શરદ બાબુની કલાનો સાક્ષાત્કાર તો થઇ જ જાય છે. 'શ્રીકાન્ત એ શરદ બાબુની આત્મકથા જ હોય એવું એના વાચનારને સહેજે જણાઇ આવે છે. એમાં તેમણે તેમના અનુભવોનો જાણે નીચોડ ઉતારી નાખ્યો છે અને એટલે અરી એ નવલકથા ઘણી રસિક પણ થાય છે. એમાંના પાત્રો, ખાસ કરીને સ્ત્રી પાત્રોનું આલેખન મઝાનું થયું છે. રાજલક્ષ્મીનાં આલેખન પાછળ શરદ બાબુની કળા જાણે પૂર્ણતાએ પહોંચતી લાગે છે. ભાઇ રમણલાલ સોનીએ એનું ભાષાંતર પણ ઘણી જ સારી રીતે કર્યું છે. અને 'બંગાળીમાંથી એ ઉતાર્યું' હોવા છતાં એમાં કાંઇ પણ અસ્પષ્ટતા રહી જવા પામતી નથી એ ભાષાંતરની સફળતા પણ સૂચવે છે.

**ગુજરાત વર્નાક્યુલર સોસાયટીનાં પ્રકાશનો** (૧) **મનુષ્ય સ્વભાવ અને સામાજીક ક્રમ:** લેખિકા: શ્રીમતી વિનોદિની નિલકંઠ; (૨) **મનોમુકુર** વૉ. ૨, કર્તા નરસિંહરાવ ભોળાનાથ દીવેટીઆ, (૩) **મિરાતે અહમદી** (વૉ. ૨, ખંડ ૪) અનુવાદક: દી. બા. કૃષ્ણલાલ મો. ઝવેરી; (૪) **ગ્રંથ અને ગ્રંથકાર** પુ. ૭, તૈયાર કરનાર: શ્રી હીરાલાલ ત્રિ. પારેખ; (૫) **અર્વાચીન ગુજરાતનું રેખાદર્શન** ખંડ ૨, લેખક: હીરાલાલ ત્રિ. પારેખ, (૬) **મુણ્ડકોપનિષદ**: અનુવાદક: મણિલાલ છબારામ ભટ્ટ (૭) **શાળાઓમાં સુથારી કળાનું શિક્ષણ** લેખક આઇ. ડબલ્યુ. રૂદ્રા, (૮) **પ્રબોધ પ્રકાશ**: સમ્પાદક: કેશવલાલ કાશીરામ શાસ્ત્રી (૯) **સ્ત્રીઓ અને સ્વાશ્રય** લેખક: ઉમેદભાઇ રણછોડભાઇ પટેલ, પ્રકાશક: ગુજરાત વર્નાક્યુલર સોસાયટી તરફથી શ્રી. હીરાલાલ ત્રિભોવનદાસ પારેખ, અમદાવાદ. મૂલ્ય ૧ થી ૫નું દરેકનું રૂપીઓ એક; ૬ થી ૮ નું દરેકનું આઠ આના અને ૯ નું ચાર આના.

ગુજરાતની આ પ્રથમ પંક્તિની સંસ્થાના ૧૯૩૬ નાં વર્ષનાં આ નવ પુસ્તકો, સોસાયટી હસ્તકનાં જુદાં જુદાં ટ્રસ્ટફંડોના વ્યાજમાંથી પ્રકટ કરવામાં આવ્યા છે. એ પુસ્તકો વૈવિધ્ય, અભ્યાસ, ચિંતન, પરિશ્રમ એમ જુદા જુદા લક્ષણોથી વિભુષિત છે. પહેલું પુસ્તક અમેરિકાની મીશીગન યુનિવર્સીટીના સમાજશાસ્ત્રના મુખ્ય અધ્યાપક પ્રો. કુલીનાં Human Order and Social Order નું ભાષાંતર છે. સમાજ શાસ્ત્રના અભ્યાસ ક્રમમાં આ પુસ્તક ઉપયોગી થઇ પડશે. મનોમુકુર એ તો ગુજરાતના સમર્થ પંડિત (હવે સ્વ.) શ્રી. નરસિંહરાવ દીવેટીયાના ગદ્ય લેખોનો બીજો સંગ્રહ છે. સંગ્રહમાં વિવેચનને લગતા અને બીજા લેખોનો સમાવેશ થએલો છે. કર્તાની વિદ્વતા તો એમાંથી તરવર્યા જ કરે છે. હવે તો આપણી સમક્ષ તેમની પ્રત્યક્ષ હાજરી નથી એટલે તેમના આવા છૂટાછવાયા પડેલા લેખોના સંગ્રહો જેમ બને તેમ વધારે પ્રકટ થાય તો સારૂં—

'મિરાતે અહમદી 'નું ભાષાંતર આપણા ઇતિહાસમાં પુસ્તકોમાં ઉપયોગી ઉમેરણ કરે છે. અનુવાદકનાં જ્ઞાનનો પણ એમાંથી પરિચય થાય છે. 'ગ્રંથ અને ગ્રંથકાર 'નું સાતમું પુસ્તક એનાં હમેશનાં અંગોને જાળવી રાખીને કેટલાંક નવાં અને ઉપયોગી અંગો ઉમેરતું જાય છે એટલે આકરગ્રંથ તરીકેની એની કિંમત વધ્યે જ જાય છે. 'અર્વાચીન ગુજરાતનું રેખા દર્શન 'નો બીજો ગ્રંથ ૧૮૫૮ થી ૧૯૦૭ નો થયો છે. પ્રત્યેક ગુજરાતીએ ગુજરાતના વિકાસનો આ ઇતિહાસ વાંચવા જેવો છે. ભાઇ હીરાલાલ ભારે પરિશ્રમ આ પુસ્તક પાછળ લઇ રહ્યા છે એ સ્પષ્ટ જણાઇ આવે છે. બીજાં પુસ્તકો પણ ઉપયોગી છે. સોસાયટી દ્વારા આ ઉપયોગી સાહિત્ય સેવા થઇ રહી છે એની નોંધ લેતા આનંદ થાય છે.

ગુજરાત સાહિત્ય સભા અમદાવાદ: કાર્યવાહી : સને ૧૯૩૫ પ્રકાશક : માનદ મંત્રીઓ, ગુજરાત સાહિત્ય સભા, અમદાવાદ. મૂલ્ય બાર આના.

૧૯૩૫ નાં ગુજરાતી પુસ્તકોની સમાલોચના ઉપરાંત આ કાર્યવહીમાં દી. બા. કેશવલાલ ધ્રુવ સંશોધિત 'માધવ અને કામાની પ્રેમકથા,' ૧૯૩૫માં સભાએ કરાવેલાં વ્યાખ્યાનો, સભા તરફથી યોજેલ 'શિક્ષણ સપ્તાહ 'નાં વ્યાખ્યાનોનો સમાવેશ થાય છે. આમ આ કાર્યવહી એ શુષ્ક આંકડાઓ રજુ કરતો હેવાલ નથી પણ, વર્ષભરની સંસ્થાની સાહિત્ય પ્રવૃત્તિનો સમારોપ છે. આ પુસ્તક લેનારને એક સંગઠિત સંસ્થા સાહિત્યની શી સેવા કરી શકે તેનો તાદૃશ ચિતાર રજુ કરી આપે છે અને બીજી સાહિત્ય સંસ્થાઓ, કે જે સુષુપ્તિ ભોગવતી હોય તેને સાચી કાર્ય દિશાનું સૂચન કરે છે. ગુજરાતી સાહિત્યના વિકાસમાં આમ સંગીન ફાળો આપતી આ સંસ્થાનો ઉત્તરોત્તર વિકાસ થતો રહો એ જ અભિલાષા.

મનન અને મન્તવ્યો : શ્રી રતનલાલ વિ. ખાંડવાળા, વાડીફળિયા, સુરત, કીં. આઠ આના

મહાત્માજીની ૬૬ મી વર્ષગાંઠને દિવસે પ્રકટ થએલું આ પુસ્તક આર્થિક, સામાજિક, વિષયોપર પણ સ્પષ્ટ અને સુરેખ વિચારણા રજુ કરે છે એના લેખકમાં વિષયનું પરિશીલન કરવાની શક્તિ સ્પષ્ટ છે અને વિષયનું પરિશીલન કર્યા પછી તેને સચોટ રૂપે કાગળપર ઉતારવાની ભાષા પણ તેમની પાસે છે. વળી હુંડીઆમણુ કે બજેટ જેવા વિષયો ઉપરની તેમની વિચારણા પણ એવી સચોટ રીતે રજુ થઇ છે કે એમાં આંકડાઓની શુષ્કતાની મુંઝામણ કોઇને થતી નથી. ૬૭ જેટલા નાના નાના આ લેખો વિષયોની વિવિધતા તેમજ અભ્યાસની પ્રચૂરતા દાખવે છે.

ગુજરાતી સાહિત્ય, એનું મનન અને વિવેચન: લેખક શ્રી. રામચંદ્ર દામોદર શુકલ, દાહોદ, કિં રૂપિયા બે.

'નવલિકા સંગ્રહ 'ના સંપાદક તરીકે જેઓ શ્રી. રામચંદ્રને ઓળખે છે તેઓ તેમને એક અચ્છા અને સમભાવી વિવેચક તરીકે પણ જરૂર પિછાનતા હશે આ પુસ્તક તેમના ગુજરાતી સાહિત્ય વિષેના વિવેચનોનો સંગ્રહ છે. ૧૯૨૪ થી ૧૯૩૫ સુધીમાં જુદાં જુદાં સામયિકોમાં એ પ્રકટ થએલાં તેમાંથી ચુંટણી કરી અહીં સંગ્રહાયા છે. એમાં જુદી જુદી સાહિત્યકૃતિઓ અને સાહિત્યકારોમાં જીવનની તુલના ઉપરાંત કેટલીક વિચારણાઓ પણ છે વર્ષભરમાં પ્રકટ થએલાં પુસ્તકોની વિવેચના પણ છે ગુજરાતી સાહિત્યના અભ્યાસીઓને એમાંથી કેટલુંક માર્ગસૂચન જરૂર મળી રહેશે. શ્રી રામચંદ્રમાં વિવેચક તરીકેના લક્ષણો છે પણ હજી કેટલીકવાર તેઓ સ્પષ્ટ મતવ્યો રજુ કરતાં અચકાતા અનુભવતા હોય એમ લાગે છે. છતાં સમય જતાં તેઓ એ શક્તિને ખીલવશે એવી આશા રાખવી અસ્થાને નથી.

(૧) એક હતો છોકરો : (૨) ડોકિયું : બન્નેના લેખક . શ્રી ચન્દ્રભાઇ કે. ભટ્ટ પહેલાની કિંમત છ આના : બીજાની કિંમત દશ આના. પહેલું પુસ્તક 'ચાલો વિચારીએ' ગ્રંથમાળાનું બીજા વર્ષનું પહેલું પુસ્તક છે બીજું 'ચનો પતરિયે' ગ્રંથમાળાનું પહેલા વર્ષનું ત્રીજું પુસ્તક છે

આ બન્ને પુસ્તકો ભેગા વાંચવાં પડયા. એટલે એકને એક વાતનું બન્નેમાં જુદે જુદે રૂપે પુનરૂચ્ચારણ થએલું જણાયું. 'એક હતો છોકરો 'માં જે વાર્તા રજુ થઇ છે તેજ જુદા જુદા પ્રસંગો બાદ કરીને 'ડોકિયું 'મા રજુ થઇ છે. આમ એકને એક વસ્તુના જુદા જુદા પુસ્તકો પ્રકટ કરવાનો લેખકનો શો હેતુ હશે તે અમે જાણતા નથી. અલબત્ત, આ બન્નેને બરાબર પચાવીને જો એક સળંગ વાર્તા રૂપે રજુ કર્યાં હોત તો આ બન્ને પુસ્તકના કરતા એક સુન્દર પુસ્તક રચી. શકાયું હોત. બાકી આ બન્ને પુસ્તકોમાં જે રીતે વસ્તુ રજુ થઇ છે તે સુસંગઠિત નથી. એમાં આલેખનની

કચાશ ઘણી રહી ગઇ છે. અને શૈલી પણ સરળ નથી. પ્રચારકાર્ય સાહિત્યમાં તો વાંચકના હૃદયમાં સોંસરી ઉતરી જાય એવી સચોટ શૈલી જોઇએ. આ બે પુસ્તકોમાં એ શૈલી અમને જણાઇ નથી.

**કૈકેયી–મંદોદરી :** લેખક : શ્રી. નાનાભાઇ શ્રી દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર, ભાવનગર કિં. ૦-૪-૦.

મહાભારતનાં પાત્રોની શૈલીએ લખાતાં 'રામાયણ'નાં આ બે વધુ પાત્રોનો નાનાભાઇએ એમની લાક્ષણિક ઢબે આમાં પરિચય કરાવ્યો છે.

**( ૧ ) બુધાકાકા :** લેખક : શ્રી રમણલાલ પી. સોની, ( ૨ ) બૂતેર ગપ્પ : ભાષાંતર કરનાર : મોંઘી બહેન ( ૩ ) ગધેડાનાં પરાક્રમો: શ્રી. ગિજુભાઇ, ( ૪ ) આપણી લોકકથાઓ, શ્રીમતી કમળ બહેન, ( ૫ ) ટેકરીની વનસ્પતિ શ્રી. ગિજુભાઇ, ( ૬ ) ટારઝન ભાગ ૧ લો. અનુવાદક: શ્રી. શંકર શાહ, ( ૭ ) છ મૂર્ખાઓ: લેખક : મોંઘી બહેન, પ્રકાશક: શ્રી. દક્ષિણામૂર્તિ પ્રકાશનમંદિર ભાવનગર, મૂ. દરેકના પાંચ આના.

શ્રી. દક્ષિણામૂર્તિ 'બાલ સાહિત્ય' વાટિકાનાં પુ. ૧૦ થી ૧૬ તરીકે આ સાત પુસ્તકો શ્રી. ગિજુભાઇનાં કાળજીભર્યા સંપાદન હેઠળ પ્રકટ થયાં છે અને એમાં વૈવિધ્ય છે તેમ બાળકોને જ્ઞાન સાથે આનંદ આપે એવાં તત્વો છે. દરેક પુસ્તકને સોમાલાલ શાહનાં ભાવવાહી ત્રિરંગી ચિત્રથી શણગારેલું છે. એટલે એના રૂપરંગ પણ બાળકોને ગમી જાય એવાં છે.

**બાળકોનું રામાયણ :** ભાગ ૨ : પ્રયોજક : શ્રી. રમણલાલ નાનાલાલ શાહ, બાલજીવન કાર્યાલય વડોદરા કિં. રૂ. ૧-૦-૦

બાલકોનાં ઉપયોગી માસિક 'બાલજીવન'ની ૧૭ મા વર્ષની ભેટ તરીકે, બાલોચિત ભાષામાં લખાયલી રામાયણની આ કથા ભેટ આપવામાં આવી છે. શ્રી. સોમાલાલ શાહે એને સચિત્ર કરી છે, ભાઇ રમણલાલ બાલમાનસના અભ્યાસી છે અને તેમણે બાલકો માટે આ રીતે રામાયણને સુલભ કર્યું છે.

**ફૂલવેણી :** લેખક: શ્રી મૂળજીભાઇ પી. શાહ, રાવપુરા વડોદરા. મૂલ્ય દશ આના.

'ગુણસુન્દરી'ના વાચકોને સુપરિચિત ભાઇ મૂળજીભાઇ પી શાહના પચાસ રાસોનો આ સંગ્રહ ગુજરાતની રાસરસિયણ બહેનો માટે કંઠસ્થ કરવા જેવા તથા ગાવા જેવા રાસોની સારી સંખ્યા પૂરી પાડે છે, એના પ્રવેશકમાં શ્રીમતી શારદાબહેન મહેતાએ એની ખુબીઓ વિસ્તારથી બતાવી છે તે પછી આ રાસસંગ્રહ માટે કાંઇ વિશેષ કહેવા જેવું રહેતું નથી.

**આજકાલ:** તંત્રી: શ્રી રવિશંકર વિ. મહેતા. સહતંત્રી: શ્રી. છોટુભાઇ મહેતા, અને શ્રી. બકુલેશ ૧૩૯, મેડોઝ સ્ટ્રીટ, મુંબઇ. વાર્ષિક લવાજમ રૂા. ૫.

પ્રગતિશીલ વિચારો ધરાવતું આ સાપ્તાહિક સુંદર રૂપરંગ અને પથ્ય વાંચનસામગ્રીઓથી ભરેલું છે અને જાન્યુઆરીની તા. ૯થી જ પ્રકટ થવા માંડેલું હોઇ આ લખાય છે ત્યાં સુધીમાં એના ત્રણ અંકો પ્રકટ થયા છે. આ ત્રણ અંકો ઉપરથી એની વાંચન-સામગ્રી સુરૂચિની પોષક હોવા ઉપરાંત એમાંથી કાંઇક વિચાર કરવા જેવી વસ્તુ પણ મળે એમ છે. આંતરરાષ્ટ્રીય રાજકારણના જાણીતા પુરૂષ એમ એન. રૈય વિષેની કેટલીક સીધી વાતો એમાંની લેખમાળામાંથી જ મળે છે એ ઉપરાંત 'બિલ્કુલ વાહીયાત' શીર્ષક હેઠળના શ્રી છોટુભાઇના હળવા કટાક્ષો, જાતીય વિજ્ઞાનને લગતી શિષ્ટ અને સુરૂચિપોષક લેખમાળા તેમજ બીજી રસિક વાનગીઓ આમાંથી મળી રહે છે. પત્રકાર જગતમાં જાણીતા આ ત્રણે ભાઇઓનો સહકાર 'આજકાલ'ને સફળ બનાવવામાં યશસ્વી નીવડશે એવી આશા રાખવી અસ્થાને નથી.

**શાયરી :** ભાગ ૧-૨ : કર્તા હાશિમ યુસુફ ભરૂચા, 'ઝાર' રાંદેરી, પ્રકાશક : વહશી સાહિત્ય કાર્યાલય રાંદેર કીંમત ૦-૮-૦

ઉર્દૂ પદ્યનું પીંગળશાસ્ત્ર સમજાવતી આ નાની પુસ્તિકા કવિતા રસિકો માટે ઉપયોગી છે.

**પ્રિયા-આગમન :** લેખક : પ્રકાશક : સી. જમનાદાસની કાં, પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબાઇ નં. ૨. કિંમત ૦-૨-૦

સામાન્ય પ્રકારનું આ ખંડ કાવ્ય છે. અને ભાઇ જ્યોતીન્દ્ર દવેએ પ્રવેશકમાં એમાંની કચાશો બતાવી દીધી છે. એટલે ઝાઝું લખવા જેવું રહેતું નથી.




## સ્વદેશ

### મહાસભાની પ્રતિષ્ઠા સાચવજો

નવાં બંધારણ અનુસાર મુંબઇ પ્રાંતીય એસેમ્બ્લી અને કાઉન્સીલના દિવસો જેમ જેમ નજીક આવતા જાય છે તેમ તેમ ચુંટણીને અંગેનું પ્રચારકાર્ય જોસભેર ચાલી રહ્યું છે. હિન્દભરની પ્રજાને અસ્વીકાર્ય એવું એ બંધારણ ફગાવી દેવા માટે મહાસભાએ ચુંટણીની લડત લડવાનો નિશ્ચય કરેલો છે. એ લડતમાં મહાસભા પ્રત્યેનો પ્રેમ બતાવી આપવાની પ્રજાની પવિત્ર ફરજ છે.

નવા બંધારણનાં અનેક અનિષ્ટ તત્વોમાં એકજ સારું તત્વ છે; જો કે અનેક અવરોધોથી એ પણ ભરેલું છે. છતાં એ બંધારણ અનુસાર મતાધિકાર ઘણોજ વિસ્તૃત થયો છે અને સ્ત્રીઓ પણ મોટી સંખ્યામાં મતાધિકાર પણ મેળવી શકી છે. એ મતાધિકારનો ઉપયોગ પ્રજાએ યોગ્ય રૂપમાં કરવો જ જોઇએ. દુનિયાભરમાં વર્ષોથી સ્ત્રીઓ મતાધિકાર માટે લડતી આવી છે. આ અધિકાર તેમને કાંઇ પણ ગંભીર ભોગો વિના મળ્યા છે એ હિંદી સ્ત્રીઓનું સદ્ભાગ્ય છે. એટલે એ મતાધિકારનો દેશની સ્વતંત્રતા માટે લડતી મહાસભા માટે ઉપયોગ કરવામાં દેશસમસ્તનું ગૌરવ છે. કારણ કે હિંદની આઝાદીમાં જ, સ્ત્રીઓની 'પણ' સાચી મુક્તિ રહેલી છે.

જુદા મતદાર મંડળો સામે સખ્ત વિરોધ-દર્શાવ્યા છતાં, સ્ત્રીઓ માટે જુદાં મતદાર મંડળોની કોમવાર વ્હેંચણી કરવામાં આવી છે. આ રીતે મુંબઇ ઇલાકા માટે ૭ બેઠકોમાંથી ત્રણ બેઠકોનું પરિણામ તો બીનહરિફ ચુંટણીમાં આવી ગયું છે. મુંબઇ શહેરના ભુલેશ્વર વિભાગમાંથી શ્રીમતી લીલાવતી મુનશી અને અમદાવાદ શહેરમાંથી શ્રીમતી વિજયાગૌરી કાનુગા બીનહરિફ ચુંટાઇ ગયાં છે. આ બન્ને મહાસભાએ પસંદ કરેલા ઉમેદવારો છે. મુંબઇ શહેરની એક બીજી ગીરગામની મુસ્લીમ સ્ત્રી માટેની બેઠક માટે મીસીસ ફઇઝ બી. તૈયબજીની ચુંટણી થઇ ગએલી છે.

એટલે સ્ત્રી મતદાર મંડળો માટે ખાસ હરિફાઇ ત્રણજ બેઠકો માટે કરવાની રહી છે. મુંબઇ શહેરની ગીરગામની એક, પુના શહેરની એક અને ધારવાડ જીલ્લાની એક, એમ એ



### શ્રીમતી ચંદ્રિકા પાઠકજી એમ. એ. થયાં

સુરતના પ્રો. મોહનલાલ પાર્વતીશંકર દવેનાં પુત્રી શ્રીમતી ચંદ્રિકા પાઠકજીને સુરતની એમ. ટી. બી. આર્ટસ કોલેજમાંથી હાલમાંજ મુંબઇ યુનિવર્સીટી તરફથી એમ. એ. ની પદવી મળી છે. 'Eschatology of the Upanishads' નામના તેમના મહાનિબંધ માટે આ પદવી તેમને આપવામાં આવી છે. તેમને અમારાં અભિનંદન !

ત્રણ બેઠકો માટે અનુક્રમે ૭ ઉમેદવારો છે. એમાં મહાસભાના ઉમેદવારો તરીકે મુંબઇ શહેર માટે શ્રીમતી અન્નપૂર્ણાબાઇ દેશમુખ, પુના શહેર માટે શ્રીમતી લક્ષ્મીબાઇ ગણેશ ઠુસે અને ધારવાડ જીલ્લા માટે શ્રીમતી નાનીગાસ્માબાઇ વીરભદ્ર પાટીલ એ ત્રણ ઉમેદવારો છે. મહાસભાએ એની પસંદગી કરતી વેળા જ એમની લાયકાતનો પૂરતો વિચાર કર્યો છે. એટલે એ ત્રણેય સ્ત્રીઓ ચુંટાઇ જાય એ જોવાની પ્રત્યેક મહાસભાવાદીની ફરજ છે.

મુંબઇ શહેરની ચુંટણીમાં ગીરગામ વાર્ડના મતદારોને તેમના મતાધિકારનો ઉપયોગ બે વાર કરવાનો ખાસ અધિકાર મળે છે, કારણ કે, સ્ત્રીમતદાર મંડળની એક બેઠક માટે ગીરગામ વોર્ડના મતદારોએ જ ચુંટણી કરવાની છે. અઢારમી ફેબ્રુઆરીએ આ ખાસ મતદાર મંડળની ચુંટણી થશે. અલબત્ત આ બેઠક સ્ત્રી માટે જ હોવા છતાં ચુંટણીમાં મત આપવાનું કાર્ય તો પુરૂષ અને સ્ત્રી બન્ને જાતિના ઉમેદવારો માટે છે.

અને એ મતદારોની ફરજ છે કે મહાસભાએ નીમેલાં ઉમેદવાર શ્રીમતી અન્નપૂર્ણા બાઇ દેશમુખ ચુંટાઇ જાય, એ જોવું. કોઇપણ સાર્વજનિક કાર્યમાં મુંગી અને એકનિષ્ઠાથી સેવા કરતાં શ્રીમતી અન્નપૂર્ણાબાઇના હાથમાં મહાસભાના અને સ્ત્રીઓના હીતો તદ્દન સલામત છે. લોકમાન્ય તિલકનાં સ્મારક માટે નાણાં ઉઘરાવવામાં તેમણે અગત્યનો હિસ્સો આપ્યા ઉપરાંત, સ્ત્રી સમાજની સામાજિક અને શારિરીક પ્રવૃત્તિમાં તેમણે આગેવાનીભર્યો ભાગ લીધો છે. મુંબઇની સેવા સદન, હિન્દ મહિલા સમાજ, શ્રદ્ધાનંદ મહિલાસમાજ, સુનીતી કા. સ. દાદર ભગિની સમાજ વગેરે સંસ્થાઓમાં આગળ પડતો ભાગ લે છે અને અન્ય જાહેર હિતની પ્રવૃત્તિમાં પણ ઉપયોગી કાર્ય કરે છે. તેમની એ સેવાની કદર થવી જ જોઇએ. મહાસભાના પ્રતિનિધિની સામે ઉભા રહેનાર ઉમેદવારને તો પરાજયજ મળવો જોઇએ. પુના અને ધારવાડની બેઠકો માટે પણ એવી જ આશા રાખવી અસ્થાને નથી

## ૧૯૩૬નું નારીજગત

### ઇ. સ ૧૯૩૬ના વર્ષમાં નારીજગતને સ્પર્શતા દુનિયાભરના બનાવોની તારવણી

**ઓસ્ટ્રેલીયા :** પશ્ચિમ ઓસ્ટ્રેલીયાની રાજ્ય ધારાસભા માટે બે સ્ત્રીઓની ચુંટણી થઇ.

**બેલ્જીયમ :** ચેમ્બરમાં બે સ્ત્રીઓની ચુંટણી થઇ. સેનેટમાં ત્રણ સ્ત્રીઓ કો-ઓપ્ટ થઇ.

**બ્રાઝીલ :** આંતરરાષ્ટ્રીય સ્ત્રીમતાધિકાર સંઘની બોર્ડના સભ્ય ડા. બર્થા લુઝ ફેડરલ પાર્લામેન્ટનાં સભ્ય બન્યાં. કેટલીય બહેનો સ્ટેટ એસેમ્બ્લીની સભ્યો બની. રીયોડી જેનેરો, ની રાજસભામાં પણ સ્ત્રીઓ સભ્ય બની. રાજદ્વારી નોકરીમાં બે વધુ સ્ત્રીઓની નિમણુંક થઇ અને ઘણી સ્ત્રીઓ મેયર વગેરે સ્થાને ચુંટાઇ. આમ બ્રાઝીલ ધીમી પણ સાર્વત્રિક પ્રગતિ સૂચવે છે.

**સીલોન :** પાર્લામેન્ટમાં એક સ્ત્રીની ફરી ચુંટણી : રાજકીય મતાધિકાર મળ્યા પછી પણ સ્ત્રીઓને મ્યુનિસિપલ મતાધિકાર ન હતો તે મતાધિકાર મળ્યો.

**ક્યુબા :** કોંગ્રેસમાં સાત સ્ત્રીઓ ચુંટાઇ. બે સ્ત્રીઓ રાજદ્વારી નોકરીમાં નિમાઇ.

**ડેનમાર્ક :** આંતરરાષ્ટ્રીય સ્ત્રીમતાધિકાર સંઘના સભ્ય ડા. ઇન્ગર્ગ હેન્સન પાર્લામેન્ટનાં સભ્ય બન્યાં.

**ફિનલેંડ :** ૧૬ સ્ત્રીઓ પાર્લામેન્ટની સભ્ય ચુંટાઇ આગલી પાર્લામેન્ટ કરતાં આ સંખ્યા વધી છે.

**ફ્રાન્સ :** મોં બ્લુમની સરકારમાં ત્રણ સ્ત્રીઓને નાયબ વઝીર તરીકે નીમવામાં આવી.

[ વધુ માટે જુઓ સામે પાને ]

આ તો સ્ત્રીમતદાર મંડળોની વાત થઇ. સામાન્ય મતદાર મંડળોની ચુંટણીમાં પણ સ્ત્રીઓને મતાધિકારનો ઉપયોગ કરવાનો છે એટલે એમા પણ મહાસભાના ઉમેદવારોને જ ચુંટી કાઢવામાં સ્ત્રી જાતિનું ગૌરવ જળવાશે આ સામાન્ય મતદાર મંડળ, માટે મહાસભાએ ઉભા કરેલા ઉમેદવારો કસાયલા સૈનિકો છે અને એમના હાથમાં જ દેશનું હીત સુરક્ષિત છે.

સામાન્ય મતદાર મંડળમાથી કાઉન્સીલ માટે ઉમેદવારી કરનાર સ્ત્રીઓ પૈકી તો એકલા શ્રીમતી હંસાબહેન મહેતા જ છે. મહાસભાના ઉમેદવાર તરીકે તેમની પસંદગી ઉચિત થએલી છે. તેઓ અને તેમની સાથેના બીજા મહાસભાવાદી ઉમેદવારને પણ મતદારો કદિ નહિ ભૂલે. સ્ત્રી મતદારો માટે મતનો યોગ્ય ઉપયોગ કરવાની આ પળ છે અને એ કસોટીમાથી તેઓ પાર ઉતરે એવી આશા રાખવી અસ્થાને નથી

**સ્ટવ સળગીના ભોગ :** (૧) મુંબઇમાં કલાઇવ રોડ, પર દાણા બંદર ખાતે ઝવેરબાઇ રામજી નામની ૨૫ વર્ષની સ્ત્રી સ્ટવ સળગાવતાં દાઝી મરણ પામી. (૨) અમૃતવાડીમાં રહેતી નર્મદા કેશવલાલ વ્યાસ નામની ૨૧ વર્ષની સ્ત્રી સ્ટવથી સાડીને આગ લાગતાં દાઝી મરણ પામી (૩) રાકીયાબા બદરૂદીન નામની ૨૬ વર્ષની મુસ્લીમ સ્ત્રી સગડી સળગાવતાં ગયા ઓગસ્ટમા, દાઝી હતી તે જાન્યુઆરીની બીજીએ હોસ્પીટલમાં મરણ પામી.

**પતિદેવ** અમદાવાદના મેજીસ્ટ્રેટ સમક્ષ તાજપુર બાંબીપોળમા રહેતા મગનલાલ આદિતરામની પુત્રી ચચાગે સારંગપુરમા રહેતા તેના પતિ સામે પતિ તરફથી મારકૂટ થવાથી તેમજ સાથળે ડામ દીધા હોવાનું જણાવી ફરિયાદ માડી માસિક રૂા. ૩૦ નું ભરણપોષણ અપાવવા અરજ કરી છે.

**મુસ્લીમ તરૂણીની હિંમત :** કરાંચીનાં જાણીતા વેપારી શ્રી. તૈયબઅલી માંડવીવાળાની પુત્રી શીરીને અજબ હિંમત બતાવી જુની રૂઢીઓનો સામનો કર્યો છે. એમના લગ્ન કરાચીમાં થયાં છે. તે વેળા, અગાઉ તેમણે પડદા વિરૂદ્ધ દર્શાવેલા વિચારો પૈંચા લેવાની મુલ્લાજી સાહેબના સ્થાનિક પ્રતિનિધિએ માગણી કરી હતી અને તેમ ન

[ સામા પાનાથી ચાલુ ]

**હિન્દ :** રાજ્યસભામાં બેસવાને સ્ત્રીઓ અધિકારી બની. એ સભા માટે તેમને મતાધિકાર તો હતોજ.

**ઈરાન :** મોટે ભાગે પડદો નાબુદ થયો અને સ્ત્રી કેળવણી તેમજ બીજી દિશામાં ઘણી પ્રગતિ થઇ.

**નારવે :** સ્ટોરથીંગ ( રાજસભા )મા એક સ્ત્રી ચુંટાઇ, અને અધીપ સરકારી કચેરીઓ માટે સ્ત્રીઓને લાયક ગણવાનું બીલ વળી વધુમતીથી ફરી ઉડી ગયું.

**સ્પેન :** રાજસભામાં ૭ સ્ત્રીઓ ચુંટાઇ

**સ્વીડન :** રીકસડાગમાં દશ સ્ત્રીઓ ચુંટાઇ.

**સ્વીટ્ઝરલેંડ :** જીનેવામા કાઉન્સીલમ વગેરે પ્રાંડ હોલ્સમા ચુંટાયલી સ્ત્રીઓની સંખ્યામાં સંગીન વધારો થયો.

**અમેરિકા :** સેનેટમા એક બીજી સ્ત્રી સભ્ય બની

**અવસાન પામ્યાં :** આંતરરાષ્ટ્રીય સ્ત્રી મતાધિકાર સંઘના સભ્ય અને સ્ત્રી અને પુરૂષ સર્વ માટે કામ કરવાની એક સરખી પરિસ્થિતિને લગતી કમીટીનાં સભ્ય **ઇન્જબર્ગ વાલીન :** આંતરરાષ્ટ્રીય સ્ત્રીમતાધિકાર સંઘના માજી સભ્ય **મારકવેસા ડેલ ટેર :** ઓસ્ટ્રીયાના જાણીતા સ્ત્રી નેતા **ફ્રૉ મેરીયાની હેનીશ;** પોલાન્ડનાં અગ્રણી કાર્યકર **ડૉ. જુર કઝીન્સ્કા ટીલીસ,** બ્રિટિશ સ્ત્રી, સ્વાતંત્ર્યવાદીઓના જુના જોગી **મીસ લી**

**બ્રાઝિલ :** સ્ત્રીઓ માટે વ્યવસાય તરીકે હિસાબને સ્વીકારનાર પ્રથમ સ્ત્રી **મીસ હોમર શામ,** અમેરિકાના **ડૉ કેથેરાઇન ડેવીસ,** સ્ત્રીઓ દ્વારા ચલતું પહેલું વર્તમાનપત્ર ફ્રાન્સમા કાઢનાર 'લા ફ્રોન્ડી'ના સ્થાપક **માર્ગરેટ ડુરાન્ડ.**




**મહિલા પરિષદ અંક**

હમેશના નિયમ મુજબ, અખિલ ભારતીય મહિલા પરિષદની ડીસેમ્બરની આખરમાં મળેલી અગીઆરમી મહિલા પરિષદના કામકાજનો સંપૂર્ણ ખ્યાલ આપે એવો આ 'મહિલા પરિષદ અંક' પ્રકટ કરતાં આનંદ થાય છે. પરિષદની તારીખો એવી હતી કે પરિષદ પૂરી થતાં વખત જ જાન્યુઆરીનો અંક એની વિગતોથી ભરપૂર આપવાનું શક્ય ન હતું. એટલે જાન્યુઆરીનો અંક સમય સર એમજ પ્રકટ કરીને આ અંકમાં સંપૂર્ણ વિગતો આપવામાં આવી છે. આ અંકમાં, પરિષદના પ્રમુખસ્થાનેથી મીસીસ માર્ગરેટ ઇ કઝીન્સે આપેલું વ્યાખ્યાન સંપૂર્ણ આપ્યું છે. સ્વાગત પ્રમુખ શ્રીમતી વિદ્યાબહેનનું વ્યાખ્યાન તો જાન્યુઆરી અંકમાં જ અપાઇ ગયું હતું. પ્રમુખ બહેનનું વ્યાખ્યાન આખું જ તો 'સુન્દરી'માં જ પહેલીવાર પ્રકટ થાય છે. ઉપરાંત પરિષદ વિષે જુદાં જુદાં દૃષ્ટિબિન્દુથી લખાયેલા સંસ્મરણો પણ એમાં આપ્યાં છે. પૂ. વિદ્યાબહેન, શ્રીમતી જયશ્રી બહેન, શ્રીમતી સરોજિની મહેતા, શ્રીમતી ઊર્મિલા બહેન એમના લેખો પરિષદની કાર્યવાહી ઉપર પૂરેપૂરો પ્રકાશ નાખે છે. એજ વિભાગમાં ગુજરાતી બહેનોના ભાગને લગતા કેટલાક ઉદ્ગારોનો ઉલ્લેખ કરતો લેખ શ્રીમતી વિપુલલતા બહેનનો પણ આપ્યો છે. એ લેખનો કેટલોક જવાબ શ્રીમતી સરોજિની મહેતાના તેમજ બીજા લેખોમાંથી મળી જાય છે. છતાં પરિષદમાં આવો વિરોધી સૂર કેટલાક ઉચ્ચારાયો હતો એ બીના ધ્યાનમાં ખાસ લીધા વિના ચાલે નહિ. છતાં એ વાત સ્પષ્ટ છે કે, આમ સમુદાયની સ્ત્રીઓમાં આવેલી જાગૃતિનો અને ગુજરાતની બહેનોમાં પરિષદ વિષે જેમ બને તેમ વધારે જાણવાની લાગેલી તાલાવેલીનો એ સ્પષ્ટ પુરાવો છે. એવા વિરોધ પ્રત્યે રોષ ન હોઇ શકે. એમાંથી બની શકે તેટલો વ્યવહારૂ, અને આમ સમુદાયની સ્ત્રીઓનો વધુને વધુ લાભ મળે એવો માર્ગ કાઢવાની જરૂર છે. અને પરિષદને સાચી દિશામાં–આમવર્ગની જનતામાં વાળવી હોય તો સૌથી વધારે ભાગ સમજી શકે એવી ભાષાનો–હિન્દીનો આશ્રય લેવો જ પડશે. આ ઉપરાંત આ અંકમાં બીજા લેખો પણ આપ્યા છે. પરિષદને લગતી સંપૂર્ણ માહિતી મેળવવામાં આ અંક ઉપયોગી થશે એવી આશા અસ્થાને નથી.

**પ્રેરક સંદેશ**

પરિષદનાં પ્રમુખસ્થાનેથી શ્રીમતી માર્ગરેટ કઝીન્સે આપેલું ભાષણ મીસીસ કઝીન્સનો અનેક રીતે પ્રેરક છે. મીસીસ કઝીન્સની આ પદે આવવાની યોગ્યતા વિષે તો કોઇને શંકા જ નથી; અમે તો તેમને એ સ્થાને બેસાડવાની વિનતિ પણ કરી હતી. એમની સેવાઓથી આ માસિકના વાચકો સુપરિચિત છે. એમણે પ્રમુખસ્થાનેથી આપેલાં વ્યાખ્યાનમાં પરિષદે અત્યાર સુધીમાં કરેલી પ્રગતિનું સારી રીતે સમાલોચન કર્યું છે અને પરિષદ પ્રત્યે આશાનો પ્રેરક સંદેશ ઉચ્ચાર્યો છે. હિન્દી સ્ત્રી વર્ગની સમગ્ર પ્રવૃત્તિઓનો તેમણે એમાં નિર્દેશ કરી દીધો છે અને મધ્યસ્થ કચેરીની ઉપયોગિતા બતાવવા સાથે, પરિષદને જો સાચી કાર્યકારી સંસ્થા બનાવવી હોય તો આમવર્ગની સ્ત્રીઓમાં કામ કરવાની આગ્રહભરી હાકલ પણ કરી છે. મહાત્માજી ચેતાંતમાં રહે અને જે આનામા

ગુજરાત ચલાવે એવું બહેનો શા માટે ન કરે ? એવો એમનો પ્રશ્ન ગામડાંમાં કામ કરવા માટે પુષ્કળ બહેનોએ તૈયાર થવું જોઇએ એ બાબતનું ખુબું આશીર્વાદન કરે છે. મીસીસ કઝીન્સ પોતે તો અસ્પૃશ્યોદ્ધારનું કાર્ય પણ કરે છે. આમ તેમણે પરિષદની સમગ્ર પ્રવૃત્તિઓનું અવલોકન કર્યા પછી, એક ઘણો જ મહત્વનો અને, હવે કદિપણ ન અવગણવા જેવો મુદ્દો રાજકીય ધ્યેયનો રજુ કર્યો હતો. તેમણે સ્પષ્ટ રીતે જણાવ્યું હતું કે, સંપૂર્ણ સ્વાતંત્ર્યમાં જ સ્ત્રીઓની સાચી મુક્તિ છે એ બીનાનો મહિલા પરિષદે સ્વીકાર કરવો જ જોઇએ. અત્યાર સુધી કેળવણી અને સમાજ સુધારાના પ્રશ્નો પૂરતો જ મર્યાદિત પ્રદેશ પરિષદે રાખેલો છે. એ હવે ચાલી શકે એમ નથી. પરિષદે સ્પષ્ટ રીતે રાજકીય ધ્યેયની જાહેરાત કરી નાખવી જોઇએ અને મીસીસ કઝીન્સનું એ કથન વાજબી છે એમાં શંકા છે જ નહિ. અલબત્ત, એને પરિણામે અત્યાર સુધી સારૂં કામ કરનારી છતાં અમલદાર વર્ગની સ્ત્રીઓ પરિષદ પ્રત્યે રૂસણું લે એવો સંભવ છે અને એ ખરૂં છે; પરંતુ એ તો ગણી ગાંઠી સ્ત્રીઓ જ છે. પરિષદે તેમનો સાથ છોડવો પડે તો છોડીને પણ આ બીનાની સ્પષ્ટતા કરી લેવી જોઇએ. કારણ કે દેશની મુક્તિમાં જ સ્ત્રીઓની પણ મુક્તિ છે એ ખ્યાલ બહાર રાખવાનું નથી. અમે પણ આ બાબતમાં સ્પષ્ટતા કરી લેવાની અમારી માંગણી કરીએ છીએ. તેમણે તો ધારાસભા માટેની આગામી ચુંટણીમાં ઉભેલા ઉમેદવારો કેઈ પણ જાતના મતદાર મંડળનો વિરોધ કરતા હોય એવા જ ઉમેદવારોને ચુંટવાનું ફરમાન કર્યું છે. અમે આને આડકતરી રીતે મહાસભાના ઉમેદવારોને જ ચુંટવાની ભલામણ રૂપે લેખીએ છીએ, છતાં પરિષદે મહાસભાના ઉમેદવારોને ચુંટવાની સ્પષ્ટ વલણ બતાવી નથી એ ખેદજનક છે. બીજા કોઇ પણ પક્ષના ઉમેદવારો કરતાં મહાસભાના ઉમેદવારોના હાથમાં સ્ત્રીઓના હિતો વધુ સલામત છે એ બીના પ્રત્યે આંખ આડા કાન કરવામાં આવે એ જરાય ઉચિત નથી. તેમ આવકારવા યોગ્ય પણ નથી.

**પરિષદના ઠરાવ**

પરિષદના ઠરાવો આ વેળા બધાય સામાન્ય પ્રકારના છે. માત્ર એક ઠરાવ બધીય કોમો માટે જુદા જુદા વારસા આદિના હક્કો-કરતા ખરડાઓ લાવવા કરતાં એક જ એવો સમગ્ર ખરડો લાવવો કે જે સર્વ કોમોને લાગુ પડે એવી માગણી કરતો અગત્યનો છે. બાકી બીજા બધા ઠરાવો એક વા અન્ય સમયે આવી ગએલા અને ચર્ચાઇ ગયેલા છે. એટલે આ પરિષદમાં પણ એ ઠરાવો ઉપર ઝાઝી ચર્ચા નથી થઇ એ સમજી શકાય એવું છે. ટુંકામાં પરિષદે ગુજરાતી બહેનોમાં ઘણો સારો રસ પેદા કર્યો છે. એ રસને કેળવી ગુજરાતમાં સ્ત્રીપ્રવૃત્તિનું બરાબર સંગઠન કરવાનો પ્રયત્ન કરી લેવામાં આવે એ ઇચ્છવા જોગ છે.

**ફેજપુર અધિવેશન**

અખિલ હિંદ મહાસભાનું પહેલું ગ્રામ્ય અધિવેશન ફેજપુર મુકામે મળી ગયું.-નાતાલના તહેવારો દરમ્યાન-એ વિષે અમારા વાચકો પૈકી ભાગ્યે કોઇ અજાણ હશે. મહાસભાના પહેલાં ગ્રામ્ય અધિવેશન તરીકે એને અપૂર્વ સફળતા મળી છે અને દેશમાં જાગૃતિ લાવવાનું મહાસભાનું કામ પણ-જેને તે સ્વરૂપમાં ચાલુ જ છે. મહાસભા પ્રત્યે લોકોમાં કેટલો ઉત્સાહ છે તે આ અધિવેશનમાં હાજર રહેનારી વિરાટ મેદની બરાબર સૂચવે છે. અધિવેશનની સફળતામાં સૌ કોઇનો હિસ્સો છે અને તે સર્વને અભિનંદન ઘટે છે.



**સ્વ. સાક્ષર શ્રી નરસિંહરાવ**

મકર સંક્રાન્તિને દિવસે ગુજરાતી સાહિત્યકારોમાં ભીષ્મ પિતામહને નામે જાણીતા પ્રખર વિવેચક કવિ, ભાષાશાસ્ત્રી, અને સમર્થ પંડિત શ્રી. નરસિંહરાવ દીવેટીઆનું અવસાન થયું છે. ગુજરાતમાં સમાજ સુધારાની જે વેળા શરૂઆત થઇ હતી તે વખતથી જ ભોળાનાથનું કુટુંબ એમાં અગ્રણી હતું અને એ ભોળાનાથના પુત્ર નરસિંહરાવ પણ સમાજ સુધારાની પ્રવૃત્તિમાં અગ્રણી હોય

એમાં આશ્ચર્ય પામવા જેવું નથી. તેમણે સુધારાને આચારમાં મૂકી બતાવેલો છે અને સમાજ સુધારાના અનેક પ્રશ્ન પર તેમણે કવિતાઓ સુદ્ધાં રચેલી છે જે સમાજ સ્થિતિનો સચોટ ચિતાર રજુ કરે છે. સ્વ. નરસિંહરાવની વિદ્વત્તા, ભાષા પ્રત્યેનો તેમજ કેળવણી પ્રત્યેનો અનહદ પ્રેમ, બુદ્ધિની ભારે ચીવટ, અને ઉંડી અભ્યાસી દ્રષ્ટિ બહુજ જુજ સાહિત્યકારોમાં હોય છે. સ્વભાવે તેઓ ઉગ્ર હતા તેટલા જ તેઓ વત્સલ પણ હતા એ અનુભવીઓ સારી રીતે જાણે છે. ગુજરાતે તેમના જવાથી એક પ્રખર વિદ્વાન ગુમાવ્યો છે એમાં જરાય શક નથી. પ્રભુ તેમના આત્માને શાન્તિ આપો એજ પ્રાર્થના !

---

— x —

## સ્વીકાર

(૧) भारतीय साहित्य और भाषाका प्रश्न : ભારતીય સાહિત્ય પુસ્તક માળાનું પહેલું પુસ્તક, ભારતીય સાહિત્ય પરિષદ તરફથી પ્રકટ થયું છે. મૂલ્ય ૭ આના. (૨) કબીરની અમૃત વાંણી : રજુ કરનાર ડૉ. સોહરાબ હોરમસજી સંજાણા એમ. બી. બી. એસ મુંબઇ. જુદા જુદા સામયિકોમાં છપાતા આ ગરબા કે દોહરાના છૂટક ને રંગબેરંગી પેન્સીલની નિશાનીઓ સાથેની આ લેખપ્રતો અમને અભિપ્રાયર્થે મોકલાઇ છે, પણ કબીર વિષે અમે ઉંડો અભ્યાસ ધરાવતા નથી તેથી એના વિષે અભિપ્રાય ઉચ્ચારવાનું સાહસ અમારે કરવું નથી (૩) શ્રી દક્ષિણા મૂર્તિ વિદ્યાર્થીભવન ૧૯૩૫-૩૬નો અહેવાલ અને જુન ૧૯૩૫ થી મે ૧૯૩૬ સુધીનું નાણા પ્રકરણ. (૪) ભાવનગર શ્રી કેળવણી મંડળ અને મહિલા વિદ્યાલય ૧૯૩૫-૩૬નો અહેવાલ. (૫) ગુજરાત વર્નાક્યુલર સોસાયટીનો સન ૧૯૩૫ ની સાલનો રીપોર્ટ.

# "ગુણસુન્દરી"

# બાલવિલાસ

તંત્રી : સોમભાઈ પટેલ,
C/o ધી ન્યુ ઇરા સ્કૂલ, મુંબઈ ૭.

વર્ષ ૭ : અંક ૨ | પુસ્તક ૭ | ફેબ્રુઆરી : ૧૯૩૭

## આવતે મહિને

નાની મોટી સુંદર વાર્તાઓ,
હોંસે હોંસે ગાઈ શકો તેવાં ગીતો,
જાતે ભજવી શકો તેવી નાટિકાઓ.
ઇતિહાસની વાતો,
ભૂગોળની વાતો,
વિજ્ઞાનની વાતો.
સાચા પ્રેરક જીવન પ્રસંગો
નિત્ય ઉપયોગી સામાન્ય જ્ઞાન,
અને
આ બધા ઉપરાંત
બાળકોના લેખો
આ
બધું ય
આવતે મહિને
બાળક અંકમાં:
પહેલી તારીખે રાહ જોજો.

ન્યુ ઇરા સ્કૂલ
હ્યુજીસ રોડ
મુંબઈ, ૭.

સોમભાઈ પટેલ

# વગર વિચાર્યે

નવલ માત્ર મહિના ઉપર જ વિલાયતથી પાછો આવ્યો હતો. મોટે ભાગે એ વિલાયતી જ જીવન જીવતો. એના પોશાક અને વાતચીતમાં પણ વિલાયતની જ છાયા હતી.

ઉનાળાનો દિવસ હતો. નવલ પોતાના દાદા સાથે ગામડે હવાફેર માટે ગયો હતો. દૂર દૂરના સંદેશા લાવતી નાનકડી નદી આ ગામને પાણી પાતી. ચોખ્ખું આકાશ, સ્વચ્છ હવા અને ઘટાદાર ઝાડો એનાં ધનભંડાર. નાનું પણ ગામ સંસ્કારી તો ખરું. ત્યાં ગુજરાતી શાળા, પુસ્તકાલય અને આરોગ્ય મંદિર જેવી સંસ્થાઓ ચાલતી. ગામની તંદુરસ્તીમાં આરોગ્ય મંદિરનો ફાળો ઘણોજ મોટો. બાળકો સવાર સાંજ 'સૂર્યનમસ્કાર' જેવી સાદી કસરત કરતાં અને જીવન-સમૃદ્ધિ વધારતાં.

સાંજનો સમય હતો. નવલ આમતેમ ફરતો ત્યાં આવી ચડયો. સુંદર શરીરનો એ શોખીન; પણ સુંદર શરીર બનાવવામાં તેટલો જ આળસુ. તેમાં યે આપણા દેશની શરીરને સુંદર બનાવતી કસરતો તરફ તો એને ઘણો જ તિરસ્કાર બાળકોને સૂર્યનમસ્કાર કરતા જોઇ તે મનમાં હસ્યો અને 'કેવું જંગલીપણું' એમ મનમાં બબડી પોતાના ઉતારે આવ્યો

વારૂ થઇ રહ્યું હતું. દાદા હિંચકે બેઠા હતા. એટલામાં નવલે સામી પડેલી આરામ ખુરશી પર બેઠક લીધી. તેણે દાદાને સીધો પ્રશ્ન કર્યો. 'દાદા હજીયે આ બુદ્ધિવાદના જમાનામાં આ સૂર્યનમસ્કાર જેવા ધતીંગ ? એનો કયારે પાર આવશે ? પેલા ઘેલા ઋષિઓએ આ જડ ગોળામાં શું ચેતન-દેવત્વ જોયું હશે ? એમણે તો હદ જ કરી છે ! જેમાં ને તેમાં દેવ. એટલે દેવની યે કિંમત શું રહે ?'

દાદા થોડીવાર તો શાન્ત રહ્યા, પછી બોલ્યા, 'ભાઇ દરેક વસ્તુમાં હેતુ તો હોય છે જ. તારો પડેલો રૂમાલ તને કોઇ આપે એટલે તું 'આભાર' એમ તો કહે જ. તેમ અસલના ઋષિમુનિઓએ પણ સૂર્યદેવના અગણિત ઉપકારો આપણી પર થતા જોયા; અને આ 'સૂર્યનમસ્કાર'ને સૂરજદાદાની અંજલિ માટે, જીવનના એક વિધિ તરીકે મૂકતા ગયા. આપણા ધર્મગ્રન્થોમાં તો સૂરજદેવનું સ્થાન ઘણું જ ઊંચું છે. એ તો હરકોઇ જીવનું જીવન છે. એના કિરણોમા બધી જ જાતની શક્તિ. દરેક શરીરને એના વિના પોષણ જ ન મળે. તું જાણતો હોઇશ, કે, હાલ [illegible] તો સૂર્યકિરણોનો દવા તરીકે ( X. ray અથવા Ultro-Violet ) પણ [illegible] કરવા માંડયો છે.

દાદાનું શાન્ત ચહેરા પછવાડેનું વિશાળ જ્ઞાન જોઇ, નવલને પોતાના ઉપર-ચોટીયા જ્ઞાનનો ફાંકો ઉતરી ગયો. દાદાની બધી વાત તેને સાચી લાગી. અને ત્યારથી તેણે પૂર્ણ વિચાર કર્યા વિના કોઇ પણ વસ્તુ માટે અભિપ્રાય ન આપવાની કે બાંધવાની ટેવ કેળવવા માંડી છેવટે નવલ એક મોટો વિચારક થયો. એના અભિપ્રાયો સમાજ જીવનના પ્રાણ થયા.

પણ હજી પેલાં આરોગ્ય મંદિરનાં બાળકો; દાદા, ગામડું અને સૂર્યનમસ્કાર એના મનમાં ભૂતકાળનો પડદો ઉંચકયા જ કરે છે.

નર્મદાશંકર આદિત્યરામ મહેતા

---

## બાલિકા

એક સ્નેહને સુવાસભરી બાલિકા રે લોલ !
જેના અંતરમાં રંગ રંગ ઊર્મિઓ રે લોલ !
એના હોઠેથી શબ્દ ઝરે મીઠડા રે લોલ !
જેની આંખોમાં તેમ ભર્યાં નિતર્યાં રે લોલ !

કહો કોણ હશે ?
શું કરતી હશે ?
એની સાથે રમું,
વન વગડે ભમું,
એના અંતરની કલ્પધારા કેવી હશે ?

એ તો આવે છે રોજ !
બેસે વાડીને હોજ !
સ્નેહે ઉમંગ રસ ઢોળવા–
એક સ્નેહને સુવાસભરી બાલિકા રે લોલ !

---

નટુભાઇ

કારણુ કે મને રોજ એમ થયા કરે છે કે, મેં આ ઠીક ન કર્યું, બરાબર નથી કર્યું.

હજી કાલે જ મેં બાળી બહેનને બાપાજી પાસે માર ખવરાવ્યો. બાપાજીએ પૂછ્યું. ‘ આ મારા કોટના ગજવામાંથી પાવલી કોણે લીધી ? ’ મેં તુરત જ કહ્યું, ‘ બાળીબહેને; એ તેની બહેનપણીઓ સાથે કાલે ફરવા ગયાં હતાં અને ચેવડા ને ભજિયાં લઇને બધાં ઉડાવતાં હતાં.

બાપાજીએ તો બે ત્રણુ લાત બાળીબહેનને તેનું કંઇ સાંભળ્યા વિના મારી અને બિચારાં બહેનને બહાર કાઢી મૂકયાં.

ખરી વાત તો એમ હતી કે, મેંજ પાવલી લીધી હતી, અને કાલે બે પૈસ નું દાડમ અને એક પૈસાની રેવડી ઉડાવ્યાં. અને પાંચ પૈસા મારો દોસ્ત નગીન મારી પાસે માગતો હતો તેને આપ્યા. અને જે એક બે આની વધી તે તળાવની પાળે પેલી મહાદેવની દેરી છે ને, તેમાં સંતાડી.

મેં જ પાવલી લીધી ને બહેનને મેં માર ખવરાવ્યો. કોણુ જાણે કેમ મને એમ કરતી વખતે એમ જ લાગતું હતું કે, આ હું સારું નથી કરતો. એમ તો બાપાજી મને ઘણીયે વખત બે પૈસા આપે છે. પણુ એક સાથે ચાર આના છ આના કે વધારે મને બાપાજી કેમ આપે ? અમે એટલાં બધાં શાહુકાર નથી. મારે તો વધારે પૈસા જોઇએ. નહિ તો મારા દોસ્તો મને કંઇ થોડા જ સાંજે તળાવની પાળે નાસ્તો કરવા લઇ જાય ? અને એટલે મેં આમ કર્યું. મને એમ થયું કે હું સારો નથી મારે ઘણું યે સારું થવુ છે, અને મને સારું થવું જ ગમે છે. પણુ પછી મારાથી નાસ્તો, બહાર રખડવું વગેરે નહિ જ થાય. પણુ ભલે મને બાપાજી જેટલા પૈસા આપે તેટલાથી જ ચલાવીશ પણુ આવું મને નથી ગમતું. એથી હું સારો થતો નથી, ચોર, જુઠ્ઠો બોલો, રખડુ થાઉં છું, અને ખરાબ જ થાઉં છું. પણુ મને તો હું નહિ કરવા જેવું કરું છું ત્યારે મને એમ થાય છે ‘ આ કર નહિ ’ ગમે તેમ હોય મારા પેટમાં તો કોઇ નહિ હોય ને ? કે, તે કહેતું હશે.

પાંચેક દિવસ પહેલાં બા રાંધતાં હતાં અને હું વાંચતો હતો. તેવામાં એક નાની ભિખારીની છોકરી મારા ઘરના દરવાજા સામે ઊભી રહીને રાડો પાડવા લાગી. ‘ એ ......બાપ........દેજો કંઇ બહુ ભૂખી છું, તમારું ભગવાન ભલું કરશે. ’ મેં કહ્યું, ‘ ચાલી જા, નહિતર આ પાટી જોઇ છે ? મારીશને એક ! ઊભી રહે લાકડી લેવા દે. ’ તોય તે તો બિચારી ઊભી જ રહી. મેં એક લાકડી લઇને તે બિચારીના માથામાં તડાક દઇને મારી. તેને ખૂબ લાગ્યુ, તે બિચારી બૂમો પાડીને રડવા લાગી. બા બહાર આવ્યાં, પાડોશીઓ ભેગાં થયાં. બાએ કહ્યુ, ‘ ઊભો રે, આમ

મરાય ? ' ત્યાં તો હું દોટ મૂકીને નાસી ગયો. સાંજે બાપાજી આવ્યા. તેમણે મને ખુબ ધમકાવ્યો. પણ મેં તો બાપાજીને કહ્યું, ' તે છોકરી મને ગાળો દેતી'તી, કેમકે હું તેને કાંઇ ખાવાનુ નહોતો દેતો. પછી હું મારું જ ને ? ' કહેતોકને હું રસોડામાં ખાવા બેસી ગયો.

ખરેખર ! તેજ રાત્રે હું રડી પડયો હતો. મને એમ લાગ્યું, બિચારીને નકામી મારી. જો હું ભિખારીનો છોકરો હોત અને કયાંય ભીખ માગવા ગયો હોત અને મને કોઇએ ગાળો ભાંડી મારીને કાઢી મૂકયો હોત તો ? બિચારી છોકરીને માબાપ હશે કે કોણ જાણે, પણ તેનું કોઇ ઉપરાણું લઇ શકે તેમ હતું જ નહિ. જો તેણે ય મને સામે તેના હાથમાંનો લોઢાનો કકડો માર્યો હોત તો ?

મારી બા, બાપાજી, પાડોશીઓ, મારા સુરેશ કાકા વગેરે ભેગાં થઇ જાત ને તેને જરૂર લગાવત. પણ તેનું કોઇ જ નહિ. બિચારીને મેં મારી, હું કેટલો ખરાબ છું ? હવે હું સારા થવા માટે આવું કદિ યે નહિ કરું.

ગુલાબસિંહ બારહટ.

---

# અંધારે ખૂણે

નગરને ચકલે ચકલે વાતો ચાલી,
    ' ગામનું પંચ મંદિર બંધાવે છે. '
ડાસા ડોશીઓ કહે,
    ' દેવ દર્શન કરી પાવન થઇશું. '
જુવાનો કહે,
    ' થાકયા પાકયા બે ઘડી ત્યાં વિસામો લઇશું. '
નાનાં નાના છોકરાં કહે,
    ' મંદિરના ચોકમાં રમતો રમીશું. '
બધાંને આનંદ થયો.
સર્વ કોઇએ મદદ કરવા માંડી.
    જોત જોતામાં તો મંદિરના પાયા ખોદાયા.
    કાડયાએ દિવાલો ચણી,
    સુથારે બારીબારણાં કોતર્યાં,
    કોઇએ જાળીઓ કોતરી,
    કોઇએ ગોખ બનાવ્યા,
    એમ ને એમ શિખરનો ઘુમ્મટ પણ પૂરો થયો.
મંદિરના અંદરના ભાગમા એક અંધારો ઓરડો હતો.
તેમાં દેવની મૂર્તિ પધરાવવાની હતી

નગરમાં એક કારીગર વસે.
આખી જિંદગી કામ કરીને ઘરડો થયેલો.
માથાના વાળ સફેદ પૂણી જેવા હતા.
હાથે પગે કરચલીઓ વળી હતી.
આંખે ઝાંખપ આવી હતી.
કારીગર અંધારે ઓરડે બેઠો.
ત્યાં બેઠે બેઠે એણે મૂર્તિ ઘડવા માંડી.
એક એક ટાકણે મૂર્તિની રેખાઓ ઉઘડતી હતી.
ભવ્ય કપાળ ને સુંદર આંખો,
ભરાવદાર મો ને આંગળીઓના વળાંક
ખૂબ સુંદર, ખૂબ નાજુક.
એમ આખી મૂર્તિ તૈયાર થઇ.
પછી તો એણે મૂર્તિને કપડાં પહેરાવ્યાં
ટાંકણાના એક એક ઘાએ
કપડાંની કરચલીઓ ઊઠવા માંડી.
કોઇ જીવતા દેવને જાણે સાચેસાચ
કપડાં પહેરાવ્યાં હોય,
એમ એ મૂર્તિ શોભી ઊઠી.
એક દિવસ ત્યાં એક માણસ આવ્યો.
એણે અંધારે ઓરડે મૂર્તિ જોઇ.
પાસે બેઠેલો મૂર્તિનો ઘડનારો જોયો.
અને એ બોલી ઊઠયો,
'અરે, ભલા માણસ!
મંદિરને અંધારે ખૂણે બેઠે બેઠે
આટલી સુંદર મૂર્તિ ઘડી,
પણ એને જોશે કોણ?
તારી મહેનત એળે જવાની.'
કારીગર બોલ્યો,
'પણ તમે જ હમણા મૂર્તિને
સુંદર કહી ને!
આ મૂર્તિ મેં જોઇ,
આ મૂર્તિ તમે જુઓ છો,
અને આ મૂર્તિને
આંખોવાળા સઘળા જોશે.'

# રુદ્રમાળનું ખાતમુહૂર્ત

## [ સંવાદ ]

પાત્રો

| | | |
|---|---|---|
| સિદ્ધરાજ | માર્કન્ડ જોષી | મહાઆમત્ય |
| ગંગાધર | | બ્રાહ્મણો વગેરે |

**સ્થળ**—ખાતમુહૂર્તનો મંડપ.

**સમય**—પ્રભાત ( હિન્દુ રાજ્યના વખતમા )

[ મહારાજ સુવર્ણ પાટલે બેઠા છે. જોષી ઘડી જોઇ ખીલી જમીનમાં ઠોકે છે. ]

જોષી—ધન્ય રાજન ! તમે બહુ ભાગ્યશાળી છો. આ દેવી રુદ્રમાળ પ્રલયકાળ જોશે.

ગંગાધર—હા, હા, શેષનાગ આ વખતે બરાબર બંધાયો છે

એક બ્રાહ્મણ—( ધીરેથી બબડતો ) પ્રલયકાળ જોશે ? બ્રહ્માએ પણ લય વિનાની સૃષ્ટી રચી નથી.

[ સિદ્ધરાજ આ સાભળી ચમકે છે. ]

સિદ્ધરાજ—પ્રલયકાળ ! શેષનાગ ! એક લોઢાની ખીંટીથી બરાબરા બંધાયો છે ? અસંભવ.

જોષી—( જરા ચમકીને ) અસંભવ નહિ મહારાજ ! શિલ્પશાસ્ત્ર શેષનાગને પકડવાની અનેક વિધિઓ બતાવે છે. તેમાંની આ એક છે

[ સિદ્ધરાજ જોરથી હોઠ દાબે છે. ]

સિદ્ધરાજ—જોષીરાજ ! મારું મન નથી માનતું કે એ સત્ય છે. એની કંઇ સાબીતી બતાવશો ?

જોષી—સાબીતી ? શાસ્ત્રનાં વચનો જ એની સાબીતી છે.

સિદ્ધરાજ—હું નથી માનતો કે તે હંમેશ સત્ય જ હોય છે

સિદ્ધરાજ—( સખ્તાઇથી ) પણ મારે આજે જોષવિધિઓ જોવી છે. જોષીરાજ, ખીલી કાઢો.

ગંગાધર—( અકળાઇને ) મહારાજ ! શરતભંગ થાય છે ! અમને અમારું કામ કરવા દો. માર્કન્ડ મહારાજના હાથની વિધિ નિષ્ફળ હોય નહિ.

સિદ્ધરાજ—( મક્કમતાથી ) ગંગાધર, પાટણનરેશ મૂર્ખો નથી. હું નથી માનતો કે વેંતની ખીલી, પાતાળમાં વસતા શેષનાગને બાંધી શકશે. એકવાર, બસ એકવાર મને જોવાદો.

બીજા બ્રાહ્મણો—બરાબર છે. એકવાર ખીલી ઊંચી કરો ને મહારાજના મનનું સમાધાન કરો.

સિદ્ધરાજ—જોષીરાજ, રક્ત જણાતા જ ખીલી દાબી દેજો.

[ જોષી તિરસ્કારથી રાજા તરફ અને સભા તરફ જુએ છે. ]

જોષી—( નમ્ર સ્વરે ) મહારાજ, હજી ચેતો, નહિ તો અનર્થ થશે.

સિદ્ધરાજ—રાજહઠ કદી છૂટતી નથી. જોષીરાજ, એ કયાં તમે નથી જાણતા. મારી લાલસાને સંતોષો.

[ જોષી ક્રોધે ભરાઇ ખીલી ઊંચી કરે છે. રકતના છાંટા મહારાજના કપડા પર પડે છે. ]

જોષી—( ક્રોધે ભરાઇ ) ઓ ગર્વશીલ, નાસ્તિક ગુર્જરપતિ ! આ લોહીના છાંટાએ તારી યશસ્વી કીર્તિ હંમેશ માટે કલંકીત કરી. રુદ્રમાળ તૂટશે.

સિદ્ધરાજ—( ગભરાને અચકાતાં ) પ ...ણ એ....પ્રલય....કાળ જોવાનો હતો ને ?

જોષી—( સખ્તાઇથી ) પણ તારી હઠે હવે તો નાગ છટકી ગયો.

સિદ્ધરાજ—એનો કંઇ ઉપાય ?

જોષી—( ભવિષ્ય ભાખતા હોય તેમ તિરસ્કારથી ) ઉપાય એકે નહિ. હવે એ જાણી કંઇ લાભ નથી. આર્યાવર્તનો શત્રુ એક તુર્ક રુદ્રમાળ તોડશે તે પહેલા રુદ્રમાળ નગરીને ખૂણ દીપાવશે. વધુ પૂછીશ નહિ

[ ગુસ્સાથી તિરસ્કારની દષ્ટીએ મંડપ તરફ જોઇ ગંગાધર તરફ જુએ છે, પછી મંડપનો ત્યાગ કરી જાય છે બધા સ્તબ્ધ થઇ બેઠા છે.* ]

વિદ્યા રસ્તોગી

---

*એ નામની વાંચેલી એક વાર્તા પરથી.